## सोरठा.

उपेन्द्र विष्णु आप । जयन्तिका जलनिधि ।
वाचकना परिताप । हरजो कर जोडी ॥ १ ॥
दाता आप उदार । याचक नथि आ.थयो ।
पण तव पदआधार । क्यम मनवांछित मळे ? ॥ २ ॥

---

## श्रीइष्टस्तुति.

પદ. ગજલ.

શ્રીમજ્જયંતીના પતિ, પ્રણમું સદા શ્રીઉં,
ઔદાર્યના અંબુનિધિ, સ્તવતા સુરીન્દ્ર સુ.
શ્રીમન્નૃસિંહમહાસને, ભાનુપ્રભામય આપ
રશ્મિ સુધામય નાંખીને, ટાળ્યાં બધાં જ પાપ.
સ્વચ્છિત્તમામૃતશક્તિથી, આવરણ કીધાં દ
દાઝ્યું શિશુગણને બધે, ચિતિશકિતજળપૂર.
દારિદ્ર્યદુઃખ શમી ગયાં, વળી દૈન્ય પામ્યું હ,
સઉ શોક ને વ્યાધિ શમ્યા, ઉછળ્યો અઃ ઉત્સાહ
અજર અમર વિરજ સૂરજ, અભય હૃદયઆજ,
ઉદય પ્રકટ કરિ જ વરદ, દીધું ચિતિઃસામ્રાજ્ય.
જ્યાં વૃત્તિ નાંખે સાધકો, ત્યાં ઉલટે ચિબોધ,
એ આપીયો વર હે વિભુ, જે છે અનુપમબોધ.
ટળી-અસત્ સઉ સન્મય થયું, થયું સચ્ચેતિ સંપૂર્ણ,
આનંદ ચિતિમાં સર્વતઃ ન અનિષ્ટકેરૂં રંગ.
ભાસો પ્રભો ! બાહ્ય અને વળી અંતરે |તિરૂપ,
કહે નગીન સાધકને કર્યા, બ્રહ્માંડકેરા ભૂ

---

## समयानुकूल उद्गार.

પરમાત્માના અનુગ્રહથી શ્રીમહાકાલ આજે બાવિશમ વર્ષમાં પ્રવેશ કરે છે. નિરંતર વૃદ્ધિને પામવાના વિશ્વના નિયમને અનુકૂલ રહીને નિરંતર વૃદ્ધિને પામ્યા કરે છે. અનુકૂલ મતિથી જે સદ્‌ભાગી સજ્જનો તેનું અધ્યયન કરે છે, તેની શારીરિક, આર્થિક, માનસિક, તથા આધ્યાત્મિક ઉન્નતિને તે અખંડિતપણે વૃદ્ધિ પમાડ્યા કરે છે. ગત વર્ષોમાં તેણે વાચકોને અગણિત લાભ કર્યો છે, પરંતુ તે સર્વ લાભ, ભવિષ્યનાં વર્ષોમાં જે લાભ કરવાનો તેનો ઉદ્દેશ છે, તેની સાથે સરખાવતાં ઘણા જ થોડા છે. મૂળથી જ તેનું લક્ષ્ય ઉચ્ચ છે, અને પ્રતિવર્ષ તે અધિક અધિક ઉચ્ચ થતું જાય છે, અને તેથી જ તેનો સંગ

સેવનાર વાચકોને તે પોતાની સાથે અધિક અને અધિક ઉચ્ચ શિખરોપ્રતિ આકર્ષી જવાને સમર્થ થાય, એ સ્વાભાવિક છે. વર્તમાન વર્ષમાં જે વિશુદ્ધ સંસ્કારી પુરુષો તેના સંગી રહ્યા છે, તથા જે નવીન સજ્જનો તેના સંગી થવા ધારે છે, તે સર્વના સુભાગ્યની સ્તુતિપૂર્વક તે તેમની સર્વ પ્રકારની ઉન્નતિનો પુનઃ પુનઃ પ્રેમથી સંકલ્પ સેવે છે.

**વર્તમાન** શતકમાં જગતની અસાધારણ ઉન્નતિ થવાનાં સર્વ ચિહ્નો દિવસે દિવસે અધિક અધિક સ્પષ્ટ થતાં જાય છે. વિદ્યા અને કળાની વિવિધ શાખાઓમાં જગત્ કીડીની ચાલે આગળ વધતું નથી, પરંતુ હરિણની ગતિથી ફલંગો મારતું આગળ વધ્યા જાય છે. સર્વત્ર અસાધારણ જાગ્રતિ પ્રકટેલી દૃષ્ટિએ આવે છે. કુંભકર્ણની નિદ્રામાંથી **ભારતવર્ષ** પણ જાગ્રત્ થયું છે, અને શવની પેઠે સેંકડો વર્ષસુધી પડી રહેલા તેના નિશ્ચેષ્ટ કલેવરમાં ચૈતન્ય આવેલું ભાસે છે. સુતેલી સ્થિતિમાંથી તે બેઠું થવા મથે છે; અને દીર્ઘ કાલસુધી જડવત્ પડી રહેવાથી તેના સાંધા અકડાઇ ગયેલા હોવાથી બેઠા થતાં તેને હદઉપરાંત પરિશ્રમ પડે છે, તોપણ તે એક બે વર્ષમાં બેઠું થશે જ, એ નિઃસંશય છે. તે સત્વર ઉભું થઇને ચાલવા માંડો, અને જગતની અન્ય પ્રજાઓને, પોતાની નસોમાં વહેવા માંડેલા પ્રતાપી રુધિરનો અદ્દભુત પ્રતાપ દર્શાવો.

**ઉત્થાનને** પામતા **ભારતવર્ષને** જોઇને જેનાં નેત્ર સહર્ષ ચમકતાં નથી, અને જેના અણુઅણુમાં પ્રબળ પુરુષાર્થ કરવાને માટે વિજળીના જેવો ઝણઝણાટ થતો નથી તે મનુષ્ય **ભારતભૂમિમાં** જન્મ્યા છતાં પણ ભારતપુત્ર નથી, એમ કહેતાં લેશ પણ સંકોચ થતો નથી. અથવા બંધુપ્રેમથી તેની સાથે બંધાયલા આપણે તેના પ્રતિ એટલા બધા નિષ્ઠુર નહિ થઇએ તોપણ એટલું તો કહીશું જ કે વર્તમાન શતકમાં જન્મ ધરવાને અને જીવવાને માટે તે અયોગ્ય છે. પૂર્વ શતકમાં જ જન્મ ધરવાને અને જીવવાને માટે તે યોગ્ય હતો. બંધુ ! જો તમારે વર્તમાન શતકમાં રહેવું હોય તો વર્તમાન શતકની સાથે ચાલો. સોડ તાણીને સુવાને માટે આ યુગ નથી.

**અભ્યુદયની** અસંખ્ય શાખાઓ છે. એક મનુષ્ય એક શાખામાં વેગથી આગળ વધવાની યોગ્યતાવાળો હોય છે, તો અન્ય મનુષ્ય બીજી શાખામાં આગળ વધવાની યોગ્યતાવાળો હોય છે. બધા મનુષ્યની એક જ શાખામાં આગળ વધવાની યોગ્યતા હોતી નથી. કોઇને પ્રવૃત્તિની વિવિધ શાખાઓ રુચે છે, તો કોઇને નિવૃત્તિની વિવિધ શાખાઓ રુચે છે. પ્રવૃત્તિમાં રુચિવાળાની પાસે નિવૃત્તિની શાખાઓમાં આગળ વધવાની આશા રાખવી અયોગ્ય છે, અને તે જ પ્રમાણે નિવૃત્તિમાં-રુચિવાળાની પાસે પ્રવૃત્તિની શાખાઓમાં આગળ વધવાની આશા રાખવી અયોગ્ય છે; અને આમ છતાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઉભયના શિખરે કોઇ પ્રજા સ્થપાય છે, ત્યારે જ તેનો સર્વોત્કૃષ્ટ અભ્યુદય થયેલો ગણાય છે. આમ હોવાથી હું જેવો પ્રયત્ન દેશોદયને અર્થ કરૂંછું, તેવો જ પ્રયત્ન બીજાઓ કેમ કરતા નથી, એ પ્રતિ લક્ષ આપવાની કોઇ પણ સદ્વિવેકીને લેશ પણ અગત્ય નથી. આ જાગ્રતિના સમયમાં પ્રત્યેક

ભારતપુત્રનું મુખ્ય કર્તવ્ય એ જ છે કે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિની જે શાખા પોતાને રચતી હોય, તેમાં વેગથી આગળ વધવું. જ્યારે પ્રત્યેક ભારતસંતાન બીજાઓની સાથે લડવાનું છોડી દઇને પોતાની રુચિના વિષયમાં વેગથી આગળ વધવાને કટિને કસશે, તે સમયે ભારતવર્ષની ઉન્નતિનો રથ વિદ્યુતવેગે દોડશે.

**જો** તમે તમારી પોતાની ઉન્નતિ સાધી શકવાને અસમર્થ છો, તો તમે કરોડો વર્ષ પરિશ્રમ કરશો તોપણ કોઈ બીજાની ઉન્નતિ સાધવાને માટે અસમર્થ જ રહેવાના. જે વિદ્વાન્ નથી તે બીજાને વિદ્વાન્ શી રીતે કરી શકશે ? તમારૂં અંતઃકરણ જે તમારી અત્યંત સમીપ છે, અને જે તમારા સ્વાધીનમાં છે, તેને બોધ આપીને તમે સુધારી નથી શકતા તો બીજાઓ જેમનાં અંતઃકરણ તમારાથી ઘણાં છેટાં છે, તથા તમારા સ્વાધીનમાં નથી, તેને શી રીતે સુધારી શકશો ? આથી પ્રથમ તમે જાતે જ, જે વિષયનો બોધ આપવા ઇચ્છતા હો, તેમાં તદ્રૂપ થાઓ. આજે આખો દેશ, બીજાઓને સુધારવાને માટે જેટલો પ્રયત્ન કરી રહ્યો છે, તેટલો જ પ્રયત્ન પ્રત્યેક મનુષ્ય પોતાના સુધારાને માટે કરે, તો દેશોદય કેટલો સત્વર થવાનો સંભવ આવે !

**અન્યને** બોધ આપવાનો પ્રયત્ન ન કરવો, એમ કહેવાનું તાત્પર્ય નથી. આપણો બોધ ગ્રહણ કરી શકે એવા સર્વને અવશ્ય બોધ આપવો; પરંતુ બોધ આપવામાં જો આપણે એક કલાક નિત્યનો ગાળતા હોઇએ તો આપણી પોતાની વૃદ્ધિ કરવામાં દશ કલાક અવશ્ય ગાળવા જ જોઇએ. ખરચ કરતાં દશગણી કમાણી આપણે કરવી જ જોઇએ. તે વિના શ્રીમાન્ થવાતું નથી. અને પ્રત્યેક ભારતપુત્ર બોધમાં પોતાના બળનો જેટલો ક્ષય કરે છે, તેના કરતાં પોતાનો અભ્યુદય સાધી દશગણો બળનો સંચય કરતો થશે, ત્યારે જ સામર્થ્યસંપત્તિથી આખી પ્રજા સંપત્તિમાન્ થશે.

**તમે** તમારી પોતાની ઉન્નતિ સાધવાને માટે નિત્ય શું કરો છો ? ગયે વર્ષે તમે જ્યાં હતા, તેના કરતાં આ વર્ષે તમે કેટલા આગળ વધીને આવ્યા છો ? ગયા માસમાં ઉન્નતિના જે પગથીયાઉપર તમે ઉભા હતા, તે પગથીયાથી ઉપર કેટલાં પગથીયાં આ માસમાં તમે ચઢ્યા છો ? ગઇ કાલ તમારૂં શરીરબળ, મનોબળ તથા સદ્ગુણબળ જેટલું હતું, તેના કરતાં આજે કેટલું વધ્યું છે ? એક વર્ષમાં અથવા એક માસમાં તમારે જેટલો માર્ગ આગળ કાપવો જોઇએ તેટલો તમે કાપ્યો છે ? જો નથી કાપ્યો તો દેશોદયની પ્રબળ ઇચ્છા રાખનાર તમે દેશનો ઉદય કરવાનો આખા વર્ષમાં પ્રયત્ન કર્યો છે કે દેશની પડતી કરવામાં ? શું તમે નથી જાણતા કે ભરતખંડની ત્રિશ કરોડની પ્રજામાં તમે પણ આવેલા હોવાથી જ્યારે તમે તમારો ઉદય કરો છો ત્યારે તમે ભરતખંડના સંપૂર્ણ ઉદયનો ત્રિશકરોડમો ભાગ સાધો છો ? અને આપણે પ્રત્યેક જો આપણો ઉદય સાધવામાં પ્રમાદ કરીએ તો શું તમને લાગે છે કે આપણે કોઈ પણ દિવસ આ દેશોદયની ભવ્ય ઇમારત ચણવાને સમર્થ થઇશું ?

પ્રત્યેક ભારતસંતાનનું કર્તવ્ય, વર્તમાન કાળમાં કટિ કસીને પોતાનો ઉદય સાધવો એ જ છે. પોતાનો ઉદય સાધવો, એનો અર્થ એટલો જ છે કે સર્વ પ્રકારે પોતાનો વિકાસ કરવો. જ્યારે મનુષ્ય સર્વ પ્રકારે પોતાનો વિકાસ કરે છે ત્યારે ધન, વિભવ, વિદ્યા, કળા, સ્વતંત્રતા, સર્વ આપોઆપ તેને પ્રાપ્ત થાય છે. આથી ધન, વિભવ, વિદ્યા, કળા, સ્વતંત્રતા વગેરેની ઇચ્છાવાળા મનુષ્યોએ તે તે ધનાદિ પદાર્થો સંપાદન કરવાનો પ્રયત્ન કરવાની જેટલી અગત્ય છે, તેના કરતાં પોતાનો વિકાસ કરવાની સઉથી પ્રથમ અને મુખ્ય અગત્ય છે. જો મનુષ્ય બીજા સર્વ પ્રયત્નો છોડી દઇને પોતાનો વિકાસ કરવાનો પ્રયત્ન જ રાત્રિદિવસ કરે તો આ જગત્‌માં એવું કશું જ નથી કે જે તેને ન મળે.

આજે મનુષ્ય જેવો છે, તેના કરતાં અનંતગણુ અધિક તે પોતાનો વિકાસ કરી શકે એમ છે. પશુથી મનુષ્ય જો કે આજે ઘણો આગળ વધ્યો છે તોપણ જે ભવ્ય ભાવિ તેને માટે નિર્માણ થયું છે, તેની સાથે સરખાવતાં તેણે પોતાનો વિકાસ કશો પણ કર્યો નથી. હજી પાશેરાની પહેલી પુણીનો પહેલો તાંતણો પણ તેણે કાંત્યો નથી. શાસ્ત્રો જેને મનુષ્યત્વ કહે છે, તેવું મનુષ્યત્વ પણ તેણે હજી પ્રાપ્ત કર્યું નથી. ત્યાર પછી તેને દેવત્વ અને ઇશિત્વ પ્રાપ્ત કરવાનું છે, અને પરિણામે જે સર્વોત્કૃષ્ટ બ્રહ્મત્વની સમગ્ર શાસ્ત્રો એક સ્વરે સ્તુતિ કરે છે, તેનો તેને અનુભવ કરવાનો છે; અર્થાત્ હજી અસંખ્ય યોજનો મનુષ્યને માપવાના છે. એવું એક ભૂમિકાથી ઉપર ઉપરની ભૂમિકાનાં સુખ, સામર્થ્ય તથા જ્ઞાન અદ્‌ભુત છે, તે સર્વને પ્રત્યક્ષ કરવારૂપ પોતાનો વિકાસ કરવો, એ જ મનુષ્યજાતિનું પ્રધાન કર્તવ્ય છે. સર્વ કર્તવ્યનો આ કર્તવ્યમાં અંતર્ભાવ થાય છે.

શું આવો વિકાસ અશક્ય છે? સ્વલ્પમાં અંશમાં પણ નહિ. પૂર્વ પુરુષોનો અનુભવ આવા વિકાસની સાક્ષી પૂરે છે, એટલું જ નહિ, પણ વર્તમાન કાળનું વિજ્ઞાન સાદૃશ્ય ( analogy ) ના નિયમથી તેને સિદ્ધ કરે છે. એક સૃષ્ટિમાં જે સંભવિત થયું છે. તે અન્ય સૃષ્ટિમાં સંભવિત હોય જ છે. વનસ્પતિસૃષ્ટિમાં વનસ્પતિનો જો અસાધારણ વિકાસ કરી શકાય છે, તો માનસ સૃષ્ટિમાં મનુષ્યનો પણ અસાધારણ વિકાસ સંભવિત માની શકાય છે. લ્યુથર બુર્બેન્કના નામથી આજે જગત્‌માં કોણ અજાણ્યું છે? તે વૃક્ષોનો વિકાસ પોતાની ઇચ્છાપ્રમાણે કરી શકે છે, એમ કહેવાય છે. તે ઝાંખરાનો સુંદર ગુલાબનો છોડ કરે છે, અરણ્યને ઉપવન કરે છે, કાળા રંગનાં ફળને ધોળા રંગનાં કરે છે, કાંટાવાળાં વૃક્ષોને કાંટાવિનાનાં કરે છે, એક જ વૃક્ષઉપરથી જૂદી જૂદી જાતનાં ફળ ઉપજાવી શકે છે, પુષ્પને ન કરમાય એવું તથા તેનો સુંદર રંગ ન ઉડી જાય એવું કરે છે, પૂર્વે દશ હાથ ઉંચાં ઉગતાં વૃક્ષોને પચાસ હાથ ઉંચાં ઉગતાં કરે છે, સ્વલ્પમાં તે વૃક્ષોમાં કેવા ફેરફાર નહિ કરી શકે તે કહી શકાતું નથી.

જ્યારે વૃક્ષોનો પ્રયત્નથી આવો અદ્‌ભુત વિકાસ થઇ શકે છે તો મનુષ્યનો અનેકગણુ અદ્‌ભુત વિકાસ થઇ શકે, એમાં શું આશ્ચર્ય છે? એક નકામા ઝાંખરાનો જો રમણીય ગુલાબનો છોડ કરી શકાય છે તો સામાન્ય મનુષ્યોને અસાધારણ ઉંચા ગુણવાળા અને

ગૌરવવાળા કેમ ન કરી શકાય? ઝાંખરૂં જેમ પ્રકૃતિનું કાર્ય છે, અર્થાત્ કુદરતનું સંતાન છે તેમ મનુષ્યો પણ પ્રકૃતિનાં કાર્ય અથવા કુદરતનાં સંતાન છે. પ્રકૃતિના એક કાર્યને જે નિયમ લાગુ પડે છે, તે તેનાં સર્વે કાર્યોને લાગુ પડે જ છે. જો ઉજડ અરણ્યો મનોહર વાટિકાજેવાં કરી શકાય છે, તો મનુષ્યોનાં અંતઃકરણરૂપી ઉજડ અરણ્યો રમણીય ઉચ્ચ ગુણોવડે મનોહર કેમ ન કરી શકાય? જો યોગ્ય નિયમોવડે કાળા રંગનાં ફળ ધોળાં કરી શકાય છે તો યોગ્ય ઉપાયોવડે કાળાં મલિન અંતઃકરણવાળાં મનુષ્યોને શુદ્ધ શુભ્ર અંતઃકરણવાળાં કેમ ન કરી શકાય? જો કાંટાવાળાં વૃક્ષોને કાંટાવિનાનાં અને આહારમાં ઉપયોગમાં આવે એવાં કરી શકાય છે તો જનસમાજને કંટકની પેઠે ત્રાસ આપનારા મનુષ્યોને જનસમાજનું અત્યંત હિત સાધી શકે એવા કેમ ન કરી શકાય? વૃક્ષના જો આપણે કાંટા કાઢી શકીએ છીએ, તો દોષવાન્ મનુષ્યના દોષરૂપી કાંટા પણ આપણે કાઢી શકવાને માટે સમર્થ થવા જ જોઇએ.

જો બુર્બેન્ક એક વૃક્ષ ઉપર તેત્રિશ જાતનાં ફળ ઉત્પન્ન કરી શકે છે તો મનુષ્ય પોતા- નામાં તેમ શા માટે ન કરી શકે? શા માટે મનુષ્ય ત્રિશ અથવા ચાળિશ ભિન્ન ભિન્ન માનસિક શક્તિઓને કેળવી ન શકે, અને તે સર્વમાં સર્વોત્કૃષ્ટતા ન પ્રાપ્ત કરી શકે? એક જ વિષયમાં સર્વોપરિ થવું, એ પ્રસંગે સારૂં છે, પણ મનની બીજી શક્તિઓને શા માટે કાટ ચઢવા દેવો? એક જ વિષયમાં સર્વોપરિ થવાને પ્રયત્ન કરનાર તે વિષયમાં સ- ર્વોપરિ થાય છે, તથાપિ બીજા વિષયોમાં તેનું મન સંકોચને પામતું જાય છે; અને આ પ્ર- માણે સંકોચને પામતું મન પરિણામે નિકૃષ્ટ જ રહે છે. એક જ વિષયમાં સર્વોપરિ થનાર મનુષ્ય તે વિષયને સર્વોત્કૃષ્ટ પ્રકારે જાણતો નથી. તે પોતાના વિષયને એક જ દૃષ્ટિબિંદુથી સમજે છે. પરંતુ જ્યારે તેણે પોતાના મગજને સર્વતઃ કેળવ્યું હોય છે, ત્યારે તે, તે વિષયને સઘળા દૃષ્ટિબિંદુથી જુએ છે, અને તેથી તે તેને અધિક સારી સમજે છે. આથી મનુષ્યે પોતાના મનોવૃક્ષઉપર એક શક્તિને ઉછેરવી નહિ જોઇએ, પણ સર્વ શક્તિઓને, અને તે પણ સર્વોત્તમ પ્રકારે ઉછેરવી જોઇએ. અને તેમ કરવું એ સર્વથા શક્ય છે.

બુર્બેન્ક જ્યારે પોતાના બાગના ગુલાબના પુષ્પને કદી ન કરમાય એવું તથા રંગ ઝાંખો ન પડી જાય એવું કરે છે તો પછી મનુષ્યે પોતાના શરીરરૂપી પુષ્પને કરમાવા દેવાનું અને નિસ્તેજ પડી જવા દેવાનું કશું કારણ છે? પુષ્પની રમણીયતા જ્યારે તેવી ને તેવી જ ઇ- ચ્છાનુકૂળ સમયપર્યંત રાખી શકાય છે તો પછી શરીરની રમણીયતા રાખી રહેવી અસંભવિત છે, એમ માનવું એ કેટલું અજ્ઞાનયુક્ત છે? મનુષ્ય પ્રયત્નવડે યૌવનને સ્થિર રાખી શકે છે, એ વિચારને બુદ્ધિમાનોએ, આ વર્તમાન સૈકામાં હસી કાઢવાજેવો નથી, પણ તેના ઉપર ગંભીર ધ્યાન આપવા જેવો છે. 'અશક્ય' ના દિવસો હવે વહી ગયા છે. વિચારવાન્ મનુષ્યોનાં હૃદયમાંથી 'અશક્ય' શબ્દે હવે દેશવટો લીધો છે, અને અજ્ઞાન મનુષ્યોનાં હૃદયમાં આવીને નિવાસ કર્યો છે.

આર્યશાસ્ત્રો મનુષ્યનો અસાધારણ વિકાસ થવો સંભવિત છે, એવો મેઘનાદ ક- રીને સર્વદા પ્રબોધ આપે છે. મનુષ્યનો અસાધારણ વિકાસ કરવાપ્રતિ જ તેનું

કેવળ લક્ષ છે. યોગ, ભક્તિ, તત્વજ્ઞાન આદિ વિવિધ માર્ગો, એ આ અસાધારણ વિકાસનાં સાધનો હોવાથી જ પ્રત્યેક મનુષ્યનું આ જગતમાં તે સાધનો સાધવાનું પ્રધાન કર્તવ્ય તે ગણે છે. સત્સંસ્કારી પુરુષોના કર્ણમાં અને હૃદયમાં આર્યશાસ્ત્રોનો આ કલ્યાણકારી બોધ ઠરે છે, અને આવા સંસ્કારી પુરુષોમાંથી કોઇ વિરલ જ તે બોધને આચારમાં મૂકવાની પ્રવૃત્તિ કરે છે.

આ અસાધારણ વિકાસની પરાકાષ્ઠાએ જ્યારે મનુષ્ય પહોંચે છે, ત્યારે તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ થાય છે. સર્વજ્ઞત્વ અને સર્વશક્તિમત્ત્વ પ્રાપ્ત કરવાના ક્રમમાં તમે મનુષ્યને મૂકી દો, અને તમે દેશોદયનું અત્યંત સમર્થ અને અમોઘ પગલું ભર્યું છે, એમ નિઃશંકપણે કહી શકાશે. આમ હોવાથી **શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ**, તેના તરફથી પ્રકટેલા તથા પ્રકટતા ગ્રંથો, તેના તરફથી પ્રસિદ્ધ કરવામાં આવતાં **મહાકાલ**, **પ્રાતઃકાલ**, **યમદંડ**, **ધર્મધ્વજ** તથા **ભક્ત**, એ માસિકો, તેમ જ તેના વિવિધ ઉત્સવો, તથા તે ઉત્સવોમાં થતાં વ્યાખ્યાનો, દેશોદયની એક અત્યંત સબળ શાખાને જ સિદ્ધ કરે છે, એ નિર્વિવાદ છે. કારણ કે શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ સર્વજ્ઞત્વ અને સર્વશક્તિમત્ત્વ પ્રાપ્ત કરવાનાં વિવિધ સાધનોને તથા વિચારોને જ પ્રધાનપણે પ્રબોધે છે.

વર્તમાન વર્ષમાં **મહાકાલ**માં પ્રબોધવામાં આવતાં સાધન તથા વિચારાદિવડે અનેક સજ્જન વાચકો દેવત્વ તથા ઇશિત્વને પ્રાપ્ત થાઓ.

---

# શું કરવું અવિહિત છે, અને શું કરવું વિહિત છે.

પદ. (ચંપા તું મારી દીલોજાન—એ લય.)

ધરવું વિષયનું શું ધ્યાન ? ના ના,
કરવું શું હરિરસપાન ? હા હા.
વિધવિધ દેશમાં, રમ્ય પ્રદેશમાં,
કરવું શું નિત્ય પ્રયાણ ? ના ના.
અભ્યંતર દેશમાં, આત્મપ્રદેશમાં,
કરી રહેવું શું સ્થાન ? હા હા.
ગંગામાં કરવું શું સ્નાન ? ના ના.
ગુરુપદ નાહે તે પુણ્યવાન્ ? હા હા.
ગાયન મધુરાં, ગાય જો ચતુરા,
શુણવા શું માંડીને કાન ? ના ના.
પ્રિય ને હિતકર, સત્યથકી સભર,—
વાણીમાં થવું ગુલતાન ? હા હા.
દેવું શું દ્રવ્યતણું દાન ? ના ના,

કરવું શું જ્ઞાનપ્રદાન? હા હા.
ધન અને ધામનું, વ્યવહારકામનું,
રાખવું નિત્ય શું ભાન? ના ના.
તનબળ, મનબલ, આત્માનું બલ,
રક્ષવું ધરી ભાન મહાન્? હા હા.
ધરવું શું જીવત્વગુમાન? ના ના,
ધરવું ઉર આત્માભિમાન? હા હા.
અશુભ અજયનાં, શોક કે ભયનાં,
કરવાં વૃથા શું અનુમાન? ના ના.
શ્રદ્ધાના પ્રેમના, યોગ ને ક્ષેમના,
વિચારે થવું શું એકતાન? હા હા.
શબ્દોના થવું વિદ્વાન્! ના ના,
લહેવું શું અનુભવજ્ઞાન? હા હા.
સર્વાત્મભાવના, ઉર ઉપજાવતાં,
ડરે શું મહામતિમાન્? ના ના.
શ્રેયને ગ્રહેવા, અંતર લહેવા,
ઉપેન્દ્ર નૃહરિક્ષમાન? હા હા.

---

# आंतर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૪૭ થી )

વેદાન્તશાસ્ત્ર ઇશ્વરથી જ ત્રણ અભિમાનીને સ્વીકારે છે. જીવોને જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થા થાય છે, અને એ ત્રણે અવસ્થાના અભિમાની ભિન્ન ભિન્ન હોય છે. જાગ્રત્નો અભિમાની વિશ્વ કહેવાય છે, સ્વપ્નનો અભિમાની તે તૈજસ છે અને સુષુપ્તિનો અભિમાની તે પ્રાજ્ઞ છે. સિદ્ધાન્તબિન્દુ ગ્રંથમાં શ્રીમધુસૂદન સરસ્વતી કહે છે કે **तत्र अविद्यान्तःकरणस्थूलशरीरावच्छिन्नो जाग्रदवस्थाभिमानी विश्वः । स एव स्थूलशरीराभिमानरहित उपाधिद्वयोपहितः स्वप्नाभिमानी तैजसः । शरीरान्तःकरणोपाधिद्वयरहितोऽन्तःकरणसंस्कारावच्छिन्नाविद्यामात्रोपहितः सुषुप्त्यभिमानी प्राज्ञः ॥** ત્યાં અવિદ્યા, અંતઃકરણ અને સ્થૂલ શરીર એ ત્રણેવડે અવચ્છિન્ન અને જાગ્રત્ દશાનો અભિમાની તે વિશ્વ છે. એ જીવ જ જે આ સ્થિતિમાં વિશ્વ કહેવાય છે તે જ્યારે સ્થૂલ શરીરના અભિમાનથી રહિત થાય છે અને તેથી માત્ર અંતઃકરણ અને અવિદ્યા એ બે જ ઉપાધિવાળો રહે છે ત્યારે સ્વપ્નાવસ્થાનો અભિમાની થઇ એ તૈજસ નામને પામે છે,

જ્યારે સ્થૂલ શરીર અને અંતઃકરણ એ બંને ઉપાધિથી રહિત થઇ માત્ર અવિદ્યારૂપ ઉપાધિવાળો એ થઇ રહે છે ત્યારે સુષુપ્તિનો અભિમાની એ જીવ તે પ્રાજ્ઞ કહેવાય છે. આ સુષુપ્તિ દશામાં એના ઉપાધિરૂપે સૂક્ષ્મ રૂપે રહેલા અંતઃકરણવાળી અવિદ્યા હોય છે. એ જ ગ્રંથમાં આગળ વિશેષ સ્પષ્ટ કરતાં કહેવામાં આવ્યું છે કે **इन्द्रियवृत्तिकालीनार्थोपलम्भो जागरणम् । तत्र च मूर्तं विराडाख्यं भोग्यं प्रत्यक्षादि प्रमाणषट्केण व्यवहियमाणत्वाद् व्यावहारिकं विश्वाख्येन जीवेनोपभुज्यते ॥** જ્યારે ચક્ષુરાદિ બાહ્ય ઇન્દ્રિયો પોતાનો વ્યાપાર કરતી રહે છે, તે સમયે એ વ્યાપારને લીધે થનો અર્થનો અનુભવ, બાહ્ય પદાર્થનું જ્ઞાન તે જાગ્રત્ છે. એ દશાની અંદર વિશ્વ નામનો અભિમાની જાગ્રત્ રહે છે, ક્રિયા કરે છે અને એ વિશ્વને વિવિધ જ્ઞાનરૂપ ભોગ થાય છે જે વસ્તુનું આ જાગ્રતમાં જ્ઞાન થાય છે, તે પ્રત્યક્ષાદિ ૭ પ્રમાણોવડે થાય છે. એ પ્રમાણો વ્યાવહારિક પ્રમાણો છે. અને તેથી એવડે જણાતું જે વિશ્વ તે પણ વ્યાવહારિક છે. એ દશામાં સૂક્ષ્મ તત્ત્વોનું ઇન્દ્રિયવડે જ્ઞાન થઈ શકતું નથી માટે એ દશામાં જે ભોગ્ય વસ્તુ છે તે મૂર્ત વિરાટ્ જ છે. અમૂર્ત વસ્તુનું અનુમાનાદિવડે જ્ઞાન થઇ શકે છે પણ વ્યાવહારિક મૂર્તનું જ્ઞાન તે આ વિશ્વને જ થાય છે અને અન્યને થતું નથી. જ્યારે જાગ્રત્ ભોગ આપનાર કર્મોનો ક્ષય થઈ રહે છે અને સૂક્ષ્મ ભોગ આપનાર, સ્વાપ્નભોગ આપનાર સૂક્ષ્મ કર્મોનો ઉદય થાય છે ત્યારે નિદ્રા નામની તામસી વૃત્તિ ઉઠે છે અને એ વૃત્તિવડે સ્થૂલ દેહનું અભિમાન દૂર થઇ રહે છે તથા ઇન્દ્રિયોપ્રતિ તેમના અધિષ્ઠાતા સૂર્યાદિ દેવોનો અનુગ્રહ થતો અટકે છે એટલે ઇન્દ્રિયો વ્યાપારવિનાની સ્થિત થાય છે ત્યારે વિશ્વ અભિમાની પણ લીન થઇ ગયેલો કહેવાય છે, ત્યારે સ્વપ્નાવસ્થા થાય છે. આ દશામાં અંતઃકરણમાં રહેલી વાસનાને લીધે ગજ, તુરંગાદિ પદાર્થોનો અનુભવ થાય છે પણ એ સમયે ઇન્દ્રિયનો અભાવ હોય છે. **अविद्यैव शुक्तिरजतादिवत् स्वप्नार्थाकारेण परिणमते ज्ञायते चाविद्यावृत्त्या** જાગ્રતમાં જેમ અવિદ્યા શુક્તિમાં પ્રતીત થતા રજતરૂપે પરિણામ પામે છે તેમ આ દશામાં પણ અવિદ્યા જ તે તે પ્રતીત થતા પદાર્થરૂપે થઇ રહે છે અને એ પદાર્થનું જ્ઞાન તે જાગ્રતમાં જેમ ઇન્દ્રિયદ્વારા અથવા અંતઃકરણદ્વારા થાય છે તેમ થતું નથી પણ અવિદ્યાવડે જ થાય છે. જાગ્રતદશામાં જે ભોગસાધન છે તેનાથી સ્વપ્નમાં ભોગસાધન ભિન્ન છે. એ સંબંધમાં એ જ ગ્રંથમાં સ્પષ્ટ કહ્યું છે કે **बहिरिन्द्रियजन्यवृत्त्यभावेन तदार्थो मनसोऽग्राहकत्वात्, तत्सहकारेणैव तस्य ग्राहकत्वनियमात्**—જે બાહ્ય મન છે, જે મન સર્વ સંમતરૂપે બાહ્ય અર્થનું જાગ્રતમાં ગ્રહણ કરતું પ્રતીત થાય છે તે મન બાહિર્ ઇન્દ્રિયની સહાયતાથી જ અર્થને ગ્રહણ કરી શકે છે અને એ સહાયતા નહિ હોય ત્યારે અર્થને ગ્રહણ કરી શકતું નથી, એ નિયમ છે તેથી એ બાહ્ય મન સ્વપ્નાવસ્થામાં અભિમાનીના ભોગોપકરણરૂપ થઇ શકે તેમ નથી. એ મન વિદ્યમાન હોય છે છતાં એ મનવડે સ્વાપ્ન પદાર્થનું જ્ઞાન થઇ શકે તેમ નથી. પણ એ મનથી અન્ય સાધન જેનું નામ અવિદ્યા છે તે વડે જ એ પદાર્થોનું ગ્રહણ થાય છે. **अत्र च स्वाप्निक पदार्थ भोक्तातैजस इत्युच्यते। पित्ताख्यतेजः प्रधानकत्वात्, आदित्यादि ज्योतिरन्तरेणापि भासकत्वात् ॥** આ દશામાં સ્વપ્નના પદાર્થોનો ભોક્તા તે તૈજસ કહેવાય છે. એને તૈજસ નામ આપવાનું કારણ એક તો એ સંભવે છે કે પાચક રંજકાદિ વિવિધ પ્રકારનાં પિત્ત શરીરમાં માનવામાં આવ્યાં છે

તેમાંનું એક જાતનું પિત્ત એમાં પ્રધાન હોય છે અથવા તો વિશેષ સંભવિત કારણ એ છે કે એ તૈજસ નામના અભિમાનીને અર્થાત્ એ અભિમાનીના સાધનરૂપ આંતર મનને એ પદાર્થોને જાણવા બાહ્ય પ્રકાશ જે આદિત્યાદિ જ્યોતિ તેની અપેક્ષા રહેતી નથી અર્થાત્ પ્રકાશ વિના એ જોઇ શકે છે, શ્રવણ સાધનવિના સાંભળી શકે છે વગેરે. આ ભેથી તૃતીય અભિમાની તે પ્રાજ્ઞ છે, જે સુષુપ્તિનો અભિમાની છે. એ સંબંધમાં કહ્યું છે કે **एवं जाग्रत्स्वप्नभोगद्वयेन श्रान्तस्य जीवस्य तदुभयकारणकर्मक्षये ज्ञानशक्त्यवच्छिन्नस्य सघासनान्तःकरणस्य कारणात्मनावस्थाने सति विश्रामस्थानं सुषुप्त्यवस्था ।...तदेवं सुषुप्त्यवस्थायामस्यानन्दभोगस्तद्भोक्ताच सुषुप्त्यभिमानी प्राज्ञ इत्युच्यते ॥** આ પ્રકારે જાગ્રત્ અને સ્વપ્નના ભોગ આપનાર કર્મોનો જ્યારે ક્ષય થઇ જાય છે ત્યારે એ બે અવસ્થાના ભોગથી થાકી ગયેલા જીવનું વિશ્રામસ્થાન, વિશ્રાન્તિદશા તે સુષુપ્તિ છે. અંતઃકરણના બે અંશ છેઃ (૧) જ્ઞાનશક્તિ અને (૨) ક્રિયાશક્તિ. એ બેમાં ક્રિયાશક્તિવાળું અંતઃકરણ સદા જાગ્રત્ જ રહે છે અર્થાત્ અંતઃકરણની ક્રિયાશક્તિ નિદ્રિત થતી નથી પણ સદા વ્યાપારવાળી જ રહે છે; માત્ર જ્ઞાનશક્તિવાળું અંતઃકરણ તે સૂક્ષ્મ રૂપે થઇ રહે છે અર્થાત્ કારણાકાર સ્થિતિમાં સ્થિત થઇ રહે છે. આ પ્રકારની સુષુપ્તિ દશામાં આનંદનો ભોગ થાય છે અને એ આનંદનો ભોક્તા તે આ સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ કહેવાય છે.

વેદાન્તસાર નામના ગ્રંથમાં પણ વ્યષ્ટિઅજ્ઞાનથી ઉપહિત ચૈતન્ય તે પ્રાજ્ઞ કહેવાય છે. એ પ્રાજ્ઞ સુષુપ્તિ દશાનો અભિમાની છે અને એ દશામાં આનંદમય કોશમાં એની કલા આવી સ્થિત થાય છે એમ કહી જણાવ્યું છે કે **अति सूक्ष्माभिरज्ञानवृत्तिभिरानन्दमनुभवतः । "आनन्दभुक् चेतोमुखः प्राज्ञः" इति श्रुतेऽ ।** એ દશામાં બાહ્ય મન લીન થયેલું હોય છે તેથી એનાથી વિલક્ષણ સામગ્રીવડે એટલે ચૈતન્યથી પ્રદીપ્ત થયેલી અતિ સૂક્ષ્મ અજ્ઞાનવૃત્તિવડે પ્રાજ્ઞ આનંદનો અનુભવ કરે છે. શ્રુતિ કહે છે કે પ્રાજ્ઞ આનંદનો એ દશામાં ભોક્તા છે અને એ દશામાં ચેતસ્ એટલે ચૈતન્યથી પ્રદીપ્ત અજ્ઞાનવૃત્તિ એનામાં પ્રધાન હોય છે. આગળ કહ્યું છે કે **एतद्व्यष्ट्युपहितं चैतन्यं तैजसो भवति । तेजोमयान्तःकरणोपहितत्वात् । अस्यापीयं व्यष्टिः स्थूलशरीरापेक्षया सूक्ष्मत्वात् सूक्ष्मशरीरं विज्ञानमयादिकोशत्रयं जाग्रद् वासनामयत्वात् स्वप्नः ।...तदानीं सूक्ष्माभिर्मनोवृत्तिभिः सूक्ष्मविषयाननुभवतः ॥" प्रविविक्तभुक् तैजसः इत्यादिश्रुतेः ।...एतद्व्यष्ट्युपहितं चैतन्यं विश्व इत्युच्यते सूक्ष्म शरीराभिमानमपरित्यज्य स्थूल शरीरादिप्रविष्टत्वात् ॥...तदानीं विश्ववैश्वानरौ...सर्वानेतान् स्थूल विषयाननुभवतः । "जागरितस्थानबहिःप्रज्ञः" इत्यादिश्रुतेः ॥** આ વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરથી ઉપહિત ચૈતન્ય તે તૈજસ છે. એને તૈજસ કહેવાનું કારણ એ છે કે એના ઉપાધિરૂપ જે અંતઃકરણ તે તેજોમય છે. એના ઉપાધિરૂપ જે શરીર તેને સૂક્ષ્મ શરીર નામ આપવામાં આવે છે કેમકે એ શરીર તે સ્થૂલ શરીરની અપેક્ષાથી સૂક્ષ્મ છે. એ તૈજસ અભિમાની તે સ્વપ્ન દશાનો અભિમાની છે અને વિજ્ઞાનમયાદિ ત્રણ કોશમાં એની વિશેષ કલા રહે છે. સ્વપ્ન દશામાં સૂક્ષ્મ મનોવૃત્તિવડે એ અભિમાની સૂક્ષ્મ ભોગોને ભોગવે છે. શ્રુતિ કહે છે કે તૈજસ અભિમાની સૂક્ષ્મ ભોગ ભોગવનાર છે. અન્ય શ્રુતિ પણ કહે છે કે **प्रविविक्ताहारतर इव भवति ॥** ...સ્થૂલ વ્યષ્ટિથી ઉપહિત ચૈતન્ય તે વિશ્વ કહેવાય છે. સૂક્ષ્મ શરીરનું અભિમાન આ વિશ્વને હોય છે. એ વિશ્વ દશામાં સૂક્ષ્મ શરીરનું અભિમાન

જતું રહેતું નથી પણ એ ઉપરાંત સ્થૂલ શરીરાદિમાં એની વિશેષ કલા પ્રવેશેલી રહે છે અને તેથી જ કરીને એનો ખાસ ઉપાધિ-સ્થૂલ શરીર કહેવાય છે. એ જાગ્રતનો અભિમાની છે અને એ સર્વ સ્થૂલ વિષયોને-બાહ્ય જગતના સ્થૂલ પદાર્થોને ભોગવે છે. શ્રુતિ કહે છે કે વિશ્વની જાગ્રતદશા છે અને એ જ બાહ્ય વિષયોને ઇન્દ્રિયાદિવડે જાણે છે.

આટલા ઉપરથી વેદાન્તશાસ્ત્ર શું જણાવે છે તે સ્પષ્ટ થયાવિના રહે તેમ નથી. એ શાસ્ત્ર સ્પષ્ટપણે કહે છે કે અંતઃકરણ બાહ્ય ઇન્દ્રિયવડે જ બાહ્ય પદાર્થોને જાણી શકે છે, અને એ અંતઃકરણનો વ્યાપાર જાગ્રત્ દશામાં હોય છે. તેથી સ્પષ્ટ થાય છે કે આ જે અંતઃકરણ વિવક્ષિત છે તે બાહ્ય મન છે કેમકે એ મનને જ બાહ્ય ઇન્દ્રિયની સહાયતાની અપેક્ષા રહેછે. આ જ્ઞાનસાધનશિવાય અન્ય જ્ઞાનસાધન, અન્ય અંતરમાં રહેલું જ્ઞાનકરણ એટલે અંતઃકરણ વેદાન્તશાસ્ત્ર સ્વીકારે છે અને તેને સૂક્ષ્મ મનોવૃત્તિ કહેવામાં આવ્યું છે, અને સિદ્ધાંતબિંદુમાં અવિદ્યા વૃત્તિ કહેવામાં આવ્યું છે. આ બે અંતઃકરણ તે સ્વરૂપથી ભિન્ન જ છે અને એ સાથે એ બેના વિષય પણ ભિન્ન છે. એકના વિષય સ્થૂલ વિષય છે અને અન્યના સૂક્ષ્મ વિષય છે. આટલું જ નહિ પણ આ ત્રિવિધ અભિમાનીનાં સ્થાન પણ ભિન્ન ભિન્ન છે એ વેદાન્ત જણાવે છે. વિશ્વનું સ્થાન મૂર્ધા છે, તૈજસનું સ્થાન કણ્ઠદેશ છે અને પ્રાજ્ઞનું સ્થાન હૃદ્‌દેશ છે, અર્થાત્ જીવ જાતે સ્વભાવથી એક છે છતાં એની જ્ઞાનસામગ્રીરૂપ અંતઃકરણના ભેદથી એનો ભેદ થાય છે તેથી આ ત્રિવિધ સ્થાન તે ત્રિવિધ જ્ઞાનસાધન-અંતઃકરણનાં છે. જાગ્રત્ દશામાં વ્યાપારવાળું પ્રધાનપણે થનાર અંતઃકરણ અર્થાત્ બાહ્ય મન તે મૂર્ધામાં રહે છે, સ્વપ્નદશામાં પ્રધાનપણે પોતાનો વ્યાપાર દર્શાવનાર અંતઃકરણ કંઠદેશમાં રહે છે, અને સુષુપ્તિસમયે પોતાનો વ્યાપાર પ્રધાનપણે સ્પષ્ટ કરનાર અંતઃકરણ તે હૃદયદેશમાં રહેલું છે. આ ત્રિવિધ અંતઃકરણ આમ ત્રણ સ્થાને રહ્યા છતાં એ સર્વ હિતા નામની નાડી કે જેને અન્યત્ર મનોવહા નામ પણ આપવામાં આવ્યું છે તેમાં રહેલાં છે. તેથી આ ત્રિવિધ અંતઃકરણનો પરસ્પર સંબંધ પણ છે. તેથી સ્થાનભેદથી પણ ત્રણેનો ભેદ છે એ આ શાસ્ત્ર સૂચવે છે; અને મૂર્ધા, કંઠ અને હૃદય દેશમાં મૂર્ધાકરતાં કંઠ આભ્યન્તર પ્રદેશ છે અને તે કરતાં હૃદય આભ્યન્તર પ્રદેશ છે તેથી એ બે સ્થાને રહેલું અંતઃકરણ તે આભ્યન્તર મન કહેવાવા યોગ્ય છે એ પણ સૂચવે છે. વળી સ્થૂલ સૂક્ષ્મ ભોગના ભોક્તા હોવાથી પણ એક બાહ્ય છે અને એક એકની અપેક્ષા અભ્યન્તર છે એ પણ સૂચવેલું છે. આટલું જ નહિ પણ વેદાન્ત શાસ્ત્ર જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ દશાના ત્રિવિધ વિભાગ પાડી નવ દશાનું વર્ણન કરે છે. એ નવ દશા તે આ છેઃ (૧) જાગ્રત જાગ્રત (૨) જાગ્રત્ સ્વપ્ન, (૩) જાગ્રત્ સુષુપ્તિ, (૪) સ્વપ્ન જાગ્રત્, (૫) સ્વપ્ન સ્વપ્ન, (૬) સ્વપ્ન સુષુપ્તિ, (૭) સુપ્તિ જાગ્રત, (૮) સુપ્તિ સ્વપ્ન અને (૯) સુપ્તિ સુપ્તિ. સંક્ષેપમાં આ નવનાં સ્વરૂપ આ પ્રમાણે છે. જે યથાર્થ જ્ઞાન થાય છે તે જાગ્રત્ જાગ્રત્ છે. જાગ્રતમાં મિથ્યા જ્ઞાન થવું, શુક્તિમાં રજત દેખાવું, આંખ આગળ તનખા દેખાવા, વિવિધ આકૃતિઓ દેખાવી વગેરે તે સર્વ જાગ્રતસ્વપ્ન છે. જાગ્રતમાં શ્રમાદિ હેતુથી સ્તબ્ધીભાવ થઇ જવો તેનું નામ જાગ્રત્ સુષુપ્તિ છે; સ્વપ્નમાં મિત્રાદિની પ્રાપ્તિ થવી તે સ્વપ્ન જાગ્રત્ છે; સ્વપ્નમાં "મેં સ્વપ્ન જોયું" એવું જ્ઞાન થવું તે સ્વપ્ન સ્વપ્ન છે; જાગ્રત્ દશામાં જેનું કંઈ પણ સ્મરણ નહિ થાય તેવું સ્વપ્ન થવું તે સ્વપ્ન સુષુપ્તિ છે; સુષુપ્તિમાં સાત્વિક વૃત્તિનો ઉદય થઇ સુખાનુભવ થવો તે સુપ્તિ જાગ્રત્ છે-

એ દશામાં રાજસ વૃત્તિનો ઉદય થઈ દુઃખાનુભવ થવો તે સુપ્તિ સ્વપ્ન છે અને તામસી વૃત્તિનો ઉદય થવો જેથી "હું ગાઢપણે સુઇ ગયો હતો, અને કંઈ પણ જ્ઞાન નથી" એવો એ દશાની સ્થિતિનો જાગ્રતમાં પરામર્શ થાય છે તેનું નામ સુપ્તિ સુપ્તિ છે. આ પ્રમાણે નવ દશાનું કથન કરી જાગ્રત્ દશામાં પણ સ્વપ્નની સ્થિતિ સ્વીકારી જાગ્રતમાં પણ આંતર મનનો વ્યાપાર થાય છે એ વેદાન્તશાસ્ત્ર જણાવે છે, અર્થાત્ જાગ્રત્ દશામાં પ્રાયશઃ બાહ્ય મન વ્યાપારવાળું રહે છે છતાં ઘણે પ્રસંગે એ દશામાં પણ આંતર મનનો વ્યાપાર સ્ફુટ પ્રતીત થાય છે એમ એ શાસ્ત્ર જણાવે છે. આ સાથે વેદાન્તશાસ્ત્ર અંતઃકરણના જ્ઞાન શક્તિ પ્રધાન અંશ, અને ક્રિયાશક્તિ પ્રધાન અંશ, એમ બે અંશ કહે છે અને તેમાં ક્રિયાશક્તિ પ્રધાનઅંશ સર્વ દશામાં વ્યાપારવાળો રહે છે એ જણાવે છે, એ વિસ્મરણ કરવું ઘટતું નથી.

(અપૂર્ણ.)

---

# सहस्रदलपद्ममां प्रकट थवा इष्टश्रीने विज्ञप्ति.

પદ. ( આવો દિલબર પ્યારાજી, એ લય. )

આવો સુખકર સ્વામીજી, આવો મુજ મંદિરીએ,<br>
પ્રેમને, અંતર્યામીજી, પરખી, આશા પૂરીએ.<br>
નાંખ્યાં છે, કોમળ સુંદર આસનો,—<br>
બેશી, દર્શનકામીજી, તે પર આજે ઠારીએ,<br>
ખીલ્યું સહસ્રદલકમલ, કોમલ ઉજ્જ્વલ આ,<br>
સ્થાપો તેપર આપના, ચરણોયુગલ આ.<br>
આવો પખાળું હર્ષાશ્રુથી ચરણો, પ્રેમ૦

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

*( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૪૪ થી. )*

આ સૂત્રથી એ જણાવ્યું કે અમારા સિદ્ધાન્તમાં કોઇ પણ દોષ નથી. આખું બ્રહ્મતત્ત્વ પરિણામ પામી જવું જોઇએ એ તમે કહ્યું તે ખોટું છે કેમકે શ્રુતિ એને ખોટું કહે છે. જેમ બ્રહ્મથી જગતની ઉત્પત્તિ થાય છે એ સિદ્ધાન્ત શ્રુતિ જણાવે છે તે જ પ્રમાણે જગત્‌રૂપ વિકારથી વ્યતિરિક્તરૂપે બ્રહ્મ રહે છે એ પણ શ્રુતિ પોતે જ જણાવે છે. **सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि** પરમાત્માએ સંકલ્પ કર્યો કે આ તેજસ્, અપ્ અને પૃથિવીરૂપ ત્રણ ભૂતોને, આ મારા જીવ સ્વરૂપે એમાં અનુપ્રવેશી, હું નામરૂપનું વ્યાકરણ કરૂં, આ છાંદોગ્ય શ્રુતિ તેજસ્ આદિ બ્રહ્મના વિકારથી પૃથક્‌રૂપે વ્યાકરણના કર્તારૂપે બ્રહ્મની સ્થિતિ રહે છે એ જણાવે છે. **तावानस्य महिमा ततो ज्यायांश्च पुरुषः । पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ।** આટલો ( આખા જગતરૂપ ) પરમાત્માનો મહિમા છે અને પરમાત્મા એથી પણ

અધિક છે; પરમાત્માના એક પાદરૂપ આ સમગ્ર વિશ્વપ્રપંચ છે અને ત્રિપાદ પરમાત્મા તે અવિકૃતરૂપે સ્વયં પ્રકાશસ્વરૂપે સ્થિત છે, એ મંત્રવર્ણ પણ બ્રહ્મના એક દેશમાં જ જગતનું કથન કરે છે તથા જગતથી અતિરિક્ત અપરિમિત પ્રદેશમાં અવિકૃત બ્રહ્મની સ્થિતિ જણાવે છે. આ જ પ્રમાણે બ્રહ્મ હૃદયસ્થાનમાં ઉપલબ્ધ થાય છે. સુષુપ્તસમયે જીવો બ્રહ્મમાં અભિન્ન થઈ રહે છે એ શ્રૌત વચનો પણ અવિકૃત બ્રહ્મની સ્થિતિ દર્શાવે છે. જો આખું બ્રહ્મતત્ત્વ જગતરૂપ કાર્ય થવામાં ખપી જતું હોય તો અવિકૃત બ્રહ્મ રહેશે નહિ તો પછી **सता सोम्य तदा संपन्नो भवति**-હે સૌમ્ય! સુષુપ્તિસમયે જીવ સદ્રૂપ બ્રહ્મરૂપે થઈ રહે છે, એ શ્રુતિમાં **तदा**–સુષુપ્તિસમયે–કેવી રીતે કરી શકે? કેમકે વિકૃત બ્રહ્મરૂપતા તો સર્વ દશામાં જ જીવને છે અને અવિકૃત બ્રહ્મ તો–( આખું બ્રહ્મ જગતરૂપ થઈ જાય તો ) છે નહિ. વળી શ્રુતિ બ્રહ્મ ઇન્દ્રિયગોચર નથી એવું કહે છે અને વિકાર તો ઇન્દ્રિયગોચર છે જ, તેથી એ પણ અવિકૃત બ્રહ્મનું અસ્તિત્વ દર્શાવે છે. તેથી શ્રુતિપ્રમાણથી સિદ્ધ થાય છે કે આખું બ્રહ્મ જગતરૂપે પરિણામી જતું નથી પણ અવિકૃત બ્રહ્મ સદા વિદ્યમાન રહેજ છે.

અહિં પૂર્વપક્ષી કહેશે કે એમ છે ત્યારે બ્રહ્મ સાવયવ ઠરશે અને બ્રહ્મને નિરવયવ કહેનાર શ્રુતિવચનોનો વ્યાકોપ થશે, તો એનું ઉત્તર એ કે એ પણ ખોટું છે. કારણ કે જેમ આખું બ્રહ્મ પરિણામ પામતું નથી એ શ્રુતિ જણાવે છે તેમ બ્રહ્મ નિરવયવ છે એ પણ શ્રુતિ જ જણાવે છે અને તેથી આખું બ્રહ્મ પરિણામ પામતું નથી છતાં એ નિરવયવ છે એ જ શ્રૌત સિદ્ધાન્ત હોવાથી સ્વીકારવો જોઇએ. બ્રહ્મ એ શબ્દમૂલક છે; બ્રહ્મનું જ્ઞાન શબ્દથી ( શ્રુતિ ) થાય છે તેથી શ્રુતિ જે પ્રકારે એનું સ્વરૂપ દર્શાવે, તે પ્રકારે જ સ્વીકારવું જોઇએ. શ્રુતિ બંને અર્થને કહે છે માટે બંને પ્રકાર માનવા જોઇએ. મણિ, મંત્ર, ઔષધિ આદિ વિવિધ લૌકિક પદાર્થો છે. એ પદાર્થોમાં દેશ, કાલ, નિમિત્ત આદિ વશાત્ વિવિધ વિરુદ્ધ શક્તિઓ ઉદ્દ્ભવતી દેખાય છે. જે મંત્ર એક વિધિપ્રમાણે પુરશ્ચરણ કરવાથી એક અર્થને સારે છે તેજ મંત્ર અન્ય રીતે તેનું પુરશ્ચરણ થાય છે તો કેવલ અન્ય અર્થને સાધનાર થઈ રહે છે. ઘૃત અને મધ બંને પુષ્ટિકર છતાં સમ પ્રમાણમાં વિષયોગને પામે છે. તેથી આ લૌકિક પદાર્થોની આ પ્રકારે વિવિધ હેતુથી પ્રતીત થતી જે વિવિધ વિરુદ્ધ શક્તિયો તેનું પણ કેવલ તર્કથી જ્ઞાન થઇ શકતું નથી પણ તેને માટે કોઈ દ્વારા ઉપદેશની અપેક્ષા રહે છે, કે આ વસ્તુની આટલી શક્તિઓ છે, તેમાં અમુક સહાયની અપેક્ષા રહે છે, એનું ફલ અમુક છે, એનો વિષય અમુક છે ઇત્યાદિ. જ્યારે ઇન્દ્રિગોચર લૌકિક સામાન્ય પદાર્થોમાં પણ આ પ્રમાણે ઉપદેશરૂપ શબ્દ પ્રમાણની અપેક્ષા રહે છે ત્યારે ઇન્દ્રિય માત્રનો જે વિષય નથી, જેમાં અનુમાનની ચાંચ પહોંચતી નથી તેવા અચિન્ત્ય પ્રભાવવાળા બ્રહ્મતત્ત્વનું સ્વરૂપ કેવું છે તે શબ્દ પ્રમાણવિના નહિ જણાય એમાં શું કહેવું હતું. આ માટે જ પુરાણનિષ્ણાત મહા પુરુષો કહે છે કે **अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयत् । प्रकृतिभ्यः परं यच्च तद् चिन्त्यस्य लक्षणम् ॥** જે પદાર્થ અચિન્ત્ય છે તેમાં તર્ક લગાડવો નહિ; પ્રકૃતિયોથી જે પર છે તે અચિન્ત્ય તત્ત્વ છે. તેથી અતીન્દ્રિય વસ્તુના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન તે શ્રુતિથી જ થાય છે અને તર્કથી નહિ.

અહિં પૂર્વપક્ષી પુનઃ કહેશે કે ભલે બ્રહ્મ શબ્દ પ્રમાણથી જ ગમ્ય હોય તોપણ શબ્દ પ્રમાણ પણ વિરુદ્ધ અર્થને કેવી રીતે બોધન કરી શકે? નિરવયવ બ્રહ્મ પરિણામ પામે છે

અને તે બધું નહિ એવો વિરુદ્ધ અર્થ કેવી રીતે બુદ્ધિમાં આરૂઢ થઈ શકે? જો બ્રહ્મ નિરવયવ હોય તો પરિણામ જ નહિ પામે, અને પરિણામ પામે તો બધું જ પરિણામ પામવું જોઈએ. પણ તેમ નહિ થાય અને કોઈ રૂપે પરિણામ પામે અને કોઈ રૂપે નહિ પામે તો એમાં રૂપભેદની કલ્પના થવાથી સ્પષ્ટ રીતે બ્રહ્મ સાવયવ હોવું જોઈએ. જ્યાં કર્મ કરવાનું હોય ત્યાં કર્મ એ પુરુષને અધીન છે તેથી ત્યાં બે વિરુદ્ધ કર્મનો શ્રુતિ બોધ કરે તો તે ચાલી શકે તેમ છે, કેમકે ત્યાં શાખાભેદથી તથા અન્ય અનેક રીતે વિકલ્પનો આશ્રય કરી બન્નેના પ્રામાણ્યની વ્યવસ્થા કરી શકાય તેમ છે. અહિં તો વસ્તુસ્વરૂપનું અવધારણ કરવાનું છે, અને વસ્તુસ્થિતિ પુરુષમતિને અધીન નથી તેથી અહિં તો વિકલ્પનો આશ્રય કર્યે પણ પાલવે તેમ નથી. તેથી આ સિદ્ધાંત દુર્ઘટ છે. આ પ્રમાણે પૂર્વપક્ષી જો કહે તો તેનું ઉત્તર એ કે શ્રુતિ જે આ સિદ્ધાન્તનો બોધ કરે છે તેમાં વિરોધ છે જ નહિ. બ્રહ્મમાત્ર એક જ તત્ત્વ છે અને બ્રહ્મથી અતિરિક્ત પ્રતીત થતું સર્વ મિથ્યા છે એ જ શ્રુતિનો સિદ્ધાન્ત છે. બ્રહ્મ વસ્તુતઃ પરિણામને પામતું જ નથી જો જેમ દુધનો દધિરૂપ પરિણામ થાય છે, તેમ બ્રહ્મનો ખરેખરો જગતરૂપ પરિણામ થતો હોય તો કદાચ પ્રસ્તુત દોષ આવે, અગર જો તેમાં પણ એ દોષ અદોષરૂપ થઈ રહે છે એ આગળ જણાવાશે, પણ બ્રહ્મ તો સદા સર્વદા અવિકૃત રૂપેજ રહે છે; બ્રહ્મનો જગદાકાર પરિણામ જે કહેવામાં આવે છે તે અવિદ્યાનો આશ્રય કરીને જ. આમ હોવાથી અજ્ઞાનને લીધે કોઈ વસ્તુનાં બે રૂપ કલ્પવામાં આવે તો તેટલાથી તે વસ્તુ વસ્તુતઃ બે રૂપવાળી થતી નથી; તેજ પ્રમાણે અવિદ્યાને લીધે બ્રહ્મમાં આરોપ કરવામાં આવતા સાવયવત્વને લીધે બ્રહ્મ વસ્તુતઃ સાવયવ થઈ જતું નથી. તિમિરવડે જેનાં નેત્ર બગડ્યાં છે તેને ચંદ્રમા બે દેખાય તેટલાથી ચંદ્રમા વસ્તુતઃ બે થતા નથી, તે જ પ્રમાણે અવિદ્યાવડે કલ્પિત જે નામ અને રૂપ છે તે વ્યાકૃત અને અવ્યાકૃત બે દશામાં રહે છે; એ વસ્તુતઃ તો છે જ નહિ જ્યાં વ્યાવહારિક દશામાં પણ એ બ્રહ્મરૂપ છે અથવા બ્રહ્મથી અતિરિક્ત છે ઇત્યાદિ કોઈ પણ પ્રકારે એનું નિર્વચન થઈ શકતું નથી. આવાં અનિર્વચનીય અર્થાત્ મિથ્યા નામરૂપને લીધે બ્રહ્મ સર્વ વ્યવહારના સ્થાનરૂપ થાય છે પણ વસ્તુતઃ તો પોતાના સર્વ વ્યવહારાતીત સ્વરૂપે જ સ્થિત થઈ રહે છે. તેથી અવિદ્યાકલ્પિત નામરૂપભેદ વાચારંભણમાત્ર હોવાથી તેને લીધે બ્રહ્મનું સ્વતઃસિદ્ધ નિરવયવત્વ બાધ પામતું નથી. તાત્પર્ય કે નિરવયવત્વ જણાવનાર શ્રુતિ બ્રહ્મનું વાસ્તવ સ્વરૂપ જણાવે છે, અને પરિણામ પ્રતિપાદન કરનાર શ્રુતિ બ્રહ્મનું વ્યાવહારિક સ્વરૂપ જણાવે છે, તેથી બન્નેમાં વિરોધ નથી. પરિણામ શ્રુતિને પારમાર્થિક ન લેવાનું કારણ એ છે કે એ શ્રુતિ પરિણામના પ્રતિપાદનમાં તાત્પર્યવાળી નથી, કેમકે બ્રહ્મ પરિણામી છે એ જ્ઞાનથી કોઈ પણ પુરુષાર્થ–ફલ–ની સિદ્ધિ નથી, પણ એ શ્રુતિ સર્વ વ્યવહારથી રહિત બ્રહ્માત્મૈક્યના પ્રતિપાદનના અંગભૂત છે કેમકે **स एष नेति नेति आत्मा**–તે આત્મા તે આ નથી, આ નથી–એમ ઉપક્રમ કરી **अभयं वै जनक प्राप्तोऽसि**–હે જનક! તમે અભય થઈ રહ્યા છો અર્થાત્ સંસારને તરી ગયા છો એ પ્રમાણે શ્રુતિ બ્રહ્માત્મૈક્યના જ્ઞાનથી જ પરમ પુરુષાર્થરૂપ મોક્ષની સિદ્ધિને પ્રતિપાદન કરે છે. તેથી આપ્રમાણે ભેદ આ સિદ્ધાન્તમાં રહેલો હોવાથી એ સિદ્ધાન્તમાં પૂર્વપક્ષીએ આપેલા કોઈ પણ દોષને અવકાશ નથી.

( અપૂર્ણ. )

# स्वस्वरूपमां तन्मय थवा साधकोने निमंत्रण.

પદ. ( ઓ પ્યારે મહારાજ, દુલારે મહારાજ, એ લય. )

હો વહાલા મારા બંધુ, સાધક મારા બંધુ,
પોતાના મૂળમાં ઢળોજી,
સુખની તે છાની, સુકળ છે જાણી,
પોતાના મૂળમાં ગળોજી.
જે જે ત્રિભુવનમાં દીસે.
પ્રકટયું છે તેમાંથી;
એવું નથી કોઇ શુભ જે,
ના મળે એમાંથી.
એમાં નિશદિન, ક્ષણ ક્ષણ, બળે જોડી,
મનમીન, સંયમિન્ ! થવું લીન, હો—

---

# मानस रसायन

## अथवा

# यौवनने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૫૨ થી )

જગત્‌ના હિતનાં પોતે આરંભેલાં કાર્યો પૂર્ણ થતાપર્યંત પોતાના આયુષ્‌ને તથા બળને અર્થાત્ યૌવનને ટકાવી રાખવાની કળાને જ્યારે વિદ્વાનો તથા પરહિતને સાધનારા મહાજનો સિદ્ધ કરશે, ત્યારે જગત્‌ને જે અસાધારણ લાભ થવાનો સંભવ આવશે, તેની કલ્પના થવી પણ કઠિન છે.

જગત્‌નો ઉદય થવામાં ઉચ્ચ વિચારો અને ઉચ્ચ કૃત્યોની અગત્ય છે; પરંતુ ઉચ્ચ વિચારો ઉચ્ચ મનવાળા મહાજનોમાંથી પ્રકટે છે. તેથી જ્યાં સુધી મહાજનોને આ જગત્‌માં કંઈ મહત્ કાર્ય કરવાનું હોય છે, ત્યાં સુધી તેમણે પોતાના દેહને આ પૃથ્વીઉપર ટકાવી રાખવો જોઇએ જ.

જે મહાપુરુષની આ જગત્‌ને જે સમયે અત્યંત અગત્ય હોય છે, તે સમયે તેવો મહાપુરુષ આ જગત્‌નો ત્યાગ કરીને જાય છે, તો તેથી તે પોતાના, પોતાપ્રતિની પ્રજાપ્રતિના અને પોતાને પ્રાપ્ત થયેલી અસાધારણ શક્તિઓપ્રતિના સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, એ સ્વતઃસિદ્ધ છે. પોતાના આ સ્વધર્મની સિદ્ધિને માટે તેણે યૌવનને સ્થિર રાખવાની કળાનું જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે. શા માટે તેણે દીર્ઘ કાળ જગતમાં જીવવું જોઇએ, તેને માટે આટલું કારણ બસ છે.

જેઓ મહાપુરુષો નથી, અર્થાત્ જેમનાં મન ઉતરતા પ્રકારનાં છે, તેઓએ પણ ઉપરના કારણથી જ યૌવનને સ્થિર રાખવાની કળાને સિદ્ધ કરવી આવશ્યક છે, જે સમયે

જગતમાં ઉપયોગી જીવન કેમ ગાળવું, તેનું તેમને થોડું ઘણું જ્ઞાન પ્રાપ્ત થવાનો આરંભ થાય છે, તે સમયે જ તેમને મરણને શરણ થવું પડે છે. જગતની શાળામાં તેઓ અભ્યાસ કરીને શિક્ષણને પ્રાપ્ત કરે છે, ત્યાં સુધી તેઓ આ જગતમાં રહે છે. પ્રાથમિક પરીક્ષામાં બેશીને પસાર થવાનો સમય આવતાં તો તેમને જવું પડે છે.

મહાપુરુષોના સંબંધમાં અને ઉતરતી શક્તિવાળા મનુષ્યોના સંબંધમાં આમ બને એ લેશપણ યોગ્ય નથી. આમ બનવાથી સામાન્ય રીતે આખી પ્રજાને, અને ખાસ કરીને પ્રત્યેક વ્યક્તિને પ્રતિદિન અત્યંત હાનિ થાય છે.

મૃત્યુને અટકાવીને યૌવનને કેવી રીતે સ્થિર રાખવું, એ જો મનુષ્યો સિદ્ધ કરે તો આ મહાહાનિ થતી અટકે; અને શા માટે પ્રત્યેક મનુષ્યે યૌવનને સ્થિર રાખવાની કળાનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, તેનું આ બીજું આ સબળ કારણ છે.

સંસારમાં જે અસંખ્ય પદાર્થો રહેલા છે. તેની ખરી ખુબી સમજવાને તથા તેમનાથી મળતા ઉચ્ચ આનંદનો ઉપભોગ કરવાને મનુષ્ય જે સમયે જ્ઞાન તથા અનુભવવડે યોગ્ય થાય છે, તે સમયે તેનું શરીર એવું તો જર્જર અને નિઃસત્ત્વ થઇ ગયું હોય છે કે તેમના સાચા આનંદને તે લેઇ શકતો નથી. વિદ્યા અને કળાના અભ્યાસમાં રહેલા ઉચ્ચ સ્વાદનું સુખ લેવાને જે સમયે તેનું મન જોઇએ તેટલા વિકાસને પામ્યું હોય છે, તે સમયે તેનું શરીર એવું તો અશક્ત થઇ ગયું હોય છે કે કશામાં ભાગ લેવાને તેને જરા પણ વૃત્તિ થતી નથી. કુદરતના ચમત્કારો સમજવાજેટલી જે સમયે તેની આંતર દૃષ્ટિ ઉઘડી હોય છે, તે સમયે તેનાં નેત્રે પડળ આવ્યાં હોય છે, કાન બહેરા થયા હોય છે, અને વિવિધ ઇંદ્રિયો શક્તિહીન થઇ ગઇ હોય છે. સૃષ્ટિનું દિવ્ય સૌંદર્ય જોવાને તે અસમર્થ થયો હોય છે. તેના નિરીક્ષણવડે કોઇ દૈવી ભાવ તેના અંતઃકરણમાં પ્રકટતા નથી. પોતાના ખાટલામાં, ઓરડામાં અને જર્જર શરીરમાં જ તેને આખી સૃષ્ટિનો સમાવેશ માની લેવો પડે છે. તેનાથી ઘરની બહાર નીકળી શકાતું નથી. સભાઓમાં, રાષ્ટ્રિય મંડળોમાં, સમારંભોમાં વગેરે અનેક પ્રસંગોમાં ભાગ લેવાને જ્ઞાન તથા અનુભવવડે તે પૂર્ણ યોગ્યતાવાળો છતાં, અને તેમાં હાજર રહેવાથી પ્રકટતા આનંદનો ખરો સ્વાદ લેવાને તે આતુર છતાં દુર્બળ શરીરને લીધે તેને સુમાઇને પોતાના ઘરના ખાટલામાં પાસાં ઘસતાં પડી રહેવું પડે છે. ઉત્તમ ગ્રંથો, વર્તમાન પત્રો વગેરે વાંચવાનો તેને અત્યંત શોખ છતાં નેત્રે પડળ આવવાથી તેને બીજાઓને પૂછીને પોતાની આતુરતાને શમાવવી પડે છે. ઉત્તમ વક્તાનાં વ્યાખ્યાનોનો ખરો સ્વાદ તે જાણનાર છતાં બહેરો થવાથી તેને બીજાઓઉપર વ્યાખ્યાનમાં આવેલા વિષયનું જ્ઞાન મેળવવા આધાર રાખવો પડે છે. આ પ્રમાણે અનેક વિષયોમાં તેને પ્રતિક્ષણ ભારે હાનિ થાય છે. પરંતુ યૌવનને સ્થિર રાખવાનું જો તેને જ્ઞાન હોય તો આ બધી હાનિને અટકાવવાને તે સમર્થ થાય એટલું જ નહિ પરંતુ પોતાને પણ બીજો કેટલો લાભ કરી શકે તેનું અનુમાન કરવું કઠિન નથી.

જો મૃત્યુને અટકાવી શકાય અને યૌવનના બળને સ્થિર રાખી શકાય તો આ સંસારમાં જેવું ઉત્તમ જીવન ગાળવું જોઇએ, તેવું ગાળવાને માટે આપણને વધારે સમય મળે, અને આપણા જીવનની પ્રત્યેક પળ વધારે આનંદમાં અને સંતોષમાં આપણે વ્યતીત કરીએ. થોડા સમયમાં ઘણું કામ કરવાનું હોવાથી આપણું જીવન જે હાલમાં અત્યંત પરિશ્રમવાળું થઇ ગયું છે, અને તેથી આપણા બળનો ક્ષય થઇ વિવિધ વ્યાધિઓ થવાનો જે સંભવ આવે છે, તે તરત જ અટકી જાય, કારણ કે પછી આપણે હાલ જે આપણા વિદ્યાર્થીઓને સોળમે

વર્ષે મેટ્રિકમાં પાસ કરવાની તથા ઓગણીશમે વર્ષે બી. એ.માં પાસ કરવાની ધાડાધાડ કરીને તેમના લોહીનું પાણી કરી નાંખીએ છીએ, તે નહિ કરીએ, તથા બાળકોનાં કુમળાં મગજ-ઉપર જ્ઞાનનો અસાધારણ બોજો જે એકદમ તાલાવેલી કરીને લાદીએ છીએ, તે નહિ લાદીએ. તે જ પ્રમાણે બીજાં વિવિધ કાર્યોમાં પણ આપણને ધાડાધાડ કરવાની અગત્ય નહિ રહે, કારણ કે આપણે મનમાં જાણવાના કે જે કંઇ આપણે કરવાનું છે તે કરવાનો આપણને પુષ્કળ વખત છે. આથી આપણે ધાડાધાડ કરીને કામને બગાડી નહિ નાંખવાના, પરંતુ જે કંઈ કરવાના તેને ધૈર્યથી સર્વોત્તમ કરવાનો જ પ્રયત્ન કરવાના.

આયુષ્યની વૃદ્ધિ કરવાથી આપ્રમાણે આપણે ઘણાં કાર્યો કરવાને સમર્થ થઇ શકીશું, એટલું જ નહિ, પરંતુ તે કાર્યો સર્વોત્તમ પ્રકારનાં કરવાને સમર્થ થઈ શકીશું. આમ થતાં સંસારમાં હાલ જે વસ્તુઓ આપણને પ્રાપ્ત થાય છે, તેના કરતાં અધિકગણુ શ્રેષ્ઠ વસ્તુઓ આપણને પ્રાપ્ત થવાની, અને તેનો ઉપભોગ કરવાનો આપણને સમય મળવાથી આપણું જીવન અત્યંત સુખમય થવાનો સંભવ આવવાનો.

આપણા બળનો અત્યંત ક્ષય થાય એવી રીતે હદઉપરાંત શ્રમ કરીને બહુ ત્વરાથી કામ કરવાનો આપણને જે સ્વભાવ પડ્યો છે, તેનું મૂળ કારણ મનુષ્યનું આયુષ્ બહુ જ ટુંકું છે, એવો જે આપણને દઢ નિશ્ચય બંધાઇ ગયો છે, તે છે. ઘડપણ આવ્યા પહેલાં અને ઇંદ્રિયોની શક્તિ નાશ થયા પહેલાં જેટલું બને તેટલું સાધી લેવા આપણે ઇચ્છીએ છીએ, અને તેના પરિણામમાં પ્રાતઃકાળથી તે રાત્રિએ સુતાપર્યંત આપણે હદઉપરાંત શ્રમ કરીએ છીએ. ટેવ-પડી ગયાથી આપણા લક્ષમાં આ વાત આવતી નથી, તોપણ તે ટેવનો પરિણામ હાનિવિના બીજા કશામાં જ આવતો નથી. થોડા સમયમાં ઘણું કામ કરવાની આ પ્રકાર-ની તાલાવેલીથી આપણે જેટલી ભૂલો કરી બેશીએ છીએ, અને જેટલા અનર્થ તથા દુઃખો ઉપજાવીએ છીએ, તેટલા બીજાં ગમે તેટલાં પ્રતિકૂળ કારણોથી પણ ઉપજાવના નથી. પ્રજા-માં મોટે ભાગે આજે જ્યાં-ત્યાં હલકા પ્રકારનું કામ જોવામાં આવે છે, તથા ખરી યુવા-વસ્થામાં ઘણાનાં શરીર હાડકાં તથા પાંસળાં દેખાય એવાં લથરી ગયાં હોય છે, તેનું કારણ આપણો આ તાલાવેલીઓ સ્વભાવ છે.

કામ કોઈને કદી જ હાનિ કરતું નથી, એવો અનુભવી પુરુષોનો અભિપ્રાય છે; પરંતુ કામને સત્વર પૂર્ણ કરી નાંખવાની જે ચિંતા કામની સાથે ભળેલી હોય છે, તે ચિંતા જ પુરુષનાં તનમનને સત્ત્વરહિત કરી મૂકે છે. પરંતુ યૌવનને કેમ સ્થિર રાખવું, એ કળા જો આપણને આવડે તો આ ચિંતાથી તત્કાળ મુક્ત થયા વિના આપણે રહીશું નહિ.

આપણી ઇચ્છામાં આવે એટલા લાંબા સમયસુધી યૌવનને સ્થિર રાખી શકાય છે, એવી જ્યારે આપણને અનુભવપૂર્વક ખાતરી થાય છે ત્યારે આપણે ઘણે લાંબે કાળે સિદ્ધ થનારાં કામોનો પણ નિશ્ચિંતપણે આરંભ કરીએ છીએ, અને તેમ થતાં આપણે ઘણું વધારે સાધી શકીએ છીએ. આપણને નિષ્ફળતાનો કદી પણ ભય થતો નથી, કારણ કે વિજય મળતાપર્યંત પુનઃ પુનઃ પ્રયત્ન કરવાનો આપણને જેટલો જોઇએ તેટલો સમય હોય છે. કોઇને એમ લાગશે કે આમ થતાં આપણે પ્રમાદી અથવા બેદરકાર થઈ જઇશું; પણ તેમ થવાનો સંભવ નથી, કારણ કે યૌવનનું ઉછળતું લોહી અને બળ વિવિધ ઉચ્ચ સુખો સાધવાની ઇચ્છાઓ આપણામાં અમર્યાદપણે પ્રકટાવ્યા કરવાનાં,

નિષ્ફળ જનાર મનુષ્યોનો મોટો ભાગ નિષ્ફળ જાય છે, તેનું કારણ એ છે કે તેઓનાં ચિત્ત અમે નિષ્ફળ જઈશું, એવા ભયથી વ્યાકુલ હોય છે; અને તેઓનાં ચિત્તને આવા ભયથી વ્યાકુલ રહેવાનું મુખ્ય કારણ એ હોય છે કે તેઓ કામ કરવાનો સમય બહુ જ થોડો છે, એમ અંતરથી માનતા હોય છે.

જેટલું સાધી શકવાની પોતાનામાં યોગ્યતા હોય છે, તેટલું સાધવાને પ્રવૃત્ત થનારા મનુષ્યો બહુ જ થોડા હોય છે; અને તેનું કારણ એ કે મોટાં કામો પૂર્ણ કરી શકાય એટલું લાંબું મનુષ્યનું આયુષ્ હોતું નથી, એવો તેઓનો નિશ્ચય હોય છે.

આથી કરીને એ સ્પષ્ટ થાય છે કે આરંભેલું કાર્ય પૂર્ણ થતા સુધી યૌવન રહેશે, એવું જો પ્રત્યેક મનુષ્યને જ્ઞાન થાય તો તેઓ પોતાનામાં જેટલું સાધી શકવાની યોગ્યતા હોય તેટલું સાધવાને પ્રવૃત્ત થાય.

પોતાનાથી જેટલો બની શકે તેટલો મનુષ્ય પોતાને ઉચ્ચ ન કરે અને પોતાનાથી જેટલું સાધી શકાય એટલું જો તે ન સાધે તો મનુષ્ય પોતે જ પોતાનો શત્રુ છે. પોતાના પ્રતિ પોતાના સ્વધર્મનું યથાર્થ પાલન કરવાને માટે તેણે પોતાનાથી બને એટલો પોતાને ઉચ્ચ કરવો જોઈએ, તેમ જ પોતાનાથી બને તેટલાં ઉચ્ચ કૃત્યો સાધવાં જોઈએ. પરંતુ પોતાનાથી બને તેટલો પોતાને ઉચ્ચ કરવાનો પ્રયત્ન કરવા પહેલાં તેને ખાતરી થવી જોઈએ કે મારો પ્રયત્ન સફળ થતા પર્યંત મારું આયુષ્ ટકશે; અને આવી ખાતરી મનુષ્ય જ્યારે યૌવનને સ્થિર રાખવાની કળાનું જ્ઞાન સંપાદન કરે છે ત્યારે તેને થાય છે.

પોતાનામાં રહેલી અસંખ્ય અનુદ્ભુત શક્તિઓને પ્રકટ કરવાની અને તેમનો વિકાસ કરવાની ઇચ્છાવાળા મનુષ્યોને યૌવનને સ્થિર રાખવાની કળાનું જ્ઞાન અનિવાર્ય અગત્યનું છે,

માનસિક અને આધ્યાત્મિક શક્તિઓને નિરંતર અધિક અને અધિક પ્રકટ કરવાને માટે જે શરીરમાં તે શક્તિઓ આવિર્ભાવને પામે છે, તે શરીર વધારે અને વધારે પૂર્ણતાવાળું હોવું જોઈએ. ચિત્રકાર ગમે તેટલો કુશળ છતાં ભાગી ગયેલી પીંછીઓ હોય છે તો પોતાની કુશળતા બહાર દર્શાવી શકતો નથી, તેમ મન તથા આત્મા પોતાની અદ્ભુત શક્તિઓ જર્જર શરીરદ્વારા દર્શાવી શકતાં નથી. આથી જે શરીર પ્રતિવર્ષે અધિક અને અધિક દૃઢ થતું જાય છે, તે શરીર મનને તથા આત્માને પોતાની અદ્ભુત શક્તિઓનો પ્રકાશ કરવાને માટે દિવસે અને દિવસે અધિક અને અધિક નકામુ થતું જાય છે. આથી કરીને પોતાની માનસિક તથા આધ્યાત્મિક શક્તિઓનો વિકાસ કરવા ઇચ્છનારા મનુષ્યોએ યૌવનને સ્થિર રાખવાની કળાને સિદ્ધ કરવી જોઈએ.

અખંડ યૌવન એ જીવનના ઉદ્દેશથી લેશ પણ પ્રતિકૂળ નથી, પરંતુ સંપૂર્ણ રીતે અનુકૂળ છે, એ જ વાતાં, મનુષ્યે શા માટે અખંડ યૌવન પ્રાપ્ત કરવું જોઈએ તે સિદ્ધ કરનાર સઉથી અગત્યનું કારણ છે.

અખંડ ઉન્નતિને પામ્યા કરવું, એ જીવનનો ઉદ્દેશ છે, પરંતુ જેઓ યૌવનમય રહે છે, તેઓ જ અખંડ ઉન્નતિને પામી શકે છે. વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર ક્રિયા, એ અવનતિમાં સર્જ જનારી ક્રિયા છે; તે ઉન્નતિને પમાડનારી ક્રિયાકરનાં કેવળ વિરોધી છે. આમ હોવાથી એક જ મનુષ્યમાં બન્ને સાથે રહી શકતી નથી. જો વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર ક્રિયા શરીરમાં ચાલ્યા કરે છે તો ઉન્નતિ અર્થાત્ ગતિ અટકે છે. અને અવનતિનો અર્થાત્ પાછા હઠવાનો આરંભ થાય

છે; અને આગળ ન વધતાં પાછા હઠવું, એ જગતમાં સર્વ દુઃખોનું મૂળ કારણ છે, એ નિર્વિવાદ રીતે સિદ્ધ થઈ ચુક્યું છે.

નિરંતર આગળ વધ્યા કરનાર મનુષ્ય જ પોતાને આપ્ત દુઃખોથી મુક્ત થતો જાય છે; પરંતુ નિરંતર આગળ વધ્યા જવાને માટે મનુષ્યે પોતાનામાં યૌવનના બળને સ્થિર રાખવું જોઇએ. જર્જર અશક્ત શરીરવાળા મનુષ્યથી નિરંતર આગળ વધી શકાતું જ નથી. આથી કરીને દુઃખ માત્રની નિવૃત્તિ કરવાને માટે અર્થાત્ મુક્તત્વ પ્રાપ્ત કરવાને માટે પણ મનુષ્યે યૌવનને સ્થિર રાખવાની કળાનું જ્ઞાન સંપાદન કરવું જોઇએ.

બુદ્ધિનો તેમ જ વિવિધ માનસિક શક્તિઓનો અને શારીરક વ્યાપારોનો અધિકાધિક વિકાસ કરવાને માટે પણ યૌવનને અખંડ રાખવાની આવશ્યકતા છે. કર્ણ થનાર અને વૃદ્ધ થનારનો વિકાસ અથવા સુધારો કરવો અશક્ય છે, કારણ કે વૃદ્ધાવસ્થાની ક્રિયા જે શરીરમાં થવા માંડી હોય છે, તે શરીરમાં જે કંઇ હોય છે તે પ્રત્યેક દુર્બળ, અને જડ થઇને પરિણામે ક્ષયને પામે છે.

અસાધારણ બુદ્ધિ પોતાનો સંપૂર્ણ પ્રકાશ પૂર્ણ બળવાળા શરીરમાં જ દર્શાવી શકે છે. દુર્બળ વૃદ્ધ શરીરમાં તે આગીયાની પેઠે ચમકારા મારે છે ખરી, પરંતુ સૂર્યના જેવો અખંડ તેજસ્વી પ્રકાશ દર્શાવવાને માટે તેને યૌવનમય બળવાન્ શરીરની અગત્ય રહે છે.

વય વધતું જાય છે તેમ તેમ મગજ જડતાને પામતું જાય છે, એ અસાધારણ બુદ્ધિવાળા અને પ્રતિભાશાળી પુરુષોને મોટામાં મોટું વિઘ્ન નડે છે. જ્ઞાન, અનુભવ, બુદ્ધિ સર્વ છતાં પણ મગજના અણુઓમાં જડતા આવવાને લીધે વૃદ્ધો ઘણી વાર જગતમાં જેવો પ્રકાશ પાડવો જોઇએ તેવો પાડી શકતા નથી; ઉલટું અનેક પ્રસંગે તેઓ બુદ્ધિની મંદતાને જ દર્શાવે છે. આથી જ 'સાઠી બુદ્ધિ નાઠી' એવી કહેવત આપણામાં ચાલે છે. મગજમાં આવી જડતા આવવાનું કારણ વૃદ્ધાવસ્થાનો શરીરમાં આરંભ થવો, એ જ છે. પરંતુ જો આપણે યૌવનને સ્થિર રાખવાની કળા સિદ્ધ કરીએ છીએ તો વય વધતાં છતાં પણ આપણું શરીર વૃદ્ધ થતું નથી, અને તેથી આપણા મગજના અણુઓ જડ ન થવાથી આપણી બુદ્ધિને પોતાનો સંપૂર્ણ પ્રકાશ દર્શાવવાને કોઈ પણ વિઘ્ન નડતું નથી.

જેઓએ યૌવનને સ્થિર રાખવાની કળાને સિદ્ધ કરી હોય છે, તેમની બુદ્ધિનો અને માનસિક શક્તિઓનો પ્રકાશ, વર્ષ વીતતાં છતાં પણ ક્ષીણ થતો નથી. ઉલટો જેમ જેમ વર્ષ વીતતાં જાય છે, તેમ તેમ તે અધિક અને અધિક તેજસ્વી થતો જાય છે. ( અપૂર્ણ ).

---

# ધનપ્રાપ્તિમાં પ્રવર્તતા નિયમો.

(અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૫૯ થી. )

## પ્રકરણ ૧૬.

### દ્રવ્યોપાર્જન.

ધનનીપ્રાપ્તિ માટે ક્યાં ક્યાં લક્ષણોને મનુષ્યે પ્રધાનપણે સિદ્ધ કરવાં અગત્યનાં છે, તે સંબંધમાં પૂર્વ પ્રકરણોમાં આપણે વિચાર કરી ગયા. હવે આ અગત્યના વિષયપરત્વે માત્ર એક જ બાબત કહેવી બાકી રહી છે; તે સંબંધમાં ટુંકામાં કહીને આ લેખની સમાપ્તિ કરીશું.

ધનને પ્રાપ્ત કરવાનાં સઘળાં લક્ષણો મનુષ્ય સિદ્ધ કરે, પરંતુ ધનને પ્રાપ્ત કરવા માટે ધનને કેવી રીતે યોજવું, એ જ્યાં સુધી તેને આવડતું નથી ત્યાં સુધી તે ધનાઢ્ય થઈ શકતો નથી. મનુષ્ય બે હાથથી કમાય છે, પરંતુ ધન હજારો હાથથી કમાતું હોવાથી ધનાઢ્ય થવાને ઇચ્છનારે ધનને જ ધનની પ્રાપ્તિ કરવા માટે યોજવું જોઇએ.

બે હાથથી અથવા મગજથી મહેનત કરીને મનુષ્ય પોતાના નિર્વાહજેટલું અથવા ઘણાંમાં ઘણું તો જેને સામાન્ય સ્થિતિ કહી શકાય, એટલું ધન પ્રાપ્ત કરી શકે છે. પરંતુ વિશેષ ધનને તો જ્યારે તે ધનને જ ધનપ્રાપ્તિના કામમાં યોજે છે, ત્યારે જ પ્રાપ્ત કરી શકે છે.

દ્રવ્યની અધિકતા મનુષ્યને હિંમત, જોર અને નિશ્ચિંતપણું આપે છે, અને ઓછું દ્રવ્ય અથવા નિર્ધનતા તેને ભયભીત, દુર્બળ અને ચિંતાતુર રાખે છે, તેથી વ્યવહારમાં સબળ અને નિશ્ચિંત રહેવા માટે પોતાની પાસે દ્રવ્યની વૃદ્ધિ થાય, એવા ઉપાયો યોજવામાં કોઇએ પ્રમાદ સેવવાની અગત્ય નથી.

નીતિનિપુણ પુરુષો વદે છે કે મહાલક્ષ્મી રાજદ્વારમાં તથા વ્યાપારમાં વસે છે, અને તે કેવળ સત્ય છે. રાજદ્વારમાં મહાલક્ષ્મી વસે છે, એ વાક્યનો અર્થ કેટલાક, રાજાની નોકરીથી પુષ્કળ ધન મળે છે, એવો કરે છે, પરંતુ તે અર્થ સર્વદા યોગ્ય નથી. વાસ્તવિક અર્થ તો રાજપદ પ્રાપ્ત કરવાથી અર્થાત્ રાજા થવાથી જ મહાલક્ષ્મી મળે છે, એવો કરવો ઘટે છે. કારણ કે રાજસેવાની પ્રધાનપદજેવી સર્વોત્કૃષ્ટ નોકરી પ્રાપ્ત કરનારને પણ મહાલક્ષ્મી મળવાનાં ઉદાહરણો ક્વચિત્ જ જોવામાં આવે છે. રાજસેવામાં યોજાયા છતાં જેઓએ ક્વચિત્ અધિક ધન પ્રાપ્ત કર્યું હોય છે તેઓએ સત્તાના દુરુપયોગથી અથવા તો ખાનગી વ્યાપારથી જ અધિક ધન સંપાદન કર્યું હોય છે. તેથી સર્વથા એ જ સિદ્ધ થાય છે કે રાજસેવાથી મહાધન મળતું નથી, પણ રાજપદ પ્રાપ્ત કરવાથી જ મહાધન મળે છે.

એથી ઉલટું વ્યાપારમાં તો અપાર ધન મળવાનાં પુષ્કળ ઉદાહરણો છે, આજે જે. ગોલ્ડ, રોકફેલર, હેરિમેન વગેરે અનેક વ્યાપારીઓનાં નામ અપાર સંપત્તિમાન્ તરીકે વિશ્વપ્રસિદ્ધ છે. દ્રવ્યને જ દ્રવ્યોપાર્જનમાં યોજીને આ પુરુષો અપાર સંપત્તિના અધિપતિ થયા છે.

આમ હોવાથી દ્રવ્યોપાર્જનનો નિયમ પુનઃ સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો આ છેઃ—'એકલા પોતાના હાથથી શ્રમ કરીને કોઈ પણ મનુષ્ય કદી પણ ઘણો શ્રીમાન્ થતો નથી: આ નિયમ મગજની મહેનત કરનારાઓને પણ સરખી રીતે લાગુ પડે છે. ઘણું દ્રવ્ય મેળવવાનો એક જ માર્ગ છે, અને તે એ કે દ્રવ્યપાસે દ્રવ્યોપાર્જન કરાવવું.'

જે. ગોલ્ડ નામના પ્રસિદ્ધ કોટિપતિએ એક વાર કહ્યું હતું કે 'એક મનુષ્ય સંતત ઉદ્યોગ કરીને જેટલું ધન કમાય છે તેટલું જ ધન યોગ્ય સમયે યોગ્ય કામમાં નાંખેલા સો ડોલર (ત્રણસેં રૂપિયા) કમાય છે.' ધનને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પ્રત્યેક મનુષ્યે દ્રવ્યોપાર્જનના આ સૂત્રને પોતાના અંતઃકરણમાં ઉંડું કોતરી રાખવું જોઇએ.

પરંતુ યોગ્ય સમયે યોગ્ય કામમાં નાંખવાને માટે આરંભમાં જે ત્રણસેં કે પાંચસેં રૂપિયા જોઇએ તે ક્યાંથી લાવવા, એ પ્રશ્ન ઘણાના અંતઃકરણમાં ઉઠે છે. આ પ્રશ્નનો ઉત્તર એક જ છે; અને તે એ કે કરકસરથી બચાવીને—કરકસરથી અથવા મોટી મોજમજાઓનો

ભોગ આપીને. કેટલોક સમય વીતતાં પાંચસેં કે હજાર રૂપૈયા ન બચાવી શકે, એવો ભાગ્યે જ કોઈ મનુષ્ય હશે. પોતાના પગારમાંથી અથવા ધંધામાંથી પ્રત્યેક અઠવાડીએ અથવા પ્રત્યેક માસે થોડી પણ રકમ જો કોઈ મનુષ્ય ધારે તો સેવિંગ્ઝ બેંકમાં ન મૂકી શકે, એમ છે જ નહિ. આગ્રહી મનુષ્ય આ પ્રકારે થોડા સમયમાં પાંચસેં અથવા હજાર રૂપૈયા બચાવી શકવાનો અને તે સાથે કરકસર અને ધૈર્ય નામના બે ઉત્તમ સદ્ગુણોને સિદ્ધ કરવાનો.

આપ્રમાણે બચાવેલા પૈસાને પછી કોઇ વિશેષ લાભપ્રદ પરંતુ નિર્ભય વ્યાપારમાં મનુષ્યે નાંખવા, અથવા તો તેને કોઈ એવે નિર્ભય સ્થળે મૂકવા કે જ્યાંથી તેનું સારૂં વ્યાજ આવે. હવે જાતે વ્યાપાર કરવો કે કોઈ સારે સ્થળે વ્યાજે મૂકવો, એ પ્રશ્નનું નિરાકરણ પ્રત્યેક મનુષ્યે પોતપોતાની બુદ્ધિ, યોગ્યતા, સ્થિતિઆદિનો વિચાર કરી, કરી લેવું. જો તમારામાં આત્મશ્રદ્ધા, હિંમત, નવાં કાર્યો ખેડવાનું સાહસ, ઉત્સાહ, અને દૃઢતા હોય, અને એવો કોઇ શુભ પ્રસંગ તમને પ્રાપ્ત થાય તો જાતે જ વ્યાપારમાં નિઃશંકપણે ઝંપલાવજો; તમારા ઉત્તમ ગુણો તમને વિજય અપાવશે જ. પરંતુ જો તમારામાં ઉપર કહ્યા તેવા ગુણો ન હોય તો તમારા બચાવેલા પૈસા કોઈ સારે ઠેકાણે વ્યાજે મૂકી, તમારા વર્તમાન ઉદ્યોગને સાવધાનતાથી કર્યાં કરજો, અને તેથી કોઇ વધારે સારા ઉદ્યોગની શોધમાં નિરંતર રહેજો.

કોઇ મિલના કે કંપનીના કે એવા જ કોઇ ઉદ્યોગના શેર લેતાં એકદમ આંધળા થઇને પંડતું નાંખશો નહિ. નવા ઉદ્યોગો કાઢનાર મતલબી મનુષ્યો લલચાવનારાં પ્રોસ્પેક્ટસો કાઢીને તથા નફાની મોટી મોટી આશાઓ આપીને અનેક ભોળાં મનુષ્યોને છેતરે છે, અને તેમના ખરા પરસેવાથી પ્રાપ્ત કરેલા પૈસાને હોઇયાં કરી જાય છે. આથી પ્રોસ્પેક્ટસની ભાષાથી અથવા તેને છેડે આપેલાં મોટાં મોટાં નામોથી ભુલાવામાં પડતા નહિ. મોટાં નામોની પાછળ ઘણી વાર છેતરપિંડી રહેલી હોય છે, તેથી જે ઉદ્યોગના શેર લો, તેના સંબંધમાં બીજાઓના કહેવાથી અથવા પ્રોસ્પેક્ટસથી ભુલાવામાં પડશો નહિ. પરંતુ જાતે જ બારીકીથી તપાસ કરજો, અને પછી જ તેમાં પૈસા નાંખજો. ઘણા વ્યાજની લાલચથી પરિણામે પૈસા ગુમાવવા, તેના કરતાં થોડા વ્યાજને આપનારા પ્રતિષ્ઠિત ઉદ્યોગોમાં શેર લેવા એ વધારે ડહાપણભરેલું છે.

કેટલાક ઉદ્યોગોમાં પ્રસંગે પચીસ ટકા, પચાસ ટકા કે સો ટકા મળવાનો પણ સંભવ હોય છે. આવા બધા જ ઉદ્યોગો લલચાવનારા કે દગાઈથી ભરેલા હોય છે, એમ કાંઇ નથી. કોઇ કોઈ અત્યંત પ્રતિષ્ઠિત અને પ્રમાણિક પુરુષોથી પ્રવર્તાવાયલા હોય છે. આમ છતાં આવા ભારે વ્યાજની આશા આપનાર ઉદ્યોગોમાં દ્રવ્ય નાંખતાં પ્રથમથી અત્યંત બારીક ચોકસી કરવી અગત્યની છે. તેના પ્રવર્તકોની પ્રમાણિકતા, પ્રતિષ્ઠા, અને હાથમાં લીધેલા ઉદ્યોગને કરવાની યોગ્યતાની સંપૂર્ણ ખાતરી થયા પછી જ તેમાં પૈસા નાંખવા, એ સલામતી ભરેલું છે.

અનુભવવિનાના મનુષ્યોવડે કાઢવામાં આવતા નવા ઉદ્યોગોમાં પૈસા નાંખવાથી પ્રસંગે પૈસા ડૂબવાનો સંભવ આવે છે. આવા મનુષ્યો વાણીમાં પોતે કાઢવા ધારેલા નવા ઉદ્યોગનો પોતાને વિશાળ અનુભવ હોય એમ જણાવે છે, પરંતુ જ્યારે તેઓ કાર્યનો આરંભ કરે છે ત્યારે તેઓનું જ્ઞાન છાછરા પાણીના જેવું ક્ષુલ્લક સિદ્ધ થયા વિના રહેતું નથી,

કશા નિર્ણયઉપર ન અવાય તેણે સરકારી બેંકો, પોસ્ટ ઓફીસ, પ્રતિષ્ઠિત દેશી બેંકો, વગેરેનો આશ્રય લેવો યોગ્ય છે. વિવેકશક્તિનો અને બુદ્ધિનો ઉપયોગ કરનારને આ વિના પણ બીજાં ઘણાં સારાં સ્થળ મળી શકે એમ છે. આમ જ્યાં દ્રવ્યને વિચારપૂર્વક કોઇ ઉ-

દ્યોગમાં નાંખ્યા છતાં દૈવગતિથી નાણાં જોખમાય તો બુદ્ધિમાને રાંડીરાંડની પેઠે ખુણે જઈને છેરો વાળવો યોગ્ય નથી. ઢળી ગયેલા દુધને માટે શોક કરવો નકામો છે, એમ જાણી પુનઃ નવેસરથી આરંભ કરવો. ઘરબાર વગેરેનો સમૂળ નાશ થાય તોપણ હડબડી જવું નહિ. સંસારમાં વિપત્તિની કોને નવાઈ છે? જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી વિપત્તિ મનુષ્યને આવ્યા જ કરે છે. એ કુદરતની મનુષ્યને સાવધ કરનાર અને તેનામાં દેવનાં લક્ષણ આણનાર ચાબુક છે. તે થોડા અથવા ઘણા પ્રમાણમાં મનુષ્યના ઉપર અંતરે અંતરે આવવી જ જોઈએ. તે આવવાથી તેનું જેટલું હિત સધાય છે, તેટલું બીજા કશાથી સધાતું નથી. આમ હોવાથી ખરી કમાણીના પૈસા કદાચ સમૂળ ડુબી જાય તોપણ તેથી હેબક ન ખાઈ જતાં, પરમેશ્વરના અનુગ્રહનું એ એક ચિહ્ન માની પુનઃ વધારે વેગથી ઉદ્યોગને આરંભવો. કારણ કે શોક એ લક્ષ્મીને આણનાર નથી, પણ ઉદ્યોગ જ લક્ષ્મીને આણનાર છે. તેથી થોડીવાર વિશ્રાન્તિ લેઈને પુનઃ કટિને કસવી; અને આ સમયે પૂર્વે ધનપ્રાપ્તિના જે જે નિયમો કહ્યા છે, તેમને વધારે આગ્રહથી પાલન કરવા. વ્યાપારમાં ભારે ખોટ આવવી, અથવા છેક દેવાળુ નીકળે એવી સ્થિતિમાં આવી પડવું, એ કંઈ પાપ નથી. એમાં કંઈ અપ્રતિષ્ઠા નથી. અપ્રતિષ્ઠા તો શોક કરતા ખોટવાળી સ્થિતિમાં પડ્યા રહેવું, અને ફરીને ઉભા થવાનો પ્રયત્ન જ ન કરવો તેમાં છે. પુનઃ પ્રયત્ન કરીને ધનને પ્રાપ્ત કરવું, અને ખાડા પૂરી ઉપર મોટો ડુંગર કરવો, એમાં જ પ્રતિષ્ઠા છે. એમાં જ વીરત્વ છે, અને એમાં જ મનુષ્યત્વ છે. 'હાય હાય મારા પૈસા ડુબ્યા,' એવા નિશ્વાસ મૂકતા રુધિરને બાળી નાંખવું, અને આયુષ્યનો ક્ષય કરવો એ હીચકારાપણું છે, એ રાંડીરાંડનો સ્વભાવ છે, અને એ ભારે શરમ ભરેલું છે. એક વિદ્વાને કહ્યું છે તેમ 'વિજયનો અર્થ એવો થતો નથી કે કદી ભૂલો ન જ કરવી, પરંતુ તેવી ને તેવી જ ભૂલ બીજી વાર ન કરવી, એનું જ નામ વિજય છે.' વળી એક અન્ય વિદ્વાન્ કહે છે કે 'જ્યારે સંસારમાં સઘળું અનુકૂળ થયા કરતું હોય છે ત્યારે હસતું મુખ રાખવું, એ તો બધા જ કરી શકે છે, પરંતુ જ્યારે બધું જ પ્રતિકૂળ થયા કરતું હોય છે, ત્યારે જે મનુષ્ય હસતું મુખ રાખી શકે છે, તેને ધન્ય છે. ખરો મનુષ્ય તો તે જ છે.' આમ હોવાથી ખોટ આવતાં વ્યાકુલ ન થાઓ, પણ મનુષ્યત્વને ધારણ કરી પુનઃ પુરુષાર્થને ઉત્સાહથી સજો. નિષ્ફળતા કાયર મનુષ્યોનાં શિરઉપર ચઢી બેસી જ્યારે નૃત્ય કરે છે, ત્યારે ઉત્સાહી પુરુષાર્થી વીરોથી તે સાત યોજન દૂર રહે છે, અને ક્વચિત્ બીની બીતી તેમની પાસે આવે છે, તો માથામાં સજ્જડ લાત ખાવાને માટે જ.

તત્કાળ આ વિષયમાં અધિક કહેવા જેવું ન હોવાથી હાલ તો આ લેખને અત્ર જ સમાપ્ત કરીએ છીએ.

અનંતસંપત્તિપતિ પરમાત્મા વાચક તથા લેખક ઉભયને અનંત સંપત્તિનું ભાન કરાવો. **ઇતિ.**

---

# યોગિની.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૬૩ થી )

## પ્રકરણ ૩૦.

### આત્મરક્ષણ.

યોગિનીઉપર સત્યને મારેલી ફરીયાદીનો મુકદ્દમો આજે ચાલનાર હતો. આખા નગરમાં આ સંબંધમાં ચર્ચા ચાલતી હતી. ગઈ મજલીના પ્રસંગમાં શેઠના વ્યાધિ નિવારવામાં મારી પુ-

ત્રીએ જે અપાર પરિશ્રમ લીધો હતો, અને હજારો મનુષ્યોને મૃત્યુના મુખમાંથી ઉગાર્યો હતા, તેથી આખા નગરમાં તે અત્યંત લોકપ્રિય થઈ પડી હતી. સામાન્ય જનસમુદાય તો તેને દેવીના અવતારતરીકે માનતો, અને યોગિની માતાના નામથી તેને ઓળખતો. નગરમાં ઘેરે ઘેર બૈરાં સર્જનને ગાળો દેતાં, અને સર્જનનું હવે ભુંડું થવા બેઠું છે, એમ જ્યાં ત્યાં કહેતાં. પુરુષસમુદાય અને તેમાં પણ અજ્ઞાન પ્રજાનો મોટો ભાગ સર્જનઉપર ઘણો ઉશ્કેરાઇ ગયો હતો. દશ વાગતાથી જ લોકોના ટોળેટોળાં કોર્ટના માર્ગે વહેવા લાગ્યાં. અમારા કોર્ટમાં જવાના માર્ગમાં, કોઈ રાજાની સ્વારી જોવાને મનુષ્યો એકઠાં થાય તે પ્રમાણે માર્ગની બને બાજુએ સ્ત્રીપુરુષોનો જમાવ થવા લાગ્યો. વિદ્યાર્થીઓનો મોટો ભાગ પણ નિશાળે જવાનું છોડી દઈને કોર્ટના માર્ગે વહેવા લાગ્યો. અગીયાર વાગતામાં કોઈ તો મોટો મેળો ભરાયો હોય તેમ કોર્ટમાં જવાનો રાજમાર્ગ ચીકાર ભરાઇ ગયો. છેક અમારા 'શાંતિભવન'ના ઝાંપાઆગળ પણ લોકો એકઠા થયેલા જણાયા. લોકોમાં પ્રકટેલી અસાધારણ ઉશ્કેરણીની સરકારને પણ અગાઉથી ખબર પડી ગયેલી હોવાથી માર્ગમાં સ્થળે સ્થળે પોલિસનો બંદોબસ્ત રાખવાની તેણે અગમચેતી વાપરી હતી.

બરાબર સાડા અગીયારે કોર્ટમાં કામ ચાલનાર હતું. હું અગીયાર વાગતાં વસ્ત્ર પહેરીને તૈયાર થઇ ગયો, અને અગાઉથી આપેલી ખબરપ્રમાણે મારી લેન્ડો જોડાઇને આવી કે કેમ, તેની નોકરપાસે તપાસ કરાવી. યોગિની પણ સજ્જ થઇને નીચે આવી. આજે તેણે મોતીયા રંગની સહજ શ્વેત સાડી ધારણ કરી હતી. મસ્તકના કેશ પૃષ્ઠ ભાગઉપર છુટા મૂકી દીધા હતા. મસ્તકને ન ઢાંકવાના તેના નિયમપ્રમાણે તેણે તેને ઉઘાડું રાખ્યું હતું. કપાળ અને નેત્રઉપર આછી શ્વેત ભસ્મનું લેપન કર્યું હતું. હસ્તઉપર હીરાથી જડેલી બંગડીઓ પહેરી લીધી હતી. સાડીની અંદર સોનેરી રંગની સાટીનનું બદન પહેર્યું હતું. કંઠમાં ચણીબોરજેવડાં મોતીની એક માળા નાંખી હતી. ડાબા હાથમાં કાળા રંગની એક અત્યંત ચકચકિત સોટી રાખી હતી, જમણા હાથમાં કાળા ચકચકતા ઝીણા રુદ્રાક્ષની એક મનોહર માળા રાખી હતી, અને પગમાં લીલી મખમલથી મઢેલી, એડીવિનાની સપાટો પહેરી હતી.

યોગિનીને આપ્રમાણે તૈયાર થઇને આવેલી જોઇને મેં તેને કહ્યું, બહેન ! ગાડી તૈયાર છે, અને આપણે જવાનો સમય થયો છે. તેણે ઇશારતથી 'હા ચાલો' એમ સૂચવ્યું, અને ચાલવા માંડયું. આ સ્થળે સદ્વિવેકી વાચકને મારે જણાવવું જોઇએ કે અંતરમાં તથા અન્ય કોઈ ન હોય ત્યારે મારી પુત્રીને મહાપુરુષોને સંબોધતા શબ્દોવડે જ હું થોડા સમયથી સંબોધતો હતો, તોપણ વ્યવહારમાં મેં તેને બહેન શબ્દવડે સંબોધવાનો મારો મૂળનો નિયમ તજ્યો ન હતો.

અમે ગાડીમાં બેઠાં, અને બગી ઝાંપા બહાર નીકળી. અમને જોતાં જ લોકોએ 'બોલો બોલો શ્રીયોગિની માતકી જે'ના ઘોષવડે હર્ષનાદ કર્યો. સ્ત્રીઓ અને પુરુષો હસ્ત જોડીને નમન કરવા લાગ્યાં. યોગિનીનાં દર્શનની લોકોમાં એટલી પ્રબળ ઉત્કંઠા જણાવા લાગી કે મેં ગાડીવાનને ગાડી ધીમી ચલાવવા તથા તડકાને માટે જે આચ્છાદન ગાડીઉપર ખેંચી લીધું હતું, તેને પાડી નાંખવા સૂચવ્યું. જેમ જેમ ગાડી આગળ ચાલવા માંડી તેમ તેમ લોકોનો અધિક જમાવ આવવા લાગ્યો, અને 'યોગિની માતકી જે' ના વિશેષ પોકારો થવા લાગ્યા. ગાડીની પાછળ ટોળાં થઇને લોકો આવવા લાગ્યા, અને વારંવાર ઉપરાઉપરી 'જે' બોલાવવા

લાગ્યા. માર્ગમાં સ્થળે સ્થળેથી યોગિનીઉપર પુષ્પો પડવા લાગ્યાં. જ્યના પોકારોથી આખો માર્ગ ગાજી રહ્યો. પાછળ ટોળાં થઇને આવતા લોકોને રોકવા પોલીસ પ્રયત્ન કરવા લાગી, પણ તે પ્રયત્ન સફળ થયો નહિ. લોકોમાં આટલો બધો પૂજ્યભાવ તથા આવેશ એકદમ શી રીતે પ્રકટયો, એ વિચારથી મને આશ્ચર્ય થયું. આખરે કોર્ટઆગળ ગાડી આવી પહોંચી. પોલિસનો સખ્ત બંદોબસ્ત છતાં પણ 'યોગિની માતકી જે' નો મોટો પોકાર થઇ રહ્યો. અંતઃકરણનો ખરો ઉછાળો, સત્તાવડે શી રીતે દબાયલો રહે?

કોર્ટનું મકાન ખીચોખીચ ભરાઇ ગયું હતું. બહારથી અંદર આવવાને હજારો માણસો પ્રયત્ન કરતા હતા, પરંતુ પોલીસે બહુ સખ્ત બંદોબસ્ત રાખ્યો હતો. મેજીસ્ટ્રેટને આવવાને હજી દશ મિનિટનો વિલંબ હતો. એટલામાં સર્જનની બગી આવી. તે ઘણો જ ક્રોધાકુલ તથા ભયાકુલ જણાતો હતો. પાછળથી મારા જાણવામાં આવ્યું હતું કે આખે રસ્તે લોકોએ તેની 'હુ' બોલાવી હતી, તથા કેટલાક અટકચાળા છોકરાઓએ તો તેની ગાડીઉપર કાંકરા નાંખવાથી તેને ગાડીના પડદા બંધ કરીને, તથા રાજમાર્ગથી આવવાને બદલે, લોકોના જમાવ વિનાના આડા માર્ગથી આવવું પડયું હતું. કોર્ટમાં તે આવ્યો ત્યારે પણ કેટલાક ઉન્મત્ત વિદ્યાર્થીઓ તેને 'દિસ, દિસ' તથા 'શેમ શેમ' કર્યા વિના રહ્યા નહિ.

બરાબર સાડાઅગીયાર વાગતાં મેજીસ્ટ્રેટ આવ્યો. તે યુરોપીયન હતો. યોગિનીને જે તે રીતે શિક્ષા કરવાના તેના ઉપર દબાણના પુષ્કળ પત્રો આવ્યા હતા, એવી કોર્ટમાં આવ્યા પછી લોકોમાં ચાલતી વાતો મારા સાંભળવામાં આવી હતી, તેથી અનુકૂળ પરિણામ આવવો બહુ જ કઠિન છે, એવો મને ભય થયો, અને તોપણ યોગિનીના મુખઉપર પ્રસરેલી અસાધારણ નિર્ભયતા જોઇને મારા અંતઃકરણની દુર્બળતામાટે મને લજ્જા ઉત્પન્ન થઇ, અને તેના અપાર સામર્થ્યનો વિચાર કરી પુનઃ નિર્ભયતાના વિચારોને પ્રકટાવતો નિશ્ચિંત બેસી રહ્યો.

કામ ચાલવા માંડયું. યોગિનીની જુબાની લેવામાં આવી. પોતાની જુબાનીમાં જે પ્રસંગ બન્યો હતો તે સર્વ તેણે યથાસ્થિત કહ્યો. સર્જનની જુબાનીથી યોગિનીની જુબાનીમાં કશો વિશેષ પડયો નહિ. યોગિનીને પોતાના બચાવમાં શું કહેવાનું છે, એ સંબંધમાં પૂછતાં તેણે સર્જનની ઉલટપાલટ તપાસ કરવા પોતાની ઇચ્છા જણાવી. આ તપાસમાં તેણે હાલની પાશ્ચાત્ય વૈદ્યવિદ્યા તથા શસ્ત્રવિદ્યા કેટલી અપૂર્ણ છે તથા તેનો પાયો કેવાં દુર્બળ અનુમાનોઉપર રચાયો છે, એ સર્જનના મુખથી જ કઢાવ્યું, અને વિવિધ પ્રશ્નોમાં તેને ઘણો જ ગભરાવી નાંખ્યો. પરિણામે પોતાના બચાવમાં યોગિનીએ પોતે જ ભાષણ કર્યું. તેમાં પ્રસિદ્ધ પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાયો ટાંકી ટાંકીને તેણે સિદ્ધ કરી આપ્યું કે Medicine is not an exact science (હાલનું વૈદકશાસ્ત્ર એ યથાર્થ શાસ્ત્ર નથી) અને ગમે તેટલી બડાઇઓ મારવા છતાં પણ જગતમાંથી વ્યાધિઓને મારી હઠાવવામાં તેણે વિજય મેળવ્યો નથી. વળી તેણે જણાવ્યું કે જે જે રૂપોમાંથી વ્યાધિઓનું પ્રમાણ ઓછું કરવામાં ડોક્ટરો વિજયી થયા છે, ત્યાં તેઓ દવાઓથી વિજયી થયા નથી, પણ આરોગ્યને વધારનારા બાહ્ય ઉપાયો (Sanitary measures) યોજવાથી જ વિજયી થયા છે. એ જ પ્રમાણે શસ્ત્રવિદ્યા (Surgery) ગમે તેટલી આગળ વધેલી છતાં પણ શસ્ત્રવૈદ્યો મિથ્યાભિમાનથી અનેક પ્રસંગે ખોટાં અનુમાનથી કેવું મોટું ચીર વેતરી નાંખે છે અને કેટલા બધા, અન્ય ઉપાયોથી જીવી શકે એવા રોગીઓને મૃત્યુના મુખમાં હોમી દે છે, એ પણ તેણે દૃષ્ટાંતોવડે સિદ્ધ કરી આપ્યું.

પોતાના ભાષણના અંતમાં તેણે જણાવ્યું કે આવાં અનેક કારણોથી હાલના ડોક્ટરોને કેટલીક બાબતમાં મેં જે ઉદ્‌ગાર કહ્યા છે, તે યથાર્થ જ છે. વળી તેઓમાંથી ઘણા 'વર વરો કે કન્યા વરો, પણ ગોરનું તરભાણું ભરો' એ કહેવતપ્રમાણે પોતાનાં ખિસ્સાં ભરવાને માટે હૃદયની એટલી બધી નિષ્ઠુરતા બતાવે છે કે મેં તેમને આપેલી વરની ઉપમા કોઈ પણ રીતે અયોગ્ય નથી.

આપ્રમાણે પોતાનો બચાવ યોગિનીએ બહુ જ બુદ્ધિથી તથા વક્તૃત્વથી કર્યો, તોપણ પૂર્વથી કરેલા સંકેતપ્રમાણે મેજીસ્ટ્રેટે તેના વિરુદ્ધ ચુકાદો આપ્યો, અને તેને પાંચસેં રુપૈયા દંડની અથવા તે ન આપે તો ત્રણ માસ આસન કેદની શિક્ષા કરી.

મેજીસ્ટ્રેટે પછી યોગિનીને પૂછ્યું કે તમારી દંડ આપવાની ખુશી છે કે કેદમાં જવાની? યોગિની દંડ આપવાની જ પોતાની ઇચ્છા દર્શાવશે એવું મેં તથા કોર્ટમાં હાજર રહેલા સઘળાએ ધાર્યું, પણ જ્યારે તેણે નિશ્ચિંતપણે કહ્યું કે હું દંડ આપવાને રાજી નથી, પણ કેદની શિક્ષા સ્વીકારવાને રાજી છું, ત્યારે મારા તથા સાંભળનાર સર્વના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

દંડ આપવાનું ન સ્વીકારતાં કેદની શિક્ષા સ્વીકારવામાં યોગિનીનો શો હેતુ હશે, એ સંબંધના વિચારમાં હું મુઝાતો હતો, એટલામાં મેજીસ્ટ્રેટે બીજા મુકરદમાના સાક્ષિને બોલાવવાનો હુકમ કર્યો. યોગિની તત્કાળ પોતાની જગાએથી ઉભી થઇ, પોતાની લાકડી તથા માળા લીધી, અને વકીલો, પોલીસ, પોલીસનો અમલદાર, મેજીસ્ટ્રેટ, સર્જ્યન વગેરે સંભ્રમથી જોયા કરતા હતા એટલામાં તો દડે પેરે કોર્ટના મકાનમાંથી બહાર ચાલી ગઇ. તેના ઉઠી જવા પછી કોર્ટમાં જે અવ્યવસ્થા થઇ તેનું વર્ણન કરવા કરતાં વાચકે પોતે જ અનુમાન કરવું. સર્જ્યન બુમ પાડી ઉઠ્યો, કેદી ભગતા હે; ઉસકું પકડો. સર્જ્યનનો વકીલ તેમ જ બીજા દશ બાર જણા 'પકડો પકડો' ની બુમો પાડી ઉઠ્યા. કોર્ટમાં જોવાને એકઠા મળેલા લોકોએ એકદમ બારણાભણી ધસારો કર્યો. પારવિનાની હો હા થઈ રહી. કોર્ટમાં શાંતિ રાખવાને સિપાઇઓએ વગાડેલી સીસોટીઓ નિષ્ફળ ગઇ. કોર્ટની બહાર એકઠા થયેલા લોકોએ યોગિનીને જોતાં જ 'યોગિની માતકી જે' નો પોકાર પાડી મૂક્યો. પોલીસ અમલદાર જાણે સ્વપ્નમાંથી જાગતો હોય તેમ આંખો ચોળતો અને માથું ખજવાળતો પોતાની જગાએથી ઉભો થયો, અને પોતાના સિપાઇઓને લેઇને 'હટો, હટો' એવી બુમો મારતો, લોકોની ભીડમાંથી યોગિનીને પકડવા તેની પાછળ દોડ્યો. હું પણ ઉઠ્યો, અને તે અમલદારની પાછળ પાછળ ચાલીને લોકોની ભીડમાંથી બહાર આવ્યો.

જાણે કશું જ ન બન્યું હોય, તેમ કોર્ટના ચોગાનમાં થઇને ધીરે ધીરે શાંતિથી ગાડી ભણી જતી મેં યોગિનીને જોઇ. પોલીસ અમલદાર તેની પાછળ ધસમસ ધસમસ દોડતો જતો હતો. તેને અને યોગિનીને એક હાથનું પણ છેટું નહિ રહ્યું હોય. યોગિનીએ પાછળ જોયા વિના જ આગળ ચાલ્યા કર્યું. 'ખડી રહે બે, કીધર ભાગતી હે' એમ ક્રોધથી બોલી જેવો તે અમલદાર પોતાનો હાથ લાંબો કરી તેને પકડવા જતો હતો તેવો જ તેનો હાથ જાણે ચેતનારહિત થઇ ગયો હોય અને લાકડાનો હોય તેમ તેની બાજુએ લટકવા લાગ્યો, અને તેના પગ તે જ્યાં ઉભો હતો ત્યાં જ ચોંટી ગયા. તે ફટારેલે ડોળે યોગિનીના તરફ જોવા લાગ્યો, અને તેની પાછળ જવા મથવા લાગ્યો, પણ તેનાથી એક તસુજેટલું પણ આગળ ખસાયું નહિ. યોગિની

તો જાણે કશું જ બન્યું ન હોય તેમ આગળ ચાલી, અને ગાડીમાં જઇને બેઠી, અને તમારા કોઇ મિત્રની ગાડીમાં ઘેર આવજો, એમ એક નોકરસાથે મને કહેવડાવીને તરત જ ગાડી ઘરભણી હાંકી જવા ગાડીવાનને હુકમ કર્યો.

વિલક્ષણ સિકલ થઈ ગયેલા અને હાંફતા પોલીસ અમલદારની આજુબાજુ માણસો એકઠાં થઈ ગયાં. તેનો એક સિપાઇ તેને કહેવા લાગ્યો, સાબ! એ ઓરત તો ભાગી! આપકું ક્યાં હુવા?

બીજાએ પૂછ્યું, આપને કાહેકું એ ઓરતકું કેદ નહિ કી?

ટોળામાંથી કોઈ બોલી ઉઠ્યું, તો મીયાંસાહેબ! તમે શું માથાં મુડતા'તા? તમારે પકડવા દોડવુંતુને!

એક બીજો સિપાઇ બોલ્યો, આબ ઇધર સબ ક્યા કરતે હો. ઉસકી પીછે લગો નહિ તો કીધર ચલી જાયગી તો પત્તા નહિ લગેગા.

ટોળામાંથી કોઇ બોલ્યું, પાછળ લાગવું, એ બાપાજીનો લાડવો નથી તો! એ તો જોગણી માતા, જીવતા રાખ્યા એટલો જ ભગવાનનો પાડ માનોને!

એટલામાં સામા પક્ષનો વકીલ તથા સર્જ્યન વગેરે ત્યાં આવી પહોંચ્યા. વકીલે અમલદારને કહ્યું કે તમે અહિં શું કર્યાં કરો છો? એને હજી પકડી નથી?

દયામણું મુખ કરીને તે અમલદાર બોલ્યો, શી રીતે પકડું? પકડવા તો હું આવ્યો જ હતો.

વકીલે પૂછ્યું, ત્યારે પકડ્યા વિના કેમ અહિં બોતની પેઠે ઉભા રહ્યા છો? ડાબા હાથથી જમણા હાથને દાબતો દાબતો નિશ્વાસ નાંખતો તે બોલ્યો, એ વંત્રીને પકડવાનું ફરીને મારા હાથમાં બળ આવે, એવું મને લાગતું નથી. મને લાગે છે કે મારો હાથ રહી ગયો છે.

કેટલાક જણ બોલી ઉઠ્યા, રહી ગયો છે! પક્ષાઘાત થયો છે! બાપ રે!

એક જણ બોલ્યો, કેમ અલ્યા, હું નહોતો કહેતો કે આ જોગણી માતા તો સાક્ષાત કાળકાનો અવતાર છે. મારા બેટા ટોપીવાળાઓ! માતા ન જુએ, મહાદેવ ન જુએ, દેવ ન જુએ, દેવી ન જુએ, જેના તેના ઉપર સોટા બજાવા જાય, તે બધે તે કંઈ શિવાજીયાંની બોડ છે! બધા દેવો આ કળજુગમાં લાંબો સોડો તાણીને સુતા છે, પણ મારી કાળકા મા! તેં રંગ રાખ્યો ખરો.

વકીલે અમલદારને કહ્યુ, હેં શું કહો છો! હાથ પક્ષાઘાતથી રહી ગયો છે! ઓચિંતુ એમ શાથી થઈ આવ્યું? આમ બોલીને તે અમલદારનો હાથ તે તપાસવા લાગ્યો, મને પણ જિજ્ઞાસા થવાથી હું પણ તે અમલદારની પાસે ગયો, અને તેની બાંય ચડાવાય એટલી ચડાવીને તેનો હાથ જોવા લાગ્યો. તે ઠરીગાર થઈ ગયો હતો. તેમાં લોહીની ગતિ બંધ પડી ગઇ હતી. આંગળાં અને પહોંચો લાકડાના જેવાં અક્કડ અને જડ થઇ ગયાં હતાં. આખા હાથમાં લોહીનું એક ટીપું પણ ન હોય એમ જણાતું હતું.

મેં તેને પૂછ્યું, તમને કંઇ દરદ થાય છે?

તેણે ઉત્તર આપ્યો, તે જડ જેવો થઇ ગયો છે. તેમાંથી લાગણી જતી રહી છે. પણ

મારા તરફ કરડી નજર કરીને તે બોલ્યો, એ વંત્રીના હું ધારું છું કે તમે બાપ છો, નહિ ધારું ? કહો તમારી છોડી કોણ છે, ભૂત છે, પિશાચ છે કે ડાકણ છે ?

લોકો તેનાં આ વચનો સાંભળી ખીજવાઇ ગયા, અને જેમ જેને ફાવે તેમ બોલવા લાગ્યા. અહિંથી હવે ખસી જવું, એ સારું છે, એમ ધારી હું ત્યાંથી ખસી ગયો; અને ત્યાં એક ભાડાની ગાડી ઉભી હતી તેમાં બેશીને મારે ઘેર આવ્યો.

યોગિની નીચે દીવાનખાનામાં એક આરામખુરશીઉપર ધ્યાનસ્થ સ્થિતિમાં પડી હતી.

( અપૂર્ણ. )

---

# सुखसाधक विद्या.

સુખની સર્વને ઇચ્છા હોય છે, અને તેથી આપણું કેવું વર્તન આપણને સુખને આપનારૂં છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું આપણે અત્યંત અગત્યનું છે.

જગતમાં જીવ માત્રથી સર્વદા બે પ્રકારની ક્રિયા થતી જોવામાં આવે છેઃ સુખને આપનારી અને દુઃખને આપનારી. સુખની આપનારી ક્રિયા મંડનાત્મક છે, એટલે કે તે ક્રિયાવડે કશાનો નાશ કરવામાં આવતો નથી, પણ સ્થાપન કરવામાં આવે છે. દુઃખને આપનારી ક્રિયા ખંડનાત્મક છે, એટલે કે તે ક્રિયાવડે જે સ્થાપિત હોય છે, તેનો નાશ કરવામાં આવે છે. મંડનાત્મક ક્રિયા છુટાછવાયા ભાગોને એકઠા કરી સાંધી દે છે-ઇંટો, ચુનો, લાકડાં વગેરે અવ્યવસ્થ સામગ્રીને વ્યવસ્થાથી ગોઠવી સુંદર ઘર બનાવે છે; ખંડનાત્મક ક્રિયા આખી વસ્તુને તોડીને તેને છિન્નભિન્ન કરી નાંખે છે-બાંધેલા રમ્ય ઘરને કોદાળા, કોશ વગેરેથી તોડી પાડી સઘળું અવ્યવસ્થ કરી મૂકે છે.

મનુષ્ય જ્યારે સુખને સાધનારી ક્રિયા કરે છે ત્યારે તે ક્રિયા તેના શરીરને તથા મનને ઉત્તમ પ્રકારનું રચે છે. તે તેમની પૂર્ણતાવાળી સ્થિતિ કરે છે. તે સ્થૂલ પ્રદેશમાંથી તેમ જ સૂક્ષ્મ પ્રદેશમાંથી સ્થૂલ સૂક્ષ્મ અણુઓને તેના પ્રતિ આકર્ષી આણે છે, અને સુંદર શરીરરૂપી તથા સુંદર મનરૂપી ભવ્ય મંદિર રચે છે. એથી ઉલટું જ્યારે તે દુઃખસાધક ક્રિયા કરે છે ત્યારે તે તેના શરીરનો તથા મનનો ક્ષય કરે છે. તે શરીરને તથા મનને વેરણછેરણ કરી નાંખે છે. તે શરીરનાં તથા મનનાં સ્થૂલ સૂક્ષ્મ અણુઓને પૃથક્ કરી નાંખી તેમને વિખેરી નાંખે છે. તે સૌંદર્ય અને વ્યવસ્થાને સ્થાને કુરૂપતા અને અવ્યવસ્થા આણે છે.

આમ હોવાથી મનની તથા વાણીની પ્રત્યેક ક્રિયાને કેવી રીતે મંડનાત્મક અથવા સુખસાધક કરવી, એ જાણવું એ પ્રત્યેક સુખેચ્છકનું કર્તવ્ય છે. એ જાણવું અને તેને આચારમાં મૂકવું, એ સુખસાધક વિદ્યાની સિદ્ધિ છે. સુખસાધક વિદ્યાની સિદ્ધિ કરનારને કશું જ દુર્લભ રહેતું નથી.

( ૧ )

### વાણીની સુખસાધક ક્રિયા.

નજરમાં આવે તેમ બોલવું, એ લોઢાના પાટાઉપરથી એન્જીનને ઉતારીને ગમે ત્યાં દોડાવવા બરાબર છે. એથી પોતાને તેમ જ બીજાને હાનિ જ થાય છે.

આપણને ન ગમતી વાત બીજાને કહી બતાવવી, એ સુખને સાધનાર નથી. આપણને જે વસ્તુ ગમતી નથી તેના પ્રતિ આપણો અભાવ અથવા અણગમો હોય છે. અને અભાવ અથવા અણગમો એ દ્વેષનું બીજું નામ છે. પણ દ્વેષ એકતા કરનાર નથી. તે પ્રાણીપદાર્થોનું આકર્ષણ કરીને તેમને એકઠા રાખતો નથી. તે તો સર્વદા પૃથક્કરણ કરનાર ગુણ છે. તે સંપ હોય છે ત્યાં કુસંપ કરે છે—એકઠા મળીને એકરૂપે રહેતા પ્રાણીપદાર્થોને છૂટા પાડી નાંખે છે. અને જ્યાં સંપ અથવા ઐક્ય હોતું નથી ત્યાં જંપ અથવા સુખ હોતું નથી. આથી અણગમો સુખને ઉપજાવનાર નથી, પણ દુઃખને ઉપજાવનાર છે. તમે મંડળીમાં જમવા બેઠા હો ત્યાં કારેલાં કે ગિલોડાં તમને ન ગમતાં હોય તો બીજાને કહી કહી બતાવતા ના કે કારેલાં ઘણાં જ ખરાબ છે, અને મને તે બિલકુલ ભાવતાં નથી. જમવા બેઠેલામાંથી કારેલાં કે ગિલોડાંઉપર પ્રેમવાળું કોઈ પણ હોય છે, અને તમારા શબ્દો તેની અને તમારી વચ્ચે એકદમ વિરોધ અને ભેદ પ્રકટાવવા માંડે છે. મને ગમતી કોઈ વાત, તમને ગમતી નથી, એવું જ્યારે તમે મને કહો છો ત્યારે તે બાબતમાં તમારી અને મારી વચ્ચે વિરોધનું બીજ રોપાય છે. મારૂં અંતઃકરણ તમારા ઉપર જેટલા પ્રેમથી ધાવન કરતું હોય છે, તેના કરતાં કંઈક અંશમાં ઓછા પ્રેમથી ધાવન કરે છે. જે તમને ગમતું હોય છે, તે જ જો મને ગમતું હોય છે, તો તમારૂં અને મારૂં પરસ્પર આકર્ષણ થાય છે, પરંતુ એક બાબત તમને ગમતી હોય અને મને ન ગમતી હોય તો તે બાબતમાં તમે અને હું પરસ્પરથી દૂર રહેવાનો જ પ્રયત્ન કરીએ છીએ. આપણને સર્વને તેની તે વસ્તુઓ ગમવી જ જોઇએ, એવું કંઇ નથી—એકને ગમે તે બીજાને ન પણ ગમે—પરંતુ સઘળાએ પોતાને ન ગમતી વસ્તુઓઉપરનો પોતાનો અણગમો પોતાના મનમાં જ દાટી રાખવો, એ સર્વના સુખને સાધનાર છે. મને કારેલાં ભાવતાં નથી, એવું બીજાને જણાવવાથી બીજાઓના આનંદમાં વૃદ્ધિ થતી નથી. તેથી તેમના ભોજનમાં તેમને વિશેષ સ્વાદ જણાતો નથી, ઉલટું મારા એ વચનથી કારેલાંઉપર જેમને પ્રેમ હોય છે, તેમને હાનિ થવાનો સંભવ આવે છે.

તમને કારેલાં ભાવતાં નથી એવું જગતને જણાવવાથી જગતના સુખમાં, શોભામાં, સંપત્તિમાં અને આરોગ્યમાં તમે શી રીતે વૃદ્ધિ કરવાના? તમારા અણગમાથી શું ભાગેલું સંધાવાનું, નવું રચવાનું, અને ઓછી મહત્તાવાળું અધિક મહત્તાને પ્રાપ્ત થવાનું? કશું જ નહિ. ઉલટું તમારો અણગમો દર્શાવવાથી, કારેલાંને ખાનારા તમારી આજુબાજુના બીજા માણસોના મનમાં કારેલાં ખરાબ છે, એવો તમે વિચાર સ્ફુરાવો છો, અને આથી તેમની પચનક્રિયાને તમે બગાડો છો. કારેલાં ખરાબ છે, એવા વિચારથી જો ખાવામાં આવે છે તો તે સહેલાઇથી પચતાં નથી; પણ પ્રેમથી, આનંદથી અને અનુકૂળ ભાવથી જો તે ખાવામાં આવે છે તો અમૃતતુલ્ય ગુણ આપે છે. આમ હોવાથી જમવા બેઠા હો ત્યાં અમુક ખરાબ છે, અમુક વાયડ છે, અમુક દુર્જર છે, અમુક મને ભાવતું નથી, એવાં એવાં વચનો બીજાઓને કદી કહો નહિ, અને તમે પોતે પણ મનમાં તેવા વિચારો ન કરો. તમને ભાવતી હોય તે વસ્તુના જ વિચાર કરો, અને તેની જ વાતો કરો.

અમુક ખાવાનો પદાર્થ ગુણને કરનાર છે, અને અમુક અવગુણને કરનાર છે, એવી ચર્ચા પણ કોઈની સાથે કદી ન કરો. 'મને શિખંડ બહુ જ ભાવે છે, પણ જમ્યા પછી

પેટમાં પારાની પેઠે તે મને પડેલા જણાવાથી હું તે ખાતો નથી,' એવાં વચનો કદી ન બોલો. તમારા મિત્રોને આમ કહેવાથી કશો જ લાભ થતો નથી; ઉલટું તમારા કહ્યા પછી તેમને પણ શિખંડ જમ્યા પછી પેટમાં પારાની પેઠે પડેલો જણાવા માંડે છે. શિખંડ પારા જેવો દુર્જર છે, એવો વિચાર તેને જોઇને જ્યાં સુધી તમારા મનમાં આવે ત્યાં સુધી શિખંડ જેવી વસ્તુ જગતમાં કોઈ છે, એ વાતને ભૂલી જાઓ. શિખંડમાં તમને થયેલી પારાની બુદ્ધિ જ્યારે નષ્ટ થશે ત્યારે તમને જણાશે કે શિખંડ તમને સંપૂર્ણ રીતે માફક આવે છે. શિખંડ દુર્જર છે, એવું કહેવાને બદલે તમારા મિત્રોને કહો કે ઢોકળાં તમને ખુબ ભાવે છે, તે ખાવાથી તમને દસ્ત બહુ જ ખુલાસાથી થાય છે, તથા ગમે તેટલાં ખાઓ તોપણ જઠર ખાલીને ખાલી જ લાગે છે.

કેટલાક ખાવાના પદાર્થો હાનિને કરનારા છે, એવું તમે માનતા હો તોપણ તમારા તે વિચારો તમારા મનમાં જ રાખજો. બોર કે કાકડી ખાવા લાયક નથી, એવું કદી બોલશો નહિ. તમે તેમને અવગુણ કરનાર માનતા હો તો ભલે તેમને ના અડતા; પણ જેમને તેમાં લાભ જણાતો હોય તેમને તે આનંદથી ખાવા દો. યથાર્થ દૃષ્ટિથી આખું જગત્ મનની કલ્પના માત્ર છે; મન જેને જેવું કલ્પે છે, તેને તેવું અનુભવે છે; જેની જેમાં જેવી ભાવના હોય છે, તેને તેમાં તેવો અનુભવ થાય છે. આથી કાકડી અને બોર ગુણકારક છે, એવી જેની દૃઢ ભાવના છે, તેને તેઓ ગુણકારક જ છે; અને જેની તેમાં વિરોધી ભાવના છે, તેને તેઓ હાનિને કરનાર છે. તમને તેઓમાં હાનિની ભાવના થઇ હોય તો તમે તેમને ન ખાતા, પણ તેઓ હાનિને કરનાર છે, એવું દ્યોતન જ્યાં ત્યાં ન પ્રવર્તાવો. આમ કરવું, એ દુઃખસાધક અથવા ખંડનાત્મક ક્રિયા છે. તે અપચાનાં, વિચ્છેદનાં, વ્યાધિનાં અને મૃત્યુનાં બીજ રોપે છે, લાભની અને ગુણની જ વાતો કરો.

તમે મીઠું, મરચું અને મસાલા ન ખાતા હો, અને જ્યાં જમવા ગયા હો ત્યાં મીઠું મરચું નાંખેલા પદાર્થો હોય તો મીઠુંમરચું ખાવાની મનુષ્યને કશી જ જરૂર નથી, અને તે ખાવાથી આવાં આવાં નુકસાન થાય છે, એવાં ભાષણો આપવા મંડી ના પડતા. જેઓ પીરસાયલા પદાર્થો અત્યંત પ્રીતિથી જમતા હોય છે, તેમના અંતઃકરણમાં શા માટે નકામું શળ ઘાલો છો? તેમણે માનેલા અમૃતરૂપ પદાર્થોને શામાટે તેમની દૃષ્ટિમાં વિષરૂપ કરોછો? પ્રથમ તો મીઠું મરચું નહિ ખાનાર તમારે તમારા પોતાના ઉદાહરણથી મીઠુંમરચું ખાનાર બીજા મનુષ્યોથી તમે વધારે નીરોગ, વધારે બળવાન્ અને વધારે સારા થયા છો, એ દર્શાવી આપવું જોઇએ. ઉપદેશ આપવા પહેલાં ઉપદેશનું ફળ પોતે પ્રાપ્ત કરેલું છે, એવું ઉપદેશ આપનારે સર્વદા પોતાના દૃષ્ટાંતથી સિદ્ધ કરવું જોઇએ. અને મીઠુંમરચું છોડી દેનાર તમે તમારા ઉદાહરણથી બીજાઓને જો દર્શાવી આપશો કે મીઠું, મરચું અને મસાલા ખાનાર મનુષ્યોકરતાં તમે વધારે આરોગ્યવાળા, વધારે બળવાન્, અને વધારે સારા થયા છો તો મીઠુંમરચું હાનિને કરનારાં છે, એ તમારા નિશ્ચયને સિદ્ધ કરવાને માટે મીઠામરચાની વિરુદ્ધ તમારે એક અક્ષર પણ બોલવાની અગત્ય રહેશે નહિ. સાદા આહારથી કેવા ઉત્તમ પરિણામો આવે છે, એટલું દર્શાવવાની જ તમારે અગત્ય રહેશે, અને જેઓ તમને જોશે તેઓ સર્વ તમારા જેવું વર્તન કરવાની ઇચ્છા પોતાની મેળે જ કરશે. પોતાના ઉદાહરણવડે ઉપદેશ આપો. મીઠામરચાની નિંદામાં

કોઈ પણ વચન ન બોલતાં સાદા આહારની સ્તુતિ કરો. સુખસાધક 'વાણી' અને વિચારોને જ ત્યાં ત્યાં પ્રવર્તાવો, અને મીઠામરચાઉપર તોપના ગોળા ન છોડો.

પ્રજામાં ચાલતા ખાનપાનમાં સુધારો કરવામાટે ઉપદેશ કરવાનો તમને પ્રબળ વેગ જ હોય છે તો તે ઉપદેશ મંડનાત્મક રીતે આપો, પણ ખંડનાત્મક રીતે નહિ. ચાહા અને કોફી 'જઠરને અને યકૃતને બગાડે છે' એવું જો તમે માનતા હો, અને તેને બદલે દુધ કે લિંબુનું પાણી પીવાનો ઉપદેશ આપવાની તમારી ઇચ્છા હોય તો ચાહા અને કોફીનાં જે નુકસાનો તમે નક્કી કર્યાં હોય, તેનું વર્ણન ભભકાભરેલી વાણીમાં કરવા મંડી ના પડતા. કારણ કે ચાહા અને કોફીમાં જે નુકસાનો કહેવામાં આવે છે, તે નુકસાન લોકોએ તેમાં તેવી ભાવના પ્રકટાવવાથી નથી પ્રકટ્યાં, એમ કોણ કહી શકે એમ છે? અને આ ભાવનામાં તમે પાછા તમારા વિચારોના બળને ઉમેરવાથી ચાહા અને કોફીથી થનાર નુકસાનોને તમે ઘણાં જ વધારી મુકો છો. તમારા જેવા લાખ માણસો જ્યાં ત્યાં ચાહા અને કોફીનાં નુકસાન વર્ણવતા ફરે, આ લોકોમાં તેનાં નુકસાનોનું ચિંતન દૃઢ થતું રહે તો પરિણામે હાલ ચાહાથી લોકોને જેટલાં નુકસાન થાય છે, તેના કરતાં સોગણાં વધારે નુકસાન થવાનો સંભવ આવે. કારણ કે લાભ અને હાનિ બાહ્ય પદાર્થોમાં રહેલાં નથી, પણ મનના માનવામાં જ રહેલાં છે, એવો તત્ત્વવિત્ પુરુષોનો સિદ્ધાંત છે. આરોગ્ય ભોગવનારા ચાહા અને કોફી પીનારા દશ લાખ મનુષ્યોને બોધ આપો અને તેમની ખાતરી કરો કે ચાહાઅ કોફી યકૃતને બગાડે છે; તમારા બે લાખ મનુષ્યો ચાહા કોફીને છોડી દેશે, પણ જે આઠ લાખ નહિ છોડે તેમનાં યકૃતમાં તમારા ચિંતનથી બિગાડ થવાની શરૂઆત થશે, અને થોડા વખતમાં પૂરેપૂરાં બગડશે. જ્ઞાનતંતુઓઉપર અને યકૃતઉપર ચાહા અને કોફીથી થતાં (તમને ભાસતાં) નુકસાનો જોસભરી વાણીવડે વિસ્તારથી જ્યારે તમે બીજાઓને કહી બતાવો છો ત્યારે તમે જ્ઞાનતંતુની નબળાઈના રોગને અને યકૃતના રોગને જ જગત્માં પ્રસારો છો. આથી દુધના અને લિંબુના શરબતનાં જ માત્ર વખાણ કરો. તેમના પાનથી થતા લાભોને દૃષ્ટાંતથી દર્શાવી આપો, અને ચાહા અને કોફીને છેડો નહિ. તેમના અસ્તિત્વને તમારા મનથી ભુલી જાઓ. જેના તમે લાભ વર્ણવો છો, તે લાભને તમારા દૃષ્ટાંતથી જો તમે બતાવવાને અસમર્થ હો તો પછી તમારી લાભકારક વસ્તુ લાભ કરે છે, એવું સિદ્ધ થતું નથી.

અમુક ખાનપાનના પદાર્થો નુકસાન કરનારા છે, એવું કહેવું, અથવા તેમના પ્રતિ આપણો અણગમો જણાવવો, એ સર્વેથી, ઉપર કહ્યું તે પ્રમાણે હાનિને કરનાર છે. આથી તેનું વર્ણન કદી ન કરો. ગુણની અને લાભની જ માત્ર વાતો કરો.

એકલા ખાનપાનના પદાર્થોપ્રતિ અણગમો કહી બતાવવાથી જ હાનિ થાય છે, એમ કંઈ નથી; બીજી બાબતોમાં પણ અણગમો દર્શાવવાથી તેવી જ હાનિ થાય છે. અમુક માણસને જોઈને મને કંટાળો આવે છે અથવા તેનું મોં મને ગમતું નથી, તેમ જ અમુક વસ્તુ મને જરા પણ ગમતી નથી, અથવા તેને જોઈને મને બહુ જ ચીડ ચડે છે, એવું કોઈના આગળ કદી પણ ન બોલો. તમારો આ પ્રકારનો અભિપ્રાય બીજાઓને જણાવવાથી તમે શા લાભની આશા રાખો છો? 'અમુક માણસનું મોં તમને ગમતું નથી, એ વાત જણાવવાથી કોણ વધારે સુખી અથવા વધારે ગુણી, અથવા વધારે બળવાન્ અથવા વધારે તંદુરસ્ત અથવા વધારે શ્રીમાન્ થાય એમ છે? જેમને તમે આ વાત કહો છો, તેમનો તો થતા

નથી; ઉલટું છગનલાલઉપર જો તેમનો અભાવ હોય છે તો તમારી આ વાતથી તે અભાવમાં વધારો થાય છે. અને જો પ્રેમ હોય છે તો તમે તેનાં ઉપર અભાવ ઉપજવાનાં બીજ નાંખો છો. બને રીતે તમે જગતમાં હાલ જેટલું દ્વેષનું પ્રમાણ છે, તેમાં વૃદ્ધિ કરો છો; અને દ્વેષ એ વિનાશક બલ હોવાથી તમે જગતનો વિનાશ કરનારા બળની વૃદ્ધિ કરો છો. અને ભીંતે મુક્કો મારનારને તેટલા જ જોરથી સામુ વાગે છે, એ પ્રકારનો આઘાતનો અને પ્રત્યાઘાતનો નિયમ વિશ્વમાં પ્રવર્તતો હોવાથી જગતમાં વિનાશક બળની વૃદ્ધિ કરવાથી તમારા મનનો, તમારા શરીરનો અને તમારા ધંધાનો વિનાશ થવાનો. આથી છગનલાલપ્રતિ તમારો અભાવ હોય તો તે બીજા કોઇને કદી કહેતા નહિ; તેને બદલે મગનલાલઉપર તમે કેવો ભારે પ્રેમ રાખો છો, એ વાત જણાવો. આ પ્રકારની વાત કરવી, એ સુખસાધક અથવા મંડનાત્મક છે. એની મગનલાલને લાભ થાય છે, જેઓ તમારી વાતને સાંભળે છે, તેમને લાભ થાય છે, અને તમને પોતાને લાભ થાય છે.

અમુકનું આવું ખરાબ વર્તન છે, અથવા અમુકમાં આવો દોષ છે, એવું પણ કદી ના બોલતા. મને તમાકુ ખાનારા કે હુક્કો પીનારા કે તપખીર સુંઘનારા મનુષ્યો જરા પણ ગમતા નથી, અથવા નાટક જોવાં કે વાંચવાં મને બિલકુલ પસંદ નથી, એવું બીજાઓઆગળ કદી બોલશો નહિ. તમને તમાકુ ખાનારા કે પીનારા ગમતા નથી, તેથી કોઈ પણ માણસ તમાકુ ખાવી કે પીવી છોડી દે તેમ નથી. તમને નાટકો જોવાં ગમતાં નથી તેથી નાટકશાળાઓ ઉજડ થાય તેમ નથી. તમારા ખંડનાત્મક વચનોથી જે તમે કરો છો તે એ જ કે જગતમાં દ્વેષની અને તિરસ્કારની વૃદ્ધિ કરો છો. તમારે બોલવું હોય તો આપ્રમાણે બોલો કે તમાકુ ખાવાનું વ્યસન ન હોવાથી છગનલાલના દાંત કેવા સ્વચ્છ છે, અને તેનું આરોગ્ય કેવું સારૂં છે! તમારે બોલવું હોય તો આપ્રમાણે બોલો કે નાટકો નહિ જોનારની વૃત્તિ કેવી શાંત અને નિર્વિકાર રહે છે! તમને કોઇ વાત ન ગમતી હોય તો તેનાથી ઉલટી વાતની સ્તુતિ કરો; એમ કરવું એ મંડનાત્મક અર્થાત્ સુખસાધક છે. અભાવ દર્શાવવો એ દુઃખસાધક છે.

વ્યસનોને નિર્મૂળ કરવાને માટે અને દુરાચારને દાબી દેવાને માટે વિધવિધ સ્થળેથી જે ભારે પ્રયત્નો કરવામાં આવે છે, તેથી વાસ્તવિક રીતે કશો જ લાભ થતો નથી. આવા પ્રયત્નોથી વ્યસનો અને દુર્ગુણો ઉલટાં વધે છે. દુરાચારને મારી હઠાવવાનો પ્રયત્ન કરવાથી વૃદ્ધિ થતી નથી, પરંતુ સદાચારનું શિક્ષણ આપવાથી અને તેને કેળવવાથી વૃદ્ધિ થાય છે. અશુભને દાબવાથી અશુભ દબાતું નથી, પણ શુભને પ્રકટાવવાનો પ્રયત્ન કરવાથી અશુભ દબાય છે. અંધારાને હાંકી કાઢવાથી અંધારૂં નાશ પામતું નથી, પણ પ્રકાશને પ્રકટાવવાથી અંધકારનો નાશ થાય છે. અને જે શુભને પ્રકટાવવાને આપણે પ્રયત્ન કરવાનો છે, તે શુભ નિરંતર આપણા પોતાનામાં જ રહેલું છે. બીજાઓ આપણને ઉપદેશ આપવાની વિનંતિ ન કરે ત્યાં સુધી બીજાઓમાં રહેલા શુભને પ્રકટાવવાને ઘેર ઘેર ફરવું, એ આપણું કર્તવ્ય નથી. બીજાઓ સુધરવાની જ્યાં સુધી ઇચ્છા ન બતાવે ત્યાં સુધી તેમને બળાત્કારથી સુધારવાનો પ્રયત્ન કરવો, એ અસહ્ય ઉદ્ધતાઈ છે. મૂર્તિપૂજા જેમને છોડવી નથી, તેમને તે છોડવાનું કહેવાથી કેટલો બધો દ્વેષ વધ્યો છે, અને હજી વધે છે, એ સર્વને વિદિત છે, તમારૂં પોતાનું જ કલ્યાણ સાધ્યા કરો, અને પ્રત્યેક પ્રાણીપદાર્થના સંબંધમાં સુખસાધક વાણીને જ ઉચ્ચરો.

રસોઈ કરતાં તમારી પત્નીએ દાળને દુણવી નાંખી હોય, અથવા શાકને ખારૂં કરી નાંખ્યું હોય તો તે સંબંધમાં તેને કશું જ ન કહો. તે વાત તે જાણે છે, અથવા નહિ જાણતી હોય તો જમશે ત્યારે જાણશે. તેને કહો કે દાળ દુણાઇ ગયા છતાં પણ અને શાકમાં વધારે મીઠું પડ્યા છતાં પણ તે સારાં સ્વાદિષ્ઠ થયાં છે. બીજી વાર દાળ અને શાક માગીને લો, અને પ્રેમથી ખાઓ. તમારા સદ્વર્તનથી શાંતિનું વાતાવરણ વૃદ્ધિને પામશે, અને તમારી સ્ત્રી તમારો તેના ઉપરનો પ્રેમ જોઇને બીજી વાર તમારે માટે ઘણી કાળજીથી રસોઈ કરશે, એટલું જ નહિ પણ દુણાયલી દાળ અને ખારૂં શાક ખાવા છતાં તેમાં તમારી ગુણબુદ્ધિ થવાથી તમારા શરીરમાં તે અધિક પોષણને આપશે. તમારા સદ્વર્તનથી તમારી સ્ત્રી એક કામમાં નહિ પણ અનેક કામમાં તમને પ્રસન્ન રાખવાને પોતાનાથી બને તેટલું કરશે. તમને પ્રસન્ન રાખવાને આ જગતમાં તમારી સ્ત્રી કે બીજું કોઈ પણ પ્રયત્ન ન કરતું હોય તો તેનું કારણ તમે પોતે જ છો. તમને પ્રસન્ન રાખવા બીજાઓ પ્રયત્ન કરે, એવી યોગ્યતા મેળવવાનો આરંભ કરો. બીજાઓ તમારા ઉપર પ્રેમ રાખતા નથી, અને તમારૂં હાસ્ય કરે છે, એવું તમને જણાય તો તે વાત બીજાઓને કદી કહેતા નહિ. એથી તમે તમારી પોતાની હલકાઈ જ જાહેર કરો છો. એથી તમે દર્શાવી આપો છો કે બીજાઓનો પ્રેમ સંપાદન કરવા જેવી યોગ્યતા હજી તમે સંપાદન કરી નથી. પ્રેમ અને માન માગ્યાં મળતાં નથી. આપણામાં યોગ્યતા આવતાં તે વગરમાગ્યે મળેછે. બીજાઓ આપણા ઉપર પ્રેમ કરતા નથી અને આપણું હાસ્ય કરે છે, એ વચન જ દર્શાવી આપે છે કે આપણામાં બીજાઓ આપણાઉપર પ્રેમ કરે એટલી યોગ્યતા નથી.

આથી બીજાઓ તમારી સાથે અયોગ્ય વર્તન ચલાવે ત્યારે તે સંબંધમાં એક અક્ષર પણ કદી બોલતા ના. બોલવાથી તમે તમને પોતાને શો લાભ કરવાના છો ? ઉલટું એ વાત કહી બતાવવાથી અયોગ્ય વર્તન ચલાવવાનું તમે બીજાને દ્યોતન કરો છો. શું તમે વ્યવહારમાં નથી અનુભવ્યું કે એક વાતથી કોઈ માણસ ચીડાય છે, અને તે સંબંધમાં જ્યારે તે બીજાઓને કહે છે ત્યારે બીજાઓને પણ ધીરે ધીરે તેને ચીડવવાનું મન થાય છે? આથી કહી બતાવવાથી તમે અયોગ્ય વર્તનને ઉલટું વૃદ્ધિને પમાડો છો. તમારી સાથે કોઈ ગમે તેવું ખરાબ વર્તન ચલાવે તોપણ તે વાત કદી કોઇને કહેતા નહિ. તમારા મનમાં જ તે વાતને દાટી રાખજો. અયોગ્યવર્તનની, કલહની અને ટંટાફિસાદની વાતો બીજાને કહેવાથી અયોગ્ય વર્તન, કલહ અને ટંટાફિસાદ જગત્માં વધે છે. તેમનું વિસ્મરણ કરવાથી જ તે ઓછા થાય છે. તમારો કોઈ મિત્ર તમારૂં અપમાન કરે, અથવા તમારી સાથે દુષ્ટ વર્તન ચલાવે, તો તે વાત કોઇને કદી કહેશો નહિ. તે મિત્રસંબંધમાં તમારે વાત કરવાનો પ્રસંગ આવે તો પૂર્વે તેણે તમારી સાથે જે સારૂં વર્તન ચલાવ્યું હોય તે સંબંધમાં જ વાત કરજો.

(અપૂર્ણ.)



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीं ॥

## महापुरुषो केवां लक्षणोवडे अभ्युदयने प्राप्त थया होयछे.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૭૮ થી ).

### અભ્યુદયને માટે મનુષ્યે જેને માટે તે સ્વભાવથી યોગ્ય હોય તેવો ધંધો પસંદ કરવો જોઇએ.

પ્રત્યેક મનુષ્ય જે ધંધો કરવાની તેનામાં સર્વોત્તમ યોગ્યતા હોય છે, તે ધંધો જો તે કરે છે, તો તેનો અમર્યાદ ઉદય કરનાર સર્વ સામગ્રી તેનામાં રહેલી હોય છે. મુખ્ય જે તેને કરવાનું હોય છે, તે એ જ હોય છે કે તેના મનમાં–તેના સમગ્ર મનમાં, અર્થાત્ આંતર મનમાં તથા બાહ્ય મનમાં–જે સર્વ સામર્થ્યો રહેલાં છે, તેમને જાગ્રત્ કરવાં, અને તે સર્વ સામર્થ્યોને લાભકારક કાર્યમાં પ્રયોજવાં. તે સર્વ સામર્થ્યોને જાગ્રત્ કરવાનો ઉપાય પૂર્વે કહ્યું તેમ શ્રદ્ધા છે. ઉપરચોંટીયો વિશ્વાસ રાખવો, અથવા મારામાં સર્વ સામર્થ્ય છે, એવું ઉપરટપકે માનવું, એવી શ્રદ્ધા નહિ, પરંતુ સબળ, ચૈતન્યમય શ્રદ્ધા છે–દૃઢ નિશ્ચયવાળી, કશાથી પણ ન ડગનારી અંતઃકરણમાં ઉંડી ઉતરી જનારી શ્રદ્ધા છે, તે અપ્રાપ્ત ઉચ્ચ વસ્તુમાં પ્રવેશી જાય છે, અને તે ઉચ્ચ વસ્તુ સર્વાંશે પોતાને પ્રાપ્ત છે, એવું મનને ભાન કરાવે છે. યથાર્થ શ્રદ્ધાથી જાગ્રત્ થયેલાં સર્વ સામર્થ્યોને લાભકારક કાર્યમાં યોજવાનો ઉપાય એ છે કે જે કામને માટે આપણે સ્વભાવથી યોગ્ય હોઇએ, તે કામમાં આપણે સર્વ પ્રયત્નથી જોડાવું. જે કામઉપર તમને ખરેખરો પ્રેમ હોય, જેના ઉપર તમારૂં હૃદય ખરી પ્રીતિથી ચોંટતું હોય તે કામ કરો; તે કામમાં શ્રદ્ધા ધરો; પૂર્વે કોઇને કદી નહિ પ્રાપ્ત થયેલો વિજય તે કામમાં તમને મળે એવું તમારામાં સામર્થ્ય છે, એવી શ્રદ્ધા ધરો; તે કામના અંતરાત્મામાં પ્રવેશ કરો; તે કામના ગર્ભભાગમાં જે ચૈતન્ય રહેલું છે, તેમાં રમતાં શીખો, અને તે ચૈ-

તન્યમાં જે કંઈ રહેલું છે તે સર્વને મારા ઉપયોગમાં લેવાનું મારામાં સામર્થ્ય છે, એવું દઢપણે માનો. વસ્તુઓના અંતરાત્માદ્વારા જ કામ કરવાનો તમારા મનને અભ્યાસ પાડો; અર્થાત્ તમારૂં લક્ષ વસ્તુઓની સપાટીઉપર ન રાખો, પરંતુ વસ્તુઓના ગર્ભભાગમાં જે સામર્થ્ય અને શક્યતાના અગાધ ભંડાર રહેલા છે, તેના પ્રતિ રાખો. જ્યારે તમને કશામાં શ્રદ્ધા પ્રકટે ત્યારે તે વસ્તુના ગર્ભભાગમાં જે વાસ્તવિક તત્ત્વ રહેલું છે, તેના ઉપર જ તમારા મનને સુદઢપણે એકાગ્ર કરજો, અને જ્યારે તમે તમારામાં શ્રદ્ધા પ્રકટાવવાનો યત્ન કરો ત્યારે પણ શ્રદ્ધાની ભીતર રહેલા વાસ્તવિક ચૈતન્યઉપર જ વૃત્તિને એકાગ્ર કરજો. અંતઃકરણમાં એવું ઉંડું કોતરી રાખો કે શ્રદ્ધા રાખવી એનો અર્થ **અંતર પ્રવેશ કરવો, અને જાગ્રત્ કરવું** એ છે; તેથી કરીને જ્યારે જ્યારે તમે શ્રદ્ધા ધરો ત્યારે ત્યારે જેમાં તમે શ્રદ્ધા ધરો, તેમાં રહેલા ઉચ્ચ તત્ત્વમાં પ્રવેશવાનો તથા તે ઉચ્ચ તત્ત્વને જાગ્રત્ કરવાનો પ્રયત્ન કરો. શ્રદ્ધાના પ્રત્યેક વિચારને બને તેટલો વધારે બળવાન્, બને તેટલો વધારે દઢ, બને તેટલો વધારે ઉંડો, અને અંતઃકરણના અણુઅણુમાં બને તેટલો વધારે પ્રસરી રહે તેવો કરો; અને લાંબો સમય નહિ જાય તે પહેલાં તમને અનુભવ થશે કે તમારા મનમાં રહેલાં સઘળાં સામર્થ્યો, અને સઘળી શક્તિઓ જાગ્રત્ થઈ છે, અને તે સર્વનું સંપૂર્ણ સ્વામિત્વ તમને પ્રાપ્ત થયું છે.

સ્વભાવથી જ જેને માટે તમે યોગ્ય ન હો, તેવું કોઈ કામ કરવાનો પ્રયત્ન કરશો નહિ. યથાર્થ શ્રદ્ધાથી જે પ્રયત્ન કરે છે, તેને ગમે તે કામમાં ઉત્તમ વિજય મળે છે, એ ખરૂં છે, તોપણ જે કામમાં તેની સ્વાભાવિક યોગ્યતા હોય છે, તે કામમાં જ્યારે તેવી જ શ્રદ્ધાથી તે પ્રયત્ન કરે છે, ત્યારે તેને અનેકગુણ ઉત્તમ વિજય મળે છે. કોઇ ખાસ કામમાં તમને તમારી યોગ્યતા અથવા બુદ્ધિ ન સમજાતી હોય તો ઉત્તમ લાભો રહેલો જે ધંધો વર્તમાન કાળમાં તમને પ્રાપ્ત થઇ શકે એવો હોય તેવા ધંધાને પસંદ કરો. પછી તમારૂં જીવન તેમાં અર્પી દો, શ્રદ્ધાથી કામ કરો. વિજય પ્રાપ્ત કરવો જ છે, એવો દઢ સંકલ્પ કરો. વિજય પ્રાપ્ત કરવાનું મારામાં સામર્થ્ય છે, એવું અંતઃકરણમાં જાણો, અને તે સામર્થ્યના વિશાળ, આંતર ચૈતન્ય પ્રદેશમાં રહીને પ્રયત્ન કરો. તે કામમાં જે માનસિક શક્તિને તમે યોજો, તે શક્તિમાં શ્રદ્ધા ધરો. કામમાં શ્રદ્ધા ધરો અને તે કામમાં વિજય પ્રાપ્ત કરવાના તમારા સામર્થ્યમાં શ્રદ્ધા ધરો. મારૂં સામર્થ્ય પ્રતિદિન અધિક અને અધિક વૃદ્ધિને પામતું જાય છે, અને જે જે નવા અને મહત્ત્વના પ્રસંગો મને પ્રાપ્ત થતા જાય છે, તેનો લાભ લેવાનું સામર્થ્ય પ્રતિદિન મને પ્રાપ્ત થતું જાય છે, એવી શ્રદ્ધાથી પ્રયત્ન કરો. પરંતુ તમે જે કંઈ પ્રયત્ન કરો તેમાં મારામાં સામર્થ્ય છે, એટલું માનીને જ માત્ર સંતોષ ધરશો નહિ; તમારામાં જે સામર્થ્ય અને જે શક્તિઓ રહેલી છે, તેના ગર્ભસ્થિત ચૈતન્યમાં પ્રયત્નપૂર્વક પ્રવેશ કરજો. મારામાં જે કંઈ છે, તે સર્વમાં મને શ્રદ્ધા છે, એમ વદો; દિવસમાં હજાર વાર આપ્રમાણે તમે તમારા મન સાથે બોલો, અને જ્યારે જ્યારે તે પ્રમાણે તમે બોલો તે પ્રત્યેક પ્રસંગે તમારા વિચારનું સંપૂર્ણ બળ, જે સઘળું તમારામાં રહેલું છે, તે સર્વ પ્રતિ,—તમારામાં જે સર્વોત્તમ છે તેના પ્રતિ,—તમારામાં જે અમર્યાદ સામર્થ્યવાન્ તત્ત્વ રહેલું છે તેના પ્રતિ—વાળો. તમારામાં રહેલી અનંત શક્તિઓને બહાર પ્રકટ કરવાની કળા આ પ્રકારની છે, અને તમારામાં રહેલી પ્રત્યેક શક્તિને બહાર પ્રકટાવીને જ્યારે તમે તેને કાર્યમાં

યોજશો, ત્યારે તમને ઘણો જ ભારે વિજય પ્રાપ્ત થવાનો.

આજે તમારી ગમે તેવી સ્થિતિ હોય તો પણ જ્યાં તમે હો ત્યાંથી આરંભ કરો, અને વધારે મહત્વનાં કાર્યો કરવાને માટે કટિને કસો. તેમ કરી શકવાને તમે સમર્થ છો, એવી શ્રદ્ધા ધરીને આરંભ કરો. પૂર્વે કહ્યું છે તેમ દુર્બળ, લુલી, શ્રદ્ધા ધરીને નહિ પણ એવી તો ભારે, દઢ, અને બળવાન્ શ્રદ્ધાથી આરંભ કરો કે તમારાં શરીરનો એકેએક અણુ કશાથી પણ ન હઠે એવા તમારા નિશ્ચયરૂપી વિજળીના ઝણઝણાટથી ઝણઝણી ઉઠે. જો તમારામાં આવી શ્રદ્ધા પ્રકટે તો પોબાર પાસા પડવાની તમારે ખાતરી જ રાખવી, કારણ કે જેમ પ્રાતઃકાળે સૂર્યોદય થયાવિના રહેતો જ નથી, તેમ આવી શ્રદ્ધાથી કામ કરનારને વિજય મળ્યાવિના રહેતો જ નથી. શ્રદ્ધાથી કામ કરો, અને આમનો સૂર્ય આમ ઉગે તો પણ તમને નિષ્ફળતા મળશે નહિ. જ્યાં સુધી તમારામાં સામર્થ્યની, બુદ્ધિથી અને કાર્ય સાધવાની કુશળતાની વૃદ્ધિ થયા કરે છે, ત્યાં સુધી તમને નિષ્ફળતા પ્રાપ્ત થવાનો અસંભવ છે. વિજયને પ્રાપ્ત કરવાની ઈચ્છાનું, વિજયને પ્રાપ્ત કરવાની ઉચ્ચાભિલાષાનું, અને વિજયને પ્રાપ્ત કરવાના નિશ્ચયનું બળ જ્યાં સુધી તમારામાં વૃદ્ધિને પામ્યા કરે છે, ત્યાં સુધી વિજયની વરમાળા તમારા કંઠમાં આરોપાતી અટકાવવા ત્રિભુવનમાં કોઇ સમર્થ નથી. અને જેમ જેમ આ સર્વ તમારા જીવનમાં બળવાન્ થતાં જશે અને વૃદ્ધિને પામતાં જશે તેમ તેમ તમારા આત્મામાં જે કંઇ રહેલું છે તે સર્વમાં તમને વધારે સબળ અને વધારે સાચી શ્રદ્ધા પ્રકટતી જશે.

## વિઘ્નોનો કેવી રીતે જય થાય છે.

શ્રદ્ધાથી કામ કરો, અને વિઘ્નોની વિઘ્નરૂપતા રહેશે નહિ. શ્રદ્ધાથી કામ કરનારના જીવનમાં વિઘ્નો વિઘ્નરૂપ હોતાં નથી. જ્યારે તમે શ્રદ્ધાથી કામ કરો છો, ત્યારે પૂર્વે તમારી દષ્ટિ જેને વિઘ્નરૂપ જોતી હતી તેને જ હવે તે વિજયને આકર્ષી આણનાર સોનેરી તકરૂપ જાણે છે. તમે જાણો છો કે પ્રત્યેક વિઘ્નને અભ્યુદય કરનાર પ્રસંગમાં પલટી નાંખવાનું તમારામાં સામર્થ્ય છે, અને વળી તમે એ પણ જાણો છો કે એમ કરવા જતાં પૂર્વે તમારા ઉપયોગમાં કદી નહિ આવેલાં એવાં સામર્થ્યોને જાગ્રત્ કરવાનો અને તેમને ઉપયોગમાં લેવાનો તમને પ્રસંગ પ્રાપ્ત થાય છે. આથી તમને વિઘ્નોનો અથવા મુશ્કેલીઓનો જરા પણ ભય લાગતો નથી; તમને અંતઃકરણમાં ખાતરી હોય છે કે તમે તેમનો જય કરી શકશો, અને તેમને સર્વને પલટી શકશો. ગમે તેવા વિઘ્નનો જય કરવાનું તમારામાં સામર્થ્ય છે, એવું તમને અંતરમાં ભાન હોય છે. તમારી સબળ અને ભારે શ્રદ્ધાથી તમારામાં જે કંઈ છે તે સર્વમાં તમે પ્રવેશતા હો છો, અને તે સર્વને જાગ્રત્ કરતા હો છો; અને તમે જાણતા હો છો કે તમારામાં રહેલું **સર્વ** તમારા જીવનમાં તમારા ઉપર આવી પડનાર ગમે તેવા વિઘ્નકરતાં ઘણું વધારે બળવાન્ છે. પણ તમારામાં જે **સર્વ** રહેલું છે, તે માત્ર સપાટીઉપર રહેલું નથી. તે તમારા આખા શરીરના અંતર અને અભ્યંતર વ્યાપી રહેલું છે, અને મુખ્યત્વે કરીને તમારા આત્માના અધિક અને અધિક ઉચ્ચ પ્રદેશમાં વ્યાપી રહેલું છે. આથી કરીને તમારામાં રહેલા સર્વને પ્રકટાવવાને માટે તમારા મનની પ્રત્યેક ક્રિયા તમારા શરીરના છેક અંતસ્તમ પ્રદેશસુધી—તમારા શરીરના પ્રત્યેક અણુમાં જે વાસ્તવિક, આંતર જીવનતત્ત્વ રહેલું છે ત્યાં સુધી પ્રવેશતી જોઇએ. અને આ સ્થળે શ્રદ્ધા કેટલી અપરિમિત ઉપયોગી

છે, તે આપણને સમજાય છે. શ્રદ્ધાથી મનને ઓતપ્રોત કરવાથી આપણા મનની પ્રત્યેક ક્રિયા આપણા શરીરના છેક ઉંડાણના ભાગમાં પ્રવેશે છે, અને આપણા સમગ્ર જીવનને, આપણી સમગ્ર શક્તિઓને, આપણા સમગ્ર સામર્થ્યને અને આપણી સમગ્ર યોગ્યતાને **જાગ્રત** કરે છે—પ્રકટાવે છે.

યથાર્થ શ્રદ્ધામાં નિરંતર રમનાર મનુષ્યનું મન સર્વ વસ્તુના અભ્યંતર પ્રદેશમાં જે મહાન્ જીવન અને મહાન્ બળ રહેલું છે, તેના સંબંધવાળું થાય છે. આથી સાચી શ્રદ્ધાવાળો મનુષ્ય આંતર જગત્‌માં (મનોમય જગત્‌માં) મહત્તાના પ્રદેશમાં નિવાસ કરતો હોય છે, અને વિશ્વમાં વ્યાપી રહેલા અનંત બળની સાથે અખંડ સંબંધવાળો હોય છે. એ એક સુપ્રસિદ્ધ વાર્તા છે, અને તત્ત્વવિદો જેમ તેને સ્વીકારે છે તેમ વિજ્ઞાનવિદો પણ તેને સ્વીકારેછે કે સર્વ વસ્તુઓમાં એક અમર્યાદ સામર્થ્ય વ્યાપી રહ્યું છે. સામર્થ્યનો એક અનવધિ મહોદધિ સર્વત્ર વિસ્તરી રહ્યો છે, અને તેમાં આપણે હરીએ છીએ, ફરીએ છીએ, અને આપણું જીવન વ્યતીત કરીએ છીએ. જેમ કોઇ મોટા સરોવરની સાથે આપણા ઘરના નળને જોડી દેતાં સરોવરમાંથી આપણા ઘરમાં જેટલું જોઇએ તેટલું જળ અખંડ ચાલ્યું આવે છે, તેમ સામર્થ્યના આ મહાસાગરસાથે આપણા મનને જોડતાં તેમાંથી જેટલું જોઇએ તેટલું સામર્થ્ય આપણને મળ્યા જ જાયછે; અને સાચી શ્રદ્ધા પ્રકટાવવાથી જ આપણે આપણા મનને સામર્થ્યના આ મહાસાગરસાથે સંબંધવાળું કરી શકીએ છીએ. સામર્થ્યના આ મહાસાગરસાથે સંબંધવાળા થવાનું સામર્થ્ય એકલી શ્રદ્ધામાં જ રહેલું છે. શ્રદ્ધાનો તંતુ જીવનના છેક અભ્યંતર પ્રદેશસાથે સંધાયલો હોય છે, અને તેથી જેઓનામાં સાચી શ્રદ્ધા હોય છે, તેઓનો સંબંધ જીવનના અભ્યંતર પ્રદેશસાથે સહજ થાય છે. મહાપુરુષોમાં અસાધારણ સામર્થ્ય હોવાનું કારણ સાચી શ્રદ્ધાવડે તેઓ જીવનના અભ્યંતર પ્રદેશસાથે અખંડ સંબંધવાળા થયેલા હોય છે, તે જ છે. પરંતુ આવો સંબંધ સઘળા મનુષ્યો કરી શકે એમ છે. શ્રદ્ધા એ સંબંધનો ઉપાય છે. અને શ્રદ્ધાને ગમે તે મનુષ્ય પોતાના અંતઃકરણમાં પ્રકટાવવાને સમર્થ છે. ગમે તે મનુષ્ય પોતાના મનને પોતાના અભ્યંતર રહેલા ચૈતન્યમાં પોતાનામાં જે સર્વ રહ્યું છે તે સર્વમાં—એકાગ્ર કરી શકે છે, અને આ રીતે **અંતરમાં પ્રવેશનારી અને જાગ્રત્ કરનારી** મનની સબળ ઉંડી ક્રિયા જેને આપણે શ્રદ્ધા કહીએ છીએ, તેનો વિકાસ કરી શકે છે.

જેના જેના સંબંધમાં આવો તે પ્રત્યેક મનુષ્યમાં શ્રદ્ધા ધરો, અને તમારા પોતાનામાં તમારી શ્રદ્ધા વૃદ્ધિને પામતી જશે; તમારા પોતાનામાં શ્રદ્ધા ધરો, અને જગતમાં પ્રત્યેક વસ્તુમાં તમને શ્રદ્ધા પ્રકટશે; અને જેમ જેમ પ્રત્યેક વસ્તુમાં તમારી શ્રદ્ધા વૃદ્ધિ પામતી જશે, તેમ તેમ જે અમર્યાદ અને અનંતસામર્થ્યનો મહોદધિ પ્રત્યેક વસ્તુમાં વ્યાપી રહ્યો છે, તેની સાથે તમારો માનસિક સંબંધ વધારે અને વધારે ઉત્તમ પ્રકારનો બંધાતો જશે. પ્રત્યેક મનુષ્યમાં જે **સર્વ** રહ્યું છે, તેમાં શ્રદ્ધા ધરો; અને તે શ્રદ્ધાને ઉંડી, બળવાન્ અને દૃઢ કરતા જાઓ. બીજામાં સંશય પ્રકટાવવો, એ પોતાનામાં સંશય પ્રકટાવનાર ક્રિયા છે; પરંતુ સંશય કાર્યસાધક સામર્થ્યને દાબી દેનાર છે, અને શ્રદ્ધા તે સામર્થ્યને જાગ્રત્ કરે છે. જ્યારે વિપત્તિનાં વાદળાં તમારી ચારે બાજુ ફરી વળેલાં તમને જણાય અને તમને બધે અંધકાર ભાસે ત્યારે તે વાદળાં વિખેરી નાંખવાનું, અને પ્રકાશ કરવાનું તમારામાં સામર્થ્ય છે, એવી શ્રદ્ધા ધરો. તે

સામર્થ્યના છેક અંતસ્તમ જીવનમાં પ્રવેશો, અને તેમાં રહેલી પ્રત્યેક શક્તિને જાગ્રત્ કરવાની તીવ્ર ઇચ્છા કરો. આથી તમારામાં કશાથી ન ડગે એવો સબળ નિશ્ચય તથા ઉત્સાહ પ્રકટશે, અને જે કરવાનો તમે નિશ્ચય કર્યો હશે તે કરવાને માટે જેટલું જોઇએ તેટલું બળ તે નિશ્ચયની સાથે જ તમારામાં આવેલું જણાશે. તમારામાં જે સઘળું સામર્થ્ય રહેલું છે તે સઘળા સામર્થ્યમાં તમે જ્યારે શ્રદ્ધા ધરો છો ત્યારે તે સઘળું સામર્થ્ય તમારી આજ્ઞા ઉઠાવવાને તત્પર રહે છે. આ સિદ્ધ વાર્તા છે. તમારા નિશ્ચયની પાછળ જે સામર્થ્ય રહેલું છે, તે સામર્થ્ય જ તમારામાં તે નિશ્ચયને પ્રકટાવે છે, અને કારણ હમેશાં તેના કાર્યના જેટલું જ બળવાન્ હોય છે, તેથી કોઈ અમુક કામ કરવાને જેમ અધિક બળવાન્ નિશ્ચયને તમે કરો છો, તેમ તે કાર્ય કરવાનું અધિક બળ તમને તમારામાં જણાય છે. અને તમારી શ્રદ્ધાની વૃદ્ધિસાથે આ સામર્થ્ય અમર્યાદપણે વૃદ્ધિને પામતું જાય છે, તે એટલે સુધી કે ગમે તેવી વિપત્તિને પણ મારી હઠાવવી, એ તેને રમત જેવું થઇ પડે છે. આમ હોવાથી, આજે તમારી સ્થિતિ ગમે તેવી ખરાબ હોય તોપણ લેશ પણ ચિંતા ન કરતાં તમારામાં જે સામર્થ્ય રહેલું છે, તે સર્વ સામર્થ્યમાં શ્રદ્ધા ધરવા માંડો. દિવસે દિવસે તમે અધિક અને અધિક બળવાન્ થતા જશો; નિરંતર વૃદ્ધિને પામતા પરિણામે તમે એવી સામર્થ્યવાળી સ્થિતિને પ્રાપ્ત કરશો કે જ્યાંથી તમે તમારી સ્થિતિને તમારે વશ વર્તાવી શકશો, અને ઉલટી બાજીને તમારા ધાર્યાપ્રમાણે સુલટી કરી શકશો.

( અપૂર્ણ. )

---

# વિચારરત્નરાશિ.

* * નોકરીમાં તમારો પગાર શા માટે નથી વધતો, તેનું કારણ તમે જાણવા ઇચ્છો છો? સાંભળો, તેનું કારણ આ છેઃ—'તમારા ઉપરીપ્રત્યે તમે પ્રેમરહિત કઠોર લાગણી ધરાવો છો.' તમે તેના પ્રતિ પ્રતિકૂળ ભાવને ધરાવો છો, એ વાતની તમારા ઉપરીને ખબર નથી, એવું ક્ષણવાર પણ અનુમાન કરશો નહિ. તમે ઉપરથી 'જી હા, જી હા' કરો છો, અને ડાહ્યું ડાહ્યું બોલો છો, પણ તમારા આંતરભાવને તે બરાબર જાણે છે; અને અંતઃકરણમાં પ્રતિકૂળ ભાવવાળો માણસ પોતાનું કે પારકાનું કામ સર્વોત્તમ પ્રકારે કરી શકવા અસમર્થ છે, એવી તેને ખાતરી હોય છે. આથી જ તમારો પગાર વધારવાની ભલામણ કરવાની તેને ઇચ્છા થતી નથી. ઉપરથી તે તમારા પ્રત્યે જેવો કડક સ્વભાવવાળો અને જુલમગાર જણાય છે, તેવો જ જો તે તેના હૃદયના ઉંડા ભાગમાં હોત તો તો તેણે ક્યારનું તમને કહી દીધું હોત કે મારા પ્રત્યે અને તમારા કામપ્રત્યે પ્રેમભાવ દર્શાવતા રહો, નહિ તો બીજે કોઇ સ્થળે નોકરી ખોળી લો. પણ તેમ તે નથી કરતો, તેનું કારણ એ છે કે તે હૃદયમાં માયાળુ સ્વભાવનો છે. તમારા ઉપરીના દોષો જોવાનું તમારૂં કામ નથી. તેટલા માટે તે તમને પગાર આપતો નથી. નોકરીમાં રહીને તેના દોષો જોવા તેના કરતાં નોકરી છોડી દેવી, એ હજાર દરજ્જે સારૂં છે. તમારૂં કર્તવ્ય તમને મળેલું કામ સર્વોત્તમ રીતે કરવાનું છે. તેનો બદલો કેવી રીતે આપવો, તેનો નિર્ણય કરવાનું કામ તમારા ઉપરીનું છે. તમને મળેલું કામ સર્વોત્તમ રીતે પ્રસન્નતાથી તમે ન કરી શકતા હો તો તરત તમારે રા-

છૂનામું આપવું સારૂં છે. ઉપરી અને કામ બંનેપ્રતિ પ્રતિકૂલ ભાવ રાખીને વધારે પગાર અને વધારે માનની જો તમે આશા રાખતા હો તો તમારા જેવું મૂર્ખ અન્ય કોઇ નથી. વધારે પગાર મેળવવાનું, અથવા ઉદયને પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથીયું, તમારા પોતાના અંતઃકરણને પલટી નાંખવું, એ છે. અને જે કંઇ આપણને પ્રાપ્ત થાય તેને પ્રસન્નતાપૂર્વક વધાવી લેવાથી જ અંતઃકરણની સ્થિતિ પલટાય છે. પ્રતિકૂલ ભાવ, એ એક વિષ છે, અને તેને ધરનારને જ તે ચઢીને, તેના ઉદયના સર્વ સંભવોનું મૃત્યુ કરે છે. પગાર વધવામાં અથવા વ્યવહારમાં ઉદય થવામાં અંતઃકરણના મનોભાવ કશું જ કરતા નથી, એવા ગાંડાઈભરેલા વિચારને વશ વર્તશો નહિ. ઉદયનો સઘળો આધાર તમારા અંતઃકરણની સ્થિતિ ઉપર જ છે.

* * પ્રાણિપદાર્થની સાથે તમે પોતે વિરોધને ધરતા બંધ પડો, અને તેઓ તમારી સાથે વિરોધને ધરતાં બંધ પડશે.

* * વિરોધ અથવા દ્વેષને ધરવાને લીધે જ આપણી ઉન્નતિનાં દ્વાર ઉઘડતાં નથી. આપણને ખરાબ ઘર, ખરાબ સ્ત્રી, ખરાબ શરીર, ખરાબ વસ્તુઓ વગેરે જે કંઈ ખરાબ મળ્યું હોય છે, તે પ્રતિ આપણે નિરંતર અણગમો દર્શાવીએ છીએ. આપણને મળેલી આ ખરાબ વસ્તુમાટે આપણે નિરંતર અસંતુષ્ટ રહીએ છીએ, અને જેના તેના આગળ અસંતોષના ઉદ્‌ગાર કાઢીએ છીએ. આપણને પ્રાપ્ત પ્રાણીપદાર્થપ્રતિ આ પ્રકારનો વિરોધ અથવા દ્વેષ દર્શાવીને આપણે ગર્ભિત રીતે એવું સૂચવીએ છીએ કે વધારે ઉત્તમ વસ્તુઓને માટે આપણે લાયક છતાં કોઇએ બળાત્કારથી આ ખરાબ પ્રાણીપદાર્થો આપણને પધરાવી દીધા છે. હવે વસ્તુતઃ સર્વોત્તમ પ્રાણિપદાર્થોમાટે આપણે લાયક છીએ, એમાં કશો જ સંશય નથી, પરંતુ આપણી યોગ્યતા જ્યાં સુધી આપણે બહાર દર્શાવીએ નહિ ત્યાં સુધી આપણને સર્વોત્તમ પદાર્થો ન મળે એ સ્પષ્ટ જ છે. હાલ આપણને જે પદાર્થો મળેલા છે, તે જેટલી યોગ્યતા આપણે બહાર દર્શાવેલી છે, તે યોગ્યતાના પ્રમાણના જ મળેલા છે. જો આપણે સર્વોત્તમ પદાર્થો જોઇતા હોય તો આપણામાં રહેલી સર્વોત્તમ યોગ્યતાને આપણે બહાર દર્શાવવી જ જોઇએ; અને પ્રત્યેક વિચારવાનને એ સ્પષ્ટ ભાસ્યા વિના રહે તેમ નથી કે અસંતોષના ઉદ્‌ગારો કાઢવાથી કંઇ યોગ્યતા પ્રકટાવી શકાતી નથી; સંતોષ અને પ્રસન્નતાના ઉદ્‌ગારો જ યોગ્યતા દર્શાવે છે.

* * તમને હાલ જે સ્થિતિ પ્રાપ્ત થઈ છે, તે તમારી યોગ્યતાપ્રમાણેની જ થઇ છે. આથી ઉત્તમ સ્થિતિ જો તમારે જોઇતી હોય તો હાલની સ્થિતિને પરમપ્રસન્નતાપૂર્વક વધાવી લેઇને તેમાં તમારાં જે કર્તવ્યો હોય તેને ખરા પ્રેમથી સાધો. પાંચમા ધોરણમાં બેસવાને યોગ્યતાવાળા વિદ્યાર્થીને તે ધોરણમાં બેસાડ્યા પછી તેનું કર્તવ્ય તે ધોરણનાં પુસ્તકોનો પરમપ્રેમપૂર્વક અભ્યાસ કરવાનું છે. તે ધોરણનાં પુસ્તકોનો અભ્યાસ જેમ અધિક પ્રેમ અને પ્રસન્નતાપૂર્વક તે કરે છે, તેમ છઠ્ઠા ધોરણમાં ચઢવાને તે સત્વર લાયક થાય છે. આમ ન કરતાં જો તે પાંચમા ધોરણનાં પુસ્તકોનો, શિક્ષકનો, અને નિશાળની ઓરડીનો દોષ કાઢ્યા કરે છે, અને પાંચમા ધોરણપ્રતિ વિરોધ અથવા અણગમો દર્શાવ્યા કરે છે, તો છઠ્ઠા ધોરણમાં ચઢવાની તેનામાં કદી પણ યોગ્યતા આવતી નથી એટલું જ નહિ પણ તેને પાંચમા ધોર-

ણમાં જ સડ્યા કરવું પડે છે. તે જ પ્રમાણે આ સંસારરૂપી શાળામાં પણ આપણને જે સ્થિતિ પ્રાપ્ત થઈ હોય છે તે સ્થિતિનાં કર્તવ્યો જો આપણે ઉત્તમ પ્રકારે કરીએ છીએ તો જ તેનાથી ચઢીયાતિ સ્થિતિ આપણને પ્રાપ્ત થાય છે; અન્યથા આપણને પ્રાપ્ત હલકી સ્થિતિમાં આપણે સર્વદા સડ્યા કરવું પડે છે.

* * મનુષ્યોનો મોટો ભાગ ફળપ્રતિ જ નિરંતર દૃષ્ટિ રાખનાર હોય છે, પરંતુ જે કર્તવ્ય મને પ્રાપ્ત છે, તેને હું સર્વોત્તમ પ્રકારે કરૂંછું કે કેમ, તે પ્રતિ કોઇ વિરલની જ દૃષ્ટિ હોય છે. આથી ઘણા જ ઓછા મનુષ્યોનો જગતમાં સર્વોત્તમ અભ્યુદય જોવામાં આવે છે. ફળને માટે પ્રયત્ન કરનારા મનુષ્યોમાં પણ સાચો પ્રયત્ન કરવાની દાનત ઘણા જ થોડાની હોય છે; મોટો ભાગ તો ઉપરચોંટીયા પ્રયત્નથી આખો લાડવો સ્વાહા કરી જવાને તકાવનાંરો હોય છે. આવા મનુષ્યો તન દઈને અભ્યાસ ન કરનાર અને કોપી કરીને પરીક્ષામાં પાસ થઇ જવાને ઇચ્છનાર વિદ્યાર્થીજેવા છે. આની રીતે પ્રસંગે પાસ થવાય છે, પરંતુ અભ્યાસ કરીને પાસ થનાર વિદ્યાર્થીની યોગ્યતામાં અને કોપી કરીને પાસ થનારની યોગ્યતામાં બહુ જ અંતર રહે છે. યોગ્યતા પ્રાપ્ત કરવાને અર્થે જ આ જગતમાં જીવોનો પુનઃ પુનઃ અવતાર હોય છે, અને સાચી યોગ્યતા ફળને પ્રાપ્ત કરવાથી પ્રાપ્ત થતી નથી, પરંતુ સાચો પ્રયત્ન કરવાથી જ થાય છે, એ સદ્વિવેકીએ નિરંતર સ્મરણમાં રાખવું અગત્યનું છે. પ્રયત્ન જ યોગ્યતા અર્પનાર હોવાથી મનુષ્યે પ્રયત્ન કરવાનું પ્રાપ્ત થતાં કંટાળવું નહિ જોઇએ, પણ પ્રહર્ષ સેવવો જોઇએ. પ્રહર્ષપૂર્વક પ્રયત્નને સેવતાં મનુષ્યની યોગ્યતા પ્રતિક્ષણ વૃદ્ધિને પામે છે, અને યોગ્યતા વધતાં આપણી જે હલકી સ્થિતિ હોય છે, તે એની મેળે જ, જેમ સર્પના શરીરઉપરથી કાંચળી ઉતરી જાય છે, તેમ આપણાથી અળગી થાય છે.

* * 'હું મહેનત કરી કરીને મરી જાઉં છું, પણ મારી કોઇ કદર કરતું નથી', એવું વચન બોલનાર મનુષ્ય સાચી મહેનત કરતો નથી. તેની નજર પોતાની 'કદર' કરાવવા ઉપર હોય છે. મહેનત કરવાના સમયમાં 'કદર' ઉપર સેંકડો વાર તેનું ચિત્ત જઈ જઇને ઠેક્યા કરે છે. કોણ કહી શકશે કે આમ દ્વિધા ચિત્તથી કરેલો પ્રયત્ન તે સાચો પ્રયત્ન છે. સાચા પ્રયત્નમાં ફળપ્રતિ દૃષ્ટિ હોતી જ નથી. પ્રયત્નમાં રહેલી રમણીયતાઅર્થે જ જે પ્રયત્ન સેવાય છે, તે સાચો પ્રયત્ન છે. કર્મમાં અર્થાત પ્રયત્નમાં જ મનુષ્યનો અધિકાર છે, ફળમાં નથી, એ શાસ્ત્રવચન અત્યંત સત્ય છે.

* * જે કલ્યાણકારક સત્તા વિશ્વમાં વ્યાપી રહી છે, તે સત્તાએ તમારી યોગ્યતા જોઇને જ આ સ્થિતિમાં તમને મૂક્યા છે. જો તમારી આથી વધારે યોગ્યતા હોત તો તમારો કોઇ ચક્રવર્તી નૃપતિને ત્યાં કે કોઇ કોટિપતિ શ્રીમાનને ત્યાં જન્મ કરત. ઉભયમાંથી એક સ્થળે અથવા તમારા ઇચ્છેલે સ્થળે નથી કર્યો, એ એ જ સિદ્ધ કરે છે કે તમે આ સ્થિતિને જ યોગ્ય છો, અને આ સ્થિતિનાં કર્તવ્યો તનમનથી કરવાથી જ તમારી ઉન્નતિ છે,—એમ તે સર્વજ્ઞ સત્તાનો નિશ્ચય છે. આમ છે તો હવે બડબડવું છોડી દો, અસંતોષના ઉદ્ગારો કાઢવા બંધ કરો, અને તમારી યોગ્યતાનું જ તમને મળ્યું છે, એમ જાણીને તે સ્થિતિનાં કર્તવ્યો સાધવા કટિ કસો. વિશ્વવ્યવસ્થાપક સત્તાની જે ઇચ્છા છે, તેને જ તમારી પણ ઇચ્છા કરો, અને પ્રસન્નતાપૂર્વક તે ઇચ્છાને અનુસરો. આ અને આ રીતે જ તમે તમારી

પ્રાપ્ત સ્થિતિને બદલી શકશો, એ વિના અન્ય કોઇ માર્ગ નથી.

* * અને આ માર્ગે અનુસરતાં વર્ષે, દશે વર્ષે કે વિશે વર્ષે પણ તમારી સ્થિતિ ન બદલાય, તમારૂં ધારેલું ઉત્તમ ફળ સમીપ આવેલું ન જણાય, અથવા મરણપર્યંત પણ સમીપ આવવાનું કોઇ ચિહ્ન ન જણાય તોપણ તમારા ધૈર્યનો અને શાંતિનો ત્યાગ કરશો નહિ. ભગીરથનું દૃષ્ટાંત સ્મરણ કરી પુનઃ પ્રયત્નનો વેગ વધારશો. પ્રયત્નને છોડી દેવામાં વિજયના સર્વ સંભવો એકદમ બંધ પડી જાય છે, ત્યારે પ્રયત્નને ચાલુ રાખવામાં તે મોડાવહેલા પણ પૂરો જ છે.

* * મુક્તિ, સ્વતંત્રતા, અખંડ સુખ, આ સર્વ એક જ સ્થિતિને દર્શાવનારા શબ્દો છે. આ કલ્યાણકારક સ્થિતિને પ્રાપ્ત કરવી, એ જ જીવમાત્રનો મુખ્ય ઉદ્દેશ છે. આ સ્થિતિને પ્રાપ્ત કરનાર જે અવિચલ શાંતિનો અનુભવ કરે છે, તે શાંતિ વાણીવડે અવાચ્ય છે, તથા મન અને બુદ્ધિવડે અગમ્ય છે. આ અવિચલ શાંતિના ઉચ્ચ પ્રદેશમાં આ સંસારની ભારે ધમાચકડીનો અભાવ છે. તે રજસ્ અને તમસ્ ઉભયથી રહિત છે. ચિન્મય શાંત પ્રકાશ ત્યાં વ્યાપી રહ્યો છે.

* * શાંતિના આ ઉચ્ચ પ્રદેશે પહોંચવાને માટે આપણે પ્રત્યેકે એક નહિ પણ અસંખ્ય પગથીઆં ચડવાનાં છે. જે સ્થિતિમાં હાલ આપણે છીએ તે સ્થિતિનાં કર્તવ્યો, તે આ અસંખ્ય પગથીયાંમાંનાં થોડાં પગથીયાં છે. આ પ્રત્યેક પગથીયાઉપર આપણે શાંતિથી અને ધૈર્યથી ચડવાનું છે. દશ વિશ પગથીયાં સામટાં કુદી ઝટ હું આખી નિસરણી ચડી જાઉં, એવી તાલાવેલી કરનાર ઉંચે ન જતાં, હોય છે તે પગથીયાઉપરથી પણ હેઠા પડે છે, અને વળી પસ્તાય છે. આથી તાલાવેલી કરશો નહિ, તેમ જ દોડશો નહિ તેમ જ કુદકા મારશો નહિ. કાળ અનંત છે, એમ જાણીને ધૈર્યથી એકેક પગલું ચડજો. મોટાં કામો ધૈર્યથી જ સધાય છે, તાલાવેલીથી નહિ. પ્રાપ્ત સ્થિતિનાં નાનાં નાનાં કર્તવ્યો સર્વોત્તમ પ્રકારે કરવાં, એનું નામ ધૈર્યથી એક પગથીયું ચડવું એ છે. પ્રાપ્ત સ્થિતિમાં અપ્રસન્નતા, અસંતોષ, અણગમો, દ્વેષ તજવાં એનું નામ બીજું પગથીયું ચડવું એ છે. બીજાઓનાં ખોતરણાં કાઢવાં છોડી દઇને, બીજાનાં હૃદયને દંશ કરે એવાં વચનો વદવાનાં તજી દઇને, પ્રાપ્ત કર્તવ્યપ્રતિ જ એકાગ્ર દૃષ્ટિ રાખવી, એનું નામ ત્રીજું પગથીયું ચડવું એ છે. ફળ ન જણાય તોપણ વ્યાકુલ ન થવું, વિપત્તિનાં વાવાઝોડાં થાય તોપણ મનને વ્યગ્ર ન થવા દેવું, એનું નામ ચોથું પગથીયું ચડવું, એ છે. ન ગમતાં કામો પણ આપણે કરવાનાં આવી પડવાથી પ્રેમથી તેમને કરવાં, ન ગમતા પ્રાણીપદાર્થોસાથે આપણો સંબંધ થઈ જવાથી તેમની સાથે પ્રેમથી વર્તવું, એનું નામ પાંચમું પગથીયું ચડવું એ છે. આવાં આવાં કર્તવ્યની નિસરણીનાં અનેક પગથીયાં છે. શાંતિથી એક એક પગથીયાઉપર ચડજો. નિસરણી ઘણી ઉંચી દેખાય છે, અને તેને અસંખ્ય પગથીયાં હોય એવું દેખાય છે, તોપણ કેટલાંક પગથીયાં સાવધાનતાથી ચડતાં તમને સમજાશે કે કાં તો નિસરણી ટુંકી થઇ છે, અથવા તમે હજારો પગથીયાં ઉપર ચડી આવ્યા છો. શિખર જણાય છે. અલ્પ સમયમાં અવિચલ શાંતિનો પ્રદેશ દૃષ્ટિએ પડે છે.

---

## 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | રૂપીઆ. |
|---|---|---|
| શ્રેયઃસાધક. | અમદાવાદ. | ૧૦-૦-૦ |
| પેટેલ માવસંગ નરસિંહભાઈ (પોતાની માતુશ્રીની સદ્દગતિનિમિત્ત) | પુનગામ. | ૨-૦-૦ |
| શંકરપ્રસાદ વેણીશંકર. | ભાવનગર. | ૨-૦-૦ |
| રણછોડ હરજીવન. | ગરીયાધર. | ૧-૦-૦ |
| સુરચંદ લક્ષ્મીચંદ. | મહુવા. | ૧-૮-૦ |
| વિદ્યારામ કુબેરદાસ. | મુંબઈ. | ૧૦-૦-૦ |
| મૂળજીરામ લલ્લુભાઈ. | વસઈ. | ૨-૦-૦ |
| કાળીદાસ જેચંદ. | વળા. | ૫-૦-૦ |
| મોહનલાલ દલસુખરામ. | વડોદરા. | ૨-૦-૦ |
| ઓધવદાસ તારાચંદ. (પોતાના પુત્ર માધવદાસની સદ્દગતિનિમિત્ત) | કરાંચી. | ૫-૦-૦ |
| ભાયીભાઈ ભાઈજી. (સરસ્વતીની પ્રસન્નતાનિમિત્ત). | આડાદરા. | ૧-૦-૦ |
| પુરુષોત્તમ રણછોડદાસ (પોતાનાં ધર્મપત્નીની સદ્દગતિનિમિત્ત). | ઉમેટા. | ૨૫-૦-૦ |
| કુબેરદાસ પ્રભુદાસ. | આદોની | ૫-૦-૦ |

---

## सद्उपदेशश्रेणी—द्वाविंशति सद्उपदेश.

☛ કાર્તિક વદ ૧૪ ના મહોત્સવઉપર શ્રેયસ્સાધકઅધિકારિવર્ગમાં થયેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ તૈયાર છે, મૂલ્ય ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૧-૦. પુસ્તક મંગાવનારને માર્ગશીર્ષ શુદ ૩ પછી પુસ્તક મોકલવામાં આવશે.

व्यवस्थापक, महाकाल, वडोदरा.

# प्रभानुक्रमणिका.




रूप ( पुस्तक ) २२.—मार्गशीर्ष कृष्ण० १४. संवत् १९६६. दर्शन ( अंक ) २.

॥ ॐ श्रीं ॥

## स्त्रीमाहात्म्य.

પદ. ( મનની ન શુદ્ધિ જો કરે—એ લય. )

જેની માનદૃષ્ટિ સ્ત્રીવિષે, જય થાય તેનો દશ દિશે,
સ્ત્રીવિષે માનની બુદ્ધિ એ, સ્ત્રીસહ કરવી સો વૃદ્ધિ એ;
ગાર્હસ્થ્યધર્મની સિદ્ધિ છે, સત્શાસ્ત્ર વર્ણવતાં દીસે,—
સુખશાંતિમાં તે જામશે, ઉત્કૃષ્ટ ઉન્નતિ પામશે,
ભયક્લેશ આદિ વામશે, સત્ય પ્રેમ અમૃત તે પીશે;—
સ્ત્રી સહિત સુવિચારો કરે, સત્કાર્ય સ્ત્રીસહ આદરે,
મહાપુણ્યને તે તો વરે, સુખી થાય તે જ વસા વિશ્વે;—
સંબંધ કેવો અધિકો, ઉન્નતિ પમાડે જે નકી,
સત્શાસ્ત્રથી તેને શીખી, કરવો ઘટે તે હર મિષે;—
એ જ્ઞાન જેને આવશે, તે કોઇ દિવસ ન ભીખશે,
દુઃખથી ન તે કદી ધીખશે, વાર્ધક્ય મૃત્યુથી ના બ્હીશે;—
સ્ત્રી તત્ત્વ એ જ પ્રધાન છે, જેમાંહિ અંતર્જ્ઞાન છે,
લહે તે અતિ વિદ્વાન્ છે, પ્રભુ ઠારે તેને આશીષે;—
સ્ત્રીકેરી ઉન્નતિને કરી, જેહ તે પ્રતિ ઉચ્ચતા ધરી,
સુપ્રયત્નથી રહે છે વરી, તેને દેવકોટિ તેત્રિશે;—
તેને સહાય શ્રીનરહરિ, સ્ત્રીજાતિ જે લહે ઇશ્વરી,
આ ભવથકી સત્વર તરી, જઇને ભળે તે શ્રીઇશે,—

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૪ થી )

પૂર્વાવસ્થાનો નાશ થઈ અવસ્થાન્તર થવું તેનું નામ યથાર્થ પરિણામ છે અને પૂર્વાવસ્થાનો નાશ થયાવિના અવસ્થાન્તર થવું એનું નામ વિવર્ત છે. આમાં બ્રહ્મનો પરિણામ જે કહેવામાં આવે છે તેનો અર્થ વિવર્ત માત્ર છે. તેથી આ સિદ્ધાન્તમાં આપવામાં આવતા કોઈ દોષ લાગતા નથી. આપ્રમાણે વિવર્તરૂપતા આત્માની થાય છે, એ સ્વપ્નસાક્ષીમાં પ્રસિદ્ધ છે એ હવે શ્રીસૂત્રકાર જણાવે છે.

**आत्मनि चैवं विचित्राश्च हि ॥ २८ ॥**

**સૂત્રાર્થઃ**—જીવાત્મામાં આ જ પ્રમાણે વિચિત્ર સૃષ્ટિ થતી પ્રસિદ્ધ છે.

આ સૂત્રમાં એ કહ્યું કે એક બ્રહ્મમાંથી બ્રહ્મના સ્વરૂપનો ઉપમર્દ થયા વિના કેવી રીતે આ વિચિત્ર સર્ગ થાય છે, એ સંબંધમાં વિવાદની અપેક્ષા રહેતી નથી. કેમકે સ્વપ્નદ્રષ્ટા એક જ જીવાત્મામાંથી તેના સ્વરૂપનો ઉપમર્દ થયા વિના જ નાનાકારા સૃષ્ટિ થાય છે એમ શ્રુતિમાં પ્રસિદ્ધ છે. બૃહદારણ્યક શ્રુતિ કહે છે કે **न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथ रथान्रथ योगान् पथः सृजते**–સ્વપ્નમાં રથો હોતા નથી, અશ્વ હોતા નથી, માર્ગ પણ હોતા નથી પણ રથ, અશ્વ અને માર્ગ એ ત્રણેની જીવાત્મામાંથી સૃષ્ટિ થાય છે. લોકમાં પણ પ્રસિદ્ધ છે કે દેવ વગેરે તથા માયાવી વગેરે પોતાના સ્વરૂપનો ઉપમર્દ કર્યા વિના જ હસ્તિ, અશ્વ આદિ વિચિત્ર સૃષ્ટિ ઉપજાવી શકે છે. તેથી આ જ પ્રમાણે એક અદ્વિતીય બ્રહ્મતત્ત્વ પણ પોતામાં વિચિત્ર સૃષ્ટિ, પોતાના સ્વરૂપનો ઉપમર્દ કર્યા વિના, ઉપજાવે તો તેમાં અયોગ્ય કાંઇ પણ નથી.

આપ્રમાણે વિવિધ રીતે સાંખ્યાદિવડે અપાતા આ દોષનો વેદાન્તસિદ્ધાન્તમાં પરિહાર કરી, હવે એ દોષ ખરું જોતાં એ પૂર્વપક્ષીના જ મતમાં લાગે તેવા છે એ શ્રીસૂત્રકાર જણાવે છે.

**स्वपक्ष दोषाच्च ॥ २९ ॥**

**સૂત્રાર્થઃ**—પોતાના પક્ષમાં આ દોષો આવે તેમ છે તેથી ( એ દોષનો આરોપ વેદાન્તસિદ્ધાન્તપર કરવો ઘટતો નથી. )

આ સૂત્રથી એ કહ્યું કે પૂર્વપક્ષીના મતમાં આ દોષ સમાનપણે લાગે છે. ત્યાં પ્રધાનવાદી સાંખ્યના મતમાં પ્રધાન નિરવયવ છે, પરિચ્છેદથી રહિત છે, શબ્દાદિથી રહિત છે અને તે સાવયવ, પરિચ્છિન્ન અને શબ્દાદિવાળા જગતનું કારણ છે એમ સ્વીકાર્યું છે. ત્યાં પણ પ્રધાન નિરવયવ છે તેથી આખું પ્રધાન જ જગદાકાર થઇ જવું જોઇએ એટલે પ્રધાનરૂપ મૂળનો ઉચ્છેદ થઈ જવો જોઇએ અને તેથી પ્રધાન અનિત્ય ઠરવું જોઇએ, તેમ નહિ માની એમ કહો કે પ્રધાનનો એક ભાગ પરિણામ પામે છે અને અન્ય ભાગ અવિકૃત રહે છે તો પ્રધાનના બે ભાગ થયા છે તેથી પ્રધાન સાવયવ ઠરશે અર્થાત્ પ્રધાન નિરવયવ છે એ પ્રતિજ્ઞા જતી રહેશે. અહિં કોઈ કહેશે કે સાંખ્ય પ્રધાનને નિરવયવ ક્યાં માને છે ? સાંખ્ય તો કહે છે કે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોનું પ્રધાન થયેલું છે. એ ત્રણ ગુણોની સામ્યાવસ્થા તે પ્રધાન છે. તેથી પ્રધાનના તો આ ત્રણ અવયવો કહ્યા જ છે અર્થાત્

પ્રધાનને સાવયવ માન્યું છે. આમ જો કોઈ કહે તો અમારે જણાવવું જોઈએ કે આ પ્રકારે પ્રધાનને સાવયવ કહેવાથી પ્રકૃત દોષ દૂર કરી શકાય તેમ નથી. કેમકે સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણમાંથી પ્રત્યેક નિરવયવ જ છે અને એક બીજા એથી અનુગૃહીત થઈ સજાતીય સર્ગનું કારણ છે એમ માન્યું છે, તેથી આ દોષ એ પ્રત્યેકમાં આવી જ રીતે લાગુ પડશે. આમ છતાં એમ માનવામાં આવે કે આ ગુણોનું નિરવયવત્વ સાધનાર અનુમાન ખરું નથી અને તેથી એ ગુણો સાવયવ છે તો તેથી નિરવયવત્વના વ્યાકોપનો દોષ નહિ આવે પણ તે સાવયવ હોવાથી અનિત્ય ઠરશે એ દોષ તો આવે જ છે. આની સામે એમ કહેવામાં આવે કે જેમ તન્તુઓ પટના આરંભક હોવાથી પટના અવયવો કહેવાય છે અને તેથી પટ સાવયવ કહેવાય છે તે પ્રમાણે સત્ત્વાદિને અમે સાવયવ કહેતા નથી કે જેથી સાવયવત્વને લીધે અનિત્યત્વની પ્રાપ્તિ થાય, પણ કાર્યના વૈચિત્ર્યથી અનુમાન કરાતી જે સત્ત્વાદિની વિચિત્ર શક્તિઓ તે જ ઉપચારથી તેના અવયવો ગણાય છે તો કહેવું જોઈએ કે આ પરિહાર વેદાંત પક્ષમાં પણ સમાન છે. જગત્‌રૂપ વિચિત્ર કાર્યથી સૂચવાતી વિચિત્ર શક્તિઓ તેજ નિરવયવ બ્રહ્મના ઉપચારથી અવયવો કહેવાય છે અર્થાત્ બ્રહ્મ પણ આ રીતે સાવયવ છતાં નિરવયવ હોઈ શકે છે. તાત્પર્ય કે આ પ્રકારનો પરિહાર વેદાન્તપક્ષમાં પણ સમાન છે.

આ જ પ્રમાણે અણુવાદી જે નૈયાયિક તથા વૈશેષિક તેમના મતમાં અણુઓના સંયોગથી આ વિચિત્ર જગત્ થાય છે. એ અણુઓ પ્રત્યેક નિરવયવ છે. તો અહિં એક અણુ બીજા અણુસાથે સંયોગ પામે છે તે કેવી રીતે ? આખા અણુનો આખા અણુસાથે સંયોગ થાય છે, એક અણુ બીજામાં મળી જાય છે કે એક અણુનો એક દેશ બીજા અણુના એક દેશસાથે સંયોગ પામે છે ? જો આખો અણુ બીજા આખા અણુસાથે સંયોગ પામે છે અર્થાત્ એક અણુ બીજામાં પૂર્ણ અંશે મળી જાય છે તો એ પ્રકારનો સંયોગ થવાથી જે કાર્ય ઉત્પન્ન થાય તેનું પરિમાણ વધવું નહિ જોઈએ, અર્થાત્ સંપૂર્ણ જગત્ અણુરૂપ જ હોવું જોઈએ. આ અટકાવવા જો એમ કહો કે એક ભાગ બીજા ભાગસાથે સંયુક્ત થાય છે તો સ્પષ્ટ રીતે એ અણુઓના ભાગ થવાથી એ સાવયવ ઠરે છે અને તેથી અનિત્ય ઠરે છે વગેરે. આ પ્રમાણે આ પૂર્વપક્ષ હોય તો એમના મતમાં પણ આ જ પ્રમાણે દોષ આવે છે. તેથી આ દોષ સર્વ પક્ષમાં સમાન હોવાથી, એ જ દેખાય છે કે એ દોષરૂપ જ નથી અને તેથી એક પક્ષવાળાએ ઇતરપર એનો આરોપ કરવો ઉચિત નથી. એટલું જ નહિ પણ બ્રહ્મપક્ષમાં આ દોષનો પૂર્ણ રીતે ઉદ્ધાર કરવામાં આવ્યો છે. તેથી બ્રહ્મ વિચિત્ર શક્તિવાળું અચિંત્ય તત્ત્વ હોવાથી બ્રહ્મવાદમાં લેશ પણ દોષ આવતો નથી.

અહિં પૂર્વપક્ષી પૂછશે કે બ્રહ્મમાં વિચિત્ર શક્તિઓ રહી છે તે નિર્ણય શાથી કરો છો ? એનો ઉત્તર હવે શ્રીસૂત્રકાર આપે છે.

**सर्वोपेता च तद्दर्शनात् ॥ ३० ॥**

**સૂત્રાર્થઃ**—બ્રહ્મ સર્વ શક્તિયુક્ત છે કેમકે શ્રુતિ એમ જણાવે છે.

આ સૂત્રમાં એ કહ્યું કે પરા દેવતારૂપ પરમાત્મા સર્વ શક્તિયુક્ત છે કારણ કે શ્રુતિ એમ જણાવે છે. શ્રુતિ કહે છે કે **सर्वं कर्मा सर्व कामः सर्वगन्धः सर्वरसः सर्व मिदमभ्यात्तो ऽवाक्यनादरः( छां. ३. १४.४ ) ,सत्यकामः सत्यसंकल्पो(छां. ८. ७,१.),यः सर्वज्ञः**

**सर्व विद् ( मु. २. ९. ), एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः ( बृ ३. ८. ९. )** પરમાત્મા સર્વ કર્મવાળા, સર્વ કામવાળા, સર્વ ગંધ તથા રસવાળા, આ સર્વને વ્યાપી રહેનાર, નહિ બોલનારા, નિષ્કામ છે; એમની કામના તથા સંકલ્પ સત્ય છે, જે સર્વને સામાન્યવિશેષરૂપે જાણનાર છે, આ પરમાત્માના શાસનમાં હે ગાર્ગે ! સૂર્યચંદ્રાદિ સર્વ પૃથક્ પૃથક્ આશ્રિત થઈ રહ્યા છે ઇત્યાદિ.

આ સંબંધમાં થતી પૂર્વપક્ષીની શંકાનો અનુવાદ કરી તેનું ઉત્તર આપતાં શ્રી સૂત્રકાર કહે છે કે

**विकरणत्वान्नेति चेत्तदुक्तम् ॥ ३१ ॥**

**સૂત્રાર્થ:**—પરમાત્મા કરણરહિત ( ઇન્દ્રિયરહિત ) છે તેથી ( તે કેવી રીતે સર્વ શક્તિયુક્ત હોઈ શકે ) એમ કહો તો તેનું ઉત્તર પૂર્વે અપાઈ ગયું છે. **विकरणत्वात्**–પરમાત્મા વિકરણ છે, કરણરહિત છે, ઇન્દ્રિયરહિત છે તેથી.

આ સૂત્રમાં પૂર્વપક્ષીની શંકા એ જણાવી કે શ્રુતિ કહે છે કે **अचक्षुष्कमश्रोत्रमवागमनाः**–પરમાત્મા ચક્ષુષ્, શ્રોત્ર, વાણી તથા મનસ્ ઇત્યાદિ કરણોથી રહિત છે. દેવાદિ જે ચેતન છે તે સર્વ શક્તિયુક્ત છતાં આધ્યાત્મિક કાર્ય અને કરણથી સંપન્ન હોઇને જ તે તે કાર્ય કરવા શક્તિમાન્ થાય છે. તેથી **नेति नेति** કહી જે પરમાત્મામાં સર્વ વિશેષનો પ્રતિષેધ કરવામાં આવે છે તે પરમાત્મા સર્વ શક્તિયુક્ત કેવી રીતે થઈ શકે અને સર્વ શક્તિયુક્ત હોય છતાં કરણરહિત હોવાથી તે તે કાર્ય કેવી રીતે કરી શકે ? આ શંકાનું ઉત્તર શ્રીસૂત્રકારે એ આપ્યું કે આ સંબંધમાં જે કહેવાનું તે પૂર્વે કહેવાઇ ગયું છે. પૂર્વે કહી ગયા છીએ કે પરબ્રહ્મરૂપ અતિ ગંભીર તત્ત્વનું સ્વરૂપ શ્રુતિથી જ જણાય તેવું છે અને તર્કથી જણાય તેમ નથી. વળી જેવું અને જે પ્રકારનું સામર્થ્ય એકનું જોવામાં આવે છે તેવું જ અને તે પ્રકારનું સામર્થ્ય સર્વનું હોવું જોઇએ એવો નિયમ કદાપી સ્થાપી શકાય તેમ નથી. દેવાદિ આમ આ પ્રકારે કરે છે માટે પરમાત્માએ પણ તેમ જ અને તે જ પ્રકારે કરવું જોઇએ એમ કદાપિ કહી શકાય તેમ નથી. આમ વૈલક્ષણ્ય હોવાથી જ દેવ તે પરમાત્મા નથી અને પરમાત્મા તે દેવ નથી. સર્વ વિશેષનો પરમાત્મામાં શ્રુતિ પ્રતિષેધ કરે છે તે તેમના વાસ્તવ સ્વરૂપને જણાવતાં કરે છે પણ અવિદ્યાકલ્પિત અન્ય રૂપ પણ પરમાત્માનું શ્રુતિ જણાવે છે અને તે રૂપમાં સર્વ શક્તિનો સંબંધ સંભવે છે. વિકરણ છતાં પરમાત્મા તે તે કાર્ય કરે છે એ પણ શ્રુતિ જ કહે છે. શ્વેતાશ્વતર શ્રુતિ જણાવે છે કે **अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।** હસ્ત અને પાદરહિત છતાં પરમાત્મા ત્વરાથી ચાલે છે અને સર્વનું ગ્રહણ કરે છે, ચક્ષુવિનાના છતાં જુએ છે અને શ્રોત્રવિના શ્રવણ કરે છે. તેથી પરમાત્મામાં સર્વ શક્તિયોગ અને તે તે સૃષ્ટિ આદિ કાર્યનું કર્તાપણું સિદ્ધ થાય છે.

આપ્રમાણે આ આક્ષેપનો પરિહાર કરી હવે અન્ય રીતે તર્કમૂલક આક્ષેપ થવા સંભવ છે તે શ્રીસૂત્રકાર દર્શાવે છે.

**न प्रयोजनवत्त्वात् ॥ ३२ ॥**

**સૂત્રાર્થ.**—પ્રવૃત્તિમાત્ર પ્રયોજનને લઇને થાય છે તેથી ( નિત્યતૃપ્ત પરમાત્મા આ

જગત્સર્જનરૂપ પ્રવૃત્તિ કરે.) એ ઘટતું નથી.

આ પૂર્વપક્ષસૂત્રમાં ચેતનકારણવાદપર અન્ય રીતે આક્ષેપ કર્યો છે. એમાં પૂર્વપક્ષીએ એ જણાવ્યું કે ચેતન પરમાત્મા આ જગતના સ્રષ્ટા હોય એ સંભવે તેમ નથી, કેમકે પ્રવૃત્તિમાત્ર પ્રયોજનને લઇને થાય છે. લોકમાં આપણે જોઇએ છીએ કે પુરુષો જે જે બુદ્ધિપૂર્વક પ્રવૃત્તિ કરે છે તેમાં તે નાની સરખી પ્રવૃત્તિ હોય છે તોપણ પોતાના પ્રયોજનને ઉપયોગી નહિ હોય એવી એક પણ પ્રવૃત્તિ તે કરતો નથી તો મોટી પ્રવૃત્તિ તો પોતાના પ્રયોજનવિના નહિ કરે એમાં શું કહેવું ? આ લોકપ્રસિદ્ધિનો અનુવાદ કરતી શ્રુતિ પણ કહે છે કે **न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति** ( બૃહ. ૨. ૪. ૫. ) ઇતરને અર્થે આ સર્વ—સ્ત્રી, પુત્ર, બ્રાહ્મણાદિ સર્વ પ્રિય લાગતાં નથી પણ પોતાને અર્થે જ એ સર્વ પ્રિય લાગે છે. હવે આ જગત્સર્જનરૂપ પ્રવૃત્તિ એ કંઈ નાની પ્રવૃત્તિ નથી. તેથી એ પ્રવૃત્તિ જો ચેતન પરમાત્માની હોય તો એમાં પરમાત્માનું કોઈ પ્રયોજન હોવું જોઇએ. પરમાત્માના કોઈ સ્વાર્થની સિદ્ધિમાટે હોવી જોઈએ, જો એમ સ્વીકારો કે એ એમ જ છે તો પરમાત્મા પરિતૃપ્ત છે, આત્મકામ છે ઇત્યાદિ જણાવનાર શ્રુતિનો બાધ આવે છે, અને પ્રયોજનનો સ્વીકાર નહિ કરો તો પ્રવૃત્તિનો પણ સ્વીકાર નહિ કરવો જોઇએ. આની સામે એવું કહેવામાં આવે કે ઉન્મત્ત પુરુષ ચેતન છતાં બુદ્ધિની મંદતાને લીધે પોતાના પ્રયોજનવિના જ અનેક પ્રવૃત્તિ કરે છે તેથી તમે આપેલો પ્રવૃત્તિના પ્રયોજનનો સંબંધ સર્વત્ર નથી તેથી પરમાત્માની પણ એવી રીતે પ્રવૃત્તિ હોઇ શકે. તો એ કથન યોગ્ય નથી. કેમકે ઉન્મત્ત પુરુષની તો બુદ્ધિ જતી રહી છે માટે તે પ્રયોજનરહિત પ્રવૃત્તિ કરે છે. પણ પરમાત્મા તો સર્વજ્ઞ છે એમ શ્રુતિ જણાવે છે. તેથી ઉન્મત્તવત્ પ્રવૃત્તિ લેવામાં આવે તો સર્વજ્ઞત્વશ્રુતિનો બાધ આવશે. માટે આ કારણથી પરમાત્માની આ પ્રવૃત્તિ માનવી એ ઉચિત નથી.

( અપૂર્ણ. )

---

# इष्टद्वारा भक्तनुं सतत हित सधातां भक्तना उद्‌गार.

**૫૬.** ( બ્હેની વસુંધરા તપતી છે આજ, જપતી મેઘની માળા,—એ લય. )

વહાલો વિરાજતો મુજ અંતરમાંહ્ય,
ભય નથી હાવે મારે;
મને મળી સમર્થ ધણીની છાંય,
ભાગ્ય ઉઘડીયું ભારે.
વાલીડો મુજપર નાંખે, અમૃતકિરણો નિત્યે,
અનવધિ થતી શાંતિ ચિત્તે રે, ભય નથી૦
વાલીડો મારા વ્યાધિ આધિ ઉપાધિ ટાળે,
મને પ્રતિક્ષણે સંભાળે રે, ભય નથી૦

જે સમયે જે જે જોઇએ, વહાલો તે મુજને આપે,
કાળજી મુજ રાખે આપે રે, ભય નથી૦
ધન ધામ તથા પશુ પુત્રો, આપી મને સંતોષે,
આથી પણ અધિક પોષે રે, ભય નથી૦
વાલીડો મારા ઉરમાં, સદ્‌ગુણનાં બીજ વાવે,
નિત્ય ઉછેરી ફળને લાવે રે, ભય નથી૦
વાલીડો વિધવિધ વિદ્યા, મુજને પ્રયાસે થોડે,
શિખવે રહી અંતર કોડે રે, ભય નથી૦
વાલીડો મારે માટે, વૃષ્ટિ રૂડી વરસાવે,
ફળ અન્ન વિવિધ ઉપજાવે રે, ભય નથી૦
વાલીડો મારે માટે, હયહસ્તીવાહન રચતો,
રચી સ્વર્ણ મને શોભવતો રે, ભય નથી૦
વાલીડો મુજને આપે, મોટા મહાલય રહેવા,
ભૃત્યો દે કરવા સેવા રે, ભય નથી૦
વાલીડો રૂડા મિત્રો, આ દેશ ને પરદેશે,
દઈ હિત મુજ કરે અતિશે રે, ભય નથી૦
વાલીડો મારા મનની શક્તિ સદાય વધારે,
મુજ વિવિધ અર્થને સારે રે, ભય નથી૦
વાલીડો મુજને નિત્યે, ઉંચે ઉંચે લઈ જાતો,
મને નિજસમ કરવા ચ્હાતો રે, ભય નથી૦
સ્વચ્છંદી થઇને નીચો, હું કોઇ સમય પળાતો,
(પણ) રોષે વહાલો ન ભરાતો રે, ભય નથી૦
ઉન્માર્ગતણાં દુઃખોને, દર્શાવી મુજને પ્રેમે,
સન્માર્ગે લાવે રહેમે રે, ભય નથી૦
વાલીડો મારે માટે, નરહરિરૂપે અવતરીઓ,
જય કરી મુજ સ્વરૂપે સરીયો રે, ભય નથી૦
વહાલો મુજ અર્થે પાછો, ઉપેન્દ્ર તનુમાં આવ્યો,
દશ દિશ જયઘોષ ગજાવ્યો રે, ભય નથી૦
વહાલાના ગુણને ગણતાં, નેત્રોમાં અશ્રુ આવે,
વર્ણવતાં લેશ ન ફાવે રે, ભય નથી૦
બાહ્યાંતર નિરખી નિત્યે, ઉપેન્દ્ર નૃહરિ વાલીડો,
હું ફરૂં, થઇ જ્ઞાને, રીડો રે, ભય નથી૦

---

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃ૪ ૭૨ થી )

( ૨ )

અણગમાની, અભાવની, નિર્દયતાની, અથવા દુઃખને ઉપજાવનારી કોઈ પણ વાતનું કથન કરવું, એ સુખસાધક અથવા હિતકર નથી. આની સઘળી બાબતોને વાણીમાંથી અને હૃદયમાંથી દૂર રાખો. તેમનું વિસ્મરણ કરો. ઘણી વાર ભિન્ન ભિન્ન વસ્તુઓની યોગ્યતાનો નિર્ણય કરતી વખતે તેમના ગુણાવગુણની સરખામણી કરવાની જરૂર પડે છે; પરંતુ જે વસ્તુમાં સઉથી ઓછી યોગ્યતા હોય, તેનો તિરસ્કાર કર્યા વિના અથવા તેને ઉતારી પાડ્યા વિના તમે તેમ કરી શકો એમ છે. આ વસ્તુ સારી છે, અને આ વસ્તુ ખોટી છે, એવું બોલવાને બદલે આ વસ્તુ પચાસ ટકા સારી છે, અને આ વસ્તુ પાંચ ટકા સારી છે, એમ વસ્તુઓની યોગ્યતાના દરજ્જા પાડીને વાત કરવાનો પ્રયત્ન કરો. ખરાબ વસ્તુઓનો પણ કંઈક ઉપયોગ હોય છે. વિષ્ઠાજેવી અત્યંત દુર્ગંધમય વસ્તુનું બહુ મૂલ્યવાન્ ખાતર થાય છે, એ કોણ નથી જાણતું ?

જે જે મનુષ્યને તમે ઓળખતા હો તેના કોઇ ગુણને—અને તે પણ ખરા ગુણને, બીજાઓ આગળ વાત કરવાને માટે શોધી કાઢો; અને તમને કદાચ કંઈ પ્રતિકૂળ કહેવા જેવું જણાય તો તેને વિસરી જાઓ. લોકોવિષે પ્રતિકૂળ વાતો કહેવામાં કંઈ બુદ્ધિમાનપણું નથી. તેમના વિષે સારી બાબતો કહેવામાં સૂક્ષ્મ બુદ્ધિની જરૂર પડે છે. આમ હોવાથી અમુક મનુષ્ય મને જરા પણ ગમતો નથી, અથવા અમુક વસ્તુ જોઇને મને કંટાળો આવે છે, એવું કદી પણ ના બોલતા.

નિર્ધનતાવિષે કદી પણ વાત ન કરો. તમે બહુ ગરીબ છો, અને બહુ જ કથાવટીએ ઘરસંસાર ચલાવો છો, એવા સમાચાર જગતમાં પ્રસારવાથી જગતની સંપત્તિ અને સુખમાં કશો જ વધારો થતો નથી. કોઈ પોતાના અજ્ઞાનની બીજાઓઆગળ ફુલાશો હાંકે છે ? હું કાળા અક્ષરને કુટી મારૂં, એવો ભમરડો છું, એવું પોતાના સંબંધમાં આવનાર મનુષ્યોને કોઇ મ્હલાવી મ્હલાવીને કહે છે ? પોતાનાથી થયેલી ભૂલોનું અને દોષોનું બીજાઓ આગળ કોઈ વિસ્તારીને વર્ણન કરે છે? નિર્ધનતા એ અજ્ઞાન અને ભૂલ અને દોષવિના બીજું કશું જ નથી. શા માટે ત્યારે તમે 'હું બહુ ગરીબ છું' 'હું બહુ બચરવાળ છું,' 'દશ રૂપૈયાના પગારમાં મારૂં પૂરૂં થતું નથી' એવી તમારા અજ્ઞાનની, અને ભૂલની અને દોષની વાતો રાજી થતા થતા બીજાના આગળ કરો છો ? ગરીબ હોવામાં કંઈ લાજ નથી, એવી જે કહેવત લોકોમાં ચાલે છે, તે થોડા અંશમાં જ સાચી છે. ખરૂં કહેવડાવો તો ગરીબ હોવું, એ શરમભરેલું છે.

જેઓ અજ્ઞાન હોય છે, આળસુ હોય છે, અને નાલાયક હોય છે, તેઓ જ ગરીબ હોય છે, અને તેમને જ પોતાનો સંસાર મહા મુશીબતે ચલાવવો પડે છે.

તમને ઉપરનું વાક્ય બહુ કઠોર લાગે છે. તમારી ભમર ચઢી જાય છે, અને લેખકની સાથે વિવાદમાં ઉતરવાને તમે તૈયાર થઈ જાઓ છો. તમે બબડી ઉઠો છો કે પાંચસેં અને

હજારના પગાર ખાનારા ઘણાએ અમારા કરતાં વધારે આળસુ અને નાલાયક હોય છે. કાગળ-ઉપર એક પીંછુ મારી જાણવા વિના તેમને બીજું કશું જ આવડતું હોતું નથી.

પણ જરા ધીરા થાઓ. તમારો ઉપરી તમારા કરતાં વધારે આળસુ અને વધારે ના-લાયક છે તો પછી તેના તાબામાં રહેવાની તમને કોણે ફરજ પાડી છે? તમારામાં એવો કયો દોષ છે કે જેથી તમારા જેવા લાયક મનુષ્યે તેને સાત સાત સલામો ભરવી પડે છે, અને તેની તાબેદારી ઉઠાવવી પડે છે? શા માટે તમારી તાબેદારીની નોકરીને લાત મારીને તમારી યોગ્યતાનું સંપાદન નથી કરી લેતા? તમારી યોગ્યતાનું તમને સંપાદન ન કરવા દેનાર તમારી આળસને શા માટે તમારા અંતઃકરણમાંથી ધોકો મારીને હાંકી કાઢતા નથી? નોકરી છોડી દઈને હું શું કરૂં, એવું શા માટે પુછો છો? શું એ તમારૂં અજ્ઞાન નથી સૂચવતું?

નોકરોએ પોતાની ખરાબ સ્થિતિ પોતાની મેળે જ કરી છે. દશ રૂપૈયાના પગારથી રસોઈયા જોઈતા હોય તો મળતા નથી, અને ઓફીસોમાં તથા ઉપરીને ઘેર ગદ્ધાવૈતરૂં કર-નાર ભણેલા નોકરો જોઈતા હોય તો એક કહેતાં સો, અને સો કહેતાં હજાર મળે છે. ઉપરી ધમ-કાવે, ગાળો દે, રાતદિવસ કામ કરાવે, રજાના દિવસોમાં ઘેર બોલાવે, ઘેર લગ્ન હોય તો કે બાપ મરે તોપણ આઠ દિવસની કે પંદર દિવસની રજા પણ ન આપે, માથાતોડ મહેનત કરતાં છતાં પગાર વધારવાની ભલામણ ન કરે, અને તોપણ નોકરીને ચામ જુની પેઠે વળગી રહે, તે મનુષ્યના અંતઃકરણની યોગ્યતાને, તેના જ્ઞાનને, અને તેના ઉદ્યોગને તમે કેવી રીતે વખાણો છો?

નોકરોવડે ઓફીસો અને ઉપરીઓ છે, પણ અજ્ઞાન નોકરો તે ક્યાં જાણે છે? અમારા વડે જ રાજા છે, એમ પ્રજા ન જાણે અને રાજાઓ લુંટે તેમ લુંટાય તો તે પ્રજા લુંટાવાને લાયક નથી, એમ કોણ કહેશે? નોકરો અને પ્રજા પોતાની લાંપડી પોતાની મેળે જ ઉતારી પાડે છે, અને પોતાના જ અજ્ઞાનથી, પોતાની જ આળસથી અને પોતાના જ દોષથી દુઃખી રહે છે.

મિલના મજુરો કમાઈ કમાઈને શેઠને આપે છે, અને શેઠ તાગડધિન્ના કરે છે. મજુરો ગરીબ રહે છે, તેમાં કોનો દોષ? મહિને પચાસ કે સાઠ રૂપૈયા શેઠને પગાર આપવાની મજુરો ફરજ પાડી શકે એમ છે; આ ક્ષણે જ તેઓ ધારે તો તેમ કરી શકે એમ છે; ફા-ટેલાં અને મેલાં વસ્ત્રો વેગળાં મુકીને આ ક્ષણે જ તેઓ આખાં અને સ્વચ્છ વસ્ત્રો ધારણ કરવા સમર્થ છે. રોટલાને અને મીઠાને બદલે વધારે સારો અને પૌષ્ટિક ખોરાક તેઓ ખાઇ શકે એમ છે, પણ તેઓ તેમ કરતા નથી, કારણ કે તેઓ પારવિનાના અજ્ઞાન છે. તેઓની બુદ્ધિ એટલી બધી સુસ્ત અને મંદ છે કે તેઓ વિચાર કરવા પ્રવૃત્ત થતા નથી, અને તેઓ નાલાયક છે, કારણ કે તેઓ વિચાર કરવાની ગમ નથી.

બુદ્ધિની આળસથી, જનસમુદાય હલકી અને નિર્ધન સ્થિતિમાં રહ્યો છે, અને જ્યાં સુધી તેઓ બુદ્ધિને નહિ કેળવે અને તેને નહિ વાપરે ત્યાંસુધી તે તેવી જ સ્થિતિમાં રહ્યા કરવાનો. બીજી રીતે તેઓ ખુશીથી આખો દિવસ સખત મહેનત કરે છે—મજુર સવારથી તે સાંજ પડતા સુધી તગારાં વહે છે, પરંતુ મનનો શ્રમ અને બનતું વ્યાપાર કરવાનું કહે-તાં તેઓને ફાંફીઓ ચડે છે. તેઓએ પોતાનાં વિચારરૂપી યંત્રોને કાટ ચડવા દીધા છે. તે-

એ તેમને લેશ પણ વાપરતા નથી. પોતાને વિચાર કરવાનું કામ તેઓ બીજાપાસે કરાવે છે, અને તેથી તેઓ દાસત્વની સ્થિતિ ભોગવે છે.

નાટકશાળામાં ચાર આનાની ટીકેટવાળા ચોથા વર્ગમાં જઇને જુઓ; ત્યાં કેવી ધક્કાધક્કી છે ! હવે સાર્વજનિક પુસ્તકશાળામાં જઇને જુઓ; નાટકશાળાની ગીરદીનો સોમો ભાગ પણ ત્યાં છે ? મોટાં શહેરોમાં ઠેકાણે ઠેકાણે ઉઘડેલી ચાહાની દુકાનોમાં જઇને જુઓ; અને ગણી જુઓ, સાંજ સુધીમાં ત્યાં કેટલાં મનુષ્યો આવે છે ! હવે પુસ્તકશાળામાં જાઓ, અને ત્યાં ગણી જુઓ, અને ખાતરી કરો કે જનસમુદાયના વિચારરૂપી યંત્રનાં ચક્રો વેગથી ફરે છે કે પડ્યાં પડ્યાં ધૂળ ખાય છે !

લગભગ કરોડજેટલી વસ્તી વાળા ગુજરાતમાં ઉત્તમ વર્તમાનપત્રોની દશ હજાર નકલો પણ ન ખપે, ઉત્તમ માસિકોનાં ત્રણ ચાર હજાર પણ ગ્રાહકો ન હોય, અને ઉત્તમ ગ્રંથોની હજાર નકલો ખપતાં ખપતાં પણ પાંચ દશ વર્ષો વીતી જાય તે પ્રજાનું, સર્વ પ્રકારની ઉન્નતિને કરનાર વિદ્યાતરફ કેટલું આકર્ષણ છે, તે શું સહજ સ્પષ્ટ નથી થતું ? જ્ઞાન અથવા વિદ્યા એ જ વાસ્તવ બળ છે, અને તેને પ્રાપ્ત કરવા જે પ્રજા મથતી નથી, તે પ્રજાની ખાંધઉપર અન્ય પ્રજાઓ પોતાનું ધુંસરૂં મૂકે, અને પરોણા મારીને તેની પાસે પોતાનો અતિ ઘણો ભારે ભાર ખેંચાવે, એમાં શું આશ્ચર્ય ?

જ્યાં સુધી હલવાઇની દુકાનોમાં, ચાહાકોફીની દુકાનોમાં, નાટકશાળાઓમાં અને એવાં જ બીજા સ્થળોમાં લોકોની ભીડ થતી રહેશે, અને ઉત્તમ પુસ્તકાલયોમાં તથા પુસ્તકો વેચનારની દુકાનોમાં કોઇ રડ્યાં ખડ્યાં મનુષ્યો આવતાં રહેશે ત્યાં સુધી લોકોના બુદ્ધિરૂપી યંત્રઉપર મણ મણ કાટના થર વળગેલા રહેશે, અને ત્યાં સુધી તેમના પગમાં પડેલી દૈન્યની અને દરિદ્રતાની બેડીઓ નીકળનાર નથી.

પણ આ સ્થળે આ બધાં વચનો કહેવાં, એ આ લેખના સિદ્ધાંતથી ઉલટું વર્તન છે. એમ છતાં તેવું વર્તન કરવા માટે વાચકની ક્ષમા માગવામાં આવે છે. આ સઘળું કહીને વાચકઆગળ જે સ્પષ્ટ કરવાનું છે તે એ કે નિર્ધનતાની વાતો કરવામાં કશું જ ફળ નથી. નિર્ધનતાની અને વિપત્તિની વાતો કરવાથી નિરુત્સાહ અને ખેદ ઉલટાં વધવાનાં, અને અમોઘ વિચારોથી પ્રકટતાં ચિંતા અને દુઃખનું વિસ્મરણ કરવાને માટે લોકો ક્ષણિક આનંદને આપનાર વિષયોસુખોમાં વધારે ડુબવાના.

તમારી દુઃખદ સ્થિતિનો, અને કઠણ દિવસોનો જેમ વધારે તમે વિચાર કરશો, અને જેમ વધારે તે સંબંધમાં તમે વાતો કરશો, તેમ તમારા દુઃખની તીવ્ર વેદનાને નરમ પાડવાને માટે તમને કોઇ માનસિક નિશાનો પદાર્થ શોધવાની વધારે જરૂર પડવાની, અને તેમ તમારૂં દુઃખ વધતું જવાનું.

જનસમુદાયને નિરંતર નિર્ધન રાખવાનો, કદી નિષ્ફળ ન જાય એવો ઉપાય તમારે જોઇએ છે ? તો સાંભળો; તેઓ નિર્ધન અને દુઃખી છે, એવું નિરંતર લખ્યા કરો, અને નિરંતર એવી વાતો કર્યા કરો.

મારો પુત્ર બંડી ગયો, એવું જેના તેના આગળ તથા તે જ પ્રમાણે પોતાના પુત્રને દિવસમાં સેંકડો વાર તે વચન સંભળાવનાર કયા માબાપનો પુત્ર સદ્ગુણી થયો છે ? ઉલટું

વાત કરવામાં ગમે તેમ થાય તોપણ નિર્ધનતાનું નામ ન આણો. તમને અમુકનો સંકોચ છે, એવું કદી જ ન બોલો. નિર્ધનતાને અથવા દરિદ્રતાને અને તમારે કશો સંબંધ જ નથી એવા થઇને રહો. નિર્ધનતાનું જગતમાં અસ્તિત્વ જ નથી, એમ નક્કી કરીને તેના સંબંધમાં વાતો કરવી પરિત્યજો.

**સંપત્તિની જ વાતો કરો.**

(અપૂર્ણ.)

---

# इष्टदर्शननी आशावान् वृत्तिना प्रेममय विचार.

પદ. ( દિલે નાદાનકો હમ સમજાય, એ લય. )

આજે મનના માન્યાસંગે મોજ માણશું,
અમે રંગે રમીશું આજ એ સુજાણશું. આજે૦
સ્નેહના બંધને હાથ પકડશું,
એ જો તેમ તાણે તો અમે આમ તાણશું. આજે૦
ગુંથીને પ્રેમવડે ભાવવડે આ અંતર,
પિયુના ચરણમાંહિ સ્થાપીશ હું આ અંતર;
સદા એક કરી દેવું પિયુથી અંતર,
થઇ અંતરથી એકમેક ન ધરવો અંતર,
ચેન ચાળા કરીશું અંતરથી અંતર,
હેત વધવાને કાજે જુઠી રીસ આણશું. આજે૦
મહા ઐશ્વર્ય ને સામર્થ્યતણા એ સિંધુ,
બહાર અંતર સભર ભરેલા છે એ સિંધુ;
મહત્તા ન જેની જાણી જાય એ સિંધુ,
સાચી સ્નેહસરિતાના ભોગી એ સિંધુ.
મહા વિરાગ ને શૃંગારતણા એ સિંધુ,
પ્રેમબાણે વીંધીને આજે ઘેર આણશું. આજે૦
સ્વાતિનું બિંદુ લેવા ચાતક છે આ આતુર,
ચંદ્રકિરણ ગ્રહેવા કુમુદ આ આતુર;
આ વેલી એ વૃક્ષથી વીંટાવા છે આતુર,
મનભ્રમર એ કુસુમ ચુંબવાને છે આતુર.
પિયુ આલિંગવા હું રોમેરોમ છું આતુર,
મનમાં થાપે, મળી ક્યારે કદી દઉં હું વેચાયુ છું, આજે૦

---

# मानस रसायन

अथवा

## यौवनने प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૯ થી. )

### પ્રકરણ ૧.

**યથાર્થ વિદ્યાના નિયમાનુસાર મનુષ્ય જે કાંઇ કામ કરવાનું શિક્ષણ પ્રાપ્ત કરે છે, તે કામ તે કરી શકે છે, અને ગમે તે કામ કરવાનું શિક્ષણ તે પ્રાપ્ત કરી શકે છે.**

મનુષ્યનો સ્વભાવ જેવો માનસ છે, તેવો જ શારીરિક છે; અને આ માનસ સ્વભાવ તથા શારીરિક સ્વભાવ એવા તો એકબીજાની સાથે ગ્રથિત થએલા છે કે એકનું સ્વરૂપ સમજ્યા વિના બીજાનું સ્વરૂપ સમજી શકાતું નથી.

જેની મનમાં ઉત્પત્તિ થાય છે, તેની શરીરમાં પણ ઉત્પત્તિ થાય છે; અને પ્રત્યેક શારીરિક ક્રિયાની પૂર્વે તથા પછી માનસ ક્રિયા હોય જ છે.

જે શરીરઉપર અસર કરે છે, તે મનઉપર પણ અસર કરે છે, અને જે મનઉપર અસર કરે છે, તે શરીરઉપર પણ અસર કરે છે; તેથી કરીને મનુષ્યના જીવનમાં પ્રતીત થતા કોઇ પણ બળ, વ્યાપાર, તત્ત્વ અથવા સ્થિતિના સંબંધમાં, જ્યાં સુધી માનસ દૃષ્ટિબિંદુથી તેમ જ શારીરિક દૃષ્ટિબિંદુથી તેનો વિવેક કરવામાં ન આવે ત્યાંસુધી તેનો છેવટનો નિર્ણય થઈ શકતો નથી.

આ પ્રકારના વિવેકથી જે સિદ્ધાંતો સ્થાપવામાં આવે છે, તે યથાર્થ શાસ્ત્રીય સિદ્ધાંતો ગણાય છે, અને ઉપરટપકેથી જોતાં પણ એ સ્પષ્ટ થાય છે કે આ વિના અન્ય પ્રકારે કરવામાં આવતા નિર્ણયો યથાર્થ સિદ્ધાંતરૂપ થઈ શકતા નથી.

જેઓ એકલા શરીરનો અભ્યાસ કરે છે, તેઓ મનુષ્ય શું છે, એ સમજતા નથી; તે જ પ્રમાણે જેઓ એકલા મનનો અભ્યાસ કરે છે, તેઓ પણ મનુષ્યનું સ્વરૂપ સમજતા નથી. તેઓના નિર્ણયો સશાસ્ત્ર હોતા નથી. કારણ કે તેઓ અપૂર્ણ હોય છે. આમ હોવાથી આવા નિર્ણયાનુસાર જેઓ વર્તે છે, તેઓ ઇચ્છેલાં ફળને પ્રાપ્ત કરવામાં નિષ્ફળ જાય છે.

અખંડ યૌવનને પ્રાપ્ત કરવાની કળા શોધી કાઢવામાં આજ સુધી વિદ્વાનોનો મોટો ભાગ નિષ્ફળ ગયો છે, તેનું મુખ્ય કારણ એ છે કે જે નિયમદ્વારા યૌવનને અખંડ રાખી શકાય છે, તે નિયમ માનસ તેમ જ શારીરિક ઉભય પ્રકારનો છે; તેથી કરીને એકલા ભૌતિક શોધોથી તેમ જ એકલા માનસિક શોધોથી તે નિયમ જડી શકતો નથી.

બીજું કારણ એ છે કે ભૌતિક શાસ્ત્ર મનુષ્યની શક્તિઓ મર્યાદાવાળી છે, એમ કહે છે, અને હાલમાં પ્રચલિત માનસ શાસ્ત્ર શરીરનાં વાસ્તવિક લક્ષણોની ઉપેક્ષા કરવાથી મનુષ્યના સામર્થ્યની મર્યાદા બાંધી દે છે.

જુના જમાનાની વિચારશ્રેણી, પછી તે કેવળ ભૌતિક હોય કે કેવળ માનસિક હોય તો

પણ પૂર્વ કાળથી જે મનુષ્યથી થતું આવ્યું નથી, તે કરવાનું તેનામાં સામર્થ્ય છે, એ વાતને સ્વીકારી શકે તેમ નથી; અને યૌવનને અખંડ રાખવાની કળા હજી સુધી મનુષ્યપ્રજાને સિદ્ધ નથી, તેથી કરીને યૌવનને સ્થિર રાખવાનું જ્ઞાન મનુષ્ય સંપાદન કરે તે પહેલાં તેણે નવી વિચારશ્રેણીને સ્વીકારવાની અગત્ય છે.

આ નવી વિચારશ્રેણીનું બીજું નામ યથાર્થ વિદ્યા છે, અને આ વિદ્યાથી મનુષ્યને યૌવનને સ્થિર કેમ રાખવું, તે આવડે છે; કારણ કે યથાર્થ વિદ્યાનું એક સૂત્ર એવું છે કે મનુષ્ય ગમે તે શીખી શકે છે.

યૌવનને અખંડ રાખવાની કળા, એ અનુભવસિદ્ધ છે, એ પ્રમાણે યથાર્થ વિદ્યા ડિંડિમ વગાડીને કહે છે, એટલું જ નહિ, પરંતુ જે નિયમોના પાલનવડે,—પછી તે નિયમોનું પાલન ગમે તેના વડે થયું હોય તોપણ,—યૌવનને સ્થિર રાખી શકાય છે, તે નિયમોને દર્શાવે છે.

જે કાંઇ કરવાનું મનુષ્ય શીખે છે, તેને તે કરી શકે છે, એ કથન માત્ર ઇંદ્રિયગોચર લૌકિક જ્ઞાનને જ લાગુ પડે છે, એમ કંઈ નથી. એ કથનને જ્યાં લાગુ પાડ્યું હોય, ત્યાં —માનસ જગતમાં જેની કલ્પના કરી શકાય તેવી પ્રત્યેક વાતને સ્થૂલ જગતમાં પ્રત્યક્ષ કરવાના સંબંધમાં પણ—તે લાગુ પાડી શકાય છે.

માનસ જગતમાં જે બાબતની યથાર્થ કલ્પના કરતાં મનુષ્યને આવડે છે, તે બાબતને સ્થૂલ જગતમાં પ્રત્યક્ષ કરતાં તે શીખી શકે છે. યથાર્થ વિદ્યાનો આ સિદ્ધાંત છે; અને ગમે તે ઈપ્સિતાર્થ (ઇચ્છાનો વિષય) ની માનસ જગતમાં યથાર્થ કલ્પના કરી શકાતી હોવાથી, ગમે તે ઈપ્સિતાર્થ સ્થૂલ જગતમાં પ્રત્યક્ષ કરી શકાય છે, કેમકે કારણને જેમ કાર્ય અનુસરે છે, તેમ ઈપ્સિતાર્થને સિદ્ધિ અવશ્ય અનુસરે છે.

અખંડ યૌવનની મનમાં કલ્પના કરી શકાય છે, અર્થાત્ અખંડ યૌવનનું પ્રાધાન્ય તર્રીકે મન ચિંતન કરી શકે છે, તેથી સિદ્ધ થાય છે કે પ્રયત્નવડે આ બાહ્ય જગતમાં તે પ્રત્યક્ષ કરી શકાય એવું છે; કારણ કે યથાર્થ વિદ્યાના સિદ્ધાંતપ્રમાણે જે ઉચ્ચ કલ્પનાને સ્થૂલ જગતમાં પ્રત્યક્ષ કરવાનું આપણામાં સામર્થ્ય હોતું નથી, તેવી કલ્પના આપણા મનમાં કદી પણ આપણાથી કરી શકાતી નથી.

આમ જ્યાં મનુષ્યોનો મોટો ભાગ પોતાના ઉચ્ચ ઉદ્દેશોને સિદ્ધ કરવામાં નિષ્ફળ થાય છે, તેનું કારણ એ છે કે તેઓ યથાર્થ વિદ્યાના નિયમોપ્રમાણે વર્તતા નથી. તેઓ કાં તો શારીરિક નિયમોઉપર કેવળ આધાર રાખે છે, અથવા કાં તો માનસિક નિયમોઉપર કેવળ આધાર રાખે છે, કારણ કે તેઓ જાણતા નથી કે મનુષ્યનો સ્વભાવ શારીરિક તેમ જ માનસિક ઉભય પ્રકારનો છે; અને શારીરિક તથા માનસિક બન્ને પ્રકારના નિયમોનો, સાથે તથા પરસ્પરને મદદ કરે, એવી રીતે ઉપયોગ કરવામાં આવતો નથી ત્યાં સુધી મનુષ્યના જીવનમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર અથવા વૃદ્ધિ થઈ શકતી નથી.

માનસિક તથા શારીરિક ઉભયનું સંશોધન કરનાર યથાર્થ વિદ્યાનો એ વિચારપૂર્વક સ્થાપેલો સિદ્ધાંત છે કે મનુષ્યમાં ગમે તે શીખી શકવાનું સામર્થ્ય છે. બાહ્ય જગતની સાથે મનનો જે સંબંધ છે, તેનો જ્યારે વિવેક કરવામાં આવે છે, ત્યારે સ્પષ્ટ થાય છે કે મનની સૂક્ષ્મદર્શિતા (discernment) નો, પ્રતિપત્તિ (perception, સમજશક્તિ) નો, અંત-

દૃષ્ટિ (insight) નો, સમજશક્તિ (understanding) નો અથવા ગ્રહણશક્તિ (comprehension) નો કોઇ પણ અવધિ નથી.

મનના પ્રધાન વ્યાપારોનો અભ્યાસ કરનારને એ વાર્તા સ્પષ્ટ થાય છે કે મન જેમ જેમ અધિક શીખવાના પ્રયત્નને સેવે છે, તેમ તેમ તેનામાં અધિક અધિક શીખવાનું સામર્થ્ય આવતું જાય છે; અને અમર્યાદ કાળપર્યંત અધિક અધિક શીખવાનો મન પ્રયત્ન કરી શકે, એમ હોવાથી, અમર્યાદ કાળપર્યંત તે પોતાના જ્ઞાન પ્રાપ્ત કરવાના સામર્થ્યને અધિક અધિક વધારવા ધારે તો વધારી શકે એમ છે.

આમ હોવાથી આપણે એ નિર્ણયઉપર આવવા વિના છુટકો જ નથી કે જે કંઇ શીખવાનો મન પ્રયત્ન આદરે છે, તેને તે શીખી શકે છે, અને જે મન પ્રત્યેક વસ્તુને શીખવાનો પ્રયત્ન આદરે છે, તે મન નિરંતર પ્રત્યેક વાતનું જ્ઞાન સંપાદન કરે છે.

આ પ્રકારે વિચાર કરતાં, મનુષ્ય યૌવનને સ્થિર રાખતાં શીખી શકે છે, એ વાર્તા નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે, એટલું જ નહિ, પરંતુ વિશેષમાં એ સિદ્ધ થાય છે કે જે સમયે તે યૌવનને સ્થિર રાખે છે, તે સમયે પોતાના અંતઃકરણની ઉચ્ચ પ્રેરણાનુસાર પોતાના જીવનને વિશાળ, સુંદર અને સર્વોત્કૃષ્ટ કરવાને માટે જેની જેની અગત્ય હોય છે, તે પ્રત્યેક વાતનું જ્ઞાન તે સંપાદન કરી શકે છે.

આમ હોવાથી યથાર્થ વિદ્યાના સિદ્ધાંતપ્રમાણે યૌવનને સ્થિર રાખવાનું જ્ઞાન પ્રાપ્ત કરવું, અને યૌવનના સઘળા લાભનો અધિક અને અધિક પ્રમાણમાં અનુભવ કરવો, એ સંભવિત છે. સંભવિત છે, એટલું જ નહિ પણ સંભવિત કરતાં પણ તે અધિક છે.

મનના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થતાં એ વાર્તા સ્પષ્ટ થાય છે કે મનુષ્યે પૂર્વે કદી પણ નહિ સિદ્ધ કરેલી બાબતને સિદ્ધ કરવાનું જ્ઞાન સંપાદન કરી શકે છે. આમ હોવાથી 'અમુક અશક્ય છે, અથવા અસંભવિત છે' એવાં વચનો મનુષ્યના સંબંધમાં સંપૂર્ણ રીતે નિષ્ફળ થાય છે. આમ છતાં યૌવનને સ્થિર રાખી શકાય છે, એ અનુભવવડે સિદ્ધ થઈ ચુક્યું છે. આ કારણથી યૌવનને સ્થિર રાખવાની વાત સંભવિતકરતાં પણ અધિક છે.

એક વાર જે કાર્ય કરવામાં આવ્યું છે, તે બીજી વાર પણ કરી શકાય છે, અને તે પણ વધારે સારી રીતે કરી શકાય છે. પ્રત્યેક મનુષ્ય પ્રાણી યૌવનમાં આવ્યો હોય છે, અને કેટલાક સમયસુધી તે અવસ્થામાં તે સ્થિર રહ્યો હોય છે. આમ હોવાથી યૌવનને સ્થિર રાખનાર નિયમ મનુષ્યની પ્રકૃતિમાં નૈસર્ગિક રીતે (જન્મથી જ) રહેલો છે. જે મનુષ્યના સ્વભાવમાં રહેલું છે, તેને ગમે તે સમયે અને ગમે તેટલા સમયસુધી જાગ્રત્ કરી શકાય છે, અને ઉપયોગમાં લેઇ શકાય છે. આ પ્રકૃતિસિદ્ધ નિયમ છે, અને તે નિર્વિવાદ રીતે સિદ્ધ કરે છે કે ગમે તે મનુષ્ય, ગમે તેટલો સમય પૃથ્વીઉપર રહ્યો હોય, અથવા હાલ તેની શારીરિક સ્થિતિ ગમે તેવી હોય તોપણ તે હમણા જ પાછો યુવાન થઈ શકે છે, તથા પોતાની ઇચ્છાનુસાર તે યુવાન રહી શકે છે.

ઉપરનું કથન ઘણાને બહુ ભારે પડતું, વિચારવગરનું, અને પ્રમાણરહિત પણ જણાશે, તથાપિ મનુષ્યના સમગ્ર સ્વરૂપનો વિવેક કરનાર કોઈ પણ મનુષ્ય આવા નિર્ણયઉપર આવ્યાવિના રહે તેમ નથી. આમ હોવાથી આ કથનમાં વિરોધ ઉઠાવી શકાય એવું છે જ

નહિ, અને જો કે તે કલ્પિત વાતકરતાં પણ વધારે આશ્ચર્યજનક ભાસતું હોય તોપણ બુદ્ધિમાને તેને સત્યરૂપે સ્વીકારવું જ જોઇએ.

નિરંતર યુવાન રહેવાની કળાને સિદ્ધ કરવાને માટે સઉથી પ્રથમ જે અગત્યની વાત આપણે કરવાની છે તે એ છે કે આપણા ધારેલા ઉદ્દેશને સિદ્ધ કરવાને માટે આપણા મનની જે પ્રકારની સ્થિતિ આપણે કરવાની છે, તે પ્રકારની તેની સ્થિતિ કરવી જોઇએ.

આ પ્રકારની મનની સ્થિતિ કરવાને માટે, મનુષ્યના સ્વભાવમાં જે કંઈ છે, તેની કશી મર્યાદા નથી, એ પ્રકારના નિશ્ચયને અવલંબીને સર્વ પ્રકારના વિચારો કરવાની ટેવ પાડવાની જરૂર છે. તે જ પ્રમાણે મનુષ્યનું બાહ્ય મન અથવા જાગ્રત્ મન (Conscious mind) તેના જીવનમાં તથા ભાવિમાં સર્વોત્કૃષ્ટ સત્તાવાળું છે, એ પ્રકારનો નિશ્ચય, તેના સર્વ મનોવ્યાપારોમાં આરૂઢ રહેવો જોઇએ.

જ્યાં સુધી મનુષ્ય પોતાની શક્તિઓને કોઈ પણ અંશમાં મર્યાદાવાળી માની બેસે છે ત્યાં સુધી તેનામાં તે કાળે જેટલી યોગ્યતા હોય છે, તે યોગ્યતાના પ્રમાણમાં કોઈ પણ કાર્યમાં તે નિપુણ થઇ શકતો નથી; તેમ જ જીવની ઉન્નતિની મર્યાદા આટલે સુધીની જ છે, એવો વિચાર તેના અંતઃકરણમાંથી જ્યાં સુધી સમૂળ નાશ પામતો નથી, ત્યાં સુધી તે પોતાની ઉન્નતિને જોઇએ તેટલા પ્રમાણમાં કદી પણ સાધી શકતો નથી.

યુવાન રહેવાની કળા, એ ઘણી ઉચ્ચ કળા છે, અને 'જાણ્યો કોયડો કોડીનો' એ કથનાનુસાર તે આવડ્યા પછી ઘણી જ સરળ જણાય છે, તોપણ જે સ્થિતિમાં મન પોતાના સર્વોત્કૃષ્ટ સ્વરૂપે સર્વદા દર્શન દે છે, તેવી સ્થિતિમાં મનને રાખી રહેતાં જ્યાં સુધી મનુષ્યને આવડતું નથી, ત્યાં સુધી તે કળા આવડી શકતી નથી. આ સ્થિતિમાં મનનો પ્રવેશ કરાવવાને માટે અને તેમાં તેને રાખી રહેવાને માટે જે સઘળું કરવાની જરૂર છે, તે એ કે મનુષ્યની શક્તિની કશી મર્યાદા નથી, એવા દૃઢ નિશ્ચયને નિરંતર આરૂઢ રાખવો.

મનુષ્યના સામર્થ્યનો વસ્તુતઃ કશો જ અવધિ નથી, એ વાર્તા યથાર્થ વિદ્યાથી નિર્વિવાદ રીતે સિદ્ધ થઈ ચુકી છે; તેથી કરીને યથાર્થ વિદ્યાના સિદ્ધાંતાનુસાર વર્તન કરનાર ગમે તે મનુષ્ય પોતાની ખાતરી કરી શકે એમ છે કે મનુષ્યનામાં રહેલું સામર્થ્ય અમર્યાદ છે. આમ કરવાથી તેની ખાતરી થતાં તે આપોઆપ મનની ઉપર વર્ણેલી સ્થિતિમાં પ્રવેશ કરશે.

યથાર્થ વિદ્યાના નિશ્ચયોને આચારમાં મૂકનાર મનુષ્ય, મનુષ્યના જીવનમાં જે કંઈ છે, તેનું એ દૃષ્ટિબિંદુથી પૃથક્કરણ અથવા વિવેક કરે છે–શારીરિક દૃષ્ટિબિંદુથી અને માનસ દૃષ્ટિબિંદુથી. આ પ્રકારે પૃથક્કરણ કરવાની રીતથી જેઓ અજ્ઞાન છે, તેઓને આ ગ્રંથનાં હવે પછીનાં પ્રકરણોમાં તે રીત વર્ણેલી દૃષ્ટિએ પડશે, તેમ જ તેનો કેવી રીતે ઉપયોગ કરવો, તેનું સવિસ્તર વર્ણન પણ જોવામાં આવશે.

આંતર મનમાં જે વિચાર દૃઢપણે સ્થપાયલો હોય છે, તે વિચારપ્રમાણે જ આ જગતમાં મનુષ્યની બાહ્ય સ્થિતિ થયેલી હોય છે, અને મન જેવી ભાવના કરે છે તે પ્રમાણેનો વિચાર જ આંતર મનમાં પ્રધાનપણે સ્થપાય છે, એ પ્રકારનો સિદ્ધાંત હોવાથી યૌવનને સ્થિર રાખવામાં મનની યોગ્ય સ્થિતિ રાખવાની અર્થાત્ મનની યોગ્ય પ્રકારની ભાવના રાખવાની કેટલી અગત્ય છે, તે સહજ સ્પષ્ટ થાય છે.

આપણા શરીરની તથા મનની હાલ જે બાહ્ય સ્થિતિ આપણને પ્રત્યક્ષ દેખાય છે, તે

આપણા આંતર મનમાં સ્થપાયલા વિચારનો સાક્ષાત્ અથવા પરોક્ષ પરિણામ છે; આંતર મનમાં જે વિચાર સ્થપાય છે, તે આપણા બાહ્ય મનની ભાવનાપ્રમાણે સ્થપાય છે; અને મનુષ્ય પોતાની ઇચ્છાનુકૂળ ગમે તે ભાવના કરવાને સમર્થ હોવાથી તેના શરીર વગેરેમાં તેનો ધારેલો ગમે તેવો ફેરફાર અથવા સુધારાવધારો તે કરી શકે છે.

અંતિમ પૃથક્કરણમાં એ સ્પષ્ટ થાય છે કે મનુષ્યના બાહ્ય જીવનમાં જે કંઈ પ્રતીત થાય છે, તેનું મુખ્ય કારણ આંતર મનમાં સ્થપાયલો વિચાર છે; અને આંતર મનમાં જેવો વિચાર મનુષ્ય આરૂઢ કરવા ધારે છે, તેવો તે આરૂઢ કરી શકે છે, તેથી મનુષ્યનો સ્વભાવ, તેનું જીવન અને તેનું ભાવિ તેના પોતાના હાથમાં છે, એ સિદ્ધ થાય છે. આમ હોવાથી યૌવનને ઇચ્છાનુકૂળ સમયપર્યંત ટકાવી રાખવાનું મનુષ્યનામાં સામર્થ્ય છે, એ સિદ્ધ કરવા કોઇ પણ વિશેષ પ્રમાણની અગત્ય રહેતી નથી.

( અપૂર્ણ )

---

# વિચારરત્નરાશિ.

* * નિરંતર અધિક ઉંચાં ઉંચાં સુખની વાટ જોયા કરો. જેમ અધિક અધિક શુભને પ્રાપ્ત થવાની તમે આશા રાખો છો, તેમ તમને અધિક અધિક શુભ પ્રાપ્ત થયાં જાય છે. આ માનસ શાસ્ત્રનો, કદી નિષ્ફળ ન જાય એવો નિયમ છે. આમ હોવાથી જે જે શુભ વસ્તુઓની આપણે કલ્પના કરી શકતા હોઇએ, તથા જેમનો ઉપભોગ કરવાનું આપણામાં સામર્થ્ય હોય તે સર્વ વસ્તુઓ આપણને પ્રાપ્ત થનાર જ છે, એવો નિશ્ચય રાખી તેમને પ્રાપ્ત થવાની આપણે વાટ જોયા જ કરવી જોઇએ. આમ છતાં આપણે અંતઃકરણને એવું બળવાન્ કરી રાખવું જોઇએ કે જેટલું આપણે ધાર્યું હોય તેના કરતાં આપણને ઘણું ઓછું મળે, તો પણ આપણને નિરાશા ન થાય. અમુક વ્યાપારમાં આપણે એક હજાર રૂપૈયા નફો મળવાની આશા રાખી હોય, અને તોપણ તેમાં આપણને માત્ર સો રૂપૈયા અથવા પચાસ રૂપૈયા જ નફો મળે તો આપણે નાહિંમત થઈ જવું ન જોઇએ. જો આપણે તે વ્યાપારમાં જરા પણ નફાની આશા ન રાખી હોત તો આપણને હાલ જે સો અથવા પચાસ મળ્યા છે, તે પણ ન મળત. જેની જેની તમારે જરૂર હોય તે સર્વને પ્રાપ્ત થવાની આશા રાખો; ધાર્યાં પ્રમાણે પદાર્થો મળે, અથવા જેટલી આશા રાખી હોય તેના કરતાં ઘણા જ ઓછા મળે, તે ઉપર જરા પણ ધ્યાન આપ્યાવિના જેની તમારે જરૂર હોય તેની નિરંતર વાટ જોયા જ કરો; અને તમને અનુભવ થશે કે જે તમને પ્રાપ્ત થાય છે, તેનું પ્રમાણ પ્રતિવર્ષ અધિક અને અધિક થતું જાય છે.

* * જ્યારે માથાઉપર કાળુ વાદળુ ઝઝુમી રહેલું જણાય, અને સંપત્તિને બદલે વિપત્તિ તમારા સામે દાંતીયાં કરતી જણાય ત્યારે ચિંતાવડે વ્યાકુળ ન થાઓ, વ્યગ્રતાને વશ થઇને હાંફળાફાંફળા ન બની જાઓ, અને આ આવનાર વિપત્તિના ભારથી તમે છુંદાઇ જશો, એવા વિચારને એક ક્ષણ વાર પણ તમારા અંતઃકરણમાં પ્રવેશવા ન દો. આવે પ્રસંગે પૂર્વના કરતાં પણ વધારે દૃઢ નિશ્ચયવાળા થાઓ, છાતી અને માથું ટટાર રાખો, તમારા પોતાનામાં અપૂર્વ શ્રદ્ધાને ધરો, અને કોઇ દિવસ પણ નહિ દર્શાવ્યું હોય એવું તનનું તથા

મનનું બળ દર્શાવો. આવે પ્રસંગે ઢગલાજેવા થઇ જવું, અર્થાત્ મનની દુર્બળ સ્થિતિ કરવી, એ અત્યંત હાનિને કરનાર છે. એમ કરવાથી આપણે આપણે હાથે જ વિપત્તિના મુખમાં-જઇને પડીએ છીએ. જેઓ આવે પ્રસંગે નાહિંમત થઇ જાય છે, અને વિપત્તિના ભયથી ઢગલાજેવા થઇ જાય છે, તેઓ પોતાના મનની અત્યંત દુર્બળ સ્થિતિ કરી નાંખે છે; અને આ દુર્બલ સ્થિતિ તેમને અલ્પ સમયમાં વિપત્તિના હાથમાં રમવાના દડાજેવા કરી મૂકે છે. એથી ઉલટું આવા પ્રસંગોમાં જો મનની દૃઢ નિશ્ચયવાળી બળવાન્ સ્થિતિ આગ્રહથી રાખી રહેવામાં આવે છે તો તે વિપત્તિને સમીપ આવતી અવશ્ય અટકાવે છે, અને વિપત્તિ આવતી અટકે છે તથા સંપત્તિ મળે છે, એટલું જ નહિ પણ સંપત્તિની સાથે આપણા મનનું બળ પણ ઘણું જ વધેલું આપણને જણાય છે.

* * શબ્દોથી અથવા હાવભાવથી સામા માણસના અંતઃકરણમાં જે અર્થ આપણે દૃઢપણે ઠસાવીએ છીએ તેનું નામ દ્યોતન છે. દ્યોતનનો યોગ્ય ઉપયોગ કરતાં આવડવો એ એક મોટી કળા છે; અને નિયમિત રીતે વિધિપૂર્વક જો આ કળાનો ઉપયોગ કરવામાં આવે છે તો તેથી અત્યંત સંતોષકારક પરિણામ પ્રકટે છે. ગયેલું આરોગ્ય પાછું મેળવવામાં, મનનો વિકાસ કરવામાં તથા સદાચરણી થવામાં દ્યોતન અત્યંત ઉપયોગી થઈ પડે છે, એટલું જ નહિ પરંતુ પ્રેમનું તથા મિત્રતાનું સંરક્ષણ કરવામાં તથા તેમને પ્રાપ્ત કરવામાં પણ તે તેવું જ ઉપયોગી હોય છે. એક પક્ષથી દ્યોતનનો સદુપયોગ જેમ આશ્ચર્યકારક લાભને પ્રકટાવે છે, તેમ અન્ય પક્ષે તેનો દુરુપયોગ નહિ ધારેલી હાનિને ઉપજાવે છે. ઘણી સ્ત્રીઓ પોતાના પતિને નિત્ય કહે છે, " તમને તો મારું મોઢું જ હવે ગમતું નથી. પહેલાં તો તમે મારી સાથે હસતા, બોલતા, તથા બે ઘડી નિરાંતે વાતો કરતા, પણ હમણાં બે મહિનાથી હું જોઉં છું કે તમારો મારા ઉપરથી પ્રેમ દિવસે દિવસે ઓછો થતો જાય છે."

* * આ પ્રકારનાં સ્ત્રીનાં પોતાના પતિપ્રતિનાં વચનો, એ પ્રતિકૂળ દ્યોતન છે. જ્યારે કોઈ સ્ત્રી પોતાના પતિને આવા ભાવનાં વચનો કહે છે, ત્યારે તે તેના અંતઃકરણમાં તેનો પ્રેમ ઓછો કરનાર વિચારનાં આંદોલનોને પ્રકટાવે છે. પતિના મનમાં પૂર્વે કંઈ જ હોતું નથી. કોઈ કામમાં ગુંથાયાથી તેને પોતાની પત્નીસાથે હાસ્યવિનોદ કરવાનો સમય મળ્યો હોતો નથી. તેનો પ્રેમ તેના ઉપર પૂર્વના જેવો જ હોય છે; પરંતુ 'તમને હવે મારું મોં ગમતું નથી' એવા પ્રતિકૂળ દ્યોતનનું વિષ નિત્ય જો તેના કાનમાં રેડવા કરવામાં આવે છે તો તેના પ્રેમ ઉપર તેની અસર થાય છે. તે ધીરે ધીરે ઓછો થવા માંડે છે. તે પુરુષની પોતાની પત્નીઉપર પ્રેમ કરવાની ઇચ્છા છતાં પણ તેના ઉપર તેને અભાવ ઉપજતો જાય છે, અને તેનું મોં તેને ગમતું નથી. પતિને પણ સમજાતું નથી. કે મારો પ્રેમ મારી પત્નીઉપરથી શાથી ઓછો થઇ ગયો.

* * પતિના સ્ત્રીસાથેના વર્તનમાં, અથવા સ્ત્રીના પતિસાથેના વર્તનમાં કોઇ તુચ્છ કારણને લી ધિસહજ ફેર પડવાથી, આ પ્રકારનું પ્રતિકૂળ દ્યોતન કરવાથી ઘણાં સ્ત્રીપુરુષોના શુદ્ધ પ્રેમમાં વિચ્છેદ પડવાનાં અસંખ્ય દૃષ્ટાંતો વ્યવહારમાં મળી આવ્યા વિના રહેતાં નથી. 'તારું ચિત્ત હમણાંનું કોણ જાણે કોનામાં ભમે છે' એવા પ્રતિકૂળ દ્યોતનથી ઘણા પુરુષોએ પોતાની નિર્દોષ સદાચરણી સ્ત્રીને દુરાચારના માર્ગનો મોહ લગાડ્યો હોય છે, તથા તે જ પ્રમાણે 'હમણાના તમે ઘેર થોડું શાથી રહો છો, તેનું કારણ હું જાણું છું' એવાં માર્મિક વચનો વદીને ઘણી સ્ત્રીઓએ પોતાના નિષ્કલંક સદ્ગુણી પતિને દુર્ગુણના પંથમાં પ્રેર્યા હોય છે.

* * જ્યારે મનુષ્યનું મન આડી દિશામાં વહેતું આપણને જણાય ત્યારે તે તરફ આપણે તેનું ધ્યાન ખેંચવું ન જોઈએ. એમ કરવાથી તે આડી દિશામાં તેનું મન વધારે આગળ વહેવા માંડવાનું; અને આપણો ધંટીટંકારો નિત્ય ચાલ્યા કરે છે, તો જે ખાડામાંથી તે મનુષ્યને ઉગારવાનો આપણો પ્રયત્ન હોય છે, તે ખાડાના મધ્યમાં જ તે મનુષ્યને પડેલો આપણે જોઈએ છીએ. દ્યોતનના નિયમો નહિ જાણનાર મનુષ્યો આમ બને છે ત્યારે ધુંવાપુંવા થઇ જાય છે. તેઓ તે આડે માર્ગે જનારઉપર કઠોર વચનોના પ્રહાર કરે છે. તેઓને આશ્ચર્ય થાય છે કે આટલી આટલી ચેતવણી આપવા છતાં પણ આ મનુષ્ય કેટલો દુષ્ટ છે કે જરા પણ સુધરતો નથી. પરંતુ તેઓને ભાન નથી કે તેનામાં પ્રકટેલી દુષ્ટતાનું કારણ તેઓ પોતે જ છે—તેઓનું પ્રતિકૂળ દ્યોતન છે.

* * જે આડે માર્ગે જતો હોય તેને ધક્કો મારવાની જરૂર નથી, પણ પાછો બોલાવવાની—સન્માર્ગમાં પાછો આણવાની—જરૂર છે. પ્રતિકૂળ દ્યોતન તેને ધક્કો મારીને આડા માર્ગમાં વધારે દૂર કાઢે છે. અનુકૂળ દ્યોતન જ તેને સન્માર્ગમાં પાછો સ્થાપે છે.

* * તમારી સ્ત્રીનો અથવા તમારા પતિનો તમારા ઉપર ઓછો પ્રેમ થતો જાય છે, એવું તમને ભાન થાય કે તરત તે વાતને વિસરી જાઓ. તમારી સ્ત્રીને અથવા તમારા પતિને આ સંબંધમાં એક અક્ષર પણ ન કહો. પૂર્વના કરતાં પણ તેની સાથે વધારે પ્રેમવાળું વર્તન કરો. 'તમને મારૂં મોં ગમતું નથી.' એવું કઠોર વચન કહેવાને બદલે કહો કે "તમે મારા ઉપર હમણાંનો બહુજ પ્રેમ રાખો છો, નહિ વારૂ? તમારા સાચા પ્રેમની મારૂં મન સાક્ષી પૂરે છે, અને તેથી મને બહુ જ સંતોષ થાય છે." તમારાં આવાં વચનોથી તમે તેના મનમાં તમારા ઉપર તેનો અધિક પ્રેમ થાય એવા વિચારના વેગને ગતિ આપો છો; અને તેથી તેનો તમારાઉપર પ્રેમ વધતો જાય છે. તમારા ઉપરના તેના પ્રેમને તમે ધક્કો મારીને વેગળો કાઢી મૂકતા નથી, પણ અનુકૂળ દ્યોતનથી પાછો બોલાવો છો, અને તે નિરંતર વૃદ્ધિને પામે એવા ઉપાયને યોજો છો.

* * પતિ, પત્ની, માતા, પિતા, ગુરુ, શિષ્ય, મિત્ર વગેરે વિવિધ સંબંધોમાં અનુકૂળ દ્યોતન વાપરવાની કળાને સિદ્ધ કરો. પરંતુ દ્યોતનને, સમજ્યા વિના, હદઉપરાંત વાપરતા નહિ. નિયમિત પ્રમાણમાં અને યોગ્ય સમયે વાપરેલું દ્યોતન જ સફળ થાય છે.

* * હડહડતી જુઠી વાતને પણ દ્યોતનવડે બીજાઓને સાચી મનાવી શકાય છે. કોઇ મનુષ્ય અત્યંત પ્રમાણિક હોય પરંતુ તે ઠગ છે, ધૂતારો છે, એવું દ્યોતન જો નિત્ય કોઇ આપણને કર્યા કરે તો કેટલેક દિવસે તેના પ્રમાણિકપણામાં આપણને સંશય ઉત્પન્ન થાય છે. કોઇ સ્ત્રી પતિવ્રતા હોય પરંતુ તે દુરાચારી છે, એવાં વચનો નિત્ય આપણા કાનમાં કોઇ નાંખ્યા કરે તો અલ્પ સમયમાં તે સ્ત્રીના પવિત્રાચારમાં આપણને શંકા પ્રગટે છે. દ્યોતનવડે અનેક દુર્જનોએ આપ્રમાણે મિત્રોમિત્રોમાં વૈરને પ્રકટાવ્યાં છે, શુદ્ધ સ્નેહવાળાં દંપતીમાં કલહ પ્રકટાવ્યો છે, રાજા તથા તેના પ્રધાનવચ્ચે કુસંપ કરાવ્યો છે, ગુરુમાં શિષ્યોની અશ્રદ્ધાને ઉત્પન્ન કરી છે; સ્વલ્પમાં અનેક અનર્થોને ઉભા કર્યા છે.

* * બીજાઓને હાનિ કરે, એવું દ્યોતન કરતાં જેમ આપણે સાવધ રહેવાની જરૂર છે, તેજ પ્રમાણે બીજાઓતરફથી કરવામાં આવતાં પ્રતિકૂળ દ્યોતન ગ્રહણ કરતાં પણ

આપણે તેટલી જ સાવધાનતા સેવવાની જરૂર છે. આપણા મિત્રઉપર શુદ્ધ સ્નેહ રાખવાનું આપણુ કર્તવ્ય જો આપણે સમજતા હોઈએ, તો પછી તેનું ભુંડુ આપણા આગળ જો કોઈ બોલે તો આપણે તે પ્રતિ જરા પણ કાન ન માંડવો જોઈએ. આપણાં માતાપિતા પ્રતિ શુદ્ધ ભક્તિ જો આપણે રાખવી હોય તો પછી તેમના અવગુણ ગાનાર આપણી પ્રતિકૂળ સ્ત્રી અથવા સંબંધીનું એક પણ વચન આપણે આપણાં કાનમાં ન પ્રવેશવા દેવું જોઇએ. આપણા ગુરુમાં ઈશ્વરબુદ્ધિ જો આપણે સ્થાપી હોય અને તેમાં જ આપણું હિત આપણે નિશ્ચય કર્યું હોય તો પછી તેમની નિંદાના એક પણ વચનને આપણે આપણા કાનમાં આવવા દેવું નહિ જોઈએ. અસાવધાનતાથી જો આપણે આમ થવા દઈએ છીએ તો પરિણામે દ્યોતનના પૂર્વોક્ત નિયમપ્રમાણે આપણને આપણા સાચા મિત્રમાં, આપણાં પૂજ્ય માતાપિતામાં તથા આપણા ઇષ્ટ સદ્‍ગુરુમાં દોષનું ભાન થાય છે, અને તેમ થતાં આપણું અહિત થવાનો સંભવ આવે છે. આથી જ શાસ્ત્રમાં ગુરની આપણા આગળ જો કોઇ નિંદા કરે તો તેને તાડન કરવાની, તથા તેવું સામર્થ્ય ન હોય તો ત્યાં એક ક્ષણ પણ ઉભા ન રહેવાની આજ્ઞા કરી છે.

* * કેટલાક અજ્ઞાન મનુષ્યો બીજાનાં ગમે તેવાં દ્યોતનો કેટલાં અનર્થ કરનારાં હોય છે, તે જાણ્યાવિના રાજી થતા થતા તેને સાંભળ્યા કરે છે. પરિણામે તે જ દ્યોતનો તેમના અંતઃકરણમાં ઉંડાં મૂળ નાંખે છે, અને તેમ થતાં જે વાત પ્રથમ તેઓ ખોટી માનતા હતા, તેને સાચી માને છે, અને આપ્રમાણે પોતાને હાથે જ પોતાનું અહિત સાધે છે.

* * દ્યોતનનો ખોટો ઉપયોગ કરવાથી ઘણી વાર ભારે કલહનાં મૂળ રોપાય છે. પુત્રનો માતાઉપર સ્નેહ છતાં પણ, પોતાની પત્નીપ્રતિ તેનું પ્રેમયુક્ત વર્તન જોઈ માતા, વારંવાર પુત્રના આગળ તથા અન્ય સંબંધીઓઆગળ કહ્યા કરે છે કે ' છોકરાને અને વહુને મા વચમાં એક આડખીલીજેવી થઈ પડી છે. મારી સાથે પા ઘડી પણ હસી ખુશીને વાત કરતો નથી, અને વહુને દેખી કે બત્રીસે કોઠે દીવા થઈ જાય છે ' વગેરે. આવાં આવાં અનેક અયોગ્ય દ્યોતનથી પુત્રના અંતઃકરણમાં વિરોધને જાગ્રત્ કરી તેને નિરંતર પોષણ આપ્યા જ કરે છે. દ્યોતનનો સદુપયોગ કરતાં માતાને જો આવડતો હોય તો પુત્રનો પોતાના પ્રતિ બાળપણમાં જેવો પ્રેમ હોય છે તેવો જ પ્રેમ તે અંતપર્યંત રક્ષી શકે છે, એટલું જ નહિ પણ વિરોધ થવાના પ્રસંગો આવતાં છતાં પણ તે પ્રસંગોને તે તત્કાળ સુખરૂપ કરી શકે છે.

* * તમારા મિત્રનું, સ્ત્રીનું, પતિનું કે ગમે તે સંબંધીનું વર્તન તમને પ્રતિકૂળ જણાય તો તે સંબંધમાં મૌનને જ સેવજો, અથવા જો બોલવું જ હોય તો તે પ્રસંગમાં જે શુભ અંશ રહેલો હોય તેને શોધી કાઢી તે પ્રતિ તેનું લક્ષ ખેંચજો. વધારે પ્રેમ દર્શાવનારા, વધારે મમતા દર્શાવનારા અને વધારે સમભાવને દર્શાવનારા થજો, અને ખોટો રોષ કરશો નહિ, પણ અંતઃકરણમાંથી જ પ્રેમ, મમતા તથા સમભાવને પ્રકટાવજો. શાંત થજો, અને અંતઃકરણમાં પ્રસન્નતાને પ્રકટાવજો, અને જાણે કશું જ બન્યું ન હોય તેમ તમારૂં નિત્યનું કામ કર્યા કરજો. જે કંઈ બોલો તે બહુ વિચારપૂર્વક બોલજો, અને અન્યના અંતઃકરણને પ્રસન્નતા ઉપજાવનાર શબ્દોવિના એક પણ શબ્દને મુખમાંથી બહાર કાઢશો

નહિ. અલ્પ સમયમાં ઘેરાયલું વાદળ વિખરાઇ જશે; પણ કદાચ ન વિખરાય તો ધૈર્ય ધ-રજો. થોડો સમય ધૈર્ય ધરવાથી તમને કંઇ હાનિ થવાની નથી. પરિણામે તમારો જ વિ-જય થવાનો છે.

* * વ્યવહારમાં અંતઃકરણમાં ગ્લાનિ થવાના અનેક પ્રસંગો આવે છે. આવે પ્રસંગે બીજાનું બોલવું જેમ આપણને રુચતું નથી, તેમ આપણને પોતાને પણ કોઇની સાથે બોલવું રુચતું નથી. આવી ગ્લાનિને અંતઃકરણમાં કદી પણ પ્રકટવા દેશો નહિ. કદાચ તે પ્રકટવાનો સંભવ આવે તો તત્કાળ પ્રસન્નતાના વિચારો કરજો, અને અન્યને પ્રસન્નતા થાય એવા શબ્દો સાવધાનતા રાખીને બોલજો. આવી સાવધાનતા ન રાખવાથી ઘણા મ-નુષ્યો દીર્ઘ કાળના સ્નેહને એક ક્ષણમાં તોડી નાંખે છે. અંતઃકરણની વ્યગ્રતાને લીધે તેઓ ન બોલવાનાં વચનો બોલી બેસે છે. પતિ સ્ત્રીને કહે છે, જા અહિંથી તારું કાળુ કર; તારું મોં મને ન બતાવીશ. સ્ત્રી પતિને કહે છે, તમે હમણા મારું નામ ન દેશો; અહિં દુઃખથી બળી જઇએ છીએ તેમાં દાઝયાઉપર ડામ દેવાનો તમારો આ શો સ્વભાવ પ-ડ્યો છે! જાઓ, તમે તમારું કામ કરો, અને મને મારે પડી રહેવા દો. આવાં કઠોર વચનો પ્રતિકૂળ દ્યોતનને પ્રકટાવ્યા વિના રહેતાં નથી. સ્ત્રીએ પતિઉપર તેમ પતિએ સ્ત્રી ઉપર અં-તઃકરણમાં એક ક્ષણ પણ અભાવને ન ઉપજવા દેવો જોઇએ. આવો અભાવ કોઇ દિવસ ન ઉપજે માટે તેમણે આત્મદ્યોતનવડે પોતાના પ્રેમને નિરંતર બળવાન્ કર્યા કરવો જોઇએ. સ્ત્રીએ દિવસમાં અનેક વાર પોતાના મનસાથે બોલવું જોઇએ કે 'મારા પતિ મને પ્રતિ-ક્ષણ આગળકરતાં પણ અધિક પ્રિય થતા જાય છે. તે દિવસે દિવસે અધિક સુસ્વભાવને ધારણ કરતા જાય છે. પતિએ પણ દિવસમાં અનેક વાર આત્મદ્યોતન કરવું જોઇએ કે મારી પત્ની 'મને પ્રતિદિન અધિક અને અધિક પ્રિય થતી જાય છે. તેનામાં સદ્ગુણો પ્રતિક્ષણ વૃદ્ધિને પામતા જાય છે. આવા અભ્યાસનાં ઉત્તમ ફળ ઉત્પન્ન થયાવિના રહેતાં જ નથી.

* * વિચારના અને વર્તનના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં દ્યોતનનો સદુપયોગ કરવાની ઉપર જે સૂચના કરવામાં આવી છે તેથી એવો ભાવ ગ્રહણ કરવાનો નથી કે આખો દિવસ અમુક ગોઠવી રાખેલાં વાક્યો આપણે મનમાં તથા મુખથી બોલ્યા કરવાં. વસ્તુતઃ પ્રત્યેક ક્ષણે જે કંઇ ક્રિયા આપણે કરીએ છીએ, જે કંઇ શબ્દ આપણે બોલીએ છીએ, અને જે કંઇ વિચાર આપણે કરીએ છીએ, તે દ્યોતન છે. જે કંઇ આપણે કરીએ છીએ, બો-લીએ છીએ અથવા વિચારીએ છીએ તે પ્રત્યેક ક્રિયા, શબ્દ, અને વિચાર આપણા પો-તાના મનમાં, અથવા જેમના સંબંધમાં આપણે આવીએ છીએ તેમના મનમાં તે જ જાતના ગુણને ઉત્પન્ન કરે છે. હવે પ્રશ્ન એ છે કે શું ઉત્પન્ન કરવાની આપણી ઇચ્છા છે? સંસારમાં જે દુઃખો અને કલહો નિત્ય આપણે જોઈએ છીએ તેમની વૃદ્ધિ કરવાની અને તેમને સ્થિર રાખવાની જો આપણી ઇચ્છા હોય તો મન, વાણી તથા શરીરનાં આપણે એવા વ્યાપારો કરવા જોઇએ કે જેથી તે દુઃખોની વૃદ્ધિ થાય. એથી ઉલટું સંસારમાંથી દુઃખોને ઓછાં કરી સુખને ઉત્પન્ન કરવાની, તેને સ્થિર રાખવાની, તથા તેની વૃદ્ધિ કરવાની જો આપણી ઇચ્છા હોય તો મન, વાણી, તથા શરીરથી આપણે એવા વ્યાપાર કરવા જોઇએ કે જેથી દુઃખો ઓછાં થાય, અને સુખની વૃદ્ધિ થાય. જેવા આપણે વિચાર કરીએ છીએ, જેની આપણે વાણી વદીએ છીએ અને જેવી આપણે ક્રિયા કરીએ છીએ, તે દિશામાં જ

આપણી ગતિ થાય છે. અને પ્રત્યેક સદ્વિવેકી મનુષ્યની ઇચ્છા સુખપ્રતિ જ ગમન કરવાની હોવાથી આપણે મનમાં, વાણીમાં તથા વર્તનમાં સુખનું જ દ્યોતન કરવું જોઇએ.

* * હું સતસ્વરૂપછું, ચિત્સ્વરૂપ છું, અને આનંદસ્વરૂપ છું, એવા વિચારો ઘણાં વર્ષસુધી તમે અખંડ સેવ્યા કરો તો તમે શું ધારો છો કે કેવો પરિણામ આવશે? શું તમે એમ ધારો છો કે તમે દિવસે દિવસે અસત્, અજ્ઞ, અને દુઃખી થતા જશો? શું તમે એમ ધારો છો કે આવું ચિંતન કરવાથી દિવસે દિવસે તમે અધિક અને અધિક ભ્રષ્ટ થતા જશો! ઉલટું શાસ્ત્રથી અને અનુભવથી પણ તમને નિશ્ચય થયો છે કે આવા અખંડ આત્મદ્યોતનથી મનુષ્ય ક્રમે ક્રમે જીવત્વથી છુટીને બ્રહ્મત્વને પ્રાપ્ત થતો જાય છે. જેવા વિચારો કરવાની આપણને ટેવ પડી જાય છે, તે વિચારોના સ્વરૂપપ્રમાણે જ કાં તો આપણે ઉંચે ચઢીએ છીએ અથવા કાં તો નીચે પછડાઇએ છીએ. સામાન્ય પ્રકારના વિચારો કર્યાં કરો, અને તમે સામાન્ય છો, એવું તમારા પોતાને માટે ભાન કર્યાં કરો, અને તમે તમને તેવા થયેલા અલ્પ સમયમાં જોશો; તમારી મુખમુદ્રા હલકા પ્રકારની થવા માંડશે; તમારાં કૃત્યોમાં ધીરે ધીરે લઘુતા આવતી જશે; તમારાં નેત્રમાંથી વાણીમાંથી, વર્તનમાંથી સર્વમાંથી પ્રતાપ અને પ્રૌઢતા ઓછાં થવા માંડશે, અને તમે એક સામાન્ય પ્રકારના મનુષ્ય થઇને રહેશો. એથી ઉલટુ તમારી મહત્તાના વિચારો કરવા માંડો, અને તમારી મહત્તાનું તમારા અંતરમાં ભાન કરો, અને અલ્પ સમયમાં જગતમાં તમે ગુણવાળા, પ્રતાપવાળા, અને મહત્તાવાળા પુરુષતરીકે પ્રસિદ્ધ થશો. તમારા મનનાં સઘળાં વલણો ઉચ્ચતાપ્રતિ વહેવા માંડશે; તમે અધિક અને અધિક સામર્થ્યયુક્ત મહત્તાને અને શ્રેષ્ઠતાને ઇચ્છવા માંડશો અને તમારા આખા શરીરમાં તમને મહત્તાનું દર્શન થવા માંડશે.

* * જે મનુષ્ય ઉચ્ચ વિચારોને નિરંતર કરે છે, અને ઉચ્ચ જીવનનું ભાન કરવાનો નિરંતર પ્રયત્ન સેવે છે, તેની આકૃતિ અથવા બાહ્ય સ્વરૂપ સામાન્ય મનુષ્યના જેવું હોતું નથી. કદાચ તેની મુખમુદ્રા મોહ ઉપજાવે એવી ન પણ હોય તથાપિ તેના મુખઉપર પ્રૌઢતા રમી રહી હોય છે; તેના શરીરના હલનચલન વગેરે વ્યાપારોમાં જોનારને ઉચ્ચતાનું ભાન થાય છે, અને તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં ઉચ્ચ પુરુષતરીકે નિરાળો પડે છે. તે નિરંતર અધિક અને અધિક મહત્તાને અને સામર્થ્યને પ્રાપ્ત કરતો રહે છે. તેનામાં અમુક ગુણો સ્વભાવસિદ્ધ છે તેથી આમ થાય છે, એમ કંઇ નથી, પરંતુ ઉચ્ચ અને અધિક ઉચ્ચ વિચારો કરવાનો તેણે પોતાના મનને અભ્યાસ પાડ્યો છે, તેથી આમ થાય છે. વિચારની ઉચ્ચ સ્થિતિમાં પોતાના મનને રમાડ્યા કરવાનો પ્રયત્ન કરવાથી, પોતાનામાં જે અત્યંત ઉચ્ચ અને સર્વોત્કૃષ્ટ છે, તેને તે બહાર આણીને ક્રિયાશીલ કરે છે, અને તેથી કરીને તેનું શરીર, મન તથા વર્તન વધારે પ્રૌઢ અને વધારે પ્રતાપવાળું થતું જાય છે. તેનામાં ઉત્કૃષ્ટતા દિવસે દિવસે અધિક પ્રમાણમાં આવતી જાય છે, કારણ કે ઉત્કૃષ્ટતાને તેણે પોતાના ધ્યેયરૂપે લીધેલી છે, અને ધ્યાતા ધ્યેયરૂપે થાય, છે અર્થાત્ જેનું મનુષ્ય ધ્યાન કરે છે, તેના જેવો જ તે થાય છે, એવો સિદ્ધાંત હોવાથી તે અંતર્બહિર્ ઉત્કૃષ્ટ થઈ રહે છે.

(અપૂર્ણ.)

# योगिनी.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૭ થી )

હું તેની સામે થોડે છેટે, જરા પણ અવાજ કર્યાવિના ચુપકાથી એક કોચઉપર બેઠો. થોડી વારે તેણે નેત્ર ઉઘાડ્યાં, અને મારા સામું જોઇને બોલી, કેમ, તમે ક્યારના આવ્યા છો ? ત્યાં બધું સમાધાન થઈ ગયું હશે. ?

હું બોલ્યો, સમાધાન થઇ ગયું કે કેમ, તે હું જાણતો નથી. આપના ગયા પછી થોડી જ વારે હું પણ ત્યાંથી અહિં આવતો રહ્યો છું; આપ કોર્ટમાંથી ચાલી ગયા કે તરત જ ત્યાં ભારે હોહા થઇ રહી હતી; અને કોર્ટના ચોગાનમાં બનેલા પ્રસંગથી તો આખા નગરમાં અત્યંત ખળભળાટ થઇ રહ્યો છે. આપને પકડવા આવેલો અમલદાર કહે છે કે તેનો હાથ લાકડાના જેવો જડ થઈ ગયો છે.

તે બોલી, હા, પણ તેને હંમેશનું નુકસાન કરવામાં આવ્યું નથી. એકાદ કલાક વીત્યા પછી તે હાથ પાછો હતો તેવો સમોસાજો થઇ જશે.

મેં પૂછ્યું, આપે તેના હાથને એવું શું કર્યું કે તે એ પ્રમાણે જડ કાષ્ટવત્ થઇ ગયો ?

તેણે કહ્યું, માત્ર મને સ્પર્શ કરતાં મેં તેને અટકાવ્યો હતો. મારા ઉપર મૂકાયલા આરોપોનું મિથ્યાપણું મેં કોર્ટમાં ઉત્તમ પ્રકારે સિદ્ધ કરી આપ્યું હતું, પરંતુ મેજીસ્ટ્રેટે ન્યાય ન આપવાથી મેં મારો ન્યાય મારી મેળે જ કર્યો હતો. અન્યાયને તાબે થવાને હું કોઇ પણ રીતે બંધાયલી નથી. તેઓને ઇચ્છાપ્રમાણે તેઓ મારો દંડ કરવામાં અથવા મને કેદમાં મોકલવામાં સફળ થનાર નથી.

અમારે આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, એટલામાં એક ગાડી પૂર વેગથી દોડતી આવી, અને અમારા કોમ્પાઉંડમાં પ્રવેશ કર્યો. ગાડીમાં કોણ છે, તે જોવાને મિશે યોગિની પોતે જ ઉઠી, અને બારણાભણી ગઇ. હું પણ ઉઠ્યો, અને વરંડામાં આવીને ઉભો. ગાડીમાંથી એક બીજો પોલિસ અમલદાર અને બે સિપાઈઓ ઉતર્યા. તે યોગિનીને પકડવાને આવ્યો હતો. તે ભારે કદાવર શરીરનો, મજબુત બાંધાનો, ઉંચો, પ્રચંડ પુરુષ હતો. તેના આગળ મારી પુત્રી, એક નાની, સુકોમળ કન્યાજેવી લાગતી હતી. તેના હાથમાં હાથકડી હતી, અને મારી પુત્રીને ભય ઉપજાવવાની ધારણાથી તેણે તેને યોગિનીની દૃષ્ટિ પડે તેમ આગળ ધરી રાખી હતી. તે અત્યંત આવેશમાં આવી ગયેલો દેખાતો હતો. તે જેવો ગાડીમાંથી ઉતર્યો કે યોગિની, જાણે કશું અસાધારણ ન હોય તેમ શાંતિથી તેની પાસે ગઇ, અને દવા લેવા કોઈ રોગી તેની પાસે આવ્યો હોય તેમ તેને પૂછવા લાગી, કેમ તમારે શું જોઇએ છે? શા કામ માટે તમે આવ્યા છો ?

આ પ્રકારના પ્રશ્નો કરી ઉત્તરની વાટ જોતી તે શાંતિથી ઉભી રહી. શ્વાસ લેતો હોય તેમ મોંથી એક બે વાર સીસકારા બોલાવ્યા પછી, તે ધુરકીયું કરીને બોલ્યો, હું તને પકડવા આવ્યો છું. પેલા બીજા અમલદારના હાથમાંથી જેમ ટોંગધતુરા કરીને છટકી ગઇ તેમ, મારા હાથમાંથી છટકવું સહેલું નથી, સમજી કે ?

આ વખતે યોગિનીનાં નેત્ર કોઇએ જોયાં હોય તો તેને ભાન થયા વિના રહે તેમ ન હતું કે જે સમય જાય છે, તેમાં હવે કોઇનું આવી બનનાર છે. આમ છતાં તે એક પણ અક્ષર બોલી નહિ. પોલીસ અમલદારના વર્તનથી સ્પષ્ટ થતું હતું કે ધમકીથી અને ધુરકીયાથી તેના હૃદયમાં થરકાટ ઉપજાવીને તે તેને તાબે કરવા ધારતો હતો. આથી પૂર્વોક્ત વચનો બોલીને તે ભભકાબંધ આગળ આવ્યો, જરા પણ વિવેકવિના જંગલી જાટની પેઠે તેને બે હાથથી પકડી, અને જાણે કે કોઇ નાના બાળકને પકડીને તેને ઘસડીને ગાડીમાં લઇ જતો હોય તેમ તેને જોરથી પોતાના તરફ ઘસડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. યોગિની એક પણ શબ્દ બોલતી જણાઈ નહિ, તેમ જ તેના શરીરનો એક પણ અવયવ હાલતો જણાયો નહિ, અને તો પણ જાણે આકાશમાંથી વિજળી તુટી પડી હોય તેમ તત્કાળ તે પોલિસ અમલદાર ચાર ગોઠમડાં ખાઇ ગયો, અને યોગિનીથી દશ હાથ છેટે વરંડામાં એક ખુણે લાંબો ચતાપાટ થઇને પડ્યો.

એ દેખાવ જોઇને બીજા બે સિપાઇઓ જ્યાં હતા ત્યાં જ ઠરી ગયા. તેઓ એકબીજાના સામું ટગરટગર જોવા લાગ્યા. તે અમલદાર થોડી ક્ષણો બેભાન પડી રહ્યો. પછી નેત્રો ઉઘાડીને બેઠો થયો, અને આમ તેમ જોવા લાગ્યો. કેટલીક વાર પછી તે ક્યાં હતો, તથા શો પ્રસંગ બન્યો હતો, તેનું તેને સ્મરણ આવ્યું. તે અત્યંત ક્રોધથી ઉભો થયો, અને મારા સામું ડોળા કકડાવતો કહેવા લાગ્યો, એક સરકારી અમલદારના સામે થવાને તમે હિંમત ધરી છે ! ઠીક છે, યાદ રાખજો, હવે શું થાય છે તે ! હું તમને પણ હાથકડી કરીને પકડી જઇશ. આપ્રમાણે બોલીને યોગિનીમાટે આણેલી હાથકડી જે નીચે પડી ગઈ હતી, તે તેણે લીધી, અને મારી પાસે આવીને મારાં કાંડાંમાં તે તેણે પહેરાવી દીધી. પછી પોતાનો ધોકો ઉચકીને મારા માથાતરફ તેને ફેરવતાં તથા મને ધમકી આપતાં તે કર્કશ સ્વરે બોલ્યો, બચ્ચાજી ! આને માટે તમને વગરબારીની કોટડીમાં હું પહોંચાડવું ત્યારે જ ખરો. તે અમલદારે એવું ધાર્યું હતું કે મેં જ તેને ધક્કો મારીને ચાર ગોઠમડાં ખવડાવી દીધાં હતાં. પછી પોતાના ગજવામાંથી એક બીજી હાથકડી કાઢીને છેક મારા નાકઆગળ લાવીને તેને ખખડાવીને તે બોલ્યો, આ સોનાનાં ઝાંઝરીયાં જોયાં કે ? ડાઘીયા કુતરાને તો મેં સાણસામાં પકડ્યો છે, પણ હજી પેલી ચરજી કુતરી રહી છે, તેને પકડવાને માટે આ છે; સમજ્યો કે છોકરા ! આમ બોલી વિકરાળ વાઘની પેઠે તે યોગિનીતરફ પ્રથમના કરતાં પણ વધારે અવિવેકથી તેને પકડવાને ધસ્યો. એકએક રાઈફલ ( બંદુક ) ના ધડાકાજેવો એક તીક્ષ્ણ ધડાકો થયો, અને તે પહાડજેવો અમલદાર, કોઇ ઉંચા માળઉપરથી પડે તેમ પૃથ્વીઉપર ધમ અવાજસાથે દૂર ખુણામાં જઇને પડ્યો. તેના પછડાવાનો અવાજ એટલો બધો તો ભારે અને ભયંકર થયો હતો કે મેં ધાર્યું કે તે અમલદારનો દમ નીકળી ગયો હોવો જોઇએ. તે મુડદાના જેવો નિશ્ચેષ્ટ પડ્યો હતો, તેના ડોળા ફાટેલા રહ્યા હતા, અને તેનું મોં ધોળું પુણીજેવું થઇ ગયું હતું

( અપૂર્ણ )

# ग्रंथसत्कार.

**नित्य नोंध**—રાષ્ટ્રિય ધર્મનો પ્રસાર કરી દેશમાં દેશજનતાનો વિકાસ કરવાનો સ્તુત્ય પ્રયત્ન કરનાર, સુરતમાંથી પ્રકટતા 'શક્તિ' પત્રે પોતાના ગ્રાહકોને આ ' નિત્ય નોંધ' નવા વર્ષની ભેટતરીકે આપી છે. સ્વદેશપ્રીતિ જાગ્રત્ કરનાર અનેક વાક્યો, તેમ જ જાણવાયોગ્ય ઐતિહાસિક પ્રસંગોને પ્રત્યેક પૃષ્ઠની નીચે ફુટનોટમાં આપીને આ ' નોંધ ' ને ઉપયોગી કરવાનો ઉત્તમ પ્રયત્ન કરવામાં આવ્યો છે. મૂલ્ય ૦—૨—૦

**श्रीजैनतत्त्वप्रवेशिका**—( યોજક શ્રીમન્ મુનિ કર્પૂરવિજયજી; પ્રસિદ્ધકર્તા **જૈન** શ્રેયસ્કર મંડળ, **મહેસાણા**) આ ગ્રંથમાં જિન—અર્હતપ્રણીત તત્ત્વનું સંક્ષેપમાં વર્ણન કરવામાં આવ્યું છે. એમ છતાં તત્ત્વજિજ્ઞાસુ કોઈ પણ મનુષ્યને તેમાં જાણવાવિચારવાનું ઘણું મળી આવે એમ છે. જૈનદર્શનસંબંધી સંક્ષેપમાં જાણવા ઇચ્છનારને આ ગ્રંથ અત્યંત ઉપયોગી છે. પ્રસિદ્ધકર્તા મંડળતરફથી અધિકારિ જનોને તે મફત અથવા નજીવી કિંમતે આપવામાં આવે છે.

**श्रीब्रह्मचर्य व्रत**—આ ગ્રંથ પણ ઉક્ત મંડળતરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તેનું મૂલ્ય વાચન તથા મનન છે, અર્થાત્ તેનો લાભ લેવા ઇચ્છનારને તે વિના મૂલ્યે આપવામાં આવે છે. વિવિધ કથાઓ તથા પદ્યોદ્વારા બ્રહ્મચર્ય વ્રતના મહિમાને ઉત્તમ પ્રકારે વર્ણવ્યો છે.

**उपदेशमाला प्रकरण**—આ ગ્રંથ પણ ઉક્ત મંડળે પ્રસિદ્ધ કર્યો છે. મૂળ ગ્રંથ છેલ્લા તીર્થંકર **શ્રીવર્ધ**માન સ્વામિના સુશિષ્ય **શ્રીધર્મ**દાસ ગણીનો રચેલો છે, અને તેની સરળ વ્યાખ્યા પૂર્વોક્ત મુનિશ્રીએ કરી છે. જેમ જૈનોને તેમ જ અન્ય ધર્માવલંબીઓને પણ આ ગ્રંથ ઉપયોગી છે. જૈન પારિભાષિક શબ્દોનો સ્થળે સ્થળે ઉપયોગ થયેલો હોવાથી તે શબ્દોના પરિચયવિનાના જિજ્ઞાસુઓને કંઈક કઠિનતાથી અર્થનો બોધ થાય છે. આ ગ્રંથ પણ વિના મૂલ્યે આપવામાં આવે છે.

**श्रद्धाशुद्धिउपाय**—આ ગ્રંથનાં યોજક તથા પ્રસિદ્ધકર્તા પણ પૂર્વોક્ત મુનિશ્રી તથા મંડળ છે. આ ગ્રંથમાં બીજા ઉપયોગી વિષયોસાથે **શ્રીમદ્ હેમ**ચંદ્રાચાર્યકૃત મહાદેવસ્તોત્ર ભાષાંતરસહ પ્રકટ કરવામાં આવ્યું છે.

**विश्वविलास द्वितीय भाग—धर्मकांड**—( રચનાર રા. રા. **અમૃતલાલ જટાશંકર બુચ, રાજકોટ**. મૂલ્ય રૂ. ૧-૪-૦ ) આ ગ્રંથના ૬, ૭, ૮ તથા ૯ એવા ચાર વર્ગ પાડ્યા છે. ૬ તથા ૭ વર્ગમાં વિશ્વમાં પ્રવર્તતા મુખ્ય મુખ્ય આર્ય તથા અનાર્ય ધર્મોનાં સ્વરૂપો, સંક્ષેપમાં વર્ણ્યાં છે. આઠમા વર્ગમાં માતાપિતા વગેરે પ્રતિના ધર્મો તેમ જ દેશપ્રતિના ધર્મના અંગમાં કેટલાક ઉપયોગી વિષયો વર્ણ્યા છે. નવમાં વર્ગમાં યાત્રાનાં ધામ, દ્વૈત અદ્વૈત, વર્ણભેદ વગેરે વિષયો વર્ણ્યા છે. આખો ગ્રંથ વિવિધ ધર્મો તથા પંથો વગેરેનાં સ્વરૂપોને વર્ણવનાર ' એનસાઇક્લોપીડીયા ' (Encyclopedia– સર્વ વિષયોનો ભંડાર ) જેવો છે. તેમાં આવેલા અસંખ્ય ઉપયોગી વિષયોનું આ સંક્ષિપ્ત ' સત્કાર'માં વાચકને ભાન કરાવવું અશક્ય છે. તેના લેખકે અત્યંત પરિશ્રમ લેઇને ગુજરાતી સાહિત્યમાં એક ઉપયોગી ગ્રંથની વૃદ્ધિ કરી છે. ગ્રંથની ભાષા અત્યંત સરળ છે. ગમે તેવા વાચકને આકર્ષણ કરે એવું, આખા

**મંદવાડમાં ખાવાથી લાખો મનુષ્યોનાં અકાળ મૃત્યુ થાય છે.**

મંદવાડમાં અન્ન ઝેરજેવી અસર કરે છે, એ વાત-મનુષ્યો ક્યારે સમજશે? મંદવાડમાં અન્નઉપરથી રુચિનો નાશ કરીને કુદરત, ખાવાથી હાનિ થાય છે, એવું પ્રત્યેક રોગીને સૂચવે છે, તે છતાં રોગીઓ પરાણે પરાણે ખાય છે, અને રોગીઓનાં સંબંધીઓ પણ જે તે રીતે તેમના પેટમાં અધિક અન્ન જાય એવી પેરવી કરતાં જ રહે છે. થોડા જ મનુષ્યો જાણે છે કે આવી સ્થિતિમાં ગ્રહણ કરવામાં આવેલું અન્ન શરીરને લેશ પણ પોષણ આપતું નથી, પણ ઉલટું વિષ થઇને રોગનો વધારો કરે છે. રોગીને જોવા આવનાર લગભગ પ્રત્યેક મનુષ્ય પ્રશ્ન કરે છે કે ભાઇ! તમારાથી બે કોળીયા ખવાય છે ખરૂં? જાણે રોગમાં ખાવું. એ અત્યંત મહત્વની વાત ન હોય! સર્વ મનુષ્યોની અને જેમને યથાર્થ જ્ઞાન હોવું જોઇએ, એવા વૈદ્યો તથા ડોક્ટરોની પણ મોટે ભાગે એવી સમજણ હોય છે કે જો રોગી ખાશે નહિ તો તેની શક્તિનો નાશ થશે, અને તેથી તેના સારા થવાનો સર્વ સંભવ નાશ પામશે. આથી તેઓ જે તે રીતે, ખાવાને માટે એક કણની પણ ઇચ્છા ન કરનાર જઠરમાં દુધ, રાબડી, ખીચડી, દાળભાત વગેરે નાંખ નાંખ કરે છે. મરવાની અણિઉપર આવેલા રોગીઓને પણ ઘણા ડોકટરો ચમચાથી કલાકે કલાકે થોડું દુધ પાયા જ કરે છે. દુધ પી ન શકે એવા અસાવધ રોગીઓને પાયુમાં પીચકારી મારીને પણ તેઓ દુધ આપવાને ચુકતા નથી. શું આથી રોગીને પોષણ મળે છે અને તે જીવે છે? કુદરતાના નિયમનું આપ્રમાણે હદઉપરાંત ઉલંઘન કરવાથી સોમાં નવાણું રોગીઓ અકાળ મૃત્યુને પામે છે. જેમનું જઠર મૂળથી બળવાન્ હોય છે, એવા જ રોગીઓ, આવી પ્રાણઘાતક સારવારમાંથી પાછા બેઠા થવા પામે છે; બાકી નિર્બળ બાંધાવાળા, અને ઓછી જીવનશક્તિવાળા સર્વ તો મૃત્યુના ગ્રાસ થઈ પડે છે. આગંતુક તીવ્ર વ્યાધિઓમાં ( acute illness ) આપ્રમાણે બળાત્કારથી અન્નને આપવાથી પ્રતિવર્ષે લાખો મનુષ્યોનાં મૃત્યુ થાય છે. સો વર્ષ પૂરાં કર્યાં વિના, જગતમાં જેટલા જેટલા મનુષ્યોનાં મંદવાડથી મૃત્યુ થાય છે, તે સર્વનાં આપ્રમાણે બળાત્કારથી અન્નને ગ્રહણ કરવાથી જ મૃત્યુ થયાં હોય છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. લગભગ બધા જ વ્યાધિઓ ખાવાથી થાય છે, ખાવાથી લાંબા સમય સુધી પહોંચે છે, અને ખાવાથી જ વધે છે. આથી મંદવાડ આવતાં જ જો ખાવાનું બંધ કરવામાં આવે, અર્થાત્ કેવળ નકોરડા બે ત્રણ કે ચાર ઉપવાસ જરૂરપ્રમાણે કરવામાં આવે તો દવાવગર વ્યાધિ મટે છે, એટલું જ નહિ, પરંતુ આરોગ્ય પૂર્વકરતાં પણ વધારે સારૂં થાય છે. પશુઓ જ્યારે માંદાં પડે છે, ત્યારે કદી પણ ખાતાં નથી. જનાવર પોતાની પ્રેરણાબુદ્ધિપ્રમાણે જ, ચાલે છે. તેની પ્રેરણાબુદ્ધિ તેને કહે છે કે આગંતુક તીવ્ર વ્યાધિમાં ખોરાકની જરા પણ જરૂર નથી, તે જઠરમાં પચતો નથી, અને શરીરમાં રહેલા સઘળા બળનો ઉપયોગ, આવેલા રોગને કાઢવા માટે છે, કંઇ અન્નને પચાવવા માટે નથી. પણ જનાવરથી બુદ્ધિમાનમાં પોતાને ગણતા મનુષ્યે જ પ્રેરણાબુદ્ધિને છુંદી નાંખી છે, અને ખાધાવિના ઉભું શી રીતે થવાશે, એવી લુખી દલીલ આગળ આણીને મંદવાડમાં આંખો મીચીને ખાઇને કુદરતના નિયમનું ઉલ્લંઘન કર્યું છે. પરિણામ એ આવ્યો છે કે વૃક્ષો જ્યારે હજારો વર્ષ જીવે છે, અને હાથી, હરણ, ગરુડ, પોપટ, કાગડો, હંસ, પાઇક અને કાર્પ-નામની

માછલીઓ, સાપ, મગર વગેરે સો વર્ષ જીવે છે ત્યારે મનુષ્ય સરાસરી ૫૦ વર્ષ પણ જીવતો નથી. આશ્ચર્ય જેવું તો એ છે કે મનુષ્ય જેને સઉથી હલકામાં હલકો ગણે છે, એવો ગધેડો પણ તેના કરતાં વધારે જીવે છે.

મંદવાડને મૂળમાંથી જ દાબી દેવાને ઇચ્છનારે તે આવતાં જ ખાવાનું બંધ કરી દેવું જોઇએ. પાણી ઇચ્છાપ્રમાણે પીવું, અને ખુલ્લી હવામાં જ્યાં સુધી વ્યાધિનાં સર્વ ચિહ્ન શમી જાય ત્યાંસુધી વિશ્રાંતિ લેતા પડ્યા રહેવું. મોટી મોટી મૂલ્યવાન્ દવાઓ જે નથી કરી શકતી તે એકલો આ જ ઉપાય અલ્પ સમયમાં સાધી શકે છે.

ઘણા દિવસના જુના વ્યાધિમાં રોગ મટી જતાં સુધી બિલકુલ ખાવાનું બંધ કરવું યોગ્ય નથી. આવે પ્રસંગે ગાળે ગાળે એક કે બે બે ઉપવાસ કરતાં રહેવું, અને ખાવાના દિવસોમાં માત્ર એક વાર ખાવું, અને તે પણ ભુખથી અર્ધું ખાવું. આપ્રમાણે વર્તનાર વ્યાધિથી મુક્ત થયા વિના રહેશે જ નહિ.

ખરી કકડીને ભુખ લાગ્યા વિના ખાવું, એ મંદવાડને આમંત્રણ કરનાર છે. ઓછી રુચિ, એ જઠરની થાકી ગયેલી સ્થિતિ સૂચવે છે; અને થાકી ગયેલા ઘોડાને જેમ પાછો ગાડીએ જોડવો, એ તેને મારી નાંખવા બરાબર છે, તેમ થાકી ગયેલા જઠરમાં પાછું અન્ન નાંખવું, એ જઠરને અધિક દુર્બળ કરનાર છે. થાકી ગયેલો ઘોડો વિશ્રાંતિથી જેમ પાછો બળવાન્ અને તાજો થાય છે, તેમ થાકી ગયેલું જઠર ઉપવાસરૂપ વિશ્રાંતિથી પાછું બળવાન્ થાય છે. મંદવાડમાં જઠર થાકી ગયેલું હોય છે, અને તેથી ઉપવાસ એ જ તેનો ખરો ઉપાય છે. દવાનું અને અન્નનું ગ્રહણ તેને વધારે ક્રિયા કરવાની ફરજ પાડે છે, અને તેથી તે અધિક દુર્બળ થાય છે.

---

### श्रीश्रेयस्साधकअधिकारिवर्गનો મહોત્સવો.

ગયા માર્સની કૃષ્ણ ચતુર્દશીએ આ વર્ષનો ૮૨ મો મહોત્સવ પ્રતિવર્ષના નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો. એ પ્રસંગે શ્રીયુત અંબાલાલ બુલાખીરામ જાનીએ 'શું ઈશ્વરની કૃપાદૃષ્ટિમાં ભક્તની ઉત્કૃષ્ટતાના કે નિકૃષ્ટતાના ભેદ છે, તે વિષયઉપર, તથા આ પત્રના વ્યવસ્થાપકે ' પ્રેયસ્ તથા શ્રેયસ્‌ની સિદ્ધિમાં પ્રવર્તતો એક આધ્યાત્મિક નિયમ,' એ વિષયઉપર વ્યાખ્યાનો આપ્યાં હતાં. અન્ય કાર્યક્રમ પૂર્વ ઉત્સવોપ્રમાણે જ થયેલો હોવાથી અત્ર વ્યર્થ સ્થળ રોક્યું નથી.

---

# આંતર મનના અદ્‌ભુત ચમત્કારો તથા તેમાં પ્રવર્તતા નિયમો.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૨ થી.)

આ સર્વથી સમજાય છે કે બે અંતઃકરણની કલ્પના આધુનિક નથી, એ સંભાવના હાલ જ થઈ નથી, પણ પૂર્વથી શ્રુતિઆદિથી સંમત ચાલી આવેલી છે. અહિં તમને શંકા થશે કે વેદાન્તશાસ્ત્રમાં એક સ્થળે સૂક્ષ્મ મનોવૃત્તિવડે તૈજસને ભોગની સંપત્તિ કહી છે અને

અન્યત્ર અવિદ્યાવૃત્તિવડે ભોગની ઉપપત્તિ કહી છે, તો એમાં વિરોધ નથી? અને વિરોધ છે તો એ બેનું પ્રામાણ્ય કેવી રીતે? વળી અન્ય શંકા એ થશે કે આ વિષયમાં જે સ્વભાવસામર્થ્ય આદિવાળાં બે મત નિવક્ષિત છે તેવા જ પ્રકારનાં બે મતનું શ્રુતિમાં પ્રતિપાદન છે? આ બે શંકા અત્ર થવાનો સંભવ છે અને તે બંને ઉચિત છે. ઘણા સજ્જનોને ધર્મગ્રંથોઉપર શ્રદ્ધા હોય છે પણ ધર્મ ગ્રંથોનું શેમાં પ્રામાણ્ય છે અને શેમાં નથી તેનો સ્પષ્ટ ખ્યાલ તેમને નહિ હોવાથી આ આદિ અનેક પ્રકારે તેમને શંકા થાય છે. થોડા સમયપૂર્વે એક એવા જ સજ્જને પ્રશ્ન કર્યો હતો કે મનુષ્યનું મરણ થાય છે ત્યારે તેની પાછળ રડવાકૂટવાનું ચાલે છે તેનું વેદમાં વિધાન છે કે નહિ? અર્થાત્ વેદમાં જો એ વાત આવતી હોય તો માનવાજેવી છે અને નહિ તો નહિ. વેદપ્રતિ અને તન્મૂલક પ્રવૃત્તિધર્મ અને નિવૃત્તિધર્મને પ્રતિપાદન કરનાર સર્વ ધર્મગ્રંથોપ્રતિ શ્રદ્ધાને લીધે આવી શંકા થાય એ સ્વાભાવિક છે, પણ આવાં મનુષ્યોએ વેદમાં શું હોવું ઘટે અને શું નહિ હોવું ઘટે તેનો વિચાર બાજુએ મૂકવો ઉચિત નથી. વેદ અભ્યુદય અને નિઃશ્રેયસ એ બેને ઉદ્દેશીને પ્રવૃત્તિ ધર્મ અને નિવૃત્તિ ધર્મનું પ્રતિપાદન કરે છે અને તેથી આપણી પ્રજાનો સર્વોપરિ ધર્મગ્રંથ છે. પણ ધર્મગ્રંથ અને વિજ્ઞાન એ બે એક નથી. ધર્મગ્રંથને વિજ્ઞાનની મદદની અપેક્ષા રહે છે પણ વિજ્ઞાનના વિષયમાં ધર્મગ્રંથે હુમલો કરવો ઉચિત નથી તેમ જ ધર્મના વિષયમાં વિજ્ઞાને હુમલો કરવાનો નથી. બંનેના વિષય ભિન્ન ભિન્ન છે અને તે ભિન્ન ભિન્ન જ રાખવા જોઈએ. આ સાદા નિયમનું ઉલ્લંઘન કરવાથી ધર્મસંસ્થાઓ અનેક વિપત્તિમાં આવી પડે છે, અનેક સિદ્ધાન્તો જે ધર્મના નથી તેને ધર્મના ગણી લેવાથી ધર્મગ્રંથોએ તેનું સમર્થન કરવાનું આવી પડે છે અને તેમાં વિજ્ઞાનસાથે વિરોધ થવાથી પરિણામ એ આવે છે કે ધર્મગ્રંથો અશ્રદ્ધેય થઇ રહે છે અને વિજ્ઞાનનો વિકાસ થતો અટકે છે. ધર્મસંસ્થાના ઈતિહાસ જોનારને આ પરિણામ સર્વત્ર જણાય તેવો છે. તેથી સર્વ સુજ્ઞ વિવેચક પુરુષો ધર્મ અને વિજ્ઞાન એ બેની મર્યાદા ભિન્ન ભિન્ન જ સ્થાપે છે. પ્રો. આર્વિન પોતાના Introduction to Systematic Philosophy નામના ગ્રંથમાં પૃ૪ ૪૮૨ માં જણાવે છે The work of religion is to give man the ultimate ideals which he shall live, *to show him the meaning & destiny of his life, to* reconcile him to the evil, the sorrow and disappointment that life has in store for all, to give him ideals & inspration to overcome these obstacles, to save him from the power of sin, to renew in him an enthusiasm for righteousness, and finally to fill his heart with that love & trust in the infinite order of things which alone can make him a son of God and can bring his finite life into harmony with the infinite life of God—જે પરિણામિ ઉચ્ચ ઉદ્દેશો મનુષ્યોએ આચારમાં ઉતારવાના છે તે તેમને દર્શાવવા, જીવનનું સાર્થકપણું શેમાં છે, જીવનનું પરિણામ કેન્દ્ર શું છે તે જણાવવું, સર્વ મનુષ્યોને પોતાના જીવનમાં જે અનર્થ શોક અને નિરુત્સાહ થવાના પ્રસંગો આવવાનો સંભવ છે તે સર્વને સમવૃત્તિથી કેવી રીતે સહન કરી અતીત કરવા તે શીખવવું, આ સર્વની સામે દૃઢપણે થઈ શકાય એવા આદર્શો અને ઉત્સાહ મનુ-

ઓમાં સ્થાપવા, નિષિદ્ધ પ્રવૃત્તિથી રક્ષી સદાચાર અને સદ્‌ગુણપ્રતિ મનુષ્યોની તીવ્ર ઇચ્છા દરાવવી, અને પરિણામે પરમાત્માપ્રતિની યથાર્થ શ્રદ્ધા અને ભક્તિ એમના હૃદયમાં છાપવી કે જેથી પોતાના જીવનને પરમાત્માના અમર્યાદ જીવનસાથે ઐક્ય કરી એ યથાર્થપણે પરમાત્માના અંશરૂપે અથવા પરમાત્મારૂપે સ્થિત થઇ રહે—આ સર્વ કરવું એ ધર્મગ્રંથોનું કામ છે. અને એ કરવા માટે ધર્મગ્રંથોને શું કરવું પડે છે? એ સંબંધમાં એ જ ગ્રંથકાર જણાવે છે કે To do her work well religion needs science, needs the results of science, needs all the help that science can bring her. But religion is not called upon to be science, to assume in any way a responsibility for the conclusions that science reaches– આ સર્વ કાર્યભાર વહન કરવા માટે ધર્મગ્રંથોને વિજ્ઞાનની અપેક્ષા રહે છે, વિજ્ઞાનના સિદ્ધાન્તો અપેક્ષિત રહે છે, વિજ્ઞાન જે જે સહાય આપી શકે તે સર્વની અપેક્ષા રહે છે, પણ એથી એવું નથી કરતું કે ધર્મશાસ્ત્રે વિજ્ઞાનના સિદ્ધાન્તોનું જોખમ પોતાને માથે વ્હોરી લેવું. તેથી બન્નેનાં કાર્યો પૃથક્ પૃથક્ હોવાથી બન્નેએ પોતાની મર્યાદામાં જ વર્તવાની જરૂર છે. આ પરિણામિ સિદ્ધાન્ત જણાવતાં પ્રો. માર્વિન કહે છે કે Religion & Science have two distinct problems to answer, and these two great types of interpretation must therefore become further & further differentiated as civilization & human thought progress (પૃ૪ ૪૮૧)-ધર્મશાસ્ત્ર અને વિજ્ઞાનશાસ્ત્ર એ બન્નેએ બે પૃથક્ પૃથક્ વિષયોનું ઉત્તર આપવાનું છે અને તેથી કરીને વિશ્વવિવેચનની આ બે પ્રક્રિયાઓ જેમ જેમ સુધારો વધતો જાય અને જેમ જેમ મનુષ્યમતિનો વિકાસ થતો જાય તેમ તેમ પૃથક્ પૃથક્ સ્થાપવાની ખાસ અગત્ય છે. આ જે સિદ્ધાન્ત હાલના સમયમાં પશ્ચિમની પ્રજા જણાવે છે તે સિદ્ધાન્તપર આપણા શાસ્ત્રકારો ક્યારના આવી ગયા છે. પ્રથમ્ તો પ્રમાણનું લક્ષણ જ તેમણે એ બાંધ્યું છે કે જે અબાધિત અને અજ્ઞાત અર્થને જણાવે તે પ્રમાણ છે. આ લક્ષણ બાંધી એમણે સ્પષ્ટ કર્યું છે કે જે જે વિજ્ઞાનથી જણાય તેમ છે તે અજ્ઞાતની કોટિમાં નથી અને તેથી તેને જણાવનાર શ્રુતિ પ્રમાણપદને પામતી નથી, અર્થાત્ તે જણાવવા વેદની અપેક્ષા જ નથી. તેથી સ્પષ્ટ થાય છે કે જેઓ સ્ટીમ ઇન્જીન, સ્ટીમર, આદિ વેદમાંથી કાઢી આપવા પ્રયત્ન કરે છે, વેદમાં પણ હાલની શોધો છે, વેદ એ સર્વનું પ્રતિપાદન કરે છે, વેદમાં મોટા પુરુષોને માન આપવાનું લખ્યું છે વગેરે અર્થાત્ આવા લૌકિક પ્રમાણથી જણાતા સિદ્ધાન્તો તથા અર્થોને માટે જેઓ વેદોનો મારી મચડીને અર્થ કરે છે તેઓ વેદના સ્વરૂપથી કેવળ અજ્ઞાત છે, ધર્મ વિષયમાં તેઓ પોતાથી મતિની મંદતા જ સૂચવે છે અને જનસમાજમાં અશ્રદ્ધા આદિ આસુરી સંપત્તિના પ્રવર્તક માત્ર થઇ પડે છે. જે વસ્તુ લૌકિક પ્રમાણથી જણાતી નથી તેને માટે જ દિવ્યદૃષ્ટિની અપેક્ષા રહે છે અને તેને માટે જ આર્યગ્રંથો તથા વેદના પ્રામાણ્યની અપેક્ષા રહે છે. પ્રિય પદાર્થનો વિયોગ થયે રુદન થવું એ રાગપ્રાપ્ત છે માટે તેનું વેદમાં વિધાન શોધવું એ મૂર્ખતા જ છે. શરીરને સાફ રાખવું કેમકે તેથી આરોગ્ય વધે છે એ માટે વેદની શ્રુતિનું પ્રમાણ માગવું એ વેદનું હાસ્ય કરવાનું કામ છે. વારસો અમુકને જાય અને અમુકને ન જાય, અમુક પ્રકારે ખેતી કરવી, અમુક બીજ વાવવાં, અમુક ઋતુમાં ગરમ વસ્ત્ર

પહેરવાં, મનુષ્યે બે જ વસ્ત્રો રાખવાં, ધોતીયું માત્ર પહેરવું અને પાટલુન ન પહેરવાં, બાબરાં રાખવાં અથવા ન રાખવાં, અમુક પદાર્થો ખાવા અને નહિ ખાવા ઇત્યાદિ અસંખ્ય વિષયો જેનો નિર્ણય લૌકિક પ્રમાણથી થઈ શકે તેવો છે તેમાં વેદનું પ્રામાણ્ય છે જ નહિ, કેમકે એ સંબંધી વેદમાં પ્રતિપાદન આવે તોપણ તે વાક્યો જ્ઞાતજ્ઞાપક હોવાથી પ્રમાણ કોટિમાં આવી શકતાં નથી. આમ હોવાથી જ એવાં વાક્યોવડે પ્રતિપાદન કરાતો અર્થ અસિદ્ધ જણાય તો તેમાં વેદનું પ્રામાણ્ય લેશ પણ ઘટતું નથી. **वायुर्वैक्षेपिष्ठा देवता** વાયુ એ સૌથી વધારે ગતિ કરનાર દેવ છે એ વેદનું કથન, વાયુકરતાં વિદ્યુત્ પ્રકાશ આદિનો વેગ વધારે જણાયો છે તેથી અસિદ્ધ છે છતાં તેટલા ઉપરથી વેદનું પ્રામાણ્ય લેશ પણ ઓછું થતું નથી કેમકે વાયુને ગતિમાં સર્વોપરિ સ્થાપન કરવો એમાં આ વાક્યનું પ્રામાણ્ય છે જ નહિ. પુરુષમતિથી વાયુને અતિ ત્વરિત માનવામાં આવે છે તેનો અનુવાદ માત્ર આ શ્રુતિ કરી એથી વિધિની સ્તુતિ જણાવે છે. આમ છતાં કોઇ ઉઠીને કહે કે શ્રુતિમાં તો વાયુનો વેગ સૌથી વધારે કહ્યો છે માટે વિદ્યુતનો અથવા પ્રકાશનો વેગ તમે વધારે લખો છો તે તમારૂં લખાણ વેદવિરુદ્ધ છે, અથવા વેદમાં આમ કહ્યું છે અને વિજ્ઞાનથી વાયુના કરતાં વિદ્યુત્ આદિનો વેગ વધારે જણાયો છે માટે વેદ એ અપ્રમાણ ગ્રંથ છે તો એ બંને પુરુષો પોતાના અજ્ઞાનનો જ આવિષ્કાર કરે છે. વેદનું પ્રામાણ્ય બે વસ્તુમાં જ છે; કર્મ અને બ્રહ્મ. ત્યાં લૌકિક કર્મ નહિ પણ જે વૈદિક કર્મો છે, જેવા કે અગ્નિહોત્ર, જ્યોતિષ્ટોમાદિ યાગ, ઉપાસના વગેરે, તે સર્વ લૌકિક પ્રમાણથી જણાય તેમ નથી. લૌકિક પ્રમાણથી એવું જાણી શકાય તેમ નથી કે અમુક કર્મથી અમુક દેવ પ્રસન્ન થાય છે, અમુક દેવની અમુક પ્રકારે ઉપાસના કરવાથી અમુક ફલ મળે છે, અમુક ફળમાટે અમુક દેવની અમુક વિધિથી જ ઉપાસના કરવી વગેરે-તેથી એ જ્ઞાપન કરવા વેદનું પ્રામાણ્ય છે. એ શિવાય લૌકિક આચાર, લૌકિક કર્મ વગેરેનું જે વેદમાં પ્રતિપાદન આવે છે તેમાં વેદનું વાસ્તવ પ્રામાણ્ય નથી. આમ હોવાથી વેદની ભિન્ન ભિન્ન શાખામાં આવાં કર્મોના સંબંધમાં મતભેદ પણ જણાય છે, તે ઉપપન્ન કરે છે. સ્મૃતિકારોના મતભેદ પણ ઉપપત્તિયુક્ત કરે છે. આવા જે સામાન્ય આચાર અને કર્મો છે તેમાં તે તે સમયાદિને અનુસરીને ભેદ થતો જ જાય છે અને તે થવો જ જોઈએ; અને તેમ થતાં તે તે સમયને અનુસરી આર્ય ગ્રંથકારો તે તે આચાર અને કર્મને તેવા તેવા રૂપે સ્થાપે એ સર્વ નિર્દોષ જ છે. એમાં વેદસાથે કોઈ રીતે બાધ આવે તેમ નથી. આથી એ પણ સ્પષ્ટ થાય છે કે જેઓ વેદના કર્મોનું દૃષ્ટ ફળ માત્ર કલ્પે છે તેઓ પણ પ્રામાણ્ય વિષયમાં પોતાના અંતરમાં પ્રસરેલા કાલ રાત્રિના અજ્ઞાનને જ પોતાની વાણીથી જાહેર કરે છે. યજ્ઞયાગ કરવા તે જો હવાની શુદ્ધિમાટે જ હોત તો એ અર્થ વિજ્ઞાનની મર્યાદામાં હોવાથી વેદનું એમાં પ્રામાણ્ય જ રહેતું નથી, તેથી અદૃષ્ટ ફળનું અને અદૃષ્ટ ફળમાટેનાં કર્મોનાં વિધાન અને નિષેધ કરવા એમાં કર્મકાણ્ડ ભાગનું પ્રામાણ્ય છે. આ અર્થ સ્પષ્ટપણે પૂર્વમીમાંસા શાસ્ત્રે વિસ્તારથી ચર્ચેલો છે. અને એ જ પ્રમાણે ઉપનિષદ્ આદિ જ્ઞાનકાણ્ડનું પ્રામાણ્ય જીવ આવો છે, તેવો છે; અંતઃકરણ આવું છે તેવું છે; આવા સામર્થ્યવાળું છે, તેવા સામર્થ્યવાળું છે ઇત્યાદિ ઇતર પ્રમાણથી જ્ઞાત થતા અર્થોના પ્રતિપાદનમાં નથી જ. એ સંબંધમાં જે શ્રુતિઓ જણાય તે માત્ર અનુવાદ કરનાર શ્રુતિ છે. એ ભાગનું પ્રામાણ્ય, તે માત્ર સર્વ પ્રમાણથી અજ્ઞેય જે બ્રહ્માત્મૈક્ય તે જણાવવામાં જ છે.

(અપૂર્ણ)



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## महापुरुषो केवां लक्षणोवडे अभ्युदयने प्राप्त थया होय छे.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૬૭ થી)

### અભ્યુદય પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ.

શ્રદ્ધાને ધારણ કરો; વિપત્તિમાંથી સંપત્તિમાં આવવાનો એ રાજમાર્ગ છે. જે કરવાની તમને ઇચ્છા હોય છે, તે કરવાનું શ્રદ્ધા તમને બળ આપે છે; જેટલા સામર્થ્યની તમારે જરૂર હોય છે, જેટલું સામર્થ્ય તમારે જોઇતું હોય છે, તે સર્વ સામર્થ્ય તમને આપવાનું શ્રદ્ધામાં બળ છે; આ :શાસ્ત્રનો સિદ્ધ નિશ્ચય છે. તમારામાં જે સર્વ સામર્થ્ય રહેલું છે, તે સર્વ સામર્થ્યની સાથે શ્રદ્ધા મનનો સંબંધ કરે છે; વિશ્વમાં જે અમર્યાદ સામર્થ્ય રહેલું છે, તેની સાથે શ્રદ્ધા મનનો **સંબંધ** કરે છે. આમ હોવાથી શ્રદ્ધાને સર્વ સુલભ છે, શ્રદ્ધાને કશું અસાધ્ય નથી, શ્રદ્ધા અસંભવિત વસ્તુઓને પણ સંભવિત કરે છે, એ પ્રકારના નિશ્ચયો જે જનમંડળમાં પ્રચલિત છે, તે સશાસ્ત્ર છે; કેવળ સત્ય છે. તમારામાં જોઇએ તેટલું બળ હોય છે, તો તમે ગમે તે કામ કરી શકો છો; શ્રદ્ધા તમારે જેટલું જોઇએ તેટલું બળ તમને નિરંતર અધિક અધિક પ્રમાણમાં આપ્યા જ કરે છે. જ્યાં સુધી તમે તમારા પોતાનામાં શ્રદ્ધાને વધારો છો, ત્યાં સુધી તમે તમારામાં બળની વૃદ્ધિ કર્યાંજ કરો છો, અને તમારી શ્રદ્ધામાં નિરંતર વૃદ્ધિ કર્યાં કરવાનું તમારામાં સામર્થ્ય છે.

અંતઃકરણમાં જ્યારે યથાર્થ ઉંડી દૃઢ શ્રદ્ધા પ્રવર્તી રહે છે, ત્યારે કામ કરવાના સામર્થ્યમાં તથા યોગ્યતામાં ઉભયમાં વધારો થાય છે. તમારા કામ કરવાના સામર્થ્યમાં તમને જ્યારે શ્રદ્ધા પ્રકટે છે, ત્યારે તે સામર્થ્યના વાસ્તવિક અંતરાત્મામાં તમારો માનસિક પ્રવેશ થાય છે, અને તેમ થતાં તે સામર્થ્યમાં જે કંઈ રહ્યું હોય છે તે સર્વને

તમે જાગ્રત્ કરો છો. પણ આ સર્વની મર્યાદા આટલી જ છે, એવું કંઈ નથી. તમારામાં રહેલી કોઇ પણ શક્તિનું પ્રતિદિન અધિક અધિક સામર્થ્ય તમે જાગ્રત્ કરી શકો એમ છે, અને આપ્રમાણે તમારાથી જાગ્રત્ કરી શકાય એવા સામર્થ્યનું કેટલું પ્રમાણ છે, તેનું તમારાથી કદી પણ માપ નીકળી શકે તેમ નથી. કોઇ પણ શક્તિમાં જેમ અધિક સામર્થ્યનો તમે વિકાસ કરો છો, તેમ વધારે સામર્થ્યનો વિકાસ કરવાનું તે શક્તિમાં બળ આવતું જાય છે. આથી સ્પષ્ટ થાય છે કે જે દિવસથી શ્રદ્ધાની વાસ્તવિક કુંચી તમારા હાથમાં આવે છે, તે દિવસથી તમે ગમે તે ઉદ્યોગ કરતા હશો તોપણ તમારી ઉન્નતિ અધિક અને અધિક થયા જ કરવાની. અને તમારામાં સર્વોત્તમ, સર્વથી મહાન્, અને સર્વથી શુભ, એવું જે કંઇ છે, તે સર્વને જાગ્રત્ કરવાનો અને તેમાં પ્રવેશવાનો તમારા મનના પ્રત્યેક વ્યાપારને અભ્યાસ પાડવાથી શ્રદ્ધાની વાસ્તવિક કુંચી તમારા હાથમાં આવે છે. જેના જેના ઉપર તમે તમારી વૃત્તિ નાંખો, તે પ્રત્યેકમાં શ્રદ્ધા ધરો; અને જેમાં તમે વૃત્તિને નાંખો અર્થાત્ તમારા મનને એકાગ્ર કરો, તેમાં રહેલા સર્વમાં મનવડે પ્રવેશવાનો પ્રયત્ન કરો. અલ્પ સમયમાં તમારા હાથમાં કુંચી આવશે; અલ્પ સમયમાં અધિક અધિક બળથી તમે અધિક અધિક ચૈતન્યમય થતા જાઓ છો, એવું તમને ભાન થશે, અને તે સમયથી તમારા વાસ્તવિક અભ્યુદયનો આરંભ થશે.

વાસ્તવિક શ્રદ્ધા સર્વદા શાંત-પ્રગાઢ શાંત હોય છે, પણ તેની સાથે તે અત્યંત બળથી યુક્ત હોય છે. જોકે શ્રદ્ધાનો બળવાન્ અને છેક ઉંડા ભાગમાં પ્રવેશી જતો વ્યાપાર આપણામાં રહેલા પ્રત્યેક તત્ત્વમાં અત્યંત ભારેમાં ભારે જાગૃતિ આણે છે, તોપણ શ્રદ્ધા પોતે કદી પણ આવેશમાં આવી જતી નથી, કદી પણ ભારે ક્ષોભને પામતી નથી; તે સર્વદા સ્વસ્થ, પ્રશાંત અને અન્યના ઉપર સ્વામિત્વ ભોગવનારી હોય છે. અને શ્રદ્ધાનું ખરૂં બળ આ, સ્થળે જ છે. તે આપણા જીવનના છેક ઉંડા ભાગમાં વ્યાપેલી હોય છે, તથાપિ તેના વ્યાપારમાં એવી તો પ્રશાંતિ અને પ્રતાપ રહેલાં હોય છે કે કોઇ પણ ક્રિયાને તે પોતાને વશ વર્તાવી શકેછે. જ્યારે શ્રદ્ધાવાળા મનમાં આવેશ આવી જાય છે, ત્યારે પછી તે મન શ્રદ્ધાવાળું કહેવાતું નથી. જેને શ્રદ્ધા ગણી શકાય એવો દૈવી ગુણ તેનામાં હોતો નથી. તે મનમાંથી ખરી શ્રદ્ધા જતી રહે છે, અને તેને સ્થાને માત્ર ઉપરચોટીયું માનવાપણું રહે છે; અને તે પણ ધીરે ધીરે જતું રહે છે, અને અંતે માનસિક બેદરકારી જ રહે છે. પરંતુ ઉપરચોટીયું માનવાપણું અર્થાત્ અદૃઢ વિશ્વાસ જીવનના અને સામર્થના છેક ઉંડા ભાગમાં પ્રવેશ કરતો નથી; આપણામાં રહેલા સર્વને તે જાગ્રત્ કરી શકતો નથી, તેમ જ વિશ્વમાં જે અખુટ સામર્થ્ય રહેલું છે, તેની સાથે આપણા મનનો તે સંબંધ કરી શકતો નથી. ખરી શ્રદ્ધા જ આમ કરી શકે છે, અને આ કારણથી જ જેનામાં સાચી શ્રદ્ધા હોય છે તેને તેણે ધારેલા ગમે તે કામને સિદ્ધ કરવા માટે જેટલું જોઇએ તેટલું બળ, બુદ્ધિ, અને યોગ્યતા મળે છે.

તમારા અભ્યુદયની વૃદ્ધિ કરવાને માટે હાલ તમારામાં જેટલું બળ અને જેટલી બુદ્ધિ હોય તે સર્વનો ઉપયોગ કરો; જે નિયમોના પાલનવડે તમારી ઉપયોગિતા તથા તમારા અધિકારમાં વૃદ્ધિ થવાનું તમે જાણતા હો, તે સર્વનું પાલન કરો; તમે જે ઉદ્યોગ કરતા હો, તેમાં આ સર્વને યોજો; પછી તેમાં શ્રદ્ધાને ઉમેરો. જ્યારે તમે શ્રદ્ધાને ઉમેરો છો ત્યારે

તમે યંત્રની કળ ફેરવો છો, અને યંત્ર ચાલવા માંડે છે. શ્રદ્ધાથી તમારા ધારેલા સ્થળે યંત્ર તમને વેગથી લેઇ જાય છે—તમે બાંધેલા ઉંચામાં ઉંચા મનોરાજ્યનાં તે તમને દર્શન કરાવે છે; અને સ્મરણમાં રાખજો કે જ્યાં સુધી તમે શ્રદ્ધામાં સ્થિર રહ્યા કરશો ત્યાં સુધી તમારા અભ્યુદયનો અગ્નિરથ વેગથી દોડ્યા જ કરવાનો; કશાથી તે બંધ પડવાનો નહિ.

તમારી બુદ્ધિ તથા બળપાસે જે કામ કરાવવા તમે ઇચ્છતા હો તે કામ તેઓ કરશે જ એવી આશા રાખ્યા કરો. તેઓ તમારૂં ધારેલું કામ કરવાનાં જ, એવી વાટ જોયા કરો. સબળ અને સાચી આશા જો અખંડ રાખવામાં આવે છે તો પરિણામમાં શ્રદ્ધા પ્રકટે છે, અને શ્રદ્ધા પ્રકટતાં મનનો, મતિનો તથા આત્માનો અખંડ વિકાસ થયા જાય છે. આપણને પ્રાપ્ત સઘળી શક્તિઓનો જ્યારે સંપૂર્ણ ઉપયોગ કરવામાં આવે છે, અને તેની સાથે જો સબળ અને સાચી આશા અખંડ સેવવામાં આવે છે તો ધારેલો પરિણામ અવશ્ય આવે છે, અને ઘણી વાર તો આપણે ધાર્યો હોય છે તેના કરતાં પણ વધારે સારો અને મોટો પરિણામ આવે છે. આંતર જીવન અને સામર્થ્યના ઉંડા પ્રદેશોસાથે મન જ્યારે સંબંધવાળું થાય છે, અને કોઈ ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યા કરે છે, ત્યારે તેનો સઘળો પ્રયત્ન જામતો જાય છે, અને અધિક ઉચ્ચ ઉદ્દેશ સિદ્ધ કરવાનું તેનામાં બળ આવતું જાય છે. જેઓ સારૂં બાંધે છે, તેઓ સર્વદા તેમના જ્ઞાન-કરતાં વધારે સારૂં બાંધે છે; પરંતુ જેઓ બાંધતી વખતે તેમનામાં જે કંઇ રહ્યું હોય છે તે **સર્વ**નો ઉપયોગ કરે છે, તેઓ જ વસ્તુતઃ સારૂં બાંધે છે.

જેઓ વિજયને પ્રાપ્ત કરે છે, તેઓ વિજયને પ્રાપ્ત કરવાની નિરંતર વાટ જોયા જ કરતા હોય છે. તેઓ દૃઢ નિશ્ચયવાળા, અત્યંત દૃઢ નિશ્ચયવાળા હોય છે. તેઓના ધારેલા ઉદ્દેશને સિદ્ધ કરવાઉપર જ તેઓ તેમની સર્વ શક્તિઓને એકાગ્ર કરે છે; અને તેઓને પોતાનામાં તથા પોતાના કામમાં એટલી બધી શ્રદ્ધા હોય છે કે નિષ્ફળતાની વાત કરવાની કે નિષ્ફળતાસંબંધી વિચાર કરવાની પણ તેઓ ઘસીને ના પાડે છે. 'ધારો કે આમ થયું તો....' એવા ભાવના વિચારોને તેમના અંતઃકરણમાં એક ક્ષણ પણ ફરવાનો અવકાશ તેઓ કદી પણ આપતા નથી. પ્રત્યેક પ્રસંગમાં તેઓનું આંતર સામર્થ્ય ક્રિયા કરતું હોય છે, અને તેમનામાં રહેલું **સર્વ** જાગ્રત્ હોય છે. ઉપરટપકેની બુદ્ધિથી મોટા પુરુષો મોટા અભ્યુદયને પામેલા હોતા નથી. તેમની બુદ્ધિના ઉંડાણના પ્રદેશમાં કંઇક ક્રિયાવાળું થયેલું હોય છે, અને તે ઉંડાણના પ્રદેશમાં રહેલું કંઇક, શ્રદ્ધાવડે જાગ્રત્ થયું હોય છે. મોટા પુરુષો વસ્તુઓના અંતરાત્મામાં પ્રવેશે છે. પોતાના જીવનના અંતર ભાગમાં જે વિશાળ અને અગાધ ઉંડા પ્રદેશો છે, તેનું તેમને ભાન હોય છે. વાસ્તવિક સામર્થ્યની આંતર સૃષ્ટિસાથે તેઓ સંબંધવાળા થયેલા હોય છે, અને તેથી કરીને જ જે ઉદ્યોગ તેઓ હાથમાં લે છે, તેમાં સામાન્ય મનુષ્યકરતાં કોઇ વિલક્ષણ અને ચઢીયાતા પ્રકારનું બળ તેઓ દર્શાવે છે. તેમનામાં રહેલું **સર્વ** જાગ્રત્ થવાથી જે ચક્રો (પૈડાં) વડે રથ ચાલે છે, તે ચક્રરૂપ તેઓ રહેતા નથી, પણ ચક્રને ચલાવનાર સામર્થ્યરૂપ થાય છે. પ્રિય વાચક! ચક્રને ચલાવનાર આ સામર્થ્ય તમારામાં પણ રહેલું છે. તમારામાં રહેલા **સર્વ**ને જાગ્રત્ કરો, અને તે સામર્થ્યના તમે વાસ્તવિક ભોક્તા થશો. ઉત્તમ પરિણામની સર્વદા આશા રાખ્યા કરો. વૃદ્ધિની નિરંતર વાટ જોયા કરો. અભ્યુદયને પ્રાપ્ત થવાની અખંડ આશા રાખ્યા કરો.

પ્રતિક્ષણે સંપત્તિને આવવાની વાટ જોયાં કરો. નિરંતર વૃદ્ધિને પામતા, વાસ્તવિક અને સાચા ઉદયને પ્રાપ્ત થવાની આશા રાખ્યા કરો. આવો ઉદય પ્રાપ્ત કરવાનો દૃઢ સંકલ્પ કરો, અને અમર્યાદ શ્રદ્ધાને ધરીને તે સંકલ્પાનુસાર પ્રયત્નશીલ થાઓ. અધિક ઉત્કૃષ્ટ ઉદયનું દ્વાર તમારે માટે ઉઘડશે. તમારા ઉદ્દેશો સફલ થયેલા તમે અનુભવશો. તમારા લક્ષ્ય સ્થાને તમે પહોંચશો. જે ઉચ્ચ શિખરઉપર સ્થિત થવા તમે ધાર્યું હશે, તે શિખરે તમે તમને સ્થિત થયેલા અનુભવશો.

---

# केटलाक प्रश्नो अने तेमनां उत्तरो.

**प्रश्न**—સામાન્ય રીતે મનુષ્યના મગજમાં કેટલા પુટ (cells=અણુ, કલલબિંદુ) હશે? આ પુટમાં જે આંતર મન રહેલું છે, તેમાં કેટલા સંસ્કારો હશે?.

**उत्तर**—મગજના પુટની સંખ્યાની કોઇએ ગણના કરી છે કે કેમ, તે જાણવામાં નથી. હાલ આપણા મગજમાં કેટલા પુટ છે, તેની ચિંતા કરવાનું આપણે કશું પ્રયોજન નથી. હાલ જે સંખ્યા છે, તેમાં વૃદ્ધિ કરવાની, તથા તેમને ઉંચા પ્રકારના કરવાની જ આપણે નિરંતર ચિંતા કરવાની છે. પૂર્વ પ્રજાતરફથી જે જે શુભ આપણને વારસામાં મળ્યું છે, તે સર્વ આંતર મનમાં રહેલું છે. વળી પૂર્વ પ્રજાતરફથી વારસામાં મળેલાં જે જે પ્રતિકૂળ વિશેષ લક્ષણોનો આપણે જય કર્યો હોતો નથી, તેમના સંસ્કારો પણ આંતર મનમાં રહેલા હોય છે. પરંતુ આવાં વારસામાં મળેલાં સઘળાં પ્રતિકૂળ લક્ષણોનો જય કરવાનું, તથા તેમને નિર્મૂળ કરવાનું આપણામાં સામર્થ્ય છે. સામાન્ય રીતે મનુષ્યનાં જે સ્વભાવલક્ષણો આજે જોવામાં આવે છે, તે સર્વથી અત્યંત ઉત્કૃષ્ટ લક્ષણો પોતાનામાં આણવા, અને પોતાના સ્વભાવનું સ્વરૂપ કેવળ નવું અને દૈવી કરવા પ્રત્યેક મનુષ્ય સમર્થ છે. આંતર મન મગજના પ્રત્યેક પુટમાં તેમ જ આખા શરીરના પ્રત્યેક જ્ઞાનતંતુના પુટમાં ક્રિયા કર્યાં કરતું હોય છે.

**प्रश्न**—મનને જ તમે સર્વનું મૂળ શામાટે કહો છો, અને વિચારના ઉપર અંકુશ પ્રાપ્ત કરનારના હાથમાં સુખની ખરી કળા આવી છે, એમ શાથી કહો છો?

**उत्तर**—સર્વનું મૂળ અથવા અધિષ્ઠાન મન નથી, પણ આત્મા છે. આત્મા એ જ વાસ્તવિક મનુષ્ય છે; એ જ ખરેખરો 'હું' છે; સર્વ અવસ્થાઓમાં 'હું છું' એવું ભાન કરનાર એ જ છે; પૂર્વે જે હતો, તથા હવે પછી પણ જે હશે, એવો જે અનાદિ તથા અનંત તે એ જ છે; અને આ આત્મા પરમાત્મારૂપ છે. મન એ આત્માનું સાધન છે, કરણ છે, પ્રકાશવાનું દ્વાર છે; અને શરીર એ મનનું સાધન છે. જેમ વાદિત્ર વગાડનારને પોતાની કળા દર્શાવવાનું કરણ તેની આંગળીઓ છે, અને આંગળીઓને વાદિત્ર છે, તેમ આત્માને પોતાનો પ્રકાશ દર્શાવવાનું કરણ મન છે, અને મનને શરીર છે.

મનઉપર આત્મા જ્યારે ક્રિયા કરે છે, અર્થાત્ મન જ્યારે આત્માવડે પ્રેરાય છે, ત્યારે મન સંકલ્પવિકલ્પરૂપ વિચાર કરવાને સમર્થ થાય છે; અને મનઉપર આત્માવડે થતી પ્રેરણાનો સાક્ષાત્ પરિણામ સંકલ્પવિકલ્પરૂપ વિચાર હોવાથી, શારીરિક તેમ જ આધ્યાત્મિક યથાર્થ જીવન ભોગવવાની ખરી કળા, વિચારઉપર અંકુશ પ્રાપ્ત કરવો એ જ સિદ્ધ થાય છે. મ-

નને જડ કહેલું હોવાથી વિચારરૂપ વ્યાપાર એ કેવળ મનની જ ક્રિયા છે, એમ નથી. મગજ, મન, અને આત્મા એ ત્રણ હોય છે તો જ વિચારરૂપ ક્રિયા થાય છે. આથી સમગ્ર વિચારરૂપ ક્રિયા શારીરિક, માનસિક અને આત્મિક છે.

**પ્રશ્ન**—'અંતરમાં રહેલું અમર્યાદ સામર્થ્યવાન્ કંઈક' એ નામના ગયા વર્ષમાં મહાકાલમાં આવેલા લેખમાં, ગમે તે રોગ આંતર મન મટાડી શકે છે, એમ લખ્યું છે; આમ છે તો હવે કાનનું બહેરાપણું ટાળવા ઇચ્છનારે તે રોગ કેવી રીતે ટાળવો ?

**ઉત્તર**—કાનમાં બહેરાપણું ત્રણ કારણથી આવે છે. કાનમાં, નાકમાં અને ગળામાં શ્લેષ્મ વધી જવાથી, જ્ઞાનતંતુઓ દુર્બળ થવાથી. અથવા કાનના અવયવને વાગવાથી કે એવા જ કોઈ બહારના કારણથી હાનિ થવાથી આ ત્રીજા કારણથી બહેરા થયેલા મનુષ્યોની સંખ્યા બહુ જ થોડી હોવાથી શ્લેષ્મ અથવા કફ વધવાથી આવેલું બહેરાપણું ટાળવાને નીચેનો પ્રયોગ દિવસમાં બે વાર દશથી વિશ મિનિટસુધી કરવો.

કાન, નાક અને ગળાના ભાગમાં વૃત્તિને નાંખીને, તે ભાગમાં રહેલું જે આંતર મન અથવા સૂક્ષ્મ સામર્થ્ય, તેમાં તેને એકાગ્ર કરવી. આ ભાગમાં રહેલા ચૈતન્યમાં વૃત્તિને જોડવાનો પ્રયત્ન કરવાથી તે ત્યાં રહેલા સૂક્ષ્મ સામર્થ્યના સંબંધવાળી થશે. પછી એ ભાગમાં, બળ, જીવન તથા રુધિરની ગતિ વધો, એવી શ્રદ્ધાથી તીવ્ર ઇચ્છા કરવી. થોડી ક્ષણો વીત્યા પછી તે ભાગમાં એકત્ર થયેલાં સૂક્ષ્મ સામર્થ્યોને આખા શરીરની સપાટીઉપર નાંખવાં, અને રુધિરની ગતિને શરીરની સપાટીઉપર વેગવાળી અને બળવાન્ થવાની તીવ્ર ઇચ્છા કરવી. શરીરની સપાટીઉપર વૃત્તિને નાંખવાથી સૂક્ષ્મ સામર્થ્યો વૃત્તિની પાછળ ત્યાં આવશે. આમ કરવાથી ચામડી ઉષ્ણ થશે, અને તેના પ્રત્યેક છિદ્રમાંથી મળ નીકળી જઈને રુધિર શુદ્ધ થશે.

બહેરાપણું ટાળવાને માટે સાક્ષાત્ કાનઉપર આ પ્રયોગ કરવો. શરીરમાં વ્યાપી રહેલા સૂક્ષ્મ સામર્થ્યોમાં મનને એકાગ્ર કરવું. ઉંડા ઉતરવાથી અથવા શરીરમાં વ્યાપેલા ચૈતન્યનું ધ્યાન ધરવાથી આમ કરી શકાય છે. જ્યારે સૂક્ષ્મ સામર્થ્યોની સાથે તમારી વૃત્તિનો સંબંધ થયો છે, એવું તમને ભાન થાય ત્યારે કાનના ભાગમાં આવેલા સૂક્ષ્મ સામર્થ્યમાં મનને એકાગ્ર કરવું, અને આ બળવાન્ સૂક્ષ્મ સામર્થ્યોથી કાનનો આખો પ્રદેશ ભરાઈ જાઓ, એવી શ્રદ્ધાથી તીવ્ર ઇચ્છા કરવી. અલ્પ સમયમાં તમને અનુભવ થશે કે આ સૂક્ષ્મ સામર્થ્યો કાનમાં રહેલા રોગનાં અણુઓને વાળી ઝુડીને સાફ કરી નાંખે છે. જ્યારે તમને આવો અનુભવ થાય ત્યારે તમારે જાણવું કે તમારો કાન હવે વ્યાધિથી ખરેખર મુક્ત થાય છે. આ પ્રયોગની, થોડા દિવસ અભ્યાસ કરવાથી બહુ સરળતાથી સિદ્ધિ થાય છે. મુખ્ય જે કરવાનું છે તે એ છે કે પ્રયોગમાં પુષ્કળ શ્રદ્ધા રાખવી, પૂર્ણ સંભળાય એવો કાન કરવાનો અંતઃકરણથી દૃઢ નિશ્ચય કરવો, અને વૃત્તિને શરીરના ભીંતર ઉંડાણમાં એકાગ્ર કરીને ત્યાં રહેલાં આધ્યાત્મિક સામર્થ્યોનું ભાન કરવું.

**પ્રશ્ન**—એકલા માનસોપચારથી પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થાય છે કે કસરત, મિતાહાર વગેરે આરોગ્યના બીજા પ્રસિદ્ધ નિયમો પાળવાની જરૂર છે ?

**ઉત્તર**—માનસ નિયમોનો ભંગ કરીને કસરત, મિતાહાર વગેરે આરોગ્યના એકલા ભૌતિક નિયમોનું પાલન કરવાથી જેમ પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થતું નથી, તેમ કસરત વગેરે

આરોગ્યના ભૌતિક નિયમોનો ભંગ કરીને એકલા માનસ નિયમોનું પાલન કરવાથી પણ પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થતું નથી. બંનેનો સંયોગ કરવાથી જ શરીર સુદૃઢ આરોગ્યને પ્રાપ્ત કરે છે. સાદી શારીરિક કસરતો કરો, અને શરીરને જેવું બલવાન્ તથા દૃઢ કરવા તમે ઇચ્છતા હો તેવું તેને તમારી **માનસ દૃષ્ટિથી જોયા કરો.** વળી પ્રત્યેક કસરતમાં જે જે અવયવો વપરાતા હોય તે તે અવયવોનો પૂર્ણ વિકાસ થવાની પ્રબળ ઇચ્છા કસરત કરતી વખતે કરો. સાદો પૌષ્ટિક ખોરાક ઓછા પ્રમાણમાં ગ્રહણ કરો, અને તે ગ્રહણ કરતી વખતે, તેનું અત્યંત શુદ્ધ રુધિર થાઓ, એવી તીવ્ર ઇચ્છા કરો. શુદ્ધ હવાને શ્વાસમાં ગ્રહણ કરો, અને પ્રત્યેક શ્વાસ ગ્રહણ કરતી વખતે જીવનતત્ત્વથી તમારું શરીર પૂર્ણ રીતે ભરાય છે, એવી પ્રબળ કલ્પના કરો.

**પ્રશ્ન**—લખવામાં હ્રસ્વદીર્ઘની મારાથી પુષ્કળ ભૂલો થાય છે, અને તેને માટે મારે ઘડી ઘડી શબ્દકોષને જોવો પડે છે. આમ ન થાય, તેને માટે શું કરવું ?

**ઉત્તર**—નેત્રની સાક્ષાત્ પાછળ, મગજનો જે ભાગ આવેલો છે, ત્યાં ભાષાશક્તિનું સ્થાન છે. એ ભાગને કેળવવાની તમારે જરૂર છે. આ ભાગને કેળવવાને માટે દિવસમાં પાંચ સાત વાર થોડી થોડી ક્ષણો મનને તે ભાગમાં એકાગ્ર કરવું, અને તે સમયે ભાષાઉપર પૂર્ણ સ્વામિત્વ પ્રાપ્ત થવાની તીવ્ર ઇચ્છા કરવી. એકાદ માસમાં તમને ફળ જણાવા માંડશે. ( મગજના કોઈ ભાગમાં રહેલી શક્તિનો કેવી રીતે વિકાસ કરી શકાય છે, તે સંબંધમાં સવિસ્તર જાણવાની ઇચ્છા હોય તો આ વર્ગથી પ્રકટ થયેલી **સદુપદેશ શ્રેણીના** ૨૧ મા તથા ૨૨ મા ભાગમાં આવેલો 'પ્રતિભા અથવા અલૌકિક માનસિક શક્તિને કેળવવાનો ઉપાય ' એ નામના વિષયને લક્ષપૂર્વક વાંચવો. )

**પ્રશ્ન**—મનુષ્યનું મન મરણ પછી રહે છે ?

**ઉત્તર**—હા. પૂર્વ જન્મોના તથા વર્તમાન જન્મના સર્વ સંસ્કારોસાથે સૂક્ષ્મ કળાને ધારણ કરીને, મૃત્યુસમયે મનુષ્યનું મન જે સમયે તેના શરીરમાંથી પ્રાણ બહાર નીકળે છે, તે સમયે પ્રાણની સાથે જ બહાર નીકળે છે. મરણથી તેનો નાશ થતો નથી.

**પ્રશ્ન**—જેને તમે આંતર મન કહોછો, તેનું સ્વરૂપ શું, તથા તે શરીરના કયા ભાગમાં રહે છે ?

**ઉત્તર**—'આંતરમાં રહેલું અમર્યાદ સામર્થ્યવાન્ કંઇક ' એ નામનો ગયા વર્ષના અંકોમાં આવેલો વિષય, તેમ જ ' આંતર મનના અદ્ભુત ચમત્કારો ' એ નામનો ૭૭ **મહાકાલ**માં ચર્ચાતો વિષય લક્ષપૂર્વક વાંચો.

**પ્રશ્ન**—ઇંદ્રિયો, વિષયનાં સુખો, પ્રતિકૂળ મનુષ્યો, સ્વલ્પમાં જગત્માં નિત્ય આપણા સંબંધમાં આવતી સેંકડો બાબતો તથા પ્રસંગો, સાચું આધ્યાત્મિક જીવન ગાળવામાં બહુ જ પ્રતિબંધ કરનાર થઈ પડે છે. આ સર્વનો જગત્માંથી **પરમેશ્વર** નાશ કેમ નહિ કરતા હોય વારુ ?

**ઉત્તર**—તમારી દૃષ્ટિને જે નકામું લાગે છે, તે વસ્તુદૃષ્ટિથી નકામું નથી. યથાર્થ દૃષ્ટિથી આખા વિશ્વમાં કશું જ નકામું નથી. આ દૃશ્ય જગત્માં જણાતા પ્રત્યેક પ્રાણી, પદાર્થો, અને પ્રસંગો જીવોની ઉન્નતિને માટે અને તેમના કલ્યાણને માટે જગત્માં હોવા જરૂરના છે. આપણો ઉદ્દેશ આ સર્વનો નાશ કરવાનો, અથવા ભગવાં વસ્ત્રો પહેરીને તેમનાથી-સો

યોજન દૂર નાશી જવાનો ન હોવો જોઇએ, પણ તે સર્વમાં આપણું હિત સાધવાના જે ઉચ્ચ સંભવો રહેલા છે, તેમને શોધી કાઢી તેમનો ઉપયોગ કરવાનો હોવો જોઇએ. જેમ આપણા શરીરનો નાશ કરવાથી, અથવા ખાવાનું, નહાવાનું, ધોવાનું ઉંઘવાનું વગેરેનો ત્યાગ કરવાથી આપણે આપણું જીવન આધ્યાત્મિક કરી શકતા નથી, તેમ સુંદર સ્ત્રીઓ, સુંદર વસ્ત્રો, સુંદર ઘર, સુંદર ખાનપાનના પદાર્થો વગેરેનો આ જગતમાંથી નાશ કરવાથી અથવા તેમનાથી કેસરપપ્પુની પેઠે સો યોજન દૂર નાશી જવાથી આપણે આપણું જીવન આધ્યાત્મિક કરી શકતા નથી. ભૌતિક વિષયો ઉચ્ચ શુદ્ધ જીવન ગાળવામાં પ્રતિબંધ કરનાર નથી. જો એમ જ હોય તો કેદખાનાના કેદીઓ જેમને એક પણ ઉત્તમ વિષય પ્રાપ્ત નથી, તેઓ સર્વ શુદ્ધ જીવન ગાળનારા જ થવા જોઇએ. તે જ પ્રમાણે સ્થૂલ શરીર તથા ઇન્દ્રિયો પણ ઉચ્ચ માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિમાં પ્રતિબંધ કરનારાં નથી. ઉલટું ફલાણું હાનિ કરનાર છે, અને ઢીંકણું હાનિ કરનાર છે, એવા વિચારોને અંતઃકરણની ઊંડી લાગણીથી કરવા, એ જ હાનિ કરનાર વિચારોને ઉત્પન્ન કરનાર છે. આપ્રમાણે આપણે પોતે જ આપણા શત્રુ થઇએ છીએ. આપણા શરીરનો, આપણી ઇંદ્રિયોનો, અને સંસારમાં જે કંઈ આપણને પ્રાપ્ત થયું હોય, તથા જેનો જેનો આપણને સંબંધ થતો રહેતો હોય તે સર્વનો સર્વોત્તમ ઉપયોગ કરવો, તેમાં રહેલા સર્વોત્તમ લાભને શોધી કાઢી તેનો અનુભવ કરવો, અને તે સર્વનો આપણા ઉચ્ચ ઉદ્દેશની સાથે પૂર્ણ મેળ જામી જાય એમ કરવું, એમાં જ શુદ્ધ અને વાસ્તવિક આધ્યાત્મિક જીવન ગાળવાની કુંચી રહેલી છે.

**પ્રશ્ન**—સાથળો રહી જવાનો વ્યાધિ ( sciatica ) થયો હોય તો શું કરવું ?

**उत्तर**—શરીરના કોઇ પણ ભાગમાં આવેલા જ્ઞાનતંતુઓના દુઃખાવાને દૂર કરવાને માટે તે ભાગમાં લોહીની ગતિને વધારવી, તથા તે ભાગને પૂર્ણ શાંત પડી રહેવા દેવો. જ્યાં દુઃખાવો જણાતો હોય તે ભાગમાં વ્યાપી રહેલાં સૂક્ષ્મ સામર્થ્યોમાં મનને એકાગ્ર કરવું; તેમ કરતાં દુઃખાવો મટી જશે.

**પ્રશ્ન**—પચનક્રિયા ઉત્તમ પ્રકારની કરવાને માટે શું કરવું ?

**उत्तर**—અન્ન ઉત્તમ પ્રકારે પાચન થાય એટલા માટે, જમતાપૂર્વે થોડો સમય, જમતા પછી થોડો સમય, અને જે સમયે આપણે જમતા હોઇએ તે બધો સમય જઠરના ભાગમાં લોહીનું સંપૂર્ણ ફરવું થવું જોઇએ.

જે સમયે આપણે માનસિક કામ કરીએ છીએ તે સમયે લોહિની ગતિ મગજના ભાગમાં વધારે વેગથી થાય છે. સારૂં કામ થવાને માટે મગજને વધારે પોષણની જરૂર હોય છે, અને તેથી માનસિક કામ કરતી વખતે લોહી મગજમાં વધારે આકર્ષાઇ આવે છે, એ યોગ્ય છે. એમ થવું જ જોઇએ. પરંતુ જમવાની ક્રિયા, એ માનસિક ક્રિયા નથી. તે સમયે રુધિરની પોતાનામાં વિશેષ ગતિ થવાની મગજને કશી જરૂર હોતી નથી. જમતી વખતે લોહીની વિશેષ ગતિ જઠરમાં થવાની જરૂર હોય છે. પરંતુ મગજનું કામ કરનારા મનુષ્યોનો મોટો ભાગ આ વાત જાણતો નથી. તેઓ લોહીને જઠરમાં જવા ન દેતાં જમતી વખતે માનસિક શ્રમ થાય એવી ક્રિયા કરીને લોહીની ગતિને મગજમાં વધારે છે. આથી તેમની પચનક્રિયા દુર્બળપણે ચાલે છે. ભોજનશાળામાં મગજે વિશ્રાંતિ જ લેવી જોઇએ. વિચારરૂપી યંત્રને ભોજનકાળે અત્યંત મંદવેગવાળું કરવું જોઇએ, જેથી વધારાનું રુધિર જઠરમાં જઇને

પચનક્રિયાને ઉત્તમ પ્રકારની થવામાં મદદ કરે.

જે મનુષ્યો નિરંતર ઉકળાટમાં ને ઉકળાટમાં રહે છે, તેઓ રુધિરને પોતાના મગજમાં વધારે પ્રમાણમાં આકર્ષણ કરે છે, અને તેને ત્યાં ને ત્યાં જ રાખી મૂકે છે. તેઓ શરીરનું આરોગ્ય વધે એવો મગજનો વ્યાપાર કરતા નથી, પણ ઉલટા ઘણીવાર આરોગ્ય બગડે, એવો જ વ્યાપાર કરે છે. તેઓની સંતાપની ક્રિયાને પોષવાને માટે જ તેમના મગજમાં તેમનું લોહી અધિક પ્રમાણમાં જાય છે; એથી રુધિરનો દુરુપયોગ થાય છે, અને જઠરને ઉત્તમ પ્રકારની પચનક્રિયા કરવાને માટે જોઇતું લોહી ન મળવાથી તે દુર્બળ પડી જાય છે.

મંદાગ્નિના અને એવા જ બીજા જઠરના વ્યાધિઓ અનેક મનુષ્યોને થાય છે, તેનું આ પણ એક કારણ છે.

જમવાનો સમય થવા આવે તે પૂર્વથી જ લખવાનો, વાંચવાનો, તથા એવો જ બીજો માનસિક શ્રમ બંધ કરી દેવો. કોઇ વિષયસંબંધી ઉંડા વિચાર કરવાનું કામ પણ અટકાવી દેવું. આવેશને નરમ પાડવો, અને અદ્દર જીવને હેઠો બેસાડવો. ચિંતા, ઉકળાટ, સંતાપ, અન્યનાં ખોતરણાં કાઢવાં, એ સર્વને બિલકુલ તજી દેવાં. મગજ તપી જાય અથવા શોક કે ગ્લાનિ પ્રકટી હૃદય સંકોચાઇ જાય, એવી કશી વાત કાઢવી નહિ. રુધિરને મગજમાંથી નીચેના ભાગમાં વહેવા દેવું, અને શરીરનાં સઘળાં સામર્થ્યોની ગતિને જઠરના ભણી થવા દેવી.

આ પ્રકારે વર્તનાર મનુષ્યને ઉત્તમ પ્રકારે પચનક્રિયા થવામાં કદી પણ અડચણ આવતી નથી.

જમતી વખતે ચિંતા કરવાથી, ખડખડાટ કરવાથી, અને શ્રમ પડે એવા વિચારો કરવાથી રુધિર જઠરમાં ન જતાં, મસ્તકમાં તણાઈ આવવાથી, વસ્તુતઃ જઠરના સઘળા વ્યાધિઓ થાય છે.

જમતી વખતે રુધિરની ગતિને જઠરમાં પૂર્ણ રીતે થવા દેવાથી, અને એક કલાકસુધી તેને ત્યાં રહેવા દેવાથી પચનક્રિયાના ખરાબમાં ખરાબ વ્યાધિઓ પણ તમે મટાડી શકશો.

આની સાથે પ્રસન્નતાનું સેવન કરજો, અને તમારી પચનક્રિયા બહુ સત્વર સુધરી જશે. સંસારની જંજાળનું વિસ્મરણ કરીને હાસ્યવિનોદ કરતા જમવું, એ પચનક્રિયાને સુધારનારું સર્વોત્તમ સૂત્ર છે. વિવિધ વ્યાધિઓને તે અટકાવનાર છે.

---

## પ્રત્યેક વસ્તુ તેના સમયમાં ઉત્તમ હોય છે.

જ્યારે આપણને કોઇ નવી અને વધારે સારી વસ્તુ પ્રાપ્ત થાય છે, ત્યારે જુની કશા પણ માલવિનાની હતી, એવો નિશ્ચય ઘણી વાર આપણે કરી બેસીએ છીએ. પરંતુ જો જુનીમાં કશો જ માલ ન હોત તો પૂર્વ કાળે તેની પ્રાપ્તિ થવાથી આપણી બુદ્ધિનો જે વિકાસ આજે થયો છે તે કદી પણ ન થાત, તથા વધારે સારી વસ્તુને પ્રાપ્ત કરવાની જે યોગ્યતા આપણામાં આવી છે, તે કદી પણ ન આવત.

જુની અને ભૂતકાળમાં પ્રવેશતી વસ્તુઓને પૂર્ણ યશ આપો. જુની વસ્તુઓ યથાર્થ મૂલ્યવાન્ અને યથાર્થ સામર્થ્યવાન્ હતી માટે જ નવી વસ્તુને સમજવાનું અને તેનો ઉપભોગ કરવાનું આપણામાં બળ આવ્યું છે. પ્રત્યેક વસ્તુ તેના સમયમાં ઉત્તમ હોય છે. મનુષ્યના જીવનમાં જે કંઇ બન્યું હોય છે, તે તેના જીવનને અધિક ઉન્નત કરવાને અર્થે જ બન્યું હોય છે.

---

## 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલી.

| | | રૂપીઆ |
|---|---|---|
| રા. રા. પ્રાગજી આધાભાઇ ( પોતાની પત્નીની સદ્ગતિનિમિત્ત ) | પારડી. | ૨-૦-૦ |
| રા. રા. હરિલાલ દામોદર કોઠારી (પોતાની પુત્રી બાઇ જેઠીર તથા બહેન ચંચળનિમિત્ત ) | દાહોદ | ૩-૪-૦ |
| એકાંતવાસી ( પોતાની બહેનની સદ્ગતિનિમિત્ત ) | મેરખાન | ૫-૪-૦ |
| કામેશ્વર રૂધનાથ | જગીયા | ૨-૦-૦ |
| રા. રા. રણછોડભાઇ હરગોવિંદ ( પરીક્ષામાં પુત્રની વિજયપ્રાપ્તિનિમિત્ત). | આમોદ. | ૨-૦-૦ |
| રા. રા. ચાંપશી માણસી | મુંબઇ. | ૦-૮-૦ |
| રા. રા. જીવનલાલ મોતીચંદ. | કલકત્તા. | ૧-૪-૦ |
| રા. રા. હીરાલાલ રણછોડ ( પોતાની ભાભીની સદ્ગતિનિમિત્ત ). | આણંદ. | ૧૦-૦-૦ |
| રા. રા. જેઠાલાલ દેવશંકર દવે ( પિતાની સદ્ગતિનિમિત્ત ). | બોરસદ. | ૫-૪-૦ |
| રા. રા. ભોગીલાલ હરગોવિંદ (પોતાની માતુશ્રીની સદ્ગતિનિમિત્ત). | ઝઘડીયા. | ૨-૦-૦ |
| રા. રા. ત્રિવેદી છોટાલાલ મગનલાલ (પોતાના પિતાની સદ્ગતિનિમિત્ત) | અમદાવાદ. | ૧-૦-૦ |

---

# अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે, અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઈ પત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા

# प्रभानुक्रमणिका.

પ્રભા.          વિસ્તાર.



---

## अगत्यनी सूचना.




रूप (पुस्तक) २२.— पौष कृष्ण० १४. संवत् १९६६ दर्शन (अंक) ३.

॥ ॐ श्रीं ॥

## चिदानंदलहरीनो अनुभव.

પદ. ( શો બ્રહ્મનાદ ગાજે, એ લય )

આ લહરી ક્યાથી આવે, શી દિવ્ય પ્રભા લાવે,
મહા આનંદ પ્રસરાવે સર્વાંગમાં—
મુજ અંગે શમી મને, શમાવે નિજ અંગમા—
સ્થૂલ સૂક્ષ્મ કારણ અને, મહાકારણ તનુમાહિ,
આકાશે રવિકિરણસમ, રહ્યો આનંદ છવાઇ,
વાણી વૈખરી ને મધ્યમા પશ્યતીએ જઇ,
સિંધુમાંહિ જલસમાન પરામાંથી એ વહી,
પરાપાર જઇ એ વિરમી ગઇ,—
મધ્ય ઊર્ધ્વ અધલોકમાં, કરીને નિજ પ્રસાર,
લોકાતીત પ્રદેશમાં, વિખરી એ નિર્ધાર,
શુભ્રતા છવાઇ રહી. જેમ શુક્લ રંગમાં,—
અષ્ટ પ્રકૃતિને વિષે, કરી પૂર્ણ વિસ્તાર,
પ્રલિંગમાંહિ લીન થઇ, જેમ સિંધુમાં ક્ષાર,
વિશ્વાભિમાની, તૈજસાભિમાની આદિમા,
સવિકલ્પ અને નિર્વિકલ્પક સમાધિમાં,
વ્યાપી રહી સિદ્ધોની સિદ્ધિમા,—

સપ્ત ભૂમિકાથી વહી, તુરીયાતીત પદમાંહિ,
શબ્દ વહે વાયુવિષે, તેમ વહીને શમાઇ,
જેમ દિવ્ય કાંતિ બધે વ્યાપી છે સુઅંગમાં;—
પૃથ્વી અપ્‌ને ભેદતી, વહી આકાશની પાર,
પંચ પ્રાણ નિજમય કરી, મહાપ્રાણે એકાકાર,
ખનિજ પશુ વૃક્ષ ધાતુ આદિ સર્વ સૃષ્ટિમાં,
સકલ જડ અને જીવંત વ્યષ્ટિ ને સમષ્ટિમાં,
એ જ તરે સ્થૂલ સૂક્ષ્મ દૃષ્ટિમાં;—
એ આનંદતણું ધરી, ધ્યાન થઉં ત્યાં લીન,
દીપક અને પ્રકાશસમ, બની રહું હું અભિન્ન,
કીટ ભૃંગ બને જેમ ધ્યાન ધર્યે ભૃંગમાં;—
પાત્રતણા અણુઅણુવિષે, (જેમ) રણુકી રહે રણુકાર,
મુજ અણુઅણુમાં લહરી એ, કરી રહી ઝણુકાર,
જેમ પૂર્ણ વ્યાપી રહ્યું વારિ છે તરંગમાં;—

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૫ થી. )

આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં હવે સિદ્ધાન્તસૂત્ર શ્રીસૂત્રકાર રચે છે.

**लोकवत्तु लीलाकैवल्यम् ॥ ३३ ॥**

**સૂત્રાર્થ:**—લોકમાં દૃષ્ટ છે તેમ આ પરમાત્માની પ્રવૃત્તિ કેવલ લીલારૂપ છે એટલે આત્મપ્રયોજનવિના જ થઇ શકે છે.

**તુ:**—આ શબ્દથી પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરી છે.

આ સૂત્રથી એ કહ્યું કે લોકમાં આપણે જોઇએ છીએ કે કોઇ રાજા અથવા તેનો અમાત્ય કે જેમની ઇચ્છા સિદ્ધ થયેલી છે તેવા પુરુષો કોઇ પણ પ્રયોજનને ઉદ્દેશ્યા વિના જ ક્રીડાવિહારાદિમાં વિવિધ લીલારૂપ પ્રવૃત્તિને કરે છે; શ્વાસપ્રશ્વાસઆદિ બાહ્ય પ્રયોજનની અપેક્ષા રાખ્યાવિના જ સ્વભાવથી થયા કરે છે; મહાત્મા પુરુષો અને નૈષ્કર્મ્ય સૃષ્ટિના દેવો પોતાનો કોઇ પણ સ્વાર્થ નહિ છતાં વિવિધ પ્રવૃત્તિને સેવે છે. આ જ પ્રમાણે પરમેશ્વર પણ અન્ય પ્રયોજન નહિ છતાં પોતાના સ્વભાવથી જ જગતસર્જનરૂપ લીલાપ્રવૃત્તિમાં વ્યાપૃત થાય તો તે અયોગ્ય નથી. પરમેશ્વરના સંબંધમાં પ્રયોજન તપાસવામાં આવે તો તે અનુમાન કે શ્રુતિ કોઇથી કંઇ પણ પ્રયોજન નીકળી શકે તેમ નથી, તેમ જ પરમેશ્વરનો જગતસર્જન કરવાનો જે સ્વભાવ તેના સંબંધમાં એવો કેવો સ્વભાવ એ પ્રશ્ન થઇ શકે તેમ નથી. કોઇ પણ વસ્તુના સ્વભાવમાં આવો સંશય કરવો દુર્ઘટ છે. વળી આપણી દૃષ્ટિમાં જગતસર્જન

એ મહાભારત પ્રવૃત્તિ છે પણ તેનું કારણુ કે આપણી શક્તિ અલ્પ છે પણ તેટલાઉપરથી સર્વશક્તિસંપન્ન પરમેશ્વરને પણ એ એવી જ મોટી પ્રવૃત્તિ છે એમ કહેવું એ અજ્ઞાનનું જ સૂચક છે. પરમેશ્વર અનન્તશક્તિસંપન્ન હોવાથી એમને તો એ લીલામાત્ર જ છે. વળી લોકમાં જે જે પ્રવૃત્તિ લીલારૂપ થાય છે તેમાં સૂક્ષ્મ પ્રયોજનની ઉત્પ્રેક્ષા કદી થઈ શકે, પણ પરમાત્માને તો શ્રુતિ આપ્તકામ જણાવે છે તેથી તેવું કોઇ પણ પ્રયોજન પરમેશ્વરના સંબંધમાં હોવા અસંભવ છે. પ્રયોજન નથી તેથી પ્રવૃત્તિ નથી અથવા ઉન્મત્તવત્ પ્રવૃત્તિ છે એ અનુમાન કરવું પણ બાધિત છે કેમકે પરમાત્માથી સૃષ્ટિ થાય છે તથા પરમાત્મા સર્વજ્ઞ છે એ પણ શ્રુતિ જણાવે છે. વળી પરમાત્માથી જગત્સર્જનનું પ્રતિપાદન શ્રુતિ જે કરે છે તેનો વિષય અવિદ્યાકલ્પિત જે નામ અને રૂપ છે તે છે તથા એ પ્રતિપાદન બ્રહ્મનું અદ્વિતીયત્વ અને જીવબ્રહ્મનું ઐક્ય જે મુખ્ય પ્રતિપાદ્ય છે તેને અર્થે કરેલું છે એ પણ વિસ્મરણ કરવું ઘટતું નથી.

આ પ્રમાણે પ્રવૃત્તિમાં પ્રયોજનરૂપ હેતુનું ખંડન કર્યું. હવે અન્ય આક્ષેપ આ બ્રહ્મકારણવાદમાં કરાવો સંભવે છે તે જણાવી તેનું ઉત્તર શ્રીસૂત્રકાર આપે છે.

**वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात् तथा हि दर्शयति ॥ ३४ ॥**

**સૂત્રાર્થ:**—શ્રુતિ જણાવે છે તેમ પરમેશ્વર કર્મની અપેક્ષા રાખી વિચિત્ર સૃષ્ટિ કરે છે. તેથી અન્યાય અને ક્રૂરતાના દોષનો અવકાશ રહેતો નથી.

**वैषम्य नैर्घृण्ये:**—વિષમતા અને નિર્ઘૃણતા. વિષમતા એટલે અન્યાય અને નિર્ઘૃણતા એટલે નિર્દયતા, ક્રૂરતા.

**सापेक्षत्वात्**—કર્મની અપેક્ષા રાખી, કર્મને અનુસરી, સૃજ્યમાન પ્રાણીઓનાં કર્મપ્રમાણે.

પરમેશ્વર જગતના જન્માદિના હેતુ છે એ સિદ્ધાન્તને વધારે દૃઢ સ્થાપવામાટે સ્થૂણાનિખનનન્યાયપ્રમાણે તેને હલાવી જોવામાં આવે છે. આ સૂત્રમાં આક્ષેપ એ જણાવ્યો છે કે પરમેશ્વર જગતના કારણ ઘટતા નથી કેમકે પરમેશ્વરને કારણ માનવાથી પરમેશ્વરમાં અન્યાયીપણું અને નિર્દયતા એ બે દોષ પ્રાપ્ત થાય છે. પરમેશ્વર દેવવગેરે કેટલાક શરીરીઓને અત્યંત સુખી સર્જે છે. પશુઆદિ કેટલાક શરીરીઓને અત્યંત દુઃખી સર્જે છે અને મનુષ્યાદિ કેટલાક શરીરીઓને મધ્યમ સુખવાળા સર્જે છે. આ પ્રમાણે સમાન સૃષ્ટિ નહિ કરતાં વિષમ સૃષ્ટિ કરે છે એ પ્રસિદ્ધ છે. તેથી જેમ સાધારણ મનુષ્ય પોતાના પ્રીતિના પાત્રને સુખી, દ્વેષના પાત્રને દુ:ખી કરે છે તે પ્રમાણે પરમેશ્વર પણ આવી વિષમ સૃષ્ટિ કરે છે, માટે પરમેશ્વરમાં પણ સામાન્ય મનુષ્યની માફક રાગદ્વેષ હોવા જોઇએ. રાગદ્વેષ હોય તો જ આવી વિષમ સૃષ્ટિ થઈ શકે છે. તેથી રાગદ્વેષ હોવાથી શ્રુતિ પરમેશ્વરનું જે સ્વચ્છ સ્વરૂપ નિર્ધારણ કરે છે તે સ્વરૂપનો લોપ થાય છે. વળી નીચ મનુષ્યો પણ નિર્દયતાને ધિક્કારે છે. પરમેશ્વર શરીરીઓને અત્યંત દુઃખવાળા કરે છે અને તે સાથે પોતાની પ્રજારૂપ આ સમગ્ર સૃષ્ટિને સર્ગના અંતે સંહારે છે તેથી આ નિર્દયતા એમનામાં પ્રાપ્ત થાય છે. તેથી આ પ્રક્રિયામાં વિષમતા અને નિર્દયતારૂપ બે દોષોની પ્રાપ્તિ થતી હોવાથી પરમેશ્વરથી જગતની સૃષ્ટિ માનવી ઉચિત નથી.

આપ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત કરી આ સૂત્રથી એ સિદ્ધાન્ત કરવામાં આવ્યો કે આ બં

તેમાંથી કોઇ પણ દોષ પરમેશ્વરમાં પ્રાપ્ત થતો નથી. જો પરમેશ્વર નિરપેક્ષપણે સ્વતંત્રતાથી વિષમ સૃષ્ટિ કરતા હોય તો આ દોષની પ્રાપ્તિ થાય છે. પણ એ પ્રકારે સૃષ્ટિ કરતા નથી, પણ સૃજ્યમાન પ્રાણીઓના ધર્માધર્મની અપેક્ષા રાખીને આવી વિષમ સૃષ્ટિ કરે છે. તાત્પર્ય કે જેમ પર્જન્ય વ્રીહિયવાદિની સૃષ્ટિમાં સાધારણ કારણ છે અને વ્રીહિયવાદિનો ભેદ તેનાં તેનાં બીજરૂપ અસાધારણ કારણને લીધે થાય છે તે જ પ્રમાણે દેવ, મનુષ્યાદિ સૃષ્ટિનું સાધારણ કારણ પરમેશ્વર છે અને દેવ મનુષ્યાદિ જે ભેદ પડે છે તે, તે તે સૃજ્યમાન પ્રાણીનાં પોતાનાં ધર્માધર્મરૂપ કર્મને લીધે જ થાય છે અર્થાત્ એ ભેદનું કારણ તે તેનાં તેનાં ધર્માધર્મ છે, તેથી એ વિષમતામાં પરમેશ્વરનો અપરાધ નથી. તેથી ધર્માધર્મની અપેક્ષા રાખી પરમેશ્વર સૃષ્ટિના હેતુરૂપ છે તેથી વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય એમાંથી કોઇ પણ દોષ આવતો નથી. જો એવું પૂછવામાં આવે કે નીચ, મધ્યમ અને ઉત્તમ સંસારની સૃષ્ટિમાં પરમેશ્વર કર્મની અપેક્ષા રાખી પ્રવૃત્ત થાય છે એમ શાથી જાણ્યું, તો એનું ઉત્તર એ કે શ્રુતિસ્મૃતિથી. શ્રુતિ કહે છે કે **एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषत एष उ एवासाधुकर्म कारयति तं यमेभ्यो लोकेभ्योऽधो निनीषते ( कौ० ३. ८ )**–પૂર્વની શુભ વાસનાને લીધે જે સાધુકર્મ કરવા પ્રવૃત્ત થાય છે તેની પાસે તે સાધુકર્મ પરમેશ્વર કરાવે છે અર્થાત્ તેમાં સાહાય્ય આપે છે અને તે કર્મના ફલરૂપે તે કર્તાને ઊર્ધ્વલોકમાં લઇ જાય છે અને પૂર્વની અશુભ વાસનાને લીધે જે જીવ અસાધુકર્મ કરવા પ્રવૃત્ત થાય છે તેને તેમ કરાવી પરમેશ્વર તેના ફલરૂપે તેને અધોલોકમાં લઈ જાય છે. અન્ય શ્રુતિ કહે છે કે **पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन**–પુણ્યકર્મવડે પુણ્ય થાય છે અને પાપકર્મવડે પાપી થાય છે અર્થાત્ પુણ્યકર્મના અનુષ્ઠાનથી પુણ્યફલરૂપ સુખને પ્રાપ્ત થાય છે અને પાપવડે પાપફલરૂપ દુઃખને પ્રાપ્ત થાય છે. **ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्** જે મને જેવી રીતે ભજે છે તેમને તેવી રીતે હું ભજું છું—ફલ આપું છું—એ સ્મૃતિવચન (ગીતાવચન) પણ પ્રાણીના કર્મને અનુસરી પરમેશ્વર અનુગ્રહ તથા નિગ્રહ કરે છે એ દર્શાવે છે. તેથી કર્મસાપેક્ષ પરમેશ્વરની પ્રવૃત્તિ સિદ્ધ થવાથી પરમેશ્વરમાં વિષમતા અને નિર્દયતાના દોષનો અવકાશ રહેતો નથી.

કર્મની સિદ્ધિ શરીરની સિદ્ધિ થયાથી થાય છે અને શરીરની સિદ્ધિ સર્ગ થયા પછી થાય છે. તેથી પ્રથમ સર્ગમાં કર્મરૂપ વૈષમ્ય હેતુ હોવો ઘટતો નથી તેથી તે એક સમાનરૂપ હોવો જોઇએ. અને તે સમાન હોય તો ઉત્તરોત્તર સર્ગ પણ સમાન જ હોવા જોઇએ. આ પ્રમાણે આક્ષેપ આ પ્રસંગમાં થઇ શકે છે તેથી તે આક્ષેપ કહી તેનો પરિહાર શ્રીસૂત્રકાર કરે છે.

**न कर्माविभागादिति चेन्नानादित्वात् ॥ ३५ ॥**

**સૂત્રાર્થ**:—કર્મ પ્રલયમાં એકરૂપ થઈ જાય છે તેથી પૂર્વ કર્મ પ્રથમ સર્ગમાં રહેતાં નથી એમ કહો તો તે યોગ્ય નથી કેમકે સંસાર અનાદિ છે.

આ સૂત્રમાં એ કહ્યું કે **सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्**–હે સૌમ્ય ! આ જગત્ ઉત્પત્તિપૂર્વે સદ્રૂપ હતું, જગત્સૃષ્ટિપૂર્વે પરમાત્મતત્ત્વ એક અદ્વિતીય જ હતું—એ શ્રુતિમાં સૃષ્ટિની પૂર્વે અદ્વિતીય બ્રહ્મતત્ત્વની જ સ્થિતિ કહી છે અને તેથી અતિરિક્ત કશું જ નહોતું એમ જણાવ્યું છે. તેથી સર્ગપૂર્વે કર્મ હોવું ઘટતું નથી કે જેની અપેક્ષાથી વૈષમ્ય આવી શકે. સૃષ્ટિ થયા પછી ભિન્ન ભિન્ન શરીરો થાય ત્યારે તે વડે કર્મો કરાય છે અને

કર્મની અપેક્ષાથી, તમે કહો છો કે, પરમેશ્વર ભિન્ન ભિન્ન શરીરો રચે છે તો એમાં અન્યોન્યાશ્રય દોષ આવે છે. કારણ કે શરીરાદિનો વિભાગ કર્મની અપેક્ષા રાખે છે અને કર્મ શરીરાદિના વિભાગની અપેક્ષા રાખે છે. તેથી શરીરાદિનો વિભાગ થયા પછી કદાચ પરમેશ્વર કર્મસાપેક્ષ રહી પ્રવૃત્તિ કરે તો કરે, પણ તે પૂર્વે અર્થાત્ પ્રથમ સર્ગમાં તો વૈચિત્ર્યના હેતુરૂપ કર્મનો અભાવ હોવાથી આદ્ય સૃષ્ટિ સમાન હોવી જોઇએ. આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત કરી આ સૂત્રમાં એ સિદ્ધાન્ત જણાવવામાં આવ્યો છે કે સંસાર અનાદિ હોવાથી આ દોષ આવતો નથી. જો સંસાર અકસ્માત્ જ ઉત્પન્ન થયો હોય તો આ દોષને અવકાશ રહે છે કેમકે ત્યારે જ પ્રથમ સર્ગ હોઇ શકે છે કે જેની પૂર્વે કોઇ સર્ગ નહિ હોય. પણ તેમ નથી. સંસાર અનાદિ છે તેથી એવો એક પણ સર્ગ નથી કે જેની પૂર્વે સર્ગ નહિ હોય. પરમાત્મામાં સૃષ્ટિનો જે પ્રલય થાય છે તે પણ સસંસ્કાર જ પ્રલય થાય છે, તેથી પ્રલયસમયે પણ કર્મોનો અત્યંત ઉચ્છેદ થઇ જતો નથી. આમ હોવાથી જેમ બીજમાંથી અંકુર અને અંકુરમાંથી અન્ય બીજ એમ હેતુહેતુમદ્ભાવ બીજ અને અંકુરની વચ્ચે ચાલે છે તે જ પ્રમાણે પૂર્વકર્મની અપેક્ષાથી શરીરાદિ વૈચિત્ર્ય અને વર્તમાનશરીરાદિ વૈચિત્ર્યને લીધે ઉત્તરકર્મનો ભેદ, તેને લીધે પુનઃ કર્મભેદ એમ ચાલ્યા કરે છે. તાત્પર્ય કે સર્ગમાં વિષમતા કરનાર કર્મનો કોઈ સમયે પણ અભાવ નથી જ તેથી કર્મસાપેક્ષ પરમેશ્વર સર્જે છે એ સિદ્ધાન્તમાં દોષને અવકાશ નથી.

(અપૂર્ણ.)

---

# અવિચલ ભક્તિનું દાન અર્પવા ઇષ્ટને પ્રાર્થના.

પદ. ( હું તો પ્રેમની જોગણ, એ લય. )

ભક્તિ આપની આપો અનુગ્રહ આજ દર્શાવી,
આજ દર્શાવી, અનુગ્રહ આજ દર્શાવી, ભક્તિ૦
બીજાથી ન કલ્પે ભીતિ આ અંતરતણી જાવી,
ભ્રાંતિથી સુખદ ભાસે પરંતુ, દે દુઃખે તાવી; અનુગ્રહ૦
જોયું દશ દિશે રઝળી ન શાંતિ ભક્તિવિણ થાવી,
દેજો ભક્તિ તેથી, અવર વિષયે, કદી ન લલચાવી; અનુગ્રહ૦
વિભવોનું ન વિષ ચઢતું ઉરે, હોય ભક્તિ જો ભાવી,
ભક્તિવિણ વિભવમાં તેથી પ્રભુ દેશો ન ડુબાવી; અનુગ્રહ૦
વિભવો ભક્તિની ના, ભક્તિ પણ વિભવોતણી ચાવી,
યાચું તેથી સુદૃઢ ભક્તિ દેજો હૃદય પ્રકટાવી; અનુગ્રહ૦
વાણી નૃહરિયશને ગાય મનમતિ નૃહરિમાં આવી; —
થાયે અચલ સ્થિર નરહરિ પ્રભુ દો ભક્તિને આવી; અનુગ્રહ૦

---

# मानस रसायन

अथवा

# यौवनने प्राप्त करवानो तथा तेने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૫૭ થી )

આમ છતાં ધારેલા પરિણામો પ્રકટાવવાને માટે સઘળા વિચારો કુદરતના નિયમને અવિરોધી હોવા જોઇએ, તથા શરીર તથા મન ઉભયમાં તે નિયમ જે પ્રકારનો વ્યાપાર કરતો હોય તે વ્યાપારને અનુકૂળ રહીને તેમના વ્યાપારો થવા જોઇએ. કુદરતના નિયમના શરીરમાં થતા વ્યાપારને અનુકૂળ રહેવાથી, અને મનમાં થતા વ્યાપારનો અનાદર કરવાથી; અને તે જ પ્રમાણે મનમાં થતા કુદરતના નિયમના વ્યાપારને અનુકૂળ રહેવાથી અને શરીરમાં થતા વ્યાપારનો અનાદર કરવાથી ફળ પ્રકટ થતું નથી. એક બાજુથી ઘર બંધાય છે, અને બીજી બાજુથી તેને ખોદી નાંખવામાં આવે છે. આમ હોવાથી યથાર્થ શાસ્ત્રની અર્થાત્ સમગ્ર મનુષ્યનું પ્રતિપાદન કરનાર શાસ્ત્રની આવશ્યકતા સિદ્ધ થાય છે.

કુદરતના નિયમથી અવિરોધી વર્તન થવા માટે મનુષ્યે, પોતાની પ્રકૃતિમાં જેટલું હાલ સંભવિત છે, તેટલું જ કરવું જોઇએ. જો કે મનુષ્યને સઘળું જ શક્ય છે, તોપણ ખાસ નિયમોના વિધિપૂર્વક પાલનવડે જ તે સઘળું શક્ય થાય છે.

મનુષ્યને વૃદ્ધાવસ્થા આવવી જ જોઇએ, એવું કુદરતના નિયમથી જો સિદ્ધ જ હોત તો તો યૌવનને અખંડ સ્થિર રાખવાનું મનુષ્યનાથી કદી પણ બની શકત જ નહિ. તે જ પ્રમાણે કુદરત જે નિયમથી યૌવનને ઉપજાવે છે, તે નિયમવિના બીજા કોઈ પણ નિયમના પાલનથી મનુષ્ય યૌવનને અખંડ રાખી શકતા નહિ.

પરંતુ મનુષ્યનું શરીર આ પ્રકારનું જ સર્વદા રહેવું જોઇએ, એવો કોઈ સિદ્ધ નિયમ કુદરતમાં જણાતો નથી. શરીર એ મનુષ્યનું સાધન છે; એ કંઇ અંતિમ ફળ નથી, અને મનુષ્યને પોતાની ઉન્નતિ સાધવાને માટે જ્યારે જ્યારે જે પ્રકારનું તેને કરવાની અગત્ય પડે ત્યારે ત્યારે તે પ્રકારનું તેને બદલી શકાય છે, તેમાં સુધારો, વધારો અથવા ઘટાડો કરી શકાય છે, અથવા તેની હાલની અપૂર્ણ સ્થિતિમાંથી તેને પૂર્ણ સ્થિતિમાં આણી શકાય છે.

મનુષ્યને પોતાના જીવનનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે જેની જેની જરૂર પડે, તે સર્વ તેને આપવાનો કુદરતનો આશય છે; અને પોતાની નિરંતર ઉન્નતિ સાધ્યા કરવી, એ તેના જીવનનો ઉદ્દેશ હોવાથી, આ ઉદ્દેશને સિદ્ધ કરવાને માટે જેની જેની તેને જરૂર પડે તે સર્વ તેને આપવાને કુદરત સર્વદા તત્પર છે.

પોતાની ઉન્નતિ સાધવાને માટે જે અનેક વસ્તુઓની મનુષ્યને જરૂર છે, તેમાં અખંડ યૌવન, એ પણ એક છે. અખંડ યૌવનવિના નિરંતર ઉન્નતિ પ્રાપ્ત કરવાની કલ્પના પણ થવી અશક્ય છે. આનો વિચાર કરો, એ મનુષ્યના જીવનના અનેક નિયમથી સિદ્ધ છે.

આમ હોવાથી અખંડ યૌવનને પ્રાપ્ત કરવાના નિયમો કુદરતે પોતાનામાં રાખેલા હોવા જ જોઇએ. આવા નિયમો તેણે પોતાનામાં રાખેલા છે, એ હવે પછીનાં પ્રકરણોથી સિદ્ધ થશે.

યથાર્થ વિદ્યાના નિયમાનુસાર મનુષ્યનું પરીક્ષણ કરતાં સ્પષ્ટ થાય છે કે યૌવનને અખંડ રાખનાર નિયમ તેના પોતાનામાં છે; અને આ નિયમ મનુષ્યમાં નિરંતર રહેલો હોવાથી જ યૌવન અખંડ રાખી શકવું, એ શક્ય છે, એવું તેને અંતરના ઉંડા ભાગમાં સ્વભાવથી જ ભાન થાય છે.

જે જે મનુષ્યો પાછા વળીને અંતરમાં ઉંડા ઉતર્યા છે, તેમનાં અંતઃકરણમાં યૌવનને સ્થિર રાખવાની ઇચ્છા પ્રકટી છે. જે કરવાને આપણામાં સામર્થ્ય છે, એવું આપણને અંતરમાં ઉંડું ભાન થાય છે તે કરવાની આપણને ઇચ્છા પ્રકટવા માટે છે, અને જે કરી શકવાના આપણા સામર્થ્યનું જેમ આપણને વધારે તીવ્ર ભાન થાય છે, તેમ તેને સિદ્ધ કરવાની આપણને વધારે તીવ્ર ઇચ્છા પ્રકટે છે.

જીવનના ઉદ્દેશનું જ્ઞાન થવાથી પણ અખંડ યૌવનની પ્રબળ ઇચ્છા પ્રકટે છે, કારણ કે મનુષ્યની આંતર વૃત્તિને અત્યંત સ્પષ્ટ રીતે સમજાય છે કે અખંડ વૃદ્ધિ અને અખંડ યૌવન એ અધિક ઉત્કૃષ્ટ જીવનના માર્ગમાં કદી પણ એકબીજાથી વિખુટાં ન પડનાર સંગી છે.

આટલા વિવેચનથી બુદ્ધિમાનને સ્પષ્ટ થયા વિના નહિ જ રહે કે જે સિદ્ધ કરવાને મનુષ્યનું આ લોકમાં આવવું થયું છે, તે જો તેણે સિદ્ધ કરવું હોય તો તેણે નિરંતર યુવાન રહેવું જોઇએ; પોતાના પ્રતિ પોતાનું કર્તવ્ય બજાવવાને માટે, અને જે ઉચ્ચ જીવન તેણે અત્ર ગાળવાનું છે, તેવું જીવન ગાળવાને માટે, નિરંતર યુવાન કેમ રહેવાય છે, તે તેણે શીખવું જોઇએ.

મનુષ્યનું પૃથ્વીઉપર અવતરણ, એ કાંઇ નિષ્પ્રયોજન નથી. તેનું પૃથ્વીઉપર અકસ્માત્ આવવું થયું નથી અમુક નિર્ણીત ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે માનવદેહમાં તે આવ્યો છે, અને તે ઉદ્દેશને સિદ્ધ કરવાને માટે અનંત વર્તમાન કાળમાં નિરંતર આગળ વધ્યા જવાની જરૂર હોવાથી, તેવી વૃદ્ધિને અટકાવનાર કોઇ પણ પ્રતિબંધને તેણે પોતાના જીવનમાં ટકવા દેવો નહિ જોઇએ.

પરંતુ વૃદ્ધાવસ્થા આવી વૃદ્ધિને અટકાવનાર છે; ઘરડા થવું એટલે નીચા પડવું, પડતીમાં આવવું, નિષ્ફળતાને પામવું; તેથી કરીને ઘરડા થવું, એ જીવનના નિયમનું ઉલ્લંઘન છે; તે જીવનના ઉદ્દેશને સિદ્ધ કરવામાં મોટા પ્રતિબંધરૂપ છે, અને જે સિદ્ધ કરવાને માટે મનુષ્યને સરજવામાં આવ્યો છે, તે જો તેણે સિદ્ધ કરવું હોય તો આ પ્રતિબંધને તેણે ટાળવો જ જોઇએ. પોતાના પ્રતિ પોતાનું કર્તવ્ય સંપૂર્ણ પ્રકારે સિદ્ધ કરવાને માટે હમણા મનુષ્યનામાં જેવા થવાનું સામર્થ્ય છે, તેવા તેણે સર્વાંશે થવું જ જોઇએ; તેની વર્તમાન યોગ્યતાપ્રમાણે જેટલું સંપાદન કરી શકાય અને જેટલું સિદ્ધ કરી શકાય, તેટલું તેણે સંપાદન કરવું જોઇએ અને સિદ્ધ કરવું જોઇએ. જીવનમાંથી હાલ જેટલું તેને પ્રાપ્ત થઇ શકે એમ છે તે સર્વ હાલ જ તેણે પ્રાપ્ત કરવું જોઇએ; પોતાનામાં અપ્રકટ રહેલા સર્વ ઐશ્વર્યને તેણે બહાર પ્રકટાવવું જોઇએ; જે ઉંચામાં ઉંચા વૈભવો તેને આ લોકમાં પ્રાપ્ત થવા સંભવે છે, તે સર્વથી તેણે પોતાની સૃષ્ટિ ભરી દેવી જોઈએ; સ્વરૂપમાં તેણે પૂર્ણાનંદના ભોક્તા થવું જોઇએ.

પરંતુ આ સર્વ, જો તે આ લોકમાં જીવતો હોય છે, અને તેનું શરીર યૌવનના બળથી નિરંતર યુક્ત હોય છે તો જ તે કરી શકે છે; માટે શરીરમાં યૌવનના બળને કેવી રીતે નિરંતર રાખી શકાય છે, તે કળાને તેણે પ્રથમ સિદ્ધ કરવી જોઈએ; અને યથાર્થ વિદ્યા આધારપૂર્વક જણાવે છે કે આ કળાને સિદ્ધ કરવાનું તેનામાં સામર્થ્ય છે.

( અપૂર્ણ )

---

## દેવું તેવું પામવું.

### દોહરા.

પ્રહાર કરતાં ભીંતને, સામો થાય પ્રહાર,
જે દે જેવું અન્યને, તે તેવું રળનાર.
ઉત્તમ વસ્તુ જે કંઈ, હોય આપણી પાસ,
દેતાં બીજાને બીજા, ઉત્તમ દેતા ખાસ.
દુધ જો દઈએ અન્યને, સામું જન દે દુધ,
દઈએ જો કદી છાશ તો, છાશ મળે જળયુત.
નિયમ પ્રવર્તે છે બધે, જો આવો જગમાંહ્ય,
તો કાં ઉત્તમ સર્વદા, દેવું નહિ જ્યાં ત્યાંય ?
પ્રાણિમાત્રઉપર કરો, આ ક્ષણથી અતિ પ્રેમ,
પ્રેમપ્રવાહે સાધશે, આખું જગત્ તમ ક્ષેમ.
નાનામોટા સર્વમાં, ધરો સદા વિશ્વાસ,
તમમાં અતિ વિશ્વાસને, કરશે સર્વ પ્રકાશ.
સત્ય કહેતાં સત્યને, શુણશો નિશ્ચય નિત્ય,
માન બીજાને આપતાં, લહેશો માન ખચીત.
મિત્ર ગણ્યે આખું જગત્, થઇ રહેશે તમ મિત્ર,
પવિત્ર જોતાં અવર સઉ, તમને જુએ પવિત્ર.
જગદર્પણ સામું ધરે, જેવું જે જનરૂપ,
તેવું તે તેમાં જુએ, હોય રંક કાં ભૂપ.
સારૂં હોયે પામવું, તો સારૂં દો નિત્ય,
કૃતિઅનુસાર જગત્‌વિષે, ફળ થાનાર પ્રતીત.
દાસ થનારા પ્રભુતણા, પ્રભુને કરતા દાસ,
જેને લણવા મન ચહો, તે વેરો ચોપાસ.

---

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૫૨ થી. )

( ૩ )

તમારા મંદવાડની અથવા તમને શું શું થાય છે, તેસંબંધી વાત કોઇના આગળ કદી પણ ન કરો. રાત્રે તમને ઉંઘ ન આવી હોય તો તે વાત બીજાને કહી બતાવવાથી તમને શો લાભ થાય એમ છે? મેં રાત્રે ટાવરની ઘડીયાળનો એક ગણ્યો, બે ગણ્યા, ત્રણ ગણ્યા, ચાર ગણ્યા, પાંચ ગણ્યા–આ પ્રકારની તમારી કરમકથાને બીજાને સંભળાવવાથી તેમનું શું કલ્યાણ કરવા અથવા તેમને શો આનંદ ઉપજાવવા તમે ધારો છો? તમારૂં આ દુઃખનું રડગાણું સાંભળવાથી તેમની ઉન્નતિ શું વધારે વેગથી સધાનારી છે? અથવા તો શું તેઓ પડતીમાંથી ચઢતીમાં આવે એમ છે? ઉલટું, 'પથારીમાં મેં આખી રાત પાસાં ઘસ ઘસ કર્યા, અથવા જાગતો બેઠો રહ્યો, અથવા મારો વાંસો આખી રાત પારવિનાનો ફાટ ફાટ થયો, અથવા ઉધરસથી મારાથી એક પળવાર પણ ન જંપાયું,' એ પ્રકારનો તમારો પરજીયો લહેકાવી લહેકાવીને બીજાના આગળ ગાવાથી, તેમનું આનંદથી ખીલેલું હૃદયકમળ તમે બીડી નાંખો છો. શું તમે પ્રત્યેક પ્રસંગે નથી જોયું કે તમારૂં દુઃખનું રડગાણું જ્યારે જ્યારે તમે બીજાઆગળ ગાયું છે, ત્યારે તેમને પોતાનું સુખ ઉદાસ કરવું પડ્યું છે, તથા હૃદયમાં બળાત્કારથી ખેદનો ભાવ પ્રકટાવવો પડ્યો છે? તમારા દુઃખનું જાહેરનામું જ્યાં ત્યાં ફેરવવાથી તમારૂં દુઃખ એક રતીપુર પણ ઓછું થતું નથી; ઉલટું બીજાઓને તેમ કરીને તમે તેઓ આનંદમાં હોય છે તો શોકમાં નાંખો છો, અને શોકમાં હોય છે તો વધારે શોકાતુર કરો છો. બીજાઓની દયાની લાગણી પ્રકટાવવાને તમે આ કરો છો; પણ બીજાઓની દયાથી તમારૂં દુઃખ ઓછું થવા જો તમે ધાર્યું હોય તો તેમાં તમારી ભૂલ છે. જ્યારે જ્યારે બીજા આપણી દયા ખાય છે, ત્યારે આપણા દુઃખનું કારણ દુર્બળ ન થતાં ઉલટું અધિક બળવાન્ થાય છે; અને બીજામાં નવું દુઃખ પેસે છે. આમ હોવાથી સુખસાધક વિદ્યા સિદ્ધ કરવા ઇચ્છનારે સઉથી પ્રથમ જે સિદ્ધ કરવાનું છે તે એ છે કે બીજાઓની દયાની લાગણી ઉત્પન્ન કરવાની ટેવને તત્કાળ છોડી દેવી.

બીજાઓની દયાની લાગણી ઉત્પન્ન કરવાની ટેવ, જો એકવાર પડી જાય છે, તો પછી તેને છોડવાનું કામ બહુ કઠિન થઇ પડે છે. બીજાઓને આપણાં દુઃખો કહેવાની અને તેમની અનુકંપાને ગ્રહણ કરવાની ઇચ્છાને જો આપણે નિત્ય સંતોષ્યા કરીએ છીએ તો પછી તે ઇચ્છા રોકી શકાય નહિ, એવી પ્રબળ થઇ જાય છે; અને એમ છતાં આ ટેવથી હાનિવિના બીજું કશું જ ઉત્પન્ન થતું નથી. આજે મને ખાધું પચ્યું નહિ; અથવા, કાલે રાત્રે મારૂં માથું છેક સવારસુધી ધમધમ થયા કર્યું, એવી વાત બીજાના આગળ કરવાથી, આપણે તેના સંસ્કારો આંતર મનમાં નાંખીએ છીએ. આથી આપણા રોગને આપણા ઉપર વધારે જોરથી ચઢી બેસવાનું અને લાંબા વખત સુધી ટકવાનું બળ મળે છે. વળી આપણી આ વાત જેઓ સાંભળે છે, તેમના અંતઃકરણમાં પણ તેના સંસ્કાર પડવાથી, તેમના શરીરમાં તેવા જ રોગો થવાનાં બીજકો નંખાય છે, અને બીજાઓ આપણી દયા ખાય, એ વિના આપણાં દુઃખો તેમના આગળ કહેવાનું આપણને કશું જ કારણ હોતું નથી; અને બીજાઓની દયાની લાગણીની ઇચ્છાવાળો કોઈ પણ મનુષ્ય સુખને સાધવાના માર્ગમાં પ્રયાણ કરી શકતો નથી.

સુખને સાધવાના માર્ગમાં પ્રયાણ કરનાર આગળ વધનાર હોય છે; તેનું મન નિત્ય થોડું અ-થવા ઘણું આગળ વધનારૂં હોય છે; અને જે મનુષ્ય જાણે છે કે હું નિત્ય આગળ વધું છું, તેને બીજાઓની દયાની લાગણીની ઇચ્છા થતી નથી. બીજા મારી દયા ખાય, એવી ઇ-ચ્છાને તથા હું નિત્ય અધિક ઉત્કૃષ્ટ તથા અધિક બળવાન્ થતો જાઉં છું એવી ભાવનાને, એકી વખતે તમે તમારા અંતઃકરણમાં સેવી શકવાના નહિ. જે ક્ષણે તમે બીજાઓ મારી દયા ખાય, એવી ઇચ્છાને તમારા હૃદયમાં ઉઠવા દો છો, તે ક્ષણે તમે ઉંચેથી નીચે પડ્યા છો, એ વિચારના સંસ્કારને તમે તમારા મનમાં નાંખો છો; અને તેમ થતાં તમારૂં નીચે પતન જ થવા માંડવાનું.

તમને ગમે તે થાય તોપણ તે વાતને તમે તમારા મનમાં છુપાવી રાખજો. તમને ઉધરસ થઇ હોય તો તે કેટલી સખ્ત છે, અને તેથી તમે કેવા બેજાર થઇ ગયા છો, તે વાર્તા દરેક જણ જાણે અને જુએ, એટલા માટે ખોંખોં કરવાનો અને તમને મહા ત્રાસ થાય છે, એવું જણાવવાનો જરા પણ શ્રમ લેતા નહિ. તમારૂં માથું દુઃખતું હોય તો લમણા-ઉપર હાથ મૂકીને દુઃખને સૂચવનારૂં મુખ કરીને બેસતા નહિ. તમારા પેટમાં ચુંક આવતી હોય તો બીજાઓને સંભળાવવા, ઓ મા ! ઓ રામ ! ઓ બાપલીયા ! એવી એવી બૂમો પાડશો નહિ. શાંત પડ્યા રહો. તમારૂં દુઃખ તમારા મનમાં જ દાબી રાખો, અને તેને ભૂલી જાઓ. તમે તેને ભૂલી જશો કે તે જતું રહેવાનું. મંદવાડનાં સઘળાં ચિહ્નોની ઉપેક્ષા કરો—તેમના ઉપર ધ્યાન ન આપો—તેમને ભૂલી જાઓ; અને આરોગ્યનાં જ સર્વ ચિહ્નોઉપર વિસ્તા-રથી વાતો કરો. ગઇ રાત્રે ઉંઘ ન આવી હોય તો કહો કે આજ રાત્રે મને ઘસઘસાટ ઉંઘ આવે એવું લાગે છે. ગઇ રાત્રિસંબંધી એક અક્ષર પણ ન બોલતા. પેટમાં દરદ થતું હોય તો કહો કે મગજમાં મને બહુ જ શાંતિ અને સુખ જણાય છે. આ પ્રમાણે આરોગ્યની અને સુખની વાતો કરો. દુઃખસંબંધી એક અક્ષર પણ બોલશો નહિ. તેનું વિસ્મરણ જ કરજો. તે તમને થયું જ નથી, એમ માનજો.

બીજા લોકો જ્યારે તમારા આગળ તેમના મંદવાડની વાતો કરે ત્યારે તે સાંભળતા નહિ. બને તો વાતને ફેરવી નાંખજો. ન બને તો તમારા મનમાં આવા પ્રકારના કોઇ વાક્યઉપર છાનામાના વિચાર કર્યાં કરજો કે સઘળે **પ**રમેશ્વર સભર ભરી રહ્યા છે. હું પણ **પ**રમેશ્વરરૂપ છું. **પ**રમેશ્વરમાં રોગ કોઇ દિવસ હોતો જ નથી. **પ**રમેશ્વર આરોગ્યસ્વરૂપ છે, હું પણ ઇશ્વરરૂપ છું અને તેથી હું પણ આરોગ્યસ્વરૂપ છું. તમારા આગળ વાત કરનાર તેના દુઃખનું ભુંગળભટીયું વાંચી રહે ત્યાં સુધી તમારા મનમાં આ વિચારનું રટણ કર્યાં કરજો, અને તેના એક શબ્દને પણ તમારા કાનમાં પ્રવેશવા દેશો નહિ. તેની વાતનો છેડો ન આવે તો ગમે તે નિમિત્ત કાઢીને ત્યાંથી જેમ બને તેમ સત્વર ઉઠી જજો. કોઇ માંદા માણસને જોઇને તેને માટે દયાની લાગણી કદી પણ દર્શાવતા નહિ. એમ કરવાથી તેનાં અંતઃકરણમાં તેના મંદવાડને સ્થિર રાખનાર અને વધારનાર ખરાબમાં ખરાબ સંસ્કાર પડે છે. 'આ ત્રણ દિવસના તાવમાં તમારૂં શરીર બહુ જ લેવાઇ ગયું હોં; મોંઉપર લોહીનું ટીપું પણ જણાતું નથી; શરીરમાં હવે રહ્યું છે શું. નર્યાં હાડકાં ને પાંસળાં નીકળ્યાં; આ તાવે તો તમારી ૭ મહિનાની શક્તિ લેઇ લીધી; પાછું શરીર ઠેકાણે આવતાં ઓછામાં ઓછા બાર મહિના લાગશે';—આવાં આવાં વાક્યો માંદા માણસને સારૂ લગાડવાને માટે અને તેના ઉપર ભારે હેત છે, એવું જણાવવાને બોલવાં, એ તેના ઉપર તોપના ગોળા છોડવા

બરાબર છે. આથી તમે તેનું હિત નથી કરતા, પણ અત્યંત અહિત કરો છો. માંદા માણસને કોઇની દયાની જરૂર નથી, એવો વિચાર તેના અંતઃકરણમાં તમારે ઠસાવવાની જરૂર છે, અને ઉપર લખેલા ભાવનાં વાક્યો તમે તેના આગળ બોલ્યા કરો, તો આવો વિચાર શી રીતે તેના મનમાં તમે ઠસાવી શકવાના? તમારા વર્તનથી તે તમને દયાની લાગણીવિનાના ધારશે, એ ખરૂં છે; પણ તેવા થવાની તો તમારે જરૂર જ છે. મંદવાડને માટે દયા દર્શાવવી, એ સદ્‌ગુણ નથી, પણ ઉલટો દુર્ગુણ છે. માંદાની દયા ખાવાથી તમે તેના મંદવાડને જરા પણ ઓછો કરી શકો એમ નથી; ઉલટું દયા ખાવાથી તેમના રોગમાં તથા દુઃખમાં તમે વધારો કરો છો. માંદાની દયા ખાવાથી માંદાનું ધ્યાન તેના રોગઉપર વધારે એકાગ્ર થાય છે, અને તેમ થતાં તેનો રોગ વધે છે.

જ્યારે કોઇ મનુષ્યને દુઃખથી પીડાતો તમે જુઓ ત્યારે તેનામાં રહેલા દુઃખપ્રતિ સમભાવ ન દર્શાવો, પણ તેનામાં રહેલા આરોગ્યપ્રતિ દર્શાવો. આરોગ્યને પ્રકટાવવામાં સાહાય્ય કરનારા થાઓ, મંદવાડને નહિ. બીજાની દયા ઇચ્છવાની હાનિકારક ટેવનો તમારા પોતાનામાંથી નાશ કરો. અને તે જ પ્રમાણે બીજાની દયા ખાવાની તેટલી જ હાનિકારક ટેવને પણ નિર્મૂળ કરો. કેટલેક પ્રસંગે રડનારની સાથે રડવા બેસવામાં કંઇક લાભ કદાચ રહ્યો હશે, પણ તે વાત હજી શંકા પડતી છે. તોપણ આટલી વાત તો સિદ્ધ જ છે કે હસનારની સાથે હસવામાં લાભ છે; અને રડનારને તમારી સાથે હસાવવાના પ્રયત્નમાં જો તમે ફાવો તો તેમની સાથે રડવા બેસવાકરતાં તે અનેકગણું વધારે ઉત્તમ છે. સ્મરણમાં રાખો કે ભેંકડો મૂકનાર એકની સાથે જ્યારે તમે પણ ભેંકડો મૂકો છો ત્યારે પૂર્વે જ્યાં એક જણ ભેંકડો મૂકનાર હતું, ત્યાં બે જણ ભેંકડો મૂકનારા થાય છે; અને ભેંકડો મૂકનારાની સંખ્યા વધવાથી જગતને શો લાભ થવાનો?

આથી મંદવાડસંબંધી કદી પણ વાત ન કરતા; તમને મંદવાડમાં શું શું થાય છે, તેનું પુરાણ કોઇને કદી કહેવા ન બેસતા; અને બીજા તમારા આગળ તેમનું તેવું પુરાણ વાંચે તો તે કદી સાંભળતા ના. જો તેઓ તમારા આગળ તે કહેવાનો આગ્રહ જ ધરે, અને તેમની પાસેથી તમારાથી વેગળા જતા રહેવાય એવું ન હોય તો પૂર્વે કહ્યાપ્રમાણે આરોગ્યની અને નિરામયતાની ભાવના, વૃત્તિને અંતરમાં પાછી વાળીને કરજો, પણ તેમની વાતમાં વૃત્તિને જોડતા ના. મિત્રમંડળમાં, ન્યાતજાતમાં, મેળાવડાઓમાં, સભામાં, એમ વિવિધ સ્થળોમાં પ્રસંગોપાત્ત તમારે જવાના પ્રસંગો આવવાના; અને ત્યાં મંદવાડની, મરણની, મરકીની, ઘડપણની, સ્મશાનની, દુઃખની અને એવી જ વાતો પ્રસંગે અખંડ ચાલતી, તમારા કાનપર આવવાની. આવું બને ત્યારે ત્યાંથી નાશી છૂટજો. વિવેકને ખાતર ત્યાં રહેવાની જરૂર છે, એવા ભૂલભરેલા વિચારને વશ રહીને ત્યાં બેસી રહેશો નહિ. થોડા દેડકાઓનો ડ્રૂં ડ્રૂં અવાજ સાંભળવાને માટે તમારા આયુષ્યનો, તમારા આરોગ્યનો, તમારી આશાનો, અને તમારી પ્રસન્નતાનો ભોગ આપવો, એવું વિવેક કદી કહેતો નથી. એવી વાતો કરનારના વર્તનઉપર ટીકા કરશો નહિ, અથવા તેમની ભૂલ બતાવવાનો પ્રયત્ન કરશો નહિ; તેઓ પૂછે તો માત્ર તેમને એટલું જ કહેજો કે આરોગ્યની, યૌવનની, પ્રસન્નતાની અને સુખની વાતો કરનાર મનુષ્યોની શોધમાં હું જાઉં છું, અને એમ કહીને તરત ચાલતી પકડજો. મંદવાડની વાતો કદી, કદી કરતા ના; તેને વિસરી જજો.

( અપૂર્ણ. )

# બાલકોનાં મનને ઉચ્ચ પ્રકારનું કરવાની કલા.

જેમ બાળક નાનું હોય છે, તેમ તેનું મન વધારે કોમળ હોય છે. આવા કોમળ મન-ઉપર તે જે જુએ છે, અથવા સાંભળે છે તેના તત્કાળ સંસ્કાર પડી જાય છે. નાના બાળકના મનઉપર એકલા સાંભળેલા શબ્દોના અથવા જોયેલા વિષયોના તત્કાળ સંસ્કાર પડી જાય છે, એમ કંઈ નથી. તેની ઇંદ્રિયોવડે જે જે વિષયનું તેના મનને ભાન થાય છે, તે સર્વના તેના ઉપર સંસ્કાર પડે છે. મોટા મનુષ્યોના મનઉપર પણ ઇંદ્રિયોવડે ગ્રહણ કરાતા વિષયોના સંસ્કાર પડે છે, પરંતુ બાળકનું મન વધારે કોમળ હોવાથી તેના ઉપર તે ઘણીજ સહેલાઇથી પડે છે. બાળકના મનઉપર તેની કોમળ અવસ્થામાં પડેલા આ સંસ્કારો, મોટી ઉમરે ખાસ પ્રયત્નથી જો કાઢી નાંખવામાં નથી આવતા તો તેઓ તેના મરણપર્યંત રહે છે, અને તેના સ્વભાવરૂપ થઇ જાય છે. મનઉપર પડેલો પ્રત્યેક સંસ્કાર મનમાં તેની સજાતીય વૃત્તિને ઉત્પન્ન કરે છે, અને આ વૃત્તિ ક્રમે ક્રમે અંતઃકરણમાં એવી તો દૃઢ થઇને રહે છે કે અમર્યાદ કાળપર્યંત તે મનુષ્યના જીવનપર અસર કરે છે. આજે જેને આપણે મનુષ્યની પ્રકૃતિ કહીએ છીએ તે બીજું કંઈ જ નથી પણ પૂર્વ જન્મમાં તથા વર્તમાન જન્મમાં અંતઃકરણઉપર પડેલા સંસ્કારોનો સમૂહ તથા તે ઉપરથી મનુષ્યના સ્વભાવભૂત થઈ ગયેલી વૃત્તિઓ છે. જો આ વૃત્તિઓ પ્રતિકૂળ હોય છે તો તે મનુષ્યની ઉન્નતિમાં ડગલે ડગલે આડી આવે છે. આમ હોવાથી બાળકોને ઉત્કૃષ્ટ પ્રકારનાં કરવા ઇચ્છનાર માબાપોએ તેમના અંતઃકરણમાં બાળપણમાં કેવા પ્રકારના સંસ્કારો પડે છે, તે ઉપર અત્યંત ચોકસી રાખવાની બહુ અગત્ય છે. ખરું છે કે મોટી ઉમરે યોગનાં, ભક્તિનાં કે તત્ત્વજ્ઞાનનાં સાધનોવડે બાળપણમાં પડેલા અયોગ્ય સંસ્કારોને નિર્મૂળ કરવા મનુષ્ય સમર્થ હોય છે, પરંતુ તેમ કરવામાં સમય તથા બળનો ભારે ભોગ આપવો પડે છે; પરંતુ આ સમય તથા બળનો વધારે સારો ઉપયોગ કરી શકાય એમ છે તો પછી મોટપણે બાળકોનો માર્ગ માબાપોએ શા માટે અધિક સરળ ન કરી આપવો જોઇએ, તેનું કશું જ કારણ નથી. નાનપણમાં દૃઢ થઇ ગયેલા કેટલાક સંસ્કારોનો મોટપણમાં જય કરતાં કેટલો પરિશ્રમ પડે છે તથા તે સંસ્કારોનો જય ન થવાથી પારમાર્થિક સાધનો સાધવામાં કેટલું ઓછું આગળ વધાય છે, તેનો પરમાર્થ-માર્ગમાં પ્રવેશેલા સર્વને અનુભવ હોય છે. પરંતુ આપણા હાથમાં જો ઉપાય હોય તો આવો દુઃખદ અનુભવ આપણાં બાળકોને શા માટે ભવિષ્યમાં આપણે કરાવવો જોઈએ! જો નાનપણમાં જ તેમના અંતઃકરણમાં આપણે અનુકૂળ સંસ્કારો પાડીએ તો મોટપણે તેમનો જય કરવામાં તેમનો સમય ન જવાથી તેઓ આગળ જ વધવા માંડે, અને આમ થતાં સમસ્ત પ્રજાની હાલ જેટલા વેગથી ઉન્નતિ થાય છે, તેના કરતાં વધારે વેગથી ઉન્નતિ થવા માંડે. બાળપણમાં જો મનઉપર સારા સંસ્કારો પડે છે તો તેથી બાળકનું મન ઉત્તમ પ્રકારનું બંધાય છે, એટલું જ નહિ પરંતુ આપ્રમાણે ઉત્તમ પ્રકારે બંધાયલા તે મનમાં મોટપણે અયોગ્ય સંસ્કારો પડવાનો બહુ જ ઓછો સંભવ આવે છે, અને મનને બગાડનાર વિવિધ લાલચો અને પ્રલોભનોથી તેનું વગરશ્રમે રક્ષણ થાય છે. જે માબાપોને ચાહા, કોફી, તમાકુ, દારૂ વગેરેનું વ્યસન હોતું નથી, તેમનાં બાળકો મોટપણે ક્વચિત્ જ આ વ્યસનોના ભોગ થયેલા જોવામાં આવે છે.

નાનપણમાં બાળકના મનઉપર પડેલા અયોગ્ય સંસ્કારો તેના આખા જીવનને દુઃખમય કરી મૂકે છે, તથા મોટપણે તેને જનસમાજમાં ભારરૂપ કરી મૂકે છે; તેમ જ નાનપણમાં બાળકના મનઉપર પડેલા શુભ સંસ્કારો તેના આખા જીવનને સુખમય કરી મૂકે છે, તથા મોટપણે તેને જનસમાજમાં એક અલંકારરૂપ કરી મૂકે છે, એ વાતો જો સિદ્ધ છે તો પછી બાળકના મનઉપર જે સંસ્કાર આપણે પાડીએ છીએ, તે સંબંધમાં આપણે કેટલા બધા સાવધ રહેવાની અગત્ય છે, તે સહજ સિદ્ધ થાય છે.

ઘર એ સારા અથવા નઠારા મનુષ્યો પાકવાની શાળા છે. ચોરી કરનારાઓ, અસત્ય બોલનારાઓ, વ્યભિચાર કરનારાઓ, ખુન કરનારાઓ વગેરે વિવિધ દુરાચાર સેવનારાઓ, તેમ જ સત્ય બોલનારાઓ, એકપત્નીવ્રત પાળનારાઓ, પરધનને માટીસમાન જાણનારાઓ, પરહિતમાં પ્રાણને અર્પણ કરનારાઓ વગેરે વિવિધ સદાચાર સેવનારા મહાત્માઓ આ ઘરરૂપી શાળાઓમાં જ પાકે છે. ભવિષ્યમાં થનાર તેમના જીવનની ઇમારતના પાયા ઘરમાં જ નંખાય છે.

અપરાધીઓને શિક્ષા કરવાના જે કાયદા હાલ રચવામાં આવ્યા છે, તે 'પાડાને રોગ અને પખાલીને ડામ' દેવા જેવા છે. એથી અપરાધીઓની સંખ્યા ઓછી થતી નથી. અપરાધીઓ જે અપરાધ કરે છે, તેના જવાબદાર વસ્તુતઃ તેઓ નથી. તેઓ તો બાળપણમાં તેમના અંતઃકરણમાં પડેલા સંસ્કારપ્રમાણે ક્રિયા કરે છે. ખરાં જવાબદાર તો બાળપણમાં તેમના અંતઃકરણમાં સંસ્કાર પાડનાર મનુષ્યો જ છે. અપરાધીઓને જો શિક્ષા કરવાની જ જરૂર હોય તો તેમના અંતઃકરણમાં સંસ્કાર પાડનાર જે મનુષ્યો છે, તેમને જ કરવાની જરૂર છે, કારણ કે તેઓ જ ખરાં અપરાધી છે.

ચોરને ચોરી કરવાનું અને ખુનીને ખુન કરવાનું શિક્ષણ ઘરમાં જ મળે છે. અને તે પણ ધોળે દિવસે મળે છે. વિદ્યાભ્યાસને માટે સરકારતરફથી અને પ્રજાતરફથી પ્રતિવર્ષે લાખો રૂપૈયા ખરચાય છે. પરંતુ મનુષ્યના આખા જીવનનો આધાર જેના ઉપર રહેલો છે, એવી આ ઘરરૂપી શાળામાંથી મળતા શિક્ષણને માટે કશું પણ થતું જોવામાં આવતું નથી.

તમે ધોરી રસ્તાઉપર ગંદકી કરો તો તમને પોલીસતરફથી પકડવામાં આવે છે, અને શિક્ષા કરવામાં આવે છે, કારણ કે તમે પ્રજાના આરોગ્યનો ભંગ કરનાર ક્રિયા કરો છો; પરંતુ ગૃહસ્થાશ્રમનું સેવન કરી ગમે તેવા અયોગ્ય સંસ્કારોથી ભરેલાં સંખ્યાબંધ બાળકોને મોટાં કરી કરીને જનસમાજમાં છોડી મૂકી પ્રજાના આરોગ્યને, નીતિને, સુખને, ધર્મને વગેરેને હાનિ કરનાર લાખો અથવા કરોડો કુટુંબોનું કોઈ કદી નામ પણ દેતું નથી.

સડેલું અન્ન, કોહેલું શાક, ભેળવાળુ ઘી, બગડેલું દુધ, ખોટા રૂપૈયો, ખોટી નોટો વગેરે પદાર્થોને પ્રજામાં પ્રસારનારાઓ શિક્ષાને પાત્ર ગણાય છે, પરંતુ સારાં લુગડાં પહેરાવેલાં પણ દુષ્ટ સંસ્કારોથી ભરેલાં બાળકોને જનમંડળમાં પ્રવર્તાવનારાઓ પ્રતિષ્ઠિતમાં લેખાય છે, તથા તેમને પુત્રપુત્રીરૂપ પ્રજા હોવાથી તેઓ ભાગ્યશાળી લેખાય છે, તથા તેમનો ગૃહસ્થાશ્રમ સાર્થક મનાય છે!

આપ્રમાણે રાજ્ય ચલાવનારાઓને તથા ઘર ચલાવનારાઓને પોતાની જવાબદારીનું

જ્ઞાન હોય એમ જણાતું નથી. જે થોડાઓને માબાપને માથે રહેલી જોખમદારીનું જ્ઞાન થયું હોય છે, તેઓને માબાપ થવાનું કામ સઉથી કઠિનમાં કઠિન જણાય છે. તેઓમાંનાં કેટલાંક તો બાળકોનામાં યોગ્ય સંસ્કાર પાડવાની કળાનું યથાર્થ જ્ઞાન થયા વિના માબાપ થવાનું સ્વીકારતાં પણ નથી.

જો કે બાળકના મનઉપર અનેક દ્વારથી સંસ્કાર પડે છે તોપણ મુખથી બોલાયલા શબ્દોથી તેના ઉપર અત્યંત દૃઢ સંસ્કાર પડે છે; તેમાં પણ જેમના ઉપર બાળકોનો વિશ્વાસ હોય છે, એવાં માબાપ અથવા શિક્ષકથી બોલાયલા શબ્દોથી તેમ જ જેમના પ્રતિ બાળકનું મન વધારે વળેલું રહે છે, એવાં બીજાં મનુષ્યોથી બોલાયલા શબ્દોથી તેમના મનઉપર અત્યંત દૃઢ સંસ્કાર પડે છે. આમ હોવાથી બાળકોની સાથે કેવીરીતે બોલવું, એ બાળકોની જોખમદારી સમજનારાં મનુષ્યોએ જાણવાની અત્યંત અગત્ય છે. ખરૂં જોતાં એ એક કળા છે, અને બાળકના મનને ઉત્તમ પ્રકારનું કરવાને જો આપણે ઇચ્છતા હોઈએ તો તે કળાને વિધિપૂર્વક અત્યંત લક્ષ દઇને આપણે સંપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ. સઘળા પ્રતિકૂળ સંસ્કારો મનમાં કાંટાના વૃક્ષજેવા થાય છે. અને કાંટાનાં વૃક્ષો બીજાં સારાં વૃક્ષોને ઉગવા દેતાં નથી, તેથી જ ઘણાં બુદ્ધિમાન્ બાળકોને નાનપણમાં બગડી ગયેલાં આપણે જોઇએ છીએ. કોઇ કોઈ બાળકોને આ પ્રતિકૂળ સંસ્કારોને મોટપણે જિતવાનો યોગ બની આવે છે, પરંતુ મોટા ભાગને તેમ બનતું નથી. સ્થળે સ્થળે આપણે અસંખ્ય સ્ત્રીપુરુષોને સામાન્ય પ્રકારનું અથવા ખરૂં કહીએ તો નકામું જીવન ગાળતાં જોઇએ છીએ. તેઓનાં મન વસ્તુતઃ ખરાબ હોતાં નથી. તેમનામાં ઉત્કૃષ્ટ જીવન ગાળવાનું સામર્થ્ય બીજરૂપે રહેલું હોય છે. મહત્તાનાં તથા પ્રજાને ઉપયોગી થવાનાં કારણો તેમનામાં અપ્રકટરૂપે રહેલાં હોય છે; પરંતુ તેમના મનમાં બાળપણમાં પડેલા પ્રતિકૂળ સંસ્કારનાં કાંટાનાં વૃક્ષથી, આ મહત્તાનાં પુષ્પનાં તથા ફળનાં વૃક્ષોને ઉગવાની તથા વૃદ્ધિ પામવાની જરા પણ જગા મળી હોતી નથી.

જેઓને મોટપણે સત્પુરુષોનો તથા સત્શાસ્ત્રોનો સંબંધ થાય છે, તેઓ તો સદ્વિચારરૂપી કુહાડાવડે ભારે પ્રયત્ન કરીને આ કાંટાનાં વૃક્ષોને કાપી નાંખે છે, અને સદ્‌ગુણનાં તથા મહત્તાનાં પુષ્પ તથા ફળનાં વૃક્ષોને ઉગવાની તથા વૃદ્ધિને પામવાની અનુકૂળતા કરી આપે છે. પરંતુ માબાપોએ બાળકોને મોટપણે આવું ગદ્ધાવૈતરૂ શા માટે કરાવવું જોઇએ? શા માટે તેમની મનોવાટિકામાં તેમણે નાનપણથી જ પુષ્પનાં તથા ફળનાં વૃક્ષો રોપી તેમના સુવાસનો તથા સુસ્વાદનો તેમને નાનપણથી જ ઉપભોગ કરવાની તક ન આપવી જોઇએ? માબાપપાસેથી આ કામ કરવાનો પ્રત્યેક બાળકનો હક છે. જો પોતાના સુખને માટે બાળકની માબાપને ઇચ્છા છે, તો બાળકનું આ સુખ તેમણે સાંધી આપવું જ જોઇએ. દુધની ઇચ્છાથી ઘેર ગાય બાંધનારે ગાયને ઘાસ, દાણો, પાણી વગેરે આપવું જ જોઇએ. સંતતિના સુખને ઇચ્છનારે પણ સંતતિનું જીવન સુખમય થાય તેમ કરવું જ જોઇએ. તેમ કરવામાં બેદરકાર રહેનારે, જેમ ગાયનું પોષણ કરવામાં અસમર્થ મનુષ્યે ગાયને ઘેર બાંધવી ન જોઇએ, તેમ સંતતિને ઉત્પન્ન ન કરવી જોઇએ.

આ સ્થળે વિષયાંતર થવા છતાં પણ એક વાત જણાવવી અગત્યની છે. માબાપની બાળકે સર્વ પ્રકારે સેવા કરવી, એ તેનો પરમ ધર્મ છે; અને તે ધર્મ ન આચરનાર નરકનો અધિકારી છે, એમ સર્વ સ્થળેથી કહેવામાં આવે છે; પરંતુ આ વચન કેવળ સત્ય નથી.

માબાપના બાળકઉપર અનંત ઉપકાર હોય છે, એમ કહેવામાં આવેછે; તે ખરૂં છે; પણ તે ઉપકાર ક્યારે ? બાળકનું જીવન ભવિષ્યમાં ઉત્કૃષ્ટ કરવાનો માબાપે સર્વ પ્રકારનો પ્રયત્ન કર્યો હોય ત્યારે; તેના શરીરને ઉત્તમ આરોગ્યવાળું કરવાનો અને તેના મનમાં ઉત્તમ સંસ્કારો નાંખવાનો તેમણે પ્રયત્ન કર્યો હોય ત્યારે પરંતુ. કોઇ ક્ષય રોગવાળાં દુરાચારી માબાપ પોતાની વાસનાને તૃપ્ત કરવાની વાસનાને વશ થઇને બાળકને જન્મ આપે, અને તેના શરીરને ક્ષય રોગથી અને મનને દુરાચારના સંસ્કારોથી ભરી કાઢે, અને આપ્રમાણે તેના આખા જીવનને દુઃખમય કરી મૂકે તો પછી આવાં માબાપે પોતાના બાળકઉપર અનંત ઉપકાર કર્યો છે, એમ શી રીતે કહી શકાય ? ખરૂં જોતાં હાલનાં માબાપોના મોટા ભાગથી પોતાનાં બાળકોઉપર જાણવાજેવા કશા જ ઉપકારો થતા નથી; અને જે થાય છે તેના પ્રમાણમાં બાળકો તેમની સેવા કરે છે. એથી અધિક સેવાનો અર્થાત્ જે સેવાને શાસ્ત્રો કર્તવ્યરૂપે ગણે છે તે સેવાનો જો તેઓ દાવો કરતાં હોય તો તેમનો તે દાવો ખોટો છે. તેવા દાવાને માટે તેમણે પ્રથમ યોગ્ય માબાપ થવું જ જોઇએ. જે રાજા પ્રજાપાસે પોતાનામાં વિષ્ણુનો અંશ મનાવવા ઇચ્છતો હોય તેણે વિષ્ણુના પાલનરૂપ ધર્મને પોતાનામાં પ્રથમ સિદ્ધ કરવો જોઇએ. પ્રજાનાં લોહી ચુસીને પછી પોતાને વિષ્ણુ મનાવવાની આશા રાખવી એ દુરાશા છે. દુષ્ટ પ્રજાપીડક નૃપતિમાં પ્રજા વિષ્ણુબુદ્ધિ ન ધરે તો તેમાં પ્રજાને કશો જ દોષ લાગતો નથી.

જેમ રાજાના પ્રજાપ્રતિ અને પ્રજાના રાજાપ્રતિ ધર્મ હોય છે, તેમ માબાપના પોતાનાં બાળકોપ્રતિ અને બાળકોના માબાપપ્રતિ ધર્મ છે. બાળકનું આખું જીવન સર્વોત્તમ થાય એ પ્રકારના સર્વ પ્રયત્ન કરવાનો માબાપનો ધર્મ છે. એ ધર્મ જે માબાપો નથી આચરતાં તેમને પોતાનાં બાળકોપાસે માબાપપ્રતિના ધર્મને પળાવવાનો કશો જ હક નથી.

માબાપે બાળકને જન્મ આપ્યો છે માટે પોતાનું જીવન સર્વોત્તમ કરવાને માટે માબાપપાસેથી સર્વ પ્રકારનો પ્રયત્ન કરાવવાનો બાળકને હક છે. બાળકના સ્વાર્થને માટે માબાપે બાળકને જન્મ આપ્યો છે, એમ કંઇ નથી, પણ પોતાના સ્વાર્થને માટે આપ્યો છે; અને તેથી બાળકનું હિત જે ઉપાયે થતું હોય તે ઉપાયો કરવાનો તેમનો સ્વધર્મ છે; અને યોગ્ય સંસ્કાર બાળકના અંતઃકરણમાં કેવી રીતે પાડવા, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી માબાપ બાળકનું સર્વોત્તમ હિત સાધી શકતાં હોવાથી આ વિષયનું જ્ઞાન, માબાપોએ તેમ જ માબાપ થવા ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યે પ્રાપ્ત કરવું, એ તેમનું કર્તવ્ય છે.

બાળકોને યોગ્ય પ્રકારે કેળવવાનો વિષય ઘણો ગહન છે, પરંતુ તેનો પાયો થોડાં મૂળતત્ત્વોઉપર રચાયલો છે; અને બાળકોસાથે નિત્ય કરવામાં આવતી વાતચીતમાં આ મૂળ નિયમોના પાલનઉપર જો ઘટિત ધ્યાન આપવામાં આવે છે, તો તેનો પરિણામ બહુ જ ઉત્તમ પ્રકારનો આવ્યાવિના રહેતો નથી.

માબાપે સઉથી પ્રથમ જે કરવાનું છે તે એ છે કે પોતાનાં બાળકોને બુદ્ધિમાન્ મનુષ્યોના સંગમાં જ સર્વદા રાખવાં જોઇએ. એક ક્ષણ પણ તેમને અજ્ઞાન, અને બુદ્ધિવિનાનાં મનુષ્યોના સહવાસમાં નહિ રાખવાં જોઇએ. અજ્ઞાન અને અશિક્ષિત નોકરોના હાથમાં બાળકને સોંપવું, એ તેના આખા જીવનને બગાડનાર છે. પોતાના સુખને માટે નોકરોને કલાકોના કલાકો અનેક માબાપો સોંપે છે પરંતુ બાળકોના ભાવિ જીવનને તેથી કેટલી હાનિ થાય છે, તેનો તેમને લેશ પણ વિચાર હોતો નથી. ઘણા શ્રીમંતોનાં બાળકો અભણ, બુદ્ધિવિનાનાં

અને વિવિધ દુર્ગુણોથી મુક્ત હોય છે, તેનું આ પણ એક કારણ હોય છે. બાળકનું મન સ્વચ્છ કોરા કાગળજેવું હોય છે. તેના ઉપર ગમે તે લખી શકાય છે; અને તેથી કરીને ઉપયુક્ત અને લાભકારક લખવાની જેનામાં બુદ્ધિ નથી એવા કોઇ પણ મનુષ્યને તેના ઉપર લખવાનો પ્રસંગ માબાપે કદી પણ આપવો નહિ જોઇએ. પોતાની સાથે સંબંધમાં આવનાર અનેક મનુષ્યવર્ગના સંસ્કાર તત્કાળ ગ્રહણ કરી લે, એવું બાળકનું મન હોય છે, અને તેથી જે મનુષ્યોનો તેને અત્યંત સંબંધ હોય છે, તેમની તેના મનઉપર સહુથી વધારે અસર થાય છે. આથી નોકરના સંબંધમાં રહેનાર બાળકનામાં નોકરનાં લક્ષણો ઉતરી આવ્યા વિના રહેતાં જ નથી. બાળકોને માબાપે પોતાની પાસે જ ચોવિસે કલાક રાખવાં, એમ કહેવાનો હેતુ નથી; એમ બનવું, એ લગભગ અશક્યજેવું હોય છે, તોપણ બાળક નિરંતર બુદ્ધિમાનના સંગમાં રહે, તેને માટે કંઇ પણ ઉપાય તો યોજવો જ જોઇએ; અને બાળકનું હિત સાધવાની માબાપની જો ખરેખરી પ્રબળ ઇચ્છા હોય છે.તો આ ઉપાય તેમને જડી આવ્યા વિના રહેતો જ નથી.

બાળકની સાથે વિવિધ પ્રસંગે વાતચીત કરતી વખતે, તેના વિચિત્ર પ્રશ્નોના ઉત્તર આપતી વખતે, તેમ જ તેનું અહિત કરનાર લક્ષણોને ટાળવાનો તેને બોધ આપતી વખતે સારી પેઠે વિચાર કર્યાં વિના એક શબ્દ પણ કદી બોલવો નહિ જોઇએ. દોષો ટાળવાનો બાળકને બોધ આપતી વખતે, બાળક પશુજેવો હલકો છે અને તેને ઘડી ઘડી ટકોર્યાં કરવાથી જ તે સુધરે છે, એવો વિચાર મનમાં નહિ રાખવો જોઇએ. બાળકની બુદ્ધિ માબાપના જેવી જ ઘણું કરીને તીક્ષ્ણ હોય છે; કોઇ કોઇ વાર તો માબાપના કરતાં પણ તેની બુદ્ધિ વધારે તીક્ષ્ણ હોય છે. બંનેમાં ઘણી વાર જે ભેદ હોય છે તે એટલો જ હોય છે કે

છીએ ત્યારે આપણે તેના મનઉપર તેની બુદ્ધિ ઓછી હોવાનો સંસ્કાર પાડીએ છીએ. મારામાં ઓછી બુદ્ધિ છે, એવો તે વિચાર કરે છે, અને તેનું બીજ તેના મનમાં તે જ ક્ષણથી રોપાય છે. પછીથી જ્યારે જ્યારે તે પોતાના મનનો વિકાસ કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે આ વિચાર તેને સ્ફુરી આવે છે, અને તેના પ્રયત્નમાં પ્રતિબંધરૂપ થઈ પડે છે. જે ગૂઢ અને ચમત્કારિક વિષયોનું જ્ઞાન મેળવવા બાળક પ્રશ્નો કરે છે. તે સમજવાનું તેનામાં સામર્થ્ય હોય છે, અને આવું સામર્થ્ય પોતાનામાં છે, એવું તે જાણતો હોય છે, પરંતુ તેનામાં તે સામર્થ્ય નથી એવું જ્યારે તેને કહેવામાં આવે છે ત્યારે તેના કોમળ મનને ભારે ધક્કો લાગે છે, અને તેની શક્તિનાં વૃદ્ધિને પામતાં અંકુરો, આપણે અનુમાન પણ નહિ કર્યું હોય તેટલા પ્રમાણમાં છુંદાઈ જાય છે. તું જે પ્રશ્નો પૂછે છે, તેનાં ઉત્તરો સમજવાનું તારામાં સામર્થ્ય નથી, એવું જ્યારે તેને કહેવામાં આવે છે ત્યારે તારી બુદ્ધિ હલકા પ્રકારની છે, એ વિચારને આપણે તેના મનમાં ઠસાવીએ છીએ, અને જે મનુષ્ય મારી બુદ્ધિ હલકા પ્રકારની છે, એવો વિચાર કરે છે, તે મનુષ્ય પોતાના મનમાં, પોતાની બુદ્ધિને અનેક પ્રકારે હલકી કરનાર કારણને ઉત્પન્ન કરે છે. તારી બુદ્ધિ હલકા પ્રકારની છે, એવો વિચાર બાળકના અંતઃકરણમાં કદી પણ ન ઠસાવો. તું આ બાબતમાં શું સમજે, તારામાં આ સમજવાની શક્તિ નથી, તારી હજી કાચી બુદ્ધિ છે, તું હજી ઉગે છે, આવાં આવાં બાળકની નિપુણતાને ચૂસનારાં વચનો, બાળકના આગળ કદી પણ ન બોલો. બાળકના કાનમાં આવા ભાવનું વચન કોઈ દિવસ પણ ન પડે, તેને માટે માબાપે અત્યંત કાળજી રાખવાની જરૂર છે. તારા સઘળા પ્રશ્નોના ઉત્તરો સમજવાનું તારામાં સામર્થ્ય છે એવું જ બાળકને કહો. જેવો થવાની તું ઉચ્ચ અભિલાષા ધરીશ, તેવો જ તું થઈ શકે એમ છે, તથા શાથી થઇ શકે એમ છે, તે તેને સમજાવો. જગતમાં મનુષ્યની ઉન્નતિ થવાનો કેટલો અમર્યાદ સંભવ છે, એ મહાન્ વિષયઉપર વિચાર કરવા તેના મનને પ્રેરો. પોતાના જીવનમાં રહેલાં આશયોના સંબંધમાં વિચાર કરવાનો તેનામાં ઉત્સાહ પ્રકટાવો. તેના મનમાં જે કંઇ સ્ફુરે તે સંબંધમાં શ્રમ કરવા તેને ઉત્તેજન આપો; અને વસ્તુતઃ તારું સ્વરૂપ શું છે, તથા તું કેવો થઈ શકે એમ છે, તે તેને સમજાવો.

જે કંઇ સિદ્ધ કરવાની તથા જે કંઈ પ્રાપ્ત કરવાની તે અભિલાષા ધરે તે સિદ્ધ કરવાનું તથા પ્રાપ્ત કરવાનું સામર્થ્ય પરમેશ્વરે તેનામાં મૂક્યું છે, એવું બાળકને શિક્ષણ આપો, અને તેનામાં રહેલા આ ઉચ્ચ સામર્થ્યમાં અમર્યાદ શ્રદ્ધા ધરવામાં તેને મદદ કરો. આમ કરવાથી તે અભિમાની થઈ જશે, અથવા તો તેના મગજમાં તુંડપણાનો હાનિકારક પવન ભરાશે, એવો ભય ધરશો નહિ. પરમેશ્વરના સ્વરૂપને સમજવાનો પ્રયત્ન કરવાથી જે ઉચ્ચ વિચારોનો મનમાં ઉદય થાય છે તે વિચારોનો જેમને સ્પર્શ સરખો પણ થયો હોતો નથી, એવા છીછરા મનવાળા મનુષ્યોમાં જ અભિમાન પ્રકટે છે. મારામાં અમર્યાદ સામર્થ્ય રહેલું છે, એવો મનુષ્યને જ્યારે દૃઢ બોધ તથા ભાન થાય છે, તથા વાસ્તવિક મહત્તા મારામાં સપાટીઉપર જે દૃષ્ટાન્ત પ્રતીત થાય છે તેમાં રહેલી નથી પણ મારા અંતરમાં જે અનંત અને અપાર નિગૂઢ તત્ત્વ રહેલું છે, તેમાં રહેલી છે, એવું જ્યારે મનુષ્ય જાણે છે ત્યારે તેના અંતઃકરણમાંથી તુંડપણાના, અભિમાનના અને મિથ્યા પતરાજના સઘળા વિચાર સંપૂર્ણ રીતે લયને પામે છે, વાસ્તવિક મહત્તાના સંભવોનું જ્યારે મનુષ્યને ભાન થાય છે, ત્યારે તેને

એટલું બધું પ્રાપ્ત કરવાનું તથા આચરવાનું બાકી રહેલું જણાય છે કે જે થોડું તેણે પ્રાપ્ત કર્યું હોય છે, અને આચારમાં મૂકયું હોય છે તેને માટે તેના અંતઃકરણમાં અભિમાનનો અંકુર સરખો પણ નીકળી શકતો નથી. જ્યારે મનુષ્યને ભાન થાય છે કે હું ઈશ્વરનો અંશ છું, અને ઈશ્વરરૂપ થવાનો મને પૂર્ણ સંભવ છે, તથા સઘળા જીવો પણ ઈશ્વરના અંશ છે અને તેમને પણ ઈશ્વરરૂપ થવાનો પૂર્ણ સંભવ છે, ત્યારે પરમાત્મામાંથી પ્રકટેલી પ્રત્યેક વસ્તુનું સૌંદર્ય તથા મહત્તા તેને એટલાં બધાં ભાસે છે કે અભિમાન અને પતરાજી તેના અંતઃકરણમાંથી હંમેશને માટે દેશવટો લે છે. અને યૌવનને અખંડ સ્થિર રાખવાની કળા જેમણે સિદ્ધ નથી કરી એવા મોટા મનુષ્યોકરતાં બાળકના અંતઃકરણમાં પૂર્વોક્ત વિચારો અધિક દૃઢપણે સ્થિર થતા હોવાથી, તે કદી પણ અભિમાની થઇ જતો નથી.

( અપૂર્ણ ) .

---

# आंतर मनना अद्‌भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૭૨ થી. )

આ જ સિદ્ધાન્ત સિદ્ધાન્તબિન્દુ ગ્રંથમાં શ્રમધુસૂદન સરસ્વતી સ્પષ્ટપણે જણાવે છે. દશ શ્લોકીના પ્રથમ શ્લોકની વ્યાખ્યામાં વેદાન્તશાસ્ત્રકારોપ્રમાણે જીવ તથા ઈશ્વરનાં જે ભિન્ન ભિન્ન સ્વરૂપો માનવામાં આવ્યા છે તે દર્શાવી શંકા કરાવવામાં આવી છે કે **ननु वस्तुनि विकल्पा संभवात् कथं परस्परविरुद्धमतप्रामाण्यम्**–વસ્તુની અંદર વિકલ્પ હોવાનો સંભવ નથી, વસ્તુ જે તે એક વ્યવસ્થિત રૂપમાં જ હોય છે તો જીવઈશ્વરના સ્વરૂપના સંબંધમાં આ પરસ્પરથી વિરુદ્ધ મતોનું કેવી રીતે પ્રામાણ્ય સ્વીકારાય. આ શંકા કરાવી વસ્તુમાં જ વિકલ્પ થઇ શકે છે, આ સ્થાણુ છે કે પુરુષ છે કે રાક્ષસ છે ઇત્યાદિ વિકલ્પો વસ્તુમાં જ થાય છે, એમ વસ્તુમાં વિકલ્પનો સંભવ નથી એનું ખંડન કરી પૂર્વપક્ષીપાસે પુનઃ આક્ષેપ કરાવ્યો છે કે **अतात्त्विकी सा कल्पना पुरुषबुद्धिप्रभवा। इयं तु शास्त्रीया जीवेश्वर विभागादि व्यवस्थेति चेत्**–સ્થાણુ આદિ કલ્પાનાઓ મનુષ્યોની મતિથી થાય છે તેથી તે સાચી નથી પણ જીવનું સ્વરૂપ, ઈશ્વરનું સ્વરૂપ, ઉભયનો ભેદ ઇત્યાદિ સર્વ તો શાસ્ત્રીય કલ્પના છે તો એમાં પરસ્પર વિરુદ્ધ મતનું પ્રામાણ્ય કેવી રીતે. આ આક્ષેપનો પરિહાર કરતાં સિદ્ધાન્ત દર્શાવ્યો છે કે **नूनयति मेधावी भवान्। अद्वितीयात्मतत्त्वं हि प्रधानं फलवत्त्वादज्ञातत्वाच्च प्रमेयं शास्त्रस्य । जीवेश्वर विभागादि कल्पनास्तु पुरुषबुद्धि प्रभवाअपि शास्त्रेणानूद्यन्ते, तत्त्वज्ञानोपयोगित्वात् ॥** તમે અતિ મેધાવી છો ( મંદબુદ્ધિ છો ). અદ્વિતીય આત્મતત્ત્વ, દ્વિતીય પદાર્થરહિત જે આત્મતત્ત્વ તેના જ્ઞાનથી જ મોક્ષરૂપ પુરુષાર્થની સિદ્ધિ થાય છે અને એ તત્ત્વ જ કોઇ પણ ઇતર પ્રમાણથી જણાય તેમ નથી તેથી અજ્ઞાત છે માટે એ તત્ત્વ જ ઉપનિષદ્ ભાગરૂપ જ્ઞાનકાણ્ડનું પ્રધાન પ્રમેય છે અને જીવનું સ્વરૂપ, ઈશ્વરનું સ્વરૂપ ઇત્યાદિ તો પ્રસ્તુત તત્ત્વજ્ઞાનને ઉપયોગી હોવાથી જેવું પુરુષોની મતિ કલ્પે તેવું જ શ્રુતિમાં અનુવાદ કરવામાં આવે છે,

તાત્પર્ય કે જીવ, ઇશ્વરનું સ્વરૂપ આદિ જણાવવું, એમનો ભેદ જણાવવો, એમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ જણાવવી ઇત્યાદિ પ્રમેય જ નથી. આમ હોવાથી જ વાર્તિકકાર જણાવે છે કે **यया यया भवेत्पुंसो व्युत्पत्तिः प्रत्यगात्मनि । सा सैव प्रक्रिया ज्ञेया साध्वी सा चानवस्थिता ।** જે રીતે જે મનુષ્યને પ્રત્યગાત્મનો બોધ થાય તે પ્રક્રિયા તેને માટે સાચી છે. આ પ્રમાણે શાસ્ત્રોનાં પ્રામાણ્યનો વિવેક કરી આ સર્વ મહા પુરુષોએ સ્પષ્ટપણે સૂચવ્યું છે કે ધર્મગ્રંથ અને વિજ્ઞાનવિદ્યાનો વિષયનો ભેદ જ છે અને તેથી આંતર મનના સંબંધમાં વેદાદિમાં ભિન્ન સ્વરૂપનો અનુવાદ કરેલો હોય તો તેનાથી વિરોધ આવતો નથી. અત્ર પણ ત્રિવિધ અભિમાનીનું જે વેદાન્તમાંનું સૂચન કર્યું છે તે એવા આશયથી નથી કર્યું કે આ અંતર મન તથા બાહ્ય મનનો ભેદ માનવામાં શ્રુતિપ્રમાણ આપવું, પણ એટલા જ આશયથી કરવામાં આવ્યું છે કે આ પ્રકારના ભેદનો ખ્યાલ પૂર્વ પુરુષોને પણ હતો, અને તેથી આ ઉભય મનનો ભેદ એ આધુનિક નવી જ અપ્રમાણ કલ્પના છે એમ નથી. તેથી આ સર્વ પ્રસંગમાં શાસ્ત્રનો વિરોધ નથી એ સુજ્ઞને સ્પષ્ટ જણાય તેમ છે.

શાસ્ત્રોને છોડી માનુષ કૃતિપ્રતિ દૃષ્ટિ નાંખીએ તો સર્વ પ્રજાના—પૌરસ્ત્ય અને પાશ્ચત્ય સર્વ સુજ્ઞ પ્રજાના ગ્રંથો જોતાં તેમાં અંતઃકરણનું દ્વૈવિધ્ય સ્વીકારેલું સ્પષ્ટ થાય છે. ઘણા ગ્રીક તત્ત્વચિન્તકોનો એક મુખ્ય સિદ્ધાન્ત એ જણાય છે કે શરીર (Body), મન (soul) અને આત્મા (spirit) એ ત્રણનો સમુદાય તે મનુષ્ય છે. અહિં શરીરમાં સ્થૂલ શરીરનું ગ્રહણ કરેલું છે અને આત્મામાં શુદ્ધ ચૈતન્યરૂપ જીવાત્માનું ગ્રહણ ન કરતાં આભ્યન્તર મનનું જ ગ્રહણ છે. પ્લેટોનો એવો સિદ્ધાન્ત છે કે મૃત્યુલોકનો મનુષ્ય તે ત્રણનો થયેલો છેઃ (૧) આત્મા, (૨) આત્મશરીર અને (૩) પાર્થિવ શરીર. રાસવિદ્યામાં salt (સોલ્ટ), mercury (પારો) અને sulphur (ગંધક) એ ત્રણનો મનુષ્ય બનેલો છે એમ કહી સામ્યવડે મનુષ્યમાં ત્રણ તત્ત્વોનું રાજ્ય સૂચવ્યું છે અને તેમાંનું પ્રથમ તત્ત્વ તે આત્મસ્થાનીય છે, દ્વિતીય અને તૃતીય તે મન અને શરીરસ્થાનીય છે. ક્લેમંટ, ઑરિગેન, ટેશિયન આદિ ક્રીશ્ચિએનિટીના લેખકોના ગ્રંથોમાં આ પ્રકારનું ત્રવિધ્ય જ સૂચવ્યું છે. સ્વીડનબોર્ગ નામનો ગ્રંથકાર જે પોતાને દૈવી સત્તાના આવેશવાળો માનનાર હતો તે જણાવે છે કે There appertain to every man an internal man, a rational man, and an external man, which is properly called the natural man—અનેક મનુષ્ય સાથે આ ત્રણનો સંબંધ છે–આભ્યન્તર મન, વિવેક કરતાર બાહ્ય મન, અને બાહ્ય મનુષ્ય કે જેને સાધારણ રીતે લોકો મનુષ્ય કહે છે. અર્વાચીન સમયમાં પ્રો. વિગેન, ડૉ. બ્રાઉન અને પ્રો. પ્રોક્ટર એ મનના દ્વૈવિધ્યના મતના મુખ્ય હિમાયતી થયા છે અને એમના ગ્રંથોમાં એ મતના સમર્થનમાં અનેક વ્યતિકરો જાહેર કર્યા છે. ડૉ. કાર્પેન્ટરે આનું નામ Unconscious cerebration આપ્યું છે. પોતાના Mental Physiology નામના ગ્રંથમાં (પૃષ્ઠ ૫૧૭) એ ગ્રંથકાર જણાવે છે કે They can scarcely be designated reasoning processes, since unconscious reasoning 'means a contradiction in terms. The designation 'Unconscious cerebration' is perhaps as unobjectionable as any other. આ પ્રકારના પરાવર્તનજેવા માનસ વ્યાપારોને ભાગ્યે જ અનુમાનવ્યાપારો નામ આપી

શકાય, કેમકે અજ્ઞાત અનુમાનવૃત્તિ એ વદતોવ્યાઘાત છે. Unconscious cerebration—અજ્ઞાત મસ્તિષ્ક વ્યાપાર–એ નામ ઇતર નામના જેવું જ બંધબેસતું છે. આ ઉપરાંત નેન્સીની શાખાના હીપ્નોટિઝમસંબંધી સર્વ લેખકો આ મતને સ્વીકારનાર છે. આ પ્રમાણે મનનું દ્વૈવિધ્ય પ્રાચીન સમયથી તે આજ સુધી વિવિધ વિદ્વાનોએ સ્વીકાર્યું છે. છતાં એ સંબંધમાં વિશેષ પ્રકાશ પાડનાર અને એને સ્પષ્ટપણે કથન કરનાર તે Myers (માયર્સ) છે. લંડનમાં ઇ. સ. ૧૮૮૨ માં સ્થપાયેલી Society for Psychical research નામની સંસ્થાએ તેની સ્થાપના થઇ ત્યારથી જ માનસ વ્યતિકરો અને તેમાં જે આશ્ચર્યકર અથવા અદ્ભુતજેવા જણાય તેવા વ્યતિકરોનું નિરીક્ષણ તથા પ્રયોગ આદિ કર્યાં છે અને તેથી આ સંબંધમાં ઘણો વૃત્તાન્ત પ્રસિદ્ધિમાં આણ્યો છે. પણ પ્રથમ વિસ્પષ્ટપણે તો ફ્રેડરિક માર્યર્સે આ દ્વૈવિધ્યની સ્થાપના કરી છે. વિજ્ઞાનશાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે આત્માનું અમરત્વ સિદ્ધ કરવું એ માટે એ વિદ્વાનનો પ્રયાસ હતો અને તે સિદ્ધ કરવા ઉપરાંત, તેની સિદ્ધિના પ્રયાસમાં એ વિદ્વાનને જણાયું કે જેને મનુષ્યો વિજ્ઞાન કહે છે, જેને મનુષ્યો વિજ્ઞાન આપનાર મન કહે છે તેની નીચે, તેની અંતર અન્ય જ્ઞાનનો પ્રવાહ, તેની અંતર અન્ય મનનો વ્યાપાર ચાલતો રહે છે કે જે મન આ જાગ્રતના મનના કરતાં સ્વતંત્રપણે વ્યાપાર કરી શકે છે. એ વિદ્વાન્ ગ્રંથકાર લખે છે કે "I suggest, then, that the stream of consciousness in which we habitually live is not the only consciousness which exists in connection with our organism"—તેથી હું ધારું છું કે જે પ્રજ્ઞામાં આપણે સાધારણ રીતે રહીએ છીએ તે એક જ પ્રજ્ઞા આપણા શારીર–માનસવ્યાપારના યંત્રસાથે સંબંધવાળી થઇ રહેલી છે એમ નથી—પણ એથી અતિરિક્ત પ્રજ્ઞા પણ આપણને છે. આનું નામ એ ગ્રંથકાર Subliminal consciousness—આંતર મન આપે છે. બાહ્ય મન અને આંતર મન એ બેમાં બાહ્ય મન મુખ્ય છે એમ નથી, પણ માત્ર સાધારણ અગત્યના વ્યવહારમાટે એ પુરતું છે એવું પણ એ ગ્રંથકાર સૂચવે છે. આ સંબંધનું વિસ્તારથી પ્રતિપાદન એ ગ્રંથકાર પોતાના Human Personality નામના ગ્રંથમાં કરે છે. પ્રો. જેમ્સ જે સર્વ વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે તે પોતાના Principles of Psychology નામના ગ્રંથમાં જણાવે છે કે Colors are similarly perceived by the sub-conscious self, which the hysterically color-blind eyes cannot bring to the normal consciousness. Pricks, burns, and pinches on the anœsthetic skin, all unnoticed by the upper self, are recollected to have been suffered, and complained of, as soon as the under self gets a chance to express itself by the passage of the subject into the hypnotic trance"—રંગ જોવાને અસમર્થ થયેલી ઇન્દ્રિયો જે રંગનું જ્ઞાન બાહ્ય મનની દૃષ્ટિપર આગળ લાવી શકવા અસમર્થ છે તેવું રંગોનું પ્રત્યક્ષ આંતર મનને આ જ પ્રમાણે થાય છે. ત્વચા ઔષધથી અથવા અન્ય હેતુથી બહેર મારી ગઇ હોય, તેના પર ચુંટી લેવામાં આવે અથવા તેને દાહ કરવામાં આવે તો એ આદિનું જ્ઞાન બાહ્ય મનને થતું નથી એ સુપ્રસિદ્ધ છે. પણ આવી ત્વચાપર આવી ક્રિયા કરવામાં આવેલી હોય છે તો, જ્યારે બાહ્ય મન નિર્વ્યાપાર થઇ રહે છે અને આંતર મન સપાટીપર વ્યાપાર કરતું તરી આવેછે

ત્યારે આ ચુંટી, દાહ આદિ સર્વની વેદનાનું જ્ઞાન થયેલું તે મનુષ્ય જણાવે છે. આવા મનુષ્યને ચુંટી વગેરે દેવામાં આવી હોય તો જાગ્રત્ દશામાં એની વેદના એને જણાતી નથી પણ એ જ મનુષ્ય જ્યારે હિપનોટિઝમના પાત્રરૂપ થાય છે ત્યારે એને આ ચુંટી વગેરેની વેદના થાય છે એ તે જણાવે છે; જે સ્પષ્ટપણે દર્શાવે છે કે જાગ્રતમાં પણ એ વેદના એને થયેલી છે, માત્ર એ વેદનાનું ભાન જાગ્રત્ દશામાં વ્યાપાર કરતા મનને થયું નથી. એ જ્ઞાન આંતર મનને થયું છે પણ આંતર મનના અવાજને જાગ્રતમાં બાહ્ય મનના ઘોંઘાટે અભિભવ કરેલો છે તેથી જાગ્રત્ દશામાં આંતર મનનો અવાજ સાંભળી શકાયો નથી. હિપનોટિઝમમાં જાગ્રત્ મનનો કોલાહલ શાન્ત થઇ જાય છે. તેથી એ સમયે આંતર મનનો મૃદુ ધ્વનિ વેત્તાને જણાય છે. આપ્રમાણે આ પ્રસિદ્ધ માનસશાસ્ત્રી બે મનનો સ્વીકાર જણાવે છે, એટલું જ નહિ પણ એ પણ સૂચવે છે કે જેમ ગ્રાફોફોનની ચુડીપર પ્રત્યેક ધ્વનિના કાપા પડી રહે છે તેમ આંતર મનપર સર્વ વ્યતિકરોની છાપ પડી રહે છે, અને જેમ ચુડીપર પડેલા કાપા એમ ને એમ જણાતા નથી કે એ કયા ધ્વનિના કાપા છે પણ એ ચુડીને ગ્રાફોફોનના યંત્રપર મૂકતાં એ સર્વ ધ્વનિઓ તેવા ને તેવા ઉત્પન્ન થાય છે તે જ પ્રમાણે બાહ્ય મનથી અભિભૂત થયેલી દશામાં આંતર મન રહે છે ત્યાં સુધી અભિમાનીને આંતર મનપર પડેલી એ છાપોનું જ્ઞાન થતું નથી પણ જ્યારે બાહ્ય મનની નિર્વ્યાપાર સ્થિતિ થઇ આંતર મનનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત થાય છે ત્યારે એ સર્વ છાપ તેવી ને તેવી ખડી થઈ રહે છે. ડૉ. એલબર્ટ મોલ પોતાના હીપ્નોટિઝમ નામના ગ્રંથમાં આ જ ભાવના વચનો લખે છે. એ ગ્રંથકાર કહે છે કે "It is, indeed, a striking phenomena that two comlpete and thoroughly separate states of consciousness can be inducd & distinguished in a human being"–એ આશ્ચર્યકારક છતાં સત્ય વાત છે કે મનુષ્ય પ્રાણીમાં બે ભિન્ન પ્રકારની વિજ્ઞાનવૃત્તિ ઉત્પન્ન થઇ શકે છે અને એ બંનેનો ભેદ સ્પષ્ટ કરી શકાય છે. તેમાં એક વૃત્તિમાં જાગ્રત્ જીવન અને એ જીવનના વ્યતિકરોની જ સ્મૃતિ થાય છે, અને હીપ્નોટિક દશામાં પૂર્વની એ દશાની જ સ્મૃતિ થાય છે. થોમસ જે. હડસન નામના વિદ્વાન્ ગ્રંથકારે તો સ્પષ્ટપણે આ પ્રકારના બે મતનો સ્વીકાર કર્યો છે એટલું જ નહિ પણ આ બે મનના વ્યાપારાદિ સંબંધમાં મોટો પ્રકાશ પાડ્યો છે. **सतांहि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः**–જે સંદેહના વિષયરૂપ વ્યતિકર થયો છે તેમાં સત્પુરુષોના અંતઃકરણની પ્રવૃત્તિ એ પ્રમાણ છે અર્થાત્ એ સત્ય નિશ્ચયને સૂચવે છે, એ કહેનાર કાલિદાસ, ધર્મના મૂળમાં પોતાનો સંતોષ ઇત્યાદિને સ્થાપનાર સ્મૃતિકારો આ દ્વૈવિધ્યનો સ્વીકાર કરે છે. આપણામાં ખરૂં જોતાં યોગશાસ્ત્ર અને ઉપાસનાનો સિદ્ધાન્ત સર્વ ગ્રંથકારોએ સ્વીકારેલો છે તેથી એ સંબંધમાં એવા લેખો તે સર્વ આ પ્રસંગે પ્રમાણરૂપે આપી શકાય તેમ છે. તેથી માનુપકૃતિ જોતાં સ્પષ્ટ થાય છે કે આ મનના દ્વૈવિધ્યનો સિદ્ધાન્ત તે આધુનિક કલ્પના માત્ર નથી પણ અનેક વિદ્વાન્ પુરુષોએ એ મત બાંધેલો છે અને એ પરાપૂર્વથી જ ચાલતો આવે છે.

( અપૂર્ણ. )

---

# विचाररत्नराशि.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૬૨ થી.)

* * અંતરમાં જે પ્રકારનું મનુષ્ય ભાન કરે છે, તે પ્રકારના વિચારો તેને આવ્યા કરે છે. અમુક પ્રકારના વિચારો કરવાને માટે આપણે તે પ્રકારનું અંતરમાં ભાન કરવું જોઇએ. જે સ્થિતિઓનું આપણે અંતરમાં વારંવાર અને ઉંડુ ભાન કરીએ છીએ, તે સ્થિતિપ્રમાણેના જ વિચારો કરવાની આપણને ટેવ પડી જાય છે. આમ હોવાથી જો આપણે આપણા મનને ઉચ્ચ ગુણવાળું અને મહાન્ કરવું હોય તો આપણામાં ઉચ્ચગુણો અને મહત્તા છે, એવું આપણે અખંડ અંતરમાં ઉંડું ભાન કરવું જોઇએ. અને આ ઉચ્ચ ગુણો અને મહત્તા આપણામાં વસ્તુતઃ નથી, એમ કંઇ નથી. આપણામાં તે છે જ. આપણામાં જે વસ્તુતઃ નથી, તે આપણામાં છે, એવી કંઇ આપણે ખોટી કલ્પના કરવાની નથી. શું આપણામાં આત્મા નથી? અને આત્માથી વધારે ઉત્કૃષ્ટ અને વધારે મહાન્ આ જગત્‌માં બીજું શું છે? આત્મા જ સર્વ ઉચ્ચ ગુણોનો અને મહત્તાનો મહાસાગર છે. જે કંઇ ઉત્કૃષ્ટ છે, જે કંઇ અસાધારણ છે, અને જે કંઇ ચમત્કારિક છે, તે સર્વ આત્મામાં છે, અને આત્મા આપણામાં હોવાથી અથવા આપણે જ આત્મા હોવાથી જે કંઇ ઉત્કૃષ્ટ, અસાધારણ, અને ચમત્કારિક છે, તે સર્વ આપણામાં છે. આથી આપણામાં ઉત્કૃષ્ટતાનું, મહત્તાનું અથવા અસામાન્યતાનું ભાન કરવું, એમાં અસત્ય જેવું અથવા ખોટી કલ્પના કરવા જેવું કંઇ જ નથી. એમાં મિથ્યા અભિમાન ધરવા જેવું કે ખોટો દંભ કરવા જેવું કંઇ જ નથી. આથી જ સત્શાસ્ત્રો જીવને પોતાનામાં બ્રહ્મત્વનું ભાન કરવાનો નિરંતર ઉપદેશ આપે છે; અને જ્યારે મનુષ્ય પોતાના અંતરમાં પોતાની ઉચ્ચતાનું અને મહત્તાનું ભાન કરે છે, ત્યારે તે પોતાના બ્રહ્મત્વનું જ અલ્પ અંશમાં ભાન કરતો હોવાથી તેનું તે વર્તન કેવળ સત્શાસ્ત્રાનુસાર જ છે. આમ હોવાથી જેઓ પોતાનામાં પોતાની નિકૃષ્ટતા અથવા અધમતાને જોયા કરે છે, તેઓ પોતાના પ્રતિ પોતાના કર્તવ્યધર્મનું લેશ પણ પાલન કરતા નથી, પરંતુ જેઓ પોતાનામાં પોતાની ઉત્કૃષ્ટતાને જુએ છે, તેઓ જ પોતાના પ્રતિ પોતાના કર્તવ્યધર્મનું સર્વાંશે પાલન કરે છે.

* * આ પ્રકારે પોતાના કર્તવ્યનું પાલન કરનારને અર્થાત્ સન્માર્ગે ચાલનારને આરંભમાં ઘણી વાર કષ્ટ પડતું જોવામાં આવે છે, તેનું શું કારણ? આમ પ્રસંગોપાત્ત બનતું જોવામાં આવે છે, એ ખરું છે પણ તેનું કારણ સ્પષ્ટ છે. જ્યારે મનુષ્ય જુનુ ઘર તોડીને નવું બાંધવા માંડે છે ત્યારે ઠેકાણે ઠેકાણે માટી, ઈંટો, તથા લાકડાના ઢગલા જ જોવામાં આવે છે. સર્વ સ્થળે પારવિનાની અવ્યવસ્થા હોય છે. ઠરીને ઠામ બેસવાની એક તસુ જગા પણ હોતી નથી. અવિચારની જુની ઈમારત તોડીને સદ્વિચારની નવી ઈમારત બાંધનારને પણ આવો જ અનુભવ થાય છે. આ અનુભવથી સદ્વિવેકીએ ગભરાવાનું નથી, અને તે અવ્યવસ્થાને જ જોજો કરવાનું નથી. આ અવ્યવસ્થાભણી દૃષ્ટિ રાખનારને પોતાનું આખું જીવન દુઃખથી પૂર્ણ થઇ ગયેલું જ જણાવાનું. આથી અવ્યવસ્થાને ન જોતાં, નવી ઈમારત બાંધનાર જેમ તે બાંધવાભણી જ દૃષ્ટિ રાખે છે, અને નિત્ય થોડી થોડી બંધાતી જતી જોઇ પ્રસન્નતાને સેવે છે, તેમ પોતે આરંભેલા ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવા તરફ જ સદ્વિવેકીએ દૃષ્ટિ રાખવી

જોઇએ, અને તે ઉદ્દેશને નિત્ય થોડો થોડો સિદ્ધ થતો જોઇ પ્રસન્નતાને સેવવી જોઇએ. પડેલી ઇમારતનાં રોડાં તથા માટીના ઢગલા ન જોતાં, નવી ઇંટો, નવાં લાકડાં વગેરે સામાનને જોવો જોઇએ, અને નવી ઇમારત ચણવાનું કામ ધમધોકાર ચલાવવું જોઇએ. અલ્પ સમયમાં રોડાં તથા માટીના ઢગલા જતા રહી સુંદર ભવ્ય ભવન તૈયાર થયેલું દૃષ્ટિએ આવશે.

* * જેઓ સદ્વિચાર તથા સત્ક્રિયાને સેવવારૂપ નવો માર્ગ ગ્રહણ કરે છે, તેઓને વિપત્તિ આવવી જ જોઇએ, એવો કંઇ નિયમ નથી. પરંતુ મનુષ્ય જ્યારે નવો માર્ગ ગ્રહણ કરે છે, ત્યારે સઘળું જ તેને નવું હોય છે, અને તેથી અનુભવરહિત મનુષ્યોથી થવી સંભવે, એવી તેનાથી ભૂલો થઇ જાય છે. સન્માર્ગમાં પ્રવેશતાં તત્કાળ તેમાં કુશળતા આવી જતી નથી. દીર્ઘ કાળથી આડે માર્ગે વહેવાનો પ્રબળ અભ્યાસ એકદમ છૂટતો નથી, અને તેથી જીવનમાં અવ્યવસ્થા અથવા દુઃખનું ભાન થાય, એ સ્વાભાવિક છે. આમ છતાં સન્માર્ગમાં જો આપણે દૃઢ આગ્રહવાળા છીએ અને પરિણામે વિજયને પ્રાપ્ત કરવાના આપણા સામર્થ્યમાં અમર્યાદ શ્રદ્ધાને ધરીએ છીએ તો ક્રમે ક્રમે આપણું આખું જીવન વ્યવસ્થાવાળું અને સુખરૂપ થતું જાય છે. મુખ્ય આપણે જે સાવધાનતા રાખવાની છે તે એ છે કે વિપત્તિને આવેલી જોઇને ગભરાઇ જવું નહિ, અને સન્માર્ગને ત્યજવો નહિ. એક વાર સન્માર્ગને ગ્રહણ કર્યા પછી અને તેમાં પ્રતિક્ષણ આગળ વધવાનો નિશ્ચય કર્યા પછી ગમે તેમ થાય તોપણ તે નિશ્ચયથી ચલિત ન થવું. આવી રીતે વર્તતાં અવ્યવસ્થા. દુઃખો અને વિઘ્નો અળપાઇ ગયા વિના રહેશે જ નહિ. જે ઉચ્ચ ઉદ્દેશ સિદ્ધ કરવા ધાર્યો હોય તેને નહિ ત્યજો, તો તે ઉદ્દેશની સિદ્ધિથી પ્રાપ્ત થનારૂં ફળ પણ તમને નહિ ત્યજે. ઉચ્ચતાને પ્રાપ્ત કરવાને તમે ઉંચે ચઢવા માંડો, અને ઉચ્ચતા તમને ભેટવાને નીચે ઉતરવા માંડશે, અને તમારો. ઉભયનો જ્યારે સંયોગ થશે ત્યારે વિપત્તિઉપર તમને સામ્રાજ્ય પ્રાપ્ત થશે. તે સમયે પ્રારબ્ધરૂપી પવનથી ગમે તે દિશામાં ઉડાડવામાં આવતા સુકા પાંદડાજેવા તમે નહિ રહો, પરંતુ પ્રારબ્ધના પણ પતિ થઇ તમારી ઇચ્છાનુસાર તમે તેને પ્રેરશો.

* * જ્યારે આ સંસાર તમને દુઃખથી ભરેલો લાગે અને જીવવા કરતાં મરવામાં વધારે સુખ રહેલું છે, એમ ભાન થાય, ત્યારે નક્કી માનજો કે તમારા જ્ઞાનતંતુઓ દુર્બળ પડી ગયા છે, અને તેમને બળવાન્ કરવાની જ તમારે જરૂર છે. તમને સંસાર દુઃખરૂપ જણાવામાં અને મરણ સુખરૂપ ભાસવામાં આ વિના બીજું કશું જ કારણ નથી. જ્યારે તમારો મજ્જાશય (જ્ઞાનતંતુઓનો સમૂહ nervous system) બળવાન્ સ્થિતિમાં હોય છે, અને તમરામાં જીવનતત્ત્વ સંપૂર્ણ રીતે ભરેલું હોય છે, ત્યારે જીવવામાં આનંદ જ ભાસે છે, પ્રત્યેક વસ્તુ સુંદર જણાય છે, અને ગમે તેવો પ્રતિકૂળ પ્રસંગ પણ મનમાં વિકળતાને પ્રકટાવતો નથી. તમને જીવવું ગમે છે, અને ઘણાં વર્ષ જીવવું ગમે છે, એટલું જ નહિ પણ તમારામાં રહેલા શ્રેષ્ઠ બળની પરીક્ષા થાય એટલા માટે ભારે દુઃખના પ્રસંગો તમારા ઉપર આવે એવી પણ તમને ઇચ્છા થાય છે.

* * મજ્જાશયને અથવા જ્ઞાનતંતુઓના સમૂહને નીરોગ, બળવાન્ અને સારી સ્થિતિમાં રાખવાને માટે દિવસમાં બે વાર, દશ કે પંદર મિનિટ મનને તથા શરીરને કેવળ શાંત રાખવાનો અભ્યાસ સેવો. આખા શરીરને સંપૂર્ણ રીતે શિથિલ કરી નાંખો, અને સહજ સ્વભાવથી પૂર્ણ શાંતિ અને વિશ્રાંતિવાળી સ્થિતિમાં પ્રવેશ કરો. શાંત થવાનો કશો પણ પ્રય-

ત્ન ન કરો; માત્ર શાંતિનું ભાન કરો, અને અંતરમાં શાંત અને સ્વસ્થ થવાનો ઉદ્દેશ રાખો. પૂર્ણ શાંતિની કલ્પના કરવાથી, જાણે તેવી સ્થિતિમાં હું છું, એવું ધારવાથી, શાંતિનું ભાન થશે. આ પ્રકારનો અભ્યાસ કરવાથી કુદરતને શરીરના તથા મનના સઘળા ભાગમાં પૂર્ણ સ્વાસ્થ્યને પ્રકટાવવાનો અનુકૂળ યોગ પ્રાપ્ત થશે, અને મજ્જાશયની અશક્તિ, દુર્બળતા કે વ્યાધિને ઉત્પન્ન કરનાર કારણનો મૂળમાંથી નાશ થશે. જ્યારે શરીરને અંતર તથા બહિર્ પૂર્ણ વિશ્રાંતિવાળું કરવામાં આવે છે ત્યારે કુદરતની આરોગ્યને તથા બળને ઉત્પન્ન કરનારી ક્રિયા પૂર્ણપણે ચાલે છે, અને આવી સ્થિતિમાં કુદરત જે લાભ કરે છે, તે જોઇને આપણને આશ્ચર્ય થાય છે.

* * નિદ્રાકાળે આપણું શરીર તથા મન પૂર્ણ વિશ્રાંતિ લેતી સ્થિતિમાં હોવાં જોઇએ, પરંતુ તેવું હોતું નથી. અને તેનું કારણ એ કે મનની વિકળ સ્થિતિમાં જ ઘણીવાર આપણે નિદ્રાવશ થઇએ છીએ. આથી પ્રાતઃકાળે જ્યારે આપણે ઉઠીએ છીએ ત્યારે આપણે થાકેલા જ હોઇએ છીએ, અને નિદ્રાપૂર્વે આપણા જ્ઞાનતંતુઓની જેવી શ્રમિત અવસ્થા હતી તેવી જ પ્રાતઃકાળે જાગ્રત્ થયા પછી પણ હોય છે. પરંતુ જ્યારે પૂર્ણ શાંત થવાનો આપણે આપણને અભ્યાસ પાડીએ છીએ ત્યારે નિદ્રા આવવા પૂર્વે આપણે આપણા શરીરને તથા મનને પૂર્ણ શાંત સ્થિતિમાં મૂકી દઇએ છીએ, અને તેથી આપણને જે નિદ્રા આવે છે તે ખરેખરી શાંતિથી ભરેલી અને પૂર્ણ બળ આપનારી હોય છે. આ કારણથી જે મનુષ્ય શરીરને તથા મનને પૂર્ણ શાંત કરીને નિત્ય નિદ્રાવશ થાય છે, તેને મજ્જાશયની દુર્બળતાના કોઇ વ્યાધિ કદી પણ થતા નથી.

* * જ્યારે દિવસમાં બે વાર, પૂર્વોક્ત પ્રકારે, શરીરને તથા મનને અલ્પ સમય શાંત પાડી દઇને કુદરતને તેમાં બળને ભરવા દેવામાં આવે છે, ત્યારે શરીર તથા મન ઉભયનું કામ કરવાનું સામર્થ્ય ઘણું જ વૃદ્ધિને પામે છે. મનુષ્યોનો મોટો ભાગ પોતાના પૂર્ણ સામર્થ્યનો લગભગ અર્ધો ભાગ જ માત્ર કામમાં યોજે છે, કારણ કે તેનું પુષ્કળ બળ આડુંઅવળું વહી જતું હોય છે, અને કામમાં યોજી શકાય એવી હાલતમાં હોતું નથી. આથી કરીને દિવસમાં બે વાર પ્રશાંત પડી રહેવાની ઉપર વર્ણેલી ક્રિયા પોતાની ઉન્નતિને ઇચ્છનાર સાહસિક પુરુષોને સુવર્ણ તથા રત્નના ભંડારકરતાં પણ વધારે મૂલ્યવાત્ છે, કારણ કે તેને આચારમાં મૂકનાર સર્વને તે ઉત્તમ આરોગ્ય તથા અધિક કામ કરવાનું સામર્થ્ય આપ્યા વિના રહેતી જ નથી. અને આરોગ્ય તથા કામ કરવાની યોગ્યતા જેનામાં હોય છે, તેને આ જગત્માં કશું જ દુર્લભ રહેતું નથી. આ ક્રિયા સેવીને જો તમે સહજ સાવધાન રહેશો તો જીવનબળથી પૂર્ણ થયેલા તમારા શરીરમાં કદી પણ વ્યાધિ થશે નહિ. જ્યારે શરીરમાં જીવનબળ ઓછું થાય છે, ત્યારે જ શ્લેષ્મ થાય છે, ખાધું પચતું નથી અને શરીરના ભિન્ન ભિન્ન અવયવોથી પોતપોતાના વ્યાપાર બરાબર નહિ થઇ શકવાથી તેમનામાં રોગ ઉત્પન્ન થાય છે. પરંતુ જો તમે દિવસમાં કેટલીક વાર શરીરને તથા મનને શાંત, અક્રિય કરશો તો કુદરત તમારામાં નવું બળ ભરશે, અને ઉત્તમ પ્રકારે કામ કરવાને માટે, ઉત્તમ પ્રકારે જીવન ગાળવાને માટે, અને સંસારનાં સુખોનો સર્વદા અનુભવ કરવાને માટે તમને તમારામાં જોઇએ તેટલું સામર્થ્ય હંમેશાં જણાશે.

* * કંઇપણ ઉચ્ચ અભિલાષા, કંઇપણ ઉચ્ચ વસ્તુને પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ, મનુષ્યના સુખને માટે અનિવાર્ય ઉપયોગનો છે. જે મનુષ્ય નિત્ય થોડો થોડો આગળ વધતો

નથી, તે મનુષ્ય જીવતો છતાં પણ જીવતો નથી; અને જે મનુષ્ય પોતાને અપ્રાપ્ત એવી કોઇ પણ ઉચ્ચ વસ્તુને પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ ધરતો નથી–મેળવવાયોગ્ય કોઇ ઉચ્ચ વસ્તુને મેળવવાની પ્રબળ અભિલાષા જે મનુષ્ય ધરતો નથી, તે મનુષ્ય કદી પણ થોડો થોડો આગળ વધતો નથી. પોતાના જીવનને નિત્ય અધિક અધિક ઉચ્ચ કરનાર મનુષ્ય જ જીવે છે, બીજા સર્વ જીવતાં છતાં મરેલા છે, નકામા છે, જગતને ભારરૂપ છે. જો તમે નિત્ય થોડા થોડા આગળ વધતા નહિ હો તો તમે માર્ગમાં જ અટકી રહ્યા છો, એમ નક્કી જાણજો, અને જ્યાં સુધી કોઇ ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવા તમારામાં અભિલાષા નહિ પ્રકટે ત્યાં સુધી તમે એક ડગલું પણ આગળ વધી શકવાના નહિ. અને જે મનુષ્ય કોઇ ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવાને માટે એકનિષ્ઠાથી અખંડ કામ કર્યાં જ કરે છે, તે ગમે તે સ્થિતિમાં હોય અથવા ગમે તે કામ કરતો હોય તોપણ જગતના સુખ અને કલ્યાણમાં નિરંતર વૃદ્ધિને કર્યાં જ કરે છે. આમ હોવાથી, જીવનનો ઉંચામાં ઉંચો હેતુ, કોઇ અપ્રાપ્ત વસ્તુને પ્રાપ્ત કરવાને અખંડ પ્રયત્ન સેવ્યા કરવો, એ જ છે, એવું કોઇ વિદ્વાને જે કહ્યું છે, તે કેવળ સત્ય છે.

* * મેળવવાની વસ્તુ જેમ વધારે ઉચ્ચ હોય છે, તેમ આપણો ઉદ્દેશ વધારે ઉચ્ચ ગણાય છે. જેમ આપણો ઉદ્દેશ વધારે ઉચ્ચ હોય છે, તેમ તેને સિદ્ધ કરવાનો આપણે વધારે પ્રયત્ન કરવાનો હોય છે; અને જેમ આપણે અધિક પ્રયત્ન કરીએ છીએ તેમ આપણે અધિક સંપાદન કરીએ છીએ. ઉચ્ચ અભિલાષા ધરવાથી શરીર, મન તથા આત્માનાં સર્વ સામર્થ્યો ઉચ્ચ વસ્તુને અર્થે જ પ્રયત્નશીલ થાય છે, અને જ્યારે મનુષ્યનું સર્વસ્વ ઉચ્ચને અર્થે પ્રયત્નશીલ થાય છે ત્યારે ઉચ્ચ અને અધિક ઉચ્ચ ફળ અવશ્ય ઉત્પન્ન થાય જ છે. ઉચ્ચ મનોરાજ્યવિનાનો મનુષ્ય સંસારસાગરની છોળોમાં આમતેમ તણાયા કરે છે, પણ જે મનુષ્યે ઉચ્ચ મનોરાજ્ય બાંધ્યું હોય છે, અને તે મનોરાજ્યમાં જોયેલી ઉચ્ચ વસ્તુને પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરવાનો જેણે દૃઢ નિશ્ચય તથા શ્રદ્ધા ધર્યાં હોય છે, તે મનુષ્ય પરિણામે તે ઉચ્ચ વસ્તુને પ્રાપ્ત કરે જ છે. ગઇ કાલ ભલે તેને નિષ્ફળતા મળી હોય આજે ભલે તેને નિષ્ફળતા મળતી હોય; આવતી કાલ ભલે તે નિષ્ફળ જાય; સેંકડો વાર કે હજારોવાર ભલે તે નિષ્ફળ થાય, તોપણ પરિણામે તેને વિજય પ્રાપ્ત થવાનો જ. કોઈ મહાન્ અને ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવાને શ્રદ્ધા તથા દૃઢ નિશ્ચય કમર બાંધીને એક વાર આગળ પડ્યાં કે પછી નિષ્ફળતા લાંબો વખત ટકી શકતી જ નથી. જેમ પ્રાતઃકાળે સૂર્ય ઉદય થયા વિના રહેતો નથી, તેમ આ નિયમ કદી પણ ખોટો પડતો નથી. આથી મારાં મનોરાજ્યો એકાદ દિવસે સફળ થવાનાં જ, એવું જાણીને જેની મરજી થાય તેણે આ નિયમને આચારમાં ઉતારવો.

---

# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૬૪ થી. )

## પ્રકરણ ૩૧.

### દેવી કે ખવીસ ?

આ દેખાવ જોઇને તે અમલદારસાથે આવેલા બે સિપાઇઓ તો તત્કાળ ત્યાંથી મુઠીઓ વાળીને પલાયન કરી ગયા.

યોગિની અદબ વાળીને આકાશભણી દષ્ટિને સ્થિર રાખીને શાંત ઉભી હતી. આ સમયે તેના મુખઉપર જે પ્રતાપ અને નિર્ભયતા ભાસતાં હતાં, તેવો પ્રતાપ અને નિર્ભયતા મારા આખા જીવનમાં કોઇના મુખઉપર મેં કદી પણ જોયાં નહતાં. આત્મસંરક્ષણ કરવાનું તેનામાં પૂર્ણ સામર્થ્ય હતું અને કોઈની મદદની તેને કશી પણ જરૂર પડે એમ ન હતું, એવું તેના પ્રત્યેક હાવભાવમાં સ્પષ્ટ દીસી આવતું હતું. આશરે દશ મિનિટ વીતી ગયા પછી તે અંમલદારે પોતાનું માથું ઉંચું કર્યું. પછી પોતાના હાથ ઉંચા કર્યા; અને તેમને તપાસી જોયા. પછી પોતાની આંગળીઓના, કાંડાના અને કોણીના સાંધા આખા રહ્યા છે કે ભાગી ગયા છે, તેની ખાતરી કરી જોતો હોય તેમ તેણે તેમને આમ તેમ વાળી જોયા. પછી પોતાના પગ તો અકડાઈ ગયા નથી એવી ધાસ્તી લાગવાથી તેણે તેમને પ્રથમ વાળી જોયા; અને પછી સીધા કરી જોયા. પોતાના શરીરના ભિન્ન ભિન્ન અવયવોને કશી જ ઇજા થઇ નથી એવી પાકી ખાતરી કર્યા પછી તે ધીરે ધીરે સાચવીને બેઠો થયો, અને પછી ઉભો થઇને વરંડાની છતને તપાસીને જોવા લાગ્યો. પછી ત્યાં એક બાજુએ મૂકેલા ઝાડના એક મોટા કુંડાપાછળ જોવા લાગ્યો, અને ત્યાં કશું જ ન જોઇને, ભ્રમિતની પેઠે મને પૂછવા લાગ્યો, મને કોણે ધક્કો મારીને પાડી નાંખ્યો?

મેં સ્મિતપૂર્વક કહ્યું, મેં કોઇ માણસને તમને ધક્કો મારતાં જોયો નથી.

તે અનિશ્ચિતપણે બોલ્યો, પણ કોઇએ મને ધક્કો માર્યો ખરો, અને તે પણ એવો કે મોટો જબરો આખલો પણ જમીનદોસ્ત થઇ જાય.

મેં પૂછ્યું, તમને તમારા શરીરના કયા ભાગઉપર પ્રહાર વાગ્યો?

શરીરના કયા ભાગઉપર પ્રહાર થયો હતો તેના ચોકસ નિર્ણય કરવા માટે તેણે પોતાના હાથને પોતાના પેટ ઉપર, પગઉપર, છાતીઉપર અને માથાઉપર ફેરવી જોયો, પણ કશો નિશ્ચય ન થવાથી તે બોલ્યો, મારા શરીરના એકએક હાડકાનો ચુરો થઈ જાય, એવો કોઇએ મને ફટકો માર્યો હોય, એવું મને લાગે છે.

આ પછડાવાનો પ્રસંગ બનવાથી જે કામે તે અમલદાર આવ્યો હતો તેનું તેને કેવળ વિસ્મરણ થઈ ગયું હતું, પણ એટલામાં તે એચિંતુ સાંભરી આવવાથી, તે એકદમ સાવધ થઇ ગયો, અને દાંત પીસીને બોલ્યો, આ વંત્રીને હજી પકડવાનું તો બાકી જ રહ્યું છે. આ વખતે તો હવે મોત કાલ આવતું હોય તો આજે આવો, પણ એને કેદ કર્યા વિના છોડનાર નથી. આમ બોલીને યોગિનીને પકડવાને તે અત્યંત ક્રોધથી ધસ્યો.

પોતાનો જમણો હાથ ઉંચો કરીને તથા પોતાની આંગળી તેના સામે ધરીને, જેમ કોઇ સેનાપતિ પોતાના સૈનિકોને કહે તેમ યોગિનીએ પ્રતાપમય સ્વરથી કહ્યું, સબુર!

તે અમલદાર જ્યાં હતો ત્યાં જ ચોંટી ગયો. તેણે પોતાનો પગ ઉપાડવાને બહુ તરફડીયાં માર્યા, પણ તેના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા. તે નિરુપાય થઇને તેના સામું ટગર ટગર જોતો ઉભો રહ્યો.

વિલક્ષણ સ્વરથી યોગિની બોલી, સાંભળો, મારે તમને થોડાક શબ્દો કહેવા છે. તમને કોઇએ સખ્ત ફટકો લગાવ્યો છે, એવી તમારી ખાતરી થઇ છે. તેવો જ ફટકો બમણા જોરથી પાછો તમારે ન ખાવો હોય તો જ્યાં ઉભા છો ત્યાંથી એક તસુ પણ આગળ આવવાનો પ્રયત્ન ના કરતા, અને હું જે કહું છું, તે કાન ગાંડીને સાંભળો. તમારા ઉપરી

અમલદારના હુકમથી તમે મને કેદ કરવાને અહિં આવ્યા છો. તમને ઇજા કરવાની મારી લેશ પણ ઇચ્છા નથી; તેથી જે બાબતની તમને સમજણ નથી, તે બાબત હું તમને સમજાવવા ધારૂં છું. તમને જ્યારે પ્રથમ ધક્કો મારવામાં આવ્યો ત્યારે મણિધરરાયે તમને તે ધક્કો માર્યો હતો, એમ તમે ભ્રાંતિથી ધાર્યું હતું. આથી ફરીને તે તેમ ન કરે માટે તમે તેમને હાથકડી કરી હતી. આમ છતાં બીજી વાર જ્યારે તમે મને પકડવા આવ્યા ત્યારે પણ, મણિધરરાયથી હવે તમને ધક્કો મરાય એમ હતું જ નહિ તોપણ તમને સખ્ત પ્રહાર થયો છે. તમે તો શું પણ તમારી આખી પોલીસની પલટણ મને પકડવાને ચઢી આવે તોપણ મારી મરજીવિરુદ્ધ મારા એક રોમને પણ સ્પર્શ કરવાને તે સમર્થ નથી, એ નક્કી માનજો. હું કદી પણ તમારે તાબે થઇશ નહિ, કારણ કે કેદની શિક્ષાને પાત્રથવાજેવું મેં કશું જ કૃત્ય કર્યું નથી. તમારી પહેલાંના અમલદારે મને પકડવાનો તમારા જેવો જ પ્રયત્ન કર્યો હતો. તેમાં તે નિષ્ફળ ગયો હતો, પણ તેણે તમારા જેવી જોહુકમી વાપરી ન હતી. તે કંઇક વિનયથી વર્ત્યો હતો, અને તેથી તમારા જેવો સ્વાદ ચાખવાનો તેને પ્રસંગ આવ્યો ન હતો.

આટલું બોલીને તે મારા તરફ ફરી, અને બોલી, મણિધરરાય! તમે આ બાજુ જરા આ ભાઇની પાસે આવશો?

તેની આજ્ઞાને અનુસરીને હું તરત જ તે લાચાર અમલદારની પાસે આવીને ઉભો.

પછી તે અમલદારસામું જોઇને તે બોલી, તમને લાગે છે કે આ તમારી હાથકડી આ માણસને આપ્રમાણે કેદી રાખે, એટલી મજબૂત છે?

તે ધુરકીયું કરીને બોલ્યો, હા, તેને તાળું માર્યું છે, અને હવે કોઇની માએ શેર સુંઠ ખાધી નથી કે તેને તોડીને તેને છૂટો કરી શકે.

તેણે જરા હસીને પૂછ્યું, તમારી ખાતરી છે કે તેને બરાબર તાળું માર્યું છે?

તે બોલ્યો, હા હા, બરાબર માર્યું છે. જાણે મોટી તોડનારની પૂંછડી ન હોય તેમ સવાલો કરે છે!

તેના કર્કશ શબ્દોપ્રતિ ધ્યાન ન આપતાં મારા તરફ જોઇને તે બોલી, ડોકટર! તમારા હાથ જરા આગળ ધરી રાખો.

મેં તેના કહ્યાપ્રમાણે કર્યું. એકાદ ડગલું પાછા હઠીને તેણે પોતાની આંગળી એક ક્ષણ વાર તે હાથકડીતરફ ધરી કે તરત જ મારા હાથમાંથી તે નીકળી પડી અને પોલાદના રસનો ગટ્ટો થઇને મારા પગઆગળ પડી.

તે અમલદારનું મોં અને આંખો જેટલાં થઇ શકે તેટલાં પહોળાં થઇ ગયાં, અને તે યોગિનીના સામું સભય નેત્રે જોવા લાગ્યો. તે ડરતો ડરતો બોલવા લાગ્યો, આ કોઇ સ્ત્રી નથી, પણ સ્ત્રીના વેષમાં નક્કી કોઇ ખવીસ કે જીન છે! અહિં એક પળવાર પણ ઉભા રહેવામાં હવે જરા પણ સાર નથી. નોકરીની ભુજ કોઇ નહિ જાણે, અને હું નકામો જીવથી જઇશ.

યોગિની નિશ્ચિંતપણે બોલી, તમારી ધ્યાનમાં આવે ત્યારે અહિંથી હવે રસ્તો માપજો, પણ સ્મરણમાં રાખજો કે આજના જેવું નાટક ફરીને ભજવવાનો જો પ્રયત્ન કરશો તો પાછળથી તમારે ભારે પશ્ચાત્તાપ કરવો પડશે.

તે અમલદાર નીચો વળ્યો, મારા પગઆગળ પડેલો પોલાદના રસનો ગટ્ટો લીધો,

અને પ્રથમ વાર તેં પછાડયો હતો તે વખતે તેના માથાપરથી નીકળી ગયેલી ટોપીને પણ લેવાની વાટ ન જોતાં, રખેને ખવીસ પાછળ પડીને મને ખાઈ તો નહિ જાય, એવી ધાસ્તીથી પાછળ જોતો જોતો, ત્યાંથી સપાટાબંધ નાશી ગયો.

(અપૂર્ણ.)

---

**મિતાહાર આરોગ્યને આપે છે, તથા આયુષ્યને વધારે છે.**

આ જગતમાં મનુષ્યોના મોટા ભાગના બળનો બે બાબતમાં ભારે ક્ષય થતો જોવામાં આવે છે: એક તો ઉદરમાં નાંખવાને માટે આહારને મેળવવામાં, અને બીજી, ઉદરમાં નાંખેલા તે આહારના પદાર્થોનું શરીરમાં જ્યારે ઝેર થાય છે, ત્યારે તે ઝેરને શરીરમાંથી બહાર કાઢી નાંખવાને માટે વૈદ્યોને તથા ડોકટરોને આપવાના પૈસા પેદા કરવામાં.

મનુષ્યોને થતા વ્યાધિઓમાંથી સેંકડે નવ્વાણું વ્યાધિઓ અયોગ્ય ખાનપાનને ગ્રહણ કરવાથી અને જેટલું ખાવું જોઇએ તેના કરતાં વધારે ખાવાથી થાય છે.

રોગ શાથી થાય છે, તેનું સામાન્ય જ્ઞાન જો મનુષ્યપ્રજાને થાય તો પ્રત્યેક મનુષ્ય પૂરાં સો વર્ષ પૂર્ણ આરોગ્યને અને દુઃખવિનાની સ્થિતિને સુખપૂર્વક ભોગવે.

ઈટલીમાં લુઇ કૉર્નેરો નામનો એક પુરુષ થોડાં વર્ષઉપર થઈ ગયો છે. તે ૧૦૪ વર્ષસુધી જીવ્યો હતો. ૮૩ વર્ષની ઉમ્મરે તો તેણે ગ્રંથો લખવા માંડ્યા હતા. તેનું આરોગ્ય ઘણા જ ઉંચા પ્રકારનું હતું. જ્યારે તે મરી ગયો ત્યારે જેમ કોઈ નાનું બાળક ઉંઘી જાય તેમ કશી પણ વેદનાવિના મરી ગયો હતો.

ચાળીશ વર્ષની ઉમરે તેના શરીરમાં રોગ એટલો બધો વ્યાપી ગયો હતો કે તે જીવશે કે કેમ, તેનો સર્વને સંશય હતો. જન્મથી જ તેનું શરીર બહુ નાજુક અને નબળા બાંધાનું હતું; અને શ્રીમાનને ઘેર જન્મેલો હોવાથી તથા પુષ્કળ સંપત્તિ હોવાથી, ઘણા શ્રીમંતો જેમ વિવિધ પ્રકારના મોજશોખ કરવાનો પોતાનો હક ગણે છે, તેમ તેણે પણ મોજશોખમાં ઝંપલાવ્યું હતું; અને તેનો પરિણામ એ આવ્યો હતો કે તે એક નહિ પણ અનેક મોટા રોગોથી પીડાતો હતો.

અને તોપણ પોતાની ખરાબ ટેવો છોડી દેવાથી તથા પોતાની જીભને અંકુશમાં રાખવાથી તે મરણપથારીમાંથી બેઠો થયો એટલું જ નહિ પણ તેણે સુદૃઢ આરોગ્યને તથા મનની શાંતિને પ્રાપ્ત કરી, અને સો કરતાં વધારે વર્ષ જીવ્યો.

'દીર્ઘ આયુષ્ પ્રાપ્ત કરવાની કળા' એ નામનું તેના વિવિધ લેખોનું એક પુસ્તક પ્રકટ થયું છે. આ પુસ્તકમાં મિતાહારનું પ્રકરણ તેણે ૮૩ વર્ષની ઉમરે અને એક બીજું પ્રકરણ ૮૬ વર્ષની ઉમરે લખ્યું હતું.

કૉર્નેરો લખે છે કે થોડું અને ડહાપણથી ખાવાથી મનુષ્યનું આયુષ્ વધે છે, અને આ નિયમનો કોઈ દિવસ જરા પણ ભંગ ન કરનારને અકસ્માત્ આવી પડતાં દુઃખોથી પણ ઘણી જ થોડી અસર થાય છે. આ વચનને સાબિત કરવાને માટે તે પોતાનું ઉદાહરણ ટાંકે છે. તે કહે છે કે ઘણી મોટી ઉમરે ગાડી ઉંધી પડવાથી મારા માથામાં તથા પગમાં પુષ્કળ વાગ્યું. પરંતુ મારા પગનું લંગડાપણું તથા મને થયેલા ઘા એટલા તો થોડા વખતમાં મટી ગયા કે ડૉકટરો તેને એક ચમત્કાર ગણવા લાગ્યા.

કૉર્નેરો આખા દિવસમાં બરાબર પોણોશેર આહારને ગ્રહણ કરતો. પ્રવાહી પદાર્થ તે

પોણોશેર ને નવટાંક લેતો. તે એક ટંકમાં એક જ જાતનો ખોરાક લેતો.તે ફળ ખાતો ન હતો, કારણ કે તે તેને માફક આવતાં ન હતાં. તે એવું કહેતો કે પ્રત્યેક મનુષ્યે પોતાના શરીરને કયો ખોરાક અનુકૂળ આવે છે, તે પ્રયોગવડે નક્કી કરી લેવું, અને પછી તે ખોરાકને ઘણા જ **ઓછા પ્રમાણમાં** ખાવો. માત્ર એક દિવસ ઓછો ખાવો એમ નહિ પણ હંમેશાં જ એમ કરવું.

તે કહે છે કે "સંસારમાં જીવવું એ કેટલું રમણીય છે, એ જ્યાંસુધી હું ઘરડો થયો ન હતો ત્યાંસુધી મને સમજાયું ન હતું. જે સાચી શાંતિ અને સુખ હું ભોગવું છું, તેવી સ્થિતિમાં જીવવાનો કોને કંટાળો આવે ?"

વળી તે કહે છે કે 'એક ટંકમાં એક જ વસ્તુ ખાઓ. બીજી ખાવાની લલુતા કરો તો જમી ઉઠતાસુધી કોઈ પણ પ્રકારનો પ્રવાહી પદાર્થ પીશો નહિ. વળી અથાણાં, ચટણી વગેરે ખાશો નહિ.'

પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં તે નીચેનું વાક્ય લખે છેઃ—

"જ્યારે બત્રિશ જાતનાં પકવાન અને તેત્રિશ જાતનાં શાકથી પીરસેલી શ્રીમંત લોકોની દબદબાવાળી પત્રાળી હું જોઉં છું, ત્યારે તે પત્રાળીમાં ગુપ્તપણે છુપાઇ રહેલાં સંધિવા, જલોદર, જ્વર, અને ભારે ભોજન જમ્યા પછી જણાતી અસ્વાભાવિક સુસ્તી મારી દૃષ્ટિએ આવે છે."

લુઇ કોરનેરોના ભોજનસાથે, નાસ્તરામાં પાંચ સાત મિષ્ટાન્નોને ઉડાવનાર, બપોરે, શાક, અથાણાંસાથે વીસ પચીસ ભારે વસ્તુઓને આડે હાથે ઝાપટનાર, નમતે પહોરે કંઈ આકરાકુકરા ફાકનાર, ભજીયાં, પુરી, દુધ વગેરે પદાર્થોથી રાત્રે મોઢું વાળુ કરનાર, તથા આ સર્વમાં પૂરતી કરવાને પાંચ સાત વાર ચાહા, કોફી, આઈસક્રીમ વગેરેની ઉદરમાં રેલ આણનાર કોઈ શ્રીમાનના કે નૃપતિના ભોજનને સરખાવો.

આ સર્વના પરિણામમાં મોટાં પેટ, મંદાગ્નિ, યકૃતમાં બિગાડ, સંધિવા, પક્ષાઘાત, ચાર ડગલાં ચાલતાં પણ હારી જવાય એવું સ્થૂલ શરીર, તથા વિવિધ પ્રકારના રોગો પ્રકટેલા જોઇને શામાટે આશ્ચર્ય થવું જોઇએ.

સ્પેનનો પાંચમો ચાર્લ્સ પથારીમાંથી ઉઠતાં જ પાંચ વસ્તુઓનો નાસતો કરતો, બીજી વાર બાર વાગતાં ભારે ભોજન લેતો, ત્રીજી વાર વિશ વસ્તુઓને અને જાતજાતના દારૂઓને ચઢાવતો, અને મધ્ય રાત્રે પાછો જમતો. પીસ્તાળીશ વર્ષની ઉમરે તે છેક અશક્ત થઇ ગયો. તેનાથી ઘોડીઓવિના ચલાતું નહિ. તેનું યકૃત ફુલી ગયું. તેને સંધિવા તથા કળતરનો વ્યાધિ થયો. અને આ વિના પણ બીજા ઘણા રોગો થયા. તેને આ સઘળા રોગો થવામાં તે 'પરમેશ્વરની એવી મરજી છે' એમ માનતો.

પૂર્વે જે જે ઘોર કૃત્યો કરનાર દુષ્ટ રાજાઓ તથા સત્તાધીશો થયા છે, તે સર્વ જમવામાં અકરાંતીયા હતા.

**નીરો** બપોરથી અર્ધી રાત્રસુધી જમ્યા જ કરતો. કેલીગયુલા એક જ વારના વાળુમાં સવા લાખ રૂપૈયા ખર્ચતો, અને **સીઝરોનો** અમલ અત્યાચારથી પૂર્ણ હતો. અકરાંતીયાપણું, મદ્યપાનાદિ વ્યસનો, અને નિર્દયતા સર્વદા સાથે રહે છે.

જો મનુષ્યો મિતાહાર સેવે તો જગતમાંથી સેંકડે નેવું રોગો મટી જાય એટલું જ નહિ પણ જગતમાંથી અર્ધી નિર્ધનતા ઓછી થઇ જાય.

માત્ર જીભને રાજી રાખવાને બદલે શરીરને પોષણ આપે એવા આહારના પદાર્થો જો વિચારપૂર્વક પસંદ કરવામાં આવે તો મંદવાડનો નાશ થાય એટલું જ નહિ પણ દ્રવ્યનો, મહેનતનો, અને ડૉક્ટરોની તથા વૈદ્યોની ફીનો બચાવ થાય.

હાલ મનુષ્યો ખાવાને માટે જીવે છે, તેને બદલે જો તેઓ જીવવાને માટે ખાય તો પોતાનું ગુજરાન ચલાવવાને ડોકટરોને તથા વૈદ્યોને કોઇ બીજો ધંધો શોધવો પડે, દવાખાનાંની સંખ્યા ઘટી જાય, અને પેટંટ દવાઓ બનાવનારાઓ પ્રજાને લાભ કરનારા કોઇ બીજા સારા કામમાં જોડાય.

આરોગ્ય, સંપત્તિ અને સૌંદર્ય સર્વ મિતાહારથી પ્રાપ્ત થાય છે. સુંદર અને નીરોગ થવા ઇચ્છનારે પ્રથમ જીભને વશ કરવી જોઇએ. જેણે જીભને વશ કરી છે, તે જ ખરો જિતેન્દ્રિય છે. કોઇ કવિએ કહ્યું છે કે 'જબલગ રસના જિતી નહિ તો નાહિ જિતેન્દ્રિય જાનીયે,' એ અક્ષરશઃ ખરૂં છે.

જમ્યા પછી સુવાનું મન થાય એવી રીતે પેટ ભરાય ત્યાંસુધી જમનારા અનેક વિદ્વાનો તથા પોતાને સદ્ગુણી માનનારાઓ, મદ્યપાન કરનારાને, અથવા વ્યભિચારાદિ દુર્ગુણોને સેવનાર મનુષ્યોને જોઇને ક્રોધથી ભમરો ચઢાવી દેછે, તથા નાકનાં ફુંગારાં ફુલાવી નાંખે છે, પણ તેઓ જાણતા નથી કે મદ્યપાન, વ્યભિચાર, અને અકરાંતીયાપણું; એ જો કે જૂદા જૂદા દુર્ગુણો જણાય છે તોપણ તે સર્વનું કારણ એક જ છે, અને તે એ કે ઇચ્છાને અથવા વાસનાને સંતોષવી. પેટ ભરાયા છતાં અને શરીરમાં અધિક પોષણની જરૂર ન છતાં ઉનાં ભજીયાં કે તેવો જ કોઇ સ્વાદિષ્ટ પદાર્થ જોઇને જેની જીભ વશ રહેતી નથી, અને જે આંખો મીચીને, પૂર્ણાહુતિનો ઓડકાર આવી ગયા છતાં પણ પાછો પત્રાળીઉપર હાથ ચલાવે છે, તેની કામનામાં અને રૂપવિષયથી આકર્ષાનાર વ્યભિચારી મનુષ્યની કામનામાં શો ભેદ છે, તે કોઈ કહેશે ? દુરાચારમાં,—વાસનાના પ્રાબલ્યમાં—અકરાંતીયો, વ્યભિચારી, અને મદ્યપી ત્રણે સરખા છે, અને તોપણ એક પડીયો વધારે દુધપાક ઉડાવી જનાર સંન્યાસીને કોઇ દુરાચારી ગણતું નથી, વધારે ખાવાથી ભીણો ચઢવાથી બપોરે જરા આડા થનાર વિદ્વાનને કોઇ દોષપાત્ર સ્વીકારતું નથી, અને સ્પર્શ વૃત્તિને સંતોષવાનું અકરાંતીયાપણું કરનાર મનુષ્યો જ્યાં ત્યાં દુરાચારી ગણાય છે, તથા નિંદાના પાત્ર થાય છે !

હદઉપરાંત ખાવાથી સૌંદર્ય, આરોગ્ય, સુખ, ધન, શ્રમ, અને આયુષ્યનો વ્યર્થ ક્ષય થાય છે.

---

# ग्रंथसत्कार.

**ટેલીસ્મેન અથવા તાવીજ**—( ભાષાંતર કરનાર રા. રા. **ધીમતરામ** નવલરામ લક્ષ્મીરામ, સુરત, મૂલ્ય રૂ. ૧-૦-૦ ) સુપ્રસિદ્ધ નવલકથાકાર સર વૉલ્ટર સ્કૉટની 'ટેલિસ્મેન' નામની અંગ્રેજી ભાષામાં રચાએલી નવલકથાનું ગુજરાતીમાં આ ગ્રંથમાં ભાષાંતર કરવામાં આવ્યું છે. મૂળ ગ્રંથ ઘણો રસિક છે, અને તેમાં રહેલા રસને તથા તાત્પર્યને ગુજરાતીમાં ઉતારવાનો ભાષાંતરકારે સારો પ્રયત્ન કર્યો છે. ગુજરાની સાહિત્યને સમૃદ્ધ કરનાર વિદ્વદ્વર શ્રીયુત **નવલરામ** ભાઇના સત્પુત્ર રા. રા. **ધીમતરામ**દ્વારા આવાં અનેક ગ્રંથરત્નો એક પછી એક મળવાની પ્રજા આશા રાખે તો તે અયોગ્ય નહિ જ ગણાય.

કેટલાક મનુષ્યો ભાષાંતરદ્વારા સાહિત્યની અભિવૃદ્ધિ કરનાર લેખકોપ્રતિ ન્યૂન માનની દૃષ્ટિથી જુએ છે, પરંતુ તે યોગ્ય નથી. ઉત્તમ પ્રકારનાં ભાષાંતર કરનાર લેખકમાં અને સ્વતંત્ર લેખકમાં વસ્તુતઃ મોટો ભેદ નથી. જ્ઞાન વાતાવરણમાં સર્વત્ર વ્યાપી રહ્યું છે, અને સ્વતંત્ર લેખક જ્યારે તેમાંથી પોતાના મગજમાં આકર્ષણ કરી, સ્વતંત્ર લેખ લખે છે, ત્યારે ભાષાંતરકાર પુસ્તકમાં રહેલા જ્ઞાનને પોતાના મગજમાં યથાર્થ સમજી, ભાષાંતર કરે છે. લેખ લખવાની બંનેની ક્રિયામાં જ ભેદ છે. સ્વતંત્ર લેખકે વાતાવરણમાંથી જ્ઞાનને આકર્ષવાની કળાને સાધ્ય કરી છે, અને ભાષાંતરકારે પુસ્તકમાંથી જ્ઞાનને સમજવાની કળાને સાધ્ય કરી છે. ભાષાંતરકાર જેમ કશું નવું લખતો નથી, તેમ સ્વતંત્ર લેખક પણ નવું કશું જ લખતો નથી. સ્વતંત્ર લેખક જે અનાદિસિદ્ધ છે, તેને પોતાની વાણીનાં અને સંકલનાનાં નવાં વસ્ત્રો પહેરાવીને વાચકસંમુખ રજુ કરે છે. ભાષાંતરકાર, જે જ્ઞાન મૂળ ગ્રંથમાં સિદ્ધ છે, તેને વાચકોનો ભિન્ન વર્ગ યથાર્થ જોઇ શકે એવી રીતે પોતાની રસમય વાણીનાં તથા ભાવપ્રદર્શક શક્તિનાં નવાં વસ્ત્રો ધારણ કરાવીને વાચકસંમુખ મુકે છે; અને આમ કરવામાં સ્વતંત્ર લેખકથી તેને ઓછા સામર્થ્યની અપેક્ષા હોય છે, એમ છે જ નહિ. તાત્પર્ય એ છે કે સ્વતંત્ર લેખક જેમ માનને પાત્ર છે, તેમ ઉત્તમ ભાષાંતરકાર પણ માનને જ પાત્ર છે.

રા. રા. ધીમતરામ પોતાનું નિવૃત્તિપરાયણ જીવન આ પ્રકારના સદ્વ્યાપારમાં અધિક અધિક યોજી પોતાના સ્મરણીય પિતૃશ્રીના જેવી અથવા તેથી પણ અધિક ઉજ્જ્વળ કીર્તિ પ્રાપ્ત કરો, એવી પ્રાર્થના છે. પ્રસ્તુત ગ્રંથ લગભગ પાંચસેં પૃષ્ઠનો તથા સુશોભિત પાકા પુંઠાનો છતાં તેનું મૂલ્ય માત્ર એક રૂપૈયો રાખી ભાષાંતરકારે પોતાની સાહિત્યને વૃદ્ધિ કરવા પ્રતિની કાળજી દર્શાવી છે. દ્વિતીય આવૃત્તિપ્રસંગે 'મર્ણ,' 'આશ્ચર્યતા,' 'કુંવારિકા' જેવાં કોઈ કોઇ દૃષ્ટિદોષથી રહી ગયેલાં શબ્દાદિનાં અશુદ્ધ રૂપો સુધારવા વિનવવામાં આવે છે.

**अर्हतानंदिनि काव्य**—(રચનાર શેઠ શ્રીરણછોડદાસ માધવદાસનાં ધર્મપત્ની સ્વર્ગવાસી સૌ. ગોદાવરીબાઇ, મુંબઇ) ત્રેવિશ વર્ષની અલ્પ વયમાં આ સદ્‌વૃતા સન્નારીએ, વિવિધ વિષયોઉપર જે ઉત્તમ પદ્યો રચ્યાં છે, તે કોઈ વિદ્વાન્ પુરુષની લેખિનીને પણ શોભા આપે એવાં છે. કેળવણીથી સ્ત્રીઓનાં જીવન સુધરવાને બદલે બગડે છે, એવો સ્ત્રી કેળવણીઉપર ખોટો આરોપ મૂકનાર, આ સત્સંસ્કારી આર્યબાળાનાં કાવ્યોને અવલોકશે તો તેને ખાતરી થયાવિના નહિ રહે કે વિદ્યા એ સ્ત્રીઓને, પુરુષોના કરતાં પણ કેટલી સત્વર દેવીની પંક્તિમાં આણી મૂકે છે. આ ગ્રંથમાં ઈશ્વરસ્તુતિનાં, બોધનાં, જ્ઞાનનાં, વૈરાગ્યનાં, વગેરે વિવિધ વિષયનાં અનેક ઉત્તમ પદ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ભાષા, નિર્દોષ, સરળ, તથા સંસ્કારી છે. પુસ્તકમાં તેનું મૂલ્ય જણાવ્યું નથી. તેથી યોગ્ય સ્ત્રીઓને આ પુસ્તક વગરમૂલ્યે આપવાનો કદાચ શેઠ શ્રીરણછોડદાસનો સંકલ્પ હશે, એમ અનુમાન થાય છે.

**स्व० गोदावरीबाइनो गद्य तथा प लखाणोनो संग्रह**—'કપોલ મિત્ર' નામના મુંબઈમાં પ્રસિદ્ધ થતા માસિકના અધિપતિએ પોતાના માસિકના આઠમા પુસ્તકના ૯-૧૦ અંકોમાં ઉક્ત સન્નારીના ગદ્યપદ્ય લેખોનો સંગ્રહ પ્રકટ કર્યો છે. આ સંગ્રહમાં સૌ. ગોદાવરીબાઇની ઉત્તમ પ્રકારની ગદ્યલેખનશક્તિનું ભાન થાય છે. તેમાં સ્ત્રીઓને મનન કરવાયોગ્ય કેટલીક બોધક રસિક વાર્તાઓ તથા વ્યાખ્યાનો છે,

**વૈરાગ્ય અને મુમુક્ષુ પ્રકરણ**—( પ્રસિદ્ધ કરનાર સસ્તુ સાહિત્યવર્ધક મિત્રમંડળ, મુંબઈ, મૂલ્ય ૦-૭-૦ ) શ્રીયોગવાસિષ્ઠનાં પ્રથમ બે પ્રકરણનું આ ગ્રંથમાં મૂળ શ્લોક સાથે ભાષાંતર આપવામાં આવ્યું છે. વેદાંતાનુરાગી પુરુષો યોગવાસિષ્ઠપ્રતિ સર્વદા અત્યંત માનની દૃષ્ટિથી જુએ છે. વેદાંતના અધિકારી થવા ઇચ્છનારને તેનાં પ્રથમ બે પ્રકરણો નિરંતર મનન કરવા યોગ્ય ગણાય છે, અને તેથી સસ્તુસાહિત્યવર્ધક મિત્રમંડળે આ બે પ્રકરણો આટલા અલ્પ મૂલ્યે પ્રકટ કરી વેદાંતના અધિકારી થવા ઇચ્છનાર પુરુષોઉપર મોટો ઉપકાર કર્યો છે. વેદધર્મસભાએ યોગવાસિષ્ઠના પ્રકટ કરેલા ભાષાંતરને જ આ ગ્રંથમાં કાયમ રાખવામાં આવ્યું છે.

**શિવબોધ ભાગ ૧ લો**—( પ્રસિદ્ધ કર્તા શા. મેઘજી હીરજીની કંપની. મુંબઈ; મૂલ્ય ૦-૧૨-૦ ) આ ગ્રંથમાં શ્રીયુત **શિવજી** દેવશીએ પોતાના વિવિધ સંબંધીઓ તથા સજ્જનાદિ પ્રતિ વિવિધ પ્રસંગે લખેલાં પત્રોના સંગ્રહ કરવામાં આવ્યો છે. શ્રીયુત **શિવજી** તત્ત્વદૃષ્ટિપ્રાપ્ત પંડિત શ્રીલાલનના અનુયાયી તથા અધિક પરિચયવાળા હોવાથી તેમના લેખોમાં સ્થળે સ્થળે ઉત્તમ તાત્ત્વિક વિચારો દૃષ્ટિએ આવે છે. જૈનોને લખેલાં પત્રોમાં તત્ત્વબોધ જૈન પરિભાષાને અવલંબીને આલેખાયલો હોવાથી તે પરિભાષાથી અપરિચિત મનુષ્યને અર્થગ્રહણ કરતાં મગજને સહજ પરિશ્રમ આપવો પડે છે. અન્ય અનેક પત્રો ગમે તે ધર્મવાળાને આનંદપ્રદ તથા બોધપ્રદ થઈ પડે એવાં છે.

**કૃષિવિદ્યા**—( લખનાર મિ. પી. આર. મહેતા, એમ. આર. એ. સી. તથા શ્રીયુત **વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલ**, અમદાવાદ, મૂલ્ય ૦—૮—૦ ) સર્વ ઉદ્યોગોમાં ખેતી એ સર્વોત્તમ ઉદ્યોગ ગણાય છે, કારણ કે એક પક્ષથી જેમ તે જીવનને અનિવાર્ય ઉપયોગની વસ્તુઓ પૂરી પાડે છે તેમ અન્ય પક્ષથી તે કુદરતમાં રહેલા અગાધ ગુપ્ત ભંડારોને બહાર પ્રકટ કરે છે. બીજા સર્વ ઉદ્યોગનો નાશ થતાં મનુષ્ય પ્રજાનો નાશ થવાનો સંભવ આવતો નથી. પરંતુ ખેતીના નાશ થતાં મનુષ્યોને પોતાનું જીવન નિભાવવું અત્યંત કઠિન થઈ પડે છે. આમ હોવાથી બીજી સર્વ વિદ્યાઓને ખીલવવા પહેલાં કૃષિવિદ્યાને ખીલવવાનો પ્રયત્ન સઉથી પ્રથમ તથા સઉથી વધારે કરવો, એ પ્રત્યેક બુદ્ધિમાન પ્રજાનું કર્તવ્ય છે. આમ છતાં આ વિદ્યાના સંવર્ધનપ્રતિ આ દેશના વિદ્વાનોનું સઉથી ઓછું લક્ષ ગયું છે, એ આ દેશના ભાવિ ઉદયમાં ઓછો સમય વીતાવનાર નથી. આવી સ્થિતિમાં ઉક્ત વિદ્વાનોએ રચેલું પ્રસ્તુત પુસ્તક અત્યંત અભિલષણીય છે. આ પુસ્તકમાં ખેતીની જમીન, તેના વર્ગ, ગુણ, છોડનો ખોરાક અને ખાતરનું; વિવિધ અન્ન, શાક, ફળ, વગેરે કેવી રીતે તૈયાર કરવાં તેનું; તેમ જ જાનવરની જાતો,તેમના રોગો,તેમને પાળવાના નિયમો વગેરે વિવિધ બાબતોનું ખેડુતોને ઉપયોગી થઈ પડે એવું જ્ઞાન સરળ ભાષામાં આપવાનો ઉત્તમ પ્રયત્ન કરવામાં આવ્યો છે. પુસ્તક પાકા પુંઠાનું તથા સવા બસેં પૃષ્ઠનું છતાં, તેનું મૂલ્ય માત્ર આઠ આના રાખ્યું છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં વૉશિંગ્ટનનું 'એગ્રીકલ્ચર ડીપાર્ટમેંટ' જેવો પ્રયત્ન કરે છે, તે ધોરણઉપર આ દેશના વિદ્વાનોનું એક મંડળ બને, અને આ ઉપયોગી વિષયના સંબંધમાં આ દેશને અનુકૂળ આવે, એવા શોધો કરે તો ઘણો લાભ થવા સંભવ છે. એ ખાતાએ ખેતીમાં ઉપયોગી થઈ પડે એવા લગભગ ત્રણસેં નિબંધો બહાર પાડ્યા છે. એ નિબંધોમાંથી આપણા દેશના ખેડૂતોને ઘણું શીખવાનું મળી શકે તેમ છે;



# श्रीसिद्धेश्वर.

**मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.**



## ॥ ॐ श्रीं ॥

## शिखरे स्थिति.

શાસ્ત્રમાત્ર આપણને આ જગતના પદાર્થમાત્રનો મોહ ત્યજવા ઉપદેશ આપે છે. તેઓ સર્વ આ વિષયોને વિષજેવા જાણીને તેમનાથી દૂર રહેવા આપણને ડિંડિમ વગાડીને કહે છે. આમ કરવામાં તેમનો શો હેતુ હશે? શું આ વિષયોમાં કશું જ સુખ નથી, તેથી તેઓ આપણને આ પ્રકારનો ઉપદેશ આપે છે? અથવા શું તેઓ એવાં અદેખાં છે કે વિષયોના ઉપભોગથી જે થોડો પણ આનંદ મનુષ્યો ભોગવે છે, તે તેઓથી સહન થઇ શકતો નથી? વસ્તુતઃ આમાંનું કશું જ નથી. વિષયોનો ત્યાગ કરાવવામાં, અથવા તેમના પ્રતિનો મહામોહ ત્યજાવવામાં શાસ્ત્રોનો અત્યંત કલ્યાણકારક હેતુ રહ્યો છે. વિષયોના ભોગથી મળતાં સુખકરતાં અનંતગણુ ચઢીયાતું એક અન્ય પ્રકારનું સુખ રહેલું છે. સુખની અભિલાષાવાળા આ જીવો તે સુખનો અખંડ ઉપભોગ કરે, એવું શાસ્ત્રો ઇચ્છે છે, અને તે સુખને માટે આ હલકા પ્રકારના સુખનો ત્યાગ કરવા તેઓ જીવોને આગ્રહ કરે છે. પથરાથી રમતા પોતાના અજ્ઞાન બાળકને જેમ કોઇ શ્રીમાન્ પિતા, રત્ન તથા હીરા આપવાના હેતુથી પથરાથી રમવાનું છોડી દેવા પ્રબોધ આપે, તે જ પ્રમાણે અનંતગણુ ઉંચું સુખ આપવાના હેતુથી જ શાસ્ત્રો જીવોને નિકૃષ્ટ પ્રકારના વિષયસુખને છોડવા પ્રબોધ આપે છે. વળી જેમ બાળકનું જ્યાં સુધી રમતમાં ધ્યાન હોય છે, ત્યાં સુધી રમતથી હજારગણી ચઢીયાતી બીજી વસ્તુનું સ્વરૂપ તેને સમજાતું નથી અને તેથી તેને પ્રાપ્ત કરવા તે પ્રયત્નને આદરતો નથી, તેમ જ્યાંસુધી જીવો વિષયના મોહમાં લુબ્ધ રહે છે, ત્યાંસુધી તેમનાં વિવેકરૂપી નેત્રઉપર એવો તો અંધારપીછોડો આવી રહે છે કે તેવડે ઢંકાયલાં તેઓનાં નેત્ર વિષયથી ચઢીયાતું કોઈ સુખ છે કે કેમ, તે જોઇ શકતા નથી, તથા તેને માટે પ્રયત્ન કરતા નથી. આથી પણ વિષયોનો મોહ છોડાવવાને માટે વિષયોની હદઉપરાંત નિંદા શાસ્ત્રો કરે છે. વળી રાત્રિદિવસ વિષયોમાં પચ્યા

રહેનાર જીવોને સમય જતાં વિષયો ભોગવવાની એવી તો દઢ ટેવ પડી જાય છે કે પછી જેમ કેદખાનામાં આખો જન્મારો ગાળનાર લાટુદને કેદખાનામાંથી બહાર કાઢ્યા પછી પાછું કેદખાનુ જ સુખરૂપ જણાયું હતું, અને કેદખાનાથી હજારગણું ચઢીયાતું સ્વતંત્રતાનું સુખ દુઃખમય જણાયું હતું, તેમ વિષયો જ સર્વદા સુખરૂપ જણાય છે, અને તેમનાથી અનંતગણુ ચઢીયાતી વિષયરહિત અવસ્થા દુઃખરૂપ જણાય છે. આ કારણથી પણ વિષયોથી સાવધાન રહેવાનો આઘોષ સત્શાસ્ત્રો કરતાં જ રહ્યાં છે.

વિષયોથી ચઢીયાતું—અનંતગણુ ચઢીયાતું-સુખ છે, પણ તે આ વિષયોના પ્રદેશમાં નથી. વિષયોના પ્રદેશમાં રમનાર મન તે સુખની ઝાંખી કરવાને પણ અસમર્થ છે. જેમ પર્વતની તળેટીમાં ઉભેલા પુરુષને પર્વતના શિખરઉપરથી જણાતી શોભાનો અનુભવ કરવાને તળેટીનો ત્યાગ કરવો પડે છે, અને શિખરઉપરના પ્રદેશમાં આવવું પડે છે, તેમ વિષયોથી પેલી પાર રહેલા નિર્વિષય સુખનો અનુભવ કરવા ઇચ્છનારે વિષયનો નીચેનો પ્રદેશ તજવો પડે છે, અને ઉંચે ચઢી શિખરના પ્રદેશઉપર આવવું પડે છે.

જેમ તળેટીના પ્રદેશમાં શિખરનો નિર્વિષયસુખનું ભાન કરાવનારો પ્રદેશ નથી, તેમ શિખરના પ્રદેશમાં વિષયસુખનું ભાન કરાવનારો તળેટીનો પ્રદેશ નથી; અર્થાત્ વિષયમાં લુબ્ધ રહેનાર મનુષ્ય નિર્વિષયસુખના પ્રદેશમાં આવી શકતો નથી, તેમ જ નિર્વિષય સુખમાં રમનાર મનુષ્ય વિષયસુખમાં લુબ્ધ થતો નથી.'

જેમ બાળકે સર્વદા બાળક રહેવાનું નથી, પણ નિરંતર વૃદ્ધિને પામ્યા કરવાનું છે, તેમ જીવોએ વિષયના પ્રદેશમાં આખા આયુષ્પર્યંત ભટક્યા કરવાનું નથી, પણ તે પ્રદેશથી આગળ વધીને તેણે શિખરઉપર સ્થિર થવાનું છે; પ્રથમના જ શિખરઉપર આવીને તેણે અટકવાનું નથી, પણ જે શિખરથી ઉપર બીજું કંઇ જ હોવું સંભવતું નથી, તે શિખરઉપર સ્થિર થવાનું છે.

આ ઉચ્ચ શિખરઉપર જવાને માટે શું આપણે આ સ્થૂલ શરીરના પગથી પ્રવાસ કરવાનો છે? ના; આપણા આ પગ એ ઉચ્ચ શિખરઉપર જઈ શકતા નથી. મનવડે જ તે ઉચ્ચ શિખરઉપર ચઢી શકાય છે, અને મનવડે જ તે ઉચ્ચ શિખરઉપર રહી શકાય છે. આમ હોવાથી ભગવાં વસ્ત્ર ધારણ કરી આ સંસારનો ત્યાગ કરવાથી તે ઉચ્ચ શિખરઉપર જઇ શકાય છે, એમ જેઓ ધારે છે, તેઓ ઉચ્ચ શિખરના માર્ગને તથા ત્યાં જવાનાં સાધનોથી અજાણ્યા છે.

મન જેનું ભાન કરવા પ્રયત્ન કરે છે, તે પ્રદેશમાં તે ગતિ કરે છે, અને મન જેનું ભાન કરે છે, તે પ્રદેશમાં તે રહે છે. વડોદરામાં તમારા ઘરમાં બેશીને જો તમે મુંબઇનું ભાન કરો છો, તો તમે વડોદરામાં છતાં મુંબઇમાં રહો છો. ચારે દિશાથી શીતળ પવનની લહરીઓ આવ્યા કરતા મહાલયમાં બેઠા છતાં તમારૂં મન જો સહરાના રણનું ભાન કરે છે, તો તમે શીતળ મહાલયમાં છતાં પણ કકળતા સહરાના રણમાં છો, અને રણમાં રહેતાં છતાં પણ જો તમે શીતળ મહાલયનું ભાન કરો છો તો તમે મહાલયમાં જ છો. તમારી ગતિ ક્યાં થાય છે, તથા હાલ તમે ક્યાં છો, એનો નિર્ણય તમારૂં મન જેનું ભાન કરે છે, તે ઉપરથી કરી શકાય છે.

આથી શિખરપ્રતિ આપણે જે ગતિ કરવાની છે, તથા શિખરઉપર આપણે જે સ્થિતિ કરવાની છે, તે આપણા મનથી જ કરવાની છે.

શિખરપ્રતિ ગતિ કરનારે શું શું કરવાનું છે, તે આ લેખના અંતમાં સ્પષ્ટપણે દર્શાવવાનો પ્રયત્ન થશે. તે પૂર્વે શિખરપ્રતિ અભિરુચિ પ્રકટાવવાને અર્થે શિખરનું માહાત્મ્ય વગેરે વર્ણવીશું.

શિખરઉપર આવતાં જ મનુષ્યની દૃષ્ટિ બદલાઇ જાય છે. તળેટીમાં જ્યાં સુધી આપણે હોઇએ છીએ ત્યાં સુધી આ આખું જગત્ આપણને દુઃખના સાગરરૂપ ભાસે છે; જગત્માં સઘળે અવ્યવસ્થા અને અંધેર જાણે વ્યાપી રહ્યાં હોય, એમ આપણને ભાન થાય છે. પરંતુ શિખરઉપર સ્થિત થતાં એનું એ જ જગત્ આપણને સુખના સાગરરૂપ ભાસે છે, અને સર્વત્ર વ્યવસ્થા અને ન્યાય પ્રવર્તતાં દૃષ્ટિએ આવે છે. અમુક ખોટું છે, અમુકનો જગત્માંથી નાશ કરી નાંખવો જોઇએ, અમુકથી જગતને બહુ જ હાનિ થાય છે, એ પ્રકારનો દ્વેષભાવ આપણામાં રહેતો નથી, પણ સઘળું જ સારૂં છે, જગત્માં સઘળાની જ જરૂર છે, હાલના જગતના વિકાસના પ્રમાણમાં, હાલ જે કંઈ જગત્માં જોવામાં આવે છે, તે તેના હિતને માટે જ છે; જ્યાં જે છે, ત્યાં તે તેની ભૂમિકામાં સર્વોત્તમ છે, અને તેથી કંઇ પણ નાશ કરવા યોગ્ય નથી, એવી આપણામાં સર્વપ્રતિ પ્રેમભાવના પ્રકટે છે. **अज्ञस्य दुःखौघमयं ज्ञस्यानंदमयं जगत्** (અજ્ઞાનીને જગત્ દુઃખના ઢગલારૂપ જણાય છે, અને જ્ઞાનીને આનંદરૂપ ભાસે છે) એવું જે સત્શાસ્ત્રો કહે છે, તે આ તળેટી અને શિખરઉપરના દૃષ્ટિભેદથી જ કહે છે.

આ સ્થૂલ જગત્માં રહેનારને—આ સ્થૂલ જગતનું ચિંતન કરનારને—આત્માની ઉચ્ચ અભિલાષામાંથી કોઇ પણ અભિલાષાની સિદ્ધિ થવાનો અસંભવ જણાય છે. પોતાનાં ઉચ્ચ મનોરાજ્યો તેને સ્વપ્નસમાન મિથ્યા લાગે છે; પરંતુ આ સ્થૂલ જગતનું ઉલ્લંઘન કરીને તે શિખરઉપર જ્યારે સ્થિત થાય છે ત્યારે પોતાના સર્વ ઉચ્ચ અભિલાષો, પોતાનાં સર્વ ઉચ્ચ મનોરાજ્યો તેને સત્યવત્ ભાસે છે. તે સર્વની સિદ્ધિ તેને અત્યંત સરળ ભાસે છે.

શિખરે સ્થિત પુરુષ સાડાત્રણ હાથના મર્યાદાવાળા શરીરમાં પોતાને પુરાયલો અનુભવતો નથી, પરંતુ પોતાના આત્મચૈતન્યને દશેદિશામાં વ્યાપક અનુભવે છે. તેનું અંતઃકરણ સત્ય જ્ઞાનના અનંત સૂર્યથી ઝગઝગી રહ્યું હોય છે, અને તેનું શરીર પરમાત્માને નિવાસ કરવાનું તથા લીલા કરવાનું દેવમંદિર થયું હોય છે. તેનાં આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક દુઃખો ઝાકળની પેઠે અદૃશ્ય થઇ જાય છે; તેની સર્વ અપૂર્ણતાઓ ટળી જાય છે, અને પૃથ્વીઉપર રહેતાં છતાં કોઇ નવા લોકમાં તે રહેતો હોય એવું તેને ભાન થાય છે.

શિખરે સ્થિત પુરુષના જીવનની રમણીયતા વાણીવડે વર્ણવવાને કોઈ પણ સમર્થ નથી. શાસ્ત્ર તેને 'આશ્ચર્યવત્' કહીને વિરમે છે. ( **आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैवचान्यः। आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥** કોઇ એને આશ્ચર્યવત્ જુએ છે, કોઈ એને આશ્ચર્યવત્ કહે છે, કોઇ એને આશ્ચર્યવત્ સાંભળે છે, અને કોઇ એને સાંભળતાં છતાં પણ સમજતો નથી. ) તળેટીઉપરના જીવનમાં અને શિખર ઉપરના જીવનમાં એટલો બધો આકાશપાતાળ જેટલો ભેદ હોય છે કે આ જગત્માં જીવન ગાળતાં મનુષ્યોને તેની કલ્પના કરાવવી પણ કઠિન છે. પ્રત્યેક ક્ષણે ઉઠતા આનંદની લહરીઓ અકથ્ય હોય છે. એ આનંદના આગળ આખા જગતના વૈભવાદિથી પ્રાપ્ત થતો આનંદ મહા-

સાગરઆગળ બિંદુના જેવો કોઇ કોઈ વિદ્વાન્ વર્ણે છે. આવા આનંદને પ્રાપ્ત થનારને જ-ત્તમાં કયા પદાર્થની ઇચ્છા રહે ? અંતઃકરણની ઝંખનાનું સઘળું જ મળી ગયા પછી તે શાની ઝંખના કરે ? પૂર્ણ તૃપ્ત થયા પછી તેને શાની ભૂખ રહે ? આપ્તકામ થયા પછી તેને શાની કામના રહે ?

તળેટીના પ્રદેશમાં જ અંતઃકરણમાં ઉઠતી અસંખ્ય ઇચ્છાઓમાંની ઘણીને તૃપ્ત થયા વિના પાછું અંતઃકરણમાં શમવું પડે છે; પરંતુ શિખરના પ્રદેશમાં તો જે ઇચ્છા ઉઠે છે, તે તેના ફળને તત્કાળ પામીને જ હેઠી બેસે છે. ત્યાં માગ્યા મેઘ વરસે છે. ત્યાં કણ જોઇએ છે, તો મણ હાજર કરવામાં આવે છે. ત્યાં પાણી કહેતાં દુધ અને દુધ કહેતાં ઘીના સમુદ્રો રેલાય છે. કારણ કે શિખરના પ્રદેશમાં આપણે પરમાત્માની અત્યંત નિકટ હોઇએ છીએ. જે પરમાત્મામાંથી આપણા જેવાં, અનેક વૈભવોથી ભરેલાં બ્રહ્માંડો પ્રકટ્યાં છે, તથા આથી પણ અનંતગુણ ચઢીયાતા વિભવોથી ભરેલાં બીજાં અસંખ્ય બ્રહ્માંડો પ્રકટે તોપણ જેમની અગાધતામાંથી જળના એક બિંદુજેટલું પણ ઘટે તેમ નથી, તે પરમાત્માની આપણે અત્યંત નિકટ છીએ. કેટલા નિકટ ! આપણા હાથ અને પગકરતાં પણ વધારે નિકટ; આપણી ઇન્દ્રિયોકરતાં પણ વધારે નિકટ; આપણા પ્રાણકરતાં પણ વધારે નિકટ; આપણા મનકરતાં પણ વધારે નિકટ.

શિખરનો પ્રદેશ પરમદિવ્ય છે; પરમ સુંદર છે. **तद्धामं परमं मम** ( તે મારૂં પરમ ધામ છે) એ શબ્દોવડે શ્રીકૃષ્ણ જેને પોતાનું પરમ ધામ કહે છે, તે એ પ્રદેશ છે. અનેક ઋ-ષિમુનિઓ જેમાં વસીને નિર્ભય તથા નિઃશંક થયા છે, તે એ પ્રદેશ છે. શાસ્ત્રો જીવોનું જે ગંત-વ્ય સ્થાન વદેછે, તે એ પ્રદેશ છે. વસિષ્ઠે રામને યોગવાસિષ્ટમાં જેનો ઉપદેશ આપ્યો છે. તે એ પ્રદેશ છે. યોગીઓ ( mystics; occultists ) જેને ચતુર્થ પરિમાણ ( fourth dimension ) કહે છે, તે એ પ્રદેશ છે. જેને સૂર્ય, ચંદ્ર અને અગ્નિ પ્રકાશતા નથી (**न तद्भासयते सूर्यो न शशांको न पावकः**)તે એ પ્રદેશછે. તે કરોડો ગાઉ દૂર નથી, ઉંચે આકાશમાં નથી, પણ પ્રત્યેક મનુષ્યને પોતાની અત્યંત સમીપ છે. તે પ્રદેશમાં પ્રવેશ-વાનાં દ્વાર કદી અડકાવવામાં આવતાં નથી. તેઓ સર્વદા ઉઘાડાં રહેછે. હમણાં—આ ક્ષણે—તેમાં પ્રવેશવા ઇચ્છનાર પ્રવેશી શકે છે. આ સ્થૂલ શરીરમાં રહેતાં છતાં તેમાં પ્રવેશી શકાય છે, અને તે સ્થૂલ શરીરસાથે જ તેમાં રહી શકાય છે. તે આત્માનો પોતાનો ભવ્ય લોક છે. તેમાં જ્યારે આપણે પ્રવેશીએ છીએ, અને રહીએ છીએ ત્યારથી જ આપણા ખરા જીવનનો આ-રંભ થાય છે. તળેટીના પ્રદેશમાં રહીને આપણું જીવવું, એ જીવન નથી. વસ્તુતઃ એ આપણી મરણની અવસ્થા છે.

**यल्लाभान्नापरोलाभः** : (જેનાથી ઉત્કૃષ્ટ બીજો કોઇ લાભ નથી) એવા લાભની પ્રાપ્તિ આ આત્માના દિવ્ય પ્રદેશમાં પ્રવેશ્યા વિના બીજા કોઇ ઉપાયથી થતી નથી. **यतो वाचो निवर्तंते अप्राप्यमनसासह** (વાણી તથા મન જેના સ્વરૂપને સમજવા સમર્થ નથી) એવી અપરિમિત શાંતિ આ પ્રદેશમાં સ્થિતિ કર્યાવિના બીજાં કોઇ પણ સાધનથી થતી નથી. કવિ-ઓએ કલ્પેલું ગોલોકનું દિવ્ય ગાન આ પ્રદેશમાં પ્રવેશ્યાવિના શ્રવણે પડતું નથી.

(અપૂર્ણ.)

# केटलाक प्रश्नो अने तेनां उत्तरो.

**प्रश्न**—મહાકાલમાં આવતા કેટલાક વિષયોમાં એવો સિદ્ધાંત સ્થાપેલો જોવામાં આવે છે કે સ્ત્રી અને પુરુષ ઉભય સાથે મળીને જો કોઇ કામ કરે છે તો તે કામ તેઓ બહુ સતર અને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરી શકે છે. ત્યારે શું સ્ત્રીવિનાના પુરુષો ઉત્તમ પ્રકારની કાર્યસિદ્ધિ નથી કરી શકતા?

**उत्तर**—સર્વ પ્રકારે અનુકૂળ સંબંધવાળાં સ્ત્રીપુરુષ કોઇ ઉદ્દેશને સિદ્ધ કરવાને જ્યારે સાથે પ્રયત્નને આદરે છે ત્યારે તે ઉદ્દેશ સર્વોત્તમ પ્રકારે અને અલ્પ સમયમાં સિદ્ધ થાય છે, એ સિદ્ધાંત કેવળ સત્ય છે. પરંતુ આ પ્રકારની સર્વોત્તમ કાર્યસિદ્ધિ ઉભયનાં શરીરનો, મનનો તથા આત્માનો અત્યંત અનુકૂળ સંબંધ થયો હોય છે તો જ થાય છે. આમ છતાં સ્ત્રીની મદદવિનાનો, એકલો પુરુષ પણ ગમે તે કાર્યને કેટલાંક ઉત્તમ લક્ષણોવડે સર્વોત્તમ પ્રકારે સિદ્ધ કરી શકે છે. આત્મબળઉપર અને પરમેશ્વરઉપર સંપૂર્ણ શ્રદ્ધા ધરો, અને તમે કોઈ કાર્યમાં કદી પણ નિષ્ફળ નહિ થાઓ. જ્યારે તમે તમારા પોતાના જ બળઉપર ઝઝુમતાં શીખશો, અને આરંભેલા કાર્યની સિદ્ધિ કરવામાં તમને પોતાને એકલા છતાં સર્વ રીતે સમર્થ માનશો, ત્યારે કાર્યસિદ્ધિ બીજાને ગમે તેટલી અશક્ય લાગતી હશે તોપણ તમને થયા વિના નહિ જ રહે; અને સ્ત્રીની મદદવિના કદાચ કાર્યસિદ્ધિ નહિ થાય એવું હશે તોપણ તમારા મનની આ પ્રકારની સ્થિતિ ગમે ત્યાંથી પણ તમને સ્ત્રીની પ્રાપ્તિ કરાવી તમારા ઇચ્છેલા કાર્યની સિદ્ધિ કરાવશે.

**प्रश्न**—માનસોપચારથી વ્યાધિ શું ખરેખર હંમેશને માટે મટે છે કે ક્વચિત્ કોઇ કોઇને થોડી વાર મટેલા દેખાય છે, એ તેના મનની ભ્રમણામાત્ર હોય છે?

**उत्तर**—ઉપરટપકેની ક્ષણિક ભાવનાથી ઘણી વાર ક્ષણિક લાભ જણાય છે, પણ આવી અદૃઢ ભાવના એ યથાર્થ માનસોપચાર નથી. મન જ્યાં સુધી કેવળ બદલાઇ જતું નથી, ત્યાં સુધી યથાર્થ ભાવના ગણાતી નથી. યથાર્થ ભાવનામાં બાહ્ય મન તથા આંતર મન-ઉભય બદલાઇ જાય છે; અર્થાત્ અંતઃકરણના ઉંડા ભાગમાં પણ હું આરોગ્યસ્વરૂપ છું, એ વિચાર દૃઢ હોય છે, તેમ જ બાહ્ય મનમાં પણ જે વિચાર ચાલતા હોય છે, તે આરોગ્યના જ હોય છે. બાહ્ય તથા આંતર મન ઉભયમાં જ્યારે રોગનો વિચાર હોતો નથી ત્યારે શરીર પૂર્ણ આરોગ્યનો અનુભવ કરે છે. આથી આરોગ્યની ભાવનાથી જો તમને ક્ષણિક લાભ જણાતો હોય તો આંતર મનમાં આરોગ્યના દૃઢ સંસ્કાર પાડતાં શીખો. જ્યારે આંતર મનમાં આરોગ્યના દૃઢ સંસ્કાર પડે છે ત્યારે તે શરીરને પૂર્ણ નિરામય કરે છે. એવો એક પણ વ્યાધિ નથી જે આંતર મન ન મટાડી શકે. આમ હોવાથી આંતર મનઉપર દૃઢ સંસ્કાર પાડવામાં જ માનસોપચારની ખરી કુંચી રહેલી છે. આંતર મનમાં કેવી રીતે દૃઢ સંસ્કાર પાડવા, એ પૂર્વે ઘણી વાર લખાઈ ગયું છે, તથા પ્રસંગપરત્વે હવે પછી પણ લખાશે.

**प्रश्न**—કેટલાક મનુષ્યો બીજાની પ્રસન્નતા મેળવવાને માટે નિરંતર પ્રયત્ન કરતાં છતાં શા માટે તેમની પ્રસન્નતા મેળવી શકતા નથી?

**उत्तर**—બીજાને પ્રસન્ન કરવાનો ખાસ પ્રયત્ન કદી પણ ન કરો; અલ્પ અંશમાં પણ

સાગરઆગળ બિંદુના જેવો કોઇ કોઈ વિદ્વાન્ વર્ણે છે. આવા આનંદને પ્રાપ્ત થનારને જ-ગતમાં કયા પદાર્થની ઇચ્છા રહે ? અંતઃકરણની ઝંખનાનું સઘળું જ મળી ગયા પછી તે શાની ઝંખના કરે ? પૂર્ણ તૃપ્ત થયા પછી તેને શાની ભૂખ રહે ? આપ્તકામ થયા પછી તેને શાની કામના રહે ?

તળેટીના પ્રદેશમાં જ અંતઃકરણમાં ઉઠતી અસંખ્ય ઇચ્છાઓમાંની ઘણીને તૃપ્ત થયા વિના પાછું અંતઃકરણમાં શમવું પડે છે; પરંતુ શિખરના પ્રદેશમાં તો જે ઇચ્છા ઉઠે છે, તે તેના ફળને તત્કાળ પામીને જ હેઠી બેસે છે. ત્યાં માગ્યા મેઘ વરસે છે. ત્યાં કણ જોઇએ છે, તો મણ હાજર કરવામાં આવે છે. ત્યાં પાણી કહેતાં દુધ અને દુધ કહેતાં ઘીના સમુદ્રો રેલાય છે. કારણ કે શિખરના પ્રદેશમાં આપણે પરમાત્માની અત્યંત નિકટ હોઇએ છીએ. જે પરમાત્મામાંથી આપણા જેવાં, અનેક વૈભવોથી ભરેલાં બ્રહ્માંડો પ્રકટ્યાં છે, તથા આથી પણ અનંતગુણ ચઢીયાતા વિભવોથી ભરેલાં બીજાં અસંખ્ય બ્રહ્માંડો પ્રકટે તોપણ જેમની અગાધતામાંથી જળના એક બિંદુજેટલું પણ ઘટે તેમ નથી, તે પરમાત્માની આપણે અત્યંત નિકટ છીએ. કેટલા નિકટ ? આપણા હાથ અને પગકરતાં પણ વધારે નિકટ; આપણી ઇન્દ્રિયોકરતાં પણ વધારે નિકટ; આપણા પ્રાણકરતાં પણ વધારે નિકટ; આપણા મનકરતાં પણ વધારે નિકટ.

શિખરનો પ્રદેશ પરમદિવ્ય છે; પરમ સુંદર છે. **तद्धाम परमं मम** ( તે મારૂં પરમ ધામ છે ) એ શબ્દોવડે શ્રીકૃષ્ણ જેને પોતાનું પરમ ધામ કહે છે, તે એ પ્રદેશ છે. અનેક ઋ-ષિમુનિઓ જેમાં વસીને નિર્ભય તથા નિઃશંક થયા છે, તે એ પ્રદેશ છે. શાસ્ત્રો જીવોનું જે ગંત-વ્ય સ્થાન વદેછે, તે એ પ્રદેશ છે. વસિષ્ઠે રામને યોગવાસિષ્ઠમાં જેનો ઉપદેશ આપ્યો છે. તે એ પ્રદેશ છે. યોગીઓ ( mystics; occultists ) જેને ચતુર્થ પરિમાણ ( fourth dimension ) કહે છે, તે એ પ્રદેશ છે. જેને સૂર્ય, ચંદ્ર અને અગ્નિ પ્રકાશતા નથી (**न तद्भासयते सूर्यो न शशांको न पावकः**)તે એ પ્રદેશછે. તે કરોડો ગાઉ દૂર નથી, ઉંચે આકાશમાં નથી, પણ પ્રત્યેક મનુષ્યને પોતાની અત્યંત સમીપ છે. તે પ્રદેશમાં પ્રવેશ-વાનાં દ્વાર કદી અડકાવવામાં આવતાં નથી. તેઓ સર્વદા ઉઘાડાં રહેછે. હમણાં—આ ક્ષણે—તેમાં પ્રવેશવા ઇચ્છનાર પ્રવેશી શકે છે. આ સ્થૂલ શરીરમાં રહેતાં છતાં તેમાં પ્રવેશી શકાય છે, અને તે સ્થૂલ શરીરસાથે જ તેમાં રહી શકાય છે. તે આત્માનો પોતાનો ભવ્ય લોક છે. તેમાં જ્યારે આપણે પ્રવેશીએ છીએ, અને રહીએ છીએ ત્યારથી જ આપણા ખરા જીવનનો આ-રંભ થાય છે. તળેટીના પ્રદેશમાં રહીને આપણું જીવવું, એ જીવન નથી. વસ્તુતઃ એ આપણી મરણની અવસ્થા છે.

**यल्लाभान्नापरोलाभः** : (જેનાથી ઉત્કૃષ્ટ બીજો કોઇ લાભ નથી) એવા લાભની પ્રાપ્તિ આ આત્માના દિવ્ય પ્રદેશમાં પ્રવેશ્યા વિના બીજા કોઇ ઉપાયથી થતી નથી. **यतो वाचो निवर्तन्ते अप्राप्यमनसासह** (વાણી તથા મન જેના સ્વરૂપને સમજવા સમર્થ નથી) એવી અપરિમિત શાંતિ આ પ્રદેશમાં સ્થિતિ કર્યાવિના બીજા કોઇ પણ સાધનથી થતી નથી. કવિ-ઓએ કલ્પેલું ગોલોકોનું દિવ્ય ગાન આ પ્રદેશમાં પ્રવેશ્યાવિના શ્રવણે પડતું નથી.

(અપૂર્ણ.)

સંબંધ થવાનો જ; પણ જો આપણે આપણી ઉચ્ચ ભૂમિકામાં જ સ્થિર રહીએ છીએ અને નીચે ઉતરવાની ભૂલ કરતા નથી, તો તે નહિ જેવી થોડી તુચ્છ પ્રતિકૂળ વસ્તુઓ આપણને સ્વલ્પ અંશમાં પણ વિકળ કરી શકતી નથી. અન્ય પક્ષે જેમ જેમ ઉચ્ચ ભૂમિકામાં આપણે ચઢતા જઈએ છીએ તેમ તેમ વધારે સારી અને વધારે મહત્વની વસ્તુઓ આપણને પ્રાપ્ત થતી જાય છે. તમે નિર્ણય કરેલા ઉચ્ચ નિશ્ચયોને સર્વાંશે વળગી રહો, અને તમને જણાશે કે એક દિશામાંથી જો કદાચ તુચ્છસરખી વિપત્તિ આવે છે, તો કોઇ બીજી દિશામાંથી વધારે મહત્વવાળી સંપત્તિનું દ્વાર ઉઘડે છે. તમારા જીવનમાં બનતા સારા અને નઠારા સર્વ પ્રસંગો તમારા હિતને સાધનારા જ અવશ્ય થવાના. આ મહાન્ સત્યમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખો. ગમે તેવી તમારા ઉપર ગુજરે તોપણ આ નિશ્ચયને જ કથન કરો, અને અંતઃકરણમાં પણ તેનું જ ચિંતન કરો; અને તમને સમજાશે કે પ્રત્યેક દુઃખદ પ્રસંગની પાછળ સુખ રહેલું છે—તમને સમજાશે કે સુખ જ દુઃખનો વેષ લેઇને આવ્યું છે; તમારા ઉંચા નિશ્ચયોમાં પ્રથમના કરતાં પણ વધારે વેગથી તમે વહો, અને તેમાં વધારે દૃઢતાથી સ્થિર થાઓ, એટલા માટે સાધનરૂપ થઇને દુઃખ આવ્યું છે, એવું તમને ભાન થશે.

**પ્રશ્ન**—આંતર મનને જો કાંઈ આકાર અથવા કદ નથી તો પછી તેમાં વૃત્તિને કેવી રીતે એકાગ્ર કરવી ?

**ઉત્તર**—આંતર મન એ એક વિશાળ માનસ પ્રદેશ અથવા તો મનુષ્યના આખા શરીરમાં તથા બાહ્ય મનમાં વ્યાપી રહેલું એક આંતર જીવન છે; અને જો કે મનમાં તેનું ચિત્ર કલ્પી શકાતું નથી તોપણ તેનું ભાન કરી શકાય છે, અને તે પણ ઘણું સ્પષ્ટ રીતે ભાન કરી શકાય છે. આંતર મનમાં વૃત્તિને એકાગ્ર કરવાને માટે મનની વધારે ઉંડી સ્થિતિમાં પ્રવેશવું, અને આપણા અણુઅણુમાં, આપણા છેક ઉંડા ભાગમાં પણ, જે વિશાળ જીવન વ્યાપી રહ્યું છે, તેનું ચિંતન કરવું. આ પ્રમાણે સ્વભાવથી અને સરળતાથી તમે આંતર મનમાં વૃત્તિને એકાગ્ર કરી શકશો. આંતર મનને આકાર નથી માટે તે ભ્રાંતિરૂપ છે, અથવા ખોટું છે, એવો નિશ્ચય બાંધી બેસશો નહિ. પ્રેમ એ જગતમાં અત્યંત સત્ય વસ્તુ છે, અને તોપણ તેને આકાર કે કદ નથી. વિશુદ્ધિ, અનુભવ, સુખ, આનંદ, સદ્ગુણ, એકરાગ, સ્વરૂપમાં જીવનની સઘળી જ સર્વોત્તમ વસ્તુઓને ક્યારે આકાર હોય છે ! આકારવાળી જે સઘળી વસ્તુઓ આપણને દેખાય છે, તેમાં જે સત્ય છે તે આત્મા છે; અને આત્માનો આકાર કે પરિમાણ હોતાં નથી. આમ છતાં તેનું ભાન થઇ શકે છે, તેના સ્વરૂપનું જ્ઞાન થઇ શકે છે, તેનો અનુભવ થઇ શકે છે, બુદ્ધિવડે તેનો સ્પષ્ટ અવબોધ થઇ શકે છે. એ જ પ્રમાણે આંતર મનનું સમજીને જ્યારે તેમાં વૃત્તિને એકાગ્ર કરવામાં આવશે ત્યારે તે આંતર પ્રદેશનો વિકાસ કરવાનું કાર્ય સરળ ભાસશે.

**પ્રશ્ન**—પચનક્રિયા બરાબર ન થવાથી વિષ ઉત્પન્ન થાય છે, અને તે વિષ લોહીમાં ભળી મગજમાં જઇ વિવિધ મનોવિકારોને પ્રકટાવે છે, એમ કેટલાક વિદ્વાનો કહે છે. ચીડીયો સ્વભાવ પણ અપચાનો જ પરિણામ છે, એમ તેઓ જણાવે છે. આમ છે તો પછી કોઇ દિવસ અપચો ન થાય તેને માટે શું કરવું ?

**ઉત્તર**—પોતાના જીવનમાં બનતા સઘળા પ્રસંગોમાં, અને પોતાના સંબંધમાં આવતા

સઘળા પ્રાણીપદાર્થોમાં મનુષ્ય જ્યાંસુધી શુભને જુએ છે, અને આ પ્રકારની દૃષ્ટિથી જ્યાંસુધી તે પોતાના અંતઃકરણની પ્રસન્નતાને જાળવી રાખે છે, તથા પથ્ય આહારને મધ્યમ પ્રમાણમાં ખાય છે, ત્યાંસુધી અપચાની ફરીયાદ કરવાનું તેને કદી પણ કારણ ઉભું થતું નથી. કોઇ કોઇ વાર ક્રોધ, શોક, ભય વગેરે વિકારોને વશ વર્તવાથી પચનક્રિયા બરાબર થતી નથી, અને કોઇ કોઇ વાર પચનક્રિયા બરાબર ન થવાથી ચીડીયાપણું વગેરે દોષો પ્રકટે છે. એને કારણોને નિર્મૂળ કરવાને માટે નિરંતર પ્રસન્ન રહેવાનો અભ્યાસ પાડો તથા અપચો થાય એટલો બોજો જઠરઉપર કદી પણ ન લાદો. અંતઃકરણની પ્રસન્નતાજેવો પચનક્રિયાને લાભ કરનાર બીજો એક પણ સદ્ગુણ નથી. તેમ જ અંતઃકરણની શાંતિને હરી લેનાર અપચાજેવો બીજો કોઇ શારીરિક વિકાર નથી. આમ હોવાથી આ વિષયમાં શારીરિક તેમ જ માનસ બન્ને પક્ષઉપર ધ્યાન આપવાની અગત્ય છે.

प्रश्न—મજ્જાતંતુઓની દુર્બળતાથી થયેલો અપચાનો વ્યાધિ (nervous dyspepsia) ઉપવાસ કરવાથી મટી જશે ?

उत्तर—આ વ્યાધિમાં નકોરડા ઉપવાસ ખેંચી કાઢવાની અત્યંત જરૂરજેવું નથી. નિત્ય જેટલું ખાતા હો તેનાથી અર્ધું અથવા તેથી પણ જરા ઓછું ખાઓ, અને પ્રત્યેક ગ્રાસને મુખમાં જ્યાં સુધી તેનો સ્વાદ જણાતો બંધ થાય ત્યાંસુધી ચાવો. આ સાથે અંતઃકરણને નિરંતર પ્રસન્ન રાખવાનો અભ્યાસ પાડો.

प्रश्न—હાલ હું જે ધંધો કરૂં છું તેમાં મને જરા પણ રસ પડતો નથી, અને તોપણ જે ધંધામાં મને રસ પડશે, એવું મને લાગે છે, તે ધંધો કરવાજેવી મારામાં મને યોગ્યતા જણાતી નથી. આવી સ્થિતિમાં મારે શું કરવું ?

उत्तर—હાલ જે કામ આપણે કરવાનું હોય છે, તે કામને જો આપણે ઉત્તમ પ્રકારે કરીએ છીએ, તો તે કામ ભવિષ્યમાં જે ઉંચુ કામ કરવા આપણે ધાર્યું હોય છે, તે કામ સાધવામાં પગથીયારૂપ થાય છે. ઉન્નતિની મુખ્ય કુંચી આ જ છે, અને તે એ કે જે કામ આપણે કરતા હોઇએ તે આપણાથી બને તેટલું સર્વોત્તમ કરવું. તમારા કામમાં રસ પડે એવું કંઇક જો તમે શોધી કાઢશો, તથા ઉન્નતિના માર્ગમાં તે તમને વધારે આગળ ચલાવનાર સાધન છે, એવી તેનામાં બુદ્ધિ રાખશો તો હાલ તમે જે કામ કરો છો, તેમાં તમને રસ પ્રકટશે. આ કામ કરતી વખતે જે વધારે ઉંચુ કામ કરવા તમે ધાર્યું છે, તેને માટે તમને યોગ્ય કરનાર જે જે પ્રસંગો તમને પ્રાપ્ત થાય તેનો લાભ લેવાને ચુકતા નહિ; અને સ્મરણમાં રાખજો કે મારામાં અમુક કામ કરવાની યોગ્યતા છે, એવું જે ધારે છે, તેનામાં તે કરવાની યોગ્યતા આવે છે.

---

## 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | | રૂપીઆ |
|---|---|---|---|
| રા. રા. ચુનીલાલ પ્રેમાનદ (પોતાના માતુશ્રી બાઇ પાર્વતીની સદ્‌ગતિનિમિત્ત) | ભરૂચ | રૂ | ૧–૦–૦ |
| રા ગ શેઠ ઇશ્વરલાલ ગરબડદાસ (સક્રાતિનિમિત્ત) | તરસાડા | રૂ | ૧–૦–૦ |
| રા રા મો ન વ્યાસ, (પી અમૃતલાલની સદ્‌ગતિનિમિત્ત) | " | રૂ | ૦–૮–૦ |
| એક શ્રેયસ્સાધક સ્ત્રી | વડોદરા | રૂ | ૧–૦–૦ |
| એક સાધક | મુબઇ | રૂ | ૧૦–૦–૦ |

---

☞ સાધનસમારભના સ્થળનો હજી નિર્ણય થયેલો ન હોવાથી તે સબધી સૂચના આવતા અકમા આપવામા આવશે

---

☞ નીચેનો પત્ર આ માસિકમા પ્રકટ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરવામા આવવાથી તેને સ્થાન આપવામા આ વ્યુ છે

**રા. રા. "મહાકાલ" ના તન્ત્રીની સેવામાં,**

સાહેબ

ઇ સ ૧૯૦૯ ની સાલમા પ્રસિદ્ધ થયેલા ગુજરાતી સાહિત્યનુ અવલોકન લખવાનુ કામ અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની વ્યવસ્થાપક કમિટિએ મને સોપવાનુ ઠરાવ્યુ, તે મે સેવાબુદ્ધિથી ઉપાડી લેવાની હિંમત કરી છે, તો એ સબધે કર્ત્તાઓ, સોસાયટીઓ, રાજ્યો, પુસ્તકપ્રસિદ્ધકો, છાપખાનાઓ, વર્ત્તમાનપત્રો, આદિ જે કોઇએ ઇ સ ૧૯૦૯ ની સાલ દરમિયાન ગુજરાતી પુસ્તકો, ચોપાનિયા, માસિકો, વર્ત્તમાનપત્રો, રિપોર્ટો, આદિ પ્રસિદ્ધ કર્યું હોય, તે સૌને આપના પત્રદ્વારા વિનતિ કરવા રજા લઉ છુ કે તેની એક એક નકલ મને "સિવિલ સ્ટેશન, રાજકોટ" ને સરનામે તા ૧૫ ફેબ્રુઆરી ૧૯૧૦ સુધીમાં મોકલાવવા કૃપા કરશો, અને વળી તે દરેકમા "ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પુસ્તકાલયને ભેટ" એ મુજબ લખીને મોકલવાની તસ્દી લેશો, એટલે એ પુસ્તકો આદિ વચાઇ રહ્યા પછી મારી પાસે રાખવાને બદલે પરિષદ્‌પુસ્તકાલયને સોપી દેવામા આવશે

ઇ સ ૧૯૦૯ મા પ્રસિદ્ધ થયેલી તમામ વસ્તુઓ મને મળે તો જ મારા અવલોકનમા પૂર્ણતા આવે એમ હોવાથી ગુજરાતી વર્ત્તમાનપત્રો, માસિકો, આદિને વિનતિ કરવા રજા લઉ છુ કે સૌએ આ કાગળ પ્રકટ કરીને મારી આ માગણીને આખા દેશમા સર્વત્ર જાહેર કરવાની મદદ આપવા મહેરબાની કરવી.

તા ૨૮–૧૨–૦૯ બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

---

# प्रभानुक्रमणिका.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે, અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે પોસ્ટ ઓફિસ વાટે તપાસ કરી અમને જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી

વ્યવસ્થાપક. મહાકાલ. વડોદરા.




रुप ( पुस्तक ) २२.— माघ कृष्ण० १४, संवत् १९६६. दर्शन ( अंक ) ४.

॥ ॐ श्रीँ ॥

# प्राणिमात्रने सुखोत्पत्ति करवाथी परमात्मा प्रसन्न थाय छे.

પદ. ( દિલ માઉ માને નહિ, મનડું ઠરે નહિ, એ લય )

એક દિવસે પ્રભાતમહિં, વાણી આકાશે થઇ, 'આવે પ્રભુ મુજ ગ્રામમાં,'
મારી વૃત્તિમા એમ થયું, કે શુ પ્રભુ કદી આવી વસે મારા ધામમાં !
કયાં આવી ઉતરશે ન એ વાણીવિષે કઇ સાભળ્યું,
મુજ રંકના પ્રતિ આવવા, કા ચિત્ત હોય નહિ ઢળ્યું,
મેં એમ મધ વિચારીને, ઘર સ્વચ્છ શોભિતું કર્યું,
સત્કાર કરવાને પ્રભુનો કાર્ય સઘળું આદર્યું,
કદી પોતે વહેલા પધારે એ ધારીને કીધી ત્વરા બહુ કામમાં, મારી૦
જવ કાર્ય કરતો હું હતો, એક આવી સ્ત્રી મુજ બારણે,
નિજ દુઃખ કહી કહે આવી છું, એના નિવારણકારણે;
કહ્યું મેં, ઘણો હું કામમાં છું, કાર્ય તારૂં થશે નહિ,
છે કામ મોટું આદર્યું મેં, તેથી ઉભી રહે ન અહિં;
'અરે'! નાંખી નિઃશ્વાસ ચાલી ગઇ, બીજા કામે લાગ્યો હું દમામમાં, મારી૦
થોડી ક્ષણો વિત્યા પછી, એક ભિક્ષુ બુઢ્ઢો આવીયો,
કહે કરી બહુ મુસાફરી, તરસ્યો ભુખ્યો છું થાકીયો;
તમ ધામમાં વિશ્રામ દો, વિનવે મને એમ કરગરી,

કહ્યું જોઇ દુઃખી હું તને, (પણ) નવરાશ મુજને નથી જરી,
મારે ત્યાં તો મોટા કોઇક આવનાર છે, જા તું બીજા કોઇના ઠામમાં,મારી૦
બધું કાર્ય લગભગ કરી રહ્યો, હું વાટ જોતાં પ્રભુતણી,
ત્યાં આવ્યું રડતું બાલ જેની, આંગળી કચરાઇ ઘણી;
લોહીથી તરબોળાઇ હતી, ધ્રુજતું હતું તે શરીરથી,
એ જોઇ કહ્યું સંભાળવું, તુજને ઘટે બહુ ધીરથી;
પણ હાલ હું નવરો નથી, કરવા બધું તુજ કામ આ,
માટે અરે ઓ બાલુડા, બીજાતણા તું ધામ જા,
કરી એને વિદાય, જોઇ રહ્યો વાટ, રાખી આ ચિત્ત પ્રભુનામમાં, મારી૦
થઇ સાંજ પણ પ્રભુ ના પધાર્યા, કાર્ય સઘળું કરી રહ્યો,
અત્યાર લગી કોઇ આવીયું ન, થયું શું શ્રમ નિષ્ફળ થયો;
પ્રભુજી પધાર્યા શું હશે, કદી અન્યના મંદિરમાં,
એવા વિચારે હું થયો, દુઃખી ઘણો આ ઉરમાં;
ભરી નીર નેત્રે હું આતુરતાથી ગૃહે, બેશી રહ્યો સુમસામમાં, મારી૦
પડી રાત પણ આવ્યું ન કો, અતિ વિકળતા મુજને થઈ,
કર જોડી આર્દ્ર હૃદયથકી, મેં પ્રાર્થના પ્રભુને કહી;
મુજ પ્રાર્થનાના અંતમાં, પ્રભુ પાસ આવી ઊભા રહ્યા,
પણ આકૃતિ ને નયનમાં, ગંભીર શાંત હતા થયા.
ન બોલી શકયો શબ્દ ત્યારે ત્યાં હું એક, મારા વિનય ને પ્રણામમાં,મારી૦
રે અજ્ઞ ! તારા દ્વારમાં, હું ત્રણ વખત આવી ગયો,
તુજપાસ આશ્રયઅર્થ હું અતિ દીનસરખો થઈ રહ્યો;
ત્રણ વખત પણ આશ્રય અને સન્માનવિણ તેં પરહર્યો,
તેથી અરે દુર્ભાગી જીવ, સત્ફલ નથી કંઇ તું વર્યો,
ગુમાવી છે મારી પ્રસન્નતાને, આજે તેં સાધી નિષ્ફલતા તમામમાં,મારી૦
ગભરાઇ ગયો હું મૂઢસરખો, સદ્ય પાય ઢળી પડ્યો,
મેં ઓળખ્યા જગદીશ ના, કરજો ક્ષમા કહી હું રડ્યો;
કર પીઠ ધરી પ્રભુએ કહ્યું, કરૂં છું ક્ષમા અપરાધની,
પણ તેં ગુમાવી તક ખરે, મુજ અધિક આશીર્વાદની;
મુજ સ્વરૂપમય એ સર્વને, દેવું ન સૂઝ્યું સુખ તને,
તેથી સમર્થ નથી થયો તું, આપવા સુખ કંઇ મને;
થઇશ ત્યારે પ્રસન્ન હું, તું સૌને રાખીશ (જયારે) મનવાણી ક્રિયાથી
આરામમાં, મારી૦

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૮૫ થી )

સંસાર અનાદિ છે એમ કહ્યું તે શાથી જાણ્યું તે પ્રશ્ન કરવામાં આવે તો તેનું ઉત્તર આ એમ છે હવે શ્રી સૂત્રકાર જણાવે છે.

उपपद्यते चाप्युपलभ्यते च ॥ ३६ ॥

**સૂત્રાર્થ**:— સંસારનું અનાદિપણું ઉપપન્ન થાય છે તથા શ્રુતિસ્મૃતિમાં કહેલું જણાય છે.

આ સૂત્રમાં એ કહ્યું કે સંસાર અનાદિ છે એમાં પ્રથમ પ્રમાણ તે ઉપપત્તિ છે. સંસારને આદિવાળો માનવામાં આવે તો તેમાં અનેક દોષ આવે છે. પ્રથમ તો સંસાર નવો જ ઉત્પન્ન થયો છે, આદિવાળો છે એમ માનવામાં આવે તો એની ઉત્પત્તિ અકસ્માત્ જ માનવી જોઇએ. તેથી જ્યારે અકસ્માત્ શરીરિઓની ઉત્પત્તિ થાય છે ત્યારે તે જ નિયમથી મુક્ત પુરુષોની પુનઃ ઉત્પત્તિ થશે, કેમકે નિર્હેતુકતા બંનેમાં સમાન છે. વળી સંસાર અકસ્માત્ થનો માનીએ તો અકૃતાભ્યાગમનો દોષ આવે છે એટલે કે જે કર્મ કર્યાં નથી તેના ભોગ આરંભમાં ભોગવાય છે એમ ઠરે છે. આરંભક સર્ગમાં સુખદુઃખાદિની વિચિત્રતા થવામાં કોઈ કારણ રહેતું નથી. આરંભક સર્ગમાં વૈષમ્ય તો હોવું જોઇએ કેમકે આરંભક સર્ગ જો સર્વાંશે તુલ્ય હોય તો ઉત્તર કાળે પણ ભેદ થવાનો સંભવ નથી. કોઈ કહે કે આરંભક સર્ગમાં ભિન્ન ભિન્ન કર્મો કરાય તેને લીધે ઉત્તર સર્ગમાં ભેદ પડે તો તે ઉચિત નથી, કેમકે આરંભક સર્ગમાં કર્મમાં ભેદ શાથી પડે ? આરંભક સર્ગ સર્વાંશે સમાન છે તેથી કર્મોનું પણ સામ્ય જ હોવું જોઇએ. માટે આરંભક સર્ગને સમાન લેવાય તેમ નથી, પણ એ સર્ગમાં પણ વિષમતા માનવી જ જોઇએ. એ વિષમતાનો હેતુ કોઇ રહેતો નથી. એ સર્ગપૂર્વે કર્મો તો છે નહિ તેથી વૈષમ્યના હેતુરૂપ જો કોઇ પણ હોય તો પરમેશ્વર અથવા અવિદ્યા હોય. ત્યાં પરમેશ્વર તો પર્જન્યવત્ સાધારણ કારણ છે તેથી એ વૈષમ્યના હેતુરૂપ હોઇ શકે નહિ. તેમ જ કેવળ અવિદ્યા પણ વૈષમ્યના હેતુરૂપ થઈ શકે નહિ કેમકે તે તો બધાને સમાન છે. એકરૂપ છે. રાગાદિ ક્લેશની વાસનાથી કરાતા ભિન્ન ભિન્ન કર્મોની અપેક્ષાવાળી અવિદ્યા જ વૈષમ્યના હેતુરૂપ થાય છે. તેથી એ વૈષમ્યના હેતુરૂપ કોઈ રહેતું નથી, તેથી આરંભક સર્ગમાંનું વૈષમ્ય હેતુવિનાનું હોવાથી અકૃતાભ્યાગમનો દોષ આવે છે. વળી શરીર થવાનું કારણ છે, કર્મવિના શરીર થતું નથી અને શરીરવિના કર્મ થતું નથી તેથી આરંભક સર્ગ માનવામાં એ સ્થળે અન્યોન્યાશ્રય દોષ આવે છે. એથી ઉલટું જો સંસારને અનાદિ લેવામાં આવે છે તો પૂર્વસૂત્રમાં જણાવ્યું તેમ બીજાંકુરવત્ કર્મ તથા શરીરનો પ્રવાહ બન્યો રહેવાથી અન્યોન્યાશ્રય આવતો નથી; તેમ જ વિષમતાનો હેતુ પૂર્વનું કર્મ હોવાથી અકૃતાભ્યાગમ દોષ લાગતો નથી અને જીવોનું સર્જન થાય છે તે કર્મ સાપેક્ષ હોવાથી મુક્તોની પુનઃ ઉત્પત્તિ થવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થતો નથી. તેથી સંસાર અનાદિ છે એ જ સિદ્ધાન્ત ઉપપત્તિવાળો છે.

શ્રુતિ તથા સ્મૃતિ જોતાં ત્યાં સંસારને અનાદિ કહેલો જણાય છે. શ્રુતિમાં **अनेन जीवेनात्मना**–આ મારા જીવસ્વરૂપે પ્રવેશી–ઇત્યાદિ કહ્યું છે. સર્ગના આરંભમાં જ **પરમાત્મા** કહે છે કે આ મારા જીવ સ્વરૂપે હું શરીરમાં પ્રવેશું. ત્યાં શારીરાત્માને જીવ એ સંજ્ઞા આપી

છે. જીવશબ્દ પ્રાણ ધારણ કરવારૂપ અર્થવાળા **जीव्** ધાતુપરથી આવે છે. તેથી જીવનો અર્થ પ્રાણ ધારણ કરનારો એનો થાય છે. હવે જો સંસારને સાદિ લઈએ તો સર્ગપૂર્વે તો જીવે પ્રાણધારણ કરેલું નથી કેમકે જીવ પ્રથમ જ ત્યારે થાય છે, ત્યાર પૂર્વે તેને શરીર નહોતું અને તેથી પ્રાણધારણ કર્યું નહોતું. તો એને જીવ કેવી રીતે કહેવાય ? જો સંસારને અનાદિ લઈએ તો એ સર્ગપૂર્વે સર્ગ હતો જ અને તે સર્ગમાં તેણે પ્રાણ ધારણ કર્યું હતું તેથી તેની જીવ સંજ્ઞા ઉચિત ઠરે છે. અહિં કોઈ કહે કે જીવે પ્રાણધારણ કર્યું નથી. પણ હવે પ્રાણધારણ કરશે તેથી તેને જીવ કહ્યો છે, તો એ કથન યોગ્ય નથી. ભૂતસંબંધ અને ભવિષ્યત્ સંબંધ એ બેમાં ભૂતસંબંધ નિષ્પન્ન થઇ ગયો છે અને તેથી તે ભવિષ્યતસંબંધકરતાં બલવાન્ છે. જે પુષ્પ ઉગ્યું છે તે તો ઉગ્યું જ છે, 'તે નહિ ઉગ્યું' એમ થતું નથી. પણ જે ઉગવાનું છે તે ઉગે છે પણ વખતે નહિ ઉગે તેમ પણ બને છે. માટે ભૂતસંબંધજ ચોક્કસ નિર્ણીત હોવાથી અન્યના કરતાં બલવાન્ છે. આમ હોવાથી પ્રાણધારણ કર્યું છે માટે જીવ કહ્યો છે કે પ્રાણધારણ કરશે માટે જીવ કહ્યો છે એ બેમાં પ્રથમ પક્ષ જ બળવાન્ છે. તેથી આ શ્રુતિમાં જીવશબ્દનો કરેલો પ્રયોગ સંસારને અનાદિ જણાવે છે. ઋગ્વેદ (૧૦–૧૯૦ માં શ્રુતિ જણાવે છે કે **सूर्याचन्द्रमसौ धातायथापूर्वमकल्पयत्**–પરમાત્માએ સૂર્ય અને ચંદ્રને આ સર્ગમાં પૂર્વસર્ગના જેવા જ ઉત્પન્ન કર્યા. સ્મૃતિ પણ કહે છે કે **न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा**–આ સંસારવૃક્ષનું સ્વરૂપ સત્ય છે કે મિથ્યા છે તે ઉપદેશવિના જાણી શકાતું નથી, એ વૃક્ષનો તત્ત્વજ્ઞાનવિના અન્ત આવતો નથી, એને આદિ નથી અર્થાત્ એ અનાદિ છે, તેમ જ એને સ્થિતિ પણ નથી કેમકે એ દષ્ટનષ્ટસ્વરૂપવાળો છે. પુરાણોમાં નહિ ગણી શકાય એટલા અતીત અને અનાગત કલ્પોનું વર્ણન કરેલું જોવામાં આવે છે તે પણ સ્પષ્ટપણે અનાદિત્વને જ જણાવે છે. તેથી સર્વ પ્રમાણગ્રંથોમાં સંસારને અનાદિ કહ્યો છે, માટે સંસાર અનાદિ છે અને અનાદિ હોવાથી પ્રથમ સર્ગ એવી વસ્તુ જ નથી તેથી કર્મને સાપેક્ષ પરમેશ્વર સૃષ્ટિ કરે છે અને તેમાં વૈષમ્યનો હેતુ કર્મ છે તેથી પરમેશ્વરમાં વિષમતા અને નિર્દયતા એ દોષનો લેશ પણ અવકાશ રહેતો નથી.

આપ્રમાણે ચતુર્થ સૂત્રથી જે વિવિધ આક્ષેપો તર્કનો અવષ્ટંભ કરી "પરમેશ્વર જગતના કારણરૂપ છે" એ સિદ્ધાન્તમાં સામાન્ય રીતે થઇ શકે તેવા છે તે સર્વ જણાવી તેનો પરિહાર શ્રીસૂત્રકારે કર્યો. હવે એ સંબંધમાં અવિરોધનું પ્રતિપાદન કરવાનું શેષ નહિ રહેવાથી પરમેશ્વરમાં કારણના સર્વ ધર્મો ઉપપન્ન છે એ જણાવી આ પ્રથમ પાદની સમાપ્તિ શ્રીસૂત્રકાર કરે છે.

**सर्वधर्मोपपत्तेश्च ॥ ૩૭ ॥**

**સૂત્રાર્થ**—પરમેશ્વરમાં કારણના સર્વ ધર્મો ઉપપન્ન થાય છે તેથી પરમેશ્વર જગતના કારણરૂપ છે એ સિદ્ધાન્ત નિર્દોષ છે.

*ચેતન બ્રહ્મ જગતનું નિમિત્તકારણ છે તથા ઉપાદાનકારણ છે અર્થાત્ અભિન્નનિમિત્તોપાદાન છે એ વેદાન્તનો સિદ્ધાન્ત પ્રથમાધ્યાયમાં વેદાન્તવાક્યોનો સમન્વય કરી સ્થાપન કર્યો છે. એ સિદ્ધાન્તમાં સાંખ્યસ્મૃતિને લઇને તથા તર્કનું અવલંબન કરીને કેટલાક સંભવિત દોષોનો અન્યતરફથી આક્ષેપ થઇ શકે એવું જણાયું તેથી તે તે આક્ષેપોનો વિચાર કરવા*

આ પ્રથમ પાદનો આરંભ કરવામાં આવ્યો હતો. તે પ્રમાણે તે તે આક્ષેપોમાં યુક્તિ તથા શાસ્ત્રથી વિચાર કરી તે સર્વમાંથી કોઇ પણ આક્ષેપ પ્રસ્તુત સિદ્ધાન્તને હલાવી શકે તેમ નથી એ અત્યાર સુધી સિદ્ધ કર્યું. એક સિદ્ધાન્તમાં મતિ દઢપણે ક્યારે સ્થપાય છે કે જ્યારે તે સિદ્ધાન્ત દોષરહિત છે એ જ્ઞાન થાય છે તથા તે સાથે અન્ય સિદ્ધાન્ત સદોષ છે એ જ્ઞાન થાય છે ત્યારે. આથી વેદાન્તસિદ્ધાન્ત નિર્દોષ છે એ પ્રથમ સિદ્ધ કર્યું. હવે મનનો ઉપયોગી પરપક્ષનું ખંડન કરનાર પ્રકરણ દ્વિતીય પાદથી શ્રીસૂત્રકાર આરંભ કરે છે. તેથી તે કરતા પૂર્વે આ સૂત્રથી પ્રથમ પ્રકરણનો ઉપસંહાર કરે છે. અને એ ઉપસંહાર કરતાં આ સૂત્રથી એ જણાવે છે કે **પરમેશ્વર** જગતના કારણ છે એ સિદ્ધાન્તમાં એક પણ દોષ આવતો નથી એ અત્યાર સુધીની ચર્ચાથી ઉપપન્ન કર્યું છે તેથી **सर्वज्ञं सर्वशक्तिमहामाय च ब्रह्म-પરમેશ્વર** સર્વજ્ઞ છે, સર્વ શક્તિવાળા છે અને મહામાયાવાળા છે માટે **પરમેશ્વર**માં કારણના સર્વ ધર્મો ઉપપન્ન થાય છે તેથી વેદાન્તસિદ્ધાન્ત દોષમાત્રથી રહિત છે અર્થાત્ અનતિશંકનીય છે એ સિદ્ધ થાય છે

॥ **इति द्वितीयाध्यायस्य प्रथमपादः** ॥

( અપૂર્ણ )

---

# परमात्मामां रमण करवा साधकोने निमंत्रण.

પદ. ( મારા સંગી થજો, મારા સાથી હજો, એ લય )

પ્રેમે પ્રભુમાં રમો, વીરા તત્ત્વે શમો,
સુખ જો હોયે સાચું પામવું;
મત્ત ઈંદ્રિયો દમો, મનને પણ સંયમો,
હોય મહાપદમાં વિરામવું.
રમણીય ઉપરથી દીસે, વિવિધ વિષય હે ભ્રાત જી,
પરિણામે ભોક્તાતણો, નિશ્ચય માનો કરતા ઘાત, પ્રેમે૦
રોગ અને મૃત્યુ ઉભય, મોટાં વિશ્વે દુઃખજી,
ભેટે જનને, વિષયથી-જ્યારે ક્ષણ ના કાઢે સુખ, પ્રેમે૦
વિષયાસક્તિ ભયતણું, કારણ પ્રબળ ગણાયજી,
તેમાં રમતાં સ્નેહથી, કેમ કરી શાંતિથી સુવાય, પ્રેમે૦
જે સત્તાથી વિષયમાં, સુખનું થાતું ભાનજી,
સુખાર્થે, તે સત્તા ત્યજી, ભટકે બીજે ક્યાં ભુલી સાન, પ્રેમે૦
અખંડ સુખ દે ક્યાંથી તે, જે આવે ને જાય જી,
વિનાશીની પ્રીતિવડે, અંતે શોકે જીવ શોષાય, પ્રેમે૦
નરહરિ પ્રભુમાં પ્રેમથી, રમજો આઠે જામજી,
અવિચલ સુખનો સિંધુ જે, ભક્તિમુક્તિનું મહા ધામ, પ્રેમે૦

---

# વાળકોનાં મનને ઉચ્ચ પ્રકારનું કરવાની કળા.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૯૮ થી )

બાળકોને કેળવવાની ઉચ્ચ અને સશાસ્ત્ર પદ્ધતિમાં સોટીનું સ્થાન નથી. ' બુધે રોતુ દોહાવા દે, અને બુધે બાળક રોતું રહે ' એ કહેવત વિદ્વાનોના પ્રદેશની નથી, પણ અજ્ઞાન મનુષ્યોના પ્રદેશની છે. તોફાની ભેંસ લાકડી મારવાથી દોહાવા દે છે, એ વાત ખરી છે, પણ લાકડીના મારથી દોહેલી ભેંસનું દૂધ દૂધ રહેતું નથી; તે ઝેરી થયું હોય છે, અને ખાનારને હાનિ કરે છે. તે જ પ્રમાણે સોટી મારવાથી રડતું બાળક છાનું રહે છે, તથા આડે માર્ગે જતું અટકેલું દેખાય છે, એ ખરું છે, પણ સોટીના મારથી છાનું રહેલું તથા આડે માર્ગે જતું અટકેલું બાળક, પછી ઉત્તમ જીવનને માટે અયોગ્ય થઇ રહે છે. તેના શરીરનો તથા મનનો યથેચ્છ વિકાસ થતો નથી. આથી બાળકોને કેળવવામાં સોટીની જરા પણ જરૂર યથાર્થ વિદ્વાનો સ્વીકારતા નથી. આમ છતાં સોટીને વાપરવાની જો જરૂર જ જણાતી હોય તો તે જેઓ બાળકોને તમે મૂર્ખ છો, ઢોર છો, બુદ્ધિવિનાનાં છો, મોટા પાડાજેવાં થયાં તોપણ હજી બેદાણાની પણ અક્કલ આવી નહિ, એ વગેરે ભાવનાં વાક્યો હંમેશાં કહ્યા કરે છે, એવાં માબાપો, મામાઓ, મામીઓ કાકાઓ, કાકીઓ, માસાઓ, માસીઓ, તથા એવાં જ બીજાં સંબંધી જનોઉપર આંખ મીચીને સારી પેઠે વાપરવી જોઇએ. ખરાં સોટીનાં લાયક બાળકો નથી, પણ આવાં સગાં વડિલો તથા શિક્ષકો છે. ઘણાં માબાપ પોતાનાં આડે માર્ગે વળી ગયેલાં પુત્રપુત્રીઓનો આજે શોક કરતાં નજરે પડે છે. તેનું મુખ્ય કારણ એ છે કે તેઓ ઘણાં જ ખરાબ છે, એવો વિચાર તેમણે સેંકડો વાર ભાર દઇ દઇને તેઓનાં કોમળ મનઉપર ઠસાવ્યો હોય છે. બાળકનો જીવ રમતમાં હોય તેવે સમયે પણ જો તમે વારંવાર તેને કહ્યા કરો કે તું ઘણો જ ખરાબ છે, તો તે વિચાર તેના મનમાં ઠસવાનો, અને હું ખરાબ છું એવું, તે માનતો થવાનો; અને જ્યારે કોઈ પણ મનુષ્ય માની બેસે છે કે હું ખરાબ છું ત્યારે તેનું તે માનવું તેના સ્વભાવરૂપ થઇ જાય છે, અને તેના મનમાં ખરાબ વિચારો, ખરાબ ઇચ્છાઓ અને ખરાબ મનોવૃત્તિઓ ઉત્પન્ન કરે છે. પ્રથમ મનમાં ખરાબ વિચાર ઉત્પન્ન થયા વિના ખરાબ કૃત્યો કદી પણ થતાં નથી, અને હું ખરાબ છું અથવા ઉતરતા પ્રકારનો છું, એવું માનવાનું જે મનુષ્યને શિક્ષણ મળ્યું હોય છે, તેના જ મનમાં ખરાબ વિચારો સર્વદા ઉત્પન્ન થાય છે.

બાળકના મનને સદાચરણી અને ઉચ્ચ પ્રકારનું કરવાને માટે આપણે તેના મનને સદ્ગુણના, સદાચારના, વિશુદ્ધિના, સત્યના, સૌંદર્યના અને ઉચ્ચ ઉદ્દેશોના વિચારોથી નિરંતર ભર્યા કરવું જોઇએ; અને તેના મનમાં પ્રતિકૂળ સંસ્કાર પડે એવો એક પણ વિચાર તેના આગળ કદી પણ ન આણવો જોઇએ. તું ખરાબ છે, એવું બાળકને કહેનાર તેના મનમાં કાંટાનું ઝાડ રોપે છે; અને તમે એવું એક પણ કુટુંબ ભાગ્યે જ જોશો કે જ્યાં બાળકના મનમાં આવાં કાંટાનાં ઝાડ નિત્ય ન રોપવામાં આવતાં હોય. પ્રજા દિવસે દિવસે બગડતી જાય છે, અને હવે હડહડતો કળિયુગ આવ્યો છે, એવું જે વારંવાર કહેવામાં આવે છે, તેનું કહેવા જેવો પરિણામ આજે શાથી આવ્યો છે, તેનું કારણ માબાપના બાળકપ્રતિ થતા અયોગ્ય વર્તનવિના બીજું કશું જ નથી. બાળકનાં નારાયણ, રામ, કૃષ્ણ, પ્રભુ,

ભગવાન્ એવાં એવાં અતિ ઉચ્ચ અર્થને સૂચવનારાં નામ અનેક સ્થળે પાડવામાં આવે છે, પરંતુ આવાં નામ પાડનાર પ્રત્યેક માબાપ પોતાના બાળકને, તેનામાં પશુના કરતાં પણ ઓછી બુદ્ધિ છે, એમ સેંકડો વાર ઠસાવે છે. તારામાં રામના જેવું અથવા કૃષ્ણના જેવું મનોબળ કે બુદ્ધિબળ કે યોગબળ અપ્રકટરૂપે રહ્યું છે, અને તે તારે પ્રયત્નવડે પ્રકટ કરવાનું છે, એવું એક પણ માબાપ પોતાના રામલાલ કે કૃષ્ણલાલ નામના બાળકને કદી પણ કહેતાં નથી; ઉલટાં તું આવડો મોટો થયો તોપણ હજી ઢોરજેવો રહ્યો, તને વ્યવહારનું કશું પણ ભાન નથી, બે વાર તડુકીને ખાવા વિના તને કશી જ બીજી ગમ નથી, આવડો મોટો બાર વર્ષનો ઢાલો થયો તોપણ હજી તારામાં ચંચળતા તો આવી જ નહિ, એવાં એવાં અનેક વાક્યો દિવસમાં અનેક પ્રસંગે તેને સંભળાવે છે. માબાપોનું આટલું પ્રતિકૂળ વર્તન થતાં છતાં પણ પ્રજા હજી સંપૂર્ણ રીતે ઢોરજેવી નથી થઇ ગઈ, એ જ આશ્ચર્ય છે.

વસ્તુતઃ કોઇ પણ બાળક ખરાબ હોતો નથી. સ્વરૂપે પ્રત્યેક બાળક અત્યંત વિશુદ્ધ હોય છે. તે આડે માર્ગે વહેતો હોય તો તેનું કારણ તે જાતે ખરાબ છે, એ નથી. પૂર્વજન્મમાં તેનામાં પડેલા પ્રતિકૂળ સંસ્કારોથી, અથવા ગર્ભકાળે માબાપતરફથી તેને વારસામાં મળેલા પ્રતિકૂળ સંસ્કારથી અથવા જન્મપછી તેના કોમળ મનઉપર સંબંધી જનોથી પાડવામાં આવેલા પ્રતિકૂળ સંસ્કારોથી તે આડે માર્ગે વહેતો થયો હોય છે. આ કારણો તેના આત્માસુધી પહોંચેલાં હોતાં નથી. તે બધાં તેને ઉપલકીયાં વળગેલાં હોય છે; અને જેમ વસ્ત્રને ધોઇને તેને ચોંટેલો મેલ ટાળી શકાય છે, તેમ આ સર્વ સંસ્કારો યોગ્ય શિક્ષણથી તત્કાળ ટાળી શકાય છે. પૂર્વ જન્મથી બાળકનામાં જે પ્રતિકૂળ સંસ્કારો હોય છે, અથવા ગર્ભમાં જે કંઇ પ્રતિકૂળ તેને વારસામાં મળ્યું હોય છે, તેનો નાશ કરવો, એ માબાપનું કર્તવ્ય છે. એ કર્તવ્ય બાળકના પ્રતિકૂળ સંસ્કારોને પુષ્ટ કરવાથી સિદ્ધ થતું નથી, પણ અનુકૂળ ઉચ્ચ સંસ્કારો તેનામાં પાડવાથી સિદ્ધ થાય છે. પરંતુ જ્યારે જ્યારે માબાપ બાળકનાં પ્રતિકૂળ સંસ્કારતરફ તેનું લક્ષ ખેંચે છે ત્યારે ત્યારે તેઓ તે સંસ્કારોને અધિક સુદૃઢ કરે છે. તું ઢોરજેવો છે, તું જાડી બુદ્ધિનો છે, તારામાં કશી જ અક્કલ નથી, એવું બાળકને તમે જ્યારે કહો છો ત્યારે તમે તેનામાં રહેલા જાડી બુદ્ધિના સંસ્કારોને વધારે બળવાન્ કરો છો. તમે અગ્નિમાં પાણી નાંખતા નથી, પણ તેમાં ઘી નાંખી મોટો ભડકો કરો છો.

અનુકૂળ અને હિતકારક વિચારોના જ બાળકના અંતઃકરણમાં સંસ્કાર પાડો, અને તમે તેનામાં કલ્યાણકારક ગુણોનાં બીજ રોપો છો. આ ગુણો પરિણામે એટલા તો બળવાન્ થાય છે કે સઘળા પ્રતિકૂળ સંસ્કારોનો લય થાય છે. ઘરમાંથી અંધકારને નિવારવાને માટે ઘરમાં જેમ આપણે દીપકને લાવીએ છીએ તેમ બાળકના અંતઃકરણમાંથી પ્રતિકૂળ સંસ્કારોને નિવારવાને માટે આપણે તેના અંતઃકરણમાં સારા સંસ્કારોને જ પાડવા જોઇએ. આથી બાળકની બુદ્ધિનું ઉપરથી જણાતું જાડાપણું ટાળવાને માટે, તું જાડી બુદ્ધિનો છે, એવું આપણે તેને ન કહેવું જોઇએ, પણ તું તેજસ્વી બુદ્ધિવાળો છે, એવું જ આપણે તેને કહેવું જોઇએ. વેદાંતશાસ્ત્ર પણ જીવનું જીવપણું ટાળવાને માટે જીવને તું અધમ પ્રકારનો જીવ છે, એવું કહેતું નથી, પણ તું નિર્વિકાર બ્રહ્મ છું, એમ કહે છે; અને શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે બ્રહ્મપણાના આ સંસ્કારોને દૃઢ કરાવીને તે જીવના જીવત્વને

ટાળે છે. બાળકના દોષો ટાળવાને માટે અને તેનું જીવન ઉચ્ચ પ્રકારનું કરવાને માટે માબાપે પણ આ વેદાંતશાસ્ત્રને પગલે પગલે જ ચાલવું જોઇએ. તેઓએ બાળકને નિરંતર કહ્યા કરવું જોઇએ કે તારામાં જગતમાં જે જે ઉચ્ચ ગુણો છે, તે સર્વ રહેલા છે, તેમનો સંપૂર્ણ વિકાસ કરવાનું તારામાં સામર્થ્ય છે, સ્વરૂપે તું વિશુદ્ધ અને પૂર્ણ છે, અને તારા સ્વરૂપની વિશુદ્ધિને અને પૂર્ણતાને બહાર પ્રકટાવવાનું તારામાં સામર્થ્ય છે. આ વગેરે અનુકૂળ વિચારોના સંસ્કારો તેના અંતઃકરણમાં પાડ્યા કરવાથી પૂર્વ જન્મના, ગર્ભસમયના અને જન્મ પછીના જે જે પ્રતિકૂળ સંસ્કારો તેનામાં પડ્યા હશે તે સર્વ થોડાં વર્ષમાં કેવળ નિર્મૂળ થઈ જશે.

ગમે તેમ થાય તોપણ બાળકને તેના દોષને માટે કદી પણ ધમકાવતા નહિ અથવા ઠપકો આપતા નહિ. ધમકાવવાથી અને ઠપકો આપવાથી કોમળ મનનાં બાળકો કંપી ઉઠે છે અને જેઓ કઠોર મનનાં હોય છે તેઓ પૂર્વના કરતાં પણ વધારે કઠોર થાય છે. જો બાળકનું મન કોમળ હોય છે, તો તેથી સિદ્ધ થાય છે કે મહત્તાના અંકુરો તેનામાં પ્રકટ થઇ ચુક્યા છે. આવા બાળકનું જીવન ભવિષ્યમાં ઉત્કૃષ્ટ થવાના ઘણા સંભવો હોય છે, અને તેથી કરીને તેના કોમળ મનમાં કંપ પ્રકટાવીને તે સંભવોનો નાશ કરી નાંખવો નહિ જોઇએ. કઠોર હૃદયના બાળકમાં તેનામાં જેટલી ધારવામાં આવે છે, તેના કરતાં અધિક ઉચ્ચતા હોય છે, અને થોડા સરળ ઉપાયોથી તેને સુધારી શકાય છે. આવું બાળક કોઈ ભૂલ કરે ત્યારે તે કામ કેવી રીતે કરવું જોઇએ તથા શા માટે તેમ કરવું જોઇએ, તે તેને સમજાવવું જોઇએ. સબળ અને યોગ્ય કારણ જણાવ્યાવિના આ કામ આ રીતે જ કરવું જોઇએ, એવું કોઇ બાળકને કદી પણ કહેવું નહિ જોઇએ. કોઈ પણ માણસને કોઇ પણ કામ કરવાનો કદી પણ હુકમ કરવો નહિ જોઇએ; અને તેમાં પણ બાળકને તો કદી પણ ન કરવો જોઇએ. ફરજ પાડીને કોઇની પાસે કોઈ કામ કરાવવાથી કદી પણ સ્થાયી લાભ થતો નથી. પ્રેમ અને શ્રદ્ધા ઉચ્ચ શિખરઉપર લેઇ જાય છે, અને આ બે ઉચ્ચ ગુણોના બળનો ઉપયોગ કરવાથી આપણે ગમે તેના જીવનને વધારે ઉત્કૃષ્ટ કરી શકીએ છીએ. પ્રત્યેક વિચાર, પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક કર્મ ભવિષ્યમાં આપણા આખા જીવનઉપર અસર કરે છે, એ સત્ય બાળકને કારણસાથે સમજાવવુંજોઇએ. આથી બાળકના મનમાં પોતાના વિચાર કરવાનો વેગ પ્રકટશે, અને જ્યારે મનુષ્ય પોતે વિચાર કરતો થાય છે, ત્યારે તે મહાન્ થાય છે. મહત્તાની ખરી કુંચી સ્વતઃ વિચાર કરવામાં રહેલી છે. સામાન્ય રીતે બાળકમાં સ્વતઃ વિચાર કરવાની શક્તિ રહેલી છે. અને તેની પાસે જે કરાવવા આપણે ઇચ્છતા હોઇએ, તે પ્રત્યેક બાબતનું કારણ જો આપણે તેને સમજાવીએ તો તેની આ શક્તિ વિકાસને પામ્યાવિના રહેતી નથી.

બાળકના અંતઃકરણમાં દૃઢ કરો કે તારૂં જીવન આ સંસારમાં અત્યંત મહત્વવાળું છે. તેના અંતઃકરણમાં એવું ભાન કરો કે તારામાં કોઇક એવો અસાધારણ ગુણ રહેલો છે કે જેથી તું તારૂં પોતાનું અસાધારણ કલ્યાણ કરવાને સમર્થ છે, એટલું જ નહિ પણ આખા જગત્નું અસાધારણ કલ્યાણ કરવાને સમર્થ છે. આખા જગત્ની સાથે તારો સંબંધ છે, અને કોઇ મહત્ કાર્યની સિદ્ધિને માટે તારો આ જગત્માં અવતાર છે, એવું તેના અંતઃકરણમાં દૃઢ ઠસાવો. અલ્પ સમયમાં તેને પોતાની જવાબદારી સમજાવવા માંડશે, અને જે હેતુને માટે તેનો જન્મ થયો છે, તે હેતુ સર્વોત્તમ પ્રકારે સિદ્ધ કરવાને માટે શું કરવું, તે જાણવાની તેનામાં ઇચ્છા પ્રકટશે. અમુક કાર્યો બાળકથી થવાની તમે આશા રાખો

છે, અને તે કામો તે કરશે જ, એવી તમને દઢ શ્રદ્ધા છે, એ પ્રકારનું બાળકને ભાન કરાવવું, એ અત્યંત અગત્યનું છે. બાળકની સાથેના વર્તનમાં આવો માર્ગ ગ્રહણ કરવાથી માબાપ તથા બાળક ઉભયમાં રહેલી ઉચ્ચતાને જ બહાર નીકળવાનો સંભવ આવે છે.

મુખ્ય જે ધ્યાનમાં રાખવાનું છે તે એ કે બાળકનાં ઉચ્ચ લક્ષણોને સર્વદા દષ્ટિસમીપ તરતાં રાખવાં, અને તેના દોષોનું જેમ બને તેમ વિસ્મરણ કરવું. તેનામાં રહેલી વાસ્તવિક ઉચ્ચતાને તથા વાસ્તવિક બળને વારંવાર તેની દષ્ટિસમીપ આણીને તેના દોષોનો જય કરવામાં તેને મદદ કરવી. તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે, એ જેમ બને તેમ સત્વર તેને સમજાવી દેવું. તેનામાં કેટલું કરવાનું સામર્થ્ય છે, એ તેને કહેવું, તથા તેની સાથે જ્યારે જ્યારે વાર્તા કરવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે આપણી વાર્તાને એવું રૂપ આપવું કે જેથી તેના આત્મામાં રહેલી વાસ્તવિક ઉત્કૃષ્ટતાના તથા મહત્તાના જ વિચારો તેના મનમાં અધિક અધિક દઢ થતા જાય. આમ છતાં આપણી વાર્તા એટલી બધી મર્યાદાવાળી ન કરી નાંખવી કે તેના તે વિચારોની વારંવાર પુનરુક્તિ થયા કરે; સઘળા પ્રકારની વાતચીતમાં ઉચ્ચ વિચારો અને પ્રૌઢ કલ્પનાઓ આણવાને આપણે સમર્થ થઈએ, એવો આપણે અભ્યાસ પાડવો. ટુંકામાં બાળકની સાથે જે જે આપણે બોલીએ તે સર્વથી તેનું મન ઉચ્ચ માર્ગભણી ગતિ કરતું થાય, તથા પ્રકૃતિના દશ્ય તથા અદશ્ય સર્વ પ્રદેશોનું જ્ઞાન પ્રાપ્ત કરવાની તેનામાં ઇચ્છા પ્રકટે, એવું આપણે કરવું જોઇએ. તેના આગળ એવો અક્ષર પણ ન બોલવો કે જેથી તેને હું અધમ છું, અથવા મર્યાદાવાળી શક્તિવાળો છું, અથવા દુર્બળ છું, અથવા કોઈ પણ અંશમાં દુરાચરણી છું, એવું ભાન થાય. તારામાં ઉત્કૃષ્ટતાનાં અને મહત્તાનાં સર્વ તત્ત્વો રહેલાં છે, એ સત્ય સિદ્ધાંતને જ તેના અંતઃકરણમાં ઠસાવ્યા કરવો અને ધીરે ધીરે તેના વિચારમાં અને વાણીમાં આ મહા સિદ્ધાંત ઓતપ્રોત થઇ રહે એવો તેને અભ્યાસ પાડવો. આમ છતાં બળાત્કારથી આ સિદ્ધાંત તેના અંતઃકરણમાં ઠસાવવો નહિ. તે સિદ્ધાંત તેના મનમાં ઠસવાને માટે તેને સમય લેવા દેવો, પરંતુ જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે ત્યારે તેના સંબંધમાં તમારી ધારણા સિદ્ધ કરવાને કદી ચુકવું નહિ.

તેને માટે આપણે આદરેલો પ્રયત્ન અવશ્ય સફળ થાય એવો તેનો અધિકાર છે, એવી તેનામાં અમર્યાદ શ્રદ્ધા ધરવી. આથી તેના અને આપણા મનની વચ્ચે ઉચ્ચ પ્રકારનો અનુકૂળ સંબંધ વધતો જશે, અને ઉભયનું એક જ ઉચ્ચ દિશામાં વહેવું થશે. આપ્રમાણે બંનેનો સાથે પ્રયત્ન થતાં તે બાળક આપણે તેનામાં સ્થાપેલા સંસ્કારપ્રમાણે અજ્ઞાતપણે ક્રમે ક્રમે ઉત્કૃષ્ટ જીવનને ગાળનાર થતો જશે. આપણે તેને જેવો કરવાનો ઉદ્દેશ રાખ્યો હશે તેવો તે થશે, તેના જીવનમાં જે તેની પાસે સિદ્ધ કરાવવાનું આપણે ધાર્યું હશે તેને તે સિદ્ધ કરશે. ભવિષ્યમાં જે ઉચ્ચ પદે તેને સ્થિત થવાની આપણે કલ્પના કરી હશે, તે ઉચ્ચ પદને પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં દિવસે દિવસે વૃદ્ધિને પામતો જતો આપણે તેને જોઈશું.

---

**દોહરો.**

અજર અમર નિજ સ્વરૂપમાં, નિત્ય રહીએ લીન,<br>
અનવધિ જળની મધ્યમાં, મસ્ત રમે જેમ મીન.

શ્રી ઉપેન્દ્ર.

---

# सुखसाधक विद्या.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૯૧ થી)

## (૪)

લોકોમાં પ્રસરી રહેલા અજ્ઞાનને, અથવા હાનિકારક રીવાજોને, અથવા ચાહા, કોફી, કે મદ્યજેવાં વ્યસનોને ટાળવાને માટે તમે કમર કસી હોય, અર્થાત્ લોકોમાં સુધારો કરવાના કામને જ તમે તમારા કર્તવ્યરૂપે સ્વીકાર્યું હોય તો સ્મરણમાં રાખજો કે તે કર્તવ્યનું પાલન કરતાં તમે જો ધોકો લેઇને તે રીતરીવાજોનો નાશ કરવા મથતા હશો તો તમને પોતાને તેમ જ બીજાને તમે અવશ્ય હાનિ કરી બેસવાના. અજ્ઞાનની સામે તરવાર લઇને ઉઠવાથી પૂર્વે ઘણા મનુષ્યોએ પોતાને તેમ જ બીજાઓને નુકસાન કર્યું છે. સુધારાવાળાઓએ સુધારો કરવામાં ધોકો લેઇને ઉઠવાના સ્વભાવથી જ પોતાનું તેમ જ સામાનું ઘણું નુકસાન કર્યું છે. જગતને સુધારવાને માટે અજ્ઞાન અથવા અનર્થની સામા ધોકો લેઇને ઉઠવાની બિલકુલ જરૂર નથી; ઉલટું અનર્થના સામા થવાથી અનર્થ હોય છે, તેના કરતાં વધારે બળવાન્ થાય છે. પૂરની સામા થનાર પોતાના બળનો વ્યર્થ ક્ષય કરી નાંખે છે. ચઢેલા પૂરમાં સામે કાંઠે સીધો જવા ઇચ્છનાર વાય ઘણે શ્રમે અને ઘણે સમયે સામે કાંઠે પહોંચે છે, અથવા ક્વચિત્ નથી પણ પહોંચતો, અને પૂરને અનુકૂળ રહી વાંકો જનાર માણસ સરળતાથી સામે કાંઠે પહોંચે છે. અવિરોધ (non-resistance) નું પાલન કરવાનો પોતાના શિષ્યોને ઉપદેશ આપવામાં ઇસુએ અત્યંત વ્યવહારકુશળતા તથા અનુભવજ્ઞાન દર્શાવ્યાં છે. શ્રીમત્ શંકરાચાર્યે પણ અપ્રતીકાર અર્થાત્ અવિરોધનો જ ઉપદેશ આપ્યો છે. દુઃખ, દુર્ગુણ તથા દોષના સામા થવાથી તેઓ દુર્બળ થતાં નથી, પણ બળવાન્ થાય છે.

પૂર્વે કહેવામાં આવ્યું જ છે કે અનર્થની સામા યુદ્ધ કરવાથી તેનો નાશ થઇ શકતો નથી. હાલ સરકાર અરાજકતા (anarchy) ને અને સ્થળે સ્થળે પ્રકટેલી બામનિને અનર્થરૂપ માનીને, તેના સામા થઇને બળથી તેને દાબી દેવાનો પ્રયત્ન કરે છે. તેનો પરિણામ કેવો આવ્યો છે, તે સર્વ જાણે છે. પૂર્વે અરાજકતાના પક્ષનો કોઇક જ મનુષ્ય નજરે પડતો હતો, તેને સ્થળે આજે તે પક્ષના અનુયાયીઓથી થતા ઉત્પાતો દર અઠવાડીએ શ્રવણે પડે છે. આનું કારણ સરકાર પોતે જ છે; કારણ કે અનર્થના સામા થવાથી—તેને દાબી દેવાનો પ્રયત્ન કરવાથી, અનર્થ પુષ્ટ થાય છે; પૂર્વે જો તે નામનો અથવા કલ્પિત હોય છે, તો સામા થવાથી તે સત્યરૂપ થઇ જાય છે. એ એક સામાન્ય નિયમ છે કે આઘાત અને પ્રત્યાઘાત સમાન હોય છે. અનર્થના ઉપર પ્રહાર કરો; અનર્થ તેટલા જ જોરથી તમારા સામો પ્રહાર કરશે. જડ અનર્થના સામું બળ વાપરીને તમે તમારું બળ તે જડ અનર્થમાં મૂકી તેને ચૈતન્યવાળો કરો છો. ચાહા, અથવા કોફી અથવા તમાકુ અથવા દારૂના વ્યસનનો નાશ કરવા માટે જે સઘળું બળ તેમના સામે વાપરવામાં આવે છે, તે સઘળું બળ ચાહા, કોફી, તમાકુ અને દારૂને જ મળે છે, અને તેમ થતાં તે વ્યસનો પોતાનામાં ફસેલા અને ફસતા મનુષ્યોને બમણા બળથી

પકડી રાખે છે. પ્લેગને મારી હઠાવવાને સરકારે જ્યારે 'સેગ્રેગેશન' 'ક્વૉરંટાઇન' વગેરે અત્યંત સખ્ત ઉપાયો લીધા હતા ત્યારે પ્લેગ બહુ બળવાન્ થયો હતો. એ ઉપાયો હાલ ઢીલા પડવાથી પ્લેગ પણ હાલ ઢીલો પડી ગયો છે. સરકારી અમલદારોનાં હમણાથી પ્રસંગોપાત્ત થતાં ખુનોને દાબી દેવા સરકાર મથે છે ત્યારે થોડે થોડે અંતરે નવાં નવાં ચોંકાવનારાં ખુન થતાં રહે છે. યુરોપમાં પૂર્વે જ્યારે ઘણા માણસો ડાકણો ( witches) નું નિકંદન કાઢી નાંખવા મથતા હતા ત્યારે ડાકણોનું તેમના કમનસીબ ભોગઉપર અસાધારણ બળ ચાલતું હતું; પરંતુ લોકોએ જ્યારે તેમના સામું થવું છોડી દીધું ત્યારે તેમનામાંથી તે બળ જતું રહ્યું. તે જ પ્રમાણે ત્યાંના પાદરીઓ અને બીજા મનુષ્યો જ્યારે સેતાનના ઉપર પ્રહારો ચલાવતા હતા ત્યારે ત્યાંના મનુષ્યોના ઉપર સેતાનની અગાધ સત્તા પ્રવર્તતી હતી. પાદરીઓએ તેનામાં સ્થાપેલા વિચારબળવડે અસંખ્ય સહસ્ર મનુષ્યોની તે પાયમાલી કરી નાંખતો હતો. સેતાનની સામા વાપરવામાં આવેલા વિચારના બળનો વિપર્યયથી આક્રાંતા મનુષ્યના ઉપર પ્રત્યાઘાત થતો, અને તે બળવડે તેનો પરાભવ થતો, અર્થાત્ દુરાચારના પુરમાં તે તણાતો. સેતાનની સામે યુદ્ધ કરનારા મનુષ્યો, પોતાના વિચારવડે તેનામાં જે બળની કલ્પના કરતા, તેવા કાલ્પનિક બળવિના તેનામાં પોતાનું કશું જ બળ ન હતું. વસ્તુતઃ સેતાનજેવી કોઇ વ્યક્તિ જ ન હતી. પાદરીઓએ તે કલ્પી કાઢી હતી, અને તેમની કલ્પનાવડે જ તે પોષાતી હતી. હાલ તેના સામા થવાનું અને તેના સંબંધની વાતો કરવાનું જેમ જેમ ત્યાંની પ્રજામાં ઘટતું જાય છે તેમ તેમ મનુષ્યોને હાનિ કરવાનું સેતાનનું બળ પ્રતિદિન ક્ષીણ થતું જાય છે. અત્ર પણ પ્લેગની સામા યુદ્ધ કરનારા, અને પ્લેગની વાતો કરનારા મનુષ્યોવડે જ પ્લેગ પુષ્ટ થયો હતો, અને લાખો મનુષ્યોના પ્રાણ હરવાને સમર્થ થયો હતો. વસ્તુતઃ તેનામાં કશું જ બળ ન હતું, અને નથી. જે સઘળું બળ તેનામાં આવ્યું હતું તે બળ તેને તેની સામા થનાર તથા તેને દેશમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કરનાર તેના કટ્ટા શત્રુઓએ આપ્યું હતું.

• બળીયાનો એક બીજો દાખલો લઇએ. પૂર્વે આ દેશમાં તેમ જ પશ્ચિમના દેશોમાં તે કાળો કેર વર્તાવતો. તેના ત્રાસથી અજ્ઞાન મનુષ્યો તેને દેવતરીકે પૂજતાં અને હજી પણ પૂજે છે. તેની સ્થળે સ્થળે વાતો થતી, અને સર્વ તેનાથી કંપતા. તેને મારી હઠાવવાને સર્વત્ર વિવિધ ઉપાયો યોજવામાં આવતા. આપ્રમાણે 'બળીયા કાકા ' નામનો એક કલ્પિત દેવ સરજાયો, અને દિવસે દિવસે પુષ્ટ થતો ગયો. પછી બળીયા ટાંકવાની શોધ થઈ. બળીયા ટંકાવવાથી બળીયા કદી પણ નીકળતા નથી, એવું ડોક્ટરોએ જોસભરેલા શબ્દોમાં પ્રતિપાદન કર્યું. સરકારે તે માન્યું, અને બળીયા ટંકાવવાનો કાયદો પ્રસાર કર્યો. લોકો પણ બળીયાથી ઉગરવાના આ ઉપાયને સાચો માની પોતાનાં બાળકોને બળીયા ટંકાવવા લાગ્યા. આમ બળીયાના ભયના વિચાર લોકોમાંથી ઓછા થઈ ગયા. તેની વાતો બંધ પડી. તેની સામેનો વિરોધ છૂટી ગયો. પોતાના બાળકને બળીયા ટંકાવનાર માબાપના મનમાં નિર્ભયતા વ્યાપી ગઇ, અને બળીયાના તેમના મનમાં આવતા વિચારો બંધ થયા. આથી બળીયાકાકા નામના પુષ્ટ દેવ સુકાઇ ગયા. 'હાલ બળીયાનો વાવર છે, એવી બૈરાંની વાતોથી જ અને તેમના મનમાં ભયથી બળીયાનાં રચાતાં માનસ ચિત્રોથી જ પ્રસંગે બળીયાકાકા લાકડી લેઇને ટગમગ ઉભા થતા જોવામાં આવે છે. આ વાતો બંધ પડી જાય, લોકો બળીયાનો વિચાર પણ અંતઃકરણમાં ન કરે અને સરકાર પણ લોકોનાં રુધિરમાં વિષને નાંખવાની હાનિકારક ક્રિયાને ચાલતી રાખી, બળીયાનું

લોકોને જે વારંવાર સ્મરણ કરાવ્યા કરે છે, તે બંધ કરે તો કલ્પનાવડે ઉભા થયેલા બળીયા-કાકા જેમ દીવો લાવતાં દોરડીમાં દેખાતો સાપ નાશ પામે છે, તેમ ફરીને પૃથ્વીના કોઈ પણ ભાગમાં દેખા ન દે, એ નક્કી છે. બળીયાના વિરોધીઓ જો શાંત રહે, તે સંબંધમાં લાંબા લાંબા લેખો લખવા મૂકી દે, અને લોકોને જેની જરૂર છે, એવા આરોગ્યના નિયમોનું જ શિક્ષણ આપવામાં જો પોતાના સામર્થ્યનો અને બુદ્ધિનો ઉપયોગ કરે તો બળીયાને પ્રકટવાનો અને પુષ્ટ થવાનો કદી પણ સંભવ ન રહેવાથી બાળકોને બળીયા ટંકાવવાથી જે દુઃખ થાય છે તથા પ્રસંગે તેમના શરીરમાં બીજા વ્યાધિ થવાનો જે સંભવ આવે છે તે ન આવે. રોગની વાતો કરવાથી અને તેનો ભય ધરવાથી રોગનો નાશ થતો નથી, પણ તેને ભૂલી જવાથી—અંતઃકરણમાં તેનો બિલકુલ વિચાર ન કરવાથી—નાશ થાય છે.

આ જ નિયમ દારના વ્યસનને અટકાવવાને માટે સ્થપાયલાં મંડળો (Temperance societies) જે પ્રવૃત્તિ કરે છે, તેને લાગુ પડે છે. એ મંડળોતરફથી થતાં ભાષણો તથા પ્રકટતા લેખો, નિબંધો માસિકો વગેરે વાંચતાં આપણને એમ થાય છે કે દારુ એ કોઈ ઘણો જ જબરો રાક્ષસ છે, અને એક વાર તેના સપાટામાં આવેલા મનુષ્યના જાનમાલની ખુવારી કર્યા વિના તે તેને કદી પણ છોડતો નથી. પરંતુ આ મંડળના વક્તાઓ તથા લેખકો જેને જબરો રાક્ષસ કહે છે તે કોણ અને કેવો છે? કશા પણ બળવિનાનો અને એક તુચ્છ જંતુને પણ પોતાના સપાટામાં લેવાને અસમર્થ, એક જડ પ્રવાહી પદાર્થ. ક્યાં મનુષ્ય અને ક્યાં દારુ? અને આમ છતાં દારુમાં જે આવું અસાધારણ બળ આવેલું આજે જણાય છે, તે બળ તેને કોણે આપ્યું? વિચારે. વિચારના બળવડે જ પૃથ્વીમાં દારુ આજે આટલો પુષ્ટ થયો છે, અને જબરા રાક્ષસની પેઠે મનુષ્યોમાં કેર વર્તાવે છે. દારુ એ જબરો રાક્ષસ છે, અને લોકોની ખુવારી કરી નાંખવાનું તેનામાં અસાધારણ બળ છે, એ પ્રકારના દારના સામર્થ્યના વિચારથી દારુ આજે મદોન્મત્ત રાક્ષસની પેઠે દુનિયામાં મહાલે છે. અને વિચારવડે દારુમાં આ અસાધારણ બળને મુકનાર કોણ છે તે તમે જાણો છો? દારુમાં આ બળને મુકનાર મોટે ભાગે પૂર્વોક્ત મંડળો છે.* શાંત રહો; મૌનને સેવો; તમારું પોતાનું જ સંભાળો. તમારું પોતાનું હિત તમે કરી પરવાર્યા નથી. તેને સાધ્યા કરો. તે જો યથાર્થ સાધશો, તો બીજાના કામમાં માથું મારવાનો તમને અવકાશ જ નહિ મળે. નિશ્ચય માનજો કે દારને પીવાથી દારના વ્યસનીઓને જે બોધ થવાની જરૂર છે તે બોધ તેમને થઈ રહેશે અને તેમ થતાં તેઓના વિકાસક્રમમાં તેઓ જ્યારે એક પગથીયું ઉપર ચડશે ત્યારે તેમનું દારુનું વ્યસન આપોઆપ છૂટી જશે. તેના સામું યુદ્ધ કરીને શા માટે દારના આયુષ્યને દીર્ઘ કરો છો! અનર્થના સામા ન થાઓ, અર્થાત્ અનર્થનો નાશ કરવાનો પ્રયત્ન ન કરો. તેને બદલે શુભને પ્રવર્તાવવાનો પ્રયત્ન કરો. દારથી થતાં નુકસાનો વર્ણવવાનાં પડતાં મૂકીને દારના વ્યસનીઓની દૃષ્ટિએ કંઈક એવું ચઢીયાતું આપો કે જેથી તેઓ તેને પ્રાપ્ત કરવા આકર્ષાય. અમેરિકાના એક સંસ્થાનના કારખાનાના મજુરોને દારનું ભારે વ્યસન હતું. તે છોડાવવાને જેટલા જેટલા પ્રયત્નો કરવામાં આવ્યા તે મોટે ભાગે નિષ્ફળ ગયા. આખરે પ્રત્યેક ગામમાં નાટકશાળાઓ

* આ લેખકે પણ ઘણાં વર્ષો પૂર્વે 'વિદ્યાર્થીનો સાચો મિત્ર' એ નામનું પુસ્તક પ્રકટ કરીને તમાકુના સામે 'ક્રુસેડ' ચલાવી જડ તમાકુને પુષ્કળ બળ આપવાનો દોષ કર્યો છે. તે વખતે વખતે આ વિચારો તેના જાણવામાં ન હતા.

કરવામાં આવી. તેમાં આકર્ષક ખેલો ભજવવામાં આવ્યા, તથા ટિકિટોના ભાવ માત્ર બે આના જ રાખવામાં આવ્યો. આથી જે પૈસા મજુરો દારૂમાં ખર્ચતા હતા, તે પછી નાટકોમાં ખર્ચવા લાગ્યા, અને ઘણાનું દારૂનું વ્યસન છૂટી ગયું. દારૂના વ્યસનનો નાશ કરવાને માટે ધન, સમય, અને બળનો ક્ષય કરવાને બદલે ગરીબ લોકોને થોડા પૈસામાં અધિક આનંદ મળે અને વળી તેમનું હિત થાય એવી યુક્તિઓ શોધી કાઢો, અને મદ્યપાનનિષેધક મંડળોથી જે નથી થતું તે આથી સહજ થશે.

નાટકો યુવકોને તથા બાળકોને બગાડે છે, માટે તેમનો નાશ કરવા કેટલાક તરફથી જે પોકારો પાડવામાં આવે છે, તે પણ ઉક્ત કારણને લીધે ભૂલભરેલા છે. એથી અયોગ્ય નાટકોનું પ્રજાની નીતિ બગાડવાનું બળ ઘટવાને બદલે ઉલટું વધે છે. અને થોડાં વર્ષમાં નાટક કંપનીઓની વધી ગયેલી સંખ્યા આ વાતને સિદ્ધ કરે છે. નાટકોના સામો પોકાર ઉઠાવવાનું છોડી દઈને સારાં અને રસવાળાં નાટકો કંપનીઓને આપવાં એ જ આ પોકાર ઉઠાવનારાઓનું કર્તવ્ય છે. હાલમાં કેટલીક કંપનીઓએ ભક્તિ વગેરેનાં નાટકો ભજવવાની પહેલ કરી છે, એ જ અયોગ્ય નાટકોથી થતાં અનર્થને અટકાવનાર ખરો ઉપાય છે. આવાં નાટકોમાં **શ્રીકૃષ્ણ** આદિ ઈશ્વરાવતારોના વેષ લાવવાસંબંધમાં કેટલીક તરફથી જે વિરોધ દર્શાવવામાં આવે છે, તે ગમે તેટલો સબળ હોય તોપણ નાટકોના બદલાતા હિતકર વલણ ઉપર વ્યર્થ પ્રહાર કરનાર છે. શાસ્ત્રો **શ્રીકૃષ્ણ** વગેરેનું જેવું ઉંચું સ્વરૂપ વર્ણે છે, તેના હજારમા કે લાખમા ભાગની કલ્પના નાટક જોવા આવનાર સામાન્ય વર્ગના મોટા ભાગને હોતી નથી. ઘણા વિદ્વાનોનું અંતઃકરણ પણ એ સંબંધમાં બાળકજેવું હોય છે. આવાં અંતઃકરણોમાટે હાલનાં નાટકોમાં આવતા **શ્રીકૃષ્ણ** ચલાવી લેવા જેવા છે. તેઓ અલ્પ અંશમાં પણ ઉચ્ચ ભાવના પ્રેક્ષકોના મનમાં પ્રકટાવે છે. આખી રાતના ઉજાગરાના પરિણામમાં થોડા પ્રમાણમાં પણ તેઓ પ્રેક્ષકોની વૃત્તિને ઈશ્વરાભિમુખ કરે છે. અને બીજાં અયોગ્ય નાટકોથી પ્રકટતા અને પોષાતા અયોગ્ય ભાવોને તો તે નથી જ પ્રકટાવતા અને પોષતા એ સિદ્ધ છે. આથી આવાં નાટકો અયોગ્ય નાટકોથી થતા અનર્થને વધારે સારૂં જોવાનું આપીને અટકાવનાર હોવાથી હિતની દિશાને જ લેનારાં છે.

વાચકને ભ્રમ ન થાય તથા કહેવાનો મુદ્દો અધિક સ્પષ્ટ થાય તે માટે એક બીજો દાખલો લઈએ. ધોકો લેઈને અનર્થના સામા થવાથી અને તેને ટાળવાનો પ્રયત્ન કરવાથી જ અનર્થ દબે છે, એ પક્ષને સ્વીકારનારા કહેવાના કે વેન્ડેલ ફિલિપ્સ, ગૅરિસન, લવજોય વગેરે પુરુષોએ ગુલામગીરીની સામા બાથ બીડીને તેનો નાશ કરવાનો પ્રયત્ન ન કર્યો હોત તો શું આજે ગુલામગીરીનો પૃથ્વીમાંથી નાશ થયો હોત? ગુલામગીરીની સામે ઉક્ત પુરુષોએ સખ્ત બાથ બીડવાથી જ આજે ગુલામગીરી બંધ પડી છે, એવું સઘળા માને છે. અને તેથી તે બંધ થવાનો સઘળો યશ જગત્ ઉક્ત પુરુષોને આપે છે. પરંતુ તેમને આવો યશ આપવામાં શું જગત્ ખરૂં છે? બિલકુલ નહિ. ઉક્ત પુરુષોએ ગુલામગીરીને બંધ પાડી જ નથી. કુદરતના નિયમથી જે ધીરે ધીરે અને અવશ્ય થયા કરતું હતું, તેને તે લોકોએ માત્ર વેગ જ આપ્યો હતો. સંચાઓમાં સુધારો થવાથી, અને કારખાનાંની તથા મજુરોને રોજ આપવાની પદ્ધતિ નીકળવાથી ગુલામગીરી અશક્ય થઈ પડી છે, અને જે જે ભાગમાં આ સુધારા પ્રવેશ

કરવા પામ્યા ન હતા તે તે ભાગમાં જો કુદરતને પોતાનો ક્રમ લેવા દીધો હોત તો એક પણ બંદુક છોડ્યા વિના તે તે ભાગમાંથી ગુલામગીરી નાબુદ થયા વિના રહેત જ નહિ. હાલના સમયના સુધારાને ગુલામગીરી બંધબેસતી છે જ નહિ. રોજ આપવાથી ઇચ્છેલું કામ કરાવી શકાય એવા સમયમાં ગુલામની બલાને માથે વહોરી લેવાનું કોઇ પણ સમજુ માણસ સ્વીકાર કરે જ નહિ. ગુલામની પાસે કામ કરાવવાની પૂર્વની કઢંગી રીત આજે નીકળી ગયા વિના રહે એમ હતું જ નહિ; અને સાધારણસ્વત્વવાદીઓ (socialists) જો હદઉપરાંત ધાંધળ નહિ કરે તો હાલની રોજ ચુકાવવાની પદ્ધતિને સ્થાને સાધારણસ્વત્વવાદ (socialism) સ્વીકારાયાવિના રહશે જ નહિ. તમારૂં પોતાનું જ કામ કર્યા કરો, અને આ જગતની વ્યવસ્થા પરમેશ્વરને તેમણે જેમ ધારી હોય તેમ કરવા દો. હું અને તમે પરમેશ્વરની જગાએ હોત અને આ જગતની જેવી વ્યવસ્થા ચલાવત તેના કરતાં અનંતગુણ ઉત્તમ પ્રકારે પરમેશ્વર તેની વ્યવસ્થા રાખ્યા કરે છે.

સંસારસુધારામાટે, નૈતિક સુધારામાટે, ધાર્મિક સુધારામાટે, એમ વિવિધ સુધારાઓમાટે જેઓ જગતમાં ઘુમે છે, અને તેમનું ન સાંભળનારાઉપર ધોકો લેઇને તુટી પડે છે, તે સર્વને પૂર્વોક્ત નિયમ લાગુ પડે છે. ધારો કે તમારો પાડોશી તમાકુ કે ગાંજો પીએ છે. હવે તમાકુના કે ગાંજાના ધુમાડાના ગોટે ગોટા તમારા મોંઉપર જ્યાં સુધી છોડવાનો તે અવિવેક નથી કરતો, ત્યાં સુધી તેનું તે વ્યસન છોડાવવાને માટે તેની સાથે બાકરી બાંધવાનું તમારૂં કામ નથી. ધારો કે તે તમાકુ ખાય છે. હવે જ્યાં સુધી તે તમાકુની પીચકારીઓથી તમારા ઘરના ખુણા અથવા તમારાં વસ્ત્ર, અથવા તમારા જવાના માર્ગને ગંદો કરતો નથી ત્યાં સુધી તેની સ્વતંત્રતામાં આડે આવવાનું તમારૂં કામ નથી. ધારો કે તે તમાકુ સુંઘે છે. હવે જ્યાં સુધી તપખીરની ઝીણથી તે તમને છીંકો આણતો નથી, અને તમારાં વસ્ત્રોઉપર ડાઘા પાડતો નથી, ત્યાં સુધી તેના કામમાં માથું મારવા જવાનું તમારે કશું જ પ્રયોજન નથી. જ્યારે તેના 'દુષ્ટ' વ્યસનથી તમને અડચણ થવાનો સંભવ આવે, ત્યારે તેને તેના નિયમમાં રહેવાનું કહેવાનો તમને હક્ક છે. પણ જ્યાં સુધી તે તેમ નથી કરતો ત્યાં સુધી તેના સામે લડવાનો તમને કશો જ હક્ક નથી. તમે પોતે દોષમાત્રથી અને વ્યસન માત્રથી મુક્ત થવાનો યત્ન કરો; કારણ કે તેમ કરવું તમને ગમે છે. પણ બીજાને જે ગમતું નથી, અને જે કરવાની તેની મરજી નથી તે તેની પાસે કરાવવા શા માટે મથો છો? તમે તમારા પોતાના મુખત્યાર છો; બીજાના નહિ. તમે તમારૂં પોતાનું જીવન સર્વ પ્રકારે સર્વોત્તમ કરો. તમને તેમ કરતાં કોઇ ના પાડનું નથી, પરંતુ બીજાના રાજા થવાનો તમને કોણે હક્ક આપ્યો છે? તમે તમારૂં પોતાનું ફોડી લો, અને બીજાને બીજાનું ફોડી લેવા દો.

જેઓ તમારી મદદને ઇચ્છતા હોય, તથા તમારી મદદ મળવાથી જેઓ પ્રસન્નતા દર્શાવતા હોય તેમને મદદ ન કરવી, એમ કહેવાનું તાત્પર્ય નથી. તેવાઓને તો મદદ આપવી જ જોઇએ. જે કહેવાનું તાત્પર્ય છે તે એ છે કે કોઇના સામા ન થાઓ, કશાના વિરોધી ન થાઓ.

કોઈ પણ પ્રાણિપદાર્થના, પછી તેઓ ગમે તેવાં તુચ્છ હોય તોપણ તેમના સામા થવાથી આપણા મનનો સંરક્ષક નહિ પણ સંહારક ભાવ થાય છે; અને આવા સંહારક ભાવનો પ્રત્યાઘાત આપણા જ શરીર તથા મનઉપર થાય છે. પૂર્વે કહેલી વાતનું આ સ્થળે

પુનઃસ્મરણ આપવામાં આવે છે કે આઘાત અને પ્રત્યાઘાત બંને સમાન હોય છે; અર્થાત્ જેટલા બળથી આપણે પ્રહાર કરીએ છીએ તેટલા જ બળથી આપણને સામો પ્રહાર થાય છે; અને કોઈ પણ વસ્તુ પ્રતિના વિરોધને જો નિત્ય સેવ્યા કરવામાં આવે છે તો આપણા શરીરનાં સઘળાં પુટ (cells) એકબીજાનાં વિરોધી થઇ જાય છે. આપણને સર્વને અનુભવ જ છે કે અન્ય મનુષ્યોપ્રતિ દ્વેષને સેવ્યા કરવાથી આપણા અંતઃકરણમાં તપારો થઇને આપણને અત્યંત હાનિ થાય છે, આપણું આરોગ્ય કથળે છે, અને આપણે માંદા પડીએ છીએ. હવે મનુષ્યોનો દ્વેષ કરવો, એ જેમ હાનિકારક છે, તેમ પદાર્થોનો દ્વેષ કરવો એ પણ હાનિકારક છે. દ્વેષને શાસ્ત્રકારો મનુષ્યોનો મોટો શત્રુ ગણે છે, તેનું કારણ આ જ છે. દ્વેષનું સેવન એ પાપ છે, અને તેથી તે સેવનારને પરમેશ્વર શિક્ષા કરે છે, એમ કંઈ નથી; પરંતુ દ્વેષનો જ્યારે પ્રત્યાઘાત થાય છે ત્યારે આપણા શરીરના અણુએ અણુ અને પુટેપુટ એકબીજાની સાથે યુદ્ધમાં ઉતરી પડે છે; અને એમ થતાં શરીરમાં રચનક્રિયા ( constructive action) અટકી જાય છે, અને સંહારક ક્રિયા ( destructive action ) ની વૃદ્ધિ થાય છે, કોઇ મનુષ્યનો દ્વેષ કરવાથી અથવા ઈશ્વરનો દ્વેષ કરવાથી આપણને જેટલી હાનિ થાય છે, તેટલી જ હાનિ તમાકુનો દ્વેષ કરવાથી અથવા ચાહાનો દ્વેષ કરવાથી અથવા દારુનો દ્વેષ કરવાથી થાય છે; અને તમાકુ અથવા દારુનો દ્વેષ કરવાથી જેટલી હાનિ થાય છે, તેટલી જ હાનિ તેમના વ્યસનનો દ્વેષ કરવાથી થાય છે. અમુકનો દ્વેષ કરવાથી ઓછી હાનિ અને અમુકનો કરવાથી વધારે હાનિ, એવું કંઈ નથી. દ્વેષ જાતે સંહારક ગુણ હોવાથી હાનિકારક છે.

સદ્વિવેકી વાચકને આથી સ્પષ્ટ થયા વિના નહિ જ રહે કે એક ધર્મવાળાએ બીજા ધર્મનો, એક મતવાળાએ બીજા મતવાળાનો, સાકાર પક્ષવાળાએ નિરાકાર પક્ષનો અને નિરાકાર પક્ષવાળાએ સાકાર પક્ષનો, યુરોપીયનોએ દેશીઓનો અને દેશીઓએ યુરોપીયનોનો, દેશી વસ્તુ વાપરનારાઓ વિદેશી વસ્તુઓનો, અને વિદેશી વાપરનારાઓએ દેશી વસ્તુઓનો દ્વેષ ધરવો, એ એકબીજાને કેટલી હાનિને કરનાર છે.

આમ હોવાથી અનર્થનો દ્વેષ અથવા તિરસ્કાર ન કરો; તેને બદલે શુભના ઉપર પ્રેમ કરો. અનર્થને ટાળવાનો ઉદ્યોગ ન કરો; તેને બદલે સદાચારને પ્રસારવાનો ઉદ્યોગ કરો. *જગતમાંથી અંધકારને હાંકી કાઢવાનો પ્રયત્ન ન કરો, પરંતુ પ્રકાશને પ્રકટાવવાનો અને* તેનો વિસ્તાર કરવાનો પ્રયત્ન કરો. લોકોનાં દુર્વ્યસનો સામે ધોકો ન ઉઠાવો પરંતુ તેમને સદ્વ્યસનો બતાવો, અને તેનો તેમને મોહ લગાડો. દુર્ગુણની સામે તુમુલ યુદ્ધ ન કરો, પરંતુ સદ્ગુણને પ્રસારવાનો ભાગીરથ પ્રયત્ન કરો.

ત્યારે અન્યાય, અધર્મ, પાપ, દોષ, દુર્ગુણ, દુરાચાર, દુર્વ્યસન, દારુ, તમાકુ, ચાહા, ચોરી, નાસ્તિકતા, અને આવા આવા અનર્થોની લાંબી લંગારનું શું કરવું? **તેમને અંતઃકરણમાંથી સમૂળ વિસરી જાઓ.** (અપૂર્ણ.)

---

### દોહરો.

જો ઇચ્છા હોયે ઉરે, સદ્ય થવા નિષ્પાપ,
અષ્ટ પ્રહર રટ તો સદા, ઇષ્ટમંત્રનો જાપ.—શ્રી ત્રિપેન્દ્ર.

## હાલના શિક્ષણથી થતો બાળકોનો મરો.

શસ્ત્રથી અથવા ઝેરથી બીજાનો પ્રાણ લેનાર મનુષ્યને સામાન્ય બુદ્ધિના મનુષ્યો ખુની ગણે છે, કારણ કે પ્રાણને હરનાર શસ્ત્ર અને ઝેર છે, એટલું જ તેઓ જાણતા હોય છે; પરંતુ આ વિના મનુષ્યોના પ્રાણ હરનારી બીજી જે અનેક રીતો છે, તેનું તેમને જ્ઞાન ન હોવાથી તે રીતોનો ઉપયોગ કરનારને તેઓ ખુનીમાં ગણતા નથી. ઉલટા ઘણે પ્રસંગે આવી રીતોનો ઉપયોગ કરનારને તેઓ પોતાનું સાચુ હિત કરનાર માને છે. આવી ઉપરથી જોતાં મનુષ્યનું હિત કરનારી, પરંતુ વસ્તુતઃ તેના પ્રાણને હરનારી અનેક ગુપ્ત રીતોમાં હાલની કેળવણીની પદ્ધતિ એ એક પ્રબળ ગુપ્ત રીત છે. હાલની શાળાઓ તથા પાઠશાળાઓ વિદ્યાર્થીઓનાં આયુષ્યનો તથા જીવનનો ધીરે ધીરે પણ ચોકસ નાશ કરનાર કતલખાનાં છે, એ વિષે ઘણાં જ થોડાં મનુષ્યો વિચાર કરે છે, અને જે થોડાં તે વિષે વિચાર કરે છે, તેઓ તેનો સત્વર ઉપાય કરવાનો પ્રયત્ન કરતાં ક્વચિત્ જ જોવામાં આવે છે. દેશના ઉદયનો આધાર મોટે ભાગે હાલ ઉછરતી પ્રજાઉપર છે, પરંતુ હાલની કેળવણીનો બોજો એ એક એવા પ્રકારનું ઝેર છે કે જે બાળકોનાં આયુષ્યને લગભગ પચાસ ટકાજેટલું ઓછું કરી નાંખે છે, તથા તેમનાં સુદૃઢ શરીરને યુવાવસ્થા આવવા પહેલાં જ કાગમાળાજેવું કરી મૂકે છે. પ્રજાનાં શરીરનો ભૂરકુટો વળી જવામાં ઘણે ભાગે હાલની કેળવણી તથા તેણે પ્રકટાવેલાં ફળ છે, પરંતુ સઘળો પાપનો પોટલો બિચારા બાળલગ્નને માથે ચઢાવવામાં આવે છે. બાળલગ્ન હાનિ કરનાર છે, તેની ના નથી; પણ હાલની પ્રજાનાં આ પ્રકારનાં શરીર થવામાં બાળલગ્ન જેટલું જવાબદાર છે, તેના કરતાં કેળવણીની પદ્ધતિ વધારે જવાબદાર છે; ઓછી અથવા નહિ જેવી કેળવણી લેનારી હલકી વર્ણોમાં બાળલગ્ન ઉંચી વર્ણોના કરતાં કંઇ ઓછાં થતાં નથી અને તોપણ રહેવાની તથા ખાવાની વધારે સગવડવાળાં ઉંચી વર્ણનાં બાળકોકરતાં હલકી વર્ણનાં બાળકો શરીરે વધારે નીરોગ તથા સુદૃઢ હોય છે, એ કોઇ પણ અવલોકનારને પ્રત્યક્ષ થયા વિના ભાગ્યે જ રહેશે. અને આનું કારણ ઉંચી વર્ણનાં બાળકોઉપર કેળવણીનો જે અત્યંત ભારે બોજો લાદવામાં આવ્યો છે, તે જ છે. આવો ભારે બોજો ઉઠાવવાને માટે બાળકોને નિશાળમાં તેમ જ ઘેર લગભગ બાર કલાક અને પ્રસંગે તેથી પણ વધારે કલાક મગજની માથાતોડ મહેનત કરવી પડે છે. આથી તેમનું રુધિર આખો દિવસ માથામાં મોટા પ્રમાણમાં રહેવાથી હૃદય, ફેફસાં જઠર, વગેરે નીચેના પ્રાણભૂત અવયવો ( vital organs ) દુર્બળ પડતા જાય છે. તેની પચનક્રિયા મંદ થાય છે. આખો દિવસ વાંકા વળીને બેશી રહેવાથી તેમનાં ફેફસાં હવાથી પૂરેપૂરાં ભરાતાં નથી, અને તેથી તેમના લોહીની સંપૂર્ણ શુદ્ધિ થતી નથી. હલનચલનવિના તેમનું હૃદય મંદગતિવાળું થવાથી, વેગથી વહેતા જળના પ્રવાહની પેઠે તેના રુધિરની ગતિ રહેતી નથી, અને તેથી તે સ્થિર જળની પેઠે મેલુ થઇ જાય છે. બેશી રહેવાથી તેમના ઉદરના સ્નાયુઓ પણ શિથિલ થઈ જવાથી તેમને બંધકોશનો વ્યાધિ થાય છે. આમ બાળકના શરીરને પોષાવાના અને સુદૃઢ થવાના સમયમાં તેને શોષાવાના અને દુર્બળ થવાના ઉંડા પાયા નંખાય છે; અને વિદ્યાભ્યાસ પૂર્ણ કરી નિશાળ છોડીને જ્યારે તે ઘેર આવે છે ત્યારે તેના શરીરનું નિરીક્ષણ કરનારને વિવિધ વ્યાધિઓની, દુર્બળતાની, અને અલ્પ આયુષ્યની જબરી ઇમારતો જોવાને સૂક્ષ્મદર્શક યંત્રરૂપ સૂક્ષ્મ બુદ્ધિની ભાગ્યેજ જરૂર પડે છે.

વિદ્યાભ્યાસ જીવનને સુખમય કરવા માટે હોવો જોઇએ, પણ આજે તે વહેલું મૃત્યુ

આણવા માટે થઈ રહ્યો છે, એ દેશહિતચિંતકોએ ઓછું વિચારવાયોગ્ય નથી. શારીરશાસ્ત્રીઓ વદે છે કે માનસિક શ્રમમાં મનુષ્યે આખા દિવસમાં થઈને બહુ બહુ તો ચારથી ૭ કલાકજેટલો સમય ગાળવો જોઇએ. એથી વધારે ગાળવામાં આવતો સમય આરોગ્ય, આયુષ્ તથા બળનો ક્ષય કરનાર છે. જો આ સિદ્ધ વાર્તા છે તો પછી જેનો જીવનમાં જરા પણ ઉપયોગ હોતો નથી, તથા જેનું ગોખ્યા પછી બહુ બહુ તો વર્ષ પછી અથવા બે વર્ષ પછી કેવળ વિસ્મરણ થઇ જાય છે, એવા વિવિધ વિષયોને વિદ્યાર્થીઅવસ્થામાં બાળકોપાસે ગોખાવીને તેમનાં લોહીને શોષી નાંખવાં, તથા તેમનાં ભવિષ્યનાં શરીરોને ભીતરથી સળી ગયેલાં લાકડાંનાં ખોખાંજેવાં કરી મૂકવાં, એ શું કસાઇપણું નથી? આ પ્રકારની કેળવણીની પદ્ધતિને પ્રજાનું હિત કરનાર ગણવાની ભૂલ કયો બુદ્ધિમાન્ કરે?

વિદ્યાભ્યાસ અહિતકર છે, એમ કહેવાનું તાત્પર્ય નથી. વિદ્યા મનુષ્યનું સર્વદા હિત જ કરે છે; પરંતુ વિદ્યાભ્યાસ કરાવવાની હાલની પદ્ધતિ અત્યંત હાનિકારક છે, એટલું જ કહેવાનું તાત્પર્ય છે, હાલની શાળાઓ, એ જીવનને સુખપ્રદ કરનાર વિદ્યાભ્યાસ કરાવવાની શાળાઓ નથી, પરંતુ વિદ્યાભ્યાસને નામે ગદ્ધાવૈતરૂ કરાવી જીવનને દુઃખપ્રદન કરનાર, સખ્ત મજુરી કરવાનાં કેદખાનાં છે.

આરોગ્યને, બળને, આયુષ્ને, બુદ્ધિને, વ્યવહારનાં ઉચ્ચ સુખને, તથા હૃદયની શાંતિને, નિત્ય અધિક અધિક પ્રમાણમાં ન આપે, તેને વિદ્યા કોણ કહે? હાલનું શિક્ષણ શું આ ફળને પ્રકટાવે છે? જો ના, તો પછી સ્થળે સ્થળે શાળાઓ કાઢવાનું અને કેળવણીપાછળ આટલું બધું ધન તથા શ્રમ ખર્ચવાનું પ્રયોજન શું? જે અંકગણિતનો, જે બીજગણિતનો, જે ભૂમિતિનો જે ઇતિહાસનો, જે ભૂગોળનો અને એની એવી જે બીજી અનેક બાબતોનો મોટપણે સોમાંથી પાંચ બાળકોને આખા જીવનમાં એકાદ વાર પણ ઉપયોગ કરવાનો પ્રસંગ આવતો નથી, તથા જે પરીક્ષાને માટે ગોખ્યા પછી થોડા જ માસમાં કેવળ ભૂલી જવામાં આવે છે, તે સર્વનો અસહ્ય બોજો બાળકોની ખાંધે મૂકી, ન ચલાતાં છતાં પણ પરોણા મારી તેમને ચાલવાની ફરજ પાડવામાં શો હેતુ રહ્યો છે, તે કોઈ કહેશે? આવા વિવિધ વિષયોના અભ્યાસથી મગજનો વિકાસ થાય છે, તથા બુદ્ધિ કેળવાય છે, એમ કેટલાક કહે છે, પણ સુખના ભોગે મગજને મોટું કરવું, અને બુદ્ધિને કેળવવી એ શું ડહાપણભરેલું છે? શું જીવનના સુખની વૃદ્ધિ કરી, મગજનો વિકાસ કરનાર અને બુદ્ધિને કેળવનાર બીજા વિદ્યાભ્યાસના વિષયો નથી? જીવનમાં નિત્ય કામમાં આવે, તથા સુખની વૃદ્ધિ કરે, એવી એટલી બધી વસ્તુઓ છે, તથા તેમના અભ્યાસથી મગજનો તથા બુદ્ધિનો એટલો બધો વિકાસ થાય એમ છે કે તેની સાથે સરખાવતાં હાલનો વિકાસ તળાવઆગળ ખાબોચીયાજેવો છે, તથાપિ આ બાબત લક્ષમાં લેવાની કોને કાળજી છે!

બાળકોને જાણે આ જગતમાં કશું જ ઉપયોગી સાધવાનું નથી અને તેથી તેઓ નકામા ઉદ્યોગથી બીજાને ઉપદ્રવ કરતાં અટકે, માટે તેમનો બધો સમય કોઈ કામમાં જોડી દેવાના વિચારથી હાલની વિદ્યાભ્યાસની પદ્ધતિ જાણે શોધી કાઢવામાં આવી ન હોય એમ જણાય છે. હાલની શાળાઓ, શિક્ષણ તથા શિક્ષણપદ્ધતિમાં સંપૂર્ણ ફેરફાર કરવાની અત્યંત અગત્ય છે. તેમ નહિ થાય ત્યાં સુધી **ભારતવર્ષ**ની યથાર્થ ઉન્નતિની આશાને હજી ઘણાં વર્ષોનો વિલંબ છે. શાળામાં

તથા પાઠશાળામાં ચાલતાં પુસ્તકોવડે બાળકોના મગજમાં હાલં જે વિદ્યા ભરવામાં આવે છે, તે વિદ્યા છે કે કેમ એ જ મોટો પ્રશ્ન છે. આવી વિદ્યાની હાલની પ્રજાને લેશ પણ જરૂર નથી. એવી વિદ્યા ન હોય તો જીવન દુઃખમય થઇ રહે એવું કંઇ જ નથી. વિદ્યાનો હેતુ પુરુષોને ઉત્તમ પુરુષો અને સ્ત્રીઓને ઉત્તમ સ્ત્રીઓ બનાવીને તેમનાં જીવનને સુખમય કરવાનો છે. જે વિદ્યા આ હેતુને સિદ્ધ નથી કરતી, તેનો અભ્યાસ બાળકોપાસે કરાવીને આપણે તેમનાં આયુષ્યનો, બળનો, અને શરીરનો વિનાશ કરવા વિના બીજું કશું જ કરતા નથી.

---

## વિદેશી ખાંડ ન વાપરવાનું એક અન્ય સબળ આધ્યાત્મિક કારણ.

વિદેશી ખાંડ ન વાપરવાનો થોડા સમયથી કેટલાક દેશહિતચિંતકોતરફથી આગ્રહયુક્ત ઉપદેશ આપવામાં આવે છે, અને તેમાં મુખ્ય કારણ એ આપવામાં આવે છે કે વિદેશી ખાંડને શુદ્ધ કરવામાં હાડકાં, લોહી વગેરે કેટલાક પદાર્થોનો જે ઉપયોગ કરવામાં આવે છે, તે ધર્મથી ભ્રષ્ટ કરનાર છે. આ કારણ બળવાન્ છતાં સ્થૂલ છે, કારણ કે પૂર્વોક્ત અભક્ષ્ય પદાર્થોની સાક્ષાત્ અસર પ્રથમ શરીરઉપર થાય છે, અને બહુ અલ્પ પ્રમાણમાં મનઉપર થાય છે. જેઓ મનને જ સર્વનું કારણ માને છે, એવા સૂક્ષ્મ બુદ્ધિમાન્ મનુષ્યો મનઉપર સાક્ષાત્ અસર કરનારા કારણને બહુ બળવાન્ ગણે છે; અને આવું બળવાન્ સૂક્ષ્મ કારણ વિદેશી ખાંડનો ઉપયોગ ન કરવામાં રહેલું છે.

નિત્ય વ્યવહારમાં મનુષ્યનું હિત અથવા અહિત સાધનાર જે અનેક સૂક્ષ્મ આધ્યાત્મિક નિયમો પ્રવર્તે છે, તે નિયમોને જનકલ્યાણાર્થે પોતાના વિવિધ લેખોમાં સ્થળે સ્થળે યુક્તિથી સ્થાપવા વર્તમાન સમયમાં ગુજરાતમાં જો કોઇએ પણ પ્રયત્ન કર્યો હોય તો તે શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના સદ્ગુરુ **શ્રીમન્નૃસિંહાચાર્યજી** જ છે. ભામિનીભૂષણ નામના સદ્ગ્રંથના પ્રથમાલંકારમાં તેઓશ્રી લખે છે કે '...સ્વધર્મે ચાલનાર હોય તે પાચક સારો જાણવો...રાંધનાર ક્રોધી, **બળેલા અંતઃકરણનો**, સુમ તથા ચીડીયો હોય તો નેષ્ટ છે. આખો દિવસ **પ્રસન્ન ચિત્તવાળો**, ઠરેલા મનવાળો, શાંત અને **બહુ પરિતાપથી બળતો નહિ હોય**, એવો શ્રેષ્ઠ છે.' રાંધનારના સંબંધમાં આવા નેષ્ટ તથા શ્રેષ્ઠના ભેદ શા માટે પાડવા પડે છે, તે સંબંધમાં તેઓશ્રી આગળ લખે છે કે નેષ્ટ રાંધનારને 'અનેક લાભ હોય તોપણ રાંધવા રાખવો નહિ, કારણ એવા .....માણસનું રાંધેલું જમનાર જો **પરમેશ્વરસાથે** પ્રીતિ જોડનાર સાધક હોય તો **તેની બુદ્ધિ બગડે છે**, અને ઘણે કાળે તે પણ દુર્ગુણી થાય છે.'

રસોઇજેવા એક સામાન્ય વિષયમાં કેવી સાવધાનતા રાખવી જોઇએ, તેનું શિક્ષણ આપવાના પ્રસંગમાં **શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** અધ્યાત્મશાસ્ત્રનો એક અત્યંત અગત્યનો નિયમ ઉપદેશ્યો છે, અને તે એ કે જે મનુષ્ય જે વસ્તુ તૈયાર કરે છે, તે વસ્તુમાં તે મનુષ્યના સ્વભાવના સંસ્કારો રહે છે, અને તે વસ્તુ ગ્રહણ કરનારને સારી અથવા નઠારી અસર કરે છે.

હવે વિદેશી ખાંડને તૈયાર કરનારા મનુષ્યોનાં અંતઃકરણપ્રતિ દૃષ્ટિ નાંખો. વિદેશી ખાંડનો મોટો જથો મોરીશસમાંથી આવે છે, અને ત્યાંનાં ખાંડનાં કારખાનાંમાં જે મજુરો કામ કરે છે, તેમના ઉપર અત્યંત નિર્દયતાથી ભરેલું વર્તન ચલાવવામાં આવે છે, એવું પ્રસિદ્ધ

છે. આ વિદેશી ખાંડને તૈયાર કરનાર અર્થાત્ રાંધનાર વસ્તુતઃ ત્યાં કામ કરનારા મજુરો છે. પોતાના ઉપર વર્તતા ભારે જુલમથી તેમનાં અંતઃકરણ **ભારે પરિતાપથી** રાત્રિદિવસ **બળતાં** રહે છે. ઉપરીઓના મારના ભયથી તેઓ સંતત ભયાકુલ રહે છે. **ચિત્તની પ્રસન્નતા** એ શું છે, **ઠરેલું મન** કોને કહે છે, **શાંતિ** કેવી વસ્તુ છે, એથી તેઓ કેવળ અજાણ્યા હોય છે. આખો દિવસ તેઓ અશ્રુ ગાળે છે, તથા નિઃશ્વાસ નાંખે છે. તેમના અંતઃકરણમાં બળતી હોળીનો ધુમાડો વાતાવરણમાં વ્યાપી જાય છે, અને તેનાં આંદોલનોથી પૃથ્વીઉપરનું વિચારનું વાતાવરણ દૂષિત થાય છે. 'આ ખાંડને લીધે અમને આટલાં આટલાં દુઃખો પડે છે,' એ વિચાર તેમનાં અંતઃકરણમાં પ્રધાનપણે રમતો હોવાથી તેના સંસ્કારો, તેમ જ તેમના પરિતાપના સંસ્કારો ખાંડમાં પડે છે; અને આપ્રમાણે સસ્તી તોપણ **નેષ્ટ રાંધનારથી** તૈયાર થઇ આવેલી ખાંડ આપણે ત્યાં સર્વ મલિન અને અંતઃકરણને તપાયમાન કરનાર સંસ્કારોને લઇને આવે છે. તેને નિત્ય ખાનારનાં મન, **ઘણે કાળે મોરીશસના** મજુરોના અંતઃકરણજેવાં પરતંત્રતાના, દૈન્યના, દુઃખના, પરિતાપના અને નિઃશ્વાસના સંસ્કારોથી યુક્ત થાય, એમાં શું આશ્ચર્ય ?

વસ્તુને તૈયાર કરનાર મનુષ્યના સંસ્કાર તૈયાર થયેલી વસ્તુમાં આવે છે, એ આધ્યાત્મિક નિયમનું આપણા લોકો જ્યારે વિસ્મરણ કરતા થયા છે, ત્યારે પાશ્ચાત્ય પ્રજા હવે એ જ નિયમનું આગ્રહથી પાલન કરવા લાગી છે. The Survey ( ધી સર્વે ) નામના વર્તમાન પત્રના છઠ્ઠી નવેંબરના અંકમાં ' ગુલામોએ તૈયાર કરેલો કોકો ન પીઓ ' એ નામનો એક વિષય આવ્યો છે. તેમાં લેખકે સૅન ટૉમ ( San Thome ) અને પ્રિન્સીપ ( Principe ) નામના પોર્તુગાલના ટાપુઓમાં કોકોને ઉગાડનાર મજુરોઉપર જે કેર વર્તાવવામાં આવે છે, તેનું વર્ણન કરીને કોકોનો ' બૉયકૉટ ' કરવા પ્રજાને આગ્રહ કર્યો છે, અને તેનું કારણ આવા કોકોના ઉપયોગથી વિચારનું વાતાવરણ બગડે છે, તથા અંતઃકરણ મલિન થાય છે, એ જ આપ્યું છે. પોર્તુગાલના ટાપુમાં બગડેલું વિચારનું વાતાવરણ અન્ય સ્થળના મનુષ્યોને નડે છે, એ સંબંધમાં લખતાં લખે છે કે The race is one big organism and the fester in San Thome poisons the soul-blood that circulates in New York and Kalamazoo. ( પ્રજા એ એક મોટું શરીર છે, અને સૅન ટૉમમાં આવેલા તે શરીરના એક ભાગઉપર થયેલા પરૂ નીકળતા ઘારાથી ન્યુયોર્ક અને કૅલૅમૅઝોમાં તે શરીરનો જે ભાગ છે, તેમાં વહેતું આત્મારૂપી લોહી વિષમય થાય છે. વળી આગળ લખે છે કે We know that the thought and feeling of the worker goes into the stuff he handles. We refuse to take misery and revenge with our cocoa. ( મજુરના હાથનો જે પદાર્થને સ્પર્શ થાય છે, તે પદાર્થમાં તે મજુરના વિચારો અને લાગણીઓના સંસ્કાર પડે છે. અમારા પીવાના કોકોમાં, મહા દુઃખ અને વૈર બુદ્ધિ ભળેલાં હોવાથી અમે તેનો તિરસ્કાર કરી કાઢીએ છીએ. )

વિદેશી ખાંડમાં પણ મહા દુઃખ, પરિતાપ, ત્રાસ, ભય અને જુલમ ભળેલાં હોવાથી અમે તેનો તિરસ્કાર કરી કાઢીએ છીએ, એવાં વચનો આધ્યાત્મિક દેવભૂમિમાં જન્મેલા, અને મોટા થયેલા આપણા મુખમાંથી શું નહિ નિકળે ?

## [1]નિર્વેદવાદી અને [2]અનિર્વેદવાદીનાં સ્વરૂપો.

અનિર્વેદવાદી સ્વચ્છ આકાશમાં રહે છે; નિર્વેદવાદી ધુમ્મસમાં રહે છે. નિર્વેદવાદીનું અંતઃકરણ વ્યગ્ર હોય છે; ક્યાં જવું, શું કરવું, કેવી રીતે કરવું તેની તેણે ભારે મુંઝવણ રહે છે; અનિર્વેદવાદી વિશ્વવ્યવસ્થાપક ઈશ્વરની સત્તામાં જે થાય છે, તે સઘળું શુભ જ થાય છે, એમ દૃઢપણે જાણતો હોવાથી કંઇ પણ પ્રવૃત્તિ કરતાં તેને કશી જ મુંઝવણ થતી નથી. નિર્વેદવાદી કામ કરવા માંડતાં છગડંગ કર્યા કરે છે, અને સમયને તથા આવેલા દાવને અંતે ખોઇ નાંખે છે; અનિર્વેદવાદી નિર્ભયપણે કાર્યનો આરંભ કરે છે અને પ્રાપ્ત થતા પ્રત્યેક પ્રસંગનો તથા સમયનો સદુપયોગ કરે છે. નિર્વેદવાદી પોતાની શક્તિઓને બહાર કાઢતો નથી, અને નિષ્ફળતાઉપર પોતાના મનને એકાગ્ર કર્યા કરે છે; અનિર્વેદવાદી વિજયપ્રાપ્તિમાં જ પોતાની સઘળી મનોવૃત્તિઓને જોડી દે છે, અને પોતાનામાં રહેલાં સઘળાં સામર્થ્યોનો તથા શક્તિઓનો ઉપયોગ કરે છે. નિર્વેદવાદી અનુકૂળ સમયની વાટ જોતો આળસમાં બગાસાં ખાધાં કરે છે; અનિર્વેદવાદી હમણાં જ અનુકૂળ સમય છે, એમ જાણી વર્તમાન કાળમાં જ ઉત્સાહથી પુરુષાર્થ કરે છે. અનિર્વેદવાદી જ્યાં જાય છે, ત્યાં સર્વને ઉત્સાહ પ્રકટાવે છે; નિર્વેદવાદી જ્યાં જાય છે, ત્યાં સર્વના ટાંટીયા ભાગી નાંખે છે. નિર્વેદવાદી પોતાના અધિકાર-રૂપ અગ્નિઉપર ઠંડું જળ રેડે છે; અનિર્વેદવાદી પોતાના અધિકારને ઉંચો માની તેમાં ઘૃતનું સિંચન કરે છે. નિર્વેદવાદીના અંતઃકરણમાં ભયની, દુઃખની શોકની અને નિષ્ફળતાની જ વાતોનો કચરો ભર્યો હોય છે;અનિર્વેદવાદીના અંતઃકરણમાં નિરંતર ઉન્નતિ થવાના વિચારોનાં જ રત્નો ઝગમગતાં હોય છે. નિર્વેદવાદીની સર્વમાં પ્રતિકૂળ બુદ્ધિ હોય છે, અનિ-ર્વેદવાદીની સર્વમાં અનુકૂળ બુદ્ધિ હોય છે; એકનામાં દ્વેષનું સામ્રાજ્ય હોય છે, બીજાનામાં પ્રેમનું સામ્રાજ્ય હોય છે. નિર્વેદવાદી જેના તેના હોશ ઉડાડી મૂકે છે; અનિર્વેદવાદી ભોંય ભેગા થઇ ગયેલા મનુષ્યોમાં પણ પ્રાણ મૂકી તેમને બેઠા કરે છે. નિર્વેદવાદી જીવનપર્યંત અશુભની સાથે યુદ્ધ કર્યા કરે છે, અનિર્વેદવાદી શુભની જ વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કર્યા કરે છે. અનિર્વેદવાદી ઘર ચણે છે; નિર્વેદવાદી ઘર પાડી નાંખે છે—નિર્વેદવાદી કંઇ પણ સારા કામમાં આડા પથરાજેવો છે; પોતાના શંકાશીલ સ્વભાવવડે તેની સિદ્ધિમાં તે વિઘ્નોને જ દેખાડ્યા કરે છે. નિર્વેદવાદી કશું ન ઉગે એવી ઉખર જમીનમાં રહે છે; અનિર્વેદવાદી પુષ્કળ પાક આપનાર ફળદ્રુપ જમીનમાં રહે છે.

---

૧ Pessimist; જેમાં તેમાં દુઃખને, દોષને અને અશુભને જ જોનાર; શુભની આશા રાખવા કરતાં નઠારાની વધારે અને સઉથી પ્રથમ આશા રાખનાર. ૨ Optimist; જગતમાં સર્વત્ર શુભને જ જોનાર; સારાની જ સર્વદા આશા રાખનાર; અયોગ્ય જણાતા પ્રસંગો પણ સર્વોત્તમ હિતને માટે જ છે, એવું માનનાર.

# માનસ રસાયન

અથવા

# યૌવન પ્રાપ્ત કરવાનો અને સ્થિર રાખવાનો માનસ ઉપાય.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૮૮ થી. )

## પ્રકરણ ૨.

### જ્યારે મનુષ્ય જેવો પોતે છે તેવો થતાં શીખે છે, ત્યારે પ્રયત્ન કર્યાવિના તે યુવાન્ રહે છે.

મનુષ્યના આખા શરીરમાં એક એક અણુ નિરંતર નવો થવાની ક્રિયા અખંડપણે ચાલ્યા કરે છે; અમુક સમય પછી શરીરનો પ્રત્યેક પુટ (cell) શરીરમાંથી બહાર નીકળી જાય છે, અને તેને સ્થાને નવો પુટ રચાય છે. જુના પુટને નીકળી જવાનો અને તેને સ્થાને નવા પુટને આવવાનો આ સમય થોડાં અઠવાડીયાંથી માંડીને આઠ કે નવ માસસુધીનો હોય છે; પ્રસંગે અગીયાર કે બાર માસસુધીનો પણ હોય છે. આમ હોવાથી આપણા શરીરનો કોઈ પણ ભાગ કોઈ પણ સમયે બાર માસકરતાં વધારે ઉમરનો થયો છે, એમ કહી શકાય તેમ નથી.

માનવ જીવનશાસ્ત્રમાં આ સત્ય જેમ અત્યંત ચકિત કરી નાંખે એવું છે, તેમ તે અત્યંત મહત્વનું છે, કારણ કે તેથી નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે કે શરીરને ઘરડું કરનાર ક્રિયા સ્વાભાવિક નથી, પણ કૃત્રિમ છે, અને તે મનુષ્યના અજ્ઞાનથી જ શરીરમાં ચાલ્યા કરે છે.

યુવાન્ રહેવું, એ સ્વાભાવિક છે; વૃદ્ધ થવું એ અસ્વાભાવિક છે. આમ હોવાથી યુવાન્ રહેવાને માટે મનુષ્યે જે સઘળું કરવાનું છે તે એ જ છે કે તેણે સ્વાભાવિક થવું—પોતે જેવો છે, તેવા થવું—કુદરત તેને પ્રતિક્ષણ જેવો કરે છે, તેવા તેણે થવું.

પોતાના શરીરમાં યૌવનને ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવાની મનુષ્યને અગત્ય નથી; તે તો તેના શરીરમાં કુદરતે ઉત્પન્ન કરી મૂક્યું જ હોય છે; પરંતુ જે શરીર નિરંતર યુવાન્ છે તેને ઘરડું દેખાતું, અને ઘડપણનું ભાન કરતું અટકાવવાની કળા શીખવાની તેને અગત્ય છે.

યુવાન્ રહેતાં શીખવું, એનો અર્થ બીજો કશો જ નથી, પણ આપણે જે છીએ તેવા થતાં શીખવું. આથી યુવાન્ રહેવાની કળા, એ જગતમાં સહુથી સરળમાં સરળ એક કળા છે. એમાં નવું કશું શીખવાનું નથી કે ખાસ કશું સાધવાનું નથી; માત્ર જે આપણે હાલ કરીએ છીએ તે કરતા અટકવાનું છે, અને જે છે તેને તે જેવું છે તેવું થવા દેવાનું છે.

શરીર હમેશાં યુવાન્ છે, એ સત્ય જ્ઞાનથી શરીર સર્વદા તરુણ દેખાવું જોઇએ, અને તેને તરુણપણાનું ભાન થવું જોઇએ. આ જગતમાં ગમે તેટલા લાંબા સમયથી મનુષ્યનો જન્મ થયો હોય તેથી શું થયું ? તેનું સ્થૂલ શરીર આઠ કે નવ માસથી વધારે મોટી ઉમરનું કદી થયું હોતું જ નથી, અને તેનો મોટો ભાગ તો થોડાં અઠવાડીયાં થયાં જ નવા દ્રવ્યનો બન્યો હોય છે.

એંશી વર્ષના મનુષ્યનું શરીર બાર માસના બાળકના શરીરજેવડું જ હોય છે. સૃષ્ટિક્રમમાં આ વાર્તા સિદ્ધ થઈ ચુકી છે; અને મનુષ્યોનાં શરીરોની સ્થિતિ અન્ય પ્રકારની જોવામાં આવતાં છતાં, આ વાત કેવળ સિદ્ધાંતરૂપ છે, એ અત્યંત વિસ્મયને ઉત્પન્ન કરનાર છે.

બાર માસના બાળકકરતાં એંશી વર્ષનો મનુષ્ય શા માટે વધારે મોટી ઉમરનો જણાવો જોઇએ તેનું કશું કારણ કુદરતમાં શોધતાં મળી આવે એમ નથી. આમ છતાં જેમ વધારે લાંબો સમય લોકો આ દુનિયાંમાં જીવે છે તેમ તેઓ વધારે ઘરડા દેખાય છે, અને તેમને વધારે ઘડપણનો અનુભવ થાય છે, એ વાત સિદ્ધ કરે છે કે કુદરતના કોઇ મોટા નિયમનું સર્વ મનુષ્યો સંપૂર્ણ રીતે નિરંતર ઉલ્લંઘન કર્યા કરે છે.

આ મોટો નિયમ અખંડ નવીકરણનો નિયમ છે, અર્થાત્ શરીરને નિરંતર નવું રચનાર જે નિયમ શરીરમાં પ્રવર્તે છે, તે નિયમ તે છે; થોડાં અઠવાડીયાં અથવા થોડા માસ વપરાયા પછી શરીરમાં રહેલા પ્રત્યેક અણુને કાઢી નાંખી ને તેને સ્થાને નવા અણુને રચીને જે નિયમ શરીરમાં સ્થાપે છે, તે નિયમ તે છે.

વસંતઋતુમાં વૃક્ષઉપર થતાં લીલાં પાંદડાં જેવાં નવાં હોય છે, તેવાં જ આપણા શરીરનાં સર્વ પુટો અને તંતુઓ નવાં હોય છે; અને તેઓ જ્યારે પહેલવહેલાં રચાય છે, ત્યારે બાળકના શરીરમાં જેવાં નવાં હોય છે તેવાં જ એંશી વર્ષના મનુષ્યના શરીરમાં પણ નવાં જ હોય છે. જો આમ છે તો પછી શા માટે એંશી વર્ષના મનુષ્યના શરીરમાં આ નવાં પુટ એકદમ બદલાઇને ઘડપણને દેખાડનારાં તથા જોઇને કંટાળો આવે એવાં થઈ જાય છે ? આ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાને શોધી કાઢવો જ જોઇએ. આ પ્રશ્ન એટલો બધો અગત્યનો છે કે તેની ઉપેક્ષા કરવી વિજ્ઞાને ઉચિત નથી.

બાળકના શરીરમાં જે નવાં પુટ રચાય છે તે પુટ જ્યાં સુધી તેમને સ્થાને બીજાં નવાં પુટ આવે છે ત્યાં સુધી નવાં દેખાયા જ કરે છે; તો પછી એંશી વર્ષના મનુષ્યના શરીરમાં નવાં પુટોએ નવાં શા માટે ન દેખાવું જોઇએ ?

બાળકના શરીરમાં નવાં પુટો જ્યાં સુધી તેઓ શરીરમાં રહે છે ત્યાં સુધી જુવાન અને બળવાન્ રહ્યા કરે છે; અને આપ્રમાણે તેઓ તેના શરીરમાં બહુ બહુ તો થોડા માસ જ રહે છે; એંશી વર્ષના મનુષ્યના શરીરમાં નવાં પુટો શુષ્ક અને જીર્ણ થઇ જાય છે; ઉત્પન્ન થયા પછી ઘણુંખરું તરત જ દુર્બળ અને વસ્તુતઃ નિરુપયોગી થઇ જાય છે. પણ આમ શા માટે થાય છે ? તેમ થવાનું કંઇ કારણ હોવું જોઇએ; તેનું કારણ છે, અને યથાર્થ વિદ્યાએ તે શોધી કાઢ્યું છે.

શરીરને નિરંતર નવું રચનાર નિયમનો ઉદ્દેશ શરીરને માત્ર નવું જ કરવું, એટલો નથી. તેનો પ્રધાન ઉદ્દેશ શરીરમાં થયેલા ક્ષયને પૂરવાનો અને તેને પુનઃ રચવાનો હોય છે; અને પુનઃ રચવાની ક્રિયા જે સમયે તે સાધે છે, તે સમયે તે જ ક્રિયાદ્વારા તે નવીકરણની ક્રિયા પણ સાધે છે.

શરીરનાં પુટને અને તંતુઓને અમુક નિર્ણીત ક્રિયાને કરવાને માટે ઉત્પન્ન કરવામાં આવ્યા હોય છે, અને તેઓની ઉત્પત્તિના સમયે તેમનામાં અમુક પ્રમાણનું અપ્રકટ બળ મૂકવામાં આવ્યું હોય છે. જ્યારે કોઇ પુટ આ સઘળા બળને વાપરી નાંખે છે ત્યારે તે રક્ષ થઈ જવાથી તેનુ કર્તવ્ય સમાપ્ત થઈ જાય છે. આ રક્ષ થઈ ગયેલા પુટમાં નવું બળ ભર-

વાને બદલે કુદરત તેને નિઃસત્ત્વ અણુ ગણીને શરીરમાંથી બહાર કાઢી નાંખે છે. અને યૌવન તથા બળથી પૂર્ણ નવા પુટને રચીને તેને સ્થાને મૂકે છે.

મનુષ્યના આખા શરીરમાં અણુઓને પુનઃ રચવાની આ ક્રિયા અખંડ ચાલ્યા કરે છે. જે ક્ષણે એક પુટ રક્ષ અર્થાત્ નિઃસત્ત્વ થાય છે તે જ ક્ષણે તેના સ્થાનમાં નવો રચવામાં આવે છે. આમ હોવાથી યથાર્થ આરોગ્યયુક્ત શરીરમાં એકે દુર્બળ, જર્જર અથવા નિરુપયોગી પુટને રહેવાનો લાગ મળતો નથી,

યથાર્થ આરોગ્યવાળા શરીરમાં માત્ર જુવાન અને બળવાન્ પુટો જ રહી શકે છે. જ્યારે તેમનામાંથી જીવન અને બળ જતાં રહે છે ત્યારે ક્યરાતરીકે તેમને શરીરની બહાર કાઢી નાંખવામાં આવે છે. આમ હોવાથી ત્રીશ અથવા ચાળીસથી વધારે ઉમરના જે મનુષ્યોનાં શરીરમાં જર્જર, નિરુપયોગી, રક્ષ અને ઘડપણને જણાવનારાં પુટો જોવામાં આવે છે, તે મનુષ્યોનાં શરીર યથાર્થ આરોગ્યવાળાં નથી, એ સહજ સિદ્ધ થાય છે; તેઓનાં શરીરમાં તેઓ નવીકરણના નિયમને સંપૂર્ણ રીતે પ્રવર્તવા દેતા નથી કુદરતના તે નિયમનું તેઓ અખંડ ઉલ્લંઘન કરે છે. તેઓ પોતાપ્રતિ પોતાનું કર્તવ્ય બજાવતા નથી. તેઓ આત્મઘાતી છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાના પ્રતિ પોતાનું કર્તવ્ય યથાર્થ રીતે બજાવે છે,—જ્યાં સુધી તે પોતે જેવો છે તેવો થાય છે, ત્યાં સુધી તેને ઘરડો દેખાવાનો અથવા ઘડપણનું તેને પોતાને ભાન થવાનો સંભવ નથી. જ્યારે મનુષ્ય પોતે જેવો છે તેવો થાય છે ત્યારે તે તરુણ રહે છે, કારણ કે કુદરત તેને તે પ્રકારનો બનાવે છે. આથી મનુષ્ય જ્યારે પોતે જેવો છે તેવો થવાને શીખે છે ત્યારે યુવાન્ રહેવાનો પ્રયત્ન કર્યાવિના તે યુવાન્ રહે છે.

યુવાન્ રહેવાનો પ્રયત્ન કરવાથી યુવાન્ રહેવાતું નથી. જે આપણે છીએ જ, તે થવાનો પ્રયત્ન કરવો, એ જે આપણે છીએ તે આપણે નથી એ પ્રકારનું માનવાનો પ્રયત્ન કરવા બરાબર છે. આમ કરવાથી આપણે આપણા બળને ઉંધી દિશામાં વાળીએ છીએ, અને તેથી પહોંચવાને સ્થળે પહોંચવામાં નિષ્ફળ થઇએ છીએ.

જ્યારે મનુષ્ય પોતે કેવો છે, એ શોધી કાઢે છે અને પોતે જેવો છે તેવો થતાં શીખે છે ત્યારે પોતાના શરીરમાં કુદરત કેવી પદ્ધતિથી કામ કરે છે, તેનું ખરું સ્વરૂપ તેને સમજાય છે. તેને સમજાય છે કે તેનું આખું શરીર નિરંતર નવું થયા જ કરે છે, અને તેમ થતાં તેના શરીરમાં ચાલતી આ નવીકરણની ક્રિયામાં તે આડો આવતો નથી. ઉલટું તેને હું તરુણ છું, એવું હંમેશાં ભાન થાય છે, અને પોતાના આ વાસ્તવિક તરુણપણાને વ્યક્ત કરવાની—પ્રકટ કરવાની—તેની ઇચ્છા નિરંતર વૃદ્ધિને પામતી જાય છે.

પોતાના વાસ્તવિક સ્વરૂપને જેમ અધિક પૂર્ણ રીતે મન સમજે છે, અને પોતાના સંપૂર્ણ આત્મત્વનું જેમ અધિક વિસ્પષ્ટ મનુષ્યને ભાન થાય છે, તેમ યૌવનના ધર્મો પોતાનામાં સ્થિર રાખવાની વધારે પ્રબળ ઇચ્છા તેનામાં પ્રકટે છે. આનું કારણ એ છે કે આત્મત્વનું જેમ વધારે પૂર્ણ ભાન થાય છે તેમ આત્મત્વના મૂળ નિયમની સાથે આપણું મન વધારે પૂર્ણ સંબંધમાં આવે છે, અને તેમ થતાં તે નિયમને અનુકૂળ વર્તવાની તેની ઇચ્છા અધિક અને અધિક પ્રબળ થતી જાય છે.

પોતાના શરીરના પ્રધાન નિયમને અનુકૂળ જ્યારે મનુષ્યનું વર્તન થાય છે ત્યારે તે પોતે જેવો છે તેવો થયેલો ગણાય છે; અને મનુષ્ય જ્યારે પોતે જેવો છે તેવો થાય છે ત્યારે

તે યુવાન જ થાય છે, કારણ કે કુદરત તેના શરીરને નિરંતર યુવાન જ રચ્યા કરે છે.

ક્ષીણ થયેલું સુધારવાના અને નવું રચવાના નિયમદ્વારા કુદરત શરીરને નિરંતર યુવાન રચ્યા કરે છે, એ સિદ્ધાંતને ગમે તે રસાયનજ્ઞ (chemist) નિર્વિવાદ રીતે સિદ્ધ કરી શકે એમ છે; અને માનવજીવનનો ઉંડો અભ્યાસ કરનાર પ્રત્યેક વિદ્વાન જાણે છે કે જે ક્ષણે નવીકરણની ક્રિયા શરીરમાં ચાલતી બંધ પડે છે, તે જ ક્ષણથી શરીર પ્રાણવિનાનું થઈ રહે છે.

જ્યારે શરીરનાં પુટનું શરીરમાં કર્તવ્ય સમાપ્ત થાય છે, ત્યારે તેઓ રક્ષ થઈ જવાથી શરીરમાં કચરારૂપ થાય છે, અને કોઈ પણ પુટ શરીરમાં થોડા માસકરતાં વધારે સમય ક્રિયા કરી શકતો ન હોવાથી, જો નવીકરણની ક્રિયા અટકી જાય તો આખું શરીર થોડા જ માસમાં કચરાના ઢગલારૂપ થઇ રહેવાનું.

પરંતુ શરીરને જીવતું રાખવાને માટે નવીકરણની ક્રિયા પ્રત્યેક પુટને, શરીરમાં થોડા માસ રહીને તે પોતાનું કર્તવ્ય પૂર્ણ કરી રક્ષ થાય છે કે તરત જ તેને બહાર કાઢી નાંખે છે, અને તેને સ્થાને નવા પુટને રચીને મૂકે છે. આમ હોવાથી આખું શરીર નિરંતર નવું રચાયા જ કરે છે; સ્વલ્પમાં એક દિવસ પણ જીવવા માટે આખા શરીરમાં પુનઃ રચનનો અને નવીકરણનો નિયમ અખંડ પ્રવર્તવો જ જોઇએ.

મનુષ્યના શરીરમાં આ નિયમ અખંડ પ્રવર્ત્યા જ કરે છે, અને જ્યાં સુધી મરણ થાય એવું પૂર્ણ ઉલ્લંઘન તે નિયમનું તે નથી કરતો ત્યાં સુધી તે કદી પણ તેના શરીરમાં વ્યાપાર કરતો બંધ પડતો નથી.

મનુષ્યના શરીરમાં આપ્રમાણે નવીકરણનો નિયમ અખંડ પ્રવર્ત્યા કરે છે, અને તેને જીવતું રાખે છે, એ નિશ્ચયથી એ સિદ્ધ થાય છે કે તેનું શરીર નિરંતર નવું રચાયા કરે છે અને તેથી તે હમેશાં જુવાન હોય છે.

(અપૂર્ણ.)

---

# દાન.

### દોહરા.

દાતા દેતા નથી કશું, પણ લે ઉલટા નિત્ય,<br>
કાં જે દીધાથી અધિક, અંતે રજે ખચીત.<br>
જ્યાં મૂકયે ધન વર્ષમાં, મૂળથી બમણું થાય,<br>
ત્યાં ધનને મૂકનાર જન, ખોતા કેમ મનાય?<br>
આપી એક, સહસ્ર કે, કોટિ પામે જેહ,<br>
તે દાતા, ધનનો કરે,—વ્યય, છે અસત્ય એહ.<br>
કૃપણ જનો ધન સંગ્રહે, વદે પુરુષ કંઇ એમ,<br>
ખુએ કૃપણ, સંચયથી તો, સંચય ગણવો કેમ?<br>
કંજુસનું સંચેલું ધન, આવે કદી ન કામ,<br>
મળે ન મરણપછી શું તો, ખોવાસમ નથી દામ?

કંજુસનો સંચય ખરો,-વ્યય, કરતાં સુવિચાર,
દાતાનો વ્યય, વ્યય નથી, પણ સંચિત કોઠાર.
સંગ્રહ કરવા ઇચ્છતા, પુરુષે દેવું દાન,
ખોવા ઇચ્છે તેમણે, થવું કૃપણ ત્યજી ભાન.
દઇ, શતગુણુ પાછું ગ્રહો, સંચી ખુઓ સમૂળ,
દઇ, શ્રીપતિ સહજે બનો, સંચી, મૂકો ધન ધૂલ.
આપવું, નથી કંઇ આપવું, ઉલટું લેવાતુલ્ય,
સમજી વિવેકી દાનને, સદા ગણે સુખમૂલ.
શત્રુમિત્ર સઉને સદા, દેવું પ્રીતિ દાન,
કાં જે ગણુના દાનને, ચિંતામણિ મતિમાન્
હોય ન ધન, તો આપવું પ્રિય વાણીરૂપ દાન,
પ્રિય વાણીનું દાન પણ. વિશ્વે નથી સામાન્ય.
વૃદ્ધિ કરે ઉત્સાહની, પ્રકટાવે આનંદ,
એવા વચનનું દાન દે, હોય ન જે શ્રીમંત.
પરહિત શરીરથી સાધવું, એ પણ ઉત્તમ દાન,
સમજી, દે તે પ્રેમથી, ધનહીન જન ગુણવાન.
મનથી આખા વિશ્વનું, ચિંતવવું કલ્યાણ,
મહાજનો ગણુતા સદા, એ પણુ ઉત્તમ દાન.
દેય પદાર્થતણી નથી, દેનારાને ખોટ,
દેવું નથી જેને કશું, કાઢે બ્હાનાં કોડ.
દેતાં ખુટી જાવાતણો, ધારે ભય અજ્ઞાન,
નથી ખુટતું દેતાં કદી, ખુટે, ન દેતાં દાન.
સમુદ્ર આપી મેઘને, ક્યારે સુકાઈ જાય,
અસંખ્ય નદીના જળવડે, ઉલટો નિત્ય ભરાય.
શિક્ષક વિદ્યા આપતાં, અધિક થતો વિદ્વાન.
અવલોકી એ જગતમાં, કોણ નહિ દે દાન?
દેવું એ ઇશ્વરતણો, દૈવી ઉચ્ચ સ્વભાવ,
(તેથી) દાતાના હૃદયે થતો, ઈશ્વરઆવિર્ભાવ.
અનેક યત્નથી ના થતા, પ્રસન્ન જે ભગવાન્,
થતા પ્રકટ તેને ઉરે, દેતા જે નિત્ય દાન.
તેથી મન, વચ, કાયથી, બનીને દાતા નિત્ય,
સુજ્ઞે આ સંસારમાં, સાધવું સંતત હિત.

---

## યુનાઇટેડ સ્ટેટ્સમાં મારણ પ્રયોગનો વધી ગયેલો પ્રચાર.

મારણ, મોહન, સ્તંભન, વશીકરણ, આકર્ષણ, અને ઉચ્ચાટન, એ મંત્રશાસ્ત્રના ૭ પ્ર-
યોગોને પાશ્ચાત્ય વિદ્યાનો આ દેશમાં પ્રચાર થયા પછી સર્વતરફથી મોટે ભાગે હસી કાઢવામાં

આવે છે, પરંતુ એ પ્રયોગો સાચા છે, એવું સિદ્ધ થવાનો સમય હવે બહુ પાસે આવ્યો છે. વિચારમાં રહેલા બળવડે વ્યાધિ નિવારવાની વિદ્યા ગયાં ચાળીશ વર્ષથી અમેરિકામાં ખેડાવા માંડી છે, અને તેના પરિણામમાં વિચારમાં વિજળીના કરતાં પણ વધારે બળ રહેલું છે, અને તે ગમે તે કરવાને સમર્થ છે, એવું ત્યાંના માનસ શાસ્ત્રીઓને (Psychologists) દિવસે દિવસે અધિક સ્પષ્ટ થતું જાય છે.

વિચારનાં આંદોલનોવડે વ્યાધિ ટાળવામાં મિસીસ એડી બેકરે (Mrs. Eddy Baker) સ્થાપેલી 'ક્રિસ્ચ્યન સાયન્સ' (Christian science) નામની સંસ્થા આજે સર્વોપરિ પદ ભોગવે છે. આ સંસ્થાના દશ લાખકરતાં વધારે અનુયાયીઓ છે, તેમાં પાંચ હજાર ઉપચારકો વિચારવડે વ્યાધિને ટાળવાનો ધંધો કરે છે, અને ચાળીશ લાખ મનુષ્યો માંદા પડે છે ત્યારે તેમના વિના બીજા કોઇની પાસે પોતાનો રોગ નિવારવાને માટે જતા નથી. આ સંસ્થાનાં નવસેં દેવળો છે, અને કેટલાંક દેવળો તો કરોડો રૂપૈયાના ખર્ચથી બાંધેલાં છે. ત્રિશ વર્ષથી સ્થપાયલી આ સંસ્થા પ્રતિવર્ષ અધિક અધિક બળવાન્ થતી જાય છે, એ જ સિદ્ધ કરે છે કે વિચારવડે વ્યાધિ નિવારવાનો તેમનો દાવો મિથ્યાભિયોગ (false claim ખોટો દાવો) નથી. ડૉક્ટરોએ અસાધ્ય ગણીને મરવાને માટે ત્યજી દીધેલા અનેક રોગીઓને આ ક્રિસ્ચ્યન સાયન્સના ઉપચારકોએ કેવળ નીરોગ કરવાના પુષ્કળ દાખલાઓ ત્યાં નિત્ય બન્યા જાય છે, અને તેથી ડૉક્ટરોનો જબરો વિરોધ છતાં પણ આ સંસ્થા દિવસે દિવસે વૃદ્ધિને પામતી જાય છે.

આમ છતાં સત્તા અને ધન એ એવા પદાર્થો છે કે જેમને તે પ્રાપ્ત થાય છે, તેઓ જો વિવેકહીન હોય છે તો તેમને ઉન્મત્ત કરી અનર્થના માર્ગમાં દોરી જાય છે. આ સંસ્થાના કેટલાક પુરુષ અનુયાયીઓના સંબંધમાં પણ એમ જ થયું છે. તેઓ સ્ત્રીઓને ઉપદેશકોનાં પદઉપરથી જેમ બને તેમ સત્વર દૂર કરવાનો કેટલોક સમય થતાં પ્રયત્ન કરી રહ્યા છે, અને ઘણી સમર્થ અને ઉત્તમ સ્ત્રીઓને તેઓ દૂર કરવામાં ફાવ્યા પણ છે.

સ્ત્રીઓને આથી પુરુષોઉપર ક્રોધ પ્રકટે, અને તેમનો નાશ કરવા તેઓ પ્રયત્ન આદરે એ સ્વાભાવિક છે; અને જે વિચારરૂપી શસ્ત્રને આજ સુધી તેઓએ રોગીઓના રોગ ટાળવામાં યોજ્યું છે, તે જ શસ્ત્રને તેમાંની કેટલીક સ્ત્રીઓએ પુરુષોનો નાશ કરવામાં હાલ યોજવા માંડ્યું છે.

મિ. આર્કિબોલ્ડ મેક ક્લીલેન (Archibold Mac Clellan) આ સંસ્થાનાં મુખ્ય કર્તાહર્તા પુરુષજેવો છે. તેનો વિચારનાં આંદોલનોવડે નાશ કરવાનો મિસીસ ઓગસ્ટા સ્ટેટ્સને કેટલાક સમયથી પ્રયત્ન આરંભ્યો હતો. સુભાગ્યે આ વાત પકડાઇ ગઇ છે, અને હાલ તો મેકક્લીલેન બચ્યો છે.

મિસીસ સ્ટેટ્સનની ઉમર હાલ શીત્તેર વર્ષની છે. તમે તેને જુઓ તો તેને ભાગ્યે જ ત્રિશથી વધારે ઉમરની ધારો. વિચારનાં આંદોલનો પ્રેરીને વ્યાધિ કેવી રીતે ટાળવો, એ વિદ્યામાં તે ઘણી કુશળ છે. પચીશ વર્ષથી તે આ સંસ્થાની ઉપદેશકતરીકે કામ કરે છે. જ્યારે તે આ સંસ્થામાં દાખલ થઇ ત્યારે તેની પાસે પહેરવાનાં સારાં વસ્ત્ર પણ ન હતાં. પોતાનાં વસ્ત્ર ભરવાની પેટીઉપર તે ઉભી રહેતી, અને 'પરમેશ્વર સર્વત્ર વ્યાપી રહ્યા છે, માટે વ્યાધિ, રોગ, નિર્ધનતા વગેરેને રહેવાનો ક્યાંઇ પણ અવકાશ નથી' એ ક્રિસ્ચ્યન સાયન્સના

સિદ્ધાંતનો ઉપદેશ કરતી. એ ત્રણ વર્ષમાં તેના એક હજાર અનુયાયી થયા, અને તેણે લગભગ ૪૦૦૦૦૦—સંભાળથી ગણી જુઓ, ચાર લાખ રૂપૈયા—એકઠા કર્યા. આ વડે તેણે એક દેવળ બાંધ્યું.

પણ આટલાથી આ અસાધારણ શક્તિવાળી સ્ત્રીને સંતોષ થયો નહિ. તેણે ઉપદેશનું અને વ્યાધિ નિવારવાનું ચાલુ રાખ્યું, અને ૪૦૦૦૦૦૦—ગણી જુઓ, ચાળીશ લાખ—રૂપૈયાં એકઠા કર્યાં. આ વડે તેણે આરસપાહાણનું ન્યુયોર્કમાં એક નવું દેવળ બાંધ્યું, અને તેના ઉપરીતરીકે કામ કરવા લાગી.

શું તમને એમ લાગે છે કે સામર્થ્યવિના આ સ્ત્રી ચાળીશ લાખ જેવડી ગંજાવર રકમ સંપાદન કરવામાં વિજયી થઇ હતી? ન્યુયોર્કના લોકો શું એવા બબુચક છે કે પોતાના રોગ મટ્યા વિના જ અને લાભ થયા વિના જ, પોતાનાં ખરા પરસેવાનાં રળેલાં વહાલાં નાણાં તેના ખોળામાં જઇ જઇને નાંખી આવ્યા હતા? ના, એવું કશું જ નથી. તમે ત્યાં જાઓ, અને ગમે તેટલા ઢોંગધતુરા કરો, પણ એક પાઇ પણ તમને કોઈ નહિ પરખાવે. આ સ્ત્રીના વ્યાધિ નિવારવાના અસાધારણ સામર્થ્યથી જ લોકો તેમની તીજોરીઓ તેના ખોળામાં ઠાલવતા. એક મનુષ્યે ડોક્ટરોએ અસાધ્ય ગણેલા, અને થોડા દિવસમાં અવશ્ય મરણ લાવનાર જણાવેલા પોતાના હઠીલા રોગને મટાડવાને માટે તેને ૬૨૫૦૦૦—ગણી જુઓ, ૭ લાખ પચીશ હજાર રૂપૈયા; હદ્દ કર્યું કરે છે?—રૂપૈયા આપ્યા હતા. એક બીજા મનુષ્યે પોતાની સ્ત્રીનો આશાતીત (hopeless) વ્યાધિ મટાડવાને માટે તેને ત્રણ લાખ રૂપૈયા આપ્યા હતા. વિચારનાં આંદોલનોથી રોગ મટાડવાની કળા, એ જો એક પ્રકારની લોકોને ધૂતવાની જ વિદ્યા હોય તો વિચાર કરો કે પચીશ વર્ષસુધી એક સ્ત્રીના આ પ્રકારના ઢોંગધતુરા, ન્યુયોર્કજેવા શહેરમાં, ડોક્ટરોનો સામો પુષ્કળ પોકાર છતાં ચાલ્યા કરે?

આવી અસાધારણ શક્તિવાળી મિસીસ સ્ટેટ્સનને મેકકલેલને તેના પદઉપરથી દૂર કરવા પ્રયત્ન આરંભ્યો. જે દેવળ પોતાના જ શ્રમથી તેણે બાંધ્યું હતું, અને જે બંધાતું હતું ત્યારે તેની પાલખઉપર ઉભા રહીને મજુરો સાથે તેણે કામ કર્યું હતું તે દેવળમાંથી તેને તેણે પોતાની સત્તાથી દૂર કરવા પ્રયત્ન આરંભ્યો. આ અન્યાય તે શી રીતે સહન કરે? ઉત્તમ સાધ્વીતરીકે કેટલાક સમયસુધી તો તેણે તે સહન કર્યું, પણ પછી તેનામાં રાક્ષસસ્વભાવ પ્રકટ્યો. તેણે મેકકલેલનને મારી નાંખવા નિશ્ચય કર્યો. જગત્ જેવાં શસ્ત્રો વાપરે છે તેવાં શસ્ત્રોથી નહિ, પણ વિચારરૂપી સૂક્ષ્મ શસ્ત્રથી; વિચારરૂપી વિજળીથી પોતાના ઘરમાં બેઠાં બેઠાં તેણે તેના પ્રાણ લેવા પ્રયત્ન આરંભ્યો. કારણ કે વિજળી જેમ હજારો ગાઉ દૂર એક ક્ષણમાં જાય છે, તેમ વિચારરૂપી વિજળી પણ હજારો ગાઉ દૂર એક ક્ષણમાં જાય છે, અને પોતાને સાધવાનું કાર્ય સાધે છે. વિચારને અવકાશ કશા લેખામાં નથી.

પણ હવે આ સંબંધમાં 'ન્યુયોર્ક મેલ' (New York Mail) નામનું વર્તમાનપત્ર શું કહે છે, તે વાંચો. મેકકલેનના પ્રાણ લેવાને સ્ટેટ્સને કેવી રીતે મારણ પ્રયોગ કર્યો, તે સંબંધમાં એ પત્ર લખે છે કેઃ—

"દરરોજ અને કદાચ તેમ ન બનતું તો થોડા થોડા દિવસને અંતરે મિસીસ સ્ટેટ્સન પોતાના બીજા અનુયાયીઓસાથે, કેટલાક કલાક બેસતી, અને વિચારનાં આંદોલનોને બોસ્ટનમાં મેકકલેલનપ્રતિ પ્રેરીને, ધીરે ધીરે પણ અચુકપણે તેનો નાશ કરવાનો પ્રયત્ન કરતી.

"પોતાનો જીવ લેવાનો આ પ્રકારે પ્રયત્ન થાય છે, એ વાતની મેકકલેનનને ખબર પડી ન ગઇ હોત તો તેના પ્રતિ પ્રેરવામાં આવેલાં આ સામર્થ્યોની સામે તે ટક્કર ઝીલી શક્યો ન હોત, પરંતુ તે કાવત્રાની તેને ખબર પડી ગઇ. અને **મિસીસ સ્ટેટ્સનઉપર** વિચારરૂપી વિજળીવડે પોતાનો પ્રાણ લેવાનો આરોપ મૂકીને તેણે તેને તથા તેના અનુયાયીઓને ગુપ્ત મળવાનો સંકેત તોડી પાડ્યો, અને આપ્રમાણે પોતાનો જીવ બચાવ્યો.

"વિચારનાં આંદોલનોને આકાશમાં પ્રેરીને **સ્ટેટ્સનનો**, પોતાના શત્રુનો પ્રાણ લેવાનો પ્રયોગ કંઇક આ પ્રકારનો હતો. તે અને તેના સાથીઓ નેત્ર બંધ કરીને એક અંધારી ઓરડીમાં બેસતા. પછી તેમાંનો એક બોલતો, 'તમે સર્વ **મેકકલેલનને** ઓળખો છો. તમે સર્વ જાણો છો કે અંધકારવાળી પૃથ્વી જેમાંથી તે ઉત્પન્ન થયો છે, તે જ તેનું રહેવાનું સ્થાન છે. આમ જમીનની નીચે ૭ ફીટ ઉંડે જો તેનું રહેવાનું સ્થાન છે, તો પછી તે સ્થળમાં જ તેણે રહેવું જોઇએ.'

"આ પછી, **મેકકલેલન** જમીનની નીચે ૭ ફીટ ઉંડે દટાઓ, એ વિચારઉપર તે ઓરડીમાં હાજર રહેલાં સર્વ પોતાની વૃત્તિને એકાગ્ર કરતાં. આ પ્રયોગ દિવસોના દિવસો નિત્ય ચલાવવામાં આવ્યો હતો."

વિચારના બળને ન જાણનાર અનેક મનુષ્યો આ પ્રયોગથી સામાનો પ્રાણ લેવાવો અશક્ય છે, એમ કહેશે, પરંતુ વસ્તુતઃ તેમ નથી. થોડાં વર્ષઉપર ડૉ. **આન્ના** કિંગ્ઝફોર્ડે યુરોપના એક પ્રસિદ્ધ જીવચ્છેદશાસ્ત્રી ( vivisector) નો આવી જ રીતે પ્રાણ લીધાનું ઉદાહરણ સુપ્રસિદ્ધ છે.

એ જ **મિસીસ સ્ટેટ્સને** થોડાં વર્ષઉપર **બેબોક** નામના એક પુરુષઉપર અને તેની પત્નીઉપર કોઇક હેતુથી આ મારણ પ્રયોગ કર્યો હતો. બંને પાછળથી **સ્ટેટ્સનની** ઇચ્છાનુસાર વર્તવાથી જ જીવતાં રહ્યાં હતાં. **સ્ટેટ્સનનાં** વિચારનાં આંદોલનોએ પોતાના ઉપર કેવી અસર કરી હતી, તે સંબંધમાં પોતાના લેખમાં (Mrs. Babock's description of 'death treatment') **મિસીસ બેબોક** લખે છે કેઃ

"મધ્ય રાત્રિએ બારીમાંથી બરફના જેવો ઠંડો પવનનો સપાટો લાગવાથી હું જાગી ઉઠી. મારા દાંત કકડવા લાગ્યા. મરેલાં મનુષ્યોની મુખાકૃતિવાળાં પ્રકાશનાં મોજાં મારા તરફ વહેતાં આવવા લાગ્યાં. વિજળીથી કોઇ મનુષ્યને મારી નાંખવામાં આવતાં તેને જેવું ભાન થાય છે, તેવું મને થવા લાગ્યું. મારો જીવ મારા શરીરમાંથી નીકળી જતો હોય એમ મને થયું ઘરની ભીંતોમાંથી મને આરપાર જણાવા લાગ્યું. **અને આ તીવ્ર વેદનાના સમયમાં ઓરડામાં આસપાસ સઘળે મને મિસિસ સ્ટેટ્સનની ભુરી આંખો જણાવા લાગી.**

"ફેર આવતાં છતાં પણ ભમતે માથે હું નહાવાની ઓરડીમાં ગઇ, અને ચકલી ઉઘાડી ઉના ખળખળતા પાણીનું એક પીપ ભરી કાઢી તેમાં બેઠી, પણ તે પાણી મને જરા પણ ઉનું જણાયું નહિ. મારણપ્રયોગનો પ્રથમનો સપાટો વાગતાં જેવી ટાઢની ધ્રુજારી મને આવી હતી તેવી જ આ ખખળતા પાણીના પીપમાં પણ આવવા લાગી. મારે હાડમાંસનાં મનુષ્યોસાથે યુદ્ધ કરવાનું ન હતું, પણ કોઈ ચટીયાતાં સામર્થ્યોની સાથે, નરકના અધિપતિ કોઇ દુષ્ટ શત્રુઓની સાથે યુદ્ધ કરવાનું હતું.

"હું આં સ્થિતિમાં બેઠી હતી એટલામાં લથડીયાં ખાતા મારા પતિ દાદરઉપર ચઢ્યા અને મારા ઓરડામાં આવ્યા.

"તે એકદમ બોલી ઉઠ્યા, મારા નાથ! મારા પ્રભુ! મને આ શું થાય છે? ગાડીમાંથી ઘેર આવતાં મને કંઇક એવું થઇ આવ્યું છે કે જાણે હવે હું મરવાની તૈયારીમાં છું. મારો શ્વાસ રૂંધાઈ જાય છે"

વિચારના સામર્થ્યનો આપ્રમાણે હાલ અમેરિકામાં ઉપયોગ થવા માંડ્યો છે. પ્રતિમાસ આવાં ઉદાહરણો ત્યાં બન્યા કરે છે, અને આવા અદૃષ્ટ બળવાન્ સામર્થ્યથી પોતાનું રક્ષણ શી રીતે કરવું તેની ઘણાને ચિંતા પેઠી છે.

વિચારનું આ હાનિ કરનાર સામર્થ્ય સર્વને જ અસર કરે છે, એમ કંઇ નથી. વરૂઓ ઘેટાં કે બકરાંઉપર હુમલો કરે છે, અને તેમાં ફાવે છે, કંઇ વાઘકે સિંહઉપર હુમલો કરતાં નથી, અને ભુલથી કરે છે તો પોતે જ હાનિને સહે છે. જેઓ સદાચારી નથી, અને જેઓએ ભક્તિ; યોગ કે તત્ત્વજ્ઞાનથી પોતાનું અધ્યાત્મબળ વધારેલું હોતું નથી, એવા દુર્બળ મનુષ્યોઉપર જ આવા મારણ પ્રયોગો ફાવી શકે છે, પરંતુ યોગસાધક, તત્ત્વાભ્યાસી, ભક્ત, તત્ત્વજ્ઞ કે યોગીઉપર તે ફાવી શકતા નથી. આથી આવા પ્રયોગોથી કોઇએ પણ ભય ધરવાનું પ્રયોજન નથી. અને જેમને તેનો ભય જણાતો હોય તેમને તેનો ઉપાય પોતાના હાથમાં જ છે; અને તે એ કે યોગ, ભક્તિ અથવા તત્ત્વવિચારવડે પોતાનું અધ્યાત્મબળ વધારવું. આધ્યાત્મિક બળવાળા પુરુષોની આજુબાજુ તેમના તે બળનું એવું તો અભેદ્ય કવચ બંધાઈ રહ્યું હોય છે કે તેને ભેદીને તેમનો સ્પર્શ કરવા કોઇ પણ દુષ્ટ મનુષ્યે પ્રેરેલા વિચારનું આંદોલન સમર્થ નથી.

શત્રુપ્રતિ પણ દ્વેષબુદ્ધિ ન ધરનારને અને તેનું નિરંતર હિત ઇચ્છનારને મારણ પ્રયોગ હાનિ કરવાને કદી પણ સમર્થ થતો નથી. અંધકારનો જય અંધકારવડે થતો નથી, પણ પ્રકાશવડે જ થાય છે. અહિતકર વિચારનાં આંદોલનોનો જય પણ પ્રાણીમાત્રનું હિત ઇચ્છનાર વિચારનાં આંદોલનો નિરંતર પ્રવર્તાવવાથી જ થાય છે. અજ્ઞાનનો જય જ્ઞાનથી કરો, અવિદ્યાનો જય વિદ્યાથી કરો, અશુભનો જય શુભની ભાવનાથી કરો.

---

# योगिनी.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૧૦૮ થી )

સઘળો પ્રસંગ એવો તો હસવા લાયક બન્યો હતો કે મને હસવું આવ્યાવિના રહ્યું નહિ. યોગિનીએ પણ સ્મિત કર્યું, પણ તે એક અક્ષર બોલી નહિ.

આપ્રમાણે ચઢેલું વાદળ વિખરાઇ જવાથી પછી અમે ઘરમાં ગયાં. યોગિની પોતાના એકાંતાલયમાં ગઇ, અને હું પણ મારા સ્થાનમાં, આ સર્વ પ્રસંગનો વિચાર કરતો, તથા હવે શું થશે, તે સંબંધમાં વિવિધ તર્ક દોડાવતો, બેઠો. બે એક કલાક નહિ વીત્યા હોય એટલામાં તો નોકરે આવી ખબર કરી કે નીચેના દીવાનખાનામાં પાછાં પોલીસનાં માણસો આવ્યાં છે. હું તત્કાળ નીચે આવ્યો. દૃષ્ટિ નાંખતાં મને સમજાયું કે બાર પોલીસના સિપાઇઓ તથા ત્રણ અમલદારો પોતાની રીવોલ્વરો સાથે આવેલા છે. મુખ્ય પોલિસ અમલદારે

મને જોઈને પોતાની રીવોલ્વર બતાવતા મને કહ્યું, કે સરકારી અમલદારોને ન ગણનાર અને કાયદાની સામે થનાર તમારી ઉદ્ધત પુત્રીને જીવતી પકડી લાવવાનો અમને હુકમ મળ્યો છે, અને તેમ કરવાનું ન બને તો આખરે શસ્ત્રનો ઉપયોગ કરીને પણ તેને પકડી લાવવાનો અમને ખાસ હુકમ છે, માટે તમારી પુત્રીને જ્યાં હોય ત્યાંથી અહિં બોલાવો. હું ઉત્તર આપવા જતો હતો, એટલામાં યોગિની પોતે જ ત્યાં આવી પહોંચી, અને પ્રતાપમય સ્વરે બોલી, જેને તમે શોધો છો તે આ તમારા સંમુખ સ્થિત છે. તેના પ્રતાપયુક્ત દેખાવ તથા વાણીથી અમલદારો તથા સિપાઈઓ જરા પાછા હઠ્યા, અને તેના સામું ટગરટગર જોવા લાગ્યા.

પાછળથી તપાસ કરતાં મને જણાયું હતું કે પોલીસનો જે અમલદાર અમારે ત્યાંથી હાર ખાઇને ગયો હતો, તેણે મેજીસ્ટ્રેટને બનેલી સઘળી હકીકત કહી બતાવી હતી. સર્જ્યન પણ તે વખતે ત્યાં હાજર હતો. યોગિનીમાં અદ્ભુત શક્તિ છે, એ વાતને બંનેએ હસી કાઢી, અને વધારે મનુષ્યો લેઇને પાછા જવાને અને તેને પકડી લાવવાને તેઓએ તેને હુકમ કર્યો. આથી તે અમલદારે પુનઃ જણાવ્યું કે પોલીસનાં સઘળાં માણસોને તેનામાં ખવીસ છે, એવો ભ્રમ પેશી ગયો છે, માટે તેઓ હુકમને માન આપી આવશે તોપણ તરત પાછાં નાશી આવશે. અને એ છોકરી સાધારણ ઉપાયથી પકડાય એમ નથી માટે, સિપાઓને હિંમત રહે એટલા માટે તથા સરકારનું ગૌરવ જાળવવાને માટે હથિયારબંધ સિપાઇઓની એક પાર્ટી મોકલશો તો જ તે પકડાશે. મેજીસ્ટ્રેટે આમ કરવા પ્રથમ આનાકાની કરી, પણ પછી સર્જ્યનના આગ્રહથી બંનેએ યોગ્ય સ્થળે લખીને રીવોલ્વરોસહિત બાર સિપાઈ તથા ત્રણ અમલદારોની એક પાર્ટી તાબડતોબ મંગાવી. આ નવા માણસો અમારે ત્યાં એટલી વારમાં શી રીતે આવ્યા, એ સંબંધમાં વાચકને સંશય ન થાય માટે આટલો ખુલાસો કરી હવે પૂર્વ પ્રસંગને જોઈએ છીએ.

પછી પોલીસ અમલદારે યોગિનીના તરફ જોઇને કહ્યું, છોકરી! તેં બે ગુના કર્યા છે. પ્રથમ ગુનો તો એ છે કે તેં કોર્ટની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, અને બીજો ગુનો એ છે કે સરકારના અમલદારોની સામા તું થઇ છે. આ બે ગુનાને માટે તને પકડવાનું વૉરંટ કાઢવામાં આવ્યું છે. માટે જો તું તારી મરજીથી અમને તાબે થાય તો એક અબળાઉપર જોરજુલમ કરવાની દુઃખદાયક ફરજ અમને ન પડે.

યોગિની મંદ મંદ હસી, અને બોલી, એક અબળાને પકડવાની છે એવી ખબર છતાં તમારે પંદર પ્રચંડ શરીરવાળા શસ્ત્રધારીઓને અહિં આવવું પડ્યું છે, એ ફરજ તમને કંઈ ઓછી દુઃખદાયક ન થઇ પડી હોવી જોઇએ.

યોગિનીનું આ વચન સાંભળીને પોલીસ અમલદારો જરા શરમાઇ ગયા, પણ પછી પ્રથમ બોલનાર અમલદાર બોલ્યો, અમે આટલા બધા માણસો લાવત તો નહિ, પણ અમારી પહેલાં તને પકડવા આવેલા સર્વને તેં કોઈક દાવપેચથી ઉતરી નસાડી મૂક્યાં છે, જેથી આટલાં માણસો લાવવાની અમને ફરજ પડી છે. હવે તારી ગમે તેવી ઉતરપંટી અમારા આગળ ચાલે તેમ નથી.

યોગિનીએ કહ્યું, આખું નગર એકરૂપ થઇને કાં મારાં ઉપર ચઢી નથી આવતું, પણ એમ કર્યે હું તમારી આપખુદીને તાબે થનાર નથી.

આમ બોલીને તરત જ તેણે પોતાની તથા તે માણસોની વચ્ચે પોતાની આંગળીથી

અત્યંત ચકચકિત આસમાની રંગની એક લીટી નીચે જમીનઉપર દોરી કાઢી. પછી તે બોલી, હવે તમારામાંથી જેની મને પકડવાની મરજી થાય તેણે આ લીટી ઓળંગીને આ બાજુ આવવું.

અત્યાર સુધી જે અમલદાર વાત કરતો હતો તે હવે ચમક્યો, પેલી ચકચકિત લીટી-તરફ શંકાની નજરથી ધારી ધારીને જોવા લાગ્યો, અને આગળ ડગલું ભરવાની આનાકાની કરવા લાગ્યો.

તે અમલદારોમાંથી એકે તેને કહ્યું, કેમ અટક્યા? શું જોયા કરો છો? જાઓ તેને ઝટ પકડો.

તે બોલ્યો, ત્યારે આપ જાતે એટલી તકલીફ ઉઠાવોને.

પણ આ વચન બોલ્યા પછી તેને વિચાર આવ્યો કે હું આમ કરીને નહિ જાઉં અને એ જશે અને તેને પકડી લાવશે, તો મારે શિરે એક અબળાથી ભય પામ્યાની હંમેશની કાળી ટીલી રહી જશે, તેથી તેનો મિત્ર શું ઉત્તર આપે છે, અથવા શું કરે છે, તે સાંભળવાની કે જોવાની એક ક્ષણ પણ વાટ ન જોતાં હૃદયને કઠણ કરી, ભારે હિંમતને દેખાડતો તે આગળ ધસ્યો; પણ પેલી આસ્માની લીટીઆગળ આવતાં જ તે એટલો તો એકાએક અટક્યો કે તેના અતિ ભારે શરીરને લીધે મહામુશીબતે તે ઉંધે માથે પછડાતો બચી ગયો.

તેનો મિત્ર બુમ પાડી ઉઠ્યો, કેમ શું થયું? આમ એકાએક અટક્યા કેમ?

તે અમલદાર તે લીટીને ઓળંગવાને ખુબ મથ્યો, પણ તેના પગ જાણે જમીનને ચોંટી ગયા હોય એમ તેને જણાયું. તે રાતોપીળો થઇ ગયો, અને ક્ષણમાં આ પગ તો ક્ષણમાં બીજો પગ ઉંચોનીચો કરવા લાગ્યો, પણ તે તેમને જમીનથી એક તસુ પણ આગળ ખસેડવા સમર્થ થઇ શક્યો નહિ. આ જોઇને બીજા અમલદારો તથા સિપાઇઓ આગળ આવ્યા, પણ સઘળાની તે જ દશા થઇ. એકે પણ મનુષ્ય યોગિનીએ આંકેલી મર્યાદા ઓળંગી શક્યો નહિ.

પોતાને પકડવાને તે મર્યાદાને ઓળંગીને આવવાનો પ્રયત્ન કરવા માટે તે સર્વને પુષ્કળ સમય આપ્યા પછી યોગિની બોલી, વીર પુરુષો! આ ઘરની બહાર તમારી ઇચ્છામાં આવે ત્યારે જવાની તમને પૂર્ણ સ્વતંત્રતા છે, પરંતુ આ બાજુ જો એક પા તસુ પણ આગળ વધવા તમે પ્રયત્ન કરશો તો તેમાં તમે લેશ પણ ફાવશો નહિ.

પરંતુ પોલીસની પાર્ટી તેને પકડ્યા વિના વીલે મુખે પાછી જવા આવી ન હતી, અને તેથી ઘરની બહાર જવાની યોગિનીએ તેને આપેલી સ્વતંત્રતા તે સ્વીકારે એમ ન હતું. આથી તેઓએ એકઠા મળી કેટલીક ક્ષણસુધી માંહોમાંહે મસલત કરી, અને અંતે તેઓ એવા નિશ્ચયઉપર આવ્યા કે તેનામાં કોઈ ખવીસ ભરાયલો હોવાથી તે આમ ભાઇબાપા કરવાથી પકડાશે નહિ. લોકોમાં પણ કહેવત ચાલે છે કે 'હરામીથી ભૂત પણ ભાગે!' અર્થાત્ સીધા ઉપાયથી આ સ્વાધીન થતી ન હોવાથી આપણને મળેલો છેલ્લો હુકમ હવે અમલમાં મૂકતાં કંઇ જ અડચણ નથી.

આ પ્રકારનો નિશ્ચય કરીને મુખ્ય અમલદાર આગળ આવ્યો, અને યોગિનીને પોતાની રીવોલ્વર દેખાડતો બોલ્યો. છોકરી! તને જીવતી કે મરેલી પણ પકડીલાવવાનો અમને હુકમ છે. તેથી જો તું તારી મરજીથી અમને તાબે નહિ થાય તો બંદૂકથી તને ઘાયલ કરીને કે આ-

મારે મારીને પણ તને પકડી લેઇ ગયા વિના અમે રહેનાર નથી; તેથી બોલ, તું તાબે થાય છે કે નહિ?

વાત હદઉપરાંત વધી જતી જોઇને હું વચમાં બોલી ઉઠ્યો, આવી મુગલાઇ આ અંગ્રેજી રાજ્યમાં ચાલી શકશે નહિ. તમે લોકો નિશો કરીને આવ્યા છો કે છે શું? આવા અન્યાય ભરેલા વર્તનને માટે વડી અદાલતમાં જવાબ આપવો તમને બહુ ભારે થઈ પડશે.

મુખ્ય અમલદાર બોલ્યો, તે અમે સારી પેઠે સમજીએ છીએ. અમારે તમારી સલાહ જોઇતી નથી, અને જો તમારે સલાહ આપવી જ હોય તો આ તમારી ફાંટાખોર છોકરીને આપો કે સરકારસામે આવી જીદ ન કરે, અને ડાહીડમરી થઇને તાબે થઇ જાય.

મને ઘણો ક્રોધ ચઢ્યો, તોપણ તે દબાવીને હું બોલ્યો, સરકાર પ્રજાના રક્ષણને માટે છે, કંઈ ભક્ષણને માટે નથી. તમને મળેલી સત્તાનો તમે તમારા અજ્ઞાનથી દુરુપયોગ કરો છો, અને તેને તાબે ન થનારને તમે સરકારના સામે થનાર ગણીને, સરકારના નામે શિક્ષા કરો છો. સરકાર સૂર્યના પ્રકાશજેવી સ્વચ્છ છે, પણ તમારા જેવા કાળા કાચદ્વારા તે કાળી જણાય છે. તમે સ્વચ્છ કાચજેવા થઇને સરકારના સ્વચ્છ પ્રકાશનું લોકોને ભાન નહિ કરાવો તો સ્વચ્છ પ્રકાશને જોવાને ઇચ્છા રાખનાર મારી પુત્રીજેવું કોઇ કાળા કાચને પથરો મારી તેમાં ભગદાળુ પાડી સૂર્યના સ્વચ્છ પ્રકાશને જુએ તો તેમાં કોનો દોષ છે, તેનો તમે જ વિચાર કરી લેશો. મારી કહેવાની મતલબ એ છે કે મારી પુત્રીને જો તમે ન્યાય આપ્યો હોત તો આજે તેને ઉન્મત્ત સત્તાધીશોનો મદ તોડવાનું પગલું ભરવું ન પડત.

તે અમલદાર બોલ્યો, તમે પણ તમારી છોકરીસાથે ત્યારે તેના આ કાવાદાવામાં ભળેલા છો. પણ તમારી સાથે આ લમણાઝીક કરવાનો હાલ અમને વખત નથી.

આમ બોલી પોતાનાં માણસોતરફ તે ફર્યો, અને બોલ્યો, ચાલો, તમારી રીવોલ્વરો તૈયાર કરો.

હું ક્રોધથી બોલ્યો,પણ આવો લશ્કરી કાયદો તમે કોના હુકમથી અમલમાં મુકવા આપ્રમાણે તૈયાર થઇ ગયા છો?

મારા પ્રશ્નનો કોઇએ ઉત્તર આપ્યો નહિ. સઘળા પોતાની બંદુકો યોગિનીસામે છોડવાની તૈયારી કરવા મચી પડ્યા હતા. તેઓએ જુની કારતુસો તેમાંથી કાઢી નાંખી, અને નવી મુકી. મેં યોગિનીતરફ દષ્ટિ નાંખી. તેણે મને નિર્ભય રહેવા તથા જે થાય તે જોયા કરવા નેત્રની તથા હસ્તની ચેષ્ટાથી સૂચવી દીધું. તેના મુખઉપર અત્યંત પ્રશાંતિ જોવા છતાં પણ મને ભય થયા કર્યો કે આ હેવાનો અણસમજણમાં ક્રોધાવેશમાં તેને મારી નાંખશે. એક પિતાતરીકેના મારા પ્રેમથી મારૂં હૃદય ધડક ધડક થવા લાગ્યું.

થોડી ક્ષણો વીતતાં મુખ્ય અમલદારે પોતાની બંદુક તેના તરફ તાકી અને બોલ્યો, છોકરી! આ બંદુક તને દેખાય છે કે? જો! આમ ધ્યાન આપ; હું એક બે, ત્રણ ગણું છું. ત્રણ પૂરા થતાં જો તું તે ખુણામાંથી નીકળી અમારી પાસે આવી અમને તાબે નહિ થાય તો એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના આ બંદુક હું તારા ઉપર ફોડીશ. હવે હું જોઉંછું કે તારો ખવીસ કે દેવ તારી વહારે કેવો આવે છે! જો જીવવું હોય તો ઝટ આમ આવ, નહિ તો હવે બે મિનિટનું તારૂં આયુષ્ જાણજે. આમ બોલી પોતાના સાથિયોતરફ જોઇને તે કહેવા લાગ્યો, કેમ, એમ જ કેની?

સઘળાએ હા એમ જ કહી પોતાનાં ડોકાં હલાવ્યાં, અને તેઓ પણ પોતાની બંદુકો યોગિનીતરફ તાકીને ઉભા રહ્યા. મારા પોતાના જ ઘરમાં મારી સમક્ષ આ પ્રકારનો અત્યાચાર થતો જોઇને મારૂં રુધિર અત્યંત ઉકળી આવ્યું, પરંતુ હું કંઇ પણ કરી શકવા અસમર્થ હતો. મેં યોગિનીતરફ દૃષ્ટિ નાંખી. તેની પૂર્વની નિશ્ચિંત અને પ્રસન્ન મુખમુદ્રા કેવળ બદલાઇ ગઇ હતી. તેના વદનઉપર મૃત્યુની પાંડુતા (ફીકાશ) હતી. તેના શરીરની જડતા જોઇને તે મરી તો નહિ ગઇ હોય, એવું મને ભાન થયું. ધીરે ધીરે મારા મુંધોના વાળ ઉભા થવા માંડ્યા, અને જ્યારે મુખ્ય અમલદારે "એક!" એમ બુમ પાડીને કહ્યું ત્યારે મારા હૃદયના ધબકારા પણ ખરેખર બંધ પડી ગયા. થોડી સેકંડો પછી તે બોલ્યો, "બે!" વળી થોડી સેકંડો ગઈ, અને "ત્રણ!" એ પ્રકારનો છેલ્લો શબ્દ તે બોલ્યો.

યોગિની મણિશિલા (આરસપહાણ) ની પુત્તલિકાની પેઠે પોતાના સ્થળમાં સ્થિર જ હતી.

બંદુકનો ઘોડો પડ્યો. "ભડાક!" અવાજસાથે ગોળી છુટી. પુનઃ "ભડાક! ભડાક!" બે અવાજ થયા. એક ક્ષણ શાંતિ વ્યાપી રહી, અને વળી—"ભડાક! ભડાક! ભડાક!" એમ ત્રણ અવાજ થયા.

તે અમલદારે પોતાની બંદુકની ૭ નળીઓ ખાલી કરી નાંખી હતી, અને તોપણ પાષાણની મૂર્તિની પેઠે લેશ પણ ઇજા થઇ ન હોય એમ જણાતી યોગિની પૂર્વવત્ સ્થિર ઉભી હતી, અને તેના પગઆગળ પૈસાના જેવડી ચપટી થઇ ગયેલી ૭ ગોળીઓ પડી હતી. થોડી ક્ષણોસુધી કોઇની એક અક્ષર પણ બોલવાની હિંમત ચાલી નહિ. પછી યોગિની બોલી, કદાચ તમારામાંથી બીજા કોઈ વીર પુરુષોને નિશાન તાકવાના કોડ પુરા કરવા હોય તો કરી લેજો.

જેણે રિવોલ્વર છોડી હતી, તે અમલદાર યોગિનીના આપ્રમાણે બોલની સાંભળીને તથા તેના પગઆગળ પડેલી ૭ ચપટી ગોળીઓ જોઇને ચકિત થઇ ગયો, અને પોતાનાં માણસોતરફ ફરીને બોલ્યો, ભાઇઓ! આ છોકરીને—અરે ભૂલ્યો! આ— (શું કહેવું તે ન સુજવાથી) આ—આને પકડવા આવવામાં આપણે મોટી ભૂલ કરી છે. બળતા અગ્નિમાં હાથ ઘાલવો, અને આને પકડવી, એ બંને બરાબર છે. આનામાં ખવીસ નથી, પણ કોઇ દેવીનો અંશ છે. મારૂં માનો તો જેમ વહેલા હવે ઘર ભેગા થવાય તેમાં જ સાર છે. અહિં આપણી આ પટાકડીઓ કાગળના ફટાકીયાંકરતાં પણ તુચ્છ છે. હજી કંઇ આપણો સીતારો પાધરો છે કે આ દેવી પોતાનું જ રક્ષણ કરીને બેશી રહી છે, પણ સામું જો ખડ્ગ કાઢશે તો ગાભડાની પેઠે વઢાઈ જઇશું. માટે આપણે તો આ ચાલ્યા, જેને પ્રોમોશન જોઇતું હોય તે ભલે ઉભો રહે.

આમ બોલી પાછી નજર પણ નાંખ્યાવિના તે નાઠો, અને તેની પાછળ તેની સાથે આવેલા સર્વ પણ પલાયન કરી ગયા.

જ્યારે તેઓ ગયા, ત્યારે મને ખાતરી થઇ કે યોગિની જીવે છે, અને તેને કશી જ ઇજા થઈ નથી, ત્યારે અત્યાર સુધી ટકી રહેલું મારૂં ધૈર્ય છુટી ગયું, અને સઘળું જાણતાં છતાં પણ, અને શોક થવાને કશું પણ સબળ કારણ ન છતાં પણ તથા સંસારને સ્વપ્નવત્ જોવાનો અભ્યાસ સેવનાર છતાં પણ પિતૃસ્નેહથી કે ગમે તે કારણથી મારૂં હૃદય ભરાઇ આવ્યું, અને એક આરામ ખુરશીઉપર પડીને મેં મારૂં હૃદય ખાલી કર્યું. (અપૂર્ણ.)



# सिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## शिखरे स्थिति.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૧૬થી. )

આ પ્રદેશમાં પ્રવેશતાં જ નેત્રઉપરનાં અજ્ઞાનનાં પડળ નીકળી જાય છે; સંશય માત્ર ટળી જાય છે; ભ્રમમાત્ર નિવૃત્ત થાય છે. **भिद्यंते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः** (હૃદયગ્રંથિ ભેદાય છે, અને સર્વ સંશય છેદાય છે) એ શાસ્ત્રવચનની સત્યતાનો આ સ્થળે અનુભવ થાય છે. [1]તૃણને ઓથે રહેલો ડુંગર તૃણ અળપાઇ જતાં દૃષ્ટિએ આવે છે. ક્યાં પરમાત્માની અનંતતા અને અપારતા, અને ક્યાં માયાની પરિચ્છિન્નતા ? ક્યાં ડુંગરનું ગૌરવ અને ક્યાં તૃણનું લાઘવ ? તથાપિ પર્વતથી પણ અનંતગણુ મહત્તાવાન્ પરમાત્માને તૃણસમ લઘુતાયુક્ત માયા, વચ્ચે આવરણરૂપ-ઓથારૂપ થઇને દૃષ્ટિએ આવવા દેતી નથી, પરંતુ આ પ્રદેશમાં પ્રવેશતાં તૃણની તૃણતા જતી રહેતાં-માયાની માયારૂપતા નિવૃત્ત થતાં-પરમાત્મા આપણી દૃષ્ટિએ આવે છે. મહાન્ ભેદ ખુલ્લો થઇ જાય છે. જેનો કોઇ પાર પામ્યું નથી, એમ કહેવાય છે, તેનો પાર ન જણાતાં છતાં પણ સાક્ષાત્કાર થતાં, પાર પામવાનું રહેતું નથી. જે મન તથા ઇંદ્રિયોથી અગમ્ય વર્ણાય છે, તે મન તથા ઇંદ્રિયોથી અગમ્ય રહેતાં છતાં અનુભવમાં આવે છે. નીચેના પ્રદેશને શિખર અગમ્ય હોય; શિખરના પ્રદેશને શિખર અગમ્ય શી રીતે હોય ? નીચેના પ્રદેશમાં અટવાતાં મનુષ્યોને પરમાત્માનો પાર કોઇ પામ્યું નથી, એવા અહોપૂર્વક ઉદ્ગાર કાઢવાના સંભવે છે; શિખરે સ્થિત થઇને શિખરરૂપ થનારને-અભેદભાવને પામનારને-આવા ઉદ્ગારનો અવકાશ નથી.

[1] તરણાઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ.—ધીરો.

શિખરનો સ્પર્શ થતાં જ 'હું'ની અસાધારણ મહત્તા વિજળીના ચમકારાની પેઠે પ્રત્યક્ષ થઇ નેત્રને ઝંખવી નાંખે છે. વસ્તુતઃ 'હું'નું આવું અપ્રતિમ ગૌરવ છતાં આજ સુધી તે અત્યંત અધમતાયુક્ત શી રીતે દૃઢપણે માનવામાં આવ્યું, એ વિચાર સ્તબ્ધ કરી નાંખે છે. તથાપિ ભૂતકાળની ભૂલનું અન્ય ક્ષણે જ વિસ્મરણ થાય છે. "હું"ના અપરિમિત સૌંદર્ય અને ઐશ્વર્યને જ અવલોકવા વૃત્તિ અસાધારણ બળથી વેગવાન્ થાય છે, અને તેને જ અવલોકીને અપાર આનંદથી પુલકિત થાય છે.

હવે જ જીવવામાં આનંદ જણાય છે. અત્યાર સુધી જીવન હતું, પણ આનંદવાળું ન હતું. નદીમાં જળ હતું, પણ ઉપર સેવાળના હાથ હાથ જાડા થર હતા. નીચે હાથ ઘાલી સ્વચ્છ જળ લેવા જતાં હાથ પુષ્કળ સેવાળવાળા જળથી ખરડાઇ જતા. આનંદ મળતો, પણ અત્યંત દુઃખમિશ્ર મળતો. સ્વચ્છ જળવિના ભારે તૃષા નિવૃત્ત થતી નહિ. હવે શૈવાલ ટળી ગઈ છે. નિર્મળ જળવાળી વહેતી ગંગા દૃષ્ટિએ પડી છે. જીવવામાં પ્રતિક્ષણ અધિક અને અધિક આનંદ જણાય છે. પ્રત્યેક શ્વાસ અનંત જ્ઞાનના નવા નવા ચમત્કારો પ્રકાશમાં આણે છે. અણઅણતી સ્થિતિમાં ઈશ્વરી સંકેત દૃષ્ટિએ પડે છે. કશું નિરુપયોગી જણાતું નથી. સઘળું સુંદર અને સઘળું શુભ ભાસે છે. 'સબ ઘટ મેરા સાંઇ હે, સુની સેજ ન કોય' પ્રત્યેક ઘટમાં મારા પ્રભુ છે, એક પણ શય્યા (ઘટ) પ્રભુવિનાની નથી, એવો અનુભવ થવાથી સર્વમાં પ્રેમ પ્રકટે છે. **एकोदेवः सर्व भूतेषु गूढः** ચરઅચર સર્વમાં શુભ એક દેવ પ્રત્યક્ષ થવાથી કોઇ ગ્રહણ કરવાયોગ્ય કે કોઇ ત્યાગ કરવા યોગ્ય ભાસતું નથી. સર્વમાં રહીને સમગ્ર વિશ્વની સાવધાનપણે વ્યવસ્થા કરતા વિશ્વપતિને જોઇને 'આ આમ કેમ થયું, અને આ તેમ કેમ થયું; આ અમુક દોષ કેમ ત્યજતો નથી અને આ અમુક ગુણ કેમ ગ્રહણ કરતો નથી' એવી એવી સંકડો ચિંતાઓ છૂટી જાય છે. ઘરધણી ઉંઘતો હોય કે બુદ્ધિહીન હોય તો તેનાં બાળકની આપણે ચિંતા કરીએ તે શોભે, પણ હજાર આંખવડે, હજાર હાથવડે તથા સર્વજ્ઞ બુદ્ધિવડે પોતાના બાળકને ઘરમાં બેઠો બેઠો બાપ સંભાળે છે એવું નજરે જોનાર બીજાનાં છોકરાંમાટે, કશું ન વળે એવી ચિંતા શું કરવા કરે ?

શિખરઉપરના પ્રદેશમાં પ્રવેશનાર પરમાત્માની પોતાની જ સૃષ્ટિમાં પ્રવેશે છે. હમણાં પરમાત્માની સૃષ્ટિમાં તમારૂં શરીર છે ખરૂં, પરંતુ તમે પરમાત્માની સૃષ્ટિમાં નથી. તમારૂં મન તમે રચેલી કોઈ સૃષ્ટિમાં હાલ રહે છે, અને તેથી તમારૂં શરીર પણ તે જ સૃષ્ટિમાં રહે છે. તમારૂં મન જે સૃષ્ટિમાં રહે છે, તે સૃષ્ટિમાં તેને હજારો સ્થળે અંધેર અને ગડબડગોટા ચાલતા જણાય છે. તે સૃષ્ટિમાં તેને કોઇ સારો જણાય છે તો કોઇ ખોટો જણાય છે; કોઇ ઉંચો જણાય છે તો કોઇ નીચો જણાય છે; કોઇ પોતાનો જણાય છે તો કોઇ પારકો જણાય છે; કોઇ દેશી જણાય છે તો કોઇ વિદેશી જણાય છે; કોઇ સારૂં જણાય છે તો કોઇ નરતું જણાય છે. આવા આવા હજારો ભેદ જણાય છે. પરંતુ આ ભેદવાળી સૃષ્ટિ ખોટી છે. તે વાસ્તવિક નથી. તે પરમાત્માની પોતાની નથી. તે અજ્ઞાનવાળા મને કલ્પી છે. પરમાત્માની પોતાની સૃષ્ટિ સાચી છે. તે અજ્ઞાનવાળા મનથી કલ્પાયલી નથી. તેમાં અસંખ્ય ભેદો છતાં તે એક સોનાના હજારો ઘાટના જેવા નામના ભેદો છે. સઘળાં પરમાત્માનાં જ રૂપો છે. એ સૃષ્ટિમાં પ્રવેશનારની દૃષ્ટિ એવી નિર્મળ હોય છે કે તેને શુભવિના બીજું જણાતું જ નથી. તેની મતિ એવી સાત્વિક હોય છે કે સર્વ પ્રસંગોમાં પરમા-

ત્માના હિતકર ઉદ્દેશવિના બીજું કશું તેને ભાન થતું જ નથી. તેને સર્વત્ર સુખ, સર્વત્ર આનંદ, સર્વત્ર ઐશ્વર્ય, સર્વત્ર આરોગ્ય, સર્વત્ર શાંતિ અને સર્વત્ર વ્યવસ્થા જ જણાય છે. આમ કરવામાં આવશે તો પાપ લાગશે, આમ કરવામાં આવશે તો શિક્ષા થશે, આમ કરવામાં આવશે તો ભ્રષ્ટ થવાશે, એવા એવા ભયો અને ચિંતાઓને તેના હૃદયમાં ક્ષણ પણ ટકવાનો અવકાશ હોતો નથી. પૂર્ણ મુક્તતાની-પૂર્ણ સ્વતંત્રતાની-સૃષ્ટિમાં તે પ્રવેશેલો હોય છે.

અને આ સ્વતંત્રતા કંઈ એક દિવસની કે એક વર્ષની કે એક જન્મની હોતી નથી. તે મળ્યા પછી—અથવા ખરૂં કહીએ તો પ્રયત્નવડે એક વાર તેને મેળવ્યા પછી તે કોઈવડે કદી પણ છીનવી લઇ શકાતી નથી. તેને બીજા મનુષ્યોનો કે બીજા રાજાઓનો ભય નથી. તે એક વાર મળી એટલે સર્વદા મળેલી જ રહે છે. એ સ્વતંત્રતાને શાસ્ત્રો જીવન્મુક્તિ કહે છે. આ શરીરમાં જીવતાં જ તેનો અનુભવ થતો હોવાથી તેને તેઓ જીવન્મુક્તિ કહે છે. તે મુક્તિને પ્રાપ્ત કરનાર સર્વ પ્રકારે સ્વતંત્ર હોય છે; જીવવામાં પણ સ્વતંત્ર હોય છે, અને મરવામાં પણ સ્વતંત્ર હોય છે; અર્થાત્ ઇચ્છા હોય છે તો જીવે છે, અને ઇચ્છા નથી હોતી તો મરે છે. મરણ આવે છે, અને મરે છે, એવું કશું જ હોતું નથી. મરણ તેમને મારે તો તેઓ સ્વતંત્ર શાના? મુક્ત શાના? રાજાના પગમાં બેડી નાંખીને તેને પકડીને તેના મહેલમાંથી લઇ જવામાં આવે તો એ રાજા શેનો? મુક્ત પુરુષને મૃત્યુ પકડીને દેહમાંથી બહાર કાઢે તો એ મુક્ત શાનો? બદ્ધ જીવમાં અને એમાં ભેદ શાનો? મુક્તનો અર્થ જ સ્વતંત્ર અને સ્વતંત્ર એટલે ઘરમાં કે ગામમાં હરીફરી શકે, દાળભાત, રોટલી કે લાડુ ખાઇ શકે,—કે જે શ્વાન પણ કરી શકે છે–એટલો જ તેનો અર્થ નથી, પણ જેને આખા પ્રકૃતિપ્રદેશમાં કોઇ પશુ, પક્ષી, મનુષ્ય, રાક્ષસ, દેવ, કે ઈશ્વર કોઇ જ—કંઇ પણ કરી શકે નહિ, એ છે. ઈશ્વર પણ નહિ? ના, ઈશ્વર પણ નહિ. એટલા અંશમાં પણ જો મુક્ત પરતંત્ર છે તો તે મુક્ત નથી.

સેંકડો જન્મમાં કરેલાં કોટિ સુકૃત્યોથી પ્રાપ્ત થનારી આવી મુક્તિ—આવી સ્વતંત્રતા–શિખરે સ્થિત પુરુષને પ્રાપ્ત થાય છે. ત્યારે વાતો કરવી અને વિવાદ કરવા છોડી દઇ, આવો આ પુણ્યતમ પ્રદેશમાં પ્રવેશીએ.

( અપૂર્ણ )

---

# આંતર મનના અદ્ભુત ચમત્કારો તથા તેમાં પ્રવર્તતા નિયમો.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૦૧ થી. )

વિદ્વાન્ પુરુષોનાં વચનો છોડી દઇ, હવે સર્વના અનુભવપ્રતિ દૃષ્ટિ સ્થાપીએ તો તે અનુભવ, અને અનુભવમાં આવતા અસંખ્ય વ્યતિકરો આ સિદ્ધાન્તને જ સમર્થન કરે છે અર્થાત્ એ અનુભવના વિષયરૂપ વ્યતિકરો અર્થાપત્તિ પ્રમાણથી આ સિદ્ધાન્તને સત્યરૂપે સ્થાપે તેમ છે. આ વ્યતિકરો એક નથી પણ અનેક છે, અસંખ્ય છે. એ સર્વ કેવી રીતે આ સિદ્ધાન્તથી ઉપપન્ન થઇ શકે છે તે આંતર મનના વ્યાપારના નિયમો જાણ્યા પછી સ્પષ્ટ થાય તેમ છે. તેથી એ ઉપપત્તિનો પ્રકાર હાલ આગળ માટે રહેવા દઇ, એ વ્યતિકરોમાંથી કોઇ કો-

ઇનો ઉલ્લેખ જ અત્ર દિગ્દર્શનાર્થે કરીએ છીએ. સર્વ મનુષ્યોના અનુભવમાં પ્રાયશઃ એવું આવ્યું હોય છે કે રાત્રે સુઇ ગયા પછી નિદ્રાવશ થયા પછી જાગ્રત્ થવાનું આપણે ધારીએ છીએ ત્યારે ઘણું કરીને થઇ શકે છે. પ્રાતઃકાળે પાંચ વાગતે ઉઠવાનો સંકલ્પ કરીએ છીએ તો ઘણું કરીને તે જ સમયે આપણે જાગ્રત્ થઇ જઇએ છીએ. મુસાફરીમાટે અથવા દરદીને ઔષધ આપવામાટે કે એવા જ કોઈ અન્ય કાર્યમાટે રાત્રિના મધ્યમાં અમુક વખતે ઉઠવાની આવશ્યકતા હોય છે તો તે પ્રકારનો સંકલ્પ નિદ્રાપૂર્વે કરવામાં આવતાં બરાબર તે જ સમયે આંખ ઉઘડી ગયેલી ઘણાના સ્મરણમાં આવશે. એટલું જ નહિ પણ બ્રુસેઇસ નામના વિદ્વાન્ પોતાના એક મનુષ્યને માટે એવો અનુભવ જણાવે છે કે એ મનુષ્યને રાત્રિના ગમે તે સમયે જગાડ્યો હોય અને પૂછ્યું હોય કે કેટલા વાગ્યા હશે તો તે ઘડીઆળમાં જોયા વિના હમેશાં ખરો સમય કહેતો હતો. એક અન્ય મનુષ્યના સંબંધમાં આવો પણ નિર્ણીત વ્યતિકર પ્રસિદ્ધ થયો છે કે તે મનુષ્યે રાત્રે નિદ્રાપૂર્વે એવો સંકલ્પ કર્યો કે મારે પ્રાતઃકાળે ૮ વાગે ઉઠવું છે. જ્યારે સંકલ્પ કર્યો ત્યારે તેની પોતાની ઘડીઆળ અર્ધ કલાક વહેલી હતી, પણ તેનું એને આ સમયે સ્મરણ રહ્યું નહોતું. રાત્રિના મધ્યમાં એ મનુષ્ય પ્રસંગવશાત્ જાગ્યો અને તે સમયે એને સ્મરણ આવ્યું કે મારી ઘડીઆળ અર્ધ કલાક વહેલી છે તેથી મારે આઠ વાગે ઉઠવાનું નથી પણ સાડે આઠે ઉઠવાનું છે. આ વિચાર વિદ્યુતના ચમકારાની માફક એના અંતરપટપર સહજ ચમકી ગયો અને એ મનુષ્ય પુનઃ સ્વસ્થ નિદ્રામાં સ્થિત થયો. ત્યાર પછી પ્રાતઃકાળે જ્યારે એની ઘડીઆળમાં એક પછી એક આઠ ટકોરા વાગ્યા ત્યારે તે રણકારાના અવાજથી એ લેશ પણ જાગ્યો નહિ પણ સ્વસ્થ નિદ્રામાં રહ્યો અને જ્યારે એની ઘડીઆળમાં લેશ પણ અવાજ થયા વિના સાડાઆઠપર કાંટો આવ્યો ત્યારે તત્કાળ તે જાગી ઉઠ્યો. આવા અનેક વ્યતિકરો નિદ્રાના સંબંધમાં બને છે. અને પ્રત્યેક વાચક જો સ્મરણ કરી કાઢશે તો તેને પોતાના અનુભવમાં અથવા પોતાના સંબંધીના અનુભવમાં આવા કોઇ નહિ ને કોઈ વ્યતિકર પણ બનેલા યાદ આવશે જ. આ કારણથી જ, સર્વના અનુભવમાં આવા વ્યતિકરો આવેલા હોવાનો સંભવ હોવાથી જ આ વ્યતિકરોને અત્ર પ્રથમ મૂક્યા છે. આ વ્યતિકરો કેવી રીતે ઉપપન્ન થઇ શકે છે? મનને એક જ માનવામાં આવે અને એ મન નહિ સ્વીકારવામાં આવે અથવા એક મન જ માનીને એ વિભિન્ન પ્રકારે વ્યાપાર કરવાના સામર્થ્યવાળું તેને નહિ સ્વીકારવામાં આવે તો આ વ્યતિકરોની ઉપપત્તિ કેવી રીતે થઇ શકશે? ગમે તે પદાર્થમાં અન્યનો સંસ્કાર આપવામાં આવે છે તો તેની અસર તેમાં રહે છે. સંસ્કાર એ સૂક્ષ્મ બળ છે. બીજોને અગ્નિનો સંસ્કાર આપતાં તે પછી ઉગી શકતાં નથી. ક્વીનાઇનને એસિડનો સંસ્કાર આપતાં તેનું પૃથક્કરણ થઇ જાય છે. અન્નના ઉપર જાઠર રસનો સંસ્કાર પડતાં તેનું રૂપાન્તર થઈ જાય છે અને પિત્ત આદિના વિવિધ સંસ્કાર પડતાં તેનો રુધિર આદિ રૂપે પરિણામ થઇ રહે છે. આ પ્રમાણે નિદ્રાસમયપૂર્વે જે સંકલ્પ કરવામાં આવે છે કે મારે અમુક સમયે ઉઠવું છે તે સંકલ્પરૂપ સંસ્કારને લીધે મન તે સમય થતાં નિદ્રા ત્યજી જાગ્રત્ થાય છે. આ પ્રકારે જો કોઇ ઉપપત્તિ કરવા માંડે તો તે અયત્ન ઠીક છે પણ એથી પ્રસ્તુત વ્યતિકરોની ઉપપત્તિ થઇ શકતી નથી. સંકલ્પ એ સંસ્કારરૂપ છે, સંસ્કાર એ એક પ્રકારનું સામર્થ્ય છે. તેથી એ સંકલ્પને લીધે કદાચ મન જાગ્રત્ થઇ જાય તો તે સંભવે છે.

પણ તે મન અમુક સમય થયો છે એ કેવી રીતે જાણી શકે? આઠે મારે ઉઠવું છે એવો સંકલ્પ કર્યો છે તો આઠ વાગતાનું એ મનને જ્ઞાન થાય તો તે સમયે એ મન નિદ્રા ત્યજી જાગ્રત્ થાય એ માનવા જેવું છે. પણ નિદ્રામાં પ્રવેશતાં તો એ મન નિદ્રિત થઈ ગયું છે. હવે આઠ વાગ્યા ત્યારે આઠ વાગ્યા એવું એ મન કેવી રીતે જાણી શકે? જાગ્રત્ દશામાં એ મનનો તેને સ્પષ્ટ અનુભવ છે કે ઘડીયાળમાં જોઇને જ એ મન સમય જાણી શકે છે. ઘડીઆળમાં જોયા વિના બરાબર બે વાગ્યા છે કે અઢી વાગ્યા છે એવું સર્વને પ્રાયશઃ જણાતું નથી જ. તો જ્યારે નિદ્રામાં એ મન પ્રવેશે છે ત્યારે તો એ મન વિશ્રાન્તિમાં પડયું છે, એને કલાકનું ભાન કેવી રીતે રહે? જો સમયના જ્ઞાનની વૃત્તિ એને જાગ્રત્ રહેતી હોય તો એ દશા જાગ્રતજેવી જ થઇ અને તે મનને નિદ્રાનો અનુભવ ન જ થવો જોઇએ. રાત્રે જેમ નિદ્રા નહિ આવવાથી અથવા સ્વપ્નની પરંપરા આવવાથી કોઈ મનુષ્ય પાંસળાં ઘસતાં શય્યામાં પડી રહે છે અથવા અસ્વસ્થતાને સેવનાર થઇ રહે છે તેમ આ મનુષ્યોને પણ થવું જોઇએ. પણ તેમ ન થતાં સમયસર જાગ્રત્ થતાં સ્વસ્થ નિદ્રા આવ્યાનો જે અનુભવ થાય છે તે નહિ થયો જોઈએ. તેથી એ સ્વસ્થતા જ સિદ્ધ કરેછે કે જગતમાં વ્યાપાર કરનાર મન કે જેનું જ જ્ઞાન સર્વ પ્રજાને બહુધા છે તે તો નિદ્રામાં નિર્વ્યાપાર શાન્ત થઈ રહ્યું છે. તો પછી અમુક સમય થયો એવું ચોક્કસ જ્ઞાન કોને થાય છે? આ સંબંધમાં કોઇ કોઇ એવી ઉપપત્તિ પણ આણે છે કે મન જ્યારે નિદ્રાવશ થઇ જાય છે ત્યારે બાહ્ય ઘડીઆળ આદિ સમયજ્ઞાપક પદાર્થનો તેને અનુભવ થતો નથી પણ શ્વાસપ્રશ્વાસની ગણનાથી અથવા રક્તાશયના ધબકારાની ગણનાથી સમય જાણી શકાય છે. પણ વિશેષ વિચાર કરતાં આ કલ્પના પણ સર્વાંશે સત્ય નથી. એ મનુષ્ય સમયસર જ બરાબર ઉઠે છે, તેથી સમયનું જ્ઞાન થાય છે એ નિર્વિવાદ છે. એ જ્ઞાન થાય છે તેથી એ જ્ઞાનનાં સાધનો પણ હોવાં જોઇએ, કારણ કે કારણવિના કાર્યની ઉત્પત્તિ થઇ શકતી નથી આ પણ નિર્વિવાદ છે. પણ એ જ્ઞાન જે પ્રસિદ્ધ મન છે તેને થાય છે એ કહી શકાય તેમ નથી. પ્રસિદ્ધ મન નિદ્રામાં નિદ્રિત થયેલું છે. જે મનુષ્યો આપ્રમાણે સમયસર ઉઠે છે તેમાંના ઘણાને તો એક મિનિટમાં કેટલા શ્વાસપ્રશ્વાસ થાય છે અથવા એક મિનિટમાં નાડીના કેટલા ધબકારા થાય છે એનું લેશ પણ વિજ્ઞાન નથી. એક મિનિટમાં સાધારણ રીતે ૧૬ થી ૧૮ શ્વાસપ્રશ્વાસ થાય છે તથા ૭૨ ધબકારા નાડીના થાય છે એ વિજ્ઞાન ઘણા અલ્પ મનુષ્યોને હોય છે. જેમના જાગ્રત્ મનના વિજ્ઞાનપટપર આ જ્ઞાન જણાતું નથી, તેવા અસંખ્ય મનુષ્યો સમયસર ઉઠનારા હોય છે. આટલું જ નહિ પણ જે સમયથી નિદ્રાની શરૂઆત થઈ અથવા પ્રાતઃકાલે ઉઠવા મારે સંકલ્પ થયો તે સમયથી શ્વાસપ્રશ્વાસ અને નાડીના ધબકારા ગણવાની ક્રિયા શરૂ થવી જોઇએ. જેટલે કલાકે ઉઠવું હોય તેટલા કલાકસુધીમાં સાધારણ રીતે કેટલા ધબકારા થવા જોઇએ તેનો કલાકની મિનિટ કરી તેને ૭૨ વડે ગુણી નિર્ણય કરવો જોઇએ. આટલું જ નહિ પણ જે ઉઠનાર મનુષ્ય હોય તેની નાડી પ્રત્યેક મિનિટમાં જેટલા ધબકારા કરતી હોય તે તેણે પોતે જાણવું જોઇએ અને તે વડે ગુણક કરવો જોઇએ. અને ત્યાર પછી એ ગુણક જે થાય તેટલી સંખ્યા ધબકારાની પૂર્ણ થઈ રહે ત્યારે તે મનુષ્યને તેનું મન જાગ્રત્ કરી શકે. આટલું જ નહિ પણ નિદ્રામાં વચ્ચે જે વેગથી નાડી ચાલતી હોય તેનું તથા મધ્યે તે મનુષ્ય જાગ્રત્ થઇ જાય તે સમયના વેગની અને સ્વપ્ન વગેરે

આવે તે સમયે જે વેગ બદલાય તેની -સર્વની તુલના થવી જોઇએ, અને તેમાં એ થઈ પછી કેટલામે ધબકારે અમુક સમય થશે એ નિર્ણય થવો જોઈએ. આં સર્વમાંથી કોઈ પણ ક્રિયા નિદ્રા લેનાર અને સમયસર જાગ્રત્ થનાર મનુષ્યનું મન કરતું હોય એમ દેખાતું નથી. કેટલાક મનુષ્યોને તો ગણિતનું જ્ઞાન પણ હોતું નથી, પોતે આવો ગુણાકાર કરે છે એવું જ્ઞાન તો કોઇને જ થતું નથી, નાડીના ધબકારા ગણાતા હોય તો તેનું સ્મરણ જાગ્રતમાં કોઇને જ થતું નથી. તેથી સ્પષ્ટ થાય છે કે આ રીતે સમયની તુલના કરનાર પ્રસિદ્ધ મન નથી જ. પ્રસિદ્ધ મનથી અતિરિક્ત મન સ્વીકારીએ અથવા પ્રસિદ્ધ મનનું અપ્રસિદ્ધ સામર્થ્ય સ્વીકારીએ ત્યારે જ આ સર્વ વ્યતિકર ઉપપન્ન થઈ શકે છે. આંતર મનને પૃથક્ સ્વીકારીએ અથવા બાહ્ય મનનો જે સ્વભાવઆદિ જાગ્રતમાં અનુભવાય છે તેથી અન્ય સ્વભાવાદિ સ્વીકારીએ તો જ એ આંતર મન અથવા વિલક્ષણ સ્વભાવવાળું થઈ રહેલું બાહ્ય મન એ સમયે ગુણાકાર કરે છે, ધબકારાને ગણે છે અને તેની સંખ્યા વિશેષ પૂર્ણ થતાં જાગ્રત્ કરે છે અને એ સર્વથી બાહ્ય મન અજ્ઞાન રહે છે એ સર્વ કળી શકાય છે. બાહ્ય મનના સંબંધમાં યોગશાસ્ત્ર સ્પષ્ટપણે જણાવે છે કે **सदाज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्यापरिणामित्वात्** ॥ ४, १८ ॥ પુરુષ તત્ત્વ અપરિણામિ છે, પરિણામ પામનાર નથી માટે એ પુરુષનું સ્વ જે ચિત્ત અથવા મન તેની વૃત્તિઓ સદા જ્ઞાત જ થઈ રહે છે. મનની વૃત્તિઓ ઉઠે અને તેનું જ્ઞાન નહિ થાય એમ થતું નથી. મનને વિજ્ઞાન થાય અને એ જ્ઞાત નહિ એવી સ્થિતિમાં રહે એ અસંભવ છે. તેથી બાહ્ય મનનો આ સ્વભાવ જોતાં તથા નિદ્રાના સમયમાં ધબકારાનું જ્ઞાન, તેની સંખ્યામાટે અપેક્ષિત ગુણાકાર તથા નિરીક્ષણ, અને એ સર્વનું જાગ્રતમાં અભાન એ આદિ સર્વ વિચારતાં આ બાહ્ય મન એ રીતે સમયસર જાગ્રત્ કરે એ સર્વથા અસિદ્ધ જ ઠરે છે, અને એથી ઉલટું એનાથી અતિરિક્ત મનની જ એ સર્વ વ્યતિકરો સિદ્ધિ કરે છે. સમયની ગણના નાડીવેગશિવાય અન્ય કોઇ રીતે થાય છે એવી કલ્પના કરવામાં આવે અથવા સમયનું જ્ઞાન અન્ય કોઇ રીતે થાય છે એવી કલ્પના કરવામાં આવે તો તે પણ બાહ્ય મનથી અતિરિક્ત આંતર મનનો સ્વીકાર કરીએ તો જ યુક્ત થઈ શકે તેમ છે કારણ કે બાહ્ય મનને સમયની તુલના અન્ય કોઇ રીતે થતી નથી, બાહ્ય મન કોઈ સાધનનો એ માટે નિદ્રામાં ઉપયોગ કરે છે એવું એને સ્મરણ કદાપિ થતું નથી. તેથી આ સમયસર ઉઠી શકાવાનો વ્યતિકર જોતાં એ આંતર મનની સિદ્ધિ અર્થાપત્તિ પ્રમાણથી કરે છે એ સ્પષ્ટ થાય છે. (અપૂર્ણ.)

---

# केटलाक प्रश्नो अने तेनां उत्तरो.

**प्रश्न**—વિશ્વજ્ઞપ્તિ (cosmic consciousness) નું સ્વરૂપ શું, અને તે કેવી રીતે પ્રાપ્ત કરી શકાય?

**उत्तर**—ગયા અંકથી 'શિખરે સ્થિતિ' નો જે વિષય આવે છે તે તમે પૂછેલા પ્રશ્નનો જ સવિસ્તર ઉત્તર છે. જેમાં આત્માના સઘળા ગુણો કેવળ અથવા પૂર્ણત્વવાળી સ્થિતિમાં દર્શન દે છે, એવી એક સ્થિતિ છે, અને આ સ્થિતિને વિદ્વાનો વિશ્વજ્ઞપ્તિ કહે છે.

આત્મસાક્ષાત્કારવાળી સ્થિતિ, આત્માથી અભેદભાવવાળી સ્થિતિ, સ્વસ્વરૂપના અનુભવવાળી સ્થિતિ, એવાં એવાં વિવિધ નામોવડે પણ એ સ્થિતિને ઓળખવામાં આવે છે.

આ સ્થિતિમાં જ્યારે મનુષ્યનો પ્રવેશ થાય છે ત્યારે તેનું મન જે શુભ છે, અને જે પૂર્ણ છે. તેને જ જાણે છે. અશુભ અને અપૂર્ણનું તેને કેવળ અભાન હોય છે. તે સ્થિતિમાં તે હોય છે તેટલો સમય અશુભનું અને અપૂર્ણનું તેને કેવળ વિસ્મરણ થઇ ગયું હોય છે, અશુભનું પૂર્વે તેને ભાન હતું કે કેમ, તે પણ તેને સ્મરણમાં આવતું નથી. આમ હોવાથી તેના મનની સ્થિતિ અસાધારણ આનંદ અને સુખવાળી હોય છે. તેના મનમાંથી અનર્થની સંપૂર્ણ નિવૃત્તિ થઇ હોય છે, અને તેને પરમાનંદની પ્રાપ્તિ થઇ હોય છે.

આ સ્થિતિમાં મનવાણીથી અતીત શાંતિનું ભાન થાય છે, અખંડ આનંદનો અનુભવ થાય છે, આત્માની દિવ્ય જ્યોતિવડે બુદ્ધિ પ્રકાશિત થાય છે, સર્વના મૂળમાં મતિની સ્થિતિ થાય છે, અને સ્વગત્યસિદ્ધિ થાય છે.

**શ્રીકૃષ્ણ, રામ, વસિષ્ઠ, યાજ્ઞવલ્ક્ય** આદિ પૂર્વ કાલના અનેક મહાપુરુષોને આ સ્થિતિનો અનુભવ થયો હતો. આજે પણ અનેક મહાપુરુષો આ સ્થિતિનો અનુભવ કરે છે, અથવા આ આશ્ચર્યકારક સ્થિતિના પ્રાંતભાગ ઉપર આવેલા છે.

અભ્યાસ અને વૈરાગ્યથી, આ ભૂલોકમાં અને આ દેહમાં જ આ સ્થિતિમાં પૂર્ણપણે અથવા અંશતઃ પ્રવેશવા સઘળા જ મનુષ્યો સમર્થ છે. તે પ્રાપ્ત કરવાને ઘણાને આખા જન્મપર્યંત સંતત પ્રયત્ન કરવો પડે છે; તથાપિ પ્રાણીમાત્રઉપર પૂર્ણ પ્રેમ ધરવાથી તથા શ્રદ્ધાથી થોડા વર્ષમાં ઘણાને આશ્ચર્યકારક ફળ પ્રાપ્ત થાય છે.

પરમતત્ત્વમાં મનને અખંડ જોડી રાખવાનો અભ્યાસ પાડવાથી આ સ્થિતિ પ્રાપ્ત થાય છે. બીજાં પણ સહાયક સાધનો છે. તે સર્વ વિસ્તારથી પૂર્વોક્ત લેખમાં આવશે.

આમ છતાં જ્યાં સુધી આપણે અનર્થને સત્યરૂપે માન્યા કરીશું; અથવા આપણા મનની મર્યાદાવાળી શક્તિ છે, એમ જ્યાં સુધી માન્યા કરીશું, અથવા આપણામાં જણાતી અપૂર્ણતા અને દોષો વાસ્તવિક અને સ્થાયી છે, એમ જ્યાં સુધી માન્યા કરીશું ત્યાં સુધી આ સ્થિતિમાં પ્રવેશ કરવાને આપણે કદી પણ સમર્થ થઇ શકીશું નહિ.

આ સ્થિતિમાં આપણે આવીએ છીએ ત્યારે આપણને અનર્થ અથવા અશુભ જણાતું નથી. આપણાં નેત્ર એટલાં તો નિર્મળ થયાં હોય છે કે આપણી દૃષ્ટિએ દોષ આવતો જ નથી, અને અમર્યાદમાં આપણે એકાકાર થયેલા હોવાથી મર્યાદાનું આપણને સંપૂર્ણ અભાન હોય છે.

આ સ્થિતિને પ્રાપ્ત કરવાને માટે સંસારનો ત્યાગ કરી જંગલમાં જતા રહેવાની જરૂર નથી. હજારોએ સંસારમાં, પ્રવૃત્તિના મધ્યમાં રહીને, આ સ્થિતિ પ્રાપ્ત કરી છે, અને આજે સેંકડો કરે છે.

સંસારને છોડવાની જરૂર નથી, પણ સંસારના ભાનને, સંસારઉપરના પ્રેમને છોડવાની જરૂર છે, અને જે ઉચ્ચ સ્થિતિમાં પ્રવેશવાનું છે, તે પ્રતિના પ્રેમને અને તેનું ભાન કરવાની યોગ્યતાને પ્રકટાવવાની જરૂર છે. નીચ જીવનને પલટીને ઉચ્ચ જીવન કરવાની અગત્ય છે. જ્યારે આખું જીવન ઉચ્ચ થાય છે, ત્યારે ધારેલો ઉદ્દેશ પ્રાપ્ત થાય છે.

---

**'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.**

| | | |
|---|---|---|
| એક શ્રેયસ્સાધક | જઘડીયા | રૂ ૧–૦–૦ |
| એક સજ્જન રા રા હિંમતલાલ અમૃતલાલદ્વારા, | મુંબઈ | રૂ ૫–૦–૦ |
| ગ. રા શાહ ત્રિભવદાસ મૂળચંદ (પોતાના પૂજ્ય માતુશ્રી કસ્તુરલક્ષ્મીની સદ્ગતિનિમિત્ત) | ભાવનગર | રૂ ૨–૦–૦ |
| રા રા ઉપાધ્યાય કેશવરામ નરોત્તમરામ (બ્હેન પ્રમિલાગૌરીની સદ્ગતિ નિમિત્ત) | સુરત | રૂ ૧–૦–૦ |
| રા રા આચાર્ય ચમનલાલ ત્રિ પુરુષોત્તમરાય (બ્હેન મહાકુંવરની સદ્ગતિ નિમિત્ત) | જામનગર | રૂ. ૩–૦–૦ |
| ગ રા સખારામ | વડોદરા | રૂ ૧–૦–૦ |
| ગ રા જમીયતરામ લક્ષ્મીરામ પંડિત | આનિંજ | રૂ ૨–૦–૦ |

# संसारमां सघळुं प्रतिकूल.

**સંસારમાં સઘળું પ્રતિકૂળ** એ શું છે? એ એક નવલકથા છે, અને **પ્રાતઃકાલમાં** ગયા એ અંકથી તે નિયમિત રીતે પ્રકટ કરવામાં આવેછે **મહાકાળના વ્યવસ્થાપક** વડે તે લખાતી હોવાથી તેની યોગ્યતાવિષે વધારે વિવેચનની અગત્ય રહેતી નથી જો તમે પ્રાતઃકાલના ગ્રાહક ન હો તો જેમ બને તેમ સત્વર થાઓ, કારણ કે પછીથી શરુઆતના અંકો મળી શક્શે નહિ **મહાકાલમાં** આવતી **યોગિની**ની વાર્તાના સંબંધમાં પણ એમ જ થયું છે તેના શરુઆતના અંકોની પારવિનાની માગણી છતાં તે ખુટી જવાથી ગ્રાહકોને નિરાશ થવું પડ્યું છે આ વાર્તાના સંબંધમાં પણ તમારે તેવી જ નિરાશા સેવવી ન પડે માટે હમણાથી જ તેના ગ્રાહક થવા આગ્રહથી સૂચવવામાં આવે છે તેની પ્રસ્તાવનામાં લેખક લખે છે કે–

"સ્વલ્પમાં આ વાર્તાની ગમે તેટલી સ્તુતિ કરવામાં આવે તોપણ તે વસ્તુત ન્યૂન જ ગણાવાની. અનિર્દેશાર્હનું અને ઉચ્ચ ઉદ્દેશોને સિદ્ધ કરનારું જે સાહિત્ય થોડા વર્ષ થયાં **શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ** પ્રકટ કરે છે, તેમાં આ વાર્તારૂપ ગ્રંથ અદ્વિતીય છે. આ વાર્તાને લક્ષપૂર્વક અવલોકો, અને 'હું નિષ્ફળ થઈશ' એવા શબ્દોનો તમે પુનઃ કદી પણ ઉચ્ચાર નહિ કરો આ વાર્તામાં આવેલા મનુષ્યોના વર્તનનો અભ્યાસ કરો, અને તમને તમારા પોતાના દોષો, ભૂલો, નિષ્ફળતાઓ, અને દુઃખોનાં સ્વરૂપો સ્પષ્ટ થશે, એટલું જ નહિ, પરંતુ તે સર્વમાંથી ઉગરવાને માટે તમારે શું કરવું તેનો સ્વાભાવિક માર્ગ પણ તમને સ્પષ્ટ જણાશે ગમે તેવા પ્રસંગમાં હાનિ ન થતાં લાભ જ થવાને માટે કેવી રીતે વર્તવું, એનો તમને બોધ થશે, અને 'સંસારમાં સઘળું જ આપણને પ્રતિકૂલ' ભાસતું હોય, આપણા જ્યાં ત્યાં પાસા ઉંધા પડતા હોય, આપણી ધારેલી બાજી ધૂળ મળી ગઈ હોય, અને આપણું નસીબ અવળું થઈ રહ્યું હોય એવે પ્રસંગે કેવી રીતે સંસારમાં સઘળું આપણને અનુકૂલ કરવું, ઉંધા પડેલા પાસાને કેવી રીતે સવળા કરવા, ધૂળ મળેલી બાજીને કેવી રીતે સુધારવી, અને અવળા નસીબને કેવી રીતે સવળું કરવું, એ સર્વનું તમને આ વાર્તાથી જ્ઞાન થશે અને આ જ્ઞાન પણ કેવી રીતે? મગજમારી કરીને નહિ પણ અત્યંત રસથી ભરેલી વાર્તાને વાચીને પ્રિય વાચક! આ પ્રકારની આ '**સંસારમાં સઘળું પ્રતિકૂલ**' એ નામની, કોઈ પણ યુગમાં આ પ્રમાણે નહિ રચાયલી એવી અત્યંત આકર્ષક અને રસપૂર્ણ વાર્તા છે સદ્ભાગ્યે તે તમને પ્રાપ્ત થઈ છે, તો તેનું પ્રેમથી અવલોકન કરો અને તદ્દ્વારા તમારા સંસારમાં તમે સઘળું જ અનુકૂળ થયેલું અનુભવો"

**પ્રાતઃકાલનું** લવાજમ પોસ્ટેજસાથે વર્ષે દોઢ રૂપૈયો છે નીચેને સ્થળે મનીઓર્ડરથી લવાજમ મોકલવાથી અથવા વી પી થી મોકલવાનું લખવાથી તરત મોકલવામાં આવશે

**વ્યવસ્થાપક, પ્રાતઃકાલ, વડોદરા.**

# साधनसमारंभसंबंधी सूचना.

શ્રીશ્રેયસ્સાધક અધિકારિવર્ગનો સાધનસમારંભ નામનો અગિયારમો મહો-ત્સવ આવતા ફાગણ માસના કૃષ્ણપક્ષ પ્રતિપદાથી (તા. ૨૬ મી માર્ચ શનિવારથી તા. ૧ લી એપ્રિલ શુક્રવારસુધી) સાત દિવસસુધી પાલન કરવામાં આવશે. સમારંભનું સ્થળ શ્રીનર્મદાગં-ગાના પવિત્ર તટઉપર ગુમાનદેવ નામના સ્થળસમીપ નિર્ણીત કરવામાં આવ્યું છે. શ્રેયસાધક તથા જે જે અન્ય ઉદાસીન સજ્જનોને સમારંભમાં ભાગ લેવાની ઇચ્છા હોય તેમણે મોડામાં મોડું ફાલ્ગુન માસની સુદિ ૫ સુધીમાં પોતાની કેટલા દિવસ કયી તારીખથી કયી તારીખ સુધી સમારંભમાં ભાગ લેવાની ઇચ્છા છે તે પત્રદ્વારા નીચેને સ્થળે જણાવવા કૃપા કર[illegible] જેમની જેટલા દિવસ સમારંભમાં ગાળવા ઇચ્છા હોય તેમણે પ્રતિદિનના આઠ આના[illegible]નું દ્રવ્ય પણ પત્રસાથે જ મોકલવા કૃપા કરવી. **જેઓ ઠેરાવેલી મુદત પહેલાં દ્રવ્ય નહિ મોકલે તેમને પાછળથી પ્રતિદિનના બાર આનાપ્રમાણે દ્રવ્ય આપવું પડશે.** કેટલાક સજ્જનો 'ચાર દિવસ કે પાંચ દિવસ સમારંભમાં ભાગ લઇશું,' એમ [illegible] છે પરંતુ ક્યા દિવસોમાં ભાગ લેવામાં આવશે, તે ચોક્કસ જણાવતા નથી આથી વ્યવસ્થા કરવાને બહુ અડચણ પડે છે માટે **ચોક્કસ દિવસ નહિ જણાવનારને** પણ પ્રતિદિનના બાર આના આપવા પડશે. કેટલાક મનુષ્યો, **'અમે પૈસા ત્યાં આવીને રૂબરૂમાં આપીશું, અમારું અનુમતિપત્ર રાખી મુકજો'** એમ લખે છે, અને પૈસા પહેલેથી મોકલતા નથી આવા મનુષ્યોને પણ **પ્રતિદિનના બાર આનાપ્રમાણે દ્રવ્ય આપવું પડશે.** પૈસા ભર્યા છતાં કોઇ કારણથી સમારંભમાં નહિ આવી શકનારને ભરેલા પૈસા પાછા મળી શકશે નહિ. આવવા ઇચ્છનાર સજ્જનોને નીચેના નિયમો પાલન કરવાના હોય છે—

૧ પ્રાતઃકાળે પાંચ વાગતાથી ઉઠી સ્નાન વગેરેથી પરવારી સાડા ૭ સુધીમાં પોતપોતાને પ્રાપ્ત સંયમસાધક ક્રિયાઓમાં યોજાઇ જવું.

૨ સંયમની ક્રિયાઓ પ્રાતઃકાળે મુખ્યપણે સાડા ૭ થી અગીયારસુધી અને ત્યારપછી સાયંકાળે સમારંભમાં સૂચવવામાં આવનાર સમયે અંતરે અંતરે કરવાની હોય છે.

૩ સંયમવિનાના સમયમાં વિશેષ કરીને પારમાર્થિક વિચારોમાં કાળ ગાળવો.

૪ સુવા માટે બિછાનું, જળપાન, સંધ્યાપૂજન નિમિત્તનો સામાન તથા આસન પોતાની સાથે લેતા આવવું. ફાગણ માસ છતાં પણ નિર્જન પ્રદેશમાં ટાઢ વિશેષ વાય છે માટે ઓઢવાના સાધનો સાથે રાખવા.

૫ સ્નાન દરરોજ જરૂરી કરવાનું હોય છે તથા ભોજન માત્ર દિવસમાં એકવાર મળે છે.

૬ બપોરપછીના સમયમાં મનન કરવાને માટે કોઇ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ પ્રત્યેક સાધક પોતાની સાથે લેતા આવવું.

☞ અંકલેશ્વરથી રાજપીપળાસ્ટેટ રેલ્વે લાઇનમાં જે ગુમાનદેવ ઊતરવાનું હોય છે. તે સ્ટેશનથી સમારંભ માત્ર [illegible] દૂર છે.

પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

જમનાદાસ નગારામ વ્યવસ્થાપક સાધનસમારંભ.
શ્રીનૃસિંહાશ્રમ, ભુતડીને ઝાંપે, વડોદરા.

Registered N. B.




रूप (पुस्तक) २२. फाल्गुन कृष्ण० १४. संवत् १९६६. दर्शन (अंक) ५.

श्लोकः ।

हिमवत्तनयेशदृक्पथं
कुसुमेषुः परिदग्ध ईयिवान् ।
भगवन् भवदंघ्रिकीर्तनात्
स तु दह्येत जगन्मनःस्थितः ॥

અર્થઃ—મહાદેવની દૃષ્ટિમર્યાદામાં જ્યારે કામદેવ આવ્યો ત્યારે તે ભસ્મીભાવને પામ્યો હતો; પરંતુ હે ભગવન્! આપના તો ચરણના કીર્તનમાત્રથી આખા વિશ્વના જીવોના અંતઃકરણમાં રહેલો કામદેવ ભસ્મીભાવને પામે એમ છે.

---

प्रसिद्ध करनार

## श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

---

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું.

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૧-૦-૦ વર્ષના આરંભમાં જ.

# ग्रंथानुक्रमणिका.

મથાળું. લિસ્તાર.



---

# अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રગટ થાય છે, અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઈ અને જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા




रूप (पुस्तक) २२.— फाल्गुन कृष्ण० १४, संवत् १९६६. दर्शन (अंक) ५.

॥ ॐ श्रीं ॥

# अंतर्मुख तथा बहिर्मुख पुरुषनो संवाद.

પદ. (બદલાવું, સ્થળ જે શાંતિ પ્રસારી, એ લય)

અંતર્મુખ—હૃન્નભમાં આજ અલૌકિક આ શું દિવ્ય તેજ ભાળું,
મુજ નયનાંતર કરે શાંત શાંત, હરી મોહતિમિર કાળું.
બહિર્મુખ—પ્રકાશમાંહિ બહુ જોવાથી, અને પછી નેત્રો મીંચવાથી,
દેખાતું કારણ તેવાથી,—હશે તેજવાળું.
અંતર્મુખ—અરે બહિર્મુખ ! તું શું જાણે, અનુભવ જે મુજ અંતર માણે,
દિવ્ય વર્ણું જોઉં તે તું ન નાણે, હું જ્યાં નેત્ર ઢાળું.
બહિર્મુખ—હશે પિત્તપ્રકૃતિ તમારી, (જે) રંગ વિચિત્ર બતાવે ભારી,
અથવા હોશે નેત્ર વિકારી, હશે મહીં જાણું;—
અંતર્મુખ—અંદર સુંદર રૂપ હું નિરખું, ક્યાંહિ જોઉં ન એના સરખું,
નિરખી જે હું અતિ હરખું, થઈ આતુર નિહાળું;—
બહિર્મુખ—ચિત્તે ચિંતન કંઇક કરેલુ, ભાસે તેથી એહ ફરેલું,
સ્વપ્ને હશે કદી નિરખેલું, રૂપ એ રઢીયાળું;—
અંતર્મુખ—દિવ્ય શબ્દ હું ત્યાં સાંભળતો, દિવ્ય ગાન પણ હું ત્યાં સુણતો,
જેમાં મસ્ત થઇ હું ઝુલતો, લાગે બહુ વહાલું.
બહિર્મુખ—હશે પ્રબળતા વાયુકેરી, હશે સુણતા તેથી ભેરી,
હશે કદી ભણકારો, લહેરી ! શીદ કુટો ઠાલું;—

અંતર્મુખ—અહો મનોરમ સ્પર્શ ત્યાંજ હું, આજ અવનવો અપાર અનુભવું,
જેની ઉપમા શી રીતે દઉં, સ્વસંવેદ્ય ન્યાળું;—
બહિર્મુખ—હશે જીભ તાલુથી અડતી, સ્પર્શસુખ ત્યાં એ અનુભવતી,
(કદી) હશે હથેળી તનુપર ફરતી, લાવો હાથ ઝાલું;—
અંતર્મુખ—મધુરા મધુરા રસ હું ચાખું, મુજ આનંદ હું કોને દાખું,
નવીન મારૂં તનુ થઇ રહ્યું આખું, અતિ ફુલું ફાલું; —
બહિર્મુખ—હશે થુંક મુખમાંથી ગળતું, હશે મધુરૂં એ જ લાગતું,
(કે) હશે ખાધું તીખું ને પીધું, ઉપર પાણી પ્યાલું;—
અંતર્મુખ—તાપમાત્ર મારા હરનારો, દિવ્ય વાસના પ્રસારનારો,
ગંધ અનુત્તમ હું લઉં સારો, જરી ન ત્યાંથી હાલું;—
બહિર્મુખ—(કદી) પાન સુવાસિત ચાવ્યું હોંસે, ઓડકાર તેનો એ હોશે,
નહિ તો તમારૂં તનુ કહો છો, અત્તરનું ઘરનાળું ?—
અંતર્મુખ—અરે ભાઇ ! એ તું ના જાણે, સંયમી જન એ કોક પ્રમાણે,
ગુરુગમી ઉર અંતર માણે, સુખ એ હરીવાળું,—
બહિર્મુખ—બહુ ચડયા હાવે તો વાતે, થઇ ગયું શું તમને આ તે !
કહો તમે બીજા કે જાતે, હશે શું આ *માંળું,—
અંતર્મુખ—ખરે ભૂલ મારી સમજાઇ, ખરો અનુભવ કે'વો ન કયાંહિ,
સમજી રહેવો એ મનમાંહિ, મુખે મારી તાળું;—
રહસ્ય નવ મેં જાણ્યું કશાથી, તે હું શીખ્યો તારી કૃપાથી,
ગુરુ કોણ બીજો તારાથી, અહં તુંથી ગાળું;—

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૨૫ થી. )

**। अथ द्वितीयाध्यायस्य द्वितीयः पादः ।**

**ॐ परमात्मने नमः ।**

**रचनानुपपत्तेश्च नानुमानम् ॥ १ ॥**

**સૂત્રાર્થઃ**—વિશ્વની અચિંત્ય રચના પ્રધાનથી થઇ શકવા સંભવ નહિ હોવાથી એ અચેતન પ્રધાન જગતના કારણરૂપે અનુમાન થઇ શકે તેમ નથી.

આ બ્રહ્મમીમાંસા શાસ્ત્ર હોવાથી એનો પ્રધાન આશય વેદાન્તવાક્યોનુ જે તાત્પર્ય છે તે નિર્ણય કરવાનો છે. ન્યાયશાસ્ત્ર જેમ કેવલ તર્કનું અવલંબન કરી અમુક સિદ્ધાન્ત સ્થાપવા

---

*માંળું=મારૂં સારૂં.

અને અમુકનું ખંડન કરવા યત્ન કરે છે, તેમ આ શાસ્ત્રમાં કરવાનું નથી, તોપણ વેદાન્ત-વાક્યો કર્મનું પ્રતિપાદન કરનાર નથી પણ તત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન કરનાર છે, તત્ત્વ શું છે તે જણાવે છે. તેથી એ તત્ત્વજ્ઞાનના પ્રતિપક્ષી જે અસત્ય સિદ્ધાન્તો હોય તેનું ખંડન કરવાનું પણ વેદાન્તવાક્યોનું વ્યાખ્યાન કરનારને પ્રાપ્ત થાય છે, અને એ કાર્યમાટે આ દ્વિતીય-પાદનો શ્રીસૂત્રકારે આરંભ કર્યો છે. વેદાન્તવાક્યોનો શો અર્થ છે તે પ્રકરણપર્યાલોચના કરી નિર્ણય કરવો એ સમ્યગ્ દર્શનનો, તત્ત્વજ્ઞાનનો સાક્ષાત્ ઉપાય છે, વેદાન્તપ્રતિપાદ્ય શ્રવણના અંગભૂત છે, તેથી એ પરપક્ષના ખંડનના કરતાં વિશેષ ઉપયોગી છે, માટે એ પ્ર-થમ કરવામાં આવ્યો છે. એ વાક્યોના અર્થનો નિર્ણય કરી સ્વપક્ષનું સ્થાપન થઇ રહ્યું એટલે હવે તેને દૃઢ કરવા, તે જ માત્ર તત્ત્વજ્ઞાન છે એ સ્થાપવા પરપક્ષનિરાકરણમાટે પ્રયાસ કરાય છે. યદ્યપિ જે મુમુક્ષુ છે તેને તત્ત્વજ્ઞાનનું કામ છે કેમકે મોક્ષનું સાધન એ જ છે, તેથી તેને માટે સ્વપક્ષ સ્થાપન માત્ર જ કરવાની જરૂર છે અને પરપક્ષનું ખંડન કરી તે તે પક્ષવાળાસાથે વિખવાદ કરવાની જરૂર નથી, છતાં જ્યારે વિશેષ વિચાર કરીએ છીએ ત્યારે જણાય છે કે સાંખ્યાદિ શાસ્ત્રો મહર્ષિપ્રણીત મનાય છે, મહાપુરુષોએ એનો પરિગ્રહ કર્યો છે અને તત્ત્વજ્ઞાનને ઉદ્દેશી એ પ્રવૃત્ત થયાં છે તથા એમાં યુક્તિને પ્રધાનસ્થાન આપ્યું છે તે આદિ હેતુથી કોઇ કોઇ મતિની સૂક્ષ્મતાવિનાના મુમુક્ષુને એવી ભ્રાન્તિ થવાનો સંભવ રહે છે કે એ શાસ્ત્રો પણ તત્ત્વજ્ઞાનમાટે ઉપયોગી છે, તેથી તેમને એ ભ્રાન્તિ નહિ થાય તેટલા માટે એ શાસ્ત્રોની અસારતા આ પાદમાં પ્રતિપાદન કરવામાં આવે છે. પૂર્વે **ईक्षते-र्नाशब्दम्, कामच्च नानुमानापेक्षा एतेन सर्वे व्याख्याता व्याख्याताः ।** ઇત્યાદિ સૂત્રોવડે તે તે અધિકરણમાં સાંખ્યાદિ સિદ્ધાન્તનો પ્રતિક્ષેપ કર્યો છે. પણ તે એટલા જ અં-શમાં છે કે એ શાસ્ત્રકારો વેદાન્તનાં જે વાક્યો પોતાના પક્ષના સ્થાપન માટે ઉદાહરે છે તથા પોતાના પક્ષને અનુગુણ તેનું વ્યાખ્યાન કરે છે તે તેમનું અપવ્યાખ્યાન છે અને એ વાક્યોનો તથા પદોનો અર્થ અન્ય છે તેથી એ એમના પક્ષને સમર્થન કરનાર નથી.

આ વાક્યોઉપરાંત એ શાસ્ત્રો પોતાના પક્ષના સ્થાપનમાટે વિવિધ યુક્તિઓ આપે છે. તે સદ્યુક્તિ નથી, તે અનુમાનો સાચાં નથી પણ હેત્વાભાસરૂપ છે, એ સ્થાપન કરવાનું અવશિષ્ટ છે. માટે એ અંશનું આ પાદમાં પ્રતિપાદન હોવાથી આ પાદનો વિષય પૂર્વનાં અધિકરણથી ગતાર્થ નથી. આમ હોવાથી આ પાદમાં વેદાન્તવાક્યથી નિરપેક્ષ સ્વતંત્ર યુક્તિ-પ્રતિષેધ કરવામાં આવ્યો છે, અને તેથી આ પાદ તે તર્કપાદના નામથી ઓળખાય છે.

પ્રતિપક્ષભૂત સર્વ શાસ્ત્રોમાં પ્રથમ સાંખ્ય શાસ્ત્ર લઇ તેનો પ્રતિક્ષેપ સૂત્રકાર આ અધિ-કરણમાં કરે છે. ત્યાં એ શાસ્ત્ર આ પ્રકારે માને છે:—જે વિકારમાં જે દ્રવ્ય અન્વય પામે છે તે દ્રવ્ય તેનું ઉપાદાન કારણ એટલે પ્રકૃતિ છે. ઘટમાં મૃત્તિકાનો અન્વય થયેલો છે માટે મૃત્તિકા ઘટનું ઉપાદાન કારણ છે. સાંકળાં આદિમાં સુવર્ણનો અન્વય થયેલો છે માટે એ અલંકારોની સુવર્ણ પ્રકૃતિ છે. આ આદિ અનેક સ્થલે લોકમાં જોતાં ઉપરનો નિયમ સિદ્ધ થાય છે. હવે વિશ્વના સર્વ પદાર્થો-બાહ્ય અને આધ્યાત્મિક સર્વ પદાર્થો જોઇએ છીએ તો તેમાં સુખ, દુઃખ અને મોહનો અન્વય થયેલો જણાય છે. એક સ્ત્રીરૂપ પદાર્થ તેના પતિને સુખ ઉપજાવે છે, સપત્નીને દુઃખ ઉપજાવે છે, અને તેને ન પ્રાપ્ત કરનાર ઉપપતિને મોહ ઉપજાવે છે. આ જ પ્રમાણે વિશ્વના સર્વ પદાર્થો કોઇને સુખ, કોઇને દુઃખ અને કોઇને મોહ

ઉપજાવે છે. તેથી એ સર્વમાં સુખ, દુઃખ અને મોહનો અન્વય છે એ સિદ્ધ થાય છે. તેથી એ સર્વ વિકારોની પ્રકૃતિ સુખદુઃખમોહાત્મક વસ્તુ હોવી જોઇએ. એ વસ્તુ તે અચેતન પ્રધાન છે કે જે પુરુષના ભોગ અને અપવર્ગરૂપ અર્થ સાધવાને માટે પોતે પોતાની મેળે, સ્વતંત્રપણે જ, કોઈ પણ ચેતનના દબાણવિના, ચેતનના અધિષ્ઠાનવિના પ્રવૃત્ત થાય છે. આ પ્રકારે આ એક હેતુથી અનુમાનવડે પ્રધાનની સિદ્ધિ થાય છે. તે જ પ્રમાણે **भेदानां परिमाणात् समन्वयात् शक्तितःप्रवृत्तेश्च । कार्यकारणविभागादविभागाद् वैश्वरूप्यस्य** એ સાંખ્યકારિકામાં જણાવેલા પરિમાણાદિ વિવિધ હેતુવડે પણ આ પ્રધાનનું અનુમાન થાય છે. એ અનુમાનો સંક્ષેપમાં આ પ્રમાણે છે, ક્ષિત્યાદિ વિકારોનું ઉપાદાન કારણ અવ્યક્ત છે કેમકે એ વિકારો પરિમિત છે. ઘટાદિ વિકાર સ્થળે આપણે જોઇએ છીએ કે ઘટાદિની ઉત્પત્તિપૂર્વે મૃત્તિકા યદ્યપિ વ્યક્ત છે તથાપિ, અનભિવ્યક્ત ઘટાદિ કાર્યવિશિષ્ટ જે મૃત્તિકા તે અવ્યક્ત છે. ઘટાદિ કાર્યોની પ્રવૃત્તિ કારણની શક્તિથી થાય છે તે જ પ્રમાણે મહત્ આદિ કાર્યોની પ્રવૃત્તિ તેના ઉપાદાન કારણરૂપ પ્રકૃતિની શક્તિથી થવી જોઇએ કે જે શક્તિવાળું કારણ અવ્યક્ત છે. વળી પૃથ્વીમાંથી મૃત્તિકા થાય છે, મૃત્તિકાથી ઘટ થાય છે અર્થાત્ કારણથી કાર્યનો વિભાગ થાય છે તેમ જ વ્યુત્ક્રમે કાર્યનો કારણમાં અવિભાગ-પ્રલય થાય છે. એ વિભાગ અને અવિભાગ કોઇ પણ સ્થળે વિશ્રાન્તિને પામવા જોઇએ, અટકવા જોઇએ અને એ જ્યાં અટકે છે, જ્યાંથી આગળ જતા નથી તે કારણ વસ્તુ તે પ્રકૃતિ અથવા પ્રધાન છે. આ પ્રમાણે આ આદિ હેતુ વડે સાંખ્યો પ્રકૃતિનું અનુમાન કરે છે.

આ સાંખ્ય મતના સંબંધમાં આ સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે એ પ્રધાનનું અનુમાન થઇ શકે તેમ નથી. સાંખ્યશાસ્ત્ર દૃષ્ટાન્તના બળે પ્રધાનનું અનુમાન કરે છે તે લોકપ્રતિ જોતાં ખોટું છે. લોકમાં જે જે અચેતન પદાર્થ વિશિષ્ટ પુરુષાર્થને સાધવા સમર્થ વિકારોને ઉપજાવે છે તે ચેતનથી અનધિષ્ઠિત હોઇને સ્વતંત્રપણે પ્રવૃત્ત થતું દેખાતું નથી. ગૃહ, પ્રાસાદ, શયન, આસન, વિહારભૂમિઆદિ ચેતનરૂપ બુદ્ધિશાલી કારીગરથી અધિષ્ઠિત જે ચૂનો માટી આદિ અચેતન પદાર્થો છે તેના વિકારરૂપ હોવાથી સુખપ્રાપ્તિ અને દુઃખપરિહાર કરવા સમર્થ થયેલાં છે, તે પ્રમાણે આ જગતરૂપ કાર્ય વિશિષ્ટ વિકારોવાળું છે. પૃથિવી આદિ વિવિધ વિકારો એમાં રહેલા છે; વિવિધ પ્રકારનાં કર્મોનાં ફલોનો ભોગ ભોગવી શકાય એવાં શરીરાદિ આધ્યાત્મિક તથા ચતુર્દશ ભુવનરૂપ બાહ્ય પદાર્થોથી ભરેલું છે; અને અસંખ્ય રચનાવાળું દેખાય છે તથા મહા સમર્થ બુદ્ધિશાલી પુરુષોથી મનવડે પણ કલ્પના ન કરી શકાય તેવું છે. તો આવું વિચિત્ર રચનાવાળું જગત્ તે અચેતન પ્રધાન કેવી રીતે રચી શકે? નહિ જ રચી શકે, કેમકે લોષ્ટપાષાણાદિ વિકારોમાં અચેતનથી અનધિષ્ઠિત અચેતન તેમ કરતું દેખાતું નથી. મૃત્તિકાઆદિ અચેતન પદાર્થો પણ કુંભકારાદિ ચેતનવડે પ્રયોજ્ય છે ત્યારે જ તે તે વિશિષ્ટાકાર ઘટાદિ પદાર્થોને રચે છે તે પ્રમાણે દૃષ્ટને અનુસાર અદૃષ્ટની કલ્પના કરનારે પ્રધાન પણ ચેતનવડે અધિષ્ઠિત જ સ્વીકારવું જોઇએ. દૃષ્ટમાં જેમ મૃત્તિકાદિ પદાર્થોની અપેક્ષા દેખાય છે તે જ પ્રમાણે કુંભકારાદિ ચેતનના અધિષ્ઠાનની અપેક્ષા પણ દેખાય છે તો પછી મૂલ કારણમાં એમાંથી એક અંશ લેવો અને બીજો અંશ ત્યજવો એમાં કોઇ નિયામક નથી. વળી એમ ઉભય અંશ લેવામાં લેશ પણ વિરોધ આવતો નથી પણ એથી ઉલટું ચેતનને કારણ લેવાથી એ અર્થને બોધન કરનાર શ્રુતિ અનુગૃહીત થાય

છે. તેથી અચિંત્ય રચના જે વિશ્વની દેખાય છે તેની અન્યથા ઉપપત્તિ નહિ થવાથી અચેતન જગતનું કારણ છે એ અનુમાન થઈ શકે તેમ નથી.

આ સૂત્રમાં આ રીતે રચનાની અનુપપત્તિ એ એક હેતુ પ્રધાનને ન સ્વીકારવામાં જણાવ્યો અને બીજા એવા હેતુઓનો બોધ સૂત્રસ્થ ‘ચ’ શબ્દથી કર્યો. સાંખ્યો કહે છે કે સર્વ પદાર્થોમાં સુખ, દુઃખ અને મોહનો અન્વય થાય છે, અને તેથી તેનું કારણ સુખદુઃખમોહાત્મક પ્રધાન છે. પણ સુખદુઃખમોહનો અન્વય અસિદ્ધ છે. સુખદુઃખાદિ આંતર પદાર્થો પ્રતીત થાય છે અને શબ્દાદિ બાહ્ય જગત્ આંતર રૂપે પ્રતીત થતું નથી તેથી શબ્દાદિ જગતમાં સુખદુઃખાદિ રહે છે એ અસિદ્ધ છે. એથી ઉલટું શબ્દાદિ જગત્ સુખદુઃખાદિનો હેતુ છે એ રૂપે જ પ્રતીત થાય છે. સાંખ્યો સ્ત્રીઆદિનું ઉદાહરણ આપે છે પણ તેમાં પણ સુખદુઃખાદિની પ્રતીતિ જે થાય છે તે કેવળ એ પદાર્થમાં એ ગુણો રહે છે તેને લીધે નથી પણ પતિ, સપત્ની આદિની જે ભિન્ન ભિન્ન ભાવના તેને લીધે એ વિચિત્ર અનુભવની ઉપપત્તિ થઈ શકે છે. વળી ક્ષિતિ, અંકુરાદિ પદાર્થો પરિમિત છે અને તે સાથે અનેક દ્રવ્યોના સંયોગવડે રચાયેલા છે, તે ઉપરથી સાંખ્યો અનુમાન કરે છે કે બાહ્ય અને આધ્યાત્મિક સર્વ પદાર્થો પરિમિત હોવાથી, પરિચ્છેદવાળા હોવાથી અનેક દ્રવ્યોના સંસર્ગવડે રચાયલા હોવા જોઇએ અને એ જે અનેક દ્રવ્યો તે સત્ત્વ, રજસ્ અને તમસ્ છે અને એના સંસર્ગવાળો પદાર્થ તે પ્રકૃતિ છે. આપ્રમાણે પરિમિતત્વરૂપ હેતુ લઇને પ્રકૃતિને સાધવામાં આવે છે. તો અહિં પરિચ્છેદ કેવા પ્રકારનો છે ? દેશકૃત પરિચ્છેદ લેવાય તેમ નથી કેમકે તેમ લેતાં પક્ષાન્તર્ગત જે આકાશ તે દેશકૃત પરિચ્છેદથી રહિત છે. અર્થાત્ પ્રસ્તુત હેતુ ભાગાસિદ્ધ હેત્વાભાસ ઠરે છે. કાલકૃત પરિચ્છેદ લો તો એ હેતુ સાફ જ અસિદ્ધ છે કેમકે સાંખ્યો કાલને સ્વીકારતા નથી, એટલું જ નહિ પણ એ હેતુવડે જેમ પ્રકૃતિની સિદ્ધિ કરવા પ્રયત્ન કર્યો છે તેમ એ જ હેતુવડે અવિદ્યા, માયાની સિદ્ધિ થઇ શકે છે તેથી સિદ્ધસાધનતા દોષ આવે છે. જો વસ્તુકૃત પરિચ્છેદ વિવક્ષિત હોય તો એ હેતુ અનૈકાન્તિક છે. કેમકે સત્ત્વાદિ દ્રવ્યોનો વસ્તુકૃત પરિચ્છેદ છે, છતાં એ કારણદ્રવ્યોના સંસર્ગથી રચાયલાં નથી કેમકે એને સાંખ્ય અનાદિ માને છે તેથી સર્વ રીતે તપાસતાં સાંખ્યોનો આ હેતુ સાધ્યસિદ્ધિ કરવા અસમર્થ છે.

અન્ય હેતુ કાર્યકારણવિભાગ આપ્યો હતો અને એ વિભાગની ક્વચિત્ સમાપ્તિ થવી જોઇએ એ સાધ્યું હતું. પણ એ હેતુથી પ્રકૃતિની સિદ્ધિ થઇ શકે તેમ નથી કારણ કે એ વિભાગ કોઇ પણ સ્થળે સમાપ્ત થવો જોઇએ, એ સિદ્ધ છતાં પ્રકૃતિમાં જ સમાપ્ત થવો જોઇએ એમ માનવા કારણ નથી. બ્રહ્મમાં અથવા માયામાં એ સમાપ્ત થાય તોપણ ચાલે એની સામે એવું કહેવામાં આવે કે જે કાર્યનો વિભાગ છે તે કોઇ ચેતનથી અનધિષ્ઠિત અચેતનમાં સમાપ્ત થવો જોઇએ તો એ વિરુદ્ધ છે. લોકમાં જ્યાં જ્યાં જોઇએ છીએ ત્યાં ત્યાં સર્વત્ર ચેતનથી અધિષ્ઠિત અચેતન જ કારણતાને ભોગવે છે. આ જ પ્રમાણે અવિભાગરૂપ હેતુ પણ ખંડિત થઈ જાય છે. તેથી અનુમાનથી પ્રકૃતિની સિદ્ધિ કોઇ રીતે થઇ શકતી નથી.

ભ્રાન્તિ થતી અટકાવવા અત્ર પુનઃ સ્પષ્ટ કરવું જોઇએ કે વેદાન્ત પ્રકૃતિ અથવા પ્રધાનને માનતું નથી એમ નથી. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણને જેમ સાંખ્ય સ્વીકારે

ઉપજાવે છે. તેથી એ સર્વમાં સુખ, દુઃખ અને મોહનો અન્વય છે એ સિદ્ધ થાય છે. તેથી એ સર્વ વિકારોની પ્રકૃતિ સુખદુઃખમોહાત્મક વસ્તુ હોવી જોઇએ. એ વસ્તુ તે અચેતન પ્રધાન છે કે જે પુરુષના ભોગ અને અપવર્ગરૂપ અર્થ સાધવાને માટે પોતે પોતાની મેળે, સ્વતંત્રપણે જ, કોઈ પણ ચેતનના દબાણવિના, ચેતનના અધિષ્ઠાનવિના પ્રવૃત્ત થાય છે. આ પ્રકારે આ એક હેતુથી અનુમાનવડે પ્રધાનની સિદ્ધિ થાય છે. તે જ પ્રમાણે **भेदानां परिमाणात् समन्वयात् शक्तितःप्रवृत्तेश्च । कार्यकारणविभागादविभागाद् वैश्वरूप्यस्य** એ સાંખ્યકારિકામાં જણાવેલા પરિમાણાદિ વિવિધ હેતુવડે પણ આ પ્રધાનનું અનુમાન થાય છે. એ અનુમાનો સંક્ષેપમાં આ પ્રમાણે છે, ક્ષિત્યાદિ વિકારોનું ઉપાદાન કારણ અવ્યક્ત છે કેમકે એ વિકારો પરિમિત છે. ઘટાદિ વિકાર સ્થળે આપણે જોઇએ છીએ કે ઘટાદિની ઉત્પત્તિપૂર્વે મૃત્તિકા યદ્યપિ વ્યક્ત છે તથાપિ, અનભિવ્યક્ત ઘટાદિ કાર્યવિશિષ્ટ જે મૃત્તિકા તે અવ્યક્ત છે. ઘટાદિ કાર્યોની પ્રવૃત્તિ કારણની શક્તિથી થાય છે તે જ પ્રમાણે મહત્ આદિ કાર્યોની પ્રવૃત્તિ તેના ઉપાદાન કારણરૂપ પ્રકૃતિની શક્તિથી થવી જોઇએ કે જે શક્તિવાળું કારણ અવ્યક્ત છે. વળી પૃથ્વીમાંથી મૃત્તિકા થાય છે, મૃત્તિકાથી ઘટ થાય છે અર્થાત્ કારણથી કાર્યનો વિભાગ થાય છે તેમ જ વ્યુત્ક્રમે કાર્યનો કારણમાં અવિભાગ–પ્રલય થાય છે. એ વિભાગ અને અવિભાગ કોઇ પણ સ્થળે વિશ્રાન્તિને પામવા જોઇએ, અટકવા જોઇએ અને એ જ્યાં અટકે છે, જ્યાંથી આગળ જતા નથી તે કારણ વસ્તુ તે પ્રકૃતિ અથવા પ્રધાન છે. આ પ્રમાણે આ આદિ હેતુ વડે સાંખ્યો પ્રકૃતિનું અનુમાન કરે છે.

આ સાંખ્ય મતના સંબંધમાં આ સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે એ પ્રધાનનું અનુમાન થઇ શકે તેમ નથી. સાંખ્યશાસ્ત્ર દૃષ્ટાન્તના બળે પ્રધાનનું અનુમાન કરે છે તે લોકપ્રતિ જોતાં ખોટું છે. લોકમાં જે જે અચેતન પદાર્થ વિશિષ્ટ પુરુષાર્થને સાધવા સમર્થ વિકારોને ઉપજાવે છે તે ચેતનથી અનધિષ્ઠિત હોઇને સ્વતંત્રપણે પ્રવૃત્ત થતું દેખાતું નથી. ગૃહ, પ્રાસાદ, શયન, આસન, વિહારભૂમિઆદિ ચેતનરૂપ બુદ્ધિશાલી કારીગરથી અધિષ્ઠિત જે ચૂનો માટી આદિ અચેતન પદાર્થો છે તેના વિકારરૂપ હોવાથી સુખપ્રાપ્તિ અને દુઃખપરિહાર કરવા સમર્થ થયેલાં છે, તે પ્રમાણે આ જગતરૂપ કાર્ય વિશિષ્ટ વિકારોવાળું છે. પૃથિવી આદિ વિવિધ વિકારો એમાં રહેલા છે; વિવિધ પ્રકારનાં કર્મોનાં ફલોનો ભોગ ભોગવી શકાય એવાં શરીરાદિ આધ્યાત્મિક તથા ચતુર્દશ ભુવનરૂપ બાહ્ય પદાર્થોથી ભરેલું છે; અને અસંખ્ય રચનાવાળું દેખાય છે તથા મહા સમર્થ બુદ્ધિશાલી પુરુષોથી મનવડે પણ કલ્પના ન કરી શકાય તેવું છે. તો આવું વિચિત્ર રચનાવાળું જગત્ તે અચેતન પ્રધાન કેવી રીતે રચી શકે ? નહિ જ રચી શકે, કેમકે લોષ્ટપાષાણાદિ વિકારોમાં અચેતનથી અનધિષ્ઠિત અચેતન તેમ કરતું દેખાતું નથી. મૃત્તિકાઆદિ અચેતન પદાર્થો પણ કુંભકારાદિ ચેતનવડે પ્રયોજાય છે ત્યારે જ તે તે વિશિષ્ટાકાર ઘટાદિ પદાર્થોને રચે છે તે પ્રમાણે દૃષ્ટને અનુસાર અદૃષ્ટની કલ્પના કરનારે પ્રધાન પણ ચેતનવડે અધિષ્ઠિત જ સ્વીકારવું જોઇએ. દૃષ્ટમાં જેમ મૃત્તિકાદિ પદાર્થોની અપેક્ષા દેખાય છે તે જ પ્રમાણે કુંભકારાદિ ચેતનના અધિષ્ઠાનની અપેક્ષા પણ દેખાય છે તો પછી મૂલ કારણમાં એમાંથી એક અંશ લેવો અને બીજો અંશ ત્યજવો એમાં કોઇ નિયામક નથી. વળી એમ ઉભય અંશ લેવામાં લેશ પણ વિરોધ આવતો નથી પણ ઊલટું ચેતનને કારણ લેવાથી એ અર્થને બોધન કરનાર શ્રુતિ અનુગૃહીત થાય

છે. તેથી અચિંત્ય રચના જે વિશ્વની દેખાય છે તેની અન્યથા ઉપપત્તિ નહિ થવાથી અચેતન જગતનું કારણ છે એ અનુમાન થઈ શકે તેમ નથી.

આ સૂત્રમાં આ રીતે રચનાની અનુપપત્તિ એ એક હેતુ પ્રધાનને ન સ્વીકારવામાં જણાવ્યો અને બીજા એવા હેતુઓનો બોધ સૂત્રસ્થ च શબ્દથી કર્યો. સાંખ્યો કહે છે કે સર્વ પદાર્થોમાં સુખ, દુઃખ અને મોહનો અન્વય થાય છે, અને તેથી તેનું કારણ સુખદુઃખ મોહાત્મક પ્રધાન છે. પણ સુખદુઃખમોહનો અન્વય અસિદ્ધ છે. સુખદુઃખાદિ આંતર પદાર્થો પ્રતીત થાય છે અને શબ્દાદિ બાહ્ય જગત્ આંતર રૂપે પ્રતીત થતું નથી તેથી શબ્દાદિ જગતમાં સુખદુઃખાદિ રહે છે એ અસિદ્ધ છે. એથી ઉલટું શબ્દાદિ જગત્ સુખદુઃખાદિનો હેતુ છે એ રૂપે જ પ્રતીત થાય છે. સાંખ્યો સ્ત્રીઆદિનું ઉદાહરણ આપે છે પણ તેમાં પણ સુખદુઃખાદિની પ્રતીતિ જે થાય છે તે કેવળ એ પદાર્થમાં એ ગુણો રહે છે તેને લીધે નથી પણ પતિ, સપત્ની આદિની જે ભિન્ન ભિન્ન ભાવના તેને લીધે એ વિચિત્ર અનુભવની ઉપપત્તિ થઈ શકે છે. વળી ક્ષિતિ, અંકુરાદિ પદાર્થો પરિમિત છે અને તે સાથે અનેક દ્રવ્યોના સંયોગવડે રચાયેલા છે, તે ઉપરથી સાંખ્યો અનુમાન કરે છે કે બાહ્ય અને આધ્યાત્મિક સર્વ પદાર્થો પરિમિત હોવાથી, પરિચ્છેદવાળા હોવાથી અનેક દ્રવ્યોના સંસર્ગવડે રચાયલા હોવા જોઇએ અને એ જે અનેક દ્રવ્યો તે સત્ત્વ, રજસ્ અને તમસ્ છે અને એના સંસર્ગવાળો પદાર્થ તે પ્રકૃતિ છે. આપ્રમાણે પરિમિતત્વરૂપ હેતુ લઇને પ્રકૃતિને સાધવામાં આવે છે. તો અહિં પરિચ્છેદ કેવા પ્રકારનો છે? દેશકૃત પરિચ્છેદ લેવાય તેમ નથી કેમકે તેમ લેતાં પક્ષાન્તર્ગત જે આકાશ તે દેશકૃત પરિચ્છેદથી રહિત છે, અર્થાત્ પ્રસ્તુત હેતુ ભાગાસિદ્ધ હેત્વાભાસ ઠરે છે. કાલકૃત પરિચ્છેદ લો તો એ હેતુ સાફ જ અસિદ્ધ છે કેમકે સાંખ્યો કાલને સ્વીકારતા નથી, એટલું જ નહિ પણ એ હેતુવડે જેમ પ્રકૃતિની સિદ્ધિ કરવા પ્રયત્ન કર્યો છે તેમ એ જ હેતુવડે અવિદ્યા, માયાની સિદ્ધિ થઇ શકે છે તેથી સિદ્ધસાધનતા દોષ આવે છે. જો વસ્તુકૃત પરિચ્છેદ વિવક્ષિત હોય તો એ હેતુ અનૈકાન્તિક છે, કેમકે સત્ત્વાદિ દ્રવ્યોનો વસ્તુકૃત પરિચ્છેદ છે, છતાં એ કારણદ્રવ્યોના સંસર્ગથી રચાયલાં નથી કેમકે એને સાંખ્ય અનાદિ માને છે તેથી સર્વ રીતે તપાસતાં સાંખ્યોનો આ હેતુ સાધ્યસિદ્ધિ કરવા અસમર્થ છે.

અન્ય હેતુ કાર્યકારણવિભાગ આપ્યો હતો અને એ વિભાગની ક્વચિત્ સમાપ્તિ થવી જોઇએ એ સાધ્યું હતું. પણ એ હેતુથી પ્રકૃતિની સિદ્ધિ થઇ શકે તેમ નથી કારણ કે એ વિભાગ કોઇ પણ સ્થળે સમાપ્ત થવો જોઇએ, એ સિદ્ધ છતાં પ્રકૃતિમાં જ સમાપ્ત થવો જોઇએ એમ માનવા કારણ નથી. બ્રહ્મમાં અથવા માયામાં એ સમાપ્ત થાય તોપણ ચાલે. એની સામે એવું કહેવામાં આવે કે જે કાર્યનો વિભાગ છે તે કોઇ ચેતનથી અનધિષ્ઠિત અચેતનમાં સમાપ્ત થવો જોઇએ તો એ વિરુદ્ધ છે. લોકમાં જ્યાં જ્યાં જોઇએ છીએ ત્યાં ત્યાં સર્વત્ર ચેતનથી અધિષ્ઠિત અચેતન જ કારણતાને ભોગવે છે. આ જ પ્રમાણે અવિભાગરૂપ હેતુ પણ ખંડિત થઈ જાય છે. તેથી અનુમાનથી પ્રકૃતિની સિદ્ધિ કોઇ રીતે થઇ શકતી નથી.

ભ્રાન્તિ થતી અટકાવવા અત્ર પુનઃ સ્પષ્ટ કરવું જોઇએ કે વેદાન્ત પ્રકૃતિ અથવા પ્રધાનને માનતું નથી એમ નથી. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણને જેમ સાંખ્ય સ્વીકારે

છે તેમ વેદાન્ત પણ સ્વીકારે છે, એ જડ છે, એની સામ્યાવસ્થા તે પ્રકૃતિ. છે અને વિ-
ષમાવસ્થા તે જગત્ છે ઇત્યાદિ સર્વ સિદ્ધાન્તો ઉભયને સંમત છે, તેથી એમાંથી કોઇનું આ
ખંડન નથી. સાંખ્યો એ દ્રવ્યોને, એ પ્રકૃતિને સ્વતંત્ર માને છે, ચેતનથી અનધિષ્ઠિત માને
છે અને એ અંશ વેદાન્તને સંમત નથી તેથી એ અંશનું જ અત્ર ખંડન કરવામાં આવ્યું
છે. વેદાન્ત મત પ્રમાણે પ્રકૃતિ બ્રહ્માશ્રિત છે, બ્રહ્માધિષ્ઠિત છે, બ્રહ્મમાં કલ્પિત છે અને તેથી
માયા નામથી વ્યવહરાય છે.

( અપૂર્ણ )

---

# પ્રાપ્તવિવેક પુરુષ કેવા હોય છે?

પદ. (જપતી પ્રીતમની જપમાળ, જુવતી જો અલબેલી, એ લય.)

પ્રકટયો અંતરમાંહિ વિવેક, મોહે તે ન તણાતો,
ઉંચા ઉંચા ભોગો પામી, મુદિત ના થાતો,
જાતાં સર્વ તેમ ન ખિન્ન જણાતો, પ્રકટયો૦
નામરૂપ મિથ્યા ગણી, તેથી રહે ઉદાસ,
વૃત્તિ નિશદિન જોડતો, તત્ત્વે ધરી ઉલ્લાસ.
પ્રારબ્ધે સેવે જો કે દૃશ્ય સંબંધો,
તોપણ દૃશ્યરંગથી ના રંગાતો, પ્રકટયો૦
સારા ખોટા વિષયમાં, જે જે બને પ્રસંગ,
સુખનો કે દુઃખનો મતિ, તેમાં ન ધરે રંગ.
મૃગતૃષ્ણાજળસમ જાણી, સર્વ પ્રસંગો,
છાંડી ખટપટ તત્ત્વે નિત્ય સંધાતો, પ્રકટયો૦
તત્ત્વની વાતવિના બીજી, વાતે ન ધરે પ્રીત,
જનસંગથી અળગો રહી, તત્ત્વે જોડે ચિત્ત.
આ વિધિ ક્ષણ ક્ષણ તત્ત્વે રાગ વધારી,
નરહરિમાંહિ પ્રાપ્તવિવેક વિલાતો, પ્રકટયો૦

---

# માનસ રસાયન

અથવા

# યૌવનને પ્રાપ્ત કરવાનો અને સ્થિર રાખવાનો માનસ ઉપાય.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૪૪ થી )

જે ક્ષણે શરીરમાં નવીકરણની ક્રિયા બંધ પડે છે, તે જ ક્ષણથી તે ચેતનારહિત
થાય છે. ચેતનાયુક્ત શરીર કાયમ રહેવાને માટે તેના પુટોની પુનઃ રચના થવી જ જોઇએ;

અને નવીકરણવિના પુનઃ રચના થતી નથી. પણ નવીકરણનો અર્થ યૌવન જારી રહેવું, એ વિના બીજો કશો જ નથી.

નવીકરણના નિયમનો ઉંડો અભ્યાસ કરતાં એ વાર્તા પ્રકાશમાં આવી છે કે મનુષ્યના શરીરમાં લગભગ સોમાં નેવું પુટો ચાર માસકરતાં ઓછા સમયમાં રંક્ષ થઇ જાય છે, અને તેમને સ્થાને નવાં રચીને મુકવામાં આવે છે. જે સ્નાયુનો નિત્ય સારી પેઠે ઉપયોગ થાય છે તેઓ દર ત્રણ, ચાર કે પાંચ અઠવાડીએ કેવળ નવા થાય છે. તેમને નવા થવાની આ મુદતનો આધાર શરીરના બળ, આરોગ્ય અને કસરતના સ્વરૂપઉપર આધાર રાખે છે.

શરીરના સર્વ સ્નાયુનું નિયમિત રીતે નવીકરણ થવાને માટે મધ્યમ પ્રમાણની અને રસપૂર્વક કરવામાં આવતી કસરત જ સર્વોત્તમ છે. રસવિના યંત્રવત્ કરવામાં આવતી કસરત સ્નાયુને નિર્બળ કરે છે, અને હદઉપરાંત કરવામાં આવતી ઉગ્ર અને અખંડ કસરત ઘણાં પુટો જે હજી નવાં અને બળવાન્ હોય છે તેમનો પણ નાશ કરી નાંખે છે.

શારીરિક કસરતનો ઉદ્દેશ શરીરમાં ઉત્પન્ન થતા સઘળા બળને શરીરને રચવાના કામમાં યોજવાનો હોય છે; અને જ્યારે આ સઘળું બળ શરીરને રચવાના વ્યાપારમાં યોજાયલું હોય છે ત્યારે આખું શરીર નિયમિત રીતે સત્વર, અને પૂર્ણપણે નવું થયા જાય છે. આથી સ્પષ્ટ થાય છે કે ઉગ્ર કસરત અથવા ઓછી કસરત નવીકરણની ક્રિયાની પ્રતિબંધક છે.

મલ્લો મોટે ભાગે વહેલા ઘરડા થાય છે, અને જુવાનીમાં મરી જાય છે. આનું કારણ એ છે કે તેઓ હદઉપરાંત ઉગ્ર કસરત કરે છે, અથવા રસવિના યંત્રવત્ કસરત કરે છે, અથવા ઉગ્રપણે અને નીરસપણે બંને રીતે કસરત કરે છે.

પૂર્ણ રસથી કરવામાં આવતા કામમાં જે સ્નાયુઓનો ઉપયોગ થાય છે, તેમને સર્વોત્તમ કસરત થાય છે, અને તેથી સઉથી ઓછા વખતમાં તેમનું સંપૂર્ણ નવીકરણ થાય છે.

આમ છતાં, સર્વોત્તમ કસરત થાય કે ન થાય તોપણ સઘળા સ્નાયુનું નવીકરણ થાય છે, પરંતુ જ્યાં કસરત જુજ જેવી થાય છે, ત્યાં જુના પુટને સ્થાને નવા પુટને આવતાં લગભગ એક વર્ષ નીકળી જાય છે.

શરીરનું આરોગ્ય યથાર્થ રીતે સારૂં હોય છે ત્યારે હૃદય, જઠર, ફેફસાં વગેરે પ્રાણભૂત અવયવો ( vital organs ) બહુ જ થોડા સમયમાં બદલાઇને નવા થાય છે.

યથાર્થ રીતે શ્વાસોશ્વાસને કરનારા, અને તેમાં પણ માત્ર સ્વચ્છ હવાને જ શ્વાસમાં ગ્રહણ કરનાર મનુષ્યનાં ફેફસાં દર વર્ષે ત્રણ વાર નવાં થાય છે.

જ્યારે અકરાંતીયા થઇને ખાવામાં આવતું નથી, અથવા આહારના નિયમો તોડીને જઠરનો દુરુપયોગ કરવામાં આવતો નથી ત્યારે જઠર દરવર્ષે બેથી ત્રણ વાર નવું થાય છે. ઉદરના પ્રદેશમાં આવેલા બીજા અવયવો પણ એ જ પ્રમાણે વર્ષમાં બેથી ત્રણ વાર નવા થાય છે.

હૃદય, નાડીવ્યૂહ (arterial system), મગજ, અને મજ્જાશય, (nervous system) જો શરીર આરોગ્યવાળું હોય છે તો પ્રત્યેક સાઠ અથવા નેવુ દિવસે નવાં થાય છે, અને ત્વચા તો પ્રત્યેક અઠવાડીએ અથવા દશે દિવસે નવી થાય છે.

શરીરમાં આવેલાં અસ્થિને સંપૂર્ણ રીતે નવાં થતાં સર્વથી વધારે સમય લાગે છે. આ સમય સાતથી બાર માસનો, અને કોઇ વિરલ પ્રસંગમાં ચૌદ માસનો હોય છે.

જ્યારે શરીર યથાર્થ આરોગ્યવાળું નથી હોતું ત્યારે નવીકરણની ક્રિયા કંઇક ધીમી

ચાલે છે. આમ છતાં દીર્ઘ કાલથી માંદા ચાલ્યા આવતા રોગીઓનાં શરીર પણ દોઢ વર્ષ કરતાં ઓછા સમયમાં સંપૂર્ણ નવાં થાય છે.

શરીરમાં આ પ્રકારે ફેરફાર નિરંતર થયા કરવાનો કુદરતનો અચલ નિયમ છે તો હવે ઘડપણને શરીરમાં દેખા દેવાનો અવકાશ જ ક્યાં છે? નવીકરણનો આ નિયમ શરીરમાં અખંડ પ્રવર્ત્યાં જ કરે છે, અને જ્યાં સુધી મનુષ્ય જીવે છે ત્યાં સુધી સહજ ફેરફારસાથે અખંડ પ્રવર્ત્યાં કરવાનો જ. આથી મનુષ્યનું આખું શરીર સર્વદા જુવાન જ હોય છે અને એટલા માટે તેણે સર્વદા જુવાન દેખાયા જ કરવું જોઇએ, અને યૌવનનો તેને સર્વદા અનુભવ થયા જ કરવો જોઇએ.

વિશ વર્ષની ઉમર પછી શરીર, વસ્તુતઃ જેવું તે જુવાન છે તેવું જણાતું નથી, એ વાત, પૂર્વે કહ્યાપ્રમાણે સિદ્ધ કરે છે કે કુદરતના કોઈ નિયમનો મનુષ્યવડે ભંગ કરવામાં આવ્યો છે.

આ નિયમનો ભંગ કરતાં અટકવું અને તેને સંપૂર્ણ રીતે અનુકૂળ વર્તતાં શીખવું, એટલું જ માત્ર યૌવનને સ્થિર રાખવાને માટે કરવાની અગત્ય છે. સિદ્ધ થયા પછી આ વિદ્યા ઘણી જ સરળ લાગે છે, પરંતુ સિદ્ધ કરવા પહેલાં હાલની આપણી રહેવાની રીતને તથા વિચાર કરવાની રીતને કેવળ બદલી નાંખવી પડે છે.

આરંભમાં મનુષ્યે પોતે જેવો છે તેવો થતાં શીખવું જોઇએ; પોતે પોતાને જુવાન માનવાનો અભ્યાસ પાડવો જોઇએ, એટલું જ નહિ પણ તેણે અભ્યાસવડે જુવાન થવું જોઇએ, કારણ કે તે જુવાન છે જ. કુદરત રાસાયનિક ફેરફાર કરીને શરીરમાં જે યૌવનના ધર્મો પ્રકટાવે છે, તે જ ધર્મો મનુષ્યે પોતાના વિચારમાં, વાણીમાં અને ક્રિયામાં પ્રકટાવવા જોઇએ. તેણે હું જુવાન છું એવા જ ભાનથી શરીર, વાણી તથા મનના સઘળા વ્યાપાર કરવા જોઇએ.

મનુષ્યે પોતાના હલનચલનાદિ વ્યાપારોમાં યૌવનને અને યૌવનને જ પુનઃ પુનઃ દર્શાવવું જોઇએ, અને આપ્રમાણે સર્વ સ્થળે અને સર્વકાળ પોતાની ક્રિયાવડે નવીકરણને સાહાય્ય કરનારા થવું જોઇએ.

મનુષ્યનું વાસ્તવિક જીવન સર્વદા યૌવનયુક્ત છે, અને તે જ કારણથી તેના શરીરમાં જેમાં જેમાં જીવન પ્રતીત થાય છે તે સર્વ સર્વદા યૌવનયુક્ત છે. આમ હોવાથી જુવાન થવાને માટે મનુષ્યે પોતાનું જીવન વસ્તુતઃ જેવું છે તે જ પ્રમાણે વર્તવું જોઇએ. પોતાનું જીવન જે પ્રકારનું નથી, તેવી ખોટી રીતે તેણે નહિ જ વર્તવું જોઇએ, તેમ જ તેવા ખોટા વિચારો પણ તેણે નહિ જ સેવવા જોઇએ. તેણે પોતે જેવો તે છે તેવા જ થવું જોઇએ, અને પોતાના વાસ્તવિક સ્વરૂપના ભાનપૂર્વક જ પોતાનું જીવન ગાળવું જોઇએ.

તમે વસ્તુતઃ કરોડપતિ હો તો શું તમે બારણે બારણે દમડીને માટે ભીખ માગતા ફરો છો? વસ્તુતઃ જુવાન મનુષ્યે પણ ઘરડાં મનુષ્યો જેવું જીવન ગાળે છે તેવું જીવન ન ગાળવું જોઇએ, અર્થાત્ ઘરડા મનુષ્યો જેવા વિચારો કરે છે, જેવી વાણી બોલે છે, અને શરીરના જેવા વ્યાપારો કરે છે, તેવા વિચારો તેણે ન કરવા જોઇએ, તેવી વાણી ન બોલવી જોઇએ, અને શરીરના તેવા વ્યાપારો ન કરવા જોઇએ.

યૌવન કંઈ શરીરની ચામડીમાં જ રહેલું નથી. મનુષ્યના શરીરભીતર જે જીવનક્રિયા પ્રત્યેક અણુમાં ચાલે છે, અને જે પ્રત્યેક અણુને નિરંતર યૌવનયુક્ત રાખે છે, તે ક્રિયાનો

તે પરિણામ છે. આથી ચામડીઉપર ચોળવાનાં વિવિધ તેલોથી કે દવાથી તેમ જ અંદર ખાવાની વિવિધ દવાઓ કે માત્રાઓથી જુવાન થવાતું નથી.

શરીરભીતર ચાલતી આ જીવનક્રિયાનું અખંડ ભાન રાખ્યા કરવામાં યૌવનને સ્થિર રાખવાની કળા રહેલી છે. જ્યારે મનુષ્ય પોતે જેવો છે તેવો થાય છે ત્યારે આ પ્રકારનું ભાન કરનારો તે થયો હોય છે.

યૌવન અંતરમાંથી બહાર પ્રકટે છે. શરીરના પ્રત્યેક તંતુમાં જે જીવન છે, તેમાં તે રહેલું જ છે, પરંતુ અમુક નિયમનું ઉલંઘન કરીને મનુષ્ય તેને અંતરમાંથી તે જેવું છે તેવું પૂર્ણપણે બહાર પ્રકટતાં અટકાવે છે.

યૌવનને યથાર્થ રૂપમાં અને સંપૂર્ણ રીતે બહાર પ્રકટાવવાને માટે મનુષ્યે પોતાનું પોતે જેવો છે, તેવું ભાન કરવું જોઇએ. તેણે વિચારમાં વર્તનમાં અને અનુભવમાં યૌવનને જ પ્રવર્તાવવું જોઇએ, કારણ કે તે ભીતર યુવાન્ છે; અને પોતાના યૌવનનું ભાન કરવાનો મનને અભ્યાસ પડે એટલા માટે તેણે મારૂં આખું શરીર નિરંતર નવું રચાયા જ કરે છે, એ નિશ્ચયને મનનવડે અંતઃકરણમાં નિરંતર દઢાવ્યા કરવો જોઇએ.

મારૂં શરીર સર્વદા જુવાન છે, તેનો પ્રત્યેક તંતુ વસંતઋતુનાં પત્ર અને પુષ્પની પેઠે હમણાં જ નવો થયો છે, અને પ્રત્યેક તંતુ થોડાં અઠવાડીયાંપછી જતો રહીને તેને સ્થાને કેવળ નવો અને બળવાન્ તંતુ મારા શરીરમાં રહેલું સર્જનસામર્થ્ય, રચીને મૂકશે, એ મહા સિદ્ધાંતનું પોતાને સર્વદા ભાન રહે તથા તદનુસાર પોતાનું સર્વદા વર્તન થાય, એ પ્રકારનો મનુષ્યે પોતાના મનને અભ્યાસ પાડવો જોઇએ.

શરીરના અખંડ યૌવનનું નિરંતર સ્મરણ રાખવાનો મનને અભ્યાસ પાડવાથી, જે આંતર જીવનક્રિયા નિરંતર યૌવનયુક્ત છે, અને જે મનુષ્યના શરીરના પ્રત્યેક અણુને નિરંતર જુવાન રાખે છે તેનું વધારે અને વધારે ઉંડું ભાન થયા જવાનું.

યૌવનનું અખંડ ભાન રહેતાં નવીકરણના નિયમના વ્યાપારનું અખંડ ભાન રહે છે, અને આ નિયમનું અખંડ ભાન રહેતાં તેનું ઉલંઘન કરનાર કોઈ વિચાર અથવા ક્રિયા આપણાથી થતાં નથી.

નવીકરણના નિયમનું જ્યારે ઉલંઘન થતું અટકે છે ત્યારે શરીર વસ્તુતઃ જેવું જુવાન છે, તેવું જ સર્વદા દેખાય છે, અને તેવું જ તેને સર્વદા અનુભવ થાય છે; અને શરીર વસ્તુતઃ સર્વદા જુવાન છે તેથી મનુષ્ય ગમે તેટલો લાંબો સમય આ પૃથ્વીઉપર રહે છે તોપણ તે જુવાન દેખાયા કરે છે, અને પોતાની જુવાનીનો અનુભવ કર્યા કરે છે.

આ કથન બહુ અતિશયોક્તિભરેલું લાગશે, પણ યથાર્થ વિદ્યાવડે સિદ્ધ કરવામાં આવેલો તે નિર્ણય છે, અને યથાર્થ વિદ્યાના નિર્ણયો મનુષ્યના જીવનમાં જે સત્યો પ્રવર્તે છે, તેના ઉપર સ્થપાયલા હોવાથી, આ કથનને સ્વીકારવાવિના કોઇનો છૂટકો નથી.

મનુષ્યનું શરીર જુવાન છે, એ અબાધિત સત્ય છે, તેથી કરીને મનુષ્ય જેવો પોતે છે તેવો મન, વાણી અને ક્રિયાવડે થાય છે ત્યારે પ્રયત્ન કર્યાવિના તે સર્વદા જુવાન રહે છે.

(અપૂર્ણ)

# इष्टविरहिणी वृत्तिना विलाप तथा निश्चय.

પદ. ( ગોરી સાસા લગે વાકા નેન, એ લય. )

શોધું ક્યાં હું હવે મારા શ્યામ,
 વિરહાનલથી ભડ ભડ ઉર લાગે, શોધું૦
બહિર્ પ્રદેશે નાથ ન ન્યાળ્યા,
 ક્યાં છુપ્યા હૃદયના આરામ, શોધું૦
અંતર લક્ષ્યે પણ બહુ ઢુંઢ્યા,
 છૂટી જાતી હવે હામ, શોધું૦
આવી નિકટ નહિ ભેટે ત્યાં લગી,
 કરીશ હવે એક કામ, શોધું૦
હે પતિ ! હે પ્રભુ ! નાથ હે નરહરિ !
 મચવીશ ધુન અષ્ટ યામ, શોધું૦

---

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૩૫ થી )

(૫)

### મનનો સુખસાધક ભાવ.

સુખસાધક વાણીની અગત્યવિષે પૂર્વ પ્રકરણોમાં આપણે વિચાર કરી ગયા; હવે મનનો તથા શરીરનો સુખસાધક ભાવ ( attitude ) પણ તેટલો જ અગત્યનો છે, તે વિષે વિચાર કરીશું. આપણા મનનો જેવો ભાવ હોય છે, તેવો જ આપણો બહારનો દેખાવ થાય છે, અને બીજાઓના આપણા પ્રતિ જે ભાવ બંધાય છે, તે આપણા બહારના દેખાવ ઉપરથી જ વિશેષે કરીને બંધાય છે. સંપત્તિને અને સામર્થ્યને દર્શાવવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ; તો પછી નિર્ધનતા અને દુર્બળતાનો બહારનો દેખાવ દર્શાવતા શા માટે આપણે જ્યાં ત્યાં ફરવું જોઇએ ?

તમારો મનનો ભાવ અથવા વૃત્તિ કેવા પ્રકારનાં છે ? રખેને નિર્ધન થઈ જઈશું, એવા ભયથી ડરી ડરીને ખર્ચ કરવાનો તમારા મનને અભ્યાસ છે, અર્થાત્ ભયનો અને સાવધાનતાનો તમારા મનનો ભાવ છે કે શ્રદ્ધાનો અને વિશ્વાસનો તમારા મનનો ભાવ છે ? તમારી પાસે દશ રૂપૈયાની નોટ હોય છે તો વટાવવાથી તેનો તરત જ ખુરદો થઇ જશે, એવા ભયથી 'બેટા ! તુજે નહિ બટાઉં ' એમ કહેનારી તર્કટીની પેઠે, તમે તેને બને ત્યાં સુધી વટાવવાનું મુલતવી રાખો છો ? જો આમ તમે કરતા હશો તો તમારા મનનો ભાવ, ભયનો અને સાવધાનતાનો છે. શું આવો મનોભાવ, 'હું પરમેશ્વરનો પુત્ર છું ' એવું માનનાર ભક્તના ભક્તિભાવની અથવા 'હું અનંત ઐશ્વર્યસ્વરૂપ બ્રહ્મ છું ' એવી તત્ત્વભાવના કરનાર તત્ત્વસાધકના તત્ત્વાભ્યાસની વૃદ્ધિ કરનાર છે ?

તમારા ઉપયોગને માટે જે કંઇ તમે ખરીદો, અથવા જે કંઈ રાખો તે સર્વોત્તમ છે, એવી ખાતરી કરીને જ પછી ખરીદજો. સસ્તાં વસ્ત્રો અથવા બીજાઓએ વાપરેલો સામાન (second hand goods) કદી પણ ખરીદ કરતા ના. પાકા પુંઠાની ચોપડીના ચાર આના વધારે બેસતા હોય અને કાચા પુંઠાના પુસ્તકના ચાર આના ઓછા બેસતા હોય તો કાચા પુંઠાની ચોપડી કદી પણ ના ખરીદતા. અમુક માલ સસ્તામાં આવે છે, અને ચાર આઠ આનાનો ફાયદો થાય છે, એવા વિચારથી લાભકારક સોદો કદી પણ ના લેતા. પૈસા બચાવવાના વિચારથી સસ્તાની પાછળ ભૂત થઇને ભમશો નહિ. આનો અર્થ એવો નથી કે વેપારીને ધૂળજેવા માલના મોંમાગ્યા દામ આપવા, અથવા તેની ધૂર્તતાથી ઠગાવું. સસ્તો જાણીને હલકો માલ ન શોધવો, એ જ કહેવાનો ભાવ છે. સારો અને મૂલ્યવાન્ માલ ખરીદવાથી હું ગરીબ થઇ જઇશ એવા ભયથી જ મનુષ્યો મધ્યમ અને સસ્તો માલ ખરીદે છે. હવે આવો ભયનો ભાવ મનમાં પ્રકટાવીને, ઉત્તમ વસ્તુ લેતાં ડરવું, અને ઉત્તમ વસ્તુઓ ખરીદવાને અસમર્થ મનુષ્યોના વર્ગમાં ભરાવું, એ આપણને નિર્ધન કરનાર છે. આવા ભયના ભાવને મનમાં પ્રકટાવવાથી આપણું લેશ પણ હિત થતું નથી. મિથ્યા આંડંબર દર્શાવવાને માટે અને બીજાઓને ખોટો દબદબો દેખાડવાને માટે પૈસા ખરચશો નહિ, પરંતુ તમારા ઉપયોગને માટે જે વસ્તુઓ ખરીદો તે તો સર્વોત્તમ તથા સારી દેખાય, એવી જ ખરીદજો. જ્યારે બુટ ખરીદવા જાઓ, અથવા ધોતીયાં લેવા જાઓ, ત્યારે સસ્તો માલ બતાવવાનું વ્યાપારીને ના કહેતા. જે સર્વોત્તમ હોય તે જ બતાવવાનું કહેજો; અને જો તમારી પાસે એક જોડો ખરીદવાના પુરા પૈસા ન હોય તો એક ફરદ માત્ર ખરીદજો, અને બીજું ફરદ ખરીદવાના પૈસા કાલે આવી મળશે, એવો પૂર્ણ વિશ્વાસ રાખજો. સર્વોત્તમ વસ્ત્ર પહેરજો, અને સર્વોત્તમ વસ્ત્રો પહેરનાર મનુષ્યોની પંક્તિમાંના તમે છો, એવો તમારા પોતાને માટે વિચાર બાંધજો. ગરીબના જેવાં હલકા વસ્ત્રો તમે પહેરનાર છો, એવું તમારૂં તુચ્છ નિર્ધન સ્વરૂપ કલ્પનામાં પણ કદી ન જોશો. જો કલ્પનામાં તમે તમને પોતાને એવા જોશો તો બહાર પણ નક્કી તમે તેવા થવાના.

બજારમાં શાક લેવા જાઓ, અને તમારી પરવર લેવાની ઇચ્છા હોય, પણ તે મોંઘાં મળતાં હોય અને વેંગણ પૈસાનાં ત્રણ શેર મળતાં હોય કે ગવાર પૈસાનો દોઢ શેર મળતો હોય તો વેંગણ કે ગવાર કદી પણ ના લેતા. તમારી પાસે માત્ર બે આના જ હોય તો પૈસાનાં વેંગણ લેઇને સાત પૈસા, બીજા સાત દિવસ શાક લાવવા ચાલશે, એવા વિચારથી બચાવતા ના. બે આનાનાંએ પરવર લેઈ લેજો, અને કાલના શાકને માટે બીજા પૈસા કાલે આવી મળશે, એવો વિશ્વાસ રાખજો. ચોખા ખરીદો તો જાડા બે રૂપૈયે કે અઢી રૂપૈયે મણના રંગુનના ના ખરીદતા, પણ ઉંચા કમોદના કે પંખાળીના ખરીદજો. જો તમારે સમૃદ્ધિની મર્યાદામાં પ્રવેશવું હોય તો તમારે ભય અને સાવધાનતાના પ્રદેશમાંથી બહાર નીકળી જવું જ જોઈએ. મનનો ભય અને સાવધાનતાનો ભાવ છોડવો જ જોઇએ. પ્રસિદ્ધ ઇંગરસોલે એક સ્થળે કહ્યું છે કે 'તમારી પાસે માત્ર એક જ રૂપૈયો ખરચવાનો હોય તોપણ જાણે કે તે એક સુવર્ણ પાઉંડ હોય અને તમે ન ગણી શકાય એટલાં ખજાના ધણી હો તેમ તેને ખરચી નાંખજો. રાજા થઇને ભિખારીની પેઠે મારા પૈસા ખરચવા તેના કરતાં ભિખારી રહીને રાજાની પેઠે મારા પૈસા ખરચવાનું હું વધારે પસંદ કરૂં છું.' હા, પાસે ઓછા પૈસા હોય

તોપણ મનનો ભાવ રાજાજેવો રાખો, અને પ્રસંગ પડ્યે રાજાની પેઠે ખરચો. સુખસાધક વિદ્યાનું એ સૂત્ર છે. જ્યાં સુધી ભિખારીની પેઠે તમે તમારા પૈસા ખરચો છો ત્યાં સુધી રાજાની પેઠે વૈભવોઉપર તમારૂં સામ્રાજ્ય કદી પણ થવાનું નહિ. જ્યાં મનનો ભિક્ષુકભાવ હોય છે, અથવા ભિક્ષુકના જેવી કરણી હોય છે, ત્યાં નૃપત્વ કદી આવતું નથી. રાજાના જેવો મનનો ભાવ કરો, સર્વોત્તમ વસ્ત્રને ધારણ કરો, અને સર્વોત્તમ આહારને ગ્રહણ કરો.

તમારા ઘરને માટે સસ્તો ઉપસ્કર (સરસામાન) ખરીદ કરશો નહિ. તમારે પાંચસેં રૂપૈયાનો સરસામાન લેવો હોય અને તમારી પાસે માત્ર બસેં રૂપૈયા હોય તો વાપરેલો સરસામાન વેચનારની અથવા સસ્તો માલ વેચવાની દુકાને દોડી જતા નહિ. બસેં રૂપૈયાનો જેટલો ઉત્તમ સામાન આવે તેટલો ખરીદજો, અને બાકીના ત્રણસેં રૂપૈયા આવી મળશે, એવી શ્રદ્ધા રાખજો. તે તમને આવી મળવાના જ. ત્રણ ચાર સસ્તી ખુરશીઓ ખરીદવા કરતાં એક ઉત્તમ શોભાયમાન ખુરશી ખરીદજો. સસ્તી પચાસ વસ્તુઓનો અટાળો લાવીને ઘરમાં ભર્યા કરતાં પાંચ ઉત્તમ વસ્તુઓ લાવીને ઘરને શોભાવવું, એ વધારે સારૂં છે. પાંચ ઉત્તમ વસ્તુઓ જો ઘરમાં લાવીને રાખશો, તો પછી તે જ જાતનો ઉત્તમ સામાન ઘરમાં આવ્યા કરવાનો પણ પચાસ હલકી સસ્તી વસ્તુઓને લાવીને ઘરમાં ભરી નાંખવાથી અને ઘરને બેડોળ કરવાથી તમારા સઘળા વિચારો તે સામાનની હલકી ભૂમિકામાં જ ભમ્યા કરવાના, અને તમે પોતે પણ તે હલકી ભૂમિકામાં જ રહેવાના. આથી સર્વોત્તમને જ ઘરમાં આણો. હલકી સર્વ વસ્તુઓને ટાળી નાંખીને જે સર્વોત્કૃષ્ટ હોય તેને જ ખરીદો, અને જેની જેની તમારે જરૂર પડશે તે સર્વને પ્રાપ્ત કરવાનું તમારામાં સામર્થ્ય આવશે, એવી શ્રદ્ધા રાખો.

ઘણા માણસો ગાડી ખરીદવી હોય છે તો કોઇની વાપરેલી, સસ્તામાં મળે એવી શોધતા ફરે છે. ઘર લેવું હોય તોપણ કોઇનું જુનુ સસ્તામાં મળે એવું શોધે છે. કેટલાક માણસો શુક્રવારના બજારમાં આવી વાપરેલી સસ્તી વસ્તુઓના શોધમાં દર અઠવાડીએ ધક્કા ખાનારા હોય છે, અને કોઇ તેવી વસ્તુઓ ઓછામાં આવી જાય છે તો રાજી રાજી થાય છે. આ સર્વ, મનનો નિર્ધનતાના ભયથી પ્રકટનારો ભાવ સૂચવે છે. આવો ભાવ નિર્ધનતાનો પોષક અને સંરક્ષક છે.

સર્વોત્તમ વસ્ત્રોને ધારણ કરવાથી, સર્વોત્તમ આહારને ગ્રહણ કરવાથી, અને સર્વોત્તમ વસ્તુઓને ઘરમાં રાખવાથી આપણા મનનો યોગ્ય પ્રકારનો ભાવ બંધાય છે. આપણે આપણને પોતાને સર્વોત્તમ પદાર્થોના સ્વામીરૂપે, સર્વોત્તમ વસ્તુઓને જ સ્વીકારનારારૂપે, અને સર્વોત્તમ મનુષ્યરૂપે જોનારા થઇએ છીએ; અને આ પ્રકારનો આપણા મનનો ભાવ થતાં આપણામાં જે સર્વોત્તમ છે, તે ઉપર તરી આવે છે. આપણામાં શ્રદ્ધા, વિશ્વાસ અને સામર્થ્યની વૃત્તિ દૃઢ થાય છે, અને તેમ થતાં આપણો વિજય થયા વિના રહેતો નથી. આપણામાં કામ કરવાનું સામર્થ્ય છે, એ ભાવથી આપણે આપણું કામ કરીએ છીએ, અને તેથી તે ઉત્તમ પ્રકારનું થાય છે. આપણે સર્વોત્તમ થઇએ છીએ, અને આઘાત અને પ્રત્યાઘાતના નિયમપ્રમાણે જે સર્વોત્તમ હોય છે તે આપણા તરફ આકર્ષાઈ આવવા માંડે છે.

એથી ઉલટું પૈસા બચાવવાને માટે જો આપણે હલકાં વસ્ત્રો પહેરીએ છીએ, સસ્તો ખોરાક ખાઇએ છીએ, અને સસ્તી વસ્તુઓ ઘરમાં લાવીને નાંખીએ છીએ, તો આપણા મનનો સસ્તાપણાનો અને નિકૃષ્ટતાનો ભાવ બંધાય છે. હલકી અને નિકૃષ્ટ વસ્તુઓના તથા

થઈ ક્લાસમાં બેસવાના આપણે આપણને અધિકારી ગણતા થઇએ છીએ, અને તેમ થતાં આપણે આપણી પોતાની મેળે જ હલકા અને નિકૃષ્ટ થઇ રહીએ છીએ. આપણા મનમાં રમી રહેલું સસ્તાપણું અને નિકૃષ્ટતા સપાટીઉપર તરી આવે છે, અને આપણે આપણું કામ સર્વોત્તમ પ્રકારે કરી શકતા નથી. આપણામાં રહેલા સંપૂર્ણ સામર્થ્યનો ઉપયોગ કરવાને આપણે અ-સમર્થ થઇએ છીએ, અને આઘાત અને પ્રત્યાઘાતના નિયમપ્રમાણે સસ્તી અને નિકૃષ્ટ વ-સ્તુઓ આપણા તરફ આકર્ષાઈ આવવા માંડે છે. જે કંઈ સ્વીકારો તે સર્વોત્તમ જ સ્વીકારો, અને તેમ કરતાં હું હદઉપરાંત ખરચાળ અથવા ઉડાઉ થાઉં છું, એ વૃત્તિને અંતઃકરણમાં પ્રકટવા ન દો. સર્વોત્તમના સ્વીકારમાં હદઉપરાંત ખરચ કદી હોતું જ નથી.

ખરી જરૂરવિના લોકોને બતાવવા માટે, મિથ્યા આડંબરમાં તણાયા ન જવા માટે પુનઃ એકવાર ચેતવણી આપવાની અગત્ય છે. સર્વોત્તમનો અર્થ અત્યંત ડોળવાળું—દબદબાવાળું અત્યંત આકર્ષણ કરે એવું—એવો સર્વદા થતો નથી. ઉત્તમની ભૂમિકામાં અને ઉત્તમની મધ્યમાં તમારે રહેવું, એ જ તમારે કરવાનું છે, પરંતુ તમે જ સર્વોત્તમ છો, એવું લોકો-ને રખેને નહિ ખબર પડે, એવી શંકાથી તમારે તમારા સર્વોત્તમપણાનું જાહેરનામું ફેરવ-વાનું નથી. સર્વોત્તમ વસ્તુઓને જ રાખો, પરંતુ પૈસાનો તમે દુરુપયોગ કરો છો, એવું સ્પષ્ટ જણાય, એવું ન કરો. હું સારો અથવા મોટો માણસ છું, એવી જે મનુષ્ય દાંડી પીટે છે, તે સારો માણસ પણ નથી, અને મોટો માણસ પણ નથી. અતિશય ખરચાળ થઇ-ને અને જરૂરવિનાનો ઠાઠમાઠ કરીને તમારી પાસે પુષ્કળ ધન છે, એવું લોકોમાં જાહેરનામું ફેરવવાનો જો તમે પ્રયત્ન કરશો તો આખરે તમારા મનનો ભાવ હલકા પ્રકારનો છે, એ જ તમે દર્શાવી આપો છો. તમે આધ્યાત્મિક દરિદ્રતા દર્શાવો છો, અને આધ્યાત્મિક દરિદ્રતા મોડી અથવા વહેલી શારીરિક દરિદ્રતામાં પરિણામ પામ્યાવિના રહેતી નથી. જે પુરુષો સર્વોત્તમ છે, તેઓ સર્વોત્તમ વસ્તુઓને જ મેળવવા આગ્રહ રાખે છે, પણ તેઓ ખોટો આડંબર કરતા નથી, તેમ જ લોકોને ઠાઠમાઠ બતાવવાના ધાંધળમાં પડતા નથી. જે સ્વાભાવિક અને સુવ્યવસ્થ હોય છે તેનો દંભ કરવાનો આપણે પ્રયત્ન કરતા નથી; અને પોતાની પાસે સર્વોત્તમ છે, એવું દર્શાવવાનો જેઓ ભારે પ્રયત્ન કરે છે તેઓ પોતે વસ્તુતઃ ઉત્તમના વર્ગના નથી, એ જ સિદ્ધ કરવામાં વિજય મેળવે છે. સર્વોત્તમ વસ્તુઓને જ પ્રાપ્ત કરો, પણ તે બીજાઓને બતાવવાની ઇચ્છા-થી નહિ, પરંતુ સર્વોત્તમ વસ્તુઓ તમારા સ્વભાવને અનુકૂળ છે, એમ જાણીને તેમને પ્રાપ્ત કરો. અને સર્વોત્તમ વસ્તુઓને પ્રાપ્ત કરીને તમે પોતે સર્વોત્તમ થવાને કદી ચુકતા નહિ.

સર્વ પ્રકારની સર્વોત્તમ વસ્તુઓ પ્રાપ્ત કરવામાં ઉડાઉપણું છે, એવો વિચાર ખુણે-ખોચરે પણ જો તમારા મનમાં ભરાઇ રહ્યો હોય તો તેને કાઢી નાંખજો. 'આવી મૂલ્ય-વાન્ અને ઉત્તમ વસ્તુ ખરીદવાનું મારું ગજું નહિ,' એ વિચારને અંતઃકરણમાંથી સર્વદાને માટે દેશવટો આપજો. વસ્તુતઃ સર્વોત્તમકરતાં ઉતરતા પ્રકારનું ખરીદવાનું જ તમારું ગજું નથી. ગુણપાટનું બદન પહેરવાનું રાજાનું ગજું નથી, ઢાકાની મલમલનું અથવા તેથી પણ ચઢતા પ્રકારના કપડાનું વસ્ત્ર પહેરવાનું તેનું ગજું છે જ. સર્વોત્તમ વસ્તુઓ પ્રત્યેકને માટે જગતમાં જોઇએ એટલી છે, અને તમારા વાપરવાથી જો ખુટશે પડશે તો નવી મિલો અને નવાં કારખાનાં નીકળશે, અને તમને જોઇતું સર્વોત્તમ આપશે. જુના લોકોના વિચારપ્રમાણે નિર્ધનતા, અથવા પદાર્થોનો સંકોચ વેઠવો, અથવા કરકસર, એ સ્તુત્ય છે, એ વિચારની

સહજ છાયા પણ જો તમારા મનમાં રહી હોય તો તેને નિર્મૂળ કરજો. સુખમય જીવન ભોગવવાને માટે જરૂરની કેટલીક વસ્તુઓવિના ચલાવી લેવું એનું નામ આત્મસંયમ છે, અને તેને સાધવાની પ્રત્યેક મનુષ્યે અગત્ય છે, એવો વિચાર જો તમારા મનમાં હોય તો તેનો પણ તમારે નાશ કરી નાંખવો. આ બધા વિચારો નિર્વેદવાદના છે; દુઃખસાધક છે; અવિવેકી અંતઃકરણના છે; અનિર્વેદવાદમાં તેમનું સ્થાન નથી; સુખસાધક વિદ્યા સાધનારે તેમને ઓળે પણ ઉભા રહેવાનું નથી.

સંપત્તિની, આરોગ્યની, અને વૃદ્ધિની જ વાતો કર્યાં કરો, અને સર્વોત્તમને જ સર્વદા ગ્રહણ કરો. ઉદય સાધવાના કોઈ નવા પ્રસંગોમાં કામમાં આવે, એટલા માટે થોડું વધારાનું દ્રવ્ય રાખી મૂકવું, એ યોગ્ય છે, પરંતુ **आपदर्थे धनं रक्षेत्** ( ભવિષ્યમાં વિપત્તિ આવશે માટે ધનનું રક્ષણ કરી રાખવું ) એ વિચારથી ધનનો કદી પણ સંગ્રહ ન કરવો. આપત્તિના દિવસને માટે જો તમે ધનનો સંગ્રહ કરશો તો તમે તમારા આંતર મનમાં અપત્તિ આવવાના ભયના સંસ્કાર પાડો છો; ભવિષ્યમાં તમારી પોતાની નિર્બળતાના તથા ધન પ્રાપ્ત કરવાની અયોગ્યતાના સંસ્કાર પાડો છો, અને આપ્રમાણે તમે ભવિષ્યમાં વિપત્તિના દિવસને આવવાના કારણભૂત થાઓ છો. મહત્તાનાં કામો કરવાના અને જગતનું અધિક હિત કરવાના પ્રસંગો ભવિષ્યમાં તમને આવશે, અને તે પ્રસંગોનો લાભ લેવાને તમારે કેટલાક ધનની જરૂર પડવાની. આટલા માટે ધનનો સંગ્રહ કરજો, પણ બચાવવાને ખાતર નહિ. કરકસરીયા ન થશો. જે વસ્તુ જોઇએ તે વિના ચલાવી લેવું, અથવા ઉત્તમથી ઉતરતી વસ્તુ મેળવીને સંતુષ્ટ રહેવું, એ પ્રકારનો જો કરકસરનો અર્થ હોય તો એ કરકસર સદ્‌ગુણ નથી, પણ દુર્ગુણ છે. સર્વદા સર્વોત્તમ વસ્તુઓને જ મેળવો, અને તમારા અંતઃકરણને સર્વોત્તમની સાથે જ પ્રીતિવાળું કરો. આમ કરવાથી તમે સર્વદા સર્વોત્તમની પંક્તિમાં જ સ્થપાશો.

( અપૂર્ણ )

---

# दैवी प्रोत्साहन.

સામાન્ય મનુષ્યો જે કહે છે, અથવા કરે છે, તેના કરતાં અસાધારણ પ્રકારનું જ્યારે કોઈ મનુષ્ય કહે છે, અથવા કરે છે ત્યારે તે મનુષ્ય બીજા મનુષ્યોમાં તેવું કહેવાનો અથવા તેવું કરવાનો દૈવી ઉત્સાહ ઉત્પન્ન કરે છે. જ્યારે આપણે કોઈ અલૌકિકતાને જોઇએ છીએ ત્યારે જે સામર્થ્યવડે તે અલૌકિકતા ઉત્પન્ન થઇ હોય છે, તે સામર્થ્યને પ્રાપ્ત કરવાની આપણુને તીવ્ર અને આગ્રહવાળી ઇચ્છા સર્વદા પ્રકટે છે. આ ઇચ્છા આપણુને વિચારના અધિક ઉચ્ચ અને અધિક સૂક્ષ્મ પ્રદેશોમાં આકર્ષી જાય છે, આપણે જે કરતા હોઇએ છીએ તેના કરતાં અધિક કરવાનો આપણામાં વેગ પ્રકટાવે છે, અને આપણુને અધિક ઉચ્ચ થવાને, અધિક પ્રાપ્ત કરવાને તથા અધિક સિદ્ધ કરવાને પ્રેરે છે, અને આમ થતાં આપણે પૂર્વ કરતાં અધિક પ્રયત્નશીલ થઇએ છીએ.

જ્યારે આપણું મન વિચારના અધિક સૂક્ષ્મ પ્રદેશોમાં પ્રવેશે છે, ત્યારે આપણુને વધારે ઉપયોગી અને વધારે સારા વિચારો આવે છે. આથી આપણામાં અધિક સુધારો થાય છે, આપણે વધારે સારા થતા જઇએ છીએ; આપણે વધારે સારું કામ કરીએ છીએ, અને

ઉદયના માર્ગમાં આપણે વધારે આગળ પગલાં ભરીએ છીએ. અને જેમ જેમ આપણો પ્રયત્ન વધતો જાય છે, તેમ તેમ ઉદયના માર્ગમાં આપણું આગળ પ્રયાણ પણ પ્રમાણમાં વધતું જાય છે.

સુરેન્દ્રનાથ બેનરજીજેવા કોઈ મહાન્ વક્તાનું વ્યાખ્યાન શ્રવણ કરો, અથવા તો હૃદયંગમ લેખ લખવાના સામર્થ્યવાળા કોઈ પ્રતિભાશાલી પુરુષના ગ્રંથોને વાંચો. તમારા અંતઃકરણના છેક ઊંડાણમાં કોઇ દૈવી ઉત્સાહ પ્રકટેલો શું તમને નથી જણાતો ? તમારામાં રહેલી મહત્તાને બહાર કાઢવાને માટે તમારો આત્મા ઉછાળા મારતો શું તમને નથી ભાસતો ? જે ઉચ્ચ શિખરઉપર તે વક્તા અથવા લેખક રમણ કરે છે, તે ઉચ્ચ શિખરે સ્થિત થવાની—જગતમાં કંઈક મહત્વવાળું કામ કરવાની તીવ્ર અને પ્રબળ ઇચ્છા શું તમારા અંતઃકરણમાં નથી પ્રકટતી ? તમને દૈવી પ્રોત્સાહન મળ્યું છે. તમે શ્રવણ કરેલા વક્તામાં અથવા વાંચેલા લેખકમાં રહેલી પ્રતિભાએ તમારામાં રહેલી પ્રતિભાને જાગ્રત્ કરી છે, અને તમારામાં આ ફેરફાર કરી મૂક્યા છે. પૂર્વના જેવા હવે ફરીને તમે કદી થવાના નહિ. તમને ઊર્ધ્વગામી કરવામાં આવ્યા છે. કોઇ વધારે ઉચ્ચ લક્ષ્યભણી તમે એક પગલું આગળ ભર્યું છે, અને તે પ્રમાણમાં તમે વધારે મહાન્, વધારે ઉત્કૃષ્ટ અને વધારે સારા મનુષ્ય થયા છો. દૈવી પ્રોત્સાહનનો તમને સ્પર્શ થાય છે, અને જેને તેનો સ્પર્શ થાય છે, તે ઉંચે ચઢ્યાવિના રહી રહેતો જ નથી.

કોઇ ઉત્તમ સંગીતકલાવિદ્‌ને શ્રવણ કરો. તમારા અંતઃકરણમાં કેવો અનુભવ થાય છે ? પુનઃ તમારામાં ગુપ્ત રહેલી મહત્તા જાગ્રત્ થાય છે. મનુષ્યમાં ઈશ્વરત્વને સૂચવનાર સામર્થ્ય તમારા રોમેરોમમાં સ્ફુરી રહેછે, અને તે સામર્થ્યની પાંખઉપર આરૂઢ થઇને તમારો આત્મા, પોતાના ઈશ્વરત્વનું ભાન કરાવનાર પ્રદેશોમાં ઊર્ધ્વગમન કરે છે. તમારામાં નવીન ઉચ્ચ ફેરફાર થઈ જાય છે. પૂર્વે જે તમે હતા, તે હવે રહેતા નથી. તમને દૈવી પ્રોત્સાહન થયું છે. તમે ઉંચે ચઢાવાયા છો. વધારે ઉચ્ચ ભૂમિકામાં તમે આવ્યા છો.

મહા પુરુષોએ કરેલાં મોટાં કામોવિષે વાંચો. તેઓના વિશુદ્ધ ચારિત્ર્યનો, અસાધારણ સામર્થ્યનો અને ઉચ્ચ ઉદ્દેશોનો અભ્યાસ કરો. તેમણે જગતમાં જે પ્રત્યક્ષ કરી બતાવ્યું છે તે જ કરવાનું મનોરાજ્ય તમારામાં બંધાયલું તમે જોશો. તેમના જેવા જ થવાનો તમારા અંતઃકરણમાં વેગ આવેલો તમને જણાશે. ગમે તે પ્રકારે મહત્તાના અને પ્રતિભાના માનસિક સંબંધમાં તમે આવો, અને તેવી જ મહત્તા અને તેવી જ પ્રતિભા પ્રાપ્ત કરવાનું દૈવી પ્રોત્સાહન તમારામાં પ્રકટેલું તમને અવશ્ય ભાસશે. પૂર્વના કરતાં તમારો ઉદ્દેશ વધારે ઉચ્ચ થશે, પૂર્વના કરતા વધારે દૃઢ આગ્રહથી તમે પ્રયત્નશીલ થશો, અને કોઈ અધિક મહાન્ અને અધિક ઉચ્ચ ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે તમારામાં રહેલી પ્રત્યેક ગુપ્ત શક્તિ એક પછી એક, બહાર નીકળશે.

મનુષ્ય માત્રમાં મહત્તા અથવા પ્રભુતા અથવા ગુરુત્વ રહેલું છે. બીજા પુરુષોમાં રહેલી મહત્તાનો જ્યારે તમને સંબંધ થાય છે ત્યારે તમારામાં રહેલી મહત્તા જાગ્રત્ થાય છે. તે બહાર નીકળવા માંડે છે, અને જ્યારે તેનું યોગ્ય રીતે પોષણ કરવામાં આવે છે, અને યોગ્ય માર્ગમાં વાળવામાં આવે છે તો કોઇ ભાગ્યશાળી દિવસે તમે તમને પ્રતિભાના શિખરઉપર આરૂઢ થયેલા જુઓ છો. આવું થયા પછી જે જનસમુદાય ઉત્કૃષ્ટ જીવનને માટે મનોરાજ્યો બાંધે છે, તથાપિ તેની સિદ્ધિ કરી શકયો નથી હોતો તેને દૈવી પ્રોત્સાહન કરવાનો તમારો વારો આવે છે.

જ્યારે મહત્તાના વિચારથી તમે જાગ્રત્ થાઓ છો, અને મહત્તાનો નિરંતર વિચાર કર્યો કરો છો, ત્યારે તમારા પોતાના માનસ જગતમાં તમે મહત્તાને સર્જો છો. જેનો આપણે બહુ વિચાર કરીએ છીએ, તેને આપણે સર્જીએ છીએ, અને મોટું કરીએ છીએ; અને જે મનુષ્ય મહાન્ અને ઉત્કૃષ્ટની પોતાના અંતઃકરણઉપર ઉંડી અસર થવા દે છે તે મનુષ્ય મહાન્ અને ઉત્કૃષ્ટનો બહુ વિચાર અવશ્ય કરવાનો. મનુષ્યના જીવનને યથાર્થ સુખમય કરનાર આત્માના ધર્મોનો જ તેને સ્પર્શ થવાનો અને આ ધર્મો દિવસે દિવસે તેના પ્રત્યેક અણુમાં પ્રકટ થઇને જે ઉચ્ચ મનોરાજ્ય તેણે બાંધ્યું હોય છે, તેનો આ જગતમાં તેને પ્રત્યક્ષ અનુભવ કરાવે છે.

ઉત્કૃષ્ટતા, યોગ્યતા અને સામર્થ્યવાળાં સ્ત્રીપુરુષો નિરંતર આપણી મધ્યમાં હોય છે; અને આપણે જાણતા હોઇએ કે ન હોઇએ તોપણ તેઓ આપણામાં નિરંતર ઉંચા અને વધારે ઉંચા ચઢવાની પ્રબળ ઇચ્છા પ્રેર્યા કરતાં જ હોય છે. જેટલો પ્રયત્ન આપણે કરીએ છીએ અને જેવું જીવન આપણે ગાળીએ છીએ તેથી વધારે ચઢીયાતો પ્રયત્ન કરવાનો અને તેથી વધારે ચઢીયાતું જીવન કરવાનું હજી આપણે છે, એવું તેઓ આપણને ભાન કરાવ્યા કરે છે, અને આપણામાંના ઘણા આ ભાનને ઝાંખું થવા દેતા નથી અથવા તેનો નાશ થવા દેતા નથી. આ ભાન આપણા અંતઃકરણમાં રહે છે, અને પ્રયત્ન કરવાના આપણને પરોણા માર્યા કરે છે. કઠિણ પ્રસંગોમાં તે આપણને હિંમત આપે છે, અને અંધકારમાં તે આપણને પ્રકાશ દર્શાવે છે; અને જે સમય સઘળું સમાધાનથી વર્તતું હોય છે તે સમયમાં તે આથી પણ વધારે શાંતિવાળું આગળ છે એવું આપણને સ્મરણ આપવાને કદી ચુકતું નથી.

મહાપુરુષો, ગમે તે શાખામાં તેમની મહત્તા દર્શાવતા હોય છે તોપણ જગતનાં મનુષ્યોને વધારે ઉત્કૃષ્ટ થવાને, અને વધારે ઉચ્ચ ઉદ્દેશ સિદ્ધ કરવાને સર્વદા પ્રોત્સાહન કરે છે. તેઓની મહત્તા જેમ અધિક હોય છે તેમ બીજા મનુષ્યોમાં મહત્તા જાગ્રત્ કરવાનું તેમનામાં અધિક સામર્થ્ય હોય છે; અને જેમ વધારે ઉંચા તેઓ ચઢ્યા હોય છે, તેમ પ્રજા વધારે ઉંચી ચઢે છે. આથી જ એક સાચા ભક્તમાં અથવા એક ખરા તત્ત્વજ્ઞમાં બીજાના અંતઃકરણમાં ભક્તિના અથવા તત્ત્વજ્ઞાનના સંસ્કારને જાગ્રત્ કરવાનું જેટલું સામર્થ્ય હોય છે, તેટલું સામાન્ય ભક્ત અથવા સામાન્ય તત્ત્વજ્ઞમાં હોતું નથી. આવા ઉચ્ચ મહાપુરુષો જેમ આગળ માર્ગ કાપે છે તેમ પ્રજા પણ આગળ માર્ગ કાપે છે; અને જે પ્રમાણમાં આવા પુરુષોનાં કૃત્યો અને વચનોથી પ્રજામાં દૈવી પ્રોત્સાહન થાય છે, તે પ્રમાણમાં જગત્‌ના ઉદયની અભિવૃદ્ધિ થાય છે.

ઘણા મનુષ્યોના અંતઃકરણમાં જે ઉચ્ચાભિલાષાને તથા વધારે મહત્ત્વની તથા વધારે સારી વસ્તુઓ પ્રાપ્ત કરવાની તીવ્ર અને આગ્રહવાળી ઇચ્છાને ઉત્પન્ન કરે છે, તે જગત્‌ના ઉદયની અભિવૃદ્ધ સાધે છે. અને મહાપુરુષોના આચાર, વિચાર, તથા વાણી સર્વદા આમ જ કરે છે. આથી આપણે નિઃશંકપણે નિશ્ચય સ્થાપીએ છીએ કે ઉચ્ચતાને પ્રાપ્ત કરેલા મહાપુરુષોવડે અથવા ઉચ્ચતાને પ્રાપ્ત કરતા પુરુષોવડે જે પ્રમાણમાં આપણું અંતઃકરણ પ્રોત્સાહિત થાય છે, તે પ્રમાણમાં ઉચ્ચતાને પ્રાપ્ત કરવાને આપણે પ્રયત્નશીલ થઇએ છીએ. તે જ પ્રમાણે ઘણા મનુષ્યોમાં મહત્તાને પ્રાપ્ત કરવાની ઇચ્છાને જાગ્રત્ કરનાર, થોડા મહાપુરુષોમાં રહેલા સામર્થ્યવડે, જગત્‌નો સર્વ પ્રકારે અભ્યુદય થાય છે.

પૂર્વોક્ત નિશ્ચયોને સ્વીકારવાથી તથા તેમાં રહેલા મૂળ તત્ત્વને બુદ્ધિમાં યથાર્થ ઉતારવાથી આપણી ખાતરી થાય છે કે જો આપણે આપણી ઉન્નતિ વધારે વેગથી કરવી હોય તો મહાપુરુષોના મનનો જેમ બને તેમ અધિક માનસ સંગ આપણે કરવો જોઇએ. તેઓનાં વચનામૃતને શ્રવણ કરવાથી, તેઓનાં કૃત્યોની સ્તુતિ કરવાથી, તથા તેમાં રહેલી ખુબીને સમજવાથી, તેઓના લેખો વાંચવાથી તથા તેમનું મનન કરવાથી, તેઓએ સિદ્ધ કરેલા વિષયોને વિચાર કરવાથી, તેઓના ઉચ્ચ ઉદ્દેશોમાં સમભાવ ધરવાથી, અને તેઓના અનવિરત તથા અપ્રતિહત સામર્થ્યના આગળ વહેતા પુરનું ભાન કરવાનો પ્રયત્ન કરવાથી તેઓના જેવા થવાનો અને તેઓના જેવાં કૃત્યો કરવાનો આપણામાં અલૌકિક ઉત્સાહ પ્રકટે છે, અને આ અલૌકિક ઉત્સાહના નિરંતર થતા આમંત્રણનો જો આપણે સ્વીકાર કરીએ છીએ તો કોઈ દિવસ આપણે પણ મહાપુરુષોજેવા જ થઇએ છીએ, અને તેમના જેવાં કૃત્યો કરીએ છીએ. જે થોડા પુરુષોએ સાધ્યું હોય છે, તે સઘળા જ સાધી શકે છે. માનવજીવનનો આ નિયમ અત્યંત સત્ય અને અચલ છે; અને આ નિયમનું આપણે કદી પણ વિસ્મરણ ન કરવું જોઇએ.

દૈવી પ્રોત્સાહનને માટે મહાપુરુષોપ્રતિ આજે આપણે અભિમુખ થઇએ છીએ. તેમણે સિદ્ધ કરેલાં ચમત્કારિક સામર્થ્યો તથા કૃત્યો જોઇને આજે આપણા અંતઃકરણમાં તેવું જ સિદ્ધ કરવાનો ઉત્સાહ પ્રકટે છે. કાલે કદાચ એવો દિવસ આવશે કે જગત્ પ્રોત્સાહનને માટે આપણા પ્રતિ અભિમુખ થશે. કાલે કદાચ આપણે જ તેવા અથવા તેથી પણ ચઢતાં ચમત્કારિક સામર્થ્યો તથા કૃત્યો સિદ્ધ કર્યાં હશે, કાલે આપણે જ કદાચ હજારોને નીચેથી ઉંચે લઈ જઇશું, અને લાખોને વધારે સારી વસ્તુઓને માટે પ્રયત્નશીલ થવાનો વેગ અર્પીશું. આપણાથી ઉચ્ચ ભૂમિકામાં સ્થિત પુરુષોવડે જેમ આપણે પ્રોત્સાહિત થઇએ છીએ તેમ આપણાથી નીચી ભૂમિકામાં સ્થિત મનુષ્યોમાં ઉત્સાહ પ્રકટાવવાનું આપણામાં સામર્થ્ય આવે છે. અને દૈવી પ્રોત્સાહન જ જગતની ઊર્ધ્વગતિ સાધે છે.

મહાપુરુષોના સંગને અર્થાત્ સત્પુરુષોના યથાર્થ સમાગમને—માનસ સંબંધને—મોક્ષના ચાર દ્વારપાળોમાંનો એક મુખ્ય દ્વારપાળ શાથી ગણ્યો છે, તે હવે તમને સ્પષ્ટ થયાવિના નહિ જ રહ્યું હોય.

---

## ભોંયશીંગના દાણા અથવા મગફળી એ અત્યંત પૌષ્ટિક આહારનો પદાર્થ છે.

આપણા લોકો ભોંયશીંગના દાણાને અથવા મગફળીને ઉપવાસના દિવસોમાં ફળાહારતરીકે વાપરે છે. તે વાયડા છે, અને પચવામાં ભારે છે, એમ ઘણાનું માનવું છે, અને હાલ જે રીતે તેનો ઉપયોગ કરવામાં આવે છે, તે રીતે તે દુર્જર અને વાતુલ જણાય એમાં આશ્ચર્ય નથી. આમ છતાં તેમાં રહેલાં પૌષ્ટિક તત્ત્વોનો શાસ્ત્રીય રીતે વિચાર કરતાં બળ આપવામાં તથા શરીરને પુષ્ટ કરવામાં તેના જેવો ભાગ્યે જ બીજો કોઇ આહારનો પદાર્થ હશે. પશ્ચિમની પ્રજાઓમાં માંસના પ્રતિનિધિતરીકે મગફળીનો જ વિશેષ ઉપયોગ હાલમાં થાય છે, અને સંભાળથી તેનો ઉપયોગ કરનારને માંસાહારના સર્વ લાભ થાય છે, એટલું જ નહિ, પણ માંસાહારથી જે વિવિધ હાનિ થાય છે, તેમાંની એક પણ થતી નથી.

ઉપવાસના દિવસોમાં આપણા લોકો ઘી અને ખાંડ ભેળવીને મગફળીના લાડુ કરીને ખાય છે, અને તે પણ પ્રમાણથી અધિક ખાય છે, માટે જ તે વાયુ કરનાર તથા પચવામાં ભારે છે, એવો આપણા લોકોને અનુભવ થયો છે;

પશ્ચિમના આરોગ્યવિદ્યાના પ્રવર્તકો મગફળીનો આહારના મુખ્ય પદાર્થતરીકે ઉપયોગ કરવાની પુષ્કળ ભલામણ કરે છે. અમેરિકાની પ્રજામાં હાલ મગફળી દર વર્ષે ૮૦૦૦૦૦૦ ( એંશી લાખ ) મણ ખપે છે, અને તેના એક કરોડ ડોલર ઉપજે છે. તે લોકો મગફળીના વિવિધ પદાર્થો બનાવે છે, તથા આહારના વિવિધ પદાર્થોસાથે તેનો સંયોગ કરે છે. ખાસ બનાવેલી ઘંટીઓમાં તેઓ તેનો દળીને માવો કરે છે, અને માવાને માખણને બદલે વાપરે છે. કેટલાક લોકો આ માવામાં પાણી ભેળવીને તેને દુધની જગાએ વાપરે છે. તેના લોટનાં બનાવેલાં બિસ્કીટ ( પુરી ) અત્યંત પૌષ્ટિક છે, એવી જર્મન સરકારને ખાતરી થવાથી જર્મન લશ્કરને ખોરાકમાં નિયમિત રીતે તે આપવામાં આવે છે.

મગફળીનું વળી તેલ કાઢવામાં આવે છે, અને ઓલાઇવના તેલની જગાએ તેનો ઘણીવાર ઉપયોગ કરવામાં આવે છે. આ તેલનો ઔષધતરીકે હિંદુસ્તાનના કેટલાક ભાગમાં, યુરોપમાં તથા બ્રાઝિલમાં ઉપયોગ કરવામાં આવે છે. કાપડને દાબવામાં મિલોવાળા પણ ઘણે સ્થળે તેનો ઉપયોગ કરે છે. સાબુ બનાવવામાં તેમ જ સાંચામાં પૂરવામાં યુરોપમાં તે મોટા પ્રમાણમાં વપરાય છે. કેટલેક સ્થળે દીવા કરવામાં પણ તેનો ઉપયોગ થાય છે.

મગફળીના શેકેલા દાણાકરતાં કાચા દાણામાં વધારે પોષણ રહેલું હોય છે, અને કાચા ખાવાનો અભ્યાસ પડ્યા પછી શેકેલાકરતાં તે વધારે સ્વાદિષ્ટ થતા રુચિકારક જણાય છે. શેકેલા દાણામાં જે સ્વાદ જણાય છે, તે સ્વાભાવિક નથી પણ કૃત્રિમ છે. ટેવ પડી જવાથી જ તેમાં આપણને સ્વાદનું ભાન થાય છે. પરંતુ મગફળીનો ખરો સ્વાદ અનુભવવાને માટે તેમ જ તેમાં રહેલાં પૌષ્ટિક તત્ત્વોનો સંપૂર્ણ અનુભવ કરવાને માટે આપણે તેને શેક્યા વિના અથવા ચુલે ચઢાવ્યાવિના કાચા જ ખાવા જોઇએ. ખરૂં છે કે શેકેલા અથવા રાંધેલા દાણાકરતાં કાચા દાણાને વધારે ચાવવા પડે છે, પણ એથી તો ઉલટો અધિક લાભ થાય છે. કાચા દાણાને પૂરેપૂરા ચાવ્યાવિના ગળે ઉતારી દેવામાં આવે છે, તો પચનક્રિયા બરાબર થતી નથી. પરંતુ સઘળા જ આહારના પદાર્થો પૂરેપૂરા ન ચાવવાથી એવો જ પરિણામ આવે છે. એથી ઉલટું સારી રીતે ચાવેલા કાચા મગફળીના દાણા અત્યંત સહેલાઇથી પચી જાય છે. તે કદી પણ વાયુ કરતા નથી, તેમ ભારે પડતા નથી.

કાચા દાણા ખાવાનો અભ્યાસ પડ્યા પછી શેકેલાકરતાં તમે સર્વદા કાચાને જ વધારે પસંદ કરવાના; અને જે પદાર્થમાં આપણને વધારે સ્વાદ જણાય છે, તેનું પોષણ આપવાનું સામર્થ્ય વધે છે, એવો નિયમ હોવાથી, કાચા દાણા ખાવાથી તેના પૌષ્ટિક ગુણમાં ઉલટો વધારો થાય છે. કાચા દાણા ખાનારે તેના ઉપરનાં લાલ છોડાં કાઢી નાંખ્યા પછી તે ખાવા જોઇએ, અથવા બંધકોશ હોય તો છોડાંસાથે ખાવા જોઇએ. કેટલાક મનુષ્યો મગફળીના દાણાને જરા મીઠાવાળા કરીને ખાય છે, પણ આમ કરવાની બિલકુલ જરૂર નથી. કુદરતે મગફળીમાં જે જે તત્ત્વો, તથા સ્વાદ જોઇએ તે મુકી દીધા હોય છે, અને તેથી તેમને વધારે સ્વાદિષ્ટ કરવા માટે આપણે આપણું ડહાપણ ઉમેરવાની કશી જ જરૂર નથી.

મગફળીમાં કેટલું પોષણ રહ્યું છે, તે નીચે લખીએ છીએ. તેથી બુદ્ધિમાનને જણાશે કે બીજા પૌષ્ટિક ગણાતા એક શેર આહારના પદાર્થમાં જેટલા પૌષ્ટિક અણુઓ રહેલા છે તેના કરતાં એક શેર મગફળીના દાણામાં વધારે રહેલા છે.

| | એક શેરમાં રહેલા પૌષ્ટિક અણુઓ |
|---|---|
| તર ઉતારી લીધેલા દુધમાં ... ... ... ... | ૯૮.૨ |
| તર ઉતારી લીધેલા પનીરમાં ... ... ... ... | ૮૭૦.૦ |
| સાધારણ દુધમાં ... ... ... ... ... | ૧૪૫.૫ |
| ડુક્કરના માંસમાં ... ... ... ... ... | ૧૨૫૭.૭ |
| માખણમાં ... ... ... ... ... | ૧૧૮૬.૩ |
| બળદના માંસમાં ... ... ... ... ... | ૫૨૯.૯ |
| ગાયના માંસમાં ... ... ... ... | ૫૩૦.૯ |
| વટાણામાં ... ... ... ... | ૭૭૮.૬ |
| બટાકામાં ... ... ... ... ... | ૧૩૬.૨ |
| રાઇ ( Ryo ) નામના અનાજમાં ... ... ... | ૬૦૩.૬ |
| ચોખામાં ... ... ... ... ... ... | ૫૩૪.૬ |
| મગફળીમાં ... ... ... ... ... ... ... | ૧૪૨૫.૦ |

ગાયના માંસકરતાં મગફળીમાં લગભગ ત્રણગણાં વધારે પૌષ્ટિક તત્ત્વો રહ્યા છતાં એવો કોણ બુદ્ધિહીન હોય કે હવે પોષણને માટે મગફળીને ત્યજીને માંસાહારમાં પ્રીતિ ધરે ? વળી શેર માંસકરતાં શેર મગફળી કેટલી સસ્તી હોય છે, તેનો જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે માંસાહાર કરનારને પોતાના ઉડાઉપણાનો તિરસ્કાર થયા વિના રહેતો નથી. આ વિના મગફળીના દાણામાં માંસકરતાં બીજા જે ઉત્તમ ગુણો રહ્યા છે, તેનો વિચાર કરતાં મગફળીને ત્યજીને માંસમાં પ્રીતિ ધરવી, એ સોનું ત્યજીને પીતળમાં પ્રીતિ ધરવા તુલ્ય છે. અમેરિકાનું ખેતીવાડીનું ખાતું મગફળીમાં નીચે પ્રમાણે પૌષ્ટિક તત્ત્વો રહેલાં છે, એવું પ્રસિદ્ધ કરે છેઃ

| | સેંકડે કેટલા ટકા. |
|---|---|
| પાણી ... ... ... ... ... ... | ૧૦.૮૮ |
| રાખ. ... ... ... ... ... ... | ૪.૨૬ |
| પ્રોટીન. ... ... ... ... ... ... | ૩૫.૩૭ |
| રેસા. ... ... ... ... ... ... | ૨.૬૬ |
| નાઇટ્રોજન ( છુટું ) ... ... ... ... ... | ૧૯.૩૩ |
| ચરબી. ... ... ... ... ... ... | ૫૫.૩૭ |
| નાઇટ્રોજનવાળા પદાર્થો. ... ... ... | ૫.૫૦ |

ઉપરના કોષ્ટકથી જણાશે કે મગફળીમાં માંસને ઉત્પન્ન કરનાર પ્રોટીન ( Protein ) તત્ત્વ તેમ જ ઉષ્ણતા તથા બળને ઉત્પન્ન કરનાર ચરબી નામનું તત્ત્વ ઘણા મોટા પ્રમાણમાં રહ્યું છે. કોઈ પણ પ્રકારના પૌષ્ટિક ખોરાકમાં આ બે તત્ત્વો જ મુખ્ય હોય છે, તેથી મગફળી કેટલો પૌષ્ટિક ખોરાક છે, તે સહજ સ્પષ્ટ થાય છે.

આમ છતાં એકલી જ મગફળી ખાઇને મનુષ્યે હમેશાં રહેવું, એવું કહેવાનું આ લેખનું તાત્પર્ય નથી. કોઈ પણ ખોરાકમાં પોષણનાં સંપૂર્ણ તત્ત્વો હોતાં નથી, અને તેથી વિવિધ પ્રકારનાં અનાજ, શાક, ફળ તથા મેવા આપણે ખાવાની જરૂર હોય છે. મગફળીને

આપણા આહારના પદાર્થોમાં એક અગત્યના પદાર્થતરીકે પ્રસંગોપાત્ત સ્વીકારવો એ જ કહેવાનું તાત્પર્ય છે. ફળ, શાક, તથા અનાજની સાથે મગફળીનો ઉપયોગ કરવાથી મનુષ્ય ઉત્તમ આરોગ્યનો અનુભવ કરી શકે છે.

મગફળી પ્રત્યેક મનુષ્ય કેટલી ખાવી, તેનો નિર્ણય પ્રત્યેક પોતપોતાની પ્રકૃતિનો નિર્ણય કરી, કરી લેવો સખ્ત શારીરિક મહેનત કરનાર જ્યારે અર્ધો શેર સહેલાઇથી પચાવી શકે છે ત્યારે મગજની મહેનત કરનાર પા શેરને પણ પચાવવા અસમર્થ હોય છે. આથી તેવા મનુષ્યોએ અધોળથી શરૂ કરવું અને તે સારી રીતે પચે તો પછી એકેક તોલો વધારતા જઈ પા શેર સુધી ચઢવું. આથી અધિક વધવાની જરૂર નથી. આની સાથે રોટલી, ફળ, શાક વગેરે બીજા પદાર્થો ખાવા. હંમેશા સ્મરણમાં રાખવું કે વધારે પ્રમાણમાં ખાવું તેના કરતાં ઓછા પ્રમાણમાં ખાવું એ વધારે લાભકારક છે. ઓછું ખાવાથી કોઇ કદી માંદો પડતો નથી, અથવા મરતો નથી, પણ પ્રમાણથી વધારે ખાવાથી હજારો મનુષ્યો માંદા પડે છે, તથા મરે છે.

મગફળીમાં જેમ પૌષ્ટિક તત્ત્વો વધારે રહેલાં છે, તેમ તેનામાં બીજા પણ કેટલાક ગુણ છે. જ્યારે બીજા પાક, જે જમીનમાં તેમને કરવામાં આવ્યા હોય છે, તે જમીનને નિઃસત્ત્વ કરે છે, ત્યારે મગફળીને જે જમીનમાં કરવામાં આવી હોય છે, તે જમીનને તે વધારે સત્ત્વવાળી કરે છે. આનું સવિસ્તર કારણ લખવાનો આ પ્રસંગ નથી, તોપણ એટલું જ કહેવું બસ થશે કે જમીનની ફળદ્રુપતા તેમાં રહેલાં નાઇટ્રોજનનાં તત્ત્વોઉપર વધારે આધાર રાખે છે. હવે જમીનમાં રહેલાં આ તત્ત્વો, એક મગફળીવિના બીજા સઘળા પાકો, જમીનમાંથી ચુસી લે છે, અને મગફળી તો હવામાંથી આ તત્ત્વને પોતાનાં મૂળપર્યંત ચુસે છે, અને પોતાની આજુબાજુની સઘળી જમીનમાં તે તત્ત્વને વિસ્તારે છે. આથી જે જમીનમાં મગફળી વાવી હોય છે તે જમીનમાંથી નાઇટ્રોજન તત્ત્વ ઘટવાને બદલે ઉલટું વધે છે.

મગફળીના ઝીણા દાણાકરતાં મોટા દાણામાં વધારે પોષણ રહ્યું હોય છે. માટે તેનો ઉપયોગ કરવા ઇચ્છનારે મોટા દાણા વાપરવા, તેનાં છોડાં કાઢી નાંખવાં અને તેને સારી પેઠે ચાવીને કાચા ખાવા. સાંજના ભાગમાં મગફળી ખાવાકરતાં સવારના ભોજનસમયે ખાવી એ વધારે લાભકારક છે.

---

# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૫૩ થી )

પોલિસનાં મનુષ્યો ગયા પછી યોગિની મારી પાસે આવી, પાસે પડેલી એક ખુરશી ઉપર બેઠી, અને મારા પ્રતિ વાંત્સલ્યયુક્ત દૃષ્ટિ નાંખી બોલી, યોગસામર્થ્યનો આ લોકોના આગળ આ પ્રકારનો વિલાસ કરવાની મારી લેશ પણ ઇચ્છા ન હતી, પણ તે લોકોએ તેવું વર્તન કરવાની મને બળાત્કારથી ફરજ પાડી છે. સત્તાના મદમાં ઉન્મત્ત થઇ તેઓ મને કેદ કરવા આવ્યા હતા. પણ શારીરિક બળકરતાં ચઢીયાતાં અનેક પ્રકારનાં બળ હોય છે, તેની તેઓને ખબર નથી. હવે હાલ તો આ પીડા ટળી છે, માટે તમારે અંતઃકરણને વ્યર્થ દુઃખી કરવાનું પ્રયોજન નથી.

મેં મનને સમાધાનમાં સ્થાપતાં કહ્યું, પણ આ સરકારનો ઉપાધિ આટલેથી જ પતશે, એમ શું આપને લાગે છે?

તે બોલી, હવે અધિક ઉપાધિનો સંભવ નથી, માટે નિશ્ચિંત રહો, અને તમારા કર્તવ્યમાં યોજાઓ. જે સત્તાથી અત્યાર સુધી આપણે આપણું રક્ષણ કરવાને સમર્થ થયાં છીએ, તે જ સત્તાથી, ભવિષ્યમાં પણ જો કદાચ ફરી ઉપાધિ જાગશે તો આપણે આપણું રક્ષણ કરી શકીશું. આ હૃદયશૂન્ય મનુષ્યોની પાસેથી ન્યાય મળવાનો અસંભવ જણાયાથી જ આપણા વિશેષ બળનો આપણે ઉપયોગ કરવો પડ્યો છે. આ સત્તાધારી મનુષ્યો કોઇ સ્થળે પાછા પડતા ન હોવાથી જ્યાં ત્યાં ડંગોરાનો જ ઉપયોગ કરે છે, અને વિકરાળ હિંસ્ર પશુઓની પેઠે જેનું રક્ષણ કરવાને તેમને નિયોજવામાં આવ્યા છે, તેમનું જ તેઓ ભક્ષણ કરવાને ટાપી રહે છે. તેઓનું ચાલ્યું હોત તો આજે તેઓ મારો પ્રાણ લીધાવિના છોડત નહિ. આવા હૃદયશૂન્ય મનુષ્યોની સાથે, મેં જે વર્તન ચલાવ્યું છે, તેથી ભિન્ન પ્રકારનું વર્તન નકામું છે. તામસ મનુષ્યો વિવેકવાળા વર્તનથી દબતા નથી. તેઓ લાકડી લેઇને આપણને મારવા આવે તે સમયે જો તેમના પગમાં આપણે માથું મૂકીએ તો આપણા માથામાં તેઓ લાતો ઠોકી દે છે. તેઓ લાકડી લેઇને આપણને મારવા આવે ત્યારે તેમના સામો કુહાડો લેઇને ઉઠવાથી જ તેઓ દબે છે. તેઓનામાં સત્ત્વનો કંઇક અંશ હોત તો હું તેમની સાથે જૂદા પ્રકારનું વર્તન ચલાવત, પરંતુ તેમના હૃદયમાં ગાઢ તમસ્ પ્રવર્તતો હોવાથી, હિંસ્ર પશુની સાથે જેવું વર્તન ચલાવવું જોઇએ, તેવું મેં તેમની સાથે ચલાવ્યું છે.

મેં પૂછ્યું, આ લોકોનામાં સત્ત્વગુણ નહિ જ હોય શું?

તેણે કહ્યું, પ્રત્યેક મનુષ્યમાં સત્ત્વગુણ તો હોય જ છે, અને એ નિયમે તેમનામાં પણ છે, પરંતુ દીર્ઘકાળના રાજસ તામસ અસદ્વર્તનથી તેમના હૃદયમાં તે દબાઇ ગયો છે. કોઇ ક્ષણે તે સહજ ઉપર તરી આવે છે, પણ રજસ્તમસ્‌નો ગાઢ અંધકાર તેના ઝાંખા પ્રકાશને ખાઇ જાય છે, તેનું પોષણ થતું નથી, અને તેથી તે જરા ચમકીને પાછો તળેના ભાગમાં ઉંડો ઉતરી જાય છે.

મેં પૂછ્યું, તેમનાં અંતઃકરણની આવી સ્થિતિ શાથી થઇ હશે?

તેણે કહ્યું, એક જન્મના અયોગ્ય વર્તનથી આવી સ્થિતિ થઇ હોતી નથી, પણ અનેક જન્મમાં કરવામાં આવતા અસદ્વર્તનથી અંતઃકરણની આવી અંધકારમય સ્થિતિ થાય છે. તેઓ રાત્રિદિવસ એવી કૃતિ કરે છે કે તેમના સત્ત્વગુણને જરા પણ પોષણ મળતું નથી, પણ ઉલટું રજસ્, અને તમસ્ ગુણને જ અધિક પોષણ મળે છે. તેમનામાં રહેલો સત્ત્વગુણ કેટલોક સમય વારંવાર ઉપર આવી સન્માર્ગમાં વળવા તેમનામાં ઇચ્છા પ્રકટાવે છે, પરંતુ અયોગ્ય સંગાદિને લીધે તે ઇચ્છા મનમાં પ્રકટીને મનમાં જ શમે છે. આમ વારંવાર તે ઇચ્છાનો અનાદર થવાથી પછી તે ઇચ્છાનું સ્ફુરણ ઓછું થતાં થતાં આખરે બંધ પડી જાય છે, અને તે મનુષ્યના પશુસ્વભાવનું જ અધિક પ્રાબલ્ય થાય છે. ઘણા જન્મોમાં ઘણી કસોટીઓ અને ઘણાં દુઃખોના અનુભવને અંતે સત્ત્વગુણને બહાર નીકળવાનો પાછો યોગ આવે છે, અને તે સમયે આવાં મનુષ્યોનું સન્માર્ગમાં વળવું થાય છે. આથી સુખેચ્છકે સત્ત્વગુણની જ્યોતિને ઝાંખી પડવા દેતાં બહુ સાવધાનતા સેવવાની જરૂર છે. સન્માર્ગમાં વળવાની જ્યારે જ્યારે અંતઃકરણમાં ઇચ્છા પ્રકટે ત્યારે તેને સત્ત્વગુણની જ્યોતિનું કિરણ જાણીને તેને દાબી ન દેતાં અનુસરવું. આમ કરવાથી સત્ત્વગુણ ઉપર આવે છે, અને

દિવસે દિવસે વૃદ્ધિ પામે છે. પરંતુ આમ નહિ કરતાં જો રાજસતામસ ક્રિયાઓમાં જ મનુષ્ય આનંદ માને છે, અને પોતાના જાતિબંધુઓસાથે અન્યાય ભરેલું વર્તન કરવામાં અને તેમને પીડવામાં જ પ્રસન્નતાને સેવે છે, તો અલ્પ સમયમાં તેના અંતરમાં રહેલી સત્ત્વજ્યોતિ તેના પ્રકાશનું કિરણ ઉપર ન આવે એટલી ઉંડી ઉતરી જાય છે, અને મનુષ્યના રૂપમાં તે મનુષ્ય દેખાતો છતાં પણ વિકરાળ પશુજેવો જ થઈ રહે છે.

મેં કહ્યું, આવા મનુષ્યોની સંખ્યા જગતમાં બહુ મોટી નહિ હોય.

તેણે કહ્યું, ઉલટું આવા પુષ્કળ મનુષ્યો વ્યવહારમાં જ્યાં ત્યાં જોવામાં આવે છે. તેમનામાં સત્ત્વજ્યોતિ કેટલી ઝગઝગે છે, તે તેમના ખોટા દંભને લીધે સામાન્ય મનુષ્યોને સમજાતું નથી, પણ જેઓને તે જોવાની આંતર દૃષ્ટિ પ્રાપ્ત હોય છે, તેઓને તે તત્કાળ સમજાય છે. જેનામાં સત્ત્વજ્યોતિ ઝગઝગે છે, તે પ્રતિદિન સન્માર્ગમાં આગળ અને આગળ વધ્યા જ જાય છે. ગયે વર્ષે તે જેવો હોય છે તેવો આ વર્ષે હોતો નથી, અને આ વર્ષે જેવો હોય છે, તેવો આવતે વર્ષે રહેતો નથી. તેનું અંતઃકરણ સર્વદા ઉચ્ચકળાને ધારણ કરતું જાય છે. પણ વ્યવહારમાં તમે મનુષ્યોના મોટા ભાગને જુઓ. તેઓ પાંચ અથવા દશ વર્ષઉપર જેવા હોય છે તેવા જ આજે જોવામાં આવે છે, અને આજે જેવા હોય છે, તેવા બીજાં પાંચ અથવા દશ વર્ષ વીત્યા પછી પણ જોવામાં આવે છે. તેમનું અંતઃકરણ પ્રતિદિન ઉંચી કળાને પામ્યા કરતું હોય, એવું તેમના શરીરઉપરથી, વાણીઉપરથી કે વર્તનઉપરથી જોવામાં આવતું નથી. તેઓ કદાચ પોપટીયા જ્ઞાનને પ્રાપ્ત કરીને બહુ વાચાળ થયા હોય છે, પણ આવું વાચાળપણું તે કંઈ સત્ત્વની વૃદ્ધિનું સૂચક નથી. સ્થૈર્ય, ધૈર્ય, શમ, દમ, અંતઃકરણનો અદ્ભુત પ્રકાશ, ભૂતમાત્ર ઉપર નિઃસીમ પ્રેમ, એમાંનું કંઈ જ તેમનામાં જોવામાં આવતું નથી. ઉલટું તેમનો ગાઢ પરિચય કરી જોતાં તેઓ વધારે ખળ થયેલા અનુભવમાં આવે છે. તાત્પર્ય એ કે ખરા સાત્વિક મનુષ્યોનો પણ આજે જગતમાં બહુ તોટો છે.

મેં પૂછયું. પેલા પોલિસ અમલદારની ગોળીઓને આપના શરીરમાં પ્રવેશતિ આપ શી રીતે અટકાવી શક્યા ?

તેણે કહ્યું, લોકો જેને 'જડ દ્રવ્ય' કહે છે, એવું જડ આખા બ્રહ્માંડમાં કંઇ જ નથી. આપણી ચર્મચક્ષુને જણાતા અથવા ન જણાતા સઘળા પદાર્થો નિરંતર ગતિવાળા હોય છે, અર્થાત્ જે અણુઓના તેઓ બનેલા હોય છે, તે અણુઓ નિરંતર ગતિને કરતા હોય છે. પાષાણના અથવા લોખંડના અણુઓ આપણને સ્થિર દેખાય છે, પણ વસ્તુતઃ તેઓ તેવા નથી. તેઓ નિરંતર ગતિ કર્યા જ કરે છે. આખા બ્રહ્માંડના સઘળા પદાર્થો આ રીતે નિરંતર ગતિમાં હોય છે. આ ગતિને હાલનું વિજ્ઞાન કંપ અથવા આંદોલન ( vibration ) કહે છે. કેટલાક પદાર્થોના અણુનાં આંદોલનો વધારે વેગવાળાં હોય છે, અને કેટલાકનાં ઓછા વેગવાળાં હોય છે. જેમનાં આંદોલનો ઓછા વેગવાળાં હોય છે, તે પદાર્થો ઘન હોય છે, અને જેમનાં આંદોલનો વધારે વેગવાળાં હોય છે, તે પદાર્થો સૂક્ષ્મ હોય છે. લોખંડ અને પાષાણના અણુનાં આંદોલનો ઓછા વેગવાળાં હોવાથી તેઓ ઘન હોય છે, અને પાણીના અણુનાં આંદોલનો વધારે વેગવાળાં હોવાથી તે લોખંડ અને પાષાણકરતાં સૂક્ષ્મ છે. પાણીકરતાં વાયુનાં આંદોલનો વધારે વેગવાળાં છે, અને તેથી પાણી વાયુકરતાં ઘન છે, અને વાયુ પાણીકરતાં સૂક્ષ્મ છે. વીજળીનાં આંદોલનો અત્યંત વેગવાળાં હોવાથી તે વાયુકરતાં

અત્યંત સૂક્ષ્મ છે. હવે જે પદાર્થનાં ઓછાં વેગવાળાં આંદોલનો હોય છે, તે પદાર્થ વધારે વેગવાળાં આંદોલનોવાળા પદાર્થમાં સહજ યત્નથી પ્રવેશી શકે છે. પાષાણને જળમાં પ્રવેશવું કઠિન પડતું નથી, કારણ કે પાષાણનાં આંદોલનોકરતાં જળનાં આંદોલનો વધારે વેગવાળાં છે. તરવાર આપણા શરીરમાં પ્રવેશી શકે છે, કારણ કે તરવારનાં આંદોલનોકરતાં આપણા શરીરનાં આંદોલનો વધારે વેગવાળાં હોય છે. તરવાર આપણા શરીરને જેટલી ઝડપથી કાપે છે, તેટલી ઝડપથી પાષાણને કે લોખંડને કાપી શકતી નથી, કારણ કે આપણા શરીરનાં આંદોલનો જેટલા વેગવાળાં છે, તેટલા વેગવાળાં પાષાણનાં અને લોખંડનાં આંદોલનો નથી. તાત્પર્ય એ છે કે જેમ આંદોલનો ઓછા વેગવાળાં હોય છે, તેમ તે પદાર્થ ઘન હોય છે, અને જેમ આંદોલનો વધારે વેગવાળાં હોય છે, તેમ તે પદાર્થ સૂક્ષ્મ હોય છે. આ પ્રકારનો નિયમ હોવાથી જ્યાંસુધી મારા શરીરનાં આંદોલનોનો વેગ બંદુકની ગોળીનાં આંદોલનોના વેગકરતાં વધારે હોય ત્યાં સુધી બંદુકની ગોળી તેમાં પ્રવેશી શકે છે, પરંતુ બંદુકની ગોળીનાં આંદોલનકરતાં તેનો વેગ જો ઓછો કરવામાં આવે તો મારૂં શરીર ગોળીકરતાં વધારે ઘન થવાથી ગોળી તેમાં પ્રવેશી શકે નહિ. આ નિયમનું મને જ્ઞાન હોવાથી જેમ જ આંદોલનોના વેગને કેવી રીતે ઘટાડવો તથા વધારવો, એ યુક્તિને મેં સિદ્ધ કરેલી હોવાથી જ્યારે મારા ઉપર ગોળી છોડવાનો નિશ્ચય કરવામાં આવ્યો ત્યારે મને સિદ્ધ યુક્તિવડે મેં મારા શરીરનાં આંદોલનોનો વેગ ગોળીનાં આંદોલનોના વેગકરતાં ઘણો જ ઘટાડી દીધો હતો. આથી નરમ ધાતુને સખત ધાતુની સાથે પછાડવાથી જેમ નરમ ધાતુ ચપટી થાય છે, તેમ ગોળીકરતાં વધારે ઘન થયેલા મારા શરીરસાથે ગોળીઓ અફળાવાથી તેઓ ચપટી થઇ ગઇ હતી. હાલ મારા શરીરનાં આંદોલનોનો જેટલો વેગ છે, તેના કરતાં મેં તેને ઘણો વધાર્યો હોત તો ગોળીઓ મારા શરીરની આરપાર નીકળી ગઈ હોત, અને કદાચ જોડેના ઓરડામાં કોઈ ફરતુંહરતું હોત તો તેને વાગી બેઠી હોત; પરંતુ આંદોલનોનો વેગ ઓછો કરવાથી તેઓ મારા શરીરને ભેદ્યા વિના તેને અથડાઇ અથડાઇને મારા પગ આગળ જ પડી હતી. તે લોકોને આશ્ચર્ય લાગ્યું અને મારામાં કોઇ દૈવી સત્તા છે, એમ તેમને ભાન થયું, પરંતુ વસ્તુતઃ આમાં આશ્ચર્ય પામવાજેવું કશું જ નથી. કુદરતના નિયમોનું જ્યાં સુધી આપણને અજ્ઞાન હોય છે, ત્યાં સુધી આપણને ન સમજાતી બાબતોને આપણે ચમત્કાર ગણીએ છીએ, પરંતુ જેટલા જેટલા ચમત્કાર ગણવામાં આવે છે તે સર્વ કુદરતના નિયમપ્રમાણે જ થાય છે. એક સ્થળથી હજારો ગાઉ દૂરના બીજા સ્થળમાં એક ક્ષણમાં સંદેશો પહોંચાડવો, એ વિજળીના સામર્થ્યના જ્ઞાનવિનાના મનુષ્યોને ચમત્કારરૂપ ભાસે, પરંતુ વિદ્યુત્શાસ્ત્રનો અભ્યાસ કરનારાઓને તેમાં ચમત્કારજેવું કશું જ ભાસતું નથી. તેઓ જેમ તે કૃતિને કુદરતના નિયમાનુસાર થયેલી જાણે છે, તેમ આંદોલનોના નિયમઉપર સંયમવડે અંકુશ પ્રાપ્ત કરનાર યોગતત્ત્વવિત્ પુરુષો પણ શરીરને અધિક ઘન અથવા અધિક સૂક્ષ્મ કરવાની કૃતિને કુદરતના નિયમાનુસાર જ થતી જાણે છે.

આ આંદોલનોના નિયમના જ્ઞાનને લીધે જ યોગીઓ ભડભડ બળતા અગ્નિના મધ્યમાં ગમે તેટલો સમય જરા પણ ઇજા થયા વગર ઉભા રહી શકે છે. પ્રલયમાં તથા મહાપ્રલયમાં કાકભુશંડ નામના મહાયોગી જળરૂપે, અગ્નિરૂપે, વાયુરૂપે, આકાશરૂપે એમ વિવિધ રૂપે કરી પણ ઇજા થયા વગર રહેવાનો શાસ્ત્રમાં જે વૃત્તાંત આપવામાં આવ્યો છે, તે આ આંદોલનોના નિય-

મના જ્ઞાનનો જ પ્રકાશ કરનાર છે. આંદોલનોનો ઓછોવધતો વેગ, એ જ જો આ જગતની રચનામાં હેતુ છે તો પછી એ નિયમના જ્ઞાનવાળા મહાપુરુષો વિશ્વમાં સર્વ કરવાને સમર્થ હોય, એમાં આશ્ચર્યજેવું શું છે ?

આટલું બોલી યોગિની મૌન રહી, અને હું પણ તેણે કહેલાં ગંભીર વચનોનો વિચાર કરતો મૌન બેશી રહ્યો. કેટલોક સમય આપ્રમાણે વ્યતીત થયા પછી તેણે મને કહ્યું કે હવે આજે બીજો કશો નવો ઉપાધિ આવી પડવાનો સંભવ ન હોવાથી તમારે બહાર જવું હોય તો નિશ્ચિંતપણે જાઓ. હું પણ સવારથી બનતા આ વિવિધ પ્રસંગોથી અકળાઈ ગયેલો હોવાથી તેની સૂચનાને અનુસરી બહાર ફરવા જવાના નિમિત્તે વસ્ત્ર ધારણ કરી પગે ચાલતો જ નીકળ્યો. થોડે દૂર ગયો નહિ એટલામાં મને એક પોલિસનો મનુષ્ય મળ્યો અને મને ઉભો રાખી પૂછવા લાગ્યો કે મોંમાંથી અગ્નિના ભડકા કાઢીને અમારી પોલિસ પાર્ટીને નસાડી મૂકનાર પેલી ચુડેલના તમે બાપ થાઓ કે ?

મેં મનને અંકુશમાં રાખીને શાંતિથી કહ્યું, હા, તમારે શું કામ છે ?

તે બોલ્યો, તમે તે વખતે હાજર હતા કે ? એણે ખરેખર મોંમાંથી ભડકા કાઢ્યા કે કોઈ જુક્તિ લડાવીને બધાને છેતર્યા ?

મેં કહ્યું, તમારે ખાતરી કરવી હોય તો જાઓ જઇને કરી આવો. તમારૂં આતિથ્ય કરવાને તે હજી નીચે દીવાનખાનામાં બેઠી જ હશે.

મારાં માર્મિક વચનથી તેનો પિત્તો ઉછળી આવ્યો, અને તે કરડાકીથી બોલ્યો, ભાઇ સાહેબ ! આવી લપ્પનછપ્પન પોલીસસાથે નહિ ચાલે. પોલિસે તમને દાઢમાં ઘાલ્યા છે તો આજે નહિતો માસ ૭ માસે પણ તમને રપેટીમાં લીધા જ જાણજો.

આ મનુષ્યનાં આવાં વચનો સાંભળી થોડા સમયઉપર યોગિનીએ સત્ત્વગુણરહિત હૃદયશૂન્ય મનુષ્યોના સંબંધમાં જે મને કહ્યું હતું, તે સર્વની મને સ્મૃતિ થઇ આવી, અને અનુકંપાની લાગણીથી મેં એક ઉંડો નિશ્વાસ મૂક્યો.

ઉત્તરમાં મને કશું પણ બોલતો ન જોઇને તે સિપાઇ તેને માર્ગે પડ્યો, અને હું પણ વિવિધ વિચાર કરતો ફરવાને સ્થળે ગયો. આ પછી તે દિવસે જાણવાજેવું બીજું કશું બન્યું નહિ.

(અપૂર્ણ.)

---

## સ્ત્રીઓનું શારીરિક તથા માનસ બળ પુરુષોના જેવું ઉત્તમ હોઈ શકે ?

સ્ત્રીઓના શરીરનો બાંધો જૂદા પ્રકારનો હોવાથી તેઓનાં શરીર તથા મન પુરુષોના જેવાં બળવાન્ ન જ થાય, એમ ઘણા વિદ્વાનો માને છે, પરંતુ તેમનો તે નિશ્ચય સર્વદા સાચો નથી. પશુઓમાં જો સ્ત્રીજાતિનાં પ્રાણી, પુરુષજાતિના જેવાં જ બળવાન્ હોય છે તો મનુષ્યમાં તેમ થવાનો અસંભવ હોવાનું કશું જ કારણ નથી. ઘોડી ઘોડાના જેવા જ વેગથી દોડે છે, અને બળમાં તથા સહનશક્તિમાં ઘોડાને ઘણીવાર ટક્કર મારે છે. કાઠીયાવાડી ઘોડીઓની દોડવાની ઝડપ સુપ્રસિદ્ધ છે. વાઘણ વાઘકરતાં પણ વિશેષ બળ દર્શાવે છે. પાશ્ચત્ય દેશોમાં કસરત કરનાર ઘણી સ્ત્રીઓ બળમાં પુરુષોકરતાં કોઈ પણ રીતે ઉતરતી હોતી નથી. પુરુષોકરતાં સ્ત્રીઓ દુર્બળ રહે છે, તેનું કારણ તેમના શરીરનો બાંધો તેવો છે, એ નથી, પરંતુ સંસારમાં તેમને જે પ્રકારનું જીવન ગાળવું પડે છે, તે

પ્રકારનું જીવન તેમને દુર્બળ રાખવામાં કારણભૂત છે. ખેડુતની પેઠે જ ખેતરમાં કામ કરનાર ખેડુતની સ્ત્રી બળમાં ખેડુતથી હઠે એવી હોતી નથી. પુરુષોનાં શરીરને બળવાન્ થવાની જેટલી અનુકૂળતા હોય છે તેટલી જ જો સ્ત્રીઓને મળે તો તેમને 'અબળા'ની મળેલી સંજ્ઞા કેટલી અર્થરહિત છે, તે તત્કાળ સિદ્ધ થાય. મનોબળમાં પણ સ્ત્રી પુરુષથી ઉતરે તેમ નથી. કેટલાક ગુણો કદાચ પુરુષમાં વધારે વિકાસને પામે છે, તો કેટલાક સ્ત્રીમાં વધારે વિકાસને પામે છે. એક બાબતમાં પુરુષ સ્ત્રીથી ચઢે છે, તો બીજી બાબતમાં ઉતરતો જ રહે છે; અર્થાત્ પુરુષોકરતાં સ્ત્રીઓને મનોબળમાં પણ ઉતરતી ગણવાનું કોઈ બળવાન્ કારણ નથી; બંને પોતપોતાની ભૂમિકામાં બળવાન્ છે, અને કોઇ કોઈથી જાય એમ નથી. વસ્તુતઃ સ્ત્રીઓને 'અબળા' બનાવી મૂકનાર પુરુષો જ છે. પોતાનું સુકાન પોતાના હાથમાં લેનાર અસંખ્ય સ્ત્રીઓએ પુરુષોના જેવાં જ, અને ક્વચિત્ પુરુષોથી ચઢીયાતાં પરાક્રમ કરવાનાં અનેક ઉદાહરણો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે, તથા આજે પણ શોધનારને જડી આવે છે.

**લાલ સુકી દ્રાક્ષ.**

ખોરાકની સાથે લાલ સુકી દ્રાક્ષ નિત્ય ખાવાથી બંધકોશ મટે છે, એમ એક અનુભવી વિદ્વાન્ જણાવે છે.

**બદામ, મગફળી, તથા ફળ વગેરે છાલીને ખાવાં એ લાભકારક છે?**

બદામ તથા મગફળીનાં ઉપરનાં લાલ છોડાં વસ્તુતઃ કશી હાનિ કરતાં નથી. ઉલટાં તેઓ મોટે ભાગે લાકડાના રેસાનાં બનેલાં હોવાથી દસ્તને ખુલાસાથી કરવામાં મદદગાર થઇ પડે છે. જેમને દસ્તનો બરાબર ખુલાસો ન થતો હોય તેમણે છોડાંસાથે બદામ તથા મગફળી ખાવી, એ લાભકારક છે. બંધકોશ ન હોય તેઓએ છોડાંસહિત તેમને ખાવાની ખાસ અગત્ય નથી. એ જ પ્રમાણે કેટલાંક ફળ પણ છાલસહિત ખાવાથી લાભ થાય છે. સફરજન, જામફળ, તથા લીલી દ્રાક્ષની છાલમાં પુષ્કળ પૌષ્ટિક તત્ત્વો રહેલાં છે, અને જેમને તે છાલસહિત ખાવાં ભાવે તેમણે તેમને તેવી રીતે ખાવાં એ જ યોગ્ય છે. જો છાલને સારી પેઠે ચાવવામાં આવશે, તો તેમને છાલસાથે ખાવામાં કોઈ પણ જાતનું નુકસાન નથી.

---

# પ્રાસંગિક ઉક્તિઓ.

—અંત્યજ વર્ગને ઉચ્ચ વર્ણોસાથે ભેળવવાનો પ્રયત્ન કેટલાંક વર્ષોથી ગાયકવાડી રાજ્યમાં થવા માંડ્યો છે. શ્રીમંત ગાયકવાડ સરકાર અંત્યજ વર્ગના પક્ષમાં છે, અને પ્રજાનો મોટો ભાગ સામા પક્ષમાં છે. એક બાજુએ સત્તાબળ છે, બીજી બાજુએ સમુદાયબળ છે. પ્રજા પોતાના પાલકપ્રતિ ભક્તિવાન્ છતાં તેમનો અંત્યજ વર્ગપ્રતિનો પક્ષપાત, પ્રેમથી વધાવી લે, એટલા અંતઃકરણના બળવાળો નથી. આથી પ્રજાપાલકના વર્તનથી પ્રજાનું મન ઉદ્વિગ્ન રહે, એ સ્વાભાવિક છે.

—પોતાના આત્માના સમાન ભૂતમાત્રને ગણવાના (**आत्मवत् सर्व भूतेषु**) શિક્ષણને વૃદ્ધપરંપરાથી પ્રાપ્ત કરતી આવતી પ્રજાને અંત્યજ વર્ગની સ્થિતિ સુધરે, એપ્રતિ ઈર્ષ્યા નથી,

પશુઓને માટે પણ પાંજરાપોળ કાઢનાર, કુતરાંને રોટલા નાંખનાર, પક્ષીઓને માટે ચોતરા બાંધનાર તથા કીડીજેવા જંતુઓને પણ લોટ નાંખનાર આર્ય પ્રજા પોતાના માનવ બંધુ અંત્યજ વર્ગપ્રતિ અનુકંપારહિત હોય, એ કલ્પના પણ સંભવિત નથી. તેઓની સ્થિતિ સુધરે, અને તેઓ સુખી થાય, એ જોવાને તથા કરવાને તેઓ આતુર છે. અને શ્રીમંત ગાયકવાડ સરકારના એ દિશામાં થતા પ્રયત્નને તેઓ અત્યંત યોગ્ય ગણે છે.

—પરંતુ જ્યારે આ પ્રયત્નની સાથે અંત્યજ વર્ગને સ્પર્શ કરવાનો સીધો અથવા આડકતરી રીતે પ્રજાઉપર સત્તાધીશોતરફથી બળાત્કાર કરવામાં આવે ત્યારે તે પ્રયત્નને પ્રજા ન સહન કરી શકે, એ સ્વાભાવિક છે. અંત્યજોને સ્પર્શ કરવામાં ભારે લાભ રહેલો છે, એવું જો શ્રીમંત સરકારને જણાતું હોય તો તેમ કરવાને તેઓશ્રી સ્વતંત્ર છે, પરંતુ જ્યાં સુધી પ્રજાને તેમ નથી જણાયું ત્યાં સુધી તેમને તેમના અંતઃકરણવિરુદ્ધ વર્તન કરવાની ફરજ પાડવી, એ અયોગ્ય બળાત્કાર છે; એ પશુઓની સાથે અથવા ગુલામોની સાથે તેમના અજ્ઞાન ધણી જેવું વર્તન ચલાવે, તેવું વર્તન છે. શ્રીમંત સરકારજેવા સ્વધર્મરત નૃપતિમાં આવું વર્તન, વિદ્વાનોને ચકિત કરનારું છે.

—મારા નિશ્ચયવિરુદ્ધ ક્રિયા કરવાની જો તમે મને ફરજ પાડો છો તો તમે મારી સ્વતંત્રતાઉપર તરાપ મારો છો. તમારા સુખમાં હાનિ કરનાર ક્રિયા હું કરતો હોઉં તો તમારા સુખના રક્ષણને માટે મને રોકવા તમે પ્રયત્ન કરો તો તે યોગ્ય છે, પરંતુ મને મારા ઘરમાં બુટ પહેરીને ફરવું ન ગમતું હોય અને તમને તે ગમતું હોય તો મને બુટ પહેરીને મારા ઘરમાં ફરવાની તમે ફરજ પાડો, એ મારી સ્વતંત્રતાઉપર તરાપ મારવા બરાબર છે. ઘરમાં બુટ પહેરીને ફરવામાં મારું હિત રહ્યું હોય અને તમને મારે માટે અત્યંત લાગણી હોય તો તમારું કર્તવ્ય એટલું જ છે કે મધુર શબ્દોમાં બુટ પહેરવાના લાભ મને સમજાવવા, અને તમારા પોતાના ઉદાહરણથી બુટ પહેરવાથી તમને થયેલા લાભની મારી ખાતરી કરી આપવી. પણ મને તેના લાભ સમજાયાવિના અને મારી ખાતરી થયાવિના તમે જો મારા ઉપર તમારો કોરડો ચલાવો છો તો તમે અધર્મરૂપ વર્તન જ કરો છો. તમે એક મનુષ્યના બીજા મનુષ્યસાથેના કર્તવ્યનું પાલન કરતા નથી.

—અંત્યજને અડવામાં શી હાનિ છે, એ પ્રશ્ન જૂદો છે. તકરારને ખાતર કદાચ સ્વીકારીએ કે તેથી હાનિ નથી, પણ મારું મન જો તેમાં હાનિ માને છે, તો પછી નીતિના અથવા સમાજના કયા નિયમથી તમે મને અંત્યજને અડવાની ફરજ પાડો છો? દુધ પૂર્ણ આહાર છે, અને તે શરીરને સર્વદા પોષણ જ આપે છે, એમ આહારવિજ્ઞાનવિદો (Food-scientists) સિદ્ધ કરે છે, પણ તેટલાઉપરથી દુધ જેને ન ભાવતું હોય, અને તેને જોઇને જ જેને ઉબકા આવતા હોય, તેના ગળામાં વેલણ ઘાલીને પણ દુધ પાવું, એ શું યોગ્ય ગણાશે કે?

—વસ્તુતઃ જે સારું હોય અથવા સત્તાધીશને જે સારું લાગતું હોય તે બીજાપાસે ગમે તેમ કરીને પણ કરાવવું, એ યોગ્ય છે, એ નિયમનો આ સંસારમાં જો સ્વીકાર કરવામાં આવે તો કેટલા અલ્પ સમયમાં જગતમાં અવ્યવસ્થા વ્યાપી જાય? મુછોમાં અને માથાના વાળમાં જંતુ ભરાઇ રહે છે, માટે મુછો અને માથાના વાળ મુડાવી નાંખવા લાભકારક છે, એવો મારો નિશ્ચય હોય અને તે નિશ્ચયાનુસાર ધારો કે હું રાજા હોઉં અને એક એક મનુષ્યે

પોતાની મુછો તથા વાળ મુડાવી નાંખવાં એવો કાયદો કરૂં, તો મારા એ કાયદાથી પ્રજાના સુખમાં શું વૃદ્ધિ થશે કે? આંકડાવાળી મૂછો રાખવાના શોખી મનુષ્યોનાં અંતઃકરણમાં શું હું વ્યર્થ સંતાપ નહિ ઉત્પન્ન કરૂં? અને સ્ત્રીઓના મસ્તકના કેશ, ગમે તેટલા લાભ છતાં, કાઢી નંખાવવાનું શું સ્ત્રીઓ સ્વીકારશે? કે ઠંડા જળથી સૂર્યોદયપૂર્વે સ્નાન કરવાથી આરોગ્યની વૃદ્ધિ થાય છે એવા નિશ્ચયવાળો કોઇ સત્તાધીશ, પ્રજાનાં સર્વ મનુષ્યોને શિયાળામાં પ્રાતઃકાળે ઠંડા જળમાં સ્નાન કરવાની ફરજ પાડે તો પ્રજાનાં સર્વ મનુષ્યોને સત્તાધીશનું એ વર્તન જુલમ નહિ જણાય કે? મૂર્તિપૂજા એ પરમેશ્વરનું મોટામાં મોટું અપમાન છે એવા નિશ્ચયવાળા મુસલમાન નૃપતિઓએ હિંદુઓનાં દેવળોનો તથા મૂર્તિઓનો નાશ કરવાનો પૂર્વે જે પ્રયત્ન કર્યો હતો, એ પ્રયત્ન શું આજે વખણાય છે કે?

—એક મનુષ્યનું જેવું અંતઃકરણ હોય છે, તેવું જ બીજાનું હોતું નથી. આથી એક મનુષ્યને જે ખરૂં, અને પ્રિય લાગતું હોય તેવું જ બીજાને ન લાગે, એ સ્વાભાવિક છે. બીજાને તેવું લગાડવાને માટે બીજાનું અંતઃકરણ તે પ્રકારનું કરવું જોઇએ. તેમ કર્યાવિના એક મનુષ્યને ખરી અને પ્રિય લાગતી વાત, બીજાની પાસે કરાવવાનો જો તે પ્રયત્ન કરે છે તો તે જુલમ જ ગણાય છે; અને જુલમ અશાંતિને ઉત્પન્ન કરીને પરિણામે રાજાપ્રજા ઉભયના સુખનો નાશ કરે છે.

—પથરની સાથે પથર અફાળવાથી અગ્નિવિના બીજું શું ઉત્પન્ન થાય છે? સ્થૂલ પદાર્થોની અથડાઅથડીમાં જે નિયમ લાગુ પડે છે, તે જ નિયમ સૂક્ષ્મ પદાર્થોની અથડાઅથડીમાં પણ લાગુ પડે છે; ઉલટો સૂક્ષ્મ પદાર્થોની અથડાઅથડીમાં તે વધરો બળથી લાગુ પડે છે. પ્રસ્તુત પ્રસંગમાં રાજા અને પ્રજાસાથે સૂક્ષ્મ પ્રદેશમાં અથડાઅથડી ચાલે છે. એક પ્રકારના નિશ્ચયો અને વિચારોનું અન્ય પ્રકારના નિશ્ચયો અને વિચારોસાથે સંઘર્ષણ ( friction ) ચાલે છે. વિનાશક બળ ( destructive force ) ઉત્પન્ન કરવામાં આવે છે. રાજાને તથા પ્રજાને તેથી દષ્ટ તથા અદૃષ્ટ હાનિના સંભવો ઉભા થયા છે.

—જગત્માં નીચઉચ્ચના જે ભેદો પ્રવર્તે છે, તે કૃત્રિમ નથી, પણ સ્વાભાવિક છે. સર્વ સૃષ્ટિમાં તે હોય જ છે. ખનિજ સૃષ્ટિમાં માટી, પથરા, હીરા, રત્ન, લોઢું, તાંબુ, સોનું, એવા નીચઉચ્ચના ભેદો છે. વનસ્પતિસૃષ્ટિમાં તાડ ઉંચો હોય છે, ત્યારે છોડ નીચા હોય છે. એકનાં ફળ મિષ્ટ હોય છે, તો એકનાં ખાટાં અથવા કડવાં હોય છે. એક આરોગ્યને વધારનાર હોય છે, તો એક આરોગ્યને બગાડનાર હોય છે. પશુ અને પક્ષિની સૃષ્ટિમાં પણ હાથી, ઘોડો, ગાય, કુતરૂ, વરૂ, રીંછ, પોપટ, કાગડો, હંસ, બગલો, એવા એવા ઉચ્ચનીચના કુદરતી ભેદો હોય છે. ત્રણ સૃષ્ટિમાં કુદરતે આવા ભેદો સર્જ્યા છે, તો માનવસૃષ્ટિમાં નથી સર્જ્યા, એમ કહેવું, એ અજ્ઞાનનો પ્રલાપ છે. ગોરા, કાળા, ઘઉંવર્ણા, પીળચટા, એવા એવા શારીરિક ભેદો માનવસૃષ્ટિમાં સર્વને પ્રત્યક્ષ છે, પણ વર્ણના, અર્થાત્ સ્થૂલ શરીરના જ આ ભેદો છે, એમ કંઇ નથી. સ્થૂલ શરીર એ તો બહારનું કાર્ય છે; અને કારણના ભેદવિના કાર્યમાં ભેદ કદી પડતો જ નથી. ઘોડો, ઘોડો થવામાં અને ગધેડો, ગધેડો થવામાં બંનેનાં કારણ ભેદવાળાં છે એ જ છે. ઇંદ્રવારણું કડવું થવામાં અને નારંગી મધુર થવામાં બંનેનાં કારણોના ભેદવિના બીજો કશો જ હેતુ નથી. માનવશરીરના ભેદો પણ કારણના ભેદને લઇને જ છે.

જેમ કારણ બદલ્યાવિના લીમડાઉપર કેરી તમે કદી આણી શકતા નથી, તેમ કારણ બદલ્યાવિના હબસીનો અંગ્રેજ ગમે તેટલા પ્રયત્નથી પણ તમે કરી શકવાના નહિ.

—જેમ શરીરના ભેદો થવામાં શરીરને રચનાર કારણનો ભેદ હેતુ છે, તેમ શરીરને રચનાર કારણનો ભેદ થવામાં પુનઃ સૂક્ષ્મ કારણોનો ભેદ હેતુ છે. અને આ સૂક્ષ્મ કારણો માનસ છે. પરિણામે સર્વના ભેદમાં, આ ગુણમયી ભેદવાળી પ્રકૃતિ અથવા માયા જ કારણ છે. આમ અંત્યજનો ભેદ કૃત્રિમ નથી પણ સ્વાભાવિક છે, તો પછી અભેદ કરવાનો પ્રયત્ન, એ કુદરતથી વિરુદ્ધ પ્રયત્ન નથી, એમ કોણ કહી શકશે?

—જેમ જર્મનીના શહેનશાહને જર્મનીનું નૃપતિપદ પ્રાપ્ત થવામાં હેતુ છે, તેમ અંત્યજને અંત્યજની સ્થિતિ પ્રાપ્ત થવામાં હેતુ છે. જર્મનીના શહેનશાહને નૃપતિપદ એમ ને એમ મળ્યું નથી, તેમ અંત્યજને અંત્યજની સ્થિતિ કોઇએ આપખુદી વાપરી તેને ગળે હાંસડીની પેઠે ઘાલી દીધી નથી. હું અને તમે જર્મનીના કે રશીયાના બાદશાહ કેમ ન થયા, અને હાલના નૃપતિઓ જ કેમ થયા? અંત્યજ વર્ગમાં હાલ જેઓ છે તેઓ જ અંત્યજ વર્ગમાં કેમ જન્મ્યા, અને હાલ જેઓ ઉચ્ચ વર્ણમાં ગણાય છે, તેઓ તે વર્ગમાં કેમ ન જન્મ્યા? શું ઈશ્વરને ઘેર દીવેલના દીવા બળે છે? અથવા શું કુદરત નજરમાં આવે તેવાં ચેડાં કાઢનારી છે કે કોઇને રાજાને ત્યાં ફેંકે છે, અને કોઇને અંત્યજને ત્યાં ફેંકે છે? ઈશ્વરના કે કુદરતના ઉપર આરોપ મૂકતાં તમારે બહુ વિચાર કરવાનો છે.

—થોરીયાનું સ્થાન વાડમાં જ રહેવાનું છે, પણ જ્યાં નારંગીનાં અને કલમી આંબાનાં વૃક્ષો ઉગતાં હોય ત્યાં આવીને બેસવાનું નથી. તેમણે તેમની પંક્તિમાં બેસવું હોય તો પોતાનું થોરીયાપણું છોડીને નારંગીનાં અને આંબાનાં વૃક્ષ થઇને આવવું? અને કોણ કહી શકે એમ છે કે અંત્યજોમાંથી અંત્યજપણું નિવારી નાંખીને પછી તેમને ઉચ્ચ વર્ણસાથે બેસાડવાનો પ્રયત્ન થયો છે? શું સ્નાન કરાવવાથી અને ધોયેલાં વસ્ત્રો પહેરાવવાથી અંત્યજપણું નિવૃત્ત થાય છે? શું અંત્યજપણું ચામડીમાં જ રહ્યું છે? જો સ્નાનથી અને સ્વચ્છ વસ્ત્રો પહેરવાથી અંત્યજપણું નિવૃત્ત થતું હોય તો બેરિસ્ટરનો ઝભ્ભો પહેરવાથી અને હાઇકોર્ટમાં બેરિસ્ટરની ખુરશીઉપર જઇને બેસવાથી એક નિરક્ષર મનુષ્યનું પણ નિરક્ષરપણું નીકળી જવું જોઇએ, અને તે બેરિસ્ટર થઇ જવો જોઇએ! લશ્કરી પોષાક પહેરાવવાથી અને બંદુકનો કુંદો હાથમાં આપવાથી હિજડાઓ પણ નેપોલીયન બોનાપાર્ટ અથવા જનરલ બોથા થઇ જવા જોઇએ!

—અંત્યજોનું અંત્યજપણું નિવૃત કરીને પછી તેમને પોતાની પંક્તિમાં લેવાની ઉચ્ચ વર્ણને કદાચ તમે ફરજ પાડો તો તમારી પ્રવૃત્તિ ન્યાયવાળી ગણાય, પણ અંત્યજોમાં અંત્યજપણું કયે સ્થળે રહ્યું છે, અને તે શી રીતે નિવૃત્ત થાય, એ તમે નક્કી કરી કાઢ્યું છે? પ્રાથમિક શાળાની ચાર ચોપડીઓ પૂરી કરવાથી અંત્યજપણું નિવૃત્ત થાય છે? હોળીની ઘેરમાં જય મેળવી આવનાર છોકરામાં જનરલ કિચનેરના જેવી લાખ કે દોઢલાખ સેનાના સરદાર થવાની યોગ્યતા આવેલી તમે શી રીતે માનો છો? અંત્યજમાં અંત્યજપણાનું કારણ ઘણું ઉંડું રહેલું છે, અને તે નિવૃત્ત કરવું, એ કંઇ રમત વાત નથી. તેને નિવૃત્ત કરતાં ઘણા જન્મો જાય છે. એક જન્મમાં કોઇ વિરલ જ તેને નિવૃત્ત કરી શકે છે.

—શારીર શાસ્ત્ર કહે છે કે ત્રીજી પેઢીએ દારૂ કે ચાહ પીનારના સંસ્કાર તેના છોકરામાં આવે

છે, અને છોકરો દારૂડીઓ કે ચાહ પીનારો થાય છે. વિસ્ફોટક કે ઉપદંશ કે ક્ષયજેવા વ્યાધિઓ પેઢીવર ઉતરી આવે છે. માનસ લક્ષણો પણ તે જ પ્રમાણે પ્રજામાં સંક્રાન્તિને પામે છે, અને આથી જ ઉંચ કુળ અને નીચ કુળના ભેદો પડ્યા છે. આમ જો અંત્યજપણું અંત્યજના શરીર તથા મનના અણુઅણુમાં વ્યાપી રહ્યું છે તો પછી તે ટાળ્યાવિના તમે તેને બ્રાહ્મણ બનાવવા ધારો છો—સોમલમાં રહેલું સોમલપણું અને પ્રાણહારકતા ટાળ્યા વિના તમે તેની પડીકીઓ વાળીને ઉદારતાથી જ્યાં ત્યાં વહેંચવા માંડો છો,—તેથી તમે કેવો પરિણામ આણશો, તેનો વિચાર કર્યો છે?

—રાજાનાં સંતાનોને ભણાવવાને માટે ઘણે સ્થળે જૂદી નિશાળો કાઢવામાં આવે છે. વડોદરાની મહારાજા સ્કુલ, રાજકોટની રાજકુમાર કોલેજ વગેરે તેનાં ઉદાહરણરૂપ છે. સરદારોનાં બાળકોને માટે પણ કેટલાંક વર્ષઉપર વડોદરામાં સરદારસ્કુલ કાઢવામાં આવી હતી. આવો ભેદ શા માટે પાડવામાં આવે છે? રાજાનાં બાળકોને શા માટે સામાન્ય પ્રજાનાં બાળકોની સંગતિમાં નથી રાખવામાં આવતાં? કારણ કે સર્વ જાણે છે કે જેનો જેને અધિક કાળ સહવાસ રહે છે, તેનામાં તેનાં લક્ષણો કાળે કરીને આવે છે. ઘોડાની પાસે ગધેડાને બાંધવાથી ઘોડામાં કાળે કરીને ગધેડાના ગુણો આવે છે.

—રગતપીતીયા મનુષ્યોના સહવાસમાં રહેવું તમે શાથી સ્વીકારતા નથી, અને તેમનો સ્પર્શ શાથી નથી કરતા? બળીયા નીકળેલા પોતાના છોકરાના ઓરડામાં પાશ્ચાત્ય પ્રજામાં, બાપ પણ કેમ નથી પ્રવેશતો? પ્લેગ થયેલા મનુષ્યને બીજા નીરોગ મનુષ્યોથી શાથી દૂર રાખવામાં આવે છે? ટાઈફોઇડ તાવવાળા રોગીથી અંગ્રેજો કેસરપપ્પુની પેઠે શાથી દૂર નાશી જાય છે? શા માટે આ સર્વનો સ્પર્શ કરવો હાનિકારક ગણાય છે? અને કદાચ સ્પર્શ થઇ જાય છે તો શામાટે જંતુનાશક ઔષધોવડે વસ્ત્રોને, શરીરને, તથા જે ઘરમાં તે રોગી રહેતો હોય છે, તેને શુદ્ધ કરવામાં આવે છે?

—સ્થૂલ શરીરના જેવા રોગો હોય છે, અને તે સ્પર્શથી બીજાને થવાના સંભવ આવે છે, તેમ માનસ શરીરના પણ રોગો હોય છે, અને તે સ્પર્શથી તથા સહવાસથી બીજાને થવાના સંભવ આવે છે. તમે તેને ના પાડી શકો એમ છે જ નહિ. મમતથી તમે કદાચ ના પાડો છો તો તેથી તમે માત્ર માનસ શાસ્ત્ર (Psychology)નું તમારૂં અજ્ઞાન જ સૂચવો છો. હા, ટાઈફોઈડ ફીવર જેવા ભયંકર અને તેના કરતાં પણ વધારે હાનિકારક માનસ રોગો હોય છે; અને તે જેમને થયા હોય છે, તેમનો સહવાસ અને સ્પર્શ અન્ય નિર્દોષ મનુષ્યોને હાનિ કર્યાવિના રહેતો જ નથી.

—શું તમને વ્યવહારમાં એવો અનુભવ અનેક વાર નથી થયો હોતો કે કોઇ મનુષ્યના સંબંધમાં આવતાં કશા પણ સ્પષ્ટ કારણવિના, તમને તે મનુષ્યની પાસે પણ ઉભા રહેવું ત્રાસદાયક લાગ્યું છે? તેણે સ્વચ્છ મૂલ્યવાન્ વસ્ત્રો પહેર્યાં હોય છે, અને તોપણ તમને તેના ઉપર પ્રીતિ ન થતાં અભાવ પ્રકટે છે. તેના વાતાવરણમાં થોડી ક્ષણો પણ રહેતાં તમે ગુંગળાઈ જાઓ છો. આવે પ્રસંગે તમે આ મનુષ્યનો Repulsive nature (દ્વેષ ઉત્પન્ન કરે એવો સ્વભાવ) છે, એમ જાણી તમારા મનનું સમાધાન કરો છો. પણ Repulsive nature (દ્વેષ ઉત્પન્ન કરે એવો સ્વભાવ) એ શું છે?

એ માનસ રોગ છે, અને જેના જેના સંબંધમાં તે આવે છે, તેના મનની પ્રસન્નતાને તે હરી લે છે.

—પૂર્વે ઉંચનીચના જે ભેદ પાડવામાં આવ્યા હતા તે આ આધ્યાત્મિક, માનસિક તથા શારીરિક નિર્દોષતાઉપર પાડવામાં આવ્યા હતા. કેવળ શુદ્ધ મનુષ્યો બ્રાહ્મણ વર્ગમાં ગણાતા, અને કેવળ અશુદ્ધ અત્યંજ વર્ગમાં ગણાતા. અંત્યજ વર્ગમાં પૂર્વકાળથી આપ્રમાણે ત્રિવિધિ અશુદ્ધિ ઉતરતી આવે છે. તે ટાળ્યાવિના તેમને ઉચ્ચ વર્ણના સહવાસમાં આણવા બળાત્કાર કરવો, એ રગતપિતીયાઓને નીરોગ મનુષ્યોના સહવાસમાં મૂકવા બરાબર છે.

—પણ તમે કહેશો કે જેને તમે ઉચ્ચ વર્ણના કહો છો, તે શું હવે શુદ્ધ રહ્યા છે? તેઓનામાં કેટલાક શું અંત્યજના કરતાં પણ વધારે ખરાબ નથી હોતા? ઉત્તરમાં કહીશું કે ઉચ્ચ વર્ણો ગમે તેટલી બગડી હશે તોપણ હજી તેમનામાં ઉચ્ચતાના અંશો ગુપ્તપણે (latent) રહ્યા છે, અને અત્યંજ વર્ણો ગમે તેટલી સુધરી હશે (જોકે તેમ બન્યું તો નથી જ) તોપણ તેમનામાં નીચતાના અંશો ગુપ્તપણે રહ્યા છે. આંબાનું બીજક ગમે તેટલું બગડયું હશે તોપણ તે આંબાનું જ છે, અને તેમાંથી આંબો જ થવાનો. લીમડાનું બીજક ગમે તેટલું સુધર્યું હશે તોપણ તે લીમડાનું જ છે, અને તેમાંથી કડવો લીમડો જ થવાનો. જેનામાં ઉચ્ચતાના અંશો હજી છે, તેને ઉચ્ચ કરવાનું કામ જેટલું સહેલું છે, તેટલું જ જેનામાં ઉચ્ચતાના અંશો નથી તેને ઉચ્ચ કરવાનું સહેલું નથી. અને અંત્યજોને ઉચ્ચ કરવાના સામો, ઉચ્ચ વર્ણનો પોકાર નથી. તેઓ ભલે અંતર્બાહ્ય શુદ્ધ બ્રાહ્મણ થાય; પરંતુ તેમ થવા પૂર્વે, જેઓ થોડા પણ ઉચ્ચ છે, તેમનામાં તેમને ભેળીને, તેમનામાં રહેલી થોડી ઉચ્ચતાને પણ વિકારી થતી તેઓ જોઇ શકે તેમ નથી. ક્ષયરોગથી હું પીડાતો હોઉં, તેથી રગતપીતીયાને મારી સાથે રાખવામાં તમે કેવી રીતે ન્યાયવાળું વર્તન કરો છો? શું તમે મારા એક રોગમાં બીજો રોગ થવાનું કારણ નથી ઉભું કરતા? કાળબળથી અને રાજ્યસત્તાની અસાવધાનતાથી ગંગાના મલિન થયેલા જળમાં, ગટરોના મેલા પાણીનો પ્રવાહ ભેળવીને મેલા પાણીને તમે નિર્મળ કરવા ધારો છો, પરંતુ ગંગાનું થોડું પણ શુદ્ધ રહેલું પાણી પુનઃ કદી પણ નિર્મળ થવાનો સંભવ નહિ રહે, એવું મલિન થશે, તેનો તમે વિચાર કર્યો છે?

—પણ અંત્યજોના સ્પર્શથી અને સહવાસથી જો શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક અશુદ્ધિ થતી હોય તો નરસિંહ મહેતાજેવા ઈશ્વરના પરમભક્ત અને તત્ત્વજ્ઞાની ઢેઢોના મધ્યમાં જઇને બેઠા હતા, અને તે છતાં તે અશુદ્ધ નહોતા થયા તેનું કેમ? તમારા જેટલું ડહાપણ શું તેમનામાં ન હતું? તેમણે ભૂલ કરી હતી, એવું કદાચ તમે કહેશો તો તે ભૂલની નાગરોએ તેમને જ્ઞાતિબહાર મૂકવાની શિક્ષા કરી ત્યારે ઈશ્વર તેમની વ્હારે કેમ ધાયા, અને નાગરોની પંક્તિમાં બે મનુષ્યની વચમાં એકેક ઢેઢ દેખાડવારૂપ ચમત્કાર કેમ કર્યો? નરસિંહ મહેતાની ભૂલનું સર્વજ્ઞ અને ધર્મજ્ઞ ઈશ્વરે પણ શા માટે રક્ષણ કર્યું?

—તમારી શંકા સામાન્ય મતિનાં મનુષ્યોને બળવાન્ અને ઉત્તર ન આપી શકાય એવી લાગે, પરંતુ વસ્તુદષ્ટિ જેમને પ્રાપ્ત છે, તેમને આવી શંકામાં સબળ તર્કજેવું કંઈ જ જણાતું નથી. આ જગત્માં અંતઃકરણની સ્થિતિના અનેક ચઢતાઉતરતા ભેદો હોય છે, અને

તેથી કરીને એક સ્થિતિમાં જે વસ્તુ હાનિ કરનાર હોય છે, તે અન્ય સ્થિતિમાં હોતી નથી. પ્લેગના રોગીનો અથવા ટાઇફોઇડ તાવવાળા મનુષ્યનો સ્પર્શ સર્વને હાનિ કરનાર ગણાય છે, પરંતુ ડોક્ટરોને તે હાનિ કરનાર ગણાતો નથી, કારણ કે તેઓ સંસર્ગજન્ય દોષને નિવારવાના ઉપાયો જાણે છે, અને ચેપી રોગવાળાના સંબંધમાં આવતાં તેઓ સાવધાનતાથી તે ઉપાયોને કરે છે. આમ કરવામાં તેઓ ભૂલ કરે છે તો તેમને પણ હાનિ થાય છે, પરંતુ મોટે ભાગે ચેપી રોગ બીજાઓને જેટલી હાનિ કરે છે તેટલી ડોક્ટરોને નથી કરતો, એ સુપ્રસિદ્ધ છે. પણ તેટલા ઉપરથી ચેપી રોગવાળાને નીરોગ મનુષ્યોથી દૂર રાખવાની કશી જ અગત્ય નથી, એવો નિશ્ચય કોઇ પણ સ્થાપતું નથી. આ જ નિયમપ્રમાણે અંતઃકરણની અપક્વ સ્થિતિમાં મલિન મનવાળા મનુષ્યોનો સહવાસ હાનિને કરે છે, પરંતુ પક્વ સ્થિતિમાં હાનિને કરતો નથી. જો પક્વ સ્થિતિમાં પણ હાનિને કરતો હોત તો કોઇ પણ સત્પુરુષ પોતાનાથી અત્યંત ઉતરતી કોટિવાળા શિષ્યોને પોતાના સમાગમમાં આવવા દેત નહિ, અને તેમને જ્ઞાનનો બોધ કરત નહિ. પરંતુ જેમ અગ્નિને ઉધેઇ લાગતી નથી, તેમ અંતઃકરણની પક્વ સ્થિતિવાળા મહાપુરુષો ગમે તેના સહવાસમાં આવે છે, તોપણ તેમને લેશ પણ હાનિ થતી નથી. જેમ ગોળીયાને સાપનું ઝેર ઉતારવાની જડી બુટ્ટીનું જ્ઞાન હોવાથી સાપ કરડતાં તે તરત જ તે જડી બુટ્ટીને સુંઘે છે, અને આપ્રમાણે નિર્ભયપણે સાપની સાથે યુદ્ધ કરે છે, તેમ સત્પુરુષોને મલિન અંતઃકરણવાળા મનુષ્યોના સહવાસથી થતી ખરાબ અસરનું ઝેર ઉતારવાની કળા આત્મ હોવાથી અને તેઓ તેનો નિરંતર ઉપયોગ કર્યા કરતા હોવાથી (**उपाधिस्थोऽपि तद्धर्मैर्नलिप्यते व्योमवन्मुनिः**) ગમે તેટલી ઉપાધિના મધ્યમાં તેઓ રહે છે તોપણ આકાશની પેઠે તે ઉપાધિની જરા પણ હાનિકારક અસર તેમને થતી નથી.

—આમ હોવાથી ઇશ્વરના પરમભક્ત અને તત્ત્વજ્ઞ **નરસિંહ** મહેતાને ઢેડના સ્પર્શથી અને સહવાસથી હાનિ ન જ થાય એ સ્પષ્ટ છે. સર્વને શુદ્ધ કરનાર મહાત્મા મલિન મનુષ્યોના સંબંધથી અપવિત્ર ન જ થાય એ સહજ છે; અને આમ ન જાણનાર નાગરોની શુદ્ધ ઠેકાણે લાવવા ઇશ્વિર **નરસિંહ** મહેતાની વ્હારે ધાય એ પણ તેટલું જ સ્વાભાવિક છે; અર્થાત્ સર્વજ્ઞ અને ધર્મજ્ઞ ઇશ્વિરે ભૂલનું રક્ષણ નથી કર્યું પણ ધર્મનું જ રક્ષણ કર્યું છે. જો ભૂલનું રક્ષણ કર્યું હોય તો **નરસિંહ** મહેતાના સમયમાં જે ઇશ્વિર હતા તે જ આજે હોવાથી આજે પણ તેમણે તેમ કરવું જોઇએ. ઢેડના સહવાસમાં તમે આવો, અને જ્ઞાતિજનો જ્ઞાતિબહાર મૂકે ત્યારે ઇશ્વિર વ્હારે આવે છે કે કેમ, તેની અજમાયશ કરી જુઓ. ઇશ્વિરે વ્હારે આવવું જ જોઇએ, કારણ કે તે પક્ષપાતરહિત છે.

—અંત્યજોથી દૂર રહેવું, એ હિતકર છે, એમ પ્રતિપાદન કરીને તેમના પ્રતિ દ્વેષ ધરવાનું હું સૂચવું છું, એવો ભાવ કોઇએ ગ્રહણ કરવાનો નથી અંત્યજોના હિતના સર્વ ઉપાયો યોજવાપ્રતિ મારો પૂર્ણ સમભાવ છે. પરંતુ આ હિત સાધતાં ઉચ્ચ વર્ણોની ઉચ્ચતાના હેતુઓનો અજાણતાં ખોરકુટો ન વળી જાય, એટલું જ કહેવાનું તાત્પર્ય છે. અંત્યજોનો સ્પર્શ કરવાની ઉચ્ચ વર્ણોને ફરજ પાડવામાં કંઇક આવું જ થાય છે. બુદ્ધિમાનોને પૂર્વોક્ત વિચારોથી તે સ્પષ્ટ થાઓ એ જ લેખકની પ્રાર્થના છે.

---

## કસરત તથા યોગ્ય આહાર સ્ત્રીઓને પણ કેટલો લાભ કરે છે.

કસરત તથા યોગ્ય આહાર સ્ત્રીઓનાં શરીરને પણ કેટલો લાભ કરે છે, તે દર્શાવવાને એક જર્મન સ્ત્રીનો રસિક વૃત્તાંત નીચે આપીએ છીએ.

આ સ્ત્રીનું નામ સેન્ડિવના છે. તે અને તેનો પતિ બંને મલ્લવિદ્યામાં કુશળ છે, અને તે વિદ્યાવડે પોતાનો નિર્વાહ કરે છે. બંને બર્લિનનાં રહેવાસી છે. સ્ત્રીનું વજન પાંચ મણ છે, અને પુરુષનું ચાર મણ છે; પણ આ પાંચ મણનું શરીર ચરબીના લોચાનું બનેલું છે, એમ જાણશો નહિ. તે સુદૃઢ માંસમય સ્નાયુનું બનેલું છે. તે ૭ ફીટ ઉંચી હોવાથી તમે ધારતા હશો એની જાડી દેખાતી નથી. તેના જેટલા જ વજનવાળા બળવાન્ પુરુષોના જેટલી જ તે બળવાળી છે. કસરતના ખેલ કરતી વખતે પોતાના ચાર મણ વજનના પતિને એક રમકડાની પેઠે તે પોતાના હાથમાં ઉંચકે છે, અને તેને વિવિધ રીતે ફેરવે છે. તેની ઉમર હાલ ચોવિશ વર્ષની છે. ૭ વર્ષથી તેનું લગ્ન થયું છે. પોતાના આખા જીવનમાં મંદવાડ કોને કહે છે, તેનો તેને અનુભવ નથી. દરરોજ બે કલાક તે કસરતનો અભ્યાસ કરે છે. આ ઉપરાંત તે દરરોજ બે વાર પોતાની કસરતના ખેલો લોકોને બતાવે છે.

થોડા માસઉપર તે ગર્ભવતી હતી. કસરતના ખેલો વખતે તંગ કપડાં પહેરતાં છતાં તેના શરીરઉપરથી કોઇ એમ અનુમાન કરી શકતું ન હતું કે થોડા દિવસમાં તે માતા થનાર છે. સામાન્ય સ્ત્રીઓને જે સમય દુઃખમાં અને બેચેનીમાં જાય છે, તે બધો ગર્ભાવસ્થાનો સમય તેણે આશ્ચર્યકારક બળના ખેલો કરવામાં અને તે પણ દિવસમાં બે વાર કરવામાં ગાળ્યો હતો. પણ સઉથી આશ્ચર્યજેવું તો એ છે કે પ્રસવને વિશ કલાક બાકી હતા તે સમયે પણ તે તેના નિયમિત ખેલો કરતી હતી.

પ્રસવ પછી ચોથે દિવસે તે ફરી હરી શકે એવી થઈ, તોપણ ડોક્ટરોએ તેને આઠ દિવસસુધી બહાર નીકળવા ન દીધી. પંદરમે દિવસે તેણે નિત્યના નિયમપ્રમાણે પાછી કસરત કરવા માંડી. અને ઓગણીસમે દિવસે પૂર્વની પેઠે જ દિવસમાં બે વાર ખેલો કરવા માંડ્યા. આ ખેલોમાં તે જે કેટલાક દાવ કરે છે, તે યુરોપ અને અમેરિકાના કેટલાક સર્વોત્તમ મલ્લો પણ કરી શકતા નથી.

આ સ્ત્રી કહે છે કે અમેરિકાની સ્ત્રીઓ બહુ જ આળસુ છે, અને તેનું કારણ તેઓ ઘણું જ ઉંઘે છે, એ છે. તેનું કહેવું એવું છે કે ઘણું ઉંઘવાથી શરીરમાં આળસનો વધારો થાય છે. ૭ અથવા સાત કલાકથી વધારે ન ઉંઘવું જોઇએ, એમ તેનું કહેવું છે. વળી તે કહે છે કે તેઓ બહુ જ ખાય છે, અને તેમાં પણ ખાંડના પદાર્થો બહુ ખાય છે. સ્ત્રીઓએ ઓછું ખાવું જોઇએ, અને વધારે પોષણ આપનાર ખોરાક ખાવો જોઇએ. તે માંસ ખાવાની સલાહ આપતી નથી. તે કહે છે કે ફળ અને વનસ્પતિ એ જ મારો મુખ્ય આહાર છે.

લપલપાટ કરીને પુરૂં ચાવ્યાવિના ગળે ઉતારી દેવાની ટેવને તે સખ્ત રીતે વખોડી કાઢે છે. વળી તે કહે છે કે સ્ત્રીઓએ કોફી કદી પણ ન પીવી જોઇએ, કારણ કે તે જ્ઞાનતંતુઓને દુર્બળ કરે છે.

સેન્ડિવનાની પેઠે સ્ત્રીઓ કસરત અને આહારઉપર જો વધારે ધ્યાન આપે તો પ્રસવસમયને માટે તેમનાં અંતઃકરણમાં જે અત્યંત ચિંતા તથા ભય રહે છે, તે કદી પણ ન રહે.



# श्री सिद्धेश्वर.

---

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## शिखरे स्थिति.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૫૬ થી)

(૨)

જ્યારે આપણે શિખરઉપર આવીએ છીએ, અને જેને સૂર્ય, શશાંક (ચંદ્ર) કે પાવક (અગ્નિ) પ્રકાશતા નથી, તે પ્રદેશમાં નિવાસ કરતા થઈએ છીએ ત્યારે આપણી આધ્યાત્મિક દૃષ્ટિ ઉઘડી જાય છે, અને નીચેના પ્રદેશમાં અર્થાત્ અજ્ઞાનની ભૂમિકામાં પ્રતીત થનારૂં આ જગત વાસ્તવિક સત્ય નથી પણ અસત્ય છે, અને દૃષ્ટિએ પડતાં છતાં પણ ઝાંઝવાના જળજેવું અસત્ છે, એવું મહા પુરુષોને જણાયલું જે મહાસત્ય, તે આપણને હસ્તામલકવત્ જણાય છે. આવા મિથ્યા જગતમાં આજ સુધી આપણને સત્યબુદ્ધિ થાતી રહી, એ વિચારથી આશ્ચર્ય થાય છે. આ દુઃખના સાગરરૂપ મનાતા અસત્ જગત્થી અનંતગણું ઉત્કૃષ્ટ સુખના સાગરરૂપ સત્ય જગત્ આપણને પ્રત્યક્ષ થાય છે. આ ઉત્કૃષ્ટ જગત્ એ જ આત્માનું વાસ્તવિક નિવાસસ્થાન છે. એમાં આત્મા જ્યારે આવીને નિવાસ કરે છે, ત્યારે તેને પરમશાંતિનો અનુભવ થાય છે. પોતાના ઘરમાં જ આવીને સ્થિતિ કરી હોય, એવું તેને ભાન થાય છે. આ પ્રદેશ આત્માનું સ્વારાજ્ય છે, બ્રહ્મલોક છે, કૈવલ્ય ધામ છે, નિર્વાણ પદ છે. અહિં મૃત્યુથી અભય આપનાર અમૃતરસની નદીઓ વહે છે. સુવર્ણ માટીના મૂલ્યે મળે છે. મહા મૂલ્યવાન્ હીરા, માણિક્ય તથા રત્નો પાષાણની પેઠે પગમાં અટવાય છે, સ્વર્ગના પારિજાતકકરતાં પણ દિવ્ય સુવાસ આવે છે, અપ્સરાઓનાં સુમધુર સંગીતકરતાં પણ દિવ્ય સંગીત શ્રવણે પડે છે, કલ્પનામાં આવે એવું, અને

કલ્પનામાં ન આવે એવું કોઈ પણ શુભ નથી કે જે આ પ્રદેશમાં-આ શિખરઉપરની ભૂમિકામાં-ન હોય.

આ ઉત્કૃષ્ટ પ્રદેશમાં-આ અલૌકિક સ્વર્ગમાં-મરણપછી જવાય છે, એવું કંઇ નથી. આજે જ-આ દેહમાં સ્થિતિ છે તે કાળે જ-આત્મા તેમાં પ્રવેશવાને સમર્થ છે. તેમાં પ્રવેશવાને આત્માને એક ડગલું પણ દૂર જવાનું નથી. જે ક્ષણે તે પાછો વળીને પોતાના સ્વરૂપમાં પ્રબુદ્ધ થાય છે-જાગ્રત્ થાય છે-પોતાની અલૌકિક ઉત્કૃષ્ટતાને જેવી છે તેવી જાણે છે, તે જ ક્ષણે તેનો તેમાં પ્રવેશ થાય છે. તે ક્ષણે આપણો આ દેહ જો કે આ સ્થૂલ જગતમાં રહે છે, અને આ સ્થૂલ જગતમાં જ જો કે આપણે હરીએ ફરીએ છીએ, અને વિવિધ વ્યવહારો કરીએ છીએ, તોપણ વસ્તુતઃ આપણે આપણા પોતાના જ ઘરમાં-આત્માના પ્રદેશમાં-શિખરઉપર-રહીએ છીએ; સ્થૂલ જગતમાં રહેતાં છતાં આધ્યાત્મિક જગતમાં આપણે રહીએ છીએ, એવું આપણને ભાન થાય છે. અને આવા ભાનયુક્ત રહેવું, એનું નામ જ ખરૂં જીવન ગાળવું, એ છે. આ સ્થૂલ જગતના ભાનપૂર્વક જીવવું, એનું નામ ખરૂં જીવન નથી,-પશુઓ પણ એવું જીવન ગાળે છે, પરંતુ શિખરના પ્રદેશના ભાનપૂર્વક જીવવું, એનું નામ ખરૂં જીવન છે. જેટલો સમય આવા ભાનપૂર્વક આપણો વ્યતીત થાય છે, તેટલો જ સમય, આપણે જીવ્યા ગણાઇએ છીએ; અન્ય સમયનું આપણું જીવવું, એ નામ માત્રનું જીવવું છે.

જેમ લાલ કાચમાંથી જોતાં આખું જગત્ લાલ દેખાય છે, તેમ શિખરઉપર સ્થિત થતાં આખા જગતમાં અનુકૂળ ભાવ બંધાય છે. કશામાં જ પ્રતિકૂળ ભાવ અથવા દ્વેષ પ્રકટતો નથી, કારણ કે પ્રત્યેકનું અધિષ્ઠાન જે ચૈતન્ય તેને જ આપણી વૃત્તિ જુએ છે. પ્રત્યેકનામાં રહેલું જે ઈશ્વરત્વ તેની સાથે જ આપણી વૃત્તિનો સંબંધ હોય છે. સઘળા પ્રાણિપદાર્થો વસ્તુતઃ જેવા છે, તેવા જ આપણને જણાય છે. લાકડાનું ઠુંઠું લાકડારૂપે જ દેખાય છે, પણ ચોરરૂપે દેખાતું નથી. ચોરરૂપે દેખાય તો પ્રતિકૂળ ભાવ પ્રકટવો સંભવે. દોરડી દોરડીરૂપે જ દેખાય છે, પણ સાપરૂપે દેખાતી નથી. સાપરૂપે દેખાય તો પ્રતિકૂળ ભાવ પ્રકટવો સંભવે. જગત્ હરિરૂપ જ દેખાય છે, પણ જગતરૂપે દેખાતું નથી. જગતરૂપે દેખાય તો પ્રતિકૂળ ભાવ પ્રકટવો સંભવે. સઘળું જ સન્મય, ચિન્મય અને આનંદમય ભાસે છે. સઘળું જ સૌંદર્યથી યુક્ત અને શુભથી પૂર્ણ ભાસે છે. દોષને જોનાર દૃષ્ટિનો અભાવ થયેલો હોવાથી દોષ દૃષ્ટિએ આવતો નથી. સર્વત્ર ચૈતન્યને જ જોનાર નવી દૃષ્ટિ ઉઘડેલી હોવાથી તે દૃષ્ટિ, તેના સંમુખ ગમે તે આવે છે, તોપણ તેમાં રહેલા ચૈતન્યઉપર જ જઈ જઇને ઠરે છે. આમ થવાથી શિખરે સ્થિત પુરુષને જગતમાં ખોટું કયાં અને શી રીતે દેખાય ? આ ગ્રહણ કરવા યોગ્ય છે, અને આ ત્યાગ કરવાયોગ્ય છે, એવી બુદ્ધિ તેનામાં શી રીતે પ્રકટે ? આ વિહિત છે, અને આ નિષિદ્ધ છે, એવા ભેદો તેની મતિ કેવી રીતે પાડે ? અમુક નિંદ્ય છે, અને અમુક વંદ્ય છે, એવો વિવેક તેના અંતરમાં કેવી રીતે હોઈ શકે ? કોઈપણ તેને ગર્હણીય ( censurable તિરસ્કાર કરવા યોગ્ય ) નથી, કોઇ પણ તેને દંડનીય ( શિક્ષા કરવા યોગ્ય ) નથી. પ્રેમ એ જ તેના જીવનનું સૂત્ર છે. પોતાનામાં તથા સર્વનામાં રહેલા પ્રેમ અંશને જોતો તે સર્વના ઉપર પ્રેમનાં જ કિરણો નાંખે છે; અને સર્વના ઉપર સર્વ કાળ પ્રેમ કરનાર વૃત્તિ જ્યારે

અંતઃકરણમાં જાગ્રત્ થાય છે ત્યારે અનર્થની તત્કાળ નિવૃત્તિ થાય છે, અને જેનું પ્રમાણ કાઢી નહિ શકાય એવા પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

આ આધ્યાત્મિક જગત્માં પગ મૂકતાં જ સર્વના ઉપર પ્રેમ પ્રકટે છે. કારણ કે પોતાના આત્માનું ભાન કરવું, એ જ આ આધ્યાત્મિક જગત્માં પ્રવેશ છે; અને પોતાનો આત્મા પરમપ્રેમાસ્પદ અર્થાત્ પરમપ્રેમનું ધામ હોવાથી, તથા પ્રત્યેક પ્રાણીપદાર્થમાં વ્યાપેલો હોવાથી આત્માનું ભાન થતાં જ પ્રત્યેક પ્રાણીપદાર્થ પરમ પ્રેમના ધામરૂપ થાય, એ સ્વાભાવિક છે. આત્મા અને પ્રેમ એ ઉભય એક જ છે, અને તેથી જેમ આત્મા એકદેશી નથી, તેમ પ્રેમ પણ એકદેશી નથી. આથી ખરો પ્રેમ એકમાં અથવા અનેકમાં મર્યાદિત થઇને રહેતો નથી, પણ સર્વત્ર અમર્યાદ વિસ્તારને પામે છે. તેને આ મારા, અને આ પારકા, એવું હોતું નથી. સઘળું જ તેનું પોતાનું છે, અને સઘળાઉપર જ તે પ્રેમ કરે છે. ખરા પ્રેમનો આવો અમર્યાદ વિસ્તાર શિખરના પ્રદેશમાં પગ મૂકતાં જ આપણા અનુભવમાં આવે છે. મહાપુરુષો ભૂતમાત્રના અદ્વેષ્ટા હોય છે, આખા જગત્નું નિરંતર હિત ઇચ્છે છે, સર્વપ્રતિ પ્રેમથી ભરેલાં અમૃતપૂર્ણ નેત્રથી યુક્ત રહે છે, એ આદિ તેમની સ્તુતિનાં સત્શાસ્ત્રોમાં જે વચનો આપણે શ્રવણ કરીએ છીએ તે કેટલાં સત્ય છે, તેનો હવે આપણને પ્રત્યક્ષ અનુભવ થાય છે.

શિખરે જ્યારે આપણે સ્થિત થઇએ છીએ ત્યારે પ્રેમના રમ્ય રહસ્યનું આપણને જ્ઞાન થાય છે. 'હું તને સર્વ પાપથી મુક્ત કરી પરમ શાંતિને આપીશ', (**अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुच**) એવાં શ્રીકૃષ્ણનાં અભયપ્રદ વચનોનું હાર્દ ત્યારે આપણે સમજીએ છીએ. સત્ય પ્રેમ પ્રકટતાં પાપ માત્ર નાશ થાય છે, અને અનવધિ પ્રેમસ્વરૂપ પરમાત્માના સર્વ સુખનિકેતન અંકમાં પરમ શાંતિનો અનુભવ કરતા આપણે સર્વદા નિર્ભયપણે રમણ કરીએ છીએ. આવા અદ્ભુત અનુભવને પ્રકટાવનાર શિખરના પ્રદેશને શ્રીકૃષ્ણ પોતાનું પરમ ધામ કહે (**तद्धामं परमं मम**) એમાં શું આશ્ચર્ય?

શિખરનો પ્રદેશ એ પરમાત્માનું અત્યંત શુભ મંદિર છે. તે પોતાના અંતરમાં જ છતાં તેને શોધવા મનુષ્યો, તીર્થોના અને ધામોના છેડાસુધી ભ્રમણ કરે છે. શિખરનો પ્રદેશ એ આપણા પોતાના જ અંતરમાં ઉદય થતી એક અલૌકિક આધ્યાત્મિક સ્થિતિ છે કે જે સ્થિતિમાં અનાદ્યનંત પરમાત્માનાં ચક્ષુસાથે આપણાં ચક્ષુ મળે છે, જે સ્થિતિમાં પરમસુખાબ્ધિ પરમાત્માના દેહસાથે આપણા દેહનો સંબંધ થાય છે, જે સ્થિતિમાં અખંડ સત્યસ્વરૂપ પરમાત્માનાં પરમહિતકર વચનોને શ્રવણ કરવા આપણા કર્ણ ભાગ્યશાળી થાય છે, અને જે સ્થિતિમાં ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના હેતુભૂત પરમાત્માના અને આપણા અભેદનો, કદી પણ ભ્રાંતિ ન પ્રકટે એવો આપણને અનુભવ થાય છે. આપણે પણ પ્રભાતિક શ્રીમન્નૃસિંહાચાર્યજીની સાથે ઉલ્લાસમાં આવી જઇને ઉદ્ગારો કાઢીએ છીએ કે:—

"અબ મેં સિદ્ધ ભયા જગરાયા, નિશાન ગડાયા, ડંકા બજાયા, અબ૦

હૃદયમંડલમેં નાદ જગાયા,

અહં નિજ ગગનમંડલમેં ભગાયા,

વહાં અજરામર આસન પાયા, ઈશ કહાયા, અબ૦

દશ દિશ જયઘોષ સુનાયા,
સબ હિ સ્થલ અમલ જમાયા,
શાંતિસેં અખંડ મંડલ છાયા, છપ ગઇ માયા, અબ૦
અરિમિત્રભાવ અલપાયા,
મનપ્રાણુ મિલી ઘર આયા,
તાપત્રય જ્વલ નસાયા, અભય દઢાયા, અબ૦
મિથ્યા મૈંપનકોં છટકાયા,
દ્વૈત અંતરતેં સબ ઝટકાયા,
નૃસિંહ અભયમેં સદા શમાયા, જને યશ ગાયા," અબ૦.

**શ્રીનૃસિંહવાણીવિલાસ, તૃતીય પુસ્તક.**

શિખરનો પ્રદેશ એ જ પરમાત્માની પૂજા કરવાનું, પરમાત્માનું ધ્યાન ધરવાનું અને પરમાત્માની પ્રાર્થના કરવાનું સાચું દેવગૃહ છે. આ સ્થળે પરમાત્માની કરવામાં આવેલી પૂજા પરમાત્મા તત્કાળ સ્વીકારે છે, અને તેનું તત્કાળ ફળ મળે છે. આ સ્થળે પરમાત્માનું કરેલું ધ્યાન અણસિદ્ધિનાં ઐશ્વર્યને પ્રકટાવીને તત્કાળ સમાધિલાભ કરે છે, અને આ સ્થળે જ પરમાત્માની કરેલી પ્રાર્થના કદી પણ નિષ્ફળ જતી નથી. તેમાં પ્રવેશનાર ઈશ્વરની સાથે હરેફરે છે, ઈશ્વરના અંકમાં નિર્ભયપણે નિવાસ કરે છે, ઈશ્વરના હજાર હાથથી હું નિરંતર રક્ષાયલો છું, એવો અનુભવ કરે છે, અને ઈશ્વરનો કોઇ કાળે પણ મારે વિયોગ થવાનો સંભવ નથી, એવું ભાન કરે છે.

શિખરઉપર સ્થિતિ કરનારના નિયંતા. પ્રત્યેક કાર્યમાં વિશ્વનિયંતા થાય છે. આથી તેને કશું દુઃખ આવી પડતું નથી. તે વિપથગામી ( આડે માર્ગે વહેનાર ) થતો નથી. પરમાત્મા તેના દોરનાર હોય છે, અને જેને પરમેશ્વર દોરનાર છે, તેને ખાડામાં પડવાનો સંભવ શી રીતે આવે ? જેનો રથ પરમાત્મા હાંકે તે અર્જુનનો પરાજય કેવી રીતે થાય ? શિખરસ્થિત પુરુષને પરમાત્મા નિરતર હિતના–પરમહિતના માર્ગમાં જ દોરે છે. જગતની સ્થૂલ દષ્ટિને કદાચ તે અહિતનો જણાય, પણ તત્ત્વદષ્ટિથી તે હિતનો જ માર્ગ હોય છે. શિખરે સ્થિત પુરુષ જે જાણવાની ઇચ્છા કરે છે, તેનો તેના હૃદયમાં અનાયાસ પ્રકાશ થાય છે, કારણ કે જ્ઞાનઘન પરમાત્માથી નિરંતર તેનો સંબંધ હોય છે. શિખરે સ્થિત પુરુષને જે કરવાની ઇચ્છા થાય છે, તે કરવાનું સામર્થ્ય તેને પોતાનામાં આવેલું ભાસે છે, કારણ કે સામર્થ્યના મહોદધિ પરમાત્મા તેને નિરંતર સંસ્પૃષ્ટ હોય છે; અને પરમાત્માને શું કરવું અશક્ય છે?

ઈશ્વરના નિયંતૃત્વતળે સર્વદા રહેવું એથી મહદ્દભાગ્ય આ જગતમાં બીજું કયું છે ? પરમાત્માજેવા જેને માથે ધીંગા ધણી છે, તેના સામી ઉંચી નજર કરવા પણ જગતમાં કોણ સમર્થ છે ? શિખરે સ્થિત પુરુષ આવા નિયંતૃત્વને પામીને દુઃખમાત્રથી મૂકાય છે, અને પરમ શાંતિના, સુખના, તથા આનંદના માર્ગમાં પ્રતિક્ષણ અધિક અને અધિક ઉંચો ચઢે છે.

( અપૂર્ણ )

# आरोग्यनी प्रतिदिन अधिक अधिक प्राप्ति शी रीते करवी.

મનુષ્યમાં કંઇક એવું છે કે જે નિત્ય નિરામય ( રોગરહિત ) છે. શરીર કે મનને ગમે તે થાય છે તોપણ આ કંઇક કદી પણ માંદુ થતું જ નથી અને તેનું કારણ એ કે આ કંઇક વસ્તુતઃ આરોગ્યસ્વરૂપ છે. પૂર્ણ આરોગ્ય નામનો જે ધર્મ અથવા સામર્થ્ય છે, તે જ એ છે. જેમ દીપકને તમે કાળો કરી શકતા નથી, કારણ કે દીપક પોતે જ પ્રકાશસ્વરૂપ છે, તેમ આ કંઇકને તમે રોગયુક્ત કરી શકતા નથી, કારણ કે તે પોતે જ આરોગ્યરૂપ છે. મૂળ તત્ત્વો અથવા મૂળ ધર્મો કદી બદલાતા નથી, તેથી કરીને આરોગ્યરૂપ ધર્મ જાતે જ આરોગ્ય હોવાથી આરોગ્યવિના બીજું કશું થઇ શકતો જ નથી. ઉષ્ણતા મૂળ ધર્મરૂપ હોવાથી ઉષ્ણતાવિના બીજું કશું થઇ શકતી જ નથી.

આ આરોગ્યરૂપ ધર્મ મનુષ્યના શરીરના પ્રત્યેક અણુમાં વ્યાપી રહેલો હોય છે, અને જ્યાં સુધી મનુષ્યશરીરમાં રહેલું સઘળું, આ ધર્મની સાથે પૂર્ણ અનુકૂળપણે વર્તે છે, ત્યાં સુધી મનુષ્યના આખા શરીરમાં પૂર્ણ આરોગ્ય જ પ્રવર્તે છે.

શરીરનાં સઘળાં તત્ત્વો અને સામર્થ્યો આ આરોગ્યરૂપ ધર્મની સાથે પૂર્ણ અનુકૂળપણે વર્તે, એવો તેમને અભ્યાસ પાડવો, એ પૂર્ણ આરોગ્યની કુંચી અથવા ગુપ્ત ઉપાય છે; અને આ આરોગ્યરૂપ ધર્મનું વાસ્તવિક સ્વરૂપ શું છે, તેનું મનમાં અધિક અધિક ભાન કરવાથી, શરીરનાં સઘળાં તત્ત્વોને અને સામર્થ્યોને આવો અભ્યાસ પડે છે.

શરીરનાં સઘળાં તત્ત્વો અને સામર્થ્યોઉપર આંતર મનની સત્તા પ્રવર્તે છે; તેથી કરીને આ તત્ત્વોને આરોગ્યરૂપ ધર્મને અનુકૂળ વર્તવાનો અભ્યાસ પાડવા માટે આંતર મનને આરોગ્યના વાસ્તવિક સ્વરૂપનું દૃઢ ભાન કરાવવું જોઇએ.

જેનું આપણે નિદિધ્યાસન કરીએ છીએ અર્થાત્ મનમાં એકાગ્ર થઇને જેનું આપણે તાદૃશ ભાન કરીએ છીએ, તેનું આપણા આંતર મનમાં દૃઢ ભાન થાય છે; અને તેમ થતાં આંતર મન, જેનું તેને દૃઢ ભાન થયું હોય છે, તેના ધર્મોને બાહ્ય શરીરમાં પ્રકટાવે છે.

જ્યારે આપણે આરોગ્યના સ્વરૂપનું નિદિધ્યાસન કરીએ છીએ ત્યારે આંતર મનમાં આરોગ્યના સ્વરૂપનું દૃઢ ભાન થાય છે, અને તેમ થતાં તે આપણા શરીરના પ્રત્યેક ભાગમાં આરોગ્યને જ પ્રકટાવે છે.

આરોગ્યના સ્વરૂપનું નિદિધ્યાસન કરવાને માટે આરોગ્યના અધિક અધિક ચઢતા સ્વરૂપમાં મનને નિરંતર એકાગ્ર કર્યા કરવું જોઇએ. આની એકાગ્રતા થતાં શરીરમાં ગમે તે જાતનો વ્યાધિ હોય છે, તોપણ તે નિર્મૂળ થઇ જાય છે, કારણ કે આરોગ્યમાં અધિક અધિક ચઢતા સ્વરૂપમાં મનની એકાગ્રતા થવાથી આરોગ્યના વાસ્તવ સ્વરૂપમાં જ મનનો પ્રવેશ થાય છે.

આરોગ્યના સ્વરૂપનું નિદિધ્યાસન કરવું, એ આરોગ્યમાં જ પ્રવેશ કરવાતુલ્ય છે, અને જ્યારે શરીરનો પ્રત્યેક ભાગ આરોગ્યમાં પ્રવેશે છે ત્યારે શરીરમાં એકે રોગ રહી શકતો નથી.

જ્યારે શરીરનાં સઘળાં તત્ત્વો અને સામર્થ્યો આરોગ્યરૂપ ધર્મને પૂર્ણપણે અનુકૂળ વર્તે છે, ત્યારે શરીરનો પ્રત્યેક અવયવ આરોગ્યમાં જ પ્રવેશ કરે છે, અને જ્યારે આંતર મનમાં

આરોગ્યના સ્વરૂપનું દૃઢ ભાન થાય છે ત્યારે આ તત્ત્વો આરોગ્યરૂપ ધર્મને અનુકૂળ વર્ત્યા વિના રહેતાં જ નથી.

આંતર મનમાં આરોગ્યના સ્વરૂપનું અધિક અને અધિક દૃઢ ભાન કરવાને માટે પૂર્ણ આરોગ્યનું ચિંતન અધિક અને અધિક કર્યા જ કરવું જોઇએ. દિવસે દિવસે આરોગ્યના સ્વરૂપને ઉંચું અને ઉંચું કર્યા જ કરવું જોઇએ, અર્થાત્ નિરંતર આગળ વધ્યા જ જવું જોઇએ.

પૂર્ણ આરોગ્યનું સંરક્ષણ કરવાને માટે, આપણને અધિક અને અધિક આરોગ્ય નિત્ય પ્રાપ્ત છે, એવા ભાનને નિરંતર વધારતા જવું જોઈએ. જીવનનો ઉદ્દેશ નિરંતર આગળ વધવાનો છે, અને આ ઉદ્દેશને અનુકૂળ રહેવાને માટે આપણે પ્રત્યેક બાબતમાં આગળ અને આગળ વધવું જ જોઇએ.

આરોગ્યનું અખંડ અધિક અને અધિક ભાન આપણને રહ્યા કરે, એટલા માટે વારંવાર આપણે આપણો અંતરાત્મા જે પૂર્ણ આરોગ્યસ્વરૂપ છે, તેમાં વૃત્તિને એકાગ્ર કર્યા કરવી જોઇએ. જેનું આપણે સઉથી અધિક ચિંતન કરીએ છીએ, તેના ગુણો; ધર્મો, અને સ્થિતિઓ આપણામાં આવે છે; પરંતુ આ ચિંતન જો એકાગ્રતાથી અને ઉંડી લાગણીથી કરવામાં આવે છે તો જ તે ફળને પ્રકટાવે છે.

આટલા વિવેચનથી સ્પષ્ટ થશે કે ધ્યાતા ધ્યેયરૂપ થાય છે, એ નિયમાનુસાર જો આપણે આપણા અંતરમાં રહેલા પૂર્ણ આરોગ્યરૂપ ધર્મવાળા આપણા અંતરાત્મામાં જ મનને યથાર્થ એકાગ્ર કરીએ છીએ, તો આપણું મન પ્રથમ પૂર્ણ આરોગ્યનું ભાન કરે છે, અને પછી તે ભાન આખા શરીરમાં પૂર્ણ આરોગ્યને પ્રકટાવે છે.

જ્યારે આપણું મન પૂર્ણ આરોગ્યનું ભાન કરે છે, ત્યારે આંતર મનમાં પણ તે ભાન દૃઢ થાય છે, અને આંતર મનની આખા શરીરઉપર સત્તા પ્રવર્તતી હોવાથી આપણે સર્વાંગ પૂર્ણ નિરામય થઈએ છીએ.

પૂર્ણ આરોગ્યસ્વરૂપ અંતરાત્મામાં વૃત્તિને એકાગ્ર કરવામાં આવે ત્યારે આત્મા શરીરના પ્રત્યેક અણુઅણુમાં વ્યાપક છે, એમ જાણવું જોઇએ, અને આખા શરીરમાં વ્યાપી રહેલા આ આત્મામાં મનને એકાગ્ર કરવું જોઇએ; કારણ કે આખા શરીરમાં નિરામય આત્માનું ભાન કરવાથી પ્રત્યેક અણુમાં રહેલા આંતર મનમાં નિરામયતાનું ભાન થાય છે; અને પ્રત્યેક અણુમાં રહેલા આંતર મનમાં જ્યારે પૂર્ણ આરોગ્યનું દૃઢ ભાન થાય છે ત્યારે શરીરને ખુણે ખોચરે પણ કોઇ પણ પ્રકારનો વ્યાધિ રહી શકતો નથી.

---

## केटलाक प्रश्नो अने तेना उत्तरो.

**प्रश्न**—કેટલાંક વર્ષપૂર્વે મને ઉપદંશ ( ગરમી ) નો વ્યાધિ થયો હતો. હાલ મારી લગ્ન કરવાની ઇચ્છા છે, તો સંપૂર્ણ નીરોગ થવાને માટે મારે ઉપવાસ કરવા કે ફળઉપર રહેવું !

**उत्तर**—કોઇ પણ પ્રકારના ઉપદંશના અથવા રુધિરના વ્યાધિને માટે ઉપવાસ એ સર્વોત્તમ ઉપાય છે. ચૌદ દિવસના ઉપવાસથી ઘણા ઉપદંશના વ્યાધિ મટી જાય છે. સૌમ્ય ઉપદંશનો વ્યાધિ આઠ અથવા દશ દિવસના ઉપવાસથી મટી જાય છે.

ઉપવાસ કરવાની સર્વોત્તમ રીત એ છે કે કોઇ પણ જાતનો ખોરાક ન ખાવો, પણ ટંડું પાણી પુષ્કળ પીવું, મનને શાંત રાખવું અને ઉપવાસના દિવસોમાં આહારની બિલકુલ જરૂર નહિ પડે, એવું મનમાં ઉંડું ચિંતન કરવું.

ખાવાનો જરા પણ વિચાર ન કરવો, પણ જે ઉદ્દેશ સિદ્ધ કરવા ધાર્યો છે તેનો જ માત્ર વિચાર કરવો, અને ધારેલું ફળ અવશ્ય પ્રાપ્ત થશે જ, એવી પૂર્ણ આશા રાખવી. ઉપવાસ લગભગ બધા જ રોગોને મટાડે છે અને ખાસ કરીને જઠરના તો સઘળા જ રોગો મટાડે છે. પરંતુ લોકો આ ઉપાયનો જેટલો આદર કરવો જોઇએ તેટલો નથી કરતા તેનું કારણ એ છે કે ખાવામાં નિશ્ચયબળની જરા પણ જરૂર પડતી નથી અને ન ખાવામાં પડે છે.

આરોગ્યના નિયમો પાળીને અને આરોગ્યના વિચારો સેવીને રોગમાત્રને અટકાવવાનો પ્રયત્ન કરો; પરંતુ કદાચ રોગ આવે તો ઉપવાસની સાથે માનસિક ઉપચારો કરો, અને તમે તરત જ સારા થઇ જશો.

સાધારણ વ્યાધિઓ ત્રણ કે ચાર દિવસ ઉપવાસ કરવાથી મટાડી શકાય છે, અને ઉપવાસની સાથે જો માનસિક ઉપચાર સેવવામાં આવે છે તો તેથી પણ ઓછા સમયમાં મટાડી શકાય છે.

રાંધ્યાવિના બરાબર પાકેલાં ફળ જો એકલાં થોડા પ્રમાણમાં મિતપણે ખાવામાં આવે તો તેથી પણ ગમે તે વ્યાધિ મટી જાય છે, પણ આ રીતે વ્યાધિને મટતાં ત્રિશ, સાઠ કે નેવુ દિવસ પણ લાગે છે.

---

## શું આ વિષય વિચારવાયોગ્ય નથી?

લુહાર એક છરી બનાવે છે, સુતાર એક ખુરશી બનાવે છે, અને એક વિદ્વાન્ એક ગ્રંથ બનાવે છે. લુહારકરતાં છરી, સુતારકરતાં ખુરશી, અને વિદ્વાનકરતાં ગ્રંથ ચઢીયાતો છે, એમ શું તમે કહી શકશો? અવશ્ય નહિ જ. છરીને બનાવનાર લુહાર છરીકરતાં અનેકગણુ ચઢીયાતો છે, ખુરશીને બનાવનાર સુતાર ખુરશીકરતાં અનેકગણુ ચઢીયાતો છે, અને ગ્રંથને બનાવનાર વિદ્વાન્ ગ્રંથકરતાં અનેકગણુ ચઢીયાતો છે; અને તોપણ છરી રહે છે, અને છરીકરતાં ચઢીયાતો લુહાર મરી જાય છે; ખુરશી રહે છે, અને ખુરશીકરતાં ચઢીયાતો સુતાર મરી જાય છે; ગ્રંથ રહે છે, અને ગ્રંથકરતાં ચઢીયાતો વિદ્વાન્ મરી જાય છે. આમ શા માટે બને છે? શું આ વિષય વિચારવાયોગ્ય નથી?

પિરામિડો છે, અને પિરામિડો બાંધનારા હજારો વર્ષપૂર્વે ચાલ્યા ગયા છે; તાજમહેલ છે, અને તાજમહેલના બાંધનારાનો આજે પત્તો નથી; તારયંત્ર અને વરાળયંત્ર છે અને તેમને શોધનારનાં માત્ર નામો જ રહ્યાં છે. બનાવનારાકરતાં બનાવેલી વસ્તુ વધારે બળવાન્ અને વધારે આયુષ્યવાળી છે, એ શું? શું આ વિષય વિચારવા યોગ્ય નથી?

જગતને બનાવનાર પરમેશ્વર મરી જાય અને જગત્ હજારો વર્ષ જીવે, એ કલ્પના શું તમારી બુદ્ધિમાં ઉતરી શકે છે? સેંકડો જગત્ ઉપજે અને અળપાઇ જાય, તોપણ પરમેશ્વર જેવા છે તેવા ને તેવા રહેતા હોવામાં જ તેમનું પરમેશ્વરત્વ રહેલું છે; અને તોપણ મનુષ્યની બનાવેલી વસ્તુઓ રહે છે, અને મનુષ્ય મરી જાય છે. મનુષ્યનું મનુષ્યત્વ હવે ક્યાં રહ્યું? શું આ વિષય વિચારવાયોગ્ય નથી?

મનુષ્યકરતાં ઉત્કૃષ્ટ પ્રકારનાં દેવવર્ગનાં આયુષ્ મનુષ્યકરતાં અનેકગણુ વધારે હોય છે; દેવકરતાં ઉત્કૃષ્ટ પ્રકારનાં ઇશ્વરવર્ગનાં આયુષ્ દેવકરતાં અનેકગણુ વધારે હોય છે.

આમ છતાં વૃક્ષોકરતાં ઉત્કૃષ્ટ પ્રકારનાં મનુષ્યો વૃક્ષોકરતાં ઓછું જીવે છે, ધારે જીવે છે; તથા કેટલાંક પશુઓકરતાં ઉત્કૃષ્ટ પ્રકારનાં મનુષ્યો ઓછાં છે, અને પશુઓ વધારે આયુષ્યવાળાં હોય છે. આમ શા માટે થવું જોઇએ? શું વિચારવાયોગ્ય નથી?

વૃક્ષોનાં તથા પશુઓનાં શરીરો મનુષ્યનાં શરીરકરતાં વધારે સ્થૂલ અને તેથી તેઓ વધારે જીવે છે, એમ કોઇ કહે તો તે બંધબેસતું આવતું નથી, દેવોનાં શરીર મનુષ્યોનાં શરીરકરતાં વધારે સૂક્ષ્મ, વધારે શુદ્ધ તથા વધારે દિવ્ય મનુષ્યનાં શરીર દેવોનાં શરીરસાથે સરખાવતાં અધિક સ્થૂલ, અધિક કર્કશ મલિન છે. એમ છતાં તેમનું આયુષ્ દેવોથી અધિક હોવાને બદલે ઉલટું ઓછું માટે મનુષ્યનાં શરીરો મૃત્યુનાં આમ સહેલાઇથી ગ્રાસ થઇ જવાં જોઇએ? શું વિચારવાયોગ્ય નથી?

મૃત્યુનો આમ સહેલાઇથી ગ્રાસ થવામાં મનુષ્યની કોઇ પણ સ્થળે ભૂલ ભૂલ ક્યાં થાય છે, કેવા પ્રકારની છે, તથા તે ટાળવાનો શો ઉપાય છે, તે તેણે શોધી કાઢવું જોઇએ; અને તે શોધવા માટે આ વર્તમાન શતક જેવું અનુકૂળ બીજું કોઇ ભાગ્યે જ હશે.

* * * *

જે એ **પરમાત્માને** જાણે છે, તે મૃત્યુને તરે છે, અને અમૃતત્વનો અનુભવ અને એ **પરમાત્મા** તે ક્યા? તે (**तत्**) **પરમાત્મા** તે અન્ય કોઇ જ નથી પણ જ છો. (**तत्त्वमसि**). તમારો અંતરાત્મા તે જ એ **પરમાત્મા** છે. તમે પોતે ત્મા છો. જો તમે પોતે **પરમાત્મા** નથી તો તમે બીજા કોણ છો તે હું જાણતો **પરમાત્મા** છો, માટે જ તમે છો. જો તમે **પરમાત્મા** ન હો તો તમારા અસ્તિત્વનો

---

વિવિધ કરે વ્યવહાર પણ, લક્ષણા સ્વરૂપે હોય,
કરતો અખંડ દીસે ક્રિયા, પણ તેમાં તે સ્વરૂપને જોય રે, તેના૦
મનવાણી કે કર્મથી, કોને પીડે ન અંશ,
જેની મતિમાં સત્યનો, થતો કદી નથી ભ્રંશ,
શુદ્ધ સ્વરૂપે તેહ છે, સર્વદા તેના કેન્દ્ર—
સ્થાનવિષે તે અનુભવે, નિત્ય પ્રકટ શ્રીનાથ ઉપેન્દ્ર રે, તેના૦

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૧૬૬ થી )

આપ્રમાણે રચનાની અનુપપત્તિરૂપ હેતુથી સાંખ્યસંમત પ્રકૃતિના સાધકના અનુમાનને હેત્વાભાસ જણાવી, એ જ અર્થની સિદ્ધિમાં અન્ય હેતુ શ્રીસૂત્રકાર આપે છે.

**प्रवृत्तेश्च ॥ २ ॥**

**સૂત્રાર્થ**—પ્રકૃતિની પ્રવૃત્તિ ( ઘટતી નથી તેથી પણ પ્રકૃતિ અસિદ્ધ છે. )

આ સૂત્રમાં એ કહ્યું કે જગતની રચનાનો પ્રશ્ન હાલ બાજુપર મૂકીએ. એ રચનાની સિદ્ધિમાટે સાંખ્યો માને છે કે પ્રકૃતિ જ્યારે સામ્યાવસ્થાથી ભ્રષ્ટ થાય છે, પ્રકૃતિની સામ્યાવસ્થાનો ભંગ થાય છે, અર્થાત્ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ એક સરખાં હતાં તેને બદલે કોઇ પ્રધાન અને કોઇ ગૌણ થઇ રહે છે, અર્થાત્ આપ્રમાણે ગુણપ્રધાન ભાવ પામવારૂપ જે કાર્યોભિમુખતા જગતના વિવિધ કાર્યોને પ્રકટાવવાની તત્પરતા તેરૂપ પ્રવૃત્તિ પ્રધાનની થાય છે ત્યારે પછી તેમાંથી અમુક ક્રમે મહત્, અહંકારાદિ વિશિષ્ટ કાર્યોરૂપ વિશ્વ પ્રકટે છે. આ પ્રકારની પ્રવૃત્તિ જે રચનામાટે સાંખ્યો સ્વીકારે છે તે પણ પ્રધાનની થવી ઘટતી નથી. પ્રધાન અચેતન તથા સ્વતંત્ર છે અને તેથી તેની એવી પ્રવૃત્તિ ઘટતી નથી કેમકે મૃત્તિકાદિ પદાર્થો તથા રથાદિ પદાર્થોમાં તેમ દેખાતું નથી. એ પદાર્થો પોતે અચેતન છે અને જ્યાં સુધી કુલાલાદિ ચેતન પદાર્થો તથા અશ્વાદિ ચેતન પદાર્થો વડે અધિષ્ઠિત થતા નથી ત્યાં સુધી એ વિશિષ્ટ કાર્ય પ્રકટાવવા તત્પર થઇ શકતા નથી. અનુમાન કરવામાં દૃષ્ટથી તેને અનુસરીને અદૃષ્ટની સિદ્ધિ થાય છે. તેથી આ પ્રવૃત્તિની અનુપપત્તિરૂપ હેતુને લીધે પણ જગતનું અચેતન કારણ અનુમાનથી સાધી શકાય તેમ નથી.

પૂર્વપક્ષી કહેશે કે જેમ અચેતનની પ્રવૃત્તિ દેખાતી નથી તેમ કેવળ ચેતનની પણ પ્રવૃત્તિ જગતમાં દેખાતી નથી. તો એ કહેવું સત્ય છે. ચેતનસંયુક્ત જે રથાદિ અચેતન પદાર્થ તેની પ્રવૃત્તિ દેખાય છે અને અચેતનથી સંયુક્ત ચેતનની પ્રવૃત્તિ જણાતી નથી. તો પ્રશ્ન એ છે કે આમાં શું યોગ્ય છે, જેમાં પ્રવૃત્તિ દેખાય છે તેની એ પ્રવૃત્તિ ગણવી કે જેનાથી સંયુક્ત થવાથી પ્રવૃત્તિ દેખાય છે તેની એ ગણવી? અહિં વાદી કહેશે કે "જેમાં પ્રવૃત્તિ દેખાય છે તેની જ એ ગણવી જોઇએ કેમકે અહિં પ્રવૃત્તિ તથા તેનો આશ્રય બને પ્રત્યક્ષ છે. અને ચેતનની લઇએ તો તેમાં એ કેવલ ચેતન રથાદિ અચેતનવત્ પ્રત્યક્ષ નથી.



રૂપ (પુસ્તક) ૨૨.— ચૈત્ર. કૃષ્ણ૦ ૧૪, સંવત્ ૧૯૬૬. દર્શન (અંક) ૬.

॥ ॐ શ્રીઁ ॥

# તત્ત્વાભ્યાસમાં રત પુરુષની સ્થિતિ.

પદ. ( કર્મતણા સંજોગથી, નિર્માણ કરેલું એ લય. )

તત્વતણા દૃઢ ચિંતને, જેની વૃત્તિ રમે અહોરાત્ર રે, તેના જીવનની બલિહારી.
ચિંતા કે શોક ન ઉપજે, જેના અંતરમાં તિલમાત્ર,
વ્યાકુલતા ન થતી જરા, જુએ મરતું કદી નિજ ગાત્ર રે. તેના૦
  દ્વેષ થતો ના કો અતિ, અધિક ન કો પ્રતિ રાગ,
  તત્ત્વવિના જેની મતિ, કંઈ ન જુએ કો જાગ,
શિથિલ થઇ તેની સ્પૃહા, તેની ઈચ્છા શમી ગઇ સર્વ,
દીનતા તે ઉર ના સ્ફુરે, તેના અંતરે પ્રકટે ન ગર્વ રે, તેના૦
  ઈન્દ્રિયનો નિગ્રહ રહે, જેને દમે ન મોહ,
  લહે ન ન્યૂનાધિકરૂપે, કાંચન કે આ લોહ.
ઉદ્વેગ પામે ન જેનું મન, જોતાં આવી પડેલું દુઃખ,
સહન કરે દુઃખ નવ લહી, થઇ રહેતાં અંતર્મુખ રે, તેના૦
  તેના ઉરમાં ના સ્ફુરે, કદીએ કોનું અહિત,
  પોતાનાં સુખદુઃખમાં, જેનું છે સમચિત્ત.
સદ્ગુરુઈશ્વરશાસ્ત્રને, જે ન ઉવેખે લેશ,
સુણતાં નિજ નિંદાસ્તુતિ, જેને ઉપજે ન હર્ષ કે ક્લેશ રે, તેના૦
  નિજાનંદમય રે' સદા, નિજ સ્વરૂપે આરૂઢ,
  અંતર જેનું કળાય નહિ, હોયે જે અતિગૂઢ.

વિવિધ કરે વ્યવહાર પણ, લક્ષણા સ્વરૂપે હોય,
કરતો અખંડ દીસે ક્રિયા, પણ તેમાં તે સ્વરૂપને જોય રે, તેના૦
મનવાણી કે કર્મથી; કોને પીડે ન અંશ,
જેની મતિમાં સત્યનો, થતો કદી નથી ભ્રંશ,
શુદ્ધ સ્વરૂપે તેહ છે, સર્વદા તેના કેન્દ્ર—
સ્થાનવિષે તે અનુભવે, નિત્ય પ્રકટ શ્રીનાથ ઉપેન્દ્ર રે, તેના૦

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૬૬ થી )

આપ્રમાણે રચનાની અનુપપત્તિરૂપ હેતુથી સાંખ્યસંમત પ્રકૃતિના સાધકના અનુમાનને હેત્વાભાસ જણાવી, એ જ અર્થની સિદ્ધિમાં અન્ય હેતુ શ્રીસૂત્રકાર આપે છે.

प्रवृत्तेश्च ॥ २ ॥

**સૂત્રાર્થ**—પ્રકૃતિની પ્રવૃત્તિ ( ઘટતી નથી તેથી પણ પ્રકૃતિ અસિદ્ધ છે. )

આ સૂત્રમાં એ કહ્યું કે જગતની રચનાનો પ્રશ્ન હાલ બાજુપર મૂકીએ. એ રચનાની સિદ્ધિમાટે સાંખ્યો માને છે કે પ્રકૃતિ જ્યારે સામ્યાવસ્થાથી ભ્રષ્ટ થાય છે, પ્રકૃતિની સામ્યાવસ્થાનો ભંગ થાય છે, અર્થાત્ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ એક સરખાં હતાં તેને બદલે કોઇ પ્રધાન અને કોઇ ગૌણ થઇ રહે છે, અર્થાત્ આપ્રમાણે ગુણપ્રધાન ભાવ પામવારૂપ જે કાર્યાભિમુખતા જગતના વિવિધ કાર્યોને પ્રકટાવવાની તત્પરતા તેરૂપ પ્રવૃત્તિ પ્રધાનની થાય છે ત્યારે પછી તેમાંથી અમુક ક્રમે મહત્, અહંકારાદિ વિશિષ્ટ કાર્યોરૂપ વિશ્વ પ્રકટે છે. આ પ્રકારની પ્રવૃત્તિ જે રચનામાટે સાંખ્યો સ્વીકારે છે તે પણ પ્રધાનની થવી ઘટતી નથી. પ્રધાન અચેતન તથા સ્વતંત્ર છે અને તેથી તેની એવી પ્રવૃત્તિ ઘટતી નથી કેમકે મૃત્તિકાદિ પદાર્થો તથા રથાદિ પદાર્થોમાં તેમ દેખાતું નથી. એ પદાર્થો પોતે અચેતન છે અને જ્યાં સુધી કુલાલાદિ ચેતન પદાર્થો તથા અશ્વાદિ ચેતન પદાર્થો વડે અધિષ્ઠિત થતા નથી ત્યાં સુધી એ વિશિષ્ટ કાર્ય પ્રકટાવવા તત્પર થઇ શકતા નથી. અનુમાન કરવામાં દષ્ટથી તેને અનુસરીને અદષ્ટની સિદ્ધિ થાય છે. તેથી આ પ્રવૃત્તિની અનુપપત્તિરૂપ હેતુને લીધે પણ જગતનું અચેતન કારણ અનુમાનથી સાધી શકાય તેમ નથી.

પૂર્વપક્ષી કહેશે કે જેમ અચેતનની પ્રવૃત્તિ દેખાતી નથી તેમ કેવળ ચેતનની પણ પ્રવૃત્તિ જગતમાં દેખાતી નથી. તો એ કહેવું સત્ય છે. ચેતનસંયુક્ત જે રથાદિ અચેતન પદાર્થ તેની પ્રવૃત્તિ દેખાય છે અને અચેતનથી સંયુક્ત ચેતનની પ્રવૃત્તિ જણાતી નથી. તો પ્રશ્ન એ છે કે આમાં શું યોગ્ય છે, જેમાં પ્રવૃત્તિ દેખાય છે તેની એ પ્રવૃત્તિ ગણવી કે જેનાથી સંયુક્ત થવાથી પ્રવૃત્તિ દેખાય છે તેની એ ગણવી? અહિં વાદી કહેશે કે "જેમાં પ્રવૃત્તિ દેખાય છે તેની જ એ ગણવી જોઇએ કેમકે અહિં પ્રવૃત્તિ તથા તેનો આશ્રય બને પ્રત્યક્ષ છે. અને ચેતનની લઇએ તો તેમાં એ કેવલ ચેતન રથાદિ અચેતનવત્ પ્રત્યક્ષ નથી.

ચેતનનું તો અનુમાન કરવામાં આવે છે. જીવનવાળો દેહ રથાદિથી વિલક્ષણ છે કેમકે એમાં પ્રાણાદિ રહેલા છે, અને તેથી રથાદિ અચેતનથી એ દેહ ભિન્ન છે. અને તે ભેદ તે એ જ છે કે એ દેહ ચેતનસંયુક્ત છે. આ રીતે ચેતનની જે સિદ્ધિ થાય છે તે અચેતનસંયુક્ત ચેતન જ પ્રથમ તો અનુમાનથી જણાય છે. આમ હોવાથી જ દેહ વિદ્યમાન હોય તો જ ચેતના દેખાય છે, અને દેહ નહિ વિદ્યમાન હોય તો ચેતના દેખાતી નથી માટે દેહ એ જ ચેતન છે એમ ચાર્વાક મતાનુયાયી માને છે. જો અચેતનથી વિરહિત ચેતન ઉપલબ્ધ થતું હોય તો ચાર્વાક મતાનુયાયીને આ ભ્રાન્તિ થવાનો સંભવ રહેતો નથી. તેથી અનુમાનથી કેવળ ચેતનની સિદ્ધિ થતી નથી પણ અચેતનસંયુક્ત ચેતનની જ સિદ્ધિ થાય છે. અને તે પણ ચેતનના સદ્‌ભાવ માત્રની સિદ્ધિ થાય છે અને ચેતન પ્રવર્તક છે એ સિદ્ધ થતું નથી. તેથી અચેતનની જ પ્રવૃત્તિ માનવી જોઈએ, અર્થાત્ જે અચેતન રથાદિમાં પ્રવૃત્તિ દેખાય છે, તેની જ તે છે અને ચેતન તેમાં હેતુ નથી એ સાંખ્યમત જ સત્ય છે, અને જે ચેતન અશ્વાદિ વડે સંયુક્ત થવાથી અચેતન પ્રવૃત્ત થાય છે તે ચેતનપ્રયુક્ત એ પ્રવૃત્તિ છે એ વેદાન્તમત સત્ય નથી." આપ્રમાણે પૂર્વપક્ષી કહે તો એ કહેવું અયોગ્ય છે. કેમકે વેદાન્તસિદ્ધાન્ત એવું કહેતો નથી કે જે અચેતનમાં પ્રવૃત્તિ દેખાય છે, તે અચેતનની તે પ્રવૃત્તિ નથી. એ અચેતનની જ એ પ્રવૃત્તિ છે. પણ વેદાન્ત જણાવે છે કે એ પ્રવૃત્તિ અચેતનની સ્વતઃ સ્વતંત્રપણે થતી નથી પણ ચેતનરૂપ હેતુને લીધે જ થાય છે, કારણ કે ચેતનનો સદ્‌ભાવ હોય છે ત્યારે એ પ્રવૃત્તિ થાય છે અને તેમ નથી હોતું ત્યારે થતી નથી. શરીરમાં ચેતન હોય છે, ત્યારે શરીર હાલી ચાલી શકે છે અને જીવરહિત શરીર થાય છે ત્યારે શબવત્ નિશ્ચેષ્ટ થઈ પડે છે. અશ્વાદિ ચેતનનો સંબંધ થાય છે ત્યારે રથાદિ ચાલે છે અને તેમ નથી થતું ત્યારે એક સ્થળે પડી રહે છે. જેમ કેવલ તેજસ્‌થી દાહ તથા પ્રકાશ પડતો નથી પણ જ્યારે તેજસ્‌નો કાષ્ઠાદિ સાથે સંબંધ થાય છે ત્યારે તેથી દાહ અને પ્રકાશ થાય છે, છતાં દાહ અને પ્રકાશ તેજસ્‌નો સંયોગ હોય છે ત્યારે જ કાષ્ઠાદિ વડે થાય છે અને એ સંયોગના અભાવે તેમ થતું નથી, તે જ પ્રમાણે ચેતનના સંયોગે અચેતનની પ્રવૃત્તિ થતી હોવાથી અને સંયોગનો અભાવ થયે નહિ થતી હોવાથી ચેતનને લીધે જ એ થાય છે અને અચેતનમાં સ્વાભાવિક રીતે, સ્વતંત્ર રીતે એ થતી નથી. ચાર્વાક મતાનુયાયી પ્રાકૃત મનુષ્યો પણ ચેતનરૂપ માનેલો દેહ જ અચેતન રથાદિનો પ્રવર્તક માને છે. તેથી એમાં પણ ચેતનનું પ્રવર્તકત્વ નિષિદ્ધ કરાતું નથી.

અહિં વાદી શંકા કરશે કે દેહાદિથી સંયુક્ત આત્મા થાય છતાં પણ વેદાન્તમતપ્રમાણે એ કેવલ વિજ્ઞાનસ્વરૂપ, ચિત્સ્વરૂપ જ રહે છે તેથી એની પ્રવૃત્તિ થવા અસંભવ છે અને તેથી એ પ્રવર્તક કેવી રીતે થઇ શકે? આનું ઉત્તર એ કે જે પ્રવર્તક હોય, તેનામાં પ્રવૃત્તિ હોવી જ જોઇએ એ નિયમ સ્થાપી શકાય તેમ નથી. લોહચુંબક જાતે પ્રવૃત્તિરહિત છતાં લોહને આકર્ષણ કરી તેમાં પ્રવૃત્તિ ઉપજાવી શકે છે. રૂપ, સ્પર્શ આદિ વિષયો પોતે પ્રવૃત્તિરહિત છતાં ઇન્દ્રિયાદિની પ્રવૃત્તિ ઉપજાવી શકે છે. તેથી આ જ પ્રમાણે સર્વગત, સર્વાત્મા, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ ઈશ્વર પણ પ્રવૃત્તિરહિત છતાં પણ પ્રવર્તક થઇ શકે એ અદોષ છે. અહિં જો કહેવામાં આવે કે અદ્વૈત સિદ્ધાન્તમાં તો એક જ વસ્તુ છે તો દ્વિતીય નહિ હોવાથી પ્રવર્ત્ય ક્યાં રહ્યું તો એનું ઉત્તર અનેક વાર આપી ગયા છીએ કે પરમાર્થે અદ્વૈત જ સત્ય છતાં જે વ્યાવહારિક દશામાં પ્રવર્ત્યાદિનો વિચાર ચાલે છે તેમાં અવિદ્યાવડે પ્રક

થયેલાં નામ રૂપાત્મક જે માયાના દેશ તેને લીધે બહુત્વ વેદાન્ત સ્વીકારે છે. તેથી સર્વજ્ઞ પરમાત્માનું પ્રવર્તકત્વ અનુપપન્ન નથી અને કેવળ અચેતન સ્વતંત્ર પણે પ્રવૃત્તિ પામી શકે તેમ નથી તેથી એ સાંખ્ય સિદ્ધાન્ત અનુપપન્ન છે.

**પયોમ્બુવચ્ચેત્ તત્રાપિ ॥ ૩ ॥**

**સૂત્રાર્થઃ**—ક્ષીર તથા જલની માફક (અચેતન પ્રધાનની સ્વતંત્રપણે પ્રવૃત્તિ થઈ શકે એમ કહો તો, એ પણ દૃષ્ટાન્તરૂપ થઈ શકે તેમ નથી.

આ સૂત્રમાં પ્રથમ પૂર્વપક્ષનું કહેવું જણાવ્યું છે તથા પછી **તત્રાપિ** એ પદોવડે તેનું ખંડન કર્યું છે. પૂર્વપક્ષી કહેશે કે રથાદિમાં ભલે અચેતનની સ્વતંત્રપણે પ્રવૃત્તિ નહિ થતી હોય પણ જગતમાં અન્ય દૃષ્ટાન્તો એવાં છે કે જ્યાં અચેતન સ્વતંત્રપણે પ્રવૃત્તિ પામે છે. દુધ અચેતન છે છતાં સ્વભાવથી જ તે વત્સની વૃદ્ધિમાટે પ્રવૃત્ત થાય છે, જલ અચેતન છે છતાં તે સ્વભાવથી જ લોકહિતમાટે આકાશમાંથી વર્ષે છે અને નદી આદિ રૂપે વહે છે. તેથી એ પ્રમાણે અચેતન છતાં પણ પ્રધાન સ્વતંત્રપણે જ મહદાદિ વિકાર માટે પ્રવૃત્ત થઇ શકે. આ પૂર્વપક્ષનું ખંડન આ સૂત્રમાં એ જણાવ્યું કે એ બંને ઉદાહરણો અસ્થાને છે. એ બંને સાધ્યરહિત છે. ક્ષીર તથા જલ સ્વાભાવિકપણે પ્રવૃત્ત થતાં નથી પણ ચેતનથી અધિષ્ઠિત થાય છે ત્યારે જ પ્રવૃત્તિવાળાં થાય છે. આ નિશ્ચય અનુમાન તથા શ્રુતિ એ બે પ્રમાણોથી કરાય છે. ઉભયવાદી સંમત જે ચેતનાધિષ્ઠિત રથાદિ તેના દૃષ્ટાન્તથી ક્ષીર અને જલ એ બંને પણ ચેતનધિષ્ઠિત હોવાં જોઇએ એવું અનુમાનથી સિદ્ધ થાય છે. અને શ્રુતિ તો સ્પષ્ટ જ કહે છે કે **યોऽप्सु तिष्ठन्नद्भ्योऽन्तरो योऽपोऽन्तरो यमयति, एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि प्राच्योऽन्या नद्यः स्यन्दन्ते**—જે જલમાં રહીને તેનાથી અંતર છે તથા અંતર રહ્યા જલનું નિયમન કરે છે, આ અક્ષર બ્રહ્મના શાસનમાં રહી હે ગાર્ગિ! કેટલીક નદીઓ પૂર્વમાં વહે છે ઇત્યાદિ, આ આદિ શ્રુતિવાક્યો સમસ્ત જગતના પ્રત્યેક પદાર્થમાં, નાનામાં, મોટામાં, ચેતનતત્ત્વ વ્યાપેલું છે તથા એના અધિષ્ઠાન નીચે જ અચેતન રહે છે એ સ્પષ્ટપણે જણાવે છે. તેથી ક્ષીર તથા જલ એ બંનેમાં ચેતનાનધિષ્ઠિતત્વ સિદ્ધ નથી અને તેથી એનું ઉદાહરણ પૂર્વપક્ષી આપે છે તે ખોટું છે. વળી વત્સની વૃદ્ધિઅર્થે અચેતન ક્ષીર પ્રવર્તે છે એમ જે કહ્યું છે તેમાં તો ધેનુ આદિ ચેતન વસ્તુનો સ્નેહ તથા ઇચ્છા તે વડે જ ક્ષીરની પ્રવૃત્તિ થતી હોવાથી એમાં એ દ્વારા ચેતનનું પ્રવર્તકત્વ છે. ચેતન વત્સ ચોષે છે ત્યારે જ ક્ષીર આકર્ષાય છે. જલના સંબંધમાં પણ જલ અત્યન્ત અનપેક્ષ થઇ પ્રવૃત્ત થતું નથી કેમકે એને પણ પ્રવહન થવા માટે નીચા પ્રદેશ આદિ અપેક્ષિત રહે છે. સર્વત્ર ચેતનની અપેક્ષા રહે છે એ તો દર્શાવી ગયા છીએ. તેથી સર્વથા આ અનુદાહરણ છે.

પૂર્વે **ઉપસંહાર દર્શનાન્નેતિ૦ ॥ ૨.-૧. ૨૪ ॥** એ સૂત્રમાં જે કથન કર્યું છે તેની સાથે અત્રનું કથન વિરોધી છે એમ આપાતતઃ લાગશે પણ તે તેમ નથી. એ સૂત્રમાં એટલું જ કહ્યું છે કે બાહ્ય નિમિત્તની અપેક્ષાવિના પણ સ્વાશ્રયભૂત કાર્ય થાય છે એમ લોકદૃષ્ટિથી જણાય છે. અને અહિં જે કહેવામાં આવ્યું છે તે એ છે કે શાસ્ત્રદૃષ્ટિથી સર્વત્ર પરમાત્માની અપેક્ષા છે. તેથી એ બેમાં લેશ પણ વિરોધ નથી.

(અપૂર્ણ.)

# जीवत्व टाळवा तथा अखंड सुख प्राप्त करवा मूर्धमां प्रवेशवा मनने आदेश.

૫૬. ( કાગ વીરા વેગે વાલમને, દે જા દુઃખીનો સંદેશ–એ લય. )

દૃશ્ય ભાન ભૂલી હે મનવા, કરજે મૂધામાં પ્રવેશ,
બેશીને પ્રાણરૂપી વાહને, જાજે જયાં રાજે મહેશ.
દૃશ્ય પ્રપંચે નહિ મળે,
ઇચ્છયું તુજ સુખ નિત્ય,
ચૌદ ભુવનમાં જો ! ફરી,
કયાં છે અખંડ હિત.
જે તૃપ્તિ કો કાળે ના ચળે,
જેનું પૂર્ણ રૂપ વેદ ના કળે,
પામ્યે જે રહેતું ન પામવાનું શેષ,
વિલાતો જાતાં જયાં જીવત્વવેષ, દૃશ્ય ભાન૦

---

# आन्तर मनना अद्भुत चमत्कारो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૫૮ થી. )

અન્ય સામાન્ય વ્યતિકર આ છે. ઘણી વાર મનુષ્યો કોઇ પદાર્થને કોઇ સ્થળે મૂકી દે છે અને પછી તે જોઇએ છે ત્યારે તે કયાં મૂક્યો છે તેનું તેમને સ્મરણ થતું નથી. કોઇ નામ યાદ કરવા છતાં પણ પ્રસંગે સ્મરણમાં આવતું નથી. કોઇ શબ્દ જોઇયે છે ત્યારે જડતો નથી. આ આદિ સર્વ પ્રસંગોમાં તે સમયે તે તે મનુષ્ય સ્મરણ કરવા ઘણો યત્ન કરે છે; મનને વિવિધ પ્રકારે વેગ આપે છે, વિવિધ દિશામાં દોડાવે છે, ગણ્ડસ્થળપર અંગુલી ધરી વિચારનો પ્રવાહ ચલાવે છે, છતાં તે સમયે તે તે સ્મરણ કરવા ધારેલો પદાર્થ સ્મૃતિમાં આરૂઢ થતો જ નથી. એટલું જ નહિ પણ કુશળ નિરીક્ષકોને સમજાય છે કે જેમ જેમ સ્મરણમાટે અધિક અધિક પ્રયત્ન કરવામાં આવે છે તેમ તેમ તે પદાર્થ દૂર ને દૂર ખસતો જાય છે. કોઇ કોઇ વાર એવું પણ થાય છે કે તે પદાર્થ સ્મૃતિપટપર આવે છે પણ તરત જ પાછો જતો રહે છે. આવે પ્રસંગે મનુષ્યો કહે છે કે હમણા મને યાદ આવ્યું હતું પણ પાછું જતું રહ્યું. બરાબર સમજાયું નહિ. આ ઉપરથી આવા વિસ્મરણના પ્રસંગે કુશળ મનુષ્યો શું કરે છે ? તેઓએ તે તે પદાર્થને યાદ કરવા સહજ પ્રયત્ન કરી જુએ છે, પ્રસંગે જરા અધિક પ્રયત્નને પણ સેવે છે, પણ જો તે પદાર્થ સ્મૃતિમાં આવતો નથી એવું તેમને સમજાય છે, તે પદાર્થ વિસ્મૃતિના પટમાં જતો જણાય છે અથવા સ્મૃતિપટપર આવ્યા છતાં છટકી જાય છે એમ જણાય છે તો આ કુશળ મનુષ્ય તરત જ તેને સ્મરણ કરવાનો પ્રયત્ન ત્યજી દે છે અને માત્ર એ પદાર્થ યાદ આવો એવો સંકલ્પ કરી, જાણે તે પદાર્થને, ને ના

મને, તે શબ્દને યાદ કરવાની તેમને અપેક્ષા નથી એવી રીતે તેના પ્રતિ ઉપેક્ષા ધરી પોતાના બીજા કામમાં લાગી જાય છે. આમ થવાથી અલ્પ સમયમાં જે તે પદાર્થઆદિનું તેમને અનાયાસે સ્મરણ થઇ આવે છે. આ પ્રયોગ અનેક મનુષ્યોએ કરેલો છે અને સર્વ અનુભવી મનુષ્યો વિસ્મૃત પદાર્થને સ્મૃત્યારૂઢ કરવાનો આ ઉત્તમ માર્ગ છે એમ જાણે છે. આ વ્યતિકર પણ બાહ્ય મનથી અતિરિક્ત મનનું અસ્તિત્વ સૂચવે છે. બાહ્ય મન જ્યારે તે નામ, શબ્દ અથવા પદાર્થને યાદ કરવા પ્રયત્ન કરે છે ત્યારે તેનું સ્મરણ થતું નથી; પણ જ્યારે એ મન પોતાનો એ વ્યાપાર ત્યજે છે, પોતાના એ પ્રયત્નથી વિમુખ થાય છે ત્યારે તે વસ્તુનું સ્મરણ થાય છે. અહિં સ્પષ્ટપણે સ્મરણમાં લાવનાર જે સત્તા છે તે બાહ્ય મનથી ભિન્ન છે એટલું જ નહિ પણ બાહ્ય મનનો વ્યાપાર તેના વ્યાપારથી ભિન્ન પ્રકારનો છે, તેના વ્યાપારથી વિરોધી છે. જો બાહ્ય મન સ્મૃતિમાં લાવવાનો યત્ન જારી રાખે છે તો તેનું સ્મરણ લાંબા સમયસુધી થતું નથી એ પણ પ્રસિદ્ધ છે અને એ પ્રસિદ્ધિ આ કોઇક અંશમાં જે વ્યાપારનો વિરોધ છે તેને સ્પષ્ટ કરે છે. જ્યારે બાહ્ય મન તેનાથી વિમુખ થાય છે ત્યારે જ આંતર મનની સત્તા તે તે વિસ્મૃતવત્ અતીત થતા વ્યતિકરને બાહ્ય મનનાં વિજ્ઞાનપટપર આણે છે. આંતર મન, આગળ કહેવામાં આવશે તેમ પોતાના વ્યાપારને સતત કર્યા કરે છે તથા અસંખ્ય સંસ્કારોને ધારણ કરી રાખે છે. જે પદાર્થ જ્ઞાત થાય છે તેનો સંસ્કાર બાહ્ય મનના પટઉપર પડે છે તેમ આંતર મનના પટઉપર પણ પડે છે. બાહ્ય મન એ સંસ્કારને ઉકેલવા, અભિવ્યક્ત કરવા અસમર્થ થાય છે ત્યારે બાહ્ય મનના સંકલ્પથી ગતિ પ્રાપ્ત કરી તે દિશામાં વહન કરતું આંતર મન સ્વનિષ્ઠ તે સંસ્કારને અભિવ્યક્તતાને પમાડે છે અને બાહ્ય મનના વિજ્ઞાનપટઉપર ધરતાં બાહ્ય મન તે આકૃતિને વાંચે છે અને તેથી તે વ્યતિકર પછીથી યાદ આવે છે.

આ જ પ્રમાણે અનેક મનુષ્યોને સ્વપ્નાં આવે છે. તેમાં અનેક વાર એવું પણ બને છે કે જે પદાર્થો કોઇ વાર જોયા નહિ હોય તેવા પદાર્થોનાં સ્વપ્ન આવે છે. સ્વપ્નમાં જોએલા આવા પદાર્થોનો કાલાન્તરે અનુભવ કરવામાં આવતાં તે તે વ્યક્તિને તે સમયે આશ્ચર્ય થાય છે કે આવો પદાર્થ પૂર્વે સ્વપ્નામાં જોયો હતો. તાત્પર્ય કે સ્વપ્નમાં જોવામાં આવતા પદાર્થોની સત્યતા આમ પ્રસંગવશાત્ કાલાન્તરે સિદ્ધ થાય છે. અદૃષ્ટપૂર્વ પદાર્થોનું સ્વપ્ન કેવી રીતે થાય છે તેનો વિચાર કરતાં આંતર મનનું અસ્તિત્વ સુસ્પષ્ટ જણાય છે. બાહ્ય મન સ્પષ્ટ રીતે જાણે છે કે તે તે પદાર્થો અનુભૂત નથી. અને અનુભૂત નહિ હોવાથી તેની સ્મૃતિ થવાનો સંભવ નથી. જે પદાર્થ એકદા પણ અનુભવના વિષયરૂપ થાય છે તેની જ સ્મૃતિ થઈ શકે છે. જેનો અનુભવ થયો નથી તેનું સ્મરણ કદાપિ થતું નથી. સ્વપ્નને સ્મૃતિરૂપ માનવામાં સાધારણ રીતે આવે છે. ન્યાયશાસ્ત્ર સામાન્ય રીતે જણાવે છે કે **स्वप्ने सर्वं ज्ञानं अयथार्थम् स्मृतिरूपम् च, तदिति स्थाने अयमित्युदयात्**—સ્વપ્નમાં સર્વ જ્ઞાન સ્મૃતિરૂપ છે તથા અયથાર્થ છે; જે જે વસ્તુની સ્મૃતિ થાય છે તે સર્વ વસ્તુ તે દેવદત્ત, તે ગંગા, તે કાશી વિશ્વેશ્વર ઇત્યાદિ પરોક્ષરૂપે ભાસે છે, અને સ્વપ્નમાં તો એ સર્વનું જ્ઞાન થાય છે ત્યારે એ સર્વ પદાર્થો "તે" એ રૂપે નહિ ભાસતાં " આ " એ રૂપે ભાસે છે, તેથી એટલા અંશમાં સ્વપ્નજ્ઞાન અયથાર્થ છે. આપ્રમાણે સ્વપ્નજ્ઞાન સ્મૃતિરૂપ છે પણ એમાં મુખ્ય પ્રશ્ન એ છે કે એમાં અનુભવ ક્યારે થયો છે તથા કોને થયો છે? બાહ્ય મન સ્પષ્ટ રીતે સાક્ષી પુરે છે કે મેં

આવું કદાપિ જોયું નથી તેથી અહિં આંતર મનનો સ્વીકાર કરવાથી જ એ જ્ઞાનની સ્મૃતિરૂપતાનું નિર્વહણ થઇ શકે છે. આપણે આપણા ગૃહથી સ્થાનવિશેષમાં, અથવા ગ્રામવિશેષમાં જઇએ છીએ ત્યારે માર્ગમાં અસંખ્ય પદાર્થો આવે છે. એ સર્વ પદાર્થો પોતાનાં રશ્મિ આપણા પ્રતિ નાંખે છે. એ સર્વ પદાર્થો તેજસ્ના પ્રવાહમાં અથવા આકાશતત્ત્વના પ્રવાહમાં અમુક પ્રકારનાં આંદોલનો પ્રકટાવે છે. પણ આપણું બાહ્ય મન જે બાહ્ય ઇન્દ્રિયોદ્વારાજ બાહ્ય જગતને જાણી શકે છે તે એ સર્વ આંદોલનનું ગ્રહણ કરી શકતું નથી, પણ એમાંથી કોઇક જ પદાર્થ કે જેના પ્રતિ એ બાહ્ય મન અવધાન (ધ્યાન) આપે છે તેનું જ એને ગ્રહણ થાય છે. આથી આ શિવાયના અન્ય સર્વ પદાર્થો અજ્ઞાત જ બાહ્ય મનને તો રહે છે. પણ એ સર્વનાં આંદોલનની છાપ સૂક્ષ્મપણે અને શાન્તિથી તથા ઇન્દ્રિયોથી નિરપેક્ષપણે વ્યાપાર કરનાર આંતર મનમાં પડે છે. તેથી સ્વપ્નમાં એ આંતર મનમાં પડેલા સંસ્કારો જાગ્રત્ થાય છે અને તેથી એ સંસ્કારોને લીધે સ્મૃતિ થાય છે, તેથી સ્વપ્નજ્ઞાન પદાર્થો આ રીતે બાહ્ય મનના નહિ, પણ આંતર મનના અનુભૂત પદાર્થો છે અને તેથી એ સ્મૃતિ થાય છે તે આંતર મનને સ્મૃતિ થાય છે અને બાહ્ય મનને નહિ. એ સ્મરણરૂપ જ્ઞાન વેગવડે પ્રવૃત્ત થાય છે ત્યારે બાહ્ય મનને ક્ષોભ પમાડી બાહ્ય મનના વિજ્ઞાનપટપર આવે છે. અને તેથી એ સ્મર્યમાણ પદાર્થોનું, સ્વપ્નનું પુનઃ જાગ્રત્માં સ્મરણ થાય છે અને બાહ્ય મનની અવિશ્રાન્ત દશા થવાથી જાગ્રત્ થતાં અસ્વસ્થ નિદ્રાનું—અસ્વસ્થતાનું ભાન થાય છે. આથી સ્વપ્નમાં જણાતા પદાર્થોનું સત્યત્વ પાછળથી જાણવામાં આવે તો તેમાં આશ્ચર્યજેવું રહેતું નથી, કેમકે એ પદાર્થો સત્ય પૂર્વે પણ હતા અને એનું જ્ઞાન પૂર્વે પણ આંતર મનને થયેલું હતું. માત્ર બાહ્ય મન એનાથી અલિપ્ત રહેલું હોવાથી આપણને એ પદાર્થો નવા જ હોય તેમ જણાય છે; તાત્પર્ય કે સ્વપ્નનો વ્યતિકર આંતર મનને સ્વીકારવાથી જેવો સારી રીતે ઉપપન્ન કરી શકાય છે તેવો એ મનને નહિ સ્વીકારવાથી ઉપપન્ન કરી શકાતો નથી. આંતર મન એ સંસ્કારોનો મોટો આશ્રય હોવાથી તથા જીવરૂપ અભિમાનીસાથે સંસરણપ્રવાહમાં સતત સંલગ્ન રહેતું હોવાથી જાતિસ્મરત્વનો વ્યતિકર પણ આ આંતર મનવડે જ ઉપપન્ન કરી શકાય છે.

અનેક મનુષ્યોના જોવામાં તથા જાણવામાં આવ્યું હશે કે કોઈ કોઇ મનુષ્ય સ્વાપચર હોય છે. તેઓ નિદ્રાવશ થાય છે અને પછી નિદ્રામાં જ ઉઠે છે, તથા ઉઠીને વિવિધ કાર્યો કરે છે. અગાસીની ધારપર તેઓ ચાલે છે; વિવિધ લેખો લખે છે; પાર્સલ વગેરે કરવાનાં હોય તો તે સર્વ કરે છે. અને એ મનુષ્યો પ્રાતઃકાલે જ્યારે જાગ્રત્ થાય છે ત્યારે તેમની પોતાની કરેલી કૃતિ જોઇ આશ્ચર્ય પામે છે અને બોલી ઉઠે છે કે આ કોણે કર્યું ? અર્થાત્ એ કૃતિ તેમણે કરેલી છે એવું તેમને જ્ઞાન હોતું નથી. આ કૃતિ આંતર મન કરે છે, એ સુસિદ્ધ છે. બાહ્ય મન પ્રથમ તો નિદ્રાગ્રસ્ત હોય છે, અને તેને પોતે તે કૃતિ કરી નથી એવું સ્પષ્ટ જ્ઞાન છે, તેથી સ્પષ્ટપણે એ મનથી અતિરિક્ત મનવડે એ કૃતિ કરાયેલી છે એ જણાય છે. આટલું જ નહિ પણ જો એ કૃતિ કરવામાં આવે છે તે દશામાં જો એ મનુષ્યના બાહ્ય મનને જાગ્રત્ કરવામાં આવે છે તો તે કૃતિ થતી બંધ થઇ જાય છે. અગાસીના ધારાપર ચાલનાર મનુષ્યને જાગ્રત્ કરવામાં આવતાં તે તરત જ તેના પરથી પડી જઈ મરણ પામેલાં છે એવાં ઐતિહાસિક ઉદાહરણો વિદ્યમાન છે. ગણિતનો સિદ્ધાન્ત સાર-

વામાં વ્યાપૃત થયેલા મનુષ્યોને જાગ્રત્ કરતાં તે ક્રિયા ત્યાંથી જ અટકે છે, અને આગળ ચાલી શકતી નથી. તેથી સ્વાપચરત્વનો વ્યતિકર બાહ્ય મનથી અતિરિક્ત મનને સ્પષ્ટપણે જણાવે છે. પાશ્ચાત્ય પ્રજા જેને હિપ્નોટિઝમ નામ આપે છે. તે જાગ્રતસ્વાપની દશામાં કરાતાં અસંખ્ય વ્યતિકરો આ આંતર મનની સિદ્ધિ સાધે છે. ઉપર સર્વના અનુભવમાં આવતા બે ત્રણ પ્રસંગો વર્ણવ્યા છે અને આ વિરલવત્ જણાતા અસંખ્ય પ્રસંગોનું આગળ વિસ્તારથી વર્ણન આવનાર છે છતાં દિગ્દર્શનાર્થે જ એનો અત્ર સંક્ષિપ્ત ઉલ્લેખ કર્યો છે. હિપ્નોટિઝમના સંબંધમાં આગળ કહેવામાં આવશે, છતાં હાલ અલ્પ સમયમાં જાહેરનો બનેલો એક દૃષ્ટાન્ત અત્ર આપીએ છીએ. એક દાક્ષિણાત્ય ગૃહસ્થ જેમનું નામ રા. એન. બી. જોશી છે તેઓ અનાથાશ્રમમાટે પ્રયાસ કરે છે. તેમણે થોડા દિવસપૂર્વે અનેક પરીક્ષકો આગળ પોતાનો વિચારસંક્રાન્તિનો પ્રયોગ કરી બતાવ્યો હતો. જે જે દેશમાં એ ગૃહસ્થ ફરે છે ત્યાં એ વિદ્યાની સત્યતાને ખાતર સજ્જનોઆગળ એ પોતાનો પ્રયોગ કરી બતાવે છે. એ ગૃહસ્થના એક સગા છે તેમને એમણે પાત્રરૂપે કરેલા છે. વારંવાર અભ્યાસ થવા આ પાત્ર થનાર મનુષ્ય બે મિનિટ જેટલા અલ્પ સમયમાં જ જાગ્રતસ્વાપમાં પ્રવેશી જાય છે. એ પાત્ર પોતાની દૃષ્ટિ ભ્રૂકુટિના મધ્યમાં સ્થાપે છે, અને એ સ્થાપતાં વાર જ અર્ધ નિદ્રાજેવી દશા એમને પ્રાપ્ત થાય છે; એમનું શરીર શિથિલ થઇ જાય છે, એ થતાં રા. જોશી એ પાત્રની આંખે પાટો બાંધી દે છે અને એને બેસવાના સ્થાનને પડદાથી પણ વેષ્ટિત કરી દે છે કે જેથી એ પાત્રભૂત મનુષ્ય કોઈ રીતે પણ બહાર જુએ એવો સંભવ ન રહી શકે. આમ થયા પછી રા. જોશી પ્રેક્ષક વર્ગમાંના મનુષ્યોને કોઇ પણ વસ્તુ પોતાને બતાવવાનું કહે છે. એ વસ્તુ દર્શાવતાં પોતે આંખ મીચી તે વસ્તુના સ્વરૂપને પોતાની કલ્પનાથી ધારે છે, પોતે તેના પર સંયમ કરે છે. અને એક બે મિનિટ એ રીતે સંયમ કરી રહ્યા પછી તે વસ્તુ દર્શાવનાર પ્રેક્ષક ગૃહસ્થને તે વસ્તુ શું છે તે પેલા પાત્રને પૂછવાનું સૂચવે છે. પ્રેક્ષકનો પ્રશ્ન થતાં તરત જ તે પાત્ર તે વસ્તુનું નામ, અને તે વસ્તુ અપૂર્વ હોય અને તેનું નામ ખબર નહિ હોય તો તે વસ્તુનું સ્વરૂપ કહે છે. આપ્રમાણે ચાક્ષુષ થતી સર્વ વસ્તુઓ એ પાત્ર ખરી કહે છે. નોટની સંખ્યા, નોટનો નંબર, ઘડીઆળનો સમય આદિ સર્વ એક પણ સ્ખલનવિના કહે છે. આ પ્રયોગ અત્ર વર્ણવવાનું કારણ એ છે કે એ ઉભય મનુષ્ય હાલ વિદ્યમાન છે, તથા પોતાનો પ્રયોગ સર્વને જાહેર રીતે દર્શાવે છે તેથી જેમને આવા વ્યતિકરોમાં સહજ પણ શંકા થતી હોય તેમને તે શંકા દૂર કરવાનો અનાયાસ યોગ આવે. આવાં અનેક સત્ય વ્યતિકરો આગળ આપવામાં આવનાર છે તે સર્વનું નિઃશંકપણે ગ્રહણ થવા અર્થે આ પ્રયોગનું અત્ર પ્રતિપાદન છે. આ પ્રયોગમાં તે પાત્ર થનાર મનુષ્યનું બાહ્ય મન તો નિદ્રાગ્રસ્ત છે; એ મન બાહ્ય વસ્તુને જોતું નથી. બાહ્ય વસ્તુને બાહ્ય મન ઇન્દ્રિયોદ્વારા જ ગ્રહણ કરી શકે છે. અહિં ચક્ષુવડે ગ્રહણ થનાર પદાર્થો એ પાત્ર કહે છે અને ચક્ષુ તો બંધ છે. કોઇ પણ રીતે એ જોઇ શકે એવી સ્થિતિ હોતી નથી તેથી તે તે પ્રેક્ષકવડે પ્રદર્શિત વસ્તુને પાત્ર કયા મનવડે જુએ છે ? સહજ પણ વિચાર કરનાર તત્કાળ જ એ નિશ્ચયપર આવે છે કે બાહ્ય મનથી અતિરિક્ત કોઇ સાધનવડે અર્થાત્ આંતર મનવડે જ એ જુએ છે. એ પાત્રને પૂછ્યું હોય તો એ સ્પષ્ટ જણાવે છે તે તે વસ્તુ તેની સમીપ તેને દેખાય છે. રૂપીયો ધારેલો હોય તો રૂપીયો, મહોર

ધારી હોય તો મહોર, સ્મરણી ધારી હોય તો સ્મરણી, ઈંજીન ધાર્યું હોય તો ઇંજીન, જે વસ્તુ ધારી હોય તે વસ્તુ તેને પોતાની સમીપ સ્પષ્ટ દેખાય છે. આ દેખાવાનું કારણ રા. જોશીએ પોતાના મનમાં કરેલી કલ્પના છે. એ કલ્પનામાં જો કોઇ સ્થળે વાંધો આવે છે તો તેટલો વાંધો એ પાત્રવડે દૃષ્ટ થતી વસ્તુમાં પડે છે, એ કલ્પના અસ્પષ્ટ હોય તો તેનું ચિત્ર પાત્રની દૃષ્ટિઆગળ પણ તેવું જ અસ્પષ્ટ હોય છે. એ કલ્પનામાં જો ભૂલ થાય છે તો તેજ ભૂલ પાત્રના કથનમાં સંક્રાન્તિને પામે છે, તેથી અન્વયવ્યતિરેકથી રા જોશીની કલ્પનામાં ધારેલાં ચિત્રો એ પાત્ર જુએ છે એ સિદ્ધ છે, અને આમ હોવાથી જ એ વિચાર-સંક્રાન્તિ કહેવાય છે. એ જોવાની ક્રિયા બાહ્ય મન કોઇ રીતે કરી શકતું નથી, એ સર્વના અનુભવથી સિદ્ધ છે. જાગ્રત્ દશામાં એ પાત્ર પોતે પણ વિચાર જાણી શકતો નથી તેમ જ આ અર્ધ જાગ્રત્ દશામાં અન્યના વિચાર પણ એ જાણી શકતો નથી, તેથી આ વિચારસંક્રાન્તિનો પ્રયોગ સ્પષ્ટપણે બાહ્ય મનથી અતિરિક્ત આંતર મનના અસ્તિત્વને જણાવે છે.

( અપૂર્ણ )

---

# निष्फळ व्यापारोमां आयुष्नो व्यर्थ क्षय करता मनने उपदेश.

પદ. ( તોફાની દરીએ, નાવ તમારું ગોથાં ખાય રે, એ લય. )

નિષ્ફળ વ્યાપારે, આવરદા ઓછું તારું થાય રે,  
બાળી નિજ ઘરને, હોળી લહીને શું હરખાય રે, નિષ્ફળ૦  
ચેતાવે મહાપુરુષો શાસ્ત્રો કેમ ન તોએ જગાય,  
ક્યાં લગી પરપોટો કહે ટકશે, કરીશ પછી શું ઉપાય રે, નિષ્ફળ૦  
કેટલી વાર પીધું ને ખાધું, કાં તે ભૂલી જાય,  
તૃપ્ત થયો નથી તોપણ શીદ વળી, ફરિ ફરિ પાછો ખાય રે, નિષ્ફળ૦  
જે ચીલે ચઢતાં ધારેલે ગામ નહિ પહોંચાય,  
તે ચીલામાં નેત્ર મીચી કાં, દડબડ દડબડ ધાય રે, નિષ્ફળ૦  
આમ દિવસ ને માસો વીતતાં, વર્ષો પણ વિતાય,  
સુખનો માર્ગ ચહે શું અહેવા, પડ્યા પછી આ કાય રે, નિષ્ફળ૦  
સશક્ત તન મન ઇન્દ્રિય છે ત્યાં--લગી શુભ સાધી શકાય,  
શસ્ત્રો સઘળાં ભાગી જાતાં, સંગ્રામે શું જિતાય રે, નિષ્ફળ૦  
હજી પણ ચેતીશ તો ચેતાશે, અસુરૂ નહિ ગણાય,  
નરહરિ પ્રભુ છે કરુણાસાગર, સ્હાશે ઝટ તુજ બાંહ્ય રે, નિષ્ફળ૦

# मानस रसायन

अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૬૯ થી ).

## પ્રકરણ ૩ જું.

### જો કે કુદરત મનુષ્યનું શરીર પ્રત્યેક વર્ષે નવું બનાવે છે તોપણ તે શામાટે ઘરડું દેખાય છે.

જેને મધ્યમાયુ કહે છે, તે વીતી ગયા પછી મનુષ્ય પ્રત્યેક વર્ષે વધારે અને વધારે ઘરડો શા માટે દેખાય છે, તેનાં બે કારણ છે: એક શરીરમાં ચુનાનું વધવું, અને બીજું ઘડપણની સ્થિતિઓ.

શરીરમાં ચુનો વિવિધ કારણોથી વધવા માંડે છે. આ કારણોમાંના કેટલાંક શારીરિક છે, અને કેટલાંક માનસિક છે. આમ છતાં આ સઘળાં કારણોનું મૂળ તપાસતાં પરિણામે મનની અમુક પ્રકારની અવ્યવસ્થ સ્થિતિ જ તેનું કારણ છે, એવો નિર્ણય થાય છે.

જ્યારે શરીરનાં પુટમાં અને શિરાઓમાં ચુનો ભરાવા માંડે છે, ત્યારે સ્નાયુની કોમળતા જતી રહે છે, હાડકાં જડ અર્થાત્ સહેલાઇથી ન વળે એવાં થાય છે, વિવિધ અવયવો ચપળતા-રહિત અને સુસ્ત થાય છે, અને આખા શરીરમાં કરચલીઓ અધિક અને અધિક વળવા માંડે છે. શરીરમાં નવેસરથી રચાવાનું અને સુધારો થવાનું કામ મંદ ગતિથી થવા માંડે છે, મળ અથવા કચરો વધતો જાય છે, અને રુધિરને વહેવાના માર્ગને બંધ કરવા માંડે છે, કારણ કે મળોત્સર્ગના ભિન્ન ભિન્ન અવયવો શરીરમાંથી કચરો બહાર કાઢી નાંખવાના પોતાના કર્તવ્યને બરાબર બજાવી શકવાજેટલા ચાલાક રહ્યા હોતા નથી.

જ્યારે મગજનાં પુટમાં કચરો ભરાવા માંડે છે ત્યારે તેઓનાથી મનની ક્રિયાઓ અધિક અને અધિક ઓછી થતી જાય છે; બુદ્ધિનું તેજસ્વીપણું અધિક અને અધિક ઓછું થતું જાય છે, અને સ્મરણશક્તિ ધીરે ધીરે ઘટતી જાય છે. નવા વિષયોના સંસ્કારો મનમાં મુશ્કેલીથી પડે છે; બહુ કરીને તો બિલકુલ નથી પડતા; નવા જ્ઞાનની પ્રાપ્તિ કરવી કેવળ અસંભવિત થાય છે, કારણ કે માનસિક શક્તિઓ પોતાનો વ્યાપાર યથેચ્છ પ્રકારે કરી શકે એવી પૂર્ણતાવાળી સ્થિતિમાં મગજરૂપી યંત્ર હોતું નથી.

ઘરડાં માણસોને પાછળાં વર્ષોમાં જે પ્રસંગો બન્યા હોય છે, તેના કરતાં બાળપણમાં બનેલા પ્રસંગો વધારે જલદી સ્મરણમાં આવે છે, તેનું કારણ આ વિષયના સંબંધમાં સહેલાઇથી સમજી શકાય એવું છે. બાળપણમાં મનમાં પડેલા સંસ્કાર ઉંડા અને છેક ભીતર પ્રવેશી ગયા હોય છે, કારણ કે તે વખતે મગજ મીણજેવું નરમ હોય છે; પરંતુ પાછળાં વર્ષોમાં પડેલા સંસ્કારો ભાગ્યે જ ઉંડા પ્રવેશેલા હોય છે; ખરું કહીએ તો સંસ્કાર પડેલા હોતા જ નથી, કારણ કે મગજ તે સમયે પાષાણજેવું સખ્ત થઇ ગયું હોય છે. આ કારણથી જ બાળપણમાં પડેલા સંસ્કાર સુસ્પષ્ટ હોય છે, અને પાછળાં વર્ષોમાં પડેલા સંસ્કાર જરા પણ સ્પષ્ટ હોતા નથી.

વળી ઘણાં ઘરડાં મનુષ્યોએ બાળપણના જે નિશ્ચયો મોટપણે છોડી દીધા હોય છે, તે જ નિશ્ચયો પાછા ઘરડા થાય છે ત્યારે ગ્રહણ કરે છે તેનું કારણ પણ આ જ છે. જ્યારે મગજમાં એટલો બધો ચુનો ભરાઇ જાય છે કે સ્પષ્ટ, સૂક્ષ્મ અને સવિસ્તર વિચાર કરવાનું કાર્ય કઠિન અથવા અશક્ય થઈ પડે છે ત્યારે જે નિશ્ચયોના સંસ્કાર તેમાં ..ઉંડા દૃઢ થયા હોય છે, તે નિશ્ચયોને જ તે સમજી શકે છે, અને જેને તે સમજી શકે છે, તેમાં જ તેને વિશ્વાસ બેશી શકે છે; અને જેઓ પોતાના મગજમાં ચુનો જામવા દે છે તેવા મનુષ્યોને જ સર્વદા તેમના બાળપણમાં સઉથી ઉંડા સંસ્કાર પડ્યા હોય છે, તેથી બાળપણમાં બંધાયલા નિશ્ચયોને જ ઘરડાં ચુનો જામેલાં મગજો સમજી શકે છે.

ઘરડાં મનુષ્યો પોતાની પૂર્વાવસ્થાના નિશ્ચયોને પાછા સ્વીકારે છે, એ વાત તે નિશ્ચયોના પક્ષમાં કે વિરૂદ્ધમાં કશું જ સિદ્ધ કરતી નથી. તે વાત માત્ર એટલું જ સિદ્ધ કરે છે કે ઘરડાં ચુનો જામેલાં મગજ એટલાં જડ હોય છે કે જેના તેમનામાં અત્યંત ઉંડા સંસ્કાર પડ્યા હોય છે, તે વિનાની બીજી કોઈ વાત તેઓ સમજી શકતાં નથી; અને . આ અત્યંત ઉંડા સંસ્કારો તેમને પૂર્વાવસ્થામાં જ પડ્યા હોય છે.

ઘડપણમાં પાછી છોકરવાદી આવે છે, અને બાળકના જેવી બુદ્ધિ થાય છે, એવું જે કહેવાય છે તેનું કારણ પણ આ જ છે. ઘરડાં મનુષ્યોનાં મગજ એટલાં જડ થઈ ગયાં હોય છે કે પાછલાં વર્ષોના વધારે જ્ઞાનમય વિચારોની તેમના ઉપર કશી અસર થતી નથી. બાળપણમાં જે વિચારોની તેમના મનઉપર ઉંડી છાપ પડી હોય છે, તે વિચારોને જ તેઓ સમજી શકે છે, અને તેમની જ તેમના ઉપર અસર થાય છે. આથી ઉમરમાં તેઓ વધ્યાં હોય છે તો પણ વિચારમાં અને આચારમાં પૂર્વાવસ્થામાં જેવા હોય છે તેવા જ બાળક જેવા થાય છે.

કોઇપણ પ્રકારના નવા અને સારા સુધારામાં વૃદ્ધો વિશેષે કરીને આડા આવે છે અને જમાનો ચાલે છે, તેની સાથે તેઓ ચાલી શકતા નથી, તેનું કારણ પણ આ જ છે. ચુનાથી જડ થઈ ગયેલાં તેમનાં મગજ સારા સુધારાના સ્વરૂપને સમજી શકતાં નથી, અને તેથી જે જુની વાતને તેઓ બાળપણમાં સમજ્યા હોય છે, તેનું જ પુછડું પકડી રહે છે; તથા જમાનાના વધતા જતા જ્વલંત પ્રકાશને ગ્રહણ કરવાને તેમનું મગજ અસમર્થ હોવાથી તેઓ જમાનાની સાથે આગળ ચાલી શકતા નથી, પણ જ્યાં હોય છે ત્યાંના ત્યાં જ પડ્યા રહે છે.

પરંતુ આ ઉપરથી એવો સિદ્ધાંત સ્થાપી દેવાનો નથી કે બાલ્યાવસ્થામાં મનઉપર પડતા સંસ્કારો સર્વદા જ અત્યંત ઉંડા અને અત્યંત સ્પષ્ટ હોય છે; તેમ જ વૃદ્ધાવસ્થામાં પડતા સંસ્કારો સર્વદા આછા અને અસ્પષ્ટ હોય છે. દશ વર્ષની ઉમરે મગજ જેવું કોમળ હોય છે, તેવું જ કોમળ જો સાઠ વર્ષની ઉમરે રહ્યું હોય છે તો સાઠે વર્ષે મગજઉપર પડતા સંસ્કારો દશ વર્ષની ઉમરે પડેલા સંસ્કારોજેટલા જ ઉંડા અને સ્પષ્ટ હોય છે. પરંતુ સામાન્ય રીતે વિચારતાં પચાસ વર્ષની ઉમરે અને કોઈ કોઈ વાર ચાળીશ અથવા પાંત્રિશ વર્ષની ઉમરે મનુષ્યના મગજમાં ચુનો જામવા માંડે છે.

જે પુરુષોનાં મન ઉત્તમ પ્રકારે વિકાસને પામ્યાં હોય છે, તેઓનાં મગજમાં જો ચુનો જામવાની ક્રિયાનો પ્રવેશ થયો નથી હોતો તો પચાસ વર્ષની ઉમરપછી જ તેમનાં મગજ

ઉપર સૌથી ઉંડામાં ઉંડા સંસ્કાર પડે છે. આથી સ્પષ્ટ થાય છે કે જેઓ નિરંતર પોતાના મનનો વિકાસ કર્યા જ કરે છે, તથા જેઓ પોતાના મગજમાં ચુનાને કદી પણ જામવા દેતા નથી, તેઓ ઉત્તર વયમાં જ સર્વોત્તમ કાર્યો કરે છે; અને વસ્તુતઃ તો જેમ જેમ સો વર્ષના આંકડાની સમીપ તેઓ આવતા જાય છે, તેમ તેમ તેઓનું કામ વધારે અને વધારે ઉત્તમ થતું જાય છે.

આમ હોવાથી ચુનો જામવાની ક્રિયા એકલા મગજમાં થતી અટકાવી શકાય છે એટલું જ નહિ પણ આખા શરીરમાં અટકાવી શકાય છે, એ વાર્તા સર્વને અત્યંત આનંદના સમાચારરૂપ થઇ પડવી જોઇએ, અને તેમાં પણ જેઓ આ સંસારમાં ઉત્તમ જીવન ગાળવાને તથા કંઇ પણ મહત્વનું કાર્ય કરવા ઇચ્છતા હોય તેમને તો ખાસ કરીને આ વાત સર્વથી અધિક આનંદના કારણરૂપ થઇ પડવી જોઇએ.

કુદરત દરવર્ષે મનુષ્યનું શરીર નવું બનાવે છે તોપણ તે ઘરડો શાથી દેખાય છે, તેનું બીજું કારણ વૃદ્ધાવસ્થાની સ્થિતિઓ છે, તે ઉપર જણાવ્યું છે. આ સ્થિતિઓ કેવળ માનસિક છે, અને તેઓ, ઘડપણ આવ્યા વિના રહેતું જ નથી, એ પ્રકારનો નિશ્ચય જે મનુષ્યના આંતર તથા બાહ્ય મનમાં દઢપણે સ્થિત હોય છે, તેથી જ મુખ્યત્વે કરીને ઉત્પન્ન થાય છે.

હું દરવર્ષે ઘરડો અને વધારે ઘરડો થતો જ જાઉં છું, એવું માન્યા કરવાથી તથા દરવર્ષે પોતાના શરીરમાં ઘડપણનાં અધિક અને અધિક ચિહ્નો પ્રકટવાની નિશ્ચયપૂર્વક આશા રાખવાથી વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર સ્થિતિઓ શરીરમાં પ્રકટે છે. આ સ્થિતિઓ જે પુટો હમણા જ નવાં રચાયાં હોય છે, તેમને ઘરડાં દેખાડે છે, અને આપ્રમાણે આપણું શરીર કેવળ નવું રચાયા છતાં અને એક વર્ષકરતાં પણ ઓછી ઉમરનું છતાં આપણે તેને જેવું ધાર્યું હોય છે તેવું જ તે ઘરડું દેખાય છે.

આપણે માટે આપણે જેવો વિચાર કર્યો હોય છે, તે વિચારનું બીબું આ વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર સ્થિતિઓ પોતાની પાસે રાખે છે, અને તે બીબામાં નવાં રચાતાં પુટોને મૂકીને આપણું શરીર ઘડી કાઢે છે. આથી કરીને આ પૃથ્વીઉપર જન્મ્યાને તમને પચાશ વર્ષ થયાં હોય અને તમે તમારા મનમાં નિશ્ચય બાંધ્યો હોય કે પચાસ વર્ષની ઉમરનાં મનુષ્યો જેવાં ઘરડાં દેખાવાં જોઇએ તેવો જ ઘરડો હું દેખાવો જોઇએ, તો તમે પચાસ વર્ષનું શરીર કેવું ઘરડું દેખાવું જોઇએ, એ વિચારનું બીબું તમારા શરીરને રચનાર સ્થિતિઓને આપો છો, અને તેઓ આ બીબામાં તમારા શરીરને તમારી ધારણાપ્રમાણે જ ઘડી કાઢે છે.

પચાસ વર્ષનાં ઘરડાં મનુષ્યોમાં જે ચિહ્નો હોય છે, તે સર્વ ચિહ્નો આ સ્થિતિઓ તમારા શરીરમાં ઉત્પન્ન કરવાની, અને તમે પચાસ વર્ષના ઘરડા માણસના જેવા દેખાવાના, તથા તમને અંતરમાં પણ તેવું ભાન થવાનું. આમ છતાં આ સઘળો ભ્રમ છે—અસત્ય છે. તમારા શરીરમાં એક પણ પુટ અથવા શિરા એવી નથી કે જેને એક વર્ષકરતાં વધારે ઉમર થઇ હોય. મોટો ભાગ તો ત્રણ માસકરતાં પણ ઓછી ઉમરનો હોય છે અને તેથી કરીને કોઈ અયથાર્થ માનસ ક્રિયાથી તેમના રૂપને કૃત્રિમ રીતે બદલી નાંખ્યાવિના પચાસ વર્ષની ઉમરનાં તેઓ ન જ જણાવાં જોઇએ.

મનના વ્યાપારથી શરીરનો દેખાવ બદલાઇ જાય છે, એ વાત જ્યારે મનુષ્ય અત્યંત

શોકને અથવા ચિંતાને અથવા ભયને વશ થાય છે, ત્યારે તેના શરીરમાં થતા ફેરફારથી સંપૂર્ણ રીતે સિદ્ધ થઇ ચુકી છે. થોડા કલાકના ભારે શોકથી અથવા ચિંતાથી મનુષ્ય, શોક અથવા ચિંતા કરવાપૂર્વે જેવો હોય છે તેના કરતાં દશ અથવા પ્રસંગે વિશ વર્ષ પણ ઘરડો થઇ જાય છે. તેના વાળ ધોળા થઇ જાય છે, અને તેના મુખમાં ખાડા પડી જાય છે. આમ છે તો પછી આખા જીવનપર્યંત વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર વિચાર અખંડ ચાલ્યા કરવાથી શરીરમાં શા શા ફેરફાર ન થાય ?

વિચારમાં સરજવાનું સામર્થ્ય રહેલું છે, અને વિચાર જે સ્થિતિઓને ઉત્પન્ન કરે છે તે સ્થિતિઓનું સ્વરૂપ વિચારના સ્વરૂપજેવું જ હોય છે. આમ હોવાથી, હું અધિક અને અધિક ઘરડો થતો જાઉંછું, એવો વિચાર વર્ષોના વર્ષ અખંડ સેવ્યા કરવાથી વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર સ્થિતિઓ આખા શરીરમાં પ્રકટે છે, અને તેઓ આખા શરીરના પ્રત્યેક પુટને અને શિરાને વૃદ્ધાવસ્થાનું સ્વરૂપ આપે છે.

આજે શરીરમાં જે નવાં પુટ ઉત્પન્ન થાય છે, તેમને આ ઘડપણને ઉત્પન્ન કરનાર સ્થિતિઓ, આજે આપણે આપણને જેટલા ઘરડા ધારીએ છીએ, તેટલા જ ઘરડા દેખાડે છે. આવતે વર્ષે આપણે એક વર્ષ વધારે ઘરડા થયા એમ ધારીશું, અને તે વખતે આપણા મનમાંથી નિરંતર પ્રકટતી આ ઘડપણને ઉત્પન્ન કરનાર સ્થિતિઓ આપણે એક વર્ષે વધારે ઘરડા થયા છીએ, એવું આપણને ભાન કરાવશે, અને આપણા આખા શરીરને એક વર્ષ વધારે ઘરડું દેખાડશે.

હું ઘરડો થતો જાઉંછું એવો વિચાર કરવાથી અથવા ભવિષ્યમાં કોઇ સમયે હું ઘરડો થઇશ, એવું ધાર્યા કરવાથી આપણા મનમાં વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર સ્થિતિઓ ઉત્પન્ન થાય છે. આથી કરીને ઘડપણસંબંધી તેમ જ ઘડપણને ઉત્પન્ન કરનાર સ્થિતિઓસંબંધી કશો વિચાર કોઇ ક્ષણે પણ ન કરવો જોઇએ.

શરીરમાં ચાલતી રાસાયનિક ક્રિયાઓ, વિવિધ અવયવોમાં ચાલતી જીવનના નિર્વાહમાં આવશ્યક ક્રિયાઓ, મગજમાં અને જ્ઞાનતંતુઓમાં ચાલતી જ્ઞાનપૂર્વક ક્રિયાઓ—ટુંકામાં આપણા શરીરમાં થતી સઘળી ક્રિયાઓ, મનમાં જે પ્રધાન વિચાર પ્રવર્તતો હોય છે, તેને જ સર્વ પ્રકારે અનુસરે છે. મન સાક્ષાત્ અથવા પરોક્ષ ક્રિયાથી શરીરમાં ચાલતી આ સઘળી સ્વાભાવિક ક્રિયાઓમાં ફેરફાર કરી શકે છે. યૌવનને સ્થિર રાખનાર ક્રિયા મનના પ્રતિકૂળ વ્યાપારથી દુર્બળ પાડી શકાય છે, અને મનુષ્યોનો મોટો ભાગ નિત્ય આમ કર્યા જ કરે છે. આથી કરીને યૌવનને સ્થિર રાખવાને માટે, આ મહત્વના વિષયના સંબંધમાં મનને સંપૂર્ણ બદલી નાંખવાની અત્યંત અગત્ય છે.

જેમ જેમ ઉમર મોટી થતી જાય છે તેમ વાળ ધોળા થતા જાય છે, તેનું કારણ એ છે કે ઘડપણમાં વાળને ધોળા કરી નાંખવાની મનુષ્યોને કંઇ કાળથી ટેવ પડી ગઇ છે. આ ટેવ પ્રત્યેક મનુષ્યને પોતાના પૂર્વજોથી વારસામાં મળી છે, પરંતુ જૂદા જૂદા મનુષ્યોમાં તે ટેવનો અમલ થવાનો સમય કેટલેક દરજ્જે ભેદવાળો હોય છે. આ ભેદનું કારણ મનુષ્યની પોતાની ટેવો અને પોતાને પ્રાપ્ત થયેલી સ્થિતિઓ મુખ્યત્વે કરીને હોય છે, અને કોઇ કોઇ સમયે મનની તથા શરીરની કોઇ સવિશેષ સ્થિતિ તેનું કારણ હોય છે.

( અપૂર્ણ. )

# मूल्यवान् विचारो.

—જે કામ કરો તે સર્વોત્તમ પ્રકારે કરો. તમારૂં ચિત્ત તમારા કામમાં જ રાખો, અને તમારી સર્વ પ્રયત્નની શક્તિઓને તેમાં જ જોડો. સુખ, સંપત્તિ અને વિજય પાછળ આવ્યાં આવવાનાં જ.

—મનની જ આખા વિશ્વમાં સર્વોપરિ સત્તા પ્રવર્તે છે. આમ હોવાથી મનમાં રહેલા સામર્થ્યનો સર્વોત્તમ ઉપયોગ કરતાં જેને આવડે છે, તે મનુષ્ય ગમે તે કામ કરતો હોય છે, તોપણ વિજયને પ્રાપ્ત કર્યા વિના રહેતો જ નથી.

—જે મનુષ્ય ક્રોધને વશ થાય છે તેનો સર્વદા પરાજય થાય છે, કારણ કે મિજાજને ખોવો, એ પોતાના સામર્થ્યને ખોવા બરાબર છે. વિરોધના પ્રસંગમાં મિજાજને કાબુમાં રાખો, અને મનની શાંતિને જાળવી રાખો; વિજયની વરમાળા તમારા કંઠમાં જ આરોપાશે.

—કદી નિરાશ ન થતા. આયુષ્ લાંબુ પહોંચે એમ છે. સુખપ્રાપ્તિના પ્રસંગો પુષ્કળ આવ્યા કરે છે; અને જેઓ શ્રદ્ધાથી પ્રયત્નને સેવે છે, તેમને સુખનો સૂર્ય ઉગ્યાવિના રહેતો નથી.

—ગમે તેવા પ્રસંગમાં અથવા ગમે તેવી સ્થિતિમાં નિરાશ થવાનું કશું જ કારણ નથી. એવી કોઇ પણ દુઃખમય સ્થિતિ નથી કે જે તમારામાં રહેલાં સામર્થ્યોનો સદુપયોગ કરતાં સંપૂર્ણપણે ન ફેરવી શકાય.

—જે મનુષ્યને પોતાના નિશ્ચયમાં શ્રદ્ધા હોતી નથી, તે મનુષ્ય પડવાના માર્ગમાં છે. ઉદયને પ્રાપ્ત કરવાને માટે કશામાં પણ શ્રદ્ધા ધરવી જોઇએ; આપણા નિશ્ચયોમાં આપણને અમર્યાદ વિશ્વાસ હોવો જોઇએ, અને તદનુસાર આપણું વર્તન થવું જોઇએ.

—જે કરવાની તમને ઇચ્છા થાય તે કરવાનો નિશ્ચય કર્યા પછી દિવસમાં હજાર વાર તમારા મનસાથે બોલો કે હું તે કામ કરીશ જ. તે કરવાનો સર્વોત્તમ માર્ગ તરત જ ઉઘડશે. તમારી ધારેલી તક તમને પ્રાપ્ત થવાની.

—તમને પોતાને જો પારવિનાનું નુકસાન કરવું હોય તો જ બીજાને શારીરિક અથવા માનસિક પીડા ઉત્પન્ન કરજો. પોતાને પુષ્કળ નુકસાન કર્યાવિના બીજાને શારીરિક, માનસિક કે નૈતિક હાનિ કરી શકાતી જ નથી.

—કેટલાકનો સિદ્ધાંત એવો હોય છે કે ગમે તેમ કરીને પણ પૈસા મેળવવા. અન્ય કેટલાકનો સિદ્ધાંત એવો હોય છે કે લાભતરફ ન જોતાં ઉત્તમ કામ કરવાતરફ જ દૃષ્ટિ રાખવી. બન્નેમાંથી કયા પુરુષોની પંક્તિમાં તમારે બેસવું યોગ્ય છે, તેનો નિર્ણય કરવા માટે તમને બે વાર વિચાર કરવાની અગત્ય ભાગ્યે જ જણાશે.

—બીજાઓને કોઇ રીતે પોતાને વશ કરવાનો પ્રયત્ન કરવો, એ પોતાને દુર્બળ કરનાર છે.

—બીજાઓને વશ કરવાનો ન્યાયયુક્ત એક જ માર્ગ છે, અને તે એ કે તેમને જ્ઞાન આપવું, તેમની મતિ અધિક પ્રકાશિત કરવી, તેમનામાં વિશેષ ઉત્સાહ પ્રકટાવવો, તેમની શુભ શક્તિઓને જાગ્રત્ કરવી. પણ આમ કરનારનો ઉદ્દેશ બીજાઓને વશ કરવાનો હોતો નથી. પરંતુ પોતાની પાસે જે સર્વોત્તમ હોય છે તે આપવાનો જ હોય છે.

—જ્યારે કોઈ તમારું ભુંડું બોલે અથવા તમારી ખોટી વાત કરે, ત્યારે ક્રોધે ના ભરાતા.

ક્રોધે ભરાવાથી તો તમે તમારા માટે જે કહેવામાં આવ્યું છે, તે પંક્તિના જ થાઓ છો. આવે પ્રસંગે જાણે તમારી સ્તુતિ કરવામાં આવી હોય તેવું જ વર્તન રાખો. આવા વર્તનથી તમે તમારા સામર્થ્યને વધારો છો, અને તમારી શ્રેષ્ઠતાને અધિક દૃઢ કરો છો.

—એ હવે વિશ્વવિદિત વાર્તા છે કે મનુષ્ય જેવા વિચારો કરે છે તેવો જ તે થાય છે. શા માટે ત્યારે આપણે જેવા આપણે થવા ઇચ્છીએ છીએ તેવા જ વિચારો ન કરવા જોઈએ, અને જેવા આપણે થવા ઇચ્છતા નથી તેવા વિચારો કરવા જોઇએ? આમ છતાં મનુષ્યોના મોટા ભાગપ્રતિ જો આપણે દૃષ્ટિ નાંખીશું તો આપણને જણાશે કે જેવા થવા તેઓ ઇચ્છતા નથી, તેવા જ વિચારો ઘણે ભાગે તેઓ કરે છે.

---

# શું ન બોલવું.

**અમુક** વાત તો કદી જણાવાની જ નથી, એવું કહેવાની ઘણાને ટેવ હોય છે. એ વાતનો પાર કોઈ પામ્યું નથી ને ભવિષ્યમાં કોઇ પામવાનું એ નથી, એવાં પોતાના મનથી માનેલાં જ્ઞાનથી ભરેલાં વચનો ઘણા મનુષ્યો જ્યાં ત્યાં બોલે છે. પણ આવાં વચનો આપણને હાનિને કરનારાં છે. કદી પણ તે બોલતા નહિ. આવા નિશ્ચયોને આપણા મનમાં દૃઢાવવાથી અદૃષ્ટના અતિ વિશાળ અને અતિ મહાન્ પ્રદેશોને જોવાનું આપણાં મનમાં જે અપ્રકટ સામર્થ્ય રહેલું છે, તેને પ્રકટવાનું દ્વાર આપણે બંધ કરી દઇએ છીએ; હાલ ન જણાયલા પણ ભવિષ્યમાં જાણી શકાય એવા સૂક્ષ્મ પ્રદેશોને જોવાનાં આપણા મનનાં નેત્રોને આપણે પૂરી લઇએ છીએ. આજે જે નથી જણાયલું તે કાલે જણાવાનો સંભવ આવે છે. આપણે જેનો કોઇ પાર પામ્યું નથી એમ કહીએ છીએ, તેનો પાર પામનાર કોઇ પુરુષ કોઇ દિવસ પ્રકટી આવે છે. ભવિષ્યમાં સઘળું જ પ્રકટ થશે. કોઈ દિવસ સઘળું જ તમને પોતાને પણ જણાશે જ, એવી આશા રાખ્યા કરો, અને જે તમારે જાણવાની જરૂર હોય તેને તો થોડા જ વખતમાં જાણવાની આશા રાખો. તમારા મનનાં સમગ્ર દ્વારને, બ્રહ્માંડમાંથી જે કંઇ જ્ઞાનનાં આંદોલનો આવે તેને ગ્રહણ કરવાને માટે ઉઘાડાં રાખો, અને જ્ઞાનને પ્રાપ્ત કરવાનું તમારું સામર્થ્ય આશ્ચર્યકારક ત્વરાથી વૃદ્ધિને પામ્યા કરશે..

**જે** તમે જાણતા હો તે કહો, અને તમારા અંતઃકરણમાં તમે તેને દૃઢ પણે માનો છો, એ પ્રકારના ભાવને દર્શાવતા તે કહો. જે તમે ન જાણતા હો તે વિશે કશું પણ ન કહો. અંતરમાં જે વાતની તમને ખાતરી ન હોય અથવા જેનું તમને જ્ઞાન ન હોય તેવી વાતને કદી કોઇના આગળ ન કરો. તેમ કરવાથી બુદ્ધિ નિર્મળ થાય છે, અને વિષયને સમજવાની શક્તિમાં અવ્યવસ્થા પ્રકટે છે. જે વાતની તમને ખાતરી હોય તેને જ પ્રકટ કરો. ખાત્રીવિનની વાતોનું ચિંતન પણ ન કરો. જે તમે યથાર્થ જાણતા હો તે છાતી કાઢીને કહો, અને તમે વધારે જાણવાના તમારા સામર્થ્યની વૃદ્ધિ કરો છો.

**મારાથી** કશું કામ બરાબર થઇ શકવાનું નથી એવું કદી પણ ન બોલો. જે પ્રત્યેક પ્રસંગે તમે આવાં વચનો વદો છો, તે પ્રત્યેક પ્રસંગે તમે તમારા પોતાના કામ કર-

વાના સામર્થ્યને ઘટાડો છો. આપ્રમાણે જ નિરંતર કહ્યા કરો કે મારાથી પ્રત્યેક કામ નિરંતર વધારે અને વધારે સારૂં થયા જ કરવાનું, કારણ કે મારૂં સામર્થ્ય દિવસે દિવસે વૃદ્ધિને પામતું જાય છે. તમારાથી જે કામ થતું હોય તે ગમે તેવું ખરાબ થતું હોય, અને તેથી તમને ગમે તેટલી નિરાશા થતી હોય, તોપણ તમારો પોતાનો તિરસ્કાર કદી પણ કરતા નહિ; તમારી દૃષ્ટિમાં તમને પોતાને કદી પણ હલકા માનતા નહિ; અને તમે સઉથી ખરાબમાં ખરાબ કામ કર્યું છે, એવું અંતરમાં ભાન કરતા નહિ. કહો કે હવેથી હું સુધરવાનો જ; કહો કે પ્રત્યેક સમયે મારૂં કામ અધિક અને અધિક સારૂં થવાનું જ; કહો કે મારી ઇચ્છાપ્રમાણે જ ઉત્તમ કામો, અને તેથી પણ વધારે સારાં કામો મારાથી થવાનાં જ. આવાં વચનો દિવસમાં સેંકડો વાર તમારા મનસાથે બોલ્યા કરો. આવા વિચારોથી તમારા શરીરનાં અણુ-અણુને ભરી નાંખો. ઉંડી લાગણીસાથે, દૃઢ નિશ્ચયપૂર્વક આ વચનો બોલો, અને તમે જે બોલો છો, તે અવશ્ય થવાનું જ, એવું તમારા અંતઃકરણમાં દૃઢપણે માનો.

**તમારા** દુઃખનાં રડગાણાં કોઇના આગળ કદી રડતા ના. એમ કરવાથી વિશેષ દુઃખોને તમારા પ્રતિ આવવાનું તમે આમંત્રણ કરો છો. આ ઉપરાંત જે વિષયની આપણે વાતો કરીએ છીએ, તે વિષયને, વાતો કરવાથી આપણે અધિક જીવન અર્પીએ છીએ. દુઃખની જેમ આપણે વધારે વાતો કરીએ છીએ તેમ દુઃખને દૂર કરનાર આપણામાં રહેલાં સામર્થ્યોને આપણે અધિક અવ્યવસ્થ કરી મૂકીએ છીએ; અને જેમ દુઃખનો અધિક આપણે વિચાર કરીએ છીએ તેમ આપણે આપણા મનને અધિક દુર્બળ કરીએ છીએ. જે સુખના દિવસો તમને પ્રાપ્ત થનાર હોય તેની જ જેના તેના આગળ વાતો કર્યાં કરો. જેવા થવાની તમારી ઇચ્છા હોય, જે કરવાની તમારી ઇચ્છા હોય, અને જે વચનને ખરૂં પાડવા તમે નિશ્ચય કર્યો હોય, તેના જ વિચારો કર્યા કરો. આથી તમારૂં મન બળવાન્ થશે, અને જેમ તમે અધિક બળવાન્ થશો તેમ તમારાં મનોરાજ્ય તમે અધિક સફળ થયેલાં જોશો.

**કોઇ** પણ મનુષ્યને તું માંદો, અથવા અવ્યવસ્થ, અથવા શ્રમિત, અથવા દુર્બળ, અથવા વૃદ્ધ અથવા સત્ત્વહીન જણાય છે, એવું કદી પણ ના કહેતા. બીજા માણસને જ્યારે તમે આ પ્રકારના દોષયુક્ત જુઓ છો, ત્યારે તમે પોતે જ તેવી દોષવાળી સ્થિતિમાં પ્રવેશ કરો છો. આ સંબંધમાં વાત કરવાપૂર્વે પ્રથમ આપણે તે સંબંધમાં વિચાર કરવો પડે છે; પરંતુ આવા વિચારો કરવા, એ કોઇ રીતે આપણા હિતને કરનાર નથી. આપણી મનોવાટિકામાં આવા અયોગ્ય વિચારરૂપી કાંટાનાં ઝાડ વાવવાથી આપણને જ મોટું નુકસાન થાય છે. જ્યારે કોઇ મનુષ્ય, જેવો તે જણાવો જોઇએ, તેવો પ્રસન્નતામાં કે સુખમાં ન જણાય, ત્યારે તેને કોઇ બીજી વાતના વિચારમાં જોડવાનો યત્ન કરો, તેની દૃષ્ટિએ તેનામાં રહેલું કોઇ શુભ આણો, [illegible] મોટા રૂપમાં તેના આગળ કથન કરો. તરતજ જ તેનામાં પ્રસન્નતા પ્રકટેલી

બીજાઓને વશ કરવા ને હાથવડે ઉપાડનાં શીખો, એટલું જ નહિ, પણ વાણીવડે પણ

', તેમની મતિ અધિક

તઓને જાગ્રત્ કરવી. પ૯

ૃ પોતાની પાસે જે સર્વોત્

જારે કોઇ તમારું શું છે

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૭૪ થી )

( ६ )

## તમારૂં પોતાનું સામર્થ્ય.

તમારા પોતાના સામર્થ્યને વિષે તમારા મનમાં તમે કેવો નિશ્ચય કરી રાખ્યો છે? તમે પોતાને મહત્વવાળા મનુષ્ય માનો છો? તમારી બુદ્ધિ અને સામર્થ્યવિષે તમને ઉંચો અભિપ્રાય છે? જો તમારે અભ્યુદયને પ્રાપ્ત કરવો છે, તો તમારે તમારા પોતાને માટે ઉંચો અભિપ્રાય બાંધવો જ જોઇએ. અભિમાન ન ધરવાનું, અને પોતાને અત્યંત તુચ્છ માનવાનું જુના જમાનાનું શિક્ષણ આ નવા યુગમાં પ્રવર્તેલા શુદ્ધ વિચારના શિક્ષણઆગળ નિર્માલ્ય સિદ્ધ થઈ ચુક્યું છે. મનુષ્ય છાણના કીડાના જેવો તુચ્છ નથી. તેણે પોતાને તૃણના જેવો હલકો માનવાનો નથી. હું કંઇ જ નથી, એવું દીનત્વ ધરી તેણે અભિમાનને ગલિત કરવાનું નથી. શાસ્ત્રોમાં અભિમાનને ગાળી નાંખવાનો જે ઉપદેશ જોવામાં આવે છે, તે પરમાત્માની સર્વોત્કૃષ્ટતાનો અનુભવ કરાવવા માટે છે; કંઇ મનુષ્યને તુચ્છ કીડાજેવો કરવા માટે નથી. જીવપણાનું અભિમાન જે અત્યંત તુચ્છ છે, અને મનુષ્યને દુઃખમાં ડુબાડી રાખનાર છે, તે અભિમાનને ગાળી નાંખવાનો, અને જીવપણાના અભિમાનને સ્થાને પરમાત્માનું અભિમાન ધરવાનો શાસ્ત્રોનો ઉપદેશ છે. અભિમાન ગાળવાનો ઉપદેશ આપીને શાસ્ત્રો મનુષ્યોને પોતાને અત્યંત તુચ્છ માનીને બેશી રહેવાનું કહેતાં નથી, પણ પોતાના અત્યંત ઉચ્ચપણાનો—પોતાના શિવત્વનો—અનુભવ કરવાનું અને પોતાના બ્રહ્મપણાનું અભિમાન ધરવાનું કહે છે. શાસ્ત્રોનું રહસ્ય યથાર્થ સમજાતાં મનુષ્યને પોતાની તુચ્છતાનું ભાન થતું નથી, પરંતુ પોતાની અપરિમિત મહત્તાનું જ ભાન થાય છે. તે પોતાને છાણનો કીડો જાણતો નથી, પણ બ્રહ્મરૂપ જાણે છે; અને પોતાને જાણે છે, એટલું જ નહિ પણ પ્રાણિમાત્રને તે પોતાના જેવાં જ બ્રહ્મરૂપ જાણે છે. પ્રત્યેક ધર્મનો આશય મનુષ્યને હલકો દર્શાવવાનો નથી, પણ તેનામાં રહેલી ઉચ્ચતાને સમજાવવાનો, તથા તેનો અનુભવ કરાવવાનો હોય છે.

તમે છાણના કીડા નથી; પણ ઈશ્વર અથવા બ્રહ્મ છો. તમારામાં રહેલું ઈશ્વરત્વ હાલ કદાચ તમે દર્શાવી શકતા નહિ હો, પરંતુ તે દર્શાવવાના માર્ગમાં જ તમે છો. તમારા અંતરમાં—તમારા આત્મામાં—તે છે, અને તેને પ્રકટાવવાની જ માત્ર તમારે જરૂર છે. દીવાસળીમાં દીવો જેમ તમારા જોવામાં હાલ આવતો નથી, તો પણ તે તેમાં છે, અને દીવાસળીને ઘસવાથી તે તેમાંથી પ્રકટ થાય છે, તેમ તમારૂં ઈશ્વરત્વ હાલ તમને જણાતું નહિ હોય તોપણ તે તમારામાં છે અને પ્રયત્નવડે તમે તેને બહાર પ્રકટ કરી શકો એમ છે. તેને પ્રકટ કરવાનું જે માનસિક બળ, તે પણ તમારામાં છે. ભૂતકાળમાં તમારામાં ગમે તેટલી ખામીઓ ભલે જણાઈ હોય; ભૂતકાળમાં ગમે તેટલાં કાર્યોમાં તમે ભલે નિષ્ફળ ગયા હો; ભૂતકાળમાં તમારામાં રહેલા ઇશ્વિરત્વને પ્રકટાવવા માટે તમે કરેલો એકે ઉપાય ભલે સફળ ન થયો હોય, તોપણ તેથી તમારામાં ઈશ્વરત્વ નથી, એમ સિદ્ધ થતું નથી. તમારામાં તમારૂં ઈશ્વરત્વ પ્રકટાવવાનું સામર્થ્ય નથી, માટે તમને નિષ્ફળતા મળી છે, એમ નથી, પણ ફળ પ્રાપ્ત કરવાને માટે તમારા સામર્થ્યને કેવી રીતે વાપરવું, તેનું શાસ્ત્રીય જ્ઞાન તમને ન હોવાથી

જ નિષ્ફળતા મળી છે. તમે હાલ કેવા છો અથવા આજ સુધીમાં તમે શું શું સિદ્ધ કર્યું છે, તે પ્રતિ દૃષ્ટિ નાંખવાની તમારે કશી જ અગત્ય નથી. ભલે તમે આજે કશું જ કરી શકતા ન હો, તોપણ તમારામાં જે સામર્થ્ય છે, તેનો હજારમો કે લાખમો ભાગ પણ તમે હજી સુધી ઉપયોગમાં લીધો નથી. અથવા તમે આજે મહાવિદ્વાન્ હો અને જગતમાં અસંખ્ય મોટાં કામો સિદ્ધ કર્યાં હોય તો પણ તમારા અંતરમાં જે વાસ્તવિક સામર્થ્ય રહેલું છે, તેના હજારમા કે લાખમા ભાગને પણ હજી સુધી તમે વાપર્યું નથી. કોઈ કોઇ પ્રસંગે, તમે એકલા બેસો છો, અને જગતમાં કોઇએ ન ગાયું હોય એવું, રોમે રોમને ખડાં કરનાર ગાયન તમે ગાઓ છો, એવી કલ્પના કરો છો. તાનસેન તમારા આગળ પાણી ભરે છે, સ્વર્ગની અપ્સરાઓનું અને ગાંધર્વોનું ગાયન પણ તમારા આગળ કશી ગણત્રીમાં નથી, એવા તરંગો તમારા મનમાં ચાલે છે; આ તરંગો–આ કલ્પના એ બીજું કાંઇ જ નથી પણ તમારામાં ગુપ્ત રહેલું સામર્થ્ય છે; એ તમારા આત્મામાં રહેલું અનુદ્ભુત સંગીત છે. કોઇ કોઇ પ્રસંગે તમે એકલા બેસો છો, અને હજારો મનુષ્યના સમૂહમાં તમે ભાષણ આપતા હો, એવી કલ્પના કરો છો; તમારા વક્તૃત્વથી હજારો મનુષ્યો ચકિત થઇ જતા, અને તમારા વિચારોના પૂરમાં તણાતા તમે જુઓ છો; તમારી વક્તૃત્વ શક્તિઆગળ ડિમોસ્થીનીસ, સીસેરો કે સુરેન્દ્રનાથ બેનરજીની વક્તૃત્વ શક્તિ પણ તમને સાધારણ પંક્તિની ભાસે છે. તમને થતું આ ભાન એ બીજુ કંઇ જ નથી, પણ મહાન્ વક્તા થવાનું જે સામર્થ્ય તમારા આત્મામાં રહેલું છે, તેને સૂચવનાર એ ચિહ્નો છે. કોઇ કોઇ પ્રસંગે તમે એકલા બેસો છો, અને અર્જુનની પેઠે અથવા ભીમની પેઠે લાખો મનુષ્યોને તમે યુદ્ધમાં હરાવતા હો, એવી કલ્પના કરો છો. જેમ સિંહ એક સસલાને અત્યંત દુર્બળ જુએ તેમ લાખો મનુષ્યોની સેના તમને દુર્બળ ભાસે છે. આ પ્રકારની કલ્પના અથવા ભાન, તમારામાં રહેલા અગાધ સામર્થ્યને જ સૂચવે છે. પ્રસંગે તમે એકલા બેસો છો, અને મોટા મોટા નૃપતિઓના મહાલયો પણ જેના આગળ ઝુંપડાં જણાય, એવાં દિવ્ય ભવનો તમારી કલ્પનામાં રચો છો. આ તમારા આત્મામાં આજે બીજરૂપે રહેલી, અને પ્રયત્નથી મોટા વૃક્ષરૂપે કરી શકાય એવી શિલ્પશક્તિ છે. કોઇ કોઇ પ્રસંગે તમે કલ્પનાવડે તમારામાં અષ્ટ સિદ્ધિનું ઐશ્વર્ય પ્રકટેલું જુઓ છો; તમે એક ક્ષણમાં સૂર્યલોકમાં તો અન્ય ક્ષણમાં બ્રહ્મલોકમાં ગતિ કરવાનું તમારામાં સામર્થ્ય હોય એવા તમને જુઓ છો; તમારા સંકલ્પવડે તમે નવાં બ્રહ્માંડો રચતા તમને જુઓ છો; આ સર્વ તમારા આત્મામાં, મહાન યોગી થવાનું જે ગુપ્ત સામર્થ્ય રહેલું છે, તેને સૂચવે છે. તમારા આત્મામાં સર્વ પ્રકારની શક્તિઓ, અસાધારણ પ્રમાણમાં રહેલી છે; માત્ર તમે તેને બહાર કાઢી નથી, એટલું જ છે. ગોટલામાં અમૃતજેવી કેરીઓ રહેલી છે; માત્ર ગોટલાને વાવીને આંબો ઉગાડવામાં આવ્યો નથી. તમારામાં રહેલી સંગીત શક્તિનો જો પૂરેપૂરો વિકાસ કરવામાં આવે તો તમારા જેવો સંગીતકલાવિદ્ પૂર્વે કોઇ થયો નથી, અને ભવિષ્યમાં કોઈ થશે નહિ. તમારામાં રહેલી વક્તૃત્વ શક્તિને સંપૂર્ણ રીતે ખીલવવામાં આવે તો તમારા જેવો વક્તા ભાગ્યે જ કોઇ થયો હશે અથવા થશે. તમારામાં રહેલું યોગસામર્થ્ય સંપૂર્ણપણે બહાર કાઢવામાં આવે તો પૂર્વના સર્વ યોગીઓ તમારા આગળ ઝાંખા પડી જાય. કારણ કે તમારા આત્મામાં સર્વ રહ્યું છે.

કોઇ પણ શાખામાં મનુષ્ય, જેનાથી વધારે ઉંચે ન ચઢી શકાય, એવા શિખરસુધી

હદ સુધી પહોંચ્યો નથી. એવું શિખર છે જ નહિ, કારણ આત્મામાં રહેલાં સામર્થ્યોનો અવધિ નથી. એક મનુષ્ય જેટલો ઉંચે ચઢ્યો હોય છે, તેટલે ઉંચે અને તેથી પણ વધારે ઉંચે ચઢવાને સર્વ મનુષ્યો સમર્થ છે, કારણ કે સઘળા મનુષ્યોમાં જે આત્મતત્ત્વ છે, તે એક જ પ્રકારનું છે; અને તમારામાં રહેલું આત્મતત્ત્વ પણ પૂર્વે જે મહાપુરુષો થઈ ગયા છે, તથા ભવિષ્યમાં જે મહાપુરુષો થશે, તેના જેવું જ હોવાથી, પૂર્વના મહાપુરુષોમાં જે સામર્થ્ય હતું તથા ભવિષ્યમાં થનાર મહાપુરુષોમાં જે સામર્થ્ય હશે, તે સર્વ તમારામાં છે. સર્વ સામર્થ્યસંપન્ન એક દેવ, ભૂતમાત્રમાં ગૂઢ રહેલો છે, એ સત્શાસ્ત્રોનો સિદ્ધાંત છે. આમ છે તો પછી તમારે તમને હલકા ગણવાનું કશું જ કારણ નથી. જે **શ્રીકૃષ્ણમાં, શ્રીરામમાં, શ્રીમહાવીરમાં, શ્રીબુદ્ધમાં**, જરથુસ્તમાં, ઇસુમાં, કે **મહમદમાં** હતું, તે જ તમારામાં છે. જે યાજ્ઞવલ્ક્યમાં, વસિષ્ઠમાં, દ્રોણમાં, **અર્જુનમાં**, કે **ભીમમાં** હતું, તે જ તમારામાં છે; જે **બાણમાં, કાલિદાસમાં, મિલ્ટનમાં** કે **શેક્સપીયરમાં** હતું, જે **નેપોલીયન, ગ્લેડસ્ટન, બિસ્માર્ક** કે **લિન્કનમાં** હતું, તે જ તમારામાં પણ છે. તમારા અને કોઇ મહાપુરુષના સામર્થ્યમાં જે ભેદ આજે જોવામાં આવે છે, તે માનસિક શક્તિઓનો નથી, પણ તે શક્તિઓના વિકાસનો છે. મહાપુરુષને અને તમારે જેમ બે આંખ, બે કાન, બે હાથ અને બે પગ સરખા છે, તેમ માનસિક શક્તિઓ પણ સરખી છે, પણ મહાપુરુષે તે શક્તિઓનો અત્યંત વિકાસ કર્યો હોય છે, અને તમે નથી કર્યો. સર્વને માનસિક શક્તિઓ સરખી જ મળેલી હોય છે, પણ જે શક્તિઓને જે મનુષ્ય જે દિશામાં વિશેષ કેળવે છે, તે દિશામાં તે મનુષ્યની તે શક્તિઓનો વિશેષ વિકાસ થયો હોય છે; અને પ્રયત્નવડે વિકાસને ન પમાડી શકાય, એવી એક પણ શક્તિ ન હોવાથી, કોઇ પણ મનુષ્યને કોઈ પણ પ્રકારનું સામર્થ્ય પ્રાપ્ત કરવું અશક્ય નથી.

એ વાત ખરી છે કે જે મનુષ્ય જે જ્ઞાતિમાં અને જે કુળમાં જન્મ્યો હોય છે, તે જ્ઞાતિનાં અને તે કુળનાં લક્ષણો તેનામાં વંશપરંપરાથી ઉતરી આવે છે. જો તમારો બ્રાહ્મણનાં શમદમાદિ લક્ષણોથી યુક્ત બ્રાહ્મણ માબાપને ત્યાં જન્મ થયો હોય છે, તો વિશેષે કરીને તમારા મગજમાં, શમદમાદિ લક્ષણો સત્વર સિદ્ધ થાય,' એવા સંસ્કારો હોવાનો સંભવ હોય છે. જો તમારો વીરત્વયુક્ત ક્ષત્રિય માબાપને ત્યાં જન્મ થયો હોય છે, તો તમારા મગજમાં સત્વર વીરત્વ ખીલી નીકળે એવા પુષ્કળ સંસ્કારો હોય છે. જો તમારો કોઇ સંગીતકળાને ઉત્તમ પ્રકારે જાણનાર માબાપને ત્યાં જન્મ હોય છે, તો તમારા મગજમાં તમને સંગીતકળાનું સત્વર જ્ઞાન પ્રાપ્ત થાય, એવા પુષ્કળ પરિપક્વ સંસ્કારો હોય છે. અને તેથી આવા સંસ્કારવિનાના મનુષ્યને સંગીતકળાનું જ્ઞાન જેટલા સમયમાં અને જેટલા પ્રયત્નથી થાય છે, તેના કરતાં તમને ઘણા જ ઓછા સમયમાં અને ઘણાજ અલ્પ પ્રયત્નથી થાય છે. તેને સંગીતકળામાં નિપુણતા પ્રાપ્ત કરવી હોય તો તમારા કરતાં અનેકગણુ અધિક પરિશ્રમ કરવો પડે, પણ પરિશ્રમ કરતાં તે કળામાં તે નિપુણતા પ્રાપ્ત કરી શકવાનો જ. સંગીતકળા અથવા ગમે તે કળા કે વિદ્યા શીખવાનું તેનામાં સામર્થ્ય છે; તે જ પ્રમાણે ગમે તે માનસિક શક્તિનો વિકાસ કરવાનું પણ તેનામાં સામર્થ્ય છે; અને તમારામાં પણ તે જ પ્રમાણે છે. આમ છતાં જે દિશામાં તમારી માનસિક શક્તિઓ જન્મથી વિશેષ 'વિકાસને પામેલી

જણાતી હોય, અથવા જે દિશામાં તમારૂં મન વિશેષ વેગથી ધાવન કરતું હોય તે દિશામાં પ્રયત્ન કરવો, એ વધારે ડહાપણભરેલું છે.

હવે, ઉપર જે લખવામાં આવ્યું છે તે સઘળું જો ખરૂં છે—અને જો તે ખરૂં ન હોત તો આ લેખમાં તેને લખવાનો વ્યર્થ પરિશ્રમ કરવામાં ન આવ્યો હોત-તો તમારામાં પૂર્વે થઇ ગયેલા, અથવા વર્તમાનકાળના અથવા ભવિષ્યમાં થનાર કોઇ પણ મહાન્ મનુષ્યના જેટલી બુદ્ધિ છે, એમાં કશો જ સંશય નથી. રામ, કૃષ્ણ, મહાવીર, બુદ્ધ, જરથુસ્ત, ઇસુ, મહમદ, યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠ, અર્જુન, ભીમ, બાણ, નેપોલીયન, ગ્લેડસ્ટન, કે લિન્કન જે વર્ગના હતા, તે જ વર્ગના તમે પણ છો. તેઓનામાં જે માનસિક શક્તિઓ હતી, તે જ શક્તિઓ તમારામાં પણ છે. તેઓએ જે કાર્ય કર્યાં હતાં, તે જ કાર્ય કરવાનું તમારામાં પણ સામર્થ્ય છે. અને આમ હોવાથી જો તમારે શાસ્ત્રાનુકૂળ વર્તન કરવું હોય તો તો જેવા તમે વસ્તુતઃ છો, તેવા જ તમારે તમને પોતાને ગણતાં શીખવું જોઇએ. જે વર્ગના તમે છો, તે વર્ગના જ તમારે તમને જ્યાં ત્યાં કહી બતાવવા જોઇએ. જે વર્ગના તમે છો, અથવા જે ભૂમિકામાં તમારી વસ્તુતઃ ગણના છે, તેથી નીચા વર્ગમાં અથવા નીચી ભૂમિકામાં તમને પોતાને તમારે ગણવા, એ લેશ પણ સુખસાધક નથી, કિંતુ એમ કરવું તે ઉલટું હાનિકારક છે; એ દુઃખસાધક વર્તન છે.

આ ઉપરથી એવો ભાવ ગ્રહણ કરવાનો નથી, કે તમારે જેના તેના આગળ તમારી મહત્તાનાં બણગાં ફુંકવાં, અર્થાત્ તમે કેવા અલૌકિક શક્તિવાળા મહાપુરુષ છો, તે જેના તેના આગળ કહેતા ફરવું. રામે કે કૃષ્ણે, કે અર્જુને કે વસિષ્ઠે એ પ્રમાણે કર્યું હોય, એવું શાસ્ત્રમાં વર્ણવ્યું નથી. તમારે માત્ર તમારા મનમાં તમારામાં ઉચ્ચ શક્તિઓ રહેલી છે, અને તમે સઘળું કરવાને સમર્થ છો, એવો ભાવ રાખવાનો છે. તમારી સ્તુતિનાં બણગાં ન ફુંકો, અર્થાત્ આત્મશ્લાઘા ન કરો; ખોટી પતરાજીથી દૂર રહો; તમારામાં કેટલું સામર્થ્ય છે, તે પ્રતિ અન્યનું લક્ષ ખેંચવા ખાસ પ્રયત્ન ન કરો. તમારામાં સામર્થ્ય છે, એટલી જ માત્ર મૌનપૂર્વક ભાવના રાખો, અને જગત્ તરત જ તમારા સામર્થ્યને જાણશે. યથાર્થ સામર્થ્યસંપન્ન પુરુષ પોતાના સામર્થ્યની કદી બડાશો હાંકતો નથી, અને જો તે બુદ્ધિમાન્ હોય છે, તો પોતાનામાં કશું જ નથી, એવું બોલીને પોતાને કદી હલકો પાડતો નથી. હું કંઇ જ નથી, એવાં દીનત્વનાં વચનો બીજાઆગળ બોલવાં, એને મનુષ્યો નિરભિમાનપણું અથવા વિનય ગણે છે; પરંતુ જ્યારે નિરભિમાનપણું અથવા વિનય પોતાને ઉતારી પાડે છે, અથવા પોતાની કિંમત હલકી કરી નાંખે છે, ત્યારે તે નિરભિમાનપણું અને વિનય સદ્ગુણ રહેતા નથી, પણ બદલાઇને દુર્ગુણ થઇ જાય છે; કારણ કે પોતાને ઉતારી પાડવો, એના જેવું પોતાની ઉન્નતિના સંભવોને કાપી નાંખવા જેવું બીજું એક પણ કૃત્ય નથી. તમારે ત્યાં કોઇ નોકર રહેવા આવે અને તે તમને કહે કે મારામાં કશો જ માલ નથી, મારી શક્તિઓ બહુ ઉતરતા પ્રકારની છે, હું ઉદ્યોગી નથી, હું તુચ્છ કીડો છું, તો શું તમે તેને નોકરીમાં રાખશો?

મારી શક્તિઓ હલકા પ્રકારની છે, અને મારામાં કશો જ માલ નથી, એવા ભાવનાં વચનો બોલવાનું તત્કાળ બંધ કરો. જ્યારે જ્યારે તમારી શક્તિના સંબંધમાં બોલવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે પતરાજી ન જણાય તેવી રીતે શાંતિથી તમારી ઉચ્ચતાને જ નિશ્ચયપૂર્વક

જણાવો. 'મારામાં એ કરવાની પહોંચ નથી, આપણું એ કરવાનાં ગજા નહિ, મારી શક્તિ કેટલી થોડી છે, તે હું જાણું છું,' એવાં એવાં તમને ઉતારી પાડનાર વચનો કદી પણ ન બોલો. તમારામાં સઘળું જ કરવાની પહોંચ છે, અને સઘળું જ કરવાનું તમારું ગજુ છે. પ્રયત્ન કરો, અને તમને અનુભવ થશે કે જે તમારામાં નથી એવું તમે માની બેઠા છો, તે તમારામાં છે, અને તે પણ અમર્યાદ પ્રમાણમાં છે. 'મારામાં કશો જ માલ નથી, અને મારી બુદ્ધિ બહુ જ જાડી છે' એવાં એવાં વચનો નિત્ય જો તમે બોલ્યા કરશો, તો તમને તમારા પોતાના સંબંધમાં તેવી જ ભાવના બંધાઈ જશે; તમે નિશ્ચયપૂર્વક તમને પોતાને નિર્માલ્ય ગણનારા થઈ જશો, અને ઉત્તમ કાર્યો કરવાનું તમારામાં જરા પણ સામર્થ્ય નથી, એવું તમને દૃઢ થઈ જશે; અને તમારા સામર્થ્યમાં આવી અશ્રદ્ધા ઉત્પન્ન થતાં તમે કશું જ કરવાની યોગ્યતાવાળા રહેવાના નહિ. પોતાના સામર્થ્યમાં શ્રદ્ધા, એ જ મનુષ્યને નાનાં કે મોટાં કાર્યો કરવાને યોગ્ય કરે છે. 'મારામાં આ કામ કરવાની પૂરતી બુદ્ધિ નથી, તોપણ જે થોડું મારાથી બનશે તે હું કરીશ,' એ પ્રકારનાં વચનો બોલવાને બદલે 'મારાથી બનતું સઘળું હું કરીશ,' એવાં વચનો બોલો, અને તમારામાં કંઈક મહત્ત્વનું કરવાનું સામર્થ્ય છે, એવું તમે અંતઃકરણપૂર્વક માનતા હો, એવા ભાવથી તે વચન બોલો.

તમારા જ્ઞાનસંબંધી ન્યૂનતાને દર્શાવનારાં વચનો કદી બોલતા નહિ. 'મને નિશાળમાં અથવા કોલેજમાં અભ્યાસ કરવાનો યોગ આવ્યો નથી, અને તેથી મારામાં કંઈ બહુ જ્ઞાન નથી,' એવાં વચનો બોલવાને બદલે કહો કે 'નિશાળમાં કે કોલેજમાં ગયાવિના ઘેર ખાનગી અભ્યાસ કરીને મેં જ્ઞાન પ્રાપ્ત કર્યું છે,' અને આ વચન એવી રીતે બોલો કે જાણે તમને તમારા જ્ઞાનમાટે ઉંચો અભિપ્રાય હોય. 'હું કંઈ સંસ્કૃત ભણ્યો નથી, અથવા મેં કોઈ શાસ્ત્રના ગ્રંથો જોયા નથી, અથવા કોઈ સત્પુરુષનો સમાગમ કર્યો નથી, અને તેથી મને વેદાંતનું બહુ ઉંચું જ્ઞાન નથી,' એવાં વચનો બોલવાને બદલે કહો કે 'સંસ્કૃત ભણ્યા વિના, શાસ્ત્રના ગ્રંથો જોયા વિના, અને કોઈ સત્પુરુષનો સમાગમ કર્યાવિના, મારી મેળે ઘેર ખાનગી અભ્યાસ કરીને મેં વેદાંતનું સારું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે.' અને આ વાત સત્ય છે. જો તેમ ન હોત તો આજે આ લેખ તમે વાંચતા ન હોત અને તેને આવી ઉત્તમ રીતે સમજતા પણ ન હોત. જ્ઞાનનું માપ મનુષ્યે કેટલાં પુસ્તકો વાંચ્યાં છે, તે ઉપરથી નીકળતું નથી, પણ તેનું જીવન કેટલું ઉંચા પ્રકારનું થયું છે, તે ઉપરથી નીકળે છે; અને આ લેખને વાંચનાર અને સમજનાર મનુષ્યો ઉંચું જીવન ગાળવાનો પ્રયત્ન કરનારા હોવાથી, તેઓ વસ્તુતઃ સુશિક્ષિત છે, એ સ્પષ્ટ જ છે. મહાકાલમાં આવતા વિચારોને વાંચવાને, સમજવાને અને તેમને આચારમાં ઉતારવાને જેઓ સમર્થ છે, તેઓ જ વસ્તુતઃ વિદ્વાન્ છે; તેઓ જ વસ્તુતઃ બુદ્ધિમાન્ અને વિશિષ્ટ છે. આમ હોવાથી તમને પોતાને સર્વદા વિદ્વાન્, બુદ્ધિમાન્ અને નીતિમાન્ માનો, અને તે પ્રમાણે જ પ્રસંગ આવ્યે બોલો.

સર્વદા સ્મરણમાં રાખો કે જે ઉચ્ચ ઉદ્દેશ આપણે સિદ્ધ કરવા ધાર્યો હોય છે, તે શ્રદ્ધાથી સિદ્ધ થાય છે, કારણ કે શ્રદ્ધા, એ આપણાં ઇચ્છેલાં સુખનું કાચુ દ્રવ્ય છે. જેમ લાકડું હોય છે તો જ તેમાંથી ખુરશી અથવા મેજ બને છે, અને તેથી ખુરસી અથવા મેજનું કાચુ દ્રવ્ય લાકડું છે, તેમ શ્રદ્ધામાંથી જ આપણાં ઇચ્છેલાં સુખો રચાતાં હોવાથી

શ્રદ્ધા, એ આપણાં ઇચ્છેલાં સુખનું કાચું દ્રવ્ય છે. અન્ય શબ્દોમાં કહીએ તો જો તમારામાં શ્રદ્ધા હોય છે, તો તમારા ઇચ્છેલાં સુખ તમને હમણાં જ મળી ચુક્યાં હોય છે. જો તમારામાં શ્રદ્ધા હોય છે તો જેવા થવાને તમે ઇચ્છો છો તેવા તમે હમણાં જ થયા હો છો. આથી હું આવો થવાનો છું, એ પ્રકારે ન બોલો, પણ આવો હું છું, એ પ્રકારે બોલો. હું નીરોગ થતો જાઉં છું, એમ ન બોલો, પણ હું નીરોગ છું જ, એમ બોલો. મોટાં કામો કરવાનું સામર્થ્ય મેં મેળવવા માંડ્યું છે, એમ ન બોલો. પણ હમણાં જ તેવાં કામ કરવાનું મારામાં સામર્થ્ય છે, એમ બોલો. હું પુષ્કળ અભ્યાસ કરવાનો છું, અને કોઇ દિવસે જ્ઞાનવાન્ થનાર છું, એમ ન બોલો, પણ મને જ્ઞાન પ્રાપ્ત જ છે, એમ બોલો. સ્મરણમાં રાખો કે જે વિનય તમારી મહત્તાને, અથવા તમારા સામર્થ્યને, અથવા તમારા જ્ઞાનને, અથવા તમારી કાર્યક્ષમતાને ( કાર્ય કરવાની શક્તિને ) ઉતારી પાડે છે, તે ખોટો વિનય છે; તે દુર્ગુણ છે, સદ્ગુણ નથી.

તમારે તમારા પોતાના સંબંધમાં, તમારા સામર્થ્યના સંબંધમાં અને તમારી બુદ્ધિના સંબંધમાં કેવી ભાવના રાખવી, તે આટલા વિવેચનથી તમને સ્પષ્ટ થયા વિના નહિ જ રહ્યું હોય. સત્શાસ્ત્રો તો તમને ' હું બ્રહ્મ છું ' એટલે પર્યંતની ઉંચામાં ઉંચી ભાવના કરવાનું આગ્રહથી પ્રબોધે છે, તેથી તમારા સંબંધમાં ગમે તેવી ઉંચી ભાવના કરતાં લેશ પણ સંકોચ ધરશો નહિ. કારણ કે ઉંચી ભાવના કરવી, એ સત્શાસ્ત્રોને અનુકૂલ છે, અને હલકી ભાવના કરવી, એ સત્શાસ્ત્રોથી પ્રતિકૂલ છે. બીજાઓનાં ખોતરણાં કાઢવાં, બીજાઓના દોષ જોવા, એ હાનિકારક છે, એ દુઃખસાધક છે, એ પૂર્વનાં પ્રકરણોમાં વર્ણવવામાં આવી ગયું છે; અને પોતાનાં ખોતરણાં કાઢવાં, પોતાના દોષો જોવા, પોતાને હલકો ગણવો, એ તેથી પણ વધારે હાનિકારક છે, તેથી પણ વધારે દુઃખસાધક છે, એ આ પ્રકરણમાં દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. અને અંતમાં, તમારા દોષોને માટે, તમે કરેલી ભૂલોને માટે, તમે જેને પાપ કહો છો, તેવાં તમે કરેલાં પાપોને માટે તમારો પોતાનો કદી પણ તિરસ્કાર ન કરવાને માટે તમને ચેતવવામાં આવે છે. તમે ગમે તેવું ઘોર પાપ કર્યું હોય, અથવા તમે ગમે તેવા દુરાચરણી થયા હો, તો પણ તેની ચિંતા નથી. હવે તેને માટે આત્મતિરસ્કાર કરવાનું કશું જ પ્રયોજન નથી. હવે માત્ર તમારૂં એક જ કર્તવ્ય છે, અને તે એ કે તે વાતને વિસરી જાવ, ગઇ ગુજરી ભૂલી જાવ. **गतं न शोचामि** જે થઇ ગયું તેનો શોક કર્તવ્ય નથી. તેનું વિસ્મરણ કરવામાં જ લાભ છે. કરેલા દોષોને ભૂલી જવા, એ સુખસાધક વિદ્યાનું એક સૂત્ર છે. કરેલા દોષનું વિસ્મરણ કરવું, અને ફરીને દોષ ન કરવા, એ દોષવાનને વર્તવાની નીતિ છે. દોષનું ચિંતન કરતા, અશ્રુ ન પાડો, સત્કાર્યોમાં મનને જોડો અને સત્કાર્યોને પ્રયત્નપૂર્વક કરવા માંડો. પુણ્યે પાપ ટળાય, એ ન્યાયે જો તમે સત્કાર્યો કરવા માંડશો તો તમારાં સઘળાં પાપો ભસ્મીભૂત થશે. મેં મહા પાપ કર્યું છે, એવા વિચારો કરવાથી, અને બેઠા બેઠા રડ્યા કરવાથી, પાપનો નાશ થતો નથી. કરેલાં પાપોનું વિસ્મરણ કરવાથી અને નવાં સત્કર્મોમાં જોડાવાથી જ પાપનો નાશ થાય છે. આથી સત્પ્રયત્ન કરો; નિશ્વાસા ન નાંખો, આત્મતિરસ્કાર ન કરો, પણ સત્પ્રયત્ન કરો. કમાન ઉકલી ગયેલી ઘડીઆળના જેવા નિશ્ચેષ્ટ ન થાઓ. પણ પ્રયત્ન કરો. પાપને ધોવાનો, પાપનો નાશ કરવાનો એક જ રસ્તો છે, અને તે એ કે ઉત્સાહથી સદુદ્યમમાં જોડાવું. સદુદ્યમ ન સુઝે તો ઉ-

મમાં જોડાઓ; પણ કંઈ પણ કરો. પાપનું ચિંતન છોડીને, પાપના વિચારો કરવા છોડીને, પાપની વાતો કરવી છોડીને, પરમેશ્વરને પાપની ક્ષમા આપવાની પ્રાર્થના કરવામાં નકામો વખત ગાળવાનું છોડીને, પાપને માટે રડવાનું અને નિસાસા નાંખવાનું છોડીને સત્કર્મ કરો; ઉદ્યમી થાઓ. જેમ તમે વધારે પ્રયત્નશીલ થશો, તેમ ભવિષ્યમાં બિલકુલ પાપ નહિ કરો, અને તમારાં કરેલાં પાપો તેમ સત્વર ધોવાશે. 'હું દુષ્ટ છું, હું પાપી છું' એવો આત્મતિરસ્કાર કરવાથી, અથવા ચોધારાં આંસુ પાડવાથી પાપ ધોવાતું નથી.

(અપૂર્ણ.)

---

# શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગના મહોત્સવો.

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો સાધનસમારંભ નામનો અગિયારમો મહોત્સવ ગયા ફાલ્ગુન માસના કૃષ્ણ પક્ષની પ્રતિપદાથી સાત દિવસસુધી કાવેરી શુભગંગાના પવિત્ર તટઉપર શુમાનદેવ નામના સ્થળસમીપ ઉત્તમ પ્રકારે પાલન કરવામાં આવ્યો હતો. રાજપીપળા સંસ્થાનના ધર્મજ્ઞ નૃપતિએ તથા તેમના અત્યંત કર્મક્ષમ (able) અને બુદ્ધિમાન્ મંત્રિએ પટમંડપ (તંબુ) તથા મનુષ્યાદિની પ્રશસ્ય સાહાય્ય અર્પી હતી. આમ્રવૃક્ષોની વનરાજી (આંબાવાડીયું) માં, મધ્યાહ્નસમયે સૂર્યનો તાપ બાધ ન કરે એવી રીતે, વિવિધ વિભાગમાં, પટમંડપો યુક્તિપૂર્વક ઉભા કરવામાં આવ્યા હતા. ભરતખંડનાં વિવિધ સ્થાનોમાંથી શ્રેયસ્સાધકો તથા ઉદાસીન સજ્જનો મળી લગભગ ૪૫૦ મનુષ્યો આ ઉત્સવમાં ભાગ લેવા આવ્યા હતા. સંયમની ક્રિયાઓ કરવાનો સમય પ્રાતઃકાલે સાતથી અગીયાર વાગતાસુધીનો નિશ્ચય કરેલો હોવા છતાં અનેક ઉત્સાહી શ્રેયસ્સાધકો સ્નાનાદિથી સત્વર પરવારી લેઈ ૭ વાગતાથી, સંયમને માટે નિર્ણય કરેલા સ્થળમાં બેસી જતા હતા. સાતના સંધિમાં લગભગ સર્વ મનુષ્યો સંયમશાળામાં આવી ગયેલા, અને પોતાને પ્રાપ્ત જપ, પ્રાણાયામ, ધારણા, ધ્યાનઆદિ ક્રિયાઓ કરતા જોવામાં આવતા હતા. સાડા ચારસેં મનુષ્યો સંયમશાળામાં બેઠેલા હોવા છતાં, જાણે ત્યાં કોઈ જ બેઠું ન હોય, એવી શાંતિ પ્રવર્તી રહેતી હતી પ્રત્યેક વર્ષના ઉત્સવ કરતાં આ વર્ષના ઉત્સવમાં શ્રેયસ્સાધકો પોતાને પ્રાપ્ત ક્રિયાઓ સાધવામાં વિશેષ ઉત્સાહ દર્શાવતા અવલોકવામાં આવ્યા હતા.

અગીયાર વાગતાં સંયમની સમાપ્તિ થયે શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના આચાર્ય તથા સદ્‌ગુરુ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનું પૂજનઅર્ચન કરવામાં આવતું હતું, તથા અંતમાં આરતી ઉતારવામાં આવતી હતી. ત્યાર પછી પુનઃ સ્નાનની ઇચ્છાવાળા પુરુષો સ્નાનાર્થે જતા હતા. બાર વાગતા પછી ભોજનશાળામાં સર્વ એકત્ર થતા હતા, અને વર્ણવ્યવસ્થાના નિયમાનુસાર સર્વ યથારુચિ ભોજન કરતા હતા.

મધ્યાહ્નપછીનો સમય સર્વ વિવિધ આમ્રવૃક્ષોતળે, અથવા પોતાના પટમંડપમાં, અથવા શુમાનદેવના અગ્રે બાંધેલી ધર્મશાળામાં, જેમને જે પ્રમાણે અનુકૂળ ભાસતું તે પ્રમાણે, કોઈ સદ્‌ગ્રંથનું અવલોકન કરતા, અથવા ઈશ્વરાધન કરતા અથવા કીર્તનો કરતા અથવા વિવિધ જ્ઞાન ચર્ચા કરતા ગાળતા હતા. બે એક પ્રસંગે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ આ મધ્યાહ્ન પછીના સમયમાં સાધકોના સમુદાયમાં પધાર્યા હતા, અને તે પ્રસંગે વિવિધ સાધકોતરફથી

તેમ જ અંકલેશ્વર વગેરે સ્થળેથી આવનાર કેટલાક સજ્જનોતરફથી પૂછવામાં આવેલી શં- કાઓનાં સમાધાન આપવામાં આવ્યાં હતાં.

સાયંસમયે પુનઃ સ્નાનને માટે સર્વ નદીતટે જતા હતા, અને ત્યાં જ અલ્પ સમય સંધ્યા આદિ ક્રિયાઓ કરી લેતા હતા. સાડા સાતે સર્વ વ્યાખ્યાનમંડપમાં એકઠા થતા હતા. વ્યાખ્યાનો શ્રવણ કરવાને તથા કીર્તનોનો આનંદ લેવાને અંકલેશ્વરથી, જધડીએથી તેમ જ આજુબાજુનાં ગામોમાંથી પુષ્કળ સ્ત્રીપુરુષો નિત્ય આવતાં હતાં, તેથી વ્યાખ્યાનમંડપમાં તિલપુર જગા પણ ખાલી રહેતી ન હતી. પાછળના દિવસોમાં મનુષ્યોની સંખ્યા વધી જવાથી મંડપની બંને બાજુના પટ કાઢી નાંખી તેમને બેસવાની વ્યવસ્થા કરવામાં આવી હતી.

પ્રથમ દિવસે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને આરંભક વ્યાખ્યાન કર્યું હતું. તેમાં તેઓશ્રીએ સાધકોને સંયમની ક્રિયાઓમાં ઉત્સાહ વધે તથા ઉપયોગી થઈ પડે એવાં અનેક બોધક વચનો કહ્યાં હતાં. બીજે દિવસે આ પત્રના વ્યવસ્થાપકે 'એકાગ્રતા' એ વિષયઉપર શ્રેય- સ્સાધકોને લાભકારક વ્યાખ્યાન આપ્યું હતું. આ વ્યાખ્યાનમાં તેમણે ઈશ્વરાનુસંધાનમાં સહાયક થઇ પડે, તથા ઈશ્વરના સ્વરૂપનું મતિમાં અવધારણ કરવાનું સુલભ પડે, એવી કેટલીક યુક્તિઓ સર્વને સમજાય એવી સરળ ભાષામાં તથા રસ પડે એવી રીતે વર્ણવી બતાવી હતી. ત્રીજે દિવસે વિદ્દ્રત્ન પંડિત શ્રીયુત ફતેહચંદ કર્પૂરચંદ લાલને 'મનુષ્યનું નવું મૂલ્ય' એ વિષયઉપર અતિ રમ્ય અને વિચારણીય વ્યાખ્યાન આપ્યું હતું. આ વ્યાખ્યાનમાં તેમણે મનુષ્યને માટીજેવો જે અત્યંત તુચ્છ ગણવામાં આવે છે, તેવો તે નથી, પરંતુ વસ્તુતઃ તે ઘણો જ મહાન્ છે, ઈશ્વરસદૃશ છે એટલું જ નહિ પણ ઈશ્વર જ છે, એ અનેક ઉદાહર- ણોથી અદ્ભુત વક્તૃત્વવડે સમજાવ્યું હતું. ચોથે દિવસે પુનઃ શ્રીયુત લાલને સમગ્ર વસુધા એ મનુષ્યનું કુટુંબ છે, એ વિષયઉપર પૂર્વવત્ મનોહર તથા ગંભીર અર્થથી ભરેલું વ્યા- ખ્યાન આપ્યું હતુ. આ વ્યાખ્યાનમાં તેમણે મનુષ્યની સાંકડી દૃષ્ટિને વિશાળ અને અમર્યાદ કરવા, તથા આખા વિશ્વને પોતાના કુટુંબતુલ્ય ગણી રાગદ્વેષ પરિત્યજવા ઉત્તમ પ્રબોધ આપ્યો હતો. વ્યાખ્યાનમાં અવાંતર પ્રસંગમાં ઉતરી તેમણે હાલમાં વધી ગયેલી જાતિઓપ્રતિ ભારે અભાવ દર્શાવી તેથી થતી હાનિ દર્શાવી હતી, તથા યથાર્થ બ્રાહ્મણત્વને પ્રાપ્ત મનુષ્ય નીચી વર્ણના સંબંધમાં આવવાથી નીચ વર્ણવાળો ઉચ્ચ થાય કે પોતે નીચો થાય, એવો અત્યંત મનનીય પ્રશ્ન કર્યો હતો. તેમનું કહેવું એવું હતું કે નીચ વર્ણના સંસર્ગથી જો ઉચ્ચ વર્ણ ભ્રષ્ટ થાય તો બળ ઉચ્ચ વર્ણનું સમજવું કે નીચ વર્ણનું? પંડિત લાલનના આ વચનમા કંઇક સત્ય રહેલું છે. શાસ્ત્રકારો પણ યથાર્થ બ્રાહ્મણની આ પ્રકારની જ મહત્તા વર્ણે છે. તેઓ કહે છે કે જેને યથાર્થ બ્રહ્મજ્ઞાન થયું છે એવો બ્રાહ્મણ ગમે તેવી હલકી વર્ણના સંસર્ગમાં આવે તો પણ ભ્રષ્ટ થતો નથી. વિધિ અને નિષેધ એ અજ્ઞાનની અવસ્થામાં છે. યથાર્થ તત્ત્વ- જ્ઞાનની અવસ્થામાં તો को विधिः को निषेधः એ વચનાનુસાર કોઈ વિધિ પણ નથી અને કોઇ નિષેધ પણ નથી. વળી પંડિત લાલને હાલનાં લગ્નો એ લગ્નો નથી, પણ વ્યભિ- ચારને માટે લોકસંમત ઠરાર છે. (authorized debauchery) એ વિષયને પોતાના વ્યાખ્યાનમાં આડકતરી રીતે આણીને હાલનાં લગ્નોઉપર યોગ્ય પ્રહારો કર્યા હતા. પાંચમે દિવસે સાધકલલામ વિદ્દર, તત્ત્વનિષ્ઠ શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ. એમણે 'અંત- ર્નિરીક્ષણ' એ વિષયઉપર પ્રૌઢ વિચારોથી પૂર્ણ છતાં પણ અત્યંત સરળ ભાષામાં રસિક વ્યાખ્યાન

કર્યું હતું. પોતાના વ્યાખ્યાનમાં તેમણે આત્મા અથવા ચૈતન્ય એવી કોઇ વસ્તુ નથી, એવો જે જડવાદીઓનો સિદ્ધાંત છે, તેનું અનેક યુક્તિઓવડે વિવિધ હૃદયંગમ ઉદાહરણો આપી ખંડન કર્યું હતું. છઠ્ઠે દિવસે પુનઃ આ પત્રના વ્યવસ્થાપકે **सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज** એ ગીતાના વચનઉપર ઉત્તમ પ્રકારે વિવેચન કર્યું હતું, તથા મનનો નિરોધ કરવામાં જપ નામનું અત્યંત સરળ સાધન જે શાસ્ત્રકારોએ વર્ણ્યું છે, તે સાધનનો પ્રથમ પ્રકાર જે વાચક જપ, તે કેવે પ્રકારે કરવો, તાલવ્યેષ્ઠ જપ એ શું છે, તે કેવાં આંદોલનો પ્રકટાવે છે, વાચક જપમાં લક્ષણા વૃત્તિ ક્યાં રાખવી, વગેરે વિવિધ બાબતો પ્રશસ્ય પ્રકારે સમજાવી હતી. સાતમા દિવસે સાધકોનો મોટો ભાગ મધ્યાહ્નપૂર્વે જનાર હોવાથી તે દિવસે કરવામાં આવનાર અંતિમ વ્યાખ્યાન પણ આ પત્રના વ્યવસ્થાપકે છઠ્ઠે દિવસે કર્યું હતું. આ અંતિમ વ્યાખ્યાનમાં તેમણે આ વિશમા શતકમાં વાયુનો જે નવો યુગ ( air-age ) પ્રવર્તો છે, તેમાં યથાર્થ બ્રાહ્મણધર્મને ધારણ કરવાને તથા ઈશપ્રાપ્તિને ( God-consciousness ) સર્વ પ્રયત્નથી સિદ્ધ કરવાને સાધકોને આગ્રહયુક્ત પ્રબોધ આપ્યો હતો. તેમણે કહ્યું હતું કે સ્વદેશભક્તિ એ ઉત્તમ છતાં, સર્વોત્તમ નથી. સ્વદેશભક્તિમાં આ મારૂં, અને આ પારકું, એવી અંતઃકરણની લઘુતા અથવા સંકુચિત અવસ્થા હોય છે; અને તેથી તે ગમે તેટલી ઉત્તમ છતાં વિશ્વભક્તિતુલ્ય નથી. વિશ્વભક્તિમાં આખા વિશ્વપ્રતિ પ્રેમનો સમાવેશ થાય છે. વિશ્વભક્તિવાળું અંતઃકરણ લઘુ હોતું નથી, સાંકડું અથવા મર્યાદાવાળું હોતું નથી, પણ વિશાળ અને ઉદાર હોય છે. શ્રેયસ્સાધકને પોતાનામાં ઈશ્વરત્વ પ્રકટાવવાનું છે, ઈશપ્રાપ્તિની સિદ્ધિ કરવાની છે, અને તેથી તેણે જેમ ઈશ્વરનું અંતઃકરણ આખા વિશ્વપ્રતિ પ્રેમવાળું છે, તેમ પોતાનું અંતઃકરણ આખા વિશ્વપ્રતિ પ્રેમવાળું કરવાનું છે. સ્વદેશભક્તિની નીચી ભૂમિકામાં અટવાતાં વિશ્વભક્તિ સિદ્ધ થતી નથી, અને તેથી સ્વદેશભક્તિપ્રતિ સમભાવ રાખીને વિશ્વભક્તિ સાધવાનો તેણે નિરંતર ઉદ્દેશ રાખવો જોઇએ. સ્વદેશભક્તિવડે સ્વદેશનું હિત સાધવું જેટલું સુલભ છે, તેના કરતાં વિશ્વભક્તિવડે સ્વદેશનું હિત સાધવું અત્યંત અધિક સુલભ છે. અહિત કરનારનું પણ નિરંતર હિત ઇચ્છવું, એ બ્રાહ્મણધર્મને આચરનાર બ્રાહ્મણ અંતઃકરણનું ભૂષણ છે. આ વગેરે અનેક પ્રબોધક વચનો કહીને અંતમાં તેમણે સમગ્ર વર્ગતરફથી, આ સમારંભના કાર્યમાં સાહાય્ય અર્પનાર તે સ્થળના ધર્મશીલ નૃપતિનો તથા કાર્યનિપુણ દીવાન સાહેબનો વિજય ઇચ્છ્યો હતો. તે જ પ્રમાણે પ્રતિવર્ષે સમારંભની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા કરવાને માટે પોતાના તનનો, ધનનો તથા આયુષ્યનો ઉદારતાથી ભોગ આપનાર સાધકરત્ન શ્રીયુત ઈશ્વરભાઇનો તેમ જ તેમને સર્વ પ્રકારની મદદ કરનાર અંકલેશ્વરના અવલ કારકુન સાધકબાંધવ શ્રીયુત રતિલાલભાઇનો, શ્રીયુત મગનલાલ પ્રાણજીવનદાસનો, શ્રીયુત મૂળજીભાઇ કાશીદાસ વગેરે અનેક સજ્જનોનો વિજય ઇચ્છવામાં આવ્યો હતો.

પ્રતિદિન વ્યાખ્યાનના અંતમાં બે કલાક કીર્તન કરવામાં આવતાં હતાં. આ નિમિત્તે ખાસ નવાં પદો જોડવામાં આવ્યાં હતાં. પદોના લાલિત્યથી, અર્થગૌરવથી, રસથી તથા હૃદયંગમ રાગથી આબાલવૃદ્ધ સર્વને અપૂર્વ આનંદ થતો હતો. આજુબાજુનાં ગામોમાંથી કીર્તનનો આનંદ લેવા આવનાર સ્ત્રીપુરુષોના સમુદાયમાં કીર્તનોનાં પુસ્તકોની પાંચસેં નકલો ખપી ગઇ, એ જ તેની લોકપ્રિયતા સિદ્ધ કરે છે. આ વર્ષના ઉત્સવનાં પદોમાં શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની કાવ્યશક્તિ અદ્ભુત પ્રકાશ દર્શાવે છે. તેમાં પણ 'વસ્તુનિર્દેશાત્મક મંગલ,' 'પ્રેમી વૃત્તિની ઇષ્ટપ્રતિ પ્રેમમય પરોક્તિ,' 'સાચા સ્નેહીનું વર્તન કેવું હોય છે,' 'પ્રેમમત્ત વૃત્તિની ઇષ્ટ-

પ્રતિ પ્રેમમય સોલ્લુંઠનોક્તિ,' 'વસ્તુસાક્ષાત્કારમાં આંતરોપાધિનો ત્યાગ જ હેતુભૂત છે,' 'વિપત્તિના પ્રધાનથી પ્રાદુર્ભાવને પામેલી આંતર સ્થિતિસમયના ઉદ્‌ગાર,' 'અને તત્વનિષ્ઠ સાધકની અનુભવોક્તિ' એ પદ્યો તેઓશ્રીની આશ્ચર્યકારક કાવ્યપ્રતિભાના આદર્શરૂપ છે. શ્રીયુત જગન્નાથ તથા શ્રીયુત ચુનીલાલ ઓઝાનાં પદ્યો પણ ઉત્તરોત્તર અધિક રસયુક્ત થતાં જાય છે.

શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના સર્વ ઉત્સવોમાં આ સાધનસમારંભ નામનો ઉત્સવ અત્યંત શ્રેષ્ઠ છે, એમ સર્વને આજ સુધીના અનુભવથી જણાયું છે. આ ઉત્સવમાં ભાગ લેનારા સજ્જનોને સાત દિવસસુધી જગતનું મોટે ભાગે વિસ્મરણ થાય છે, એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી. વ્યવહારની વિવિધ ચિંતાઓના અસહ્ય ભારથી સાત દિવસ વૃત્તિ મુક્ત થવાથી અંતઃકરણને વિલક્ષણ આનંદ તથા શાંતિનું ભાન થાય છે. પરમાત્માનું સ્મરણચિંતન કેવા અપૂર્વ આનંદને તથા શાંતિને પ્રકટાવનાર છે, તેનું ગમે તેવા જડવાદીને આ સાત દિવસના ઉત્સવમાં ભાગ લેતાં ભાન થયા વિના રહેતું નથી. આ સ્થળે દિવસ અને રાત્રિ ક્યાં જાય છે, તે સમજાતું નથી. ઉત્સવ પૂર્ણ થઇ ઘેર પાછા જવાતું થાય છે, ત્યારે વૃત્તિને, અંતઃકરણઉપર એક મોટો પથરો પડ્યા જેવું ભાન થાય છે, અને ઘેર આવ્યા પછી ઘણાની વૃત્તિ બે ત્રણ દિવસસુધી નિયમિત કાર્યમાં રસપૂર્વક જોડાતી નથી.

આ ઉત્સવના આધ્યાત્મિક લાભ જેમ અપૂર્વ છે, તેમ માનસિક તથા શારીરિક લાભ પણ અપૂર્વ છે. નિર્જન પ્રદેશમાં વિશેષે કરીને આ ઉત્સવ થતો હોવાથી કુદરતના ખોળામાં જ જાણે જઇને બેસતા હોઇએ તેવો અનુભવ થાય છે. મનોહર સૃષ્ટિસૌંદર્યથી તેમ જ શુદ્ધ હવા તથા પાણીથી મનનું તથા શરીરનું આરોગ્ય સુધરે છે. ઉત્સવમાં ભાગ ન લેનારા ઘણા મનુષ્યો ધારે છે કે જંગલમાં બહુ કષ્ટ પડતું હશે, પરંતુ ભાગ લેનારા સર્વને અનુભવ થયો છે કે જંગલમાં થનારા આ ઉત્સવમાં જે આનંદનું અને સુખનું ભાન થાય છે, તેવું નૃપતિઓના મહાલયમાં પણ ભાગ્યે જ થતું હશે. ઘણા મનુષ્યોના એવા ઉદ્‌ગારો પ્રસંગોપાત્ત શ્રવણમાં આવ્યા છે કે આવી વ્યવસ્થાથી જો અમને છ માસ કે વર્ષસુધી આ સ્થળે રાખતા હો તો અમે નિત્યના આઠ આના આપવા કબુલ છીએ. આ સ્થળે જણાવવું જોઇએ કે સાધનસમારંભનું ખર્ચ, તેમાં ભાગ લેનાર સજ્જનો નિત્યના જે આઠ આના આપે છે, તેથી વળી રહેતું નથી. પ્રત્યેક ઉત્સવમાં પાંચસેંથી હજાર રૂપૈયા સુધી અધિક ખર્ચ થાય છે. આ ખર્ચમાંથી કેટલોક ભાગ સાધનસમારંભ ફંડમાં જે અલ્પ દ્રવ્ય કોઇ કોઇ સજ્જનો કોઇ કોઈ નિમિત્તથી આપે છે, તેમાંથી આપવામાં આવે છે; અને મોટો ભાગ આશ્રમમાંથી આપવામાં આવે છે. આ કારણથી જ કેટલાક સજ્જનોતરફથી પ્રતિદિનના આઠ આનાને બદલે બાર આના અથવા એક રૂપૈયો ઠરાવવાની સૂચના કરવામાં આવી છે.

એ ખરૂં છે કે અધિક ભંડોળ હોય તો એક માસ અથવા બે માસ આવા ઉત્સવનું પાલન કરવામાં આવે, અને તેથી અધિક લાભ થવાનો સંભવ આવે, પરંતુ જ્યાં સુધી તેવો સમય નથી આવ્યો, ત્યાં સુધી પ્રાપ્ત સાધનોવડે જેટલો લાભ લઈ શકાય તેટલો લેવો એ બુદ્ધિમાનોનું કર્તવ્ય છે.

છેલ્લે દિવસે કેટલાક સાધકોએ અગીયાર વાગનાની ગાડીમાં અને બાકીનાઓ સાંજની પાંચ વાગનાની ગાડીમાં, પોતપોતાના પ્રયત્નાનુસાર શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક સંપત્તિને પ્રાપ્ત કરીને આ પુણ્ય ભૂમિમાંથી પોતાના સ્થાનપ્રતિ પ્રયાણ કર્યું હતું.

# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૯૪ થી. )

## પ્રકરણ ૩૨.

### બ્રહ્મરાક્ષસ.

બીજે દિવસે નિત્ય કર્મથી પરવારી હું મારા દવાખાનામાં જવા નીકળ્યો. માર્ગમાં એક છોકરાને મેં આપ્રમાણે બુમો પાડતો સાંભળ્યો: " ગપસપ, બે આના. ઓગણીસમીસદીનો ચમત્કાર; બ્રહ્મરાક્ષસનાં હેરતભરેલાં અટકચાળાં, પોલીસના હાથનું લાકડું થઇ જવું; ગપસપ; બે આના. "

મેં ગાડી ઉભી રાખી, અને તે છોકરાને બે આના આપી ' ગપસપ ' નો એક અંક લીધો. ' ગપસપ ' એક દૈનિક પત્ર હતું, અને લોકોની વૃત્તિઓ સંક્ષોભને પામે એવા દેશના તથા પરદેશના સમાચારો નિરંતર તેમાં પ્રકટ થતા રહેતા હોવાથી તેની પુષ્કળ નકલો ખપતી હતી. પ્રથમના પૃષ્ઠઉપર જ મોટા અક્ષરોમાં ' ઓગણીશમી સદીનો ચમત્કાર, બ્રહ્મરાક્ષસનાં હેરતભરેલાં અટકચાળાં, પોલીસના હાથનું લાકડું થઈ જવું; બંદુકની ગોળીઓનું ચપટું થઇ જવું ' વગેરે લોકોનું ધ્યાન ખેંચનારાં તથા તેમની જિજ્ઞાસા વૃત્તિને જાગ્રત્ કરનારાં વાક્યો છાપ્યાં હતાં. આ વાક્યોની તળે પ્રજાના અંતઃકરણને ખળભળાવનાર નીચે પ્રમાણે એક વિસ્તારવાળો વિષય છાપવામાં આવ્યો હતો:—

" આપણા નગરના પ્રસિદ્ધ ડૉક્ટર મણિધરરાય અને તેમનાં પુત્રી યોગિનીકુમારીઉપર ખૂનકસીની મંડાયલી ફરયાદીનો મુકદ્દમો ગઇ કાલ ચાલનાર હતો, એ વિષેની ખબર અમે અગાઉ આપી ગયા છીએ. આ કેસ ગઇ કાલે ચાલ્યો હતો, અને અમારા ખબરપત્રીએ પોતાની નજરોનજર જોઇને તથા બીજે ઠેકાણેથી શ્રમ કરીને મેળવીને જે હકીકતો અમને પુરી પાડી છે તે જો ખરેખરી હોય તો આ મુકદ્દમો એ આ ઓગણીશમી સદીનો મોટામાં મોટો ચમત્કાર છે, એમ કહેતાં અમે જરા પણ આંચકો ખાઇશું નહિ.

" આપણા સુધારાવાળાઓ માણસના શરીરમાં ડાકણ કે પિશાચ ભરાવાની જુના જમાનાથી ચાલતી આવતી વાતોને વહેમ ગણીને આજે હસી કાઢે છે, પરંતુ ડૉક્ટર મણિધરરાયની પુત્રીએ ભરકચેરીમાં અને ત્યાર પછી પોતાને ઘેર જે કામો કર્યાં છે, તે કામો ભૂત કે પિશાચની મદદવિના માણસ અને તે પણ એક અબળા કરી શકવાને સમર્થ છે કે કેમ, અને છે તો શી રીતે, તેનો સંતોષકારક ખુલાસો સુધારાવાળા જ્યાં સુધી નહિ કરે ત્યાં સુધી પ્રજાને માનવાને કારણ છે કે માણસના શરીરમાં ભૂત અથવા પ્રેત ભરાય છે, અને આવું ભૂતાવિષ્ટ મનુષ્ય, સામાન્ય મનુષ્યથી ન બની શકે, એવા આશ્ચર્યકારક કામો કરેછે.

" અમારા ખબરપત્રીએ યોગિનીકુમારીને તેની બાલ્યાવસ્થામાં શિક્ષણ આપનાર યશોમતીબાઇ નામની એક સુશિક્ષિત સ્ત્રીની પણ ગઈ કાલ મુલાકાત લીધી હતી, અને તેના તરફથી મળેલી વિવિધ વિચિત્ર હકીકતને આધારે અમારો ખબરપત્રી છાતી ઠોકીને કહે છે કે યોગિનીકુમારીમાં બ્રહ્મરાક્ષસ પ્રવેશેલો છે, અને તેની મદદથી જ તેણે ગઇ કાલ આવા અદ્ભુત ચમત્કારો કર્યાં છે.

"અમને જણાવવામાં આવ્યું છે કે યોગિનીકુમારીની ઉમર પચીસ વર્ષથી પણ વધારેની છે, અને તેનું લગ્ન કરવા તેના પિતાએ અનેક વાર પ્રયત્ન પણ કર્યો છે, પરંતુ તેમની પુત્રીમાં પ્રવેશેલા આ બ્રહ્મરાક્ષસે જ તે સર્વ પ્રયત્નોને નિષ્ફળ કર્યાં છે, અને ડાક્ટર મણિધરરાયને એવી ધમકી આપવામાં આવી છે કે ફરીને જો તે પોતાની પુત્રીનાં લગ્ન કરવાની વાતસરખી પણ કોઇના આગળ કાઢશે તો તેનો જીવ લેવામાં આવશે. આથી છેલ્લાં પાંચ વર્ષથી મણિધરરાયે એ વાતને પડતી નાંખી છે, અને યોગિનીકુમારીની ઉમર પચીસ વર્ષથી ઉપરની થઇ ગયા છતાં, તે હજી સુધી કુંવારી રહી છે.

"અમને ડાક્ટર મણિધરરાયની બહુ દયા આવે છે. લક્ષ્મી જેવી સ્વરૂપવાન્ પોતાની પુત્રીના શરીરમાં બ્રહ્મરાક્ષસનો પ્રવેશ, કયા પ્રેમી પિતાના જીવનને તદ્દન દુઃખી ન કરી મૂકે!

"એવું કહેવાય છે કે નાની નાની બાબતોમાં પણ પોતાની પુત્રીની ઇચ્છાપ્રમાણે જો મણિધરરાય નથી ચાલતા, તો તેમની પુત્રીના શરીરમાં પ્રવેશેલો બ્રહ્મરાક્ષસ અર્ધી રાત્રે મણિધરરાયની છાતીઉપર ચઢી બેસે છે, અને તેમનું ગળુ એટલા તો જોરથી દબાવે છે કે આખરે મણિધરરાયને યોગિનીકુમારીને જેમ વર્તવું હોય તેમ વર્તવા દેવાની ફરજ પડે છે. આથી મણિધરરાયના ઘરમાં ખરી રીતે મણિધરરાય રાજા નથી, પણ આ બ્રહ્મરાક્ષસ જ રાજા છે.

"આ બ્રહ્મરાક્ષસને રહેવાને મણિધરરાયે પોતાના બંગલામાં એક ખાનગી ઓરડો કરી આપ્યો છે. એવું કહેવાય છે કે ચાકરનફરની કે ઘરના કોઇ મનુષ્યની મગદુર નથી કે આ ઓરડાપાસે જઇ શકે. યોગિનીકુમારી આ ઓરડામાં ઘણી વાર દિવસોના દિવસો ભરાઇ બેસે છે. વળી બંગલાના છાપરાઉપર તે કોઇ કોઇ વાર આખી રાત જાગતી બેસી રહે છે.

"આ બધી હકીકત લખતાં અમારા હાથ પણ થરથર ધ્રુજે છે, અને હૃદય બધથી કંપે છે કે અમારી છાતીઉપર બ્રહ્મરાક્ષસ રાત્રે ચઢી બેસી અમારૂં ગળું તો દાબી નહિ નાંખે! પણ અમારૂં કર્તવ્ય બજાવવામાં અમે આજે અમારા પ્રાણની પણ દરકાર કરતા નથી.

"મણિધરરાયની ખાનગી વાતો પ્રજાસમક્ષ પ્રસિદ્ધ કરવામાં અમારી તેમના પ્રતિ દુર્બુદ્ધિ છે, એવું લેશ પણ નથી; પણ આવો વિચિત્ર શક્તિવાળો એક બ્રહ્મરાક્ષસ આપણી મધ્યમાં રહેવાથી આપણે કેટલા ભયમાં છીએ, તે દર્શાવવાનો જ અમારો હેતુ છે; જેથી તેનો કંઈ ઉપાય થઇ શકે એવું હોય તો તે કરવાની આપણને સૂઝ પડે.

"અમારો ભય નકામો છે, એમ ઘણાને લાગશે, અને કેટલાક તો અમને અત્યંત વહેમી ગણીને હસી કાઢશે, પરંતુ અમારા ખબરપત્રીએ તેમ જ બીજા દરજ્જાના મનુષ્યોએ પોતાની નજરોનજર જોયેલી જે ખરી હકીકત અમે નીચે પ્રકટ કરીએ છીએ, તે વાંચનારી ગમે તેની પણ ખાતરી થયાવિના રહેશે નહિ કે અમારો ભય સકારણ છે.

"અમારા પત્રની ઘણી જગા રોકાવાનો સંભવ છતાં પણ અમારા બહાર ગામના વાચકોની જાણને માટે અમે આ પિતાપુત્રીની કેટલીક હકીકત ટુંકામાં આ જગાએ જ આપીએ છીએ.

"મણિધરરાય વિલાયતમાં અભ્યાસ કરી આવેલા એક વિદ્વાન્ ડાક્ટર છે. તેમની ઉમર પચાસની અંદર હશે એમ લાગે છે. વીસ વર્ષથી આ નગરમાં તેમણે ખાનગી દવાખાનું કાઢ્યું છે, અને પોતાના ધંધામાં તેમણે સારી પ્રતિષ્ઠા તથા ધનની પ્રાપ્તિ કરી છે.

"તેમની પુત્રીનું યોગિનીકુમારી એવું વિચિત્ર નામ છે. એ નામમાં જ કોઇ વિલક્ષણ આ[illegible] ગોઠવી છે; અને ખરૂં જોતાં યોગિનીકુમારી પણ, તેવું જ કોઇ અદ્ભુત વિલક્ષણ

પ્રાણી છે. તે સમજણી થઈ ત્યારથી જ સ્વતંત્ર વર્તન કરનારી જણવામાં આવી છે. નાનપણથી જ તે કોઇ દેવદેવીને માનતી જણાતી ન હતી. ધર્મસંબંધી તેના વિચારો વિચિત્ર હતા, તથા ઘણી નાની ઉમરમાં શાસ્ત્રનાં વચનોના વિચિત્ર અર્થ કરતી હતી. તેને ભણાવવાને તેના પિતાએ યશોમતી નામની એક વિદ્વાન્ સ્ત્રીને રાખી હતી, પણ તેની પાસે તે કદી પણ ભણવા બેસતી નહિ. ઘણી વાર તે તેને મારતી. તે વખતે તેના શરીરમાં કોઇ પ્રચંડ મલ્લકરતાં પણ વધારે બળ જણાતું. ધીમે ધીમે તેનું સ્વચ્છંદાચરણ એટલું બધું તો વધી ગયું કે યશોમતિ તેનાથી છેક કાયર થઇ ગઇ અને આખરે તેના પિતાનો પુષ્કળ આગ્રહ છતાં પણ તેણે નોકરી છોડી દીધી.

"અમને પાકે પાયે ખબર મળી છે કે યશોમતિને યોગિનીકુમારીએ ઉંઘમાં મારી નાંખવાની ધમકી આપવાથી જ તેણે નોકરી છોડી હતી. ઘરના બીજા નોકરો પણ યોગિનીકુમારીથી તેટલા જ બીહે છે. એવું કહેવાય છે કે બમણા અને ત્રમણા પગારની લાલચથી જ આ નોકરો મણિધરરાયને ત્યાં રહે છે.

"પણ આ બાબતોસાથે પ્રજાને વિશેષ લાગતુંવળગતું ન હોવાથી તેને ટુંકેથી પતાવી હવે અમે મૂળ મતલબઉપર આવીએ છીએ. ગયા માસમાં આ નગરમાં ચાલેલી ભયંકર મરકીવિષે અમારા વાંચનારાઓ સારી રીતે માહિતગાર છે. એ મરકીને લીધે હજારો મનુષ્યોનું મરણ નીપજ્યું હતું. એ વ્યાધિથી જેઓ ઉગર્યા છે, તે સર્વની ખાતરી થઇ છે કે આ મરકી યોગિનીકુમારીમાં પ્રવેશેલા બ્રહ્મરાક્ષસનું જ કૃત્ય હતું. પોતાને પૂજાવાને માટે જ એ બ્રહ્મરાક્ષસે પોતાના પૈશાચ બળથી આખા નગરમાં આ ભયંકર મરકીને ફેલાવી હતી, એમાં અમને તો જરા પણ સંશય લાગતો નથી; અને અમારો આ નિશ્ચય ખરો હોવાનું સબળ કારણ એ છે કે નગરના બીજા ડોક્ટરો તથા વૈદ્યોના ઉપચારથી જ્યારે એક પણ દરદીને આરામ થતો ન હતો, અને ઘેટાંની પેઠે તેઓ હજારોની સંખ્યામાં મરી જતા હતા, ત્યારે મણિધરરાય અને યોગિનીકુમારી જેને જેને દવા આપતાં, તે બે ત્રણ કલાકમાં સારાં થઇ જતાં, અને તેમની દવા લેનાર એક પણ મનુષ્યનું મરણ નીપજતું ન હતું. એવું કહેવાય છે કે આ દવા ગંધકની મેળવણીવાળો એક જાતનો રસ હતો, અને તે યોગિનીકુમારીએ જાતે જ તૈયાર કર્યો હતો. હવે યોગિનીકુમારીને દેશી કે વિદેશી વૈદાનું લેશ પણ જ્ઞાન નથી, એ સારી રીતે મશહુર છે, તેમ જ આ દવા કયા પદાર્થોની તેણે બનાવી હતી તે વિષે તે કોઇને જરા પણ ખુલાસો કરતી નથી, તેથી આ દવા એ પેલા બ્રહ્મરાક્ષસનું જ કંઇ ચેટક હોવું જોઇએ, એ સિદ્ધ થાય છે; નહિ તો નગરના મોટા મોટા ડોક્ટરો અને વૈદ્યો જે અજાણ્યા રોગમાં જરા પણ ફાવી શકતા ન હતા, તેવો રોગ, વૈદકના કશા પણ જ્ઞાનવિનાની એક ઉછરતી છોકરી શી રીતે મટાડી શકે? વળી જો યોગિનીકુમારીમાં બ્રહ્મરાક્ષસ ન હોય તો આખા નગરમાં ગમે ત્યાં એકલી તે નિર્ભયપણે રાત્રે કે દિવસે શી રીતે ફરી શકે? અને આપણા સર્જ્યનજેવા બાહોશ અંગ્રેજ ડોક્ટરની સાથે, સ્વભાવથી જ બીકણ અંતઃકરણવાળી સ્ત્રીજાતિમાં જન્મ્યા છતાં તે કેવી રીતે તકરાર કરી શકે, અને તેમને ગમે તેવી હલકી ગાળો ચોપડાવે?

"ગઈ કાલે મેજીસ્ટ્રેટની કચેરીમાં યોગિનીકુમારીનો કેસ આવ્યો હતો. સર્જ્યનને ગાળો દીધાની વાત તેણે નિડરપણે મેજીસ્ટ્રેટઆગળ કબુલ કરી હતી. તે વખતનો તેનો

દેખાવ ભલાભલાને થથરાવી નાંખે એવો હતો. એવું કહેવાય છે કે તે વખતે તેની આંખો બળના અંગારાના જેવી ઝગઝગતી હતી. આરોપીએ આરોપનો સ્વીકાર કરવાથી મેજીસ્ટ્રેટે તેને ત્રણ માસની કેદની અથવા કેદમાં જવાની ખુશી ન હોય તો પાંચસેં રૂપિયા દંડની શિક્ષા ફરમાવી હતી. મણિધરશાએ તરત જ દંડ આપવાને પોતાના ગજવામાંથી નોટોનો ચોડો કાઢ્યો હતો, પણ યોગિનીકુમારીએ તેમના ઉપર એવા તો ડોળા કકડાવ્યા કે તે ત્યાં જ ઠરી ગયા. આપ્રમાણે પોતાના પિતાને દંડ ન આપવા દઈને પછી તેણે મેજીસ્ટ્રેટને ખુબ દમામમાં કહ્યું કે હું કેદમાં જવા તૈયાર છું; જેની માએ શેર સુંઠ ખાધી હોય તે આવે અને મને પકડે. આમ બોલી, મેજીસ્ટ્રેટ, વકીલો, પોલીસ અમલદારો, અને મુકરદમો સાંભળવા આવેલા સેંકડો લોકો જોતા રહ્યા, અને કચેરીમાંથી સર્વની આંખમાં ધૂળ નાંખીને તે ચાલી ગઈ.

"કચેરીમાં ભારે હોહા થઈ રહી, અને એક પોલીસ અમલદાર તે નાસતી છોકરીને પકડવાને તેની પાછળ વેગથી દોડ્યો. કચેરીના આંગણાના દરવાજાસુધી યોગિનીકુમારી પહોંચી હતી. પોલિસ અમલદારે તરત જ તેને પકડી પાડી, પણ જેવો તે તેને પકડવા જતો હતો કે તરત જ યોગિનીની આજુબાજુ ભડકા થઇ ગયા, અને પોલિસ અમલદારનું આખું શરીર પક્ષાઘાત થયો હોય તેમ લાકડાજેવું જડ થઈ ગયું. તેને ખાટલામાં ઘાલીને ઇસ્પીતાલમાં લેઇ જવામાં આવ્યો, અને એવું કહેવાય છે કે તે ભાગ્યે જ બચશે. પછી યોગિની પોતાની ગાડીમાં બેસી પોતાના બાપની વાટ જોવા પણ ન રહેતાં પોતાને ઘેર જતી રહી. હવે શું થશે, એવી બીકથી અધમુઓ થઇ ગયેલો તેનો બાપ બિચારો ભાડે ગાડી કરી તરત ઘેર ગયો, અને તેણે પોતાની પુત્રીને દંડ ભરી દઇને આ દુઃખદાયક મુકરદમાનો છેડો આણવા પગે પડીને તથા ખોળા પાથરીને ઘણુંએ સમજાવી, પણ તેના શરીરમાં ભરાયલો હઠીલો બ્રહ્મરાક્ષસ એકનો બે થયો નહિ.

"સત્તાવીશીને તાબે થવાને પોતાની પુત્રીને તેનો પિતા વિનવતો હતો, એ અરસામાં એક અત્યંત બહાદુર તથા પ્રચંડ શરીરવાળો પોલિસ અમલદાર જેને યોગિનીને ફરીને પકડી લાવવા મોકલવામાં આવ્યો હતો, તે આવી પહોંચ્યો. આ અમલદારની તેણે જે દશા કરી તે એક બ્રહ્મરાક્ષસના દુષ્ટ સ્વભાવનો ખરેખરો ચિતાર આપે છે.

"જે ઓરડામાં યોગિની બેઠી હતી, ત્યાં પેલો અમલદાર તેને પકડવા આવ્યો. એ ઓરડાની જમીનમાં એક કટદ્વાર ( છાનું ભોંયરૂં; trap door ) હતું. તત્કાળ તેનું બારણું ઉઘડ્યું, અને તેમાંથી ગંધકના ધુમાડાના ગોટેગોટ નીકળ્યા, અને પેલા અમલદારની આજુબાજુ ફરી વળ્યા તે અમલદાર ધુમાડાથી ગુંગળાઈ જવાથી લાંબો થઇને જમીનઉપર ચતાપાટ પડ્યો. આવી તેની લાચાર સ્થિતિમાં યોગિની દેવનામાં લાલચોળ તપાવેલો એક સાણીયો લેઇને આવી, અને તે અધમુઓ થઇ ગયો ત્યાં સુધી તે સાણીયાથી તેને રાક્ષસી પ્રહારો કર્યા. તેને કેદ કરવાને માટે એક મજબુતમાં મજબુત હાથકડીને લઇને તે ગયો હતો. આ હાથકડી આપણા નગરના અત્યંત બાહોશ કારીગર કેશવ મીસ્ત્રીના કારખાનામાં તૈયાર કરવામાં આવી હતી, અને પોલિસપાસે જે હાથકડીઓ છે, તેમાં તે સૌથી મજબુતમાં મજબુત હતી, એમ કહેવાય છે, અને તો પણ હવે તે કદીના ફરીને કદી ઉપયોગ થાય એવી તેની સ્થિતિ રહી નથી. તે હાલ પીગળેલા પોલાદનો ગઠ્ઠો થઇને પોલીસ ચોકીમાં પડી છે. પોલિસ અમલદાર કહે છે કે યોગિનીના હાથમાં તે કડી નાંખવાને મારા હાથમાં પકડી

જેવો મેં ઓરડાના ઉંબરામાં પ્રવેશ કર્યો કે તરત જ તેણે પોતાની આંગળી હેના સામી ધરી અને તરત જ તે હાથકડી એટલી તો ગરમ થઇ ગઇ કે મારાથી તે પકડી શકાઇ નહિ. અલબત, આમ થતાં તે કડી તેને હાથમાંથી નાંખી દેવી પડી હતી, કારણ કે લાલચોળ તપેલા લોઢાને મનુષ્યની મગદુર નથી કે હાથમાં રાખી શકે. હાથમાંથી નાંખી દેતાં આ કડી તરત જ ઓગળી ગઇ, અને તેનો એક ગઠ્ઠા થઈ ગયો. અમારા આ કહેવામાં જેમને શક પડતો હોય તેમણે પોલીસ ચોકીઉપર જવું, અને તે ગઠ્ઠો જોઇ આવવો.

"એક માણસથી યોગિનીકુમારી પકડાવી અશક્ય છે, એવું સત્તાધીશોને જણાવાથી બાર ચુંદા અને અત્યંત બળવાન્ મનુષ્યોને, ત્યાર પછી આ બ્રહ્મરાક્ષસવાળી છોકરીને પકડવાને મોકલવામાં આવ્યા હતા. આ મનુષ્યો જે હકીકત જણાવે છે તે ગમે તેવા નિડર મનુષ્યને પણ ભયાકુલ કરવાને પૂરતી છે. ફટાટેલે ડોળે અને ધોળાં પૂણીજેવાં મુખસાથે તેઓ જ્યારે ડાૅકટરના બંગલામાંથી બહાર નીકળ્યા હતા ત્યારે તેમની સ્થિતિ જોઇને કોઇને પણ દયા આવ્યા વિના ભાગ્યે જ રહે. બીજા અમલદારોની પેઠે આ લોકોને દેવતાથી દઝાડવામાં આવ્યા ન હતા, પણ તેમના પગને પાષાણની પેઠે જડ કરી નાંખવામાં આવ્યા હતા, અને આ પ્રમાણે કેવળ લાચાર થવાથી આ ભયંકર સ્ત્રીસંમુખ તેઓ ટગર ટગર જોયા કરતા હતા, એટલામાં તે નીચી નમી, અને પોતાની આંગળીવડે જમીનઉપર ભડભડ બળતા ભડકાવાળા અક્ષરો લખ્યા. પછી તે પોતાના હાથ ઉંચા કરીને તેમના આગળ નાચી, અને પોતાના મુખમાંથી તેમના ઉપર અગ્નિના તણખાનો વરસાદ વરસાવ્યો, અને તે જ વખતે તેનો બાપ જ્યાં બેઠો હતો ત્યાં ગંધકનો એટલો બધો ધુમાડો નીકળ્યો કે તે બિચારો ગુંગળાઇને એક કોચઉપર ઉંધું માથું નાંખીને પડ્યો. લોકો છોકરાંને માટે હવાતીયાં મારે છે પણ નઠારાં છોકરાંનાં માબાપ થવું, તેના કરતાં છોકરાંવિનાનાં રહેવું, એ હજાર દરજ્જે સારૂં છે.

"આ બાર પુરુષો કહે છે—અને તેમના વચનમાં અવિશ્વાસ ધરવાનું અમને કશું જ કારણ નથી—કે તે છોકરીના મોંમાંથી જે વખતે તણખા ઉડી ઉડીને તેમના માથાઉપર આવતા હતા, તે વખતે તેના નાકમાંથી અને માથામાંથી ધુમાડાના ગોટેગોટા નીકળતા હતા અને જાણે કે ધરતીકંપ થવાની તૈયારી હોય તેમ ગડગડાટજેવો અવાજ તેઓને સ્પષ્ટ સંભળાતો હતો. જ્યારે તે નાચતી હતી ત્યારે એક પુરુષે તેના ઉપર ગોળીબાર કર્યો હતો, પરંતુ તેની તેના ઉપર કશી જ અસર થઈ ન હતી. આ પછી તે બારે પુરુષોએ પોતાની પાસે જેટલી ગોળીઓ હતી તે સઘળી ખુટી ગઇ ત્યાં સુધી ઉપરાઉપરી તેના ઉપર પોતાની બંદુકો છોડી હતી, પણ લોઢાના પુતળાઉપર કાગળની ગોળીઓ છોડી હોય તેમ આ વિચિત્ર છોકરીઉપર કશી જ અસર થઇ ન હતી; ઉલટું આ બધા પુરુષો પ્રતિજ્ઞાપૂર્વક કહે છે કે ગોળીઓ જેવી તેના શરીરને અડતી કે વજ્રની સાથે જાણે અફાળી હોય તેમ અફળાઇને ચપટી થઈ નીચે જમીનઉપર તેના પગ આગળ પડતી, અને પ્રત્યેક ગોળીબાર વખતે જેમ કોઇ ભૂત અથવા ચુડેલ ખડખડ હસે તેમ તે ગોળીબારને ખાલી ગયેલા જોઇને તે ખડખડ હસતી.

"ધુમાડાવાળા ઓરડામાં ગુંગળાઇ જવાથી, તથા હવે શું કરવું તે વિષે પોતાના ઉપરી અમલદારની સલાહ લેવાને માટે તે પુરુષોને તે મકાન પછી છોડવું પડ્યું હતું; અને

આપ્રમાણે હાલ તો યોગિનીકુમારી અથવા ખરું કહીએ તો બ્રહ્મરાક્ષસ પોતાના મકાનમાં નિશ્ચિંતપણે મહાલ્યા કરે છે. આખા નગરની પોલિસમાં હાલ તો આ છોકરીએ એટલો બધો ભય પેસાડી દીધો છે કે હવે તેને પકડવા જવાને કોઇ પણ સિપાઇ કે અમલદાર હિંમત ધરતો નથી.

સરકાર હવે શા ઉપાયો લે છે, તે જોઇએ છીએ. પણ તે પહેલાં નગરના આગેવાન પુરુષોએ પણ આ સંબંધમાં વિચાર કરવો અગત્યનો છે. જો બ્રહ્મરાક્ષસ આજે આ પ્રમાણે આપણા ઉપર ફાવી જશે તો કાલ કોઇ બીજો નવો રોગ તે આપણા નગરમાં નહિ પ્રકટાવે તેની શી ખાતરી! જેમ છંછેડાયલો નાગ બમણો વિકરાળ થાય છે, અને વકરાયલો વાઘ પુષ્કળ ત્રાસ ઉત્પન્ન કરે છે, તેમ છંછેડાયલો આ બ્રહ્મરાક્ષસ હવે શું નહિ કરે, તે કળી શકાતું નથી. અમે વહેમી નથી, તો પણ હાલ બનેલો આ પ્રસંગ નગરજનોના રક્ષણ-સંબંધમાં અમને સ્વાભાવિક ચિંતા ઉત્પન્ન કરે છે. આવો આસુરી શક્તિવાળો બ્રહ્મરાક્ષસ આપણા નગરથી દૂર રહે, એમાં જ અમે નગરની સલામતી સમજીએ છીએ. આશા છે કે નગરના સંભાવિત જનો આ સંબંધમાં સત્વર વિચાર કરશે.

"ભવિષ્યમાં આ વિચિત્ર પ્રસંગ કેવું રૂપ ધારણ કરે છે, તેની યથાસ્થિત વિગતો અમારા વાચકોને પૂરી પાડવાને અમે ચૂકીશું નહિ."

પ્રિય વાચક! હાલનાં વર્તમાનપત્રોનો મોટો ભાગ કાગનો વાઘ કેવો કરી મૂકે છે, તથા ખરી વાતને વિલક્ષણ રૂપમાં દર્શાવવામાં કેવો આનંદ માને છે, તેનો મારા સંબંધમાં લખાયલો ઉપરનો લેખ આબેહૂબ નમુનો છે. આ વર્તમાનપત્રોમાંથી બહુ જ થોડાં, કોઇ બનાવની સાચી હકીકત મેળવવાનો પ્રયત્ન કરે છે. ઘણા તો પોતાના ખબરપત્રીઉપર પોતાની સઘળી ખબરોનો આધાર રાખે છે, અને આ ખબરપત્રીને જો કોઇના ઉપર દ્વેષ હોય છે તો લાગ આવતાં વર્તમાનપત્રમાં અવળાનું સવળું અને સવળાનું અવળું ચીતરી કાઢીને પેટ ભરીને પોતાનો દ્વેષ કાઢવા તે ચુકતો નથી. વર્તમાનપત્રવાળાઓમાંથી ઘણા, જેમની સાથે તેમને સારાસારી હોય છે, અથવા જેમનાથી તેમને લાભ થવાની આશા હોય છે, તેમના દોષોને પણ ગુણરૂપે વર્ણે છે, તેમણે કરેલાં ક્ષુદ્ર કામોને અત્યંત મહત્વનું રૂપ આપી દે છે, તેમણે લખેલા નિર્માલ્ય ગ્રંથોનાં બણગાં આસ્માનસુધી ફૂંકે છે, અને તેમની આંખે જોનારી પ્રજાને જેમ નચવવા ધારે છે, તેમ નચવે છે. જો તેમને કોઇની સાથે ગમે તે કારણથી દ્વેષ અથવા અસુયા હોય છે તો પછી ભલેને તે ગમે તેટલો ઉત્તમ હોય, ગમે તેટલું પ્રજાના હિતનું કામ કરતો હોય, ગમે તેવો ઉત્તમ લેખક કે કવિ હોય અને ગમે તેવી નિર્દોષ પ્રવૃત્તિ કરતો હોય તો પણ તેનાં ખોટાંખરાં છિદ્રો ઉપજાવી કાઢે છે, વિલક્ષણ યુક્તિઓ વાપરી પ્રજામાં તેને હલકો દર્શાવવા પુષ્કળ પ્રયત્ન કરે છે, અને આ સઘળું પ્રજાના હિતને માટે પોતાના કર્તવ્યના પાલનાર્થે તેઓ કરે છે, એમ પ્રજાની આંખે અવળા પાટા બાંધીને, તેમને ઘાણામાં કાણું દેખાડે છે. મારા સંબંધમાં પણ આ 'ગપસપ' ના અધિપતિએ અથવા તેના ખબરપત્રીએ તેમ જ કર્યું હતું, એ તમને સ્પષ્ટ થયાવિના નહિ રહ્યું હોય. આખું નગર આ લખાણના જુઠા લેખથી ઉથલપાથલ થઇ ગયું. જેઓને મારી પુત્રીમાં પૂર્વે શ્રદ્ધા હતી તેઓ પણ હવે તેનામાં બ્રહ્મરાક્ષસ પ્રવેશેલો છે, એમ માનવા લાગ્યા. સામાન્ય પ્રજાને વિચારશક્તિ હોતી નથી અને તેથી જ્યાં એક એક ગેબીગોળો ઉડાવ્યો, કે પછી બીજો

ત્રીજો અને ચોથો તે જ પ્રમાણે તે ગોળાને જ્યાં ત્યાં ફેંકે છે, અને આપ્રમાણે થોડા સમયમાં તરત જ તે વાત સર્વત્ર પ્રસરે છે, અને અજ્ઞાન લોકો તેનો તરત જ સ્વીકાર કરે છે.

પછીથી માગથી જાણવામાં આવ્યું હતું કે બ્રહ્મરાક્ષસની આ જોડી કાઢેલી વાતથી અજ્ઞાની પ્રજામાં એટલો તો ભય વ્યાપી ગયો હતો કે બીકણ સ્ત્રી તથા પુરુષો અમારા ઘરઆગળ થઈને સાયંકાળે અને રાત્રે કદી પણ જતાં નહિ, અને કેટલીક ડોશીઓ પોતાનાં છોકરાંને બહારથી ઘરમાં લાવીને સંધ્યાકાળથી જ બારીબારણાં અડકાવીને સૂઈ જતી. ખોટાં ગપ્પાંનો પ્રજાના ઉપર કેટલી ખોટી અસર કરે છે, અને તેમના શારીરિક તથા માનસ વિત્તનો કેટલો ભારે વિનાશ કરે છે તે વર્તમાનપત્રકારો ક્યારે સમજતા થશે?

આ સ્થળે મારે જણાવી દેવું જોઈએ કે 'ગપસપ' ઉપરથી બીજાં ઘણાં પત્રોએ અમારો આ હડહડતો જુઠો વૃત્તાંત ઉતાર્યો હતો, એટલું જ નહિ પણ કેટલાકે તો વગર જોયે અને વગરજાણ્યે, પોતે સર્વવિદ્ હોય તેમ તેના ઉપર અમારી પ્રતિષ્ઠાને હાનિ કરે એવી પુષ્કળ ટીકાઓ કરી હતી. યોગિનીની કોઈ વખત છબી પડાવવામાં આવી ન હતી, તોપણ એક બે સચિત્ર પત્રોએ તો તેની છબી આપવાનું પણ ધાર્ષ્ટ્ય ધર્યું હતું. આ છબીમાં એકે તેને લાંબા લાંબા દાંતવાળી તથા ભયંકર ડોળાવાળી ચિત્રી હતી, અને બીજાએ તેને પોલા વાંસાવાળી અત્યંત કુરૂપ ચુડેલના રૂપમાં ચિત્રી હતી. પ્રજાને કેળવવાને બદલે પ્રજાની હલકી વૃત્તિઓને તૃપ્ત કરવાને માટે જ્યાં વર્તમાનપત્રો ચલાવાતાં હોય ત્યાં સત્યને સાતમે પાતાળે દાબી દેવામાં આવે અને લોકોની વૃત્તિઓને નિરંતર ઉત્તાપમાં બળતી રાખવામાં આવે એમાં શું આશ્ચર્ય! (અપૂર્ણ)

---

**પુનઃ પુનઃ ચિંતન કરવાયોગ્ય તથા આચારમાં મૂકવાયોગ્ય સદ્વિચારો.**

આ વિશ્વમાં એક જ પ્રેમ, એક જ જ્ઞાન, એક જ બળ વ્યાપી રહ્યું છે, અને તે બળ તે **પરમાત્મા** છે. હું તે સામર્થ્યનો અંશ છું, અને તેની સાથે સર્વદા પૂર્ણ સંબંધવાળો છું.

હું સર્વ કરવા સમર્થ છું, કારણ કે હું છું. હું શું છું? હું સામર્થ્યનો અર્થાત્ **પરમાત્માનો** અવતાર છું. જેમ અગ્નિ કાષ્ઠદ્વારા પ્રકટ થાય છે, તેમ **પરમાત્મા** મારા દ્વારા પ્રકટ થયા છે. આથી **પરમાત્માનું** સામર્થ્ય મારામાં છે, અને તેથી હું સર્વ કરવા સમર્થ છું.

આ જ કારણથી હું નીરોગ, બળવાન, અને જીવનથી પૂર્ણ છું; હું રમ્ય, શુદ્ધ, અને કલ્યાણસ્વરૂપ છું; હું અખંડ યૌવનમય છું; હું શ્રીમાન, સુખી અને મુક્ત છું.

**પરમાત્મા** મારૂં વિશ્રાંતિસ્થાન છે; **પરમાત્મા** મારૂં શાંતિનિકેતન છે. મારામાં અપાર બળ અને સહિષ્ણુતા (સહનશીલતા) છે.

પ્રાતઃકાળે હું ઉઠીશ ત્યારે મારા શરીરમાં તથા મનમાં અસાધારણ બળ તથા બુદ્ધિ આવેલાં હશે જ, એવી ભાવના નિદ્રા આવવા પહેલાં કરીને સુવાનો નિત્ય અભ્યાસ રાખવાથી ઉત્તરોત્તર શરીર તથા મનમાં આશ્ચર્યકારક બળ તથા બુદ્ધિની વૃદ્ધિ થતી અનુભવમાં આવશે.

તમારો કોઈ મિત્ર તમારો વિરોધી થયો હોય તો જ્યારે તે નિદ્રામાં હોય ત્યારે તમારા ઘરમાં બેઠા બેઠા તેના કલ્યાણના સંકલ્પો કરજો. તેના પ્રતિ પ્રેમના વિચારો સ્ફુરાવજો, તેની સાથે તમારે અંતઃકરણથી કશો જ વિરોધ નથી એવું તેને કથા કરજો, અને સોમાં નવાણું ટકા તેનો વિરોધ શમી જશે.

---



# श्री सिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## शिखरे स्थिति.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૯૬ થી. )

( 3 )

માનવ જીવનનો પરમ ઉદ્દેશ ઈશજ્ઞપ્તિ ( God-consciousness ) છે. પરમાત્મા જેવા ભાનપૂર્વક રહે છે, તેવા ભાનપૂર્વક રહેવાનો છે; પરમાત્મા જે સર્વોત્કૃષ્ટ ભૂમિકામાં રહે છે, તે ભૂમિકામાં રહેવાનો છે; પરમાત્માની અતિ ઉચ્ચ સૃષ્ટિમાં નિવાસ કરવાનો છે. પ્રત્યેક પ્રબુદ્ધ પુરુષની અથવા મુમુક્ષુ પુરુષની આ અત્યંત પ્રીતિનો વિષય હોય છે. ઈશજ્ઞપ્તિમાં જ જીવનના સંપૂર્ણ સુખનો—જીવનમાં રહેલા દૈવી માધુર્યનો અનુભવ થાય છે. અજ્ઞાનીને જણાતું દુઃખના સાગરરૂપ જગત્ ઈશજ્ઞપ્તિમાં જ સુખના મહોદધિરૂપ ભાસે છે. સંસારમાં રહેતાં છતાં સુખના શિખરનો ઈશજ્ઞપ્તિમાં જ મનુષ્ય અનુભવ કરી શકે છે.

પ્રત્યેક વસ્તુ ઉચ્ચ અને રમ્ય છે, એવું ઈશજ્ઞપ્તિમાં જ જોવાને અને જાણવાને આપણાં નેત્ર સમર્થ થાય છે; પ્રત્યેક વસ્તુ શુદ્ધ અને પૂર્ણ છે, એવો પ્રકાશ ઈશજ્ઞપ્તિમાં જ આપણા હૃદયમાં થાય છે; અને સૃષ્ટ પ્રત્યેક વસ્તુ ઈશ્વરની પ્રતિમા છે, અર્થાત્ હરિ અને જગત્ જુદાં નથી, એક જ છે ( हरिरेव जगत् जगदेव हरिः ) એવો ઈશજ્ઞપ્તિમાં જ આપણને અનુભવ થાય છે. ઈશજ્ઞપ્તિમાં જ દેવઋણ, પિતૃઋણ અને મનુષ્યઋણનો ભાર આપણાં મસ્તકઉપરથી ઉતરે છે, અને પુત્રદારૈષણા, વિત્તૈષણા, અને ચિંતાઓથી આપણું અંતર નિર્મુક્ત થાય છે. ઈશજ્ઞપ્તિમાં જ અખંડ પ્રેમની જ્યોતિ આપણા હૃદયમાં જાગ્રત્ થઈ વિશ્વવ્યાપી સામર્થ્યનો આપણને સાક્ષાત્કાર થાય છે; શરીર, મન અને જીવાત્માને મુક્તતાના અમરપદે અથવા જ્ઞાનમાં ( ज्ञानादेव हि मुक्तिः स्यात् ) આપણને દર્શન થાય છે: આ હૃદયના ગ્રંથિને ભેદનાર, સૂર્યની પેઠે અંધકારનો લય કરનાર મહાપ્રકાશિત જ્ઞાનના તેજનો પુંજ ત્યાં જોવામાં છે. શિખરે સ્થિતિ કરતાં આવા દુર્લભ અને આશ્ચર્યકારક અનુભવોની પ્રાપ્તિ હોતી નથી અને તે.

ઇશિસૃષ્ટિમાં જ્યારે આપણે પ્રવેશ કરીએ છીએ ત્યારે જીવવામાં જે વાસ્તવિક આનંદ રહ્યો છે, તેનો આપણને અનુભવ થાય છે; 'હરિના જન તે તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે' એ વચનમાં પુનઃ પુનઃ જન્મ માગવા માટે યથાર્થ ભક્ત કયા સુખનો આસ્વાદ લેવાથી પ્રેરાય છે, તે આપણને સ્પષ્ટ થાય છે; આપણા જીવનમાં આપણને ભાસતાં વિવિધ દુઃખો અને અપૂર્ણતાઓ અળપાઇ જાય છે; મન કોઇ પણ દુઃખનું અથવા અનિષ્ટનું ભાન કરવાને અસમર્થ હોય છે, અને તે જ પ્રમાણે શરીરને પણ કોઈ પણ પ્રકારના દુઃખનો સ્પર્શ થઈ શકતો નથી. સંશય અને ભયનાં કાળાં અભ્ર આપણા અંતઃકરણાકાશમાં કદી પણ ચડી આવતાં નથી, કારણ કે જ્યાં સઘળું જ સત્ય છે, અને સઘળું જ શુભ છે, એવી સૃષ્ટિમાં આપણે પ્રવેશ કર્યો હોય છે. અનંત જ્યોતિસ્સ્વરૂપ જ્ઞાનઘન પરમાત્માના નિર્મળ આકાશમાં આપણી સ્થિતિ હોય છે, અનંતત્વની સીમાઉપર, અપરિમિતતાના પ્રાંતભાગ-ઉપર, અનાદ્યનંત મહોદધિના તટઉપર આપણી સ્થિતિ હોય છે; પૂર્ણ સુખમય બ્રહ્મલોક આપણને પ્રાપ્ત થયો હોય છે; અને પ્રત્યેક ક્ષણ આપણને અખંડ બ્રહ્માનંદનું ભાન કરાવે છે.

ઇશિસૃષ્ટિના મણિમય દ્વારમાં એક ક્ષણ પણ જો આપણો પ્રવેશ થાય છે તો પછી આ સંસાર પૂર્વે જેવો આપણને ભાસતો હતો તેવો એક ક્ષણ પણ કદી ભાસતો નથી; જીવન એ આપણને દુઃખેપાપે દહાડા પૂરા કરવાજેવું લાગતું નથી, પણ તે એક એવી તો મૂલ્ય-વાન્ અને દુર્લભ વસ્તુ ભાસે છે કે શબ્દોવડે તેની યથાર્થ મહત્તા આપણે દર્શાવી શકતા નથી; શબ્દોથી તેનું વર્ણન થઇ શકતું નથી; શબ્દોથી તેની કલ્પના થઇ શકતી નથી; વાણી અને બુદ્ધિનો તે વિષય રહેતો નથી. આવા જીવનને આત્મા પોતે જ એકલો સમજી શકે છે; અને એક વાર આવા જીવનનો અનુભવ લીધા પછી બીજા કશાથી આત્માને તૃપ્તિ થતી નથી.

વિષયાસક્ત મનુષ્યને માત્ર વિષયોનું જ ભાન કરાવનારી અંધારી ખીણજેવી આ જીવસૃષ્ટિમાં રહેવાથી ભલે આનંદનું ભાન થતું હોય, પરંતુ પ્રબુદ્ધ આત્માને તેવું ભાન થતું નથી. પ્રબુદ્ધ આત્માને પરમાત્માના ઉચ્ચ પ્રદેશવિના બીજા કશાથી સંતોષ થતો નથી; શિખરઉપરના નિવાસમાં જ તેને આનંદ ભાસે છે; અને પરમાત્માકાર વૃત્તિની પાંખો-ઉપર ચઢીને જ્યારે આપણે શિખરે સ્થિતિ કરીએ છીએ, ત્યારે આપણને અત્યારે જે પરમો-ત્કૃષ્ટ આનંદ થાય છે, તેનું વર્ણન કરવાને સત્શાસ્ત્રોને પણ યથાર્થ શબ્દો જડતા નથી.

(અપૂર્ણ.)

---

આજે બહુ તાપ છે, આજે બહુ ટાઢ છે, આજે બહુ વરસાદ છે, આવા આવા વિચારો પોતાના કામમાં જેઓનું મન રસપૂર્વક જોડાતું નથી, તેઓને જ આવ્યા કરે છે. જેઓને કામ કરવાઉપર પ્રેમ છે, અને તેથી જેઓ પોતાના કામને રસપૂર્વક નિત્ય કરે છે, તેમને તાપ, ટાઢ કે વરસાદ કંઈ જ જણાતું નથી. શારીરિક, માનસિક કે આધ્યાત્મિક ઉન્ન-તિને માટે જે પ્રકારનો પ્રયત્ન કરવાનું તમને જ્ઞાન હોય, તે પ્રકારનો પ્રયત્ન અત્યંત રસપૂર્વક કરો, અને તમને તાપ, ટાઢ, કે વૃષ્ટિ કંઇ જ બાધ નહિ કરે. તમારે ઉનાળામાં મહાબળે-શ્વર, માથેરાન, કે સાનીટી શોધવાં નહિ પડે. બાળકોને જુઓ; તેઓ કેવાં આનંદથી રમે છે! તેમને તાપની કે ટાઢની ફરીયાદ કરતાં કદી સાંભળ્યાં છે?

---

# आंतर मन.

મદાલસામાં આવતા વિવિધ લેખોમાં જેને વારંવાર આંતર મન (subconscious mind) કહેવામાં આવે છે, તે વસ્તુતઃ કોઈ બીજું મન નથી, પણ એક જ મનનો તે એક ભાગ છે. મનને જો ખેતરની ઉપમા આપીએ તો આંતર મન એ ખેતરની જમીનનું અંદરનું પડ છે. જેમ જમીનની ઉપરના ભાગમાં ઝાડ હોય છે, અને અંદરના ભાગમાં ઝાડનાં મૂળ હોય છે, તેમ મનની અંદરની બાજુ જેને આંતર મન કહીએ છીએ, તેમાં આપણી માનસિક સૃષ્ટિમાં જે કંઇ ઉગ્યું હોય છે, તેનાં મૂળ હોય છે.

આપણામાં જે કંઇ છે, તેનો જો પૂરેપૂરો અને સર્વોત્તમ ઉપયોગ આપણે કરવો હોય તો આપણા મનની આ અંદરની બાજુનું સ્વરૂપ સમજવાની આપણે અત્યંત અગત્ય છે. આ કારણથી જ આંતર મનસંબંધી વિવિધ લેખો આ માસિકમાં વારંવાર આપવામાં આવ્યા છે, તથા ભવિષ્યમાં આપવામાં આવનાર છે.

આપણા શરીરમાં અને મનમાં જે કંઇ સારા અથવા નઠારા ફેરફારો થાય છે, તેને આંતર મન જ પ્રકટાવે છે. આંતર મનમાં થાકતી ક્રિયા જ આપણા શરીરમાં અને મનમાં સારાં અને નઠારાં ફળો ઉપજાવે છે. જેમ જમીનના અંદરના ભાગને ખાતર વગેરેથી પોષણ આપવાથી ઉપર ઉગતાં બીજનાં ઝાડો બળવાન્ થાય છે, તેમ આંતર મનને કેળવવાથી જ શરીર તથા મન ઉત્તમ પ્રકારનું કરી શકાય છે.

પ્રવેશ્યું હોય છે, તે જ આપણા જીવનમાં ફળ પ્રકટાવતું દેખાય છે, અને જ્યાં સુધી આંતર મનમાંથી તેને દૂર કરવામાં નથી આવતું ત્યાં સુધી તે તેની તે જાતનું ફળ પ્રકટાવ્યા જ કરે છે.

જે જે વિચારો આપણે ઉંડા ઉતરીને કરીએ છીએ, તે આંતર મનમાં પ્રવેશે છે; મનની જમીનના અંદરના પડમાં તે મૂળ નાંખે છે, અને ત્યાંથી શાખા, પત્ર, પુષ્પ અને ફળરૂપે ઉપર બાહ્ય મનમાં તથા શરીરમાં ઉગી નીકળે છે. જો એ વિચાર કોઇ કાંટાના વૃક્ષનું બીજક હોય છે, તો આપણા મનમાં તથા શરીરમાં કાંટાનું વૃક્ષ ઉગે છે, અને તેના કાંટા નિત્ય આપણને વાગે છે. પરંતુ એ વિચાર જો મોગરાના કે ચંપાના વૃક્ષનું બીજક હોય છે અથવા આંબાના વૃક્ષનું બીજક હોય છે, તો સુવાસિત પુષ્પો અથવા સ્વાદિષ્ટ ફળો આપણને પ્રાપ્ત થાય છે.

આપણી મનોવાટિકામાં ઉગેલાં કાંટાનાં વૃક્ષોનો નાશ કરવાને માટે આપણે તેમને આખાં ને આખાં મૂળસહિત ઉખેડી નાંખવાં જોઇએ. પરંતુ તે કંઈ ખેંચી શકાય અથવા કાપી શકાય એવાં હોતાં નથી. તેમને તળેથી ઠેલો મારીને બહાર કાઢી નાંખવાં જોઇએ, એટલે કે જે કાંટાનાં વૃક્ષને કાઢી નાંખવા આપણે ઇચ્છતા હોઇએ તે વૃક્ષના મૂળતળે, આંતર મનમાં વધારે ઉંડે આપણે બીજું બીજક વાવવું જોઇએ. આંતર મનમાં જેમ વધારે ઉંડાં બીજકો રોપવામાં આવે છે, તેમ તે બીજકોમાં વધારે જીવન અને વધારે બળથી ઉગવાની શક્તિ હોય છે. આમ હોવાથી જે બીજકને માનસ ભૂમિમાં સઉથી ઉંડું રોપ્યું હોય છે, તે બીજક એટલે ઉંડે નહિ રોપાયલાં બીજકોને ધક્કો મારીને બહાર કાઢી નાંખે છે, અને પોતે ઉપર આવે છે. આ બીજો નિયમ પણ સુખની ઇચ્છાવાળા આપણે સર્વદા સ્મરણમાં રાખવાનો છે.

દોષોને, દુર્ગુણોને અથવા પ્રતિકૂળ સ્થિતિઓને ટાળવાને માટે જ્યારે આ નિયમાનુસાર આપણે પ્રયત્ન કરીએ છીએ ત્યારે તેમને ટાળવામાં આપણે વિજયી થયા વિના રહેતા જ નથી. પડેલી ટેવો ટાળવાને ગમે તેવો બળવાન્ નિશ્ચય કર્યો હોય છે, તોપણ તે છૂટતી નથી. ખરૂં કહીએ તો કોઇ પણ સ્થિતિ, કામના, દુર્ગુણ અથવા દોષ એ રીતે ટાળી શકાતો નથી. આપણને ન ગમે તેવો આપણા શરીરમાં તથા મનમાં જણાયલો કોઇ પણ દોષ ત્યારે જ સહેલાઇથી અને સંપૂર્ણપણે ટળી જાય છે કે જ્યારે આપણે જે આપણને ગમે છે, તેનાં આપણા આંતર મનમાં વધારે ઉંડાં મૂળ નાંખીએ છીએ. તમારા દોષોપ્રતિ દૃષ્ટિ પણ ન નાંખો; તેમના સંબંધી વિચારસરખો પણ કદી ન કરો, અને જે સદ્ગુણોની તમને ઇચ્છા હોય તેના જ ઉંડા ઉતરી તન્મય થઇ વિચાર કરો. જેમ વધારે ઉંડા ઉતરી તમારે જોઇતા સદ્ગુણોનો તમે વિચાર કરશો, તેમ તમારી માનસિક આંતર ભૂમિમાં તેનાં વધારે ઉંડાં મૂળ નંખાશે, અને તેમ તમારા દોષો છૂટવાનો સત્વર યોગ આવશે. દોષથી મુક્ત થવાનો અને સદ્ગુણોને સિદ્ધ કરવાનો આ જ માર્ગ છે; દુઃખથી છૂટવાનો અને સુખને પ્રાપ્ત કરવાનો આ જ રાજમાર્ગ છે; જીવત્વનો નાશ કરવાનું અને શિવત્વનો અનુભવ કરવાનું આ જ અમોઘ સાધન છે.

જે તમારે ન જોઇતું હોય તેનો તન્મય થઇને કદી વિચાર કરતા ના; પણ જે તમારે જોઇતું હોય તેનો જ જેમ બને તેમ અધિક વાર અને જેમ બને તેમ અધિક તન્મય થઇને વિચાર કરો. જેનો તમે ઉંડા ઉતરી વિચાર કરો છો અથવા જેની તમે અત્યંત નીરપણે

ઇચ્છા કરો છો, તેનાં આંતર મનમાં બીજક રોપાય છે; અને જેનાં આંતર મનમાં બીજક પડે છે તે થોડા સમયમાં વૃક્ષ થઇને ઉગી નીકળે છે. આમ હોવાથી જે ગુણો અથવા ટેવો ધારણ કરવાયોગ્ય નથી તેવા પ્રત્યેક ગુણની અથવા ટેવની સંપૂર્ણ ઉપેક્ષા કરવાથી, તેમના તરફ દૃષ્ટિસરખી પણ કરવી છોડી દેવાથી તમારી માનસ વાટિકામાં સર્વ પ્રકારનાં કાંટાનાં વૃક્ષોને ઉગતાં તમે અટકાવી શકશો. અને જે ગુણો અને ટેવો ધારણ કરવાયોગ્ય છે, તેવા પ્રત્યેક ગુણનો અને ટેવનો જેમ બને તેમ ઉંડા ઉતરી વારંવાર વિચાર કરવાથી તમારી માનસ વાટિકામાં તમે સર્વ પ્રકારનાં ઉત્તમ અને સુખદ ફળવૃક્ષોને તથા પુષ્પ વૃક્ષોને ઉછેરી શકશો. તમારી માનસ વાટિકા ઇંદ્રના નંદન વનજેવી સર્વદા ખીલી રહેશે, અને તમને નિરંતર આનંદ તથા સુખને આપનાર થઈ રહેશે.

પ્રત્યેક ભયનો વિચાર આંતર મનમાં ઉંડાં મૂળ ઘાલે છે; આ કારણથી જ જેનો આપણે નિત્ય ભય ધર્યાં કરીએ છીએ, તેના પંજામાં આપણે સપડાઇ જઇએ છીએ. ચિંતા, ઉદ્વેગ, સંતાપ, અને તેવી જ બીજી મનની વ્યાકુલતાવાળી સ્થિતિઓમાં પણ આમ જ બને છે. આ કારણથી ગમે તેમ થાય તોપણ આવા વિકારોને તથા સ્થિતિઓને મનમાં કદી પણ ન પ્રકટવા દેવી જોઇએ. અને આમ કરવું, એ કંઇ કઠિન નથી. આવા વિકારો મનમાં ઉઠવા માંડે કે તરતજ સાવધાન થઇ, કોઇ સારા વિચારોમાં મનને જોડી દેવું. આનંદના, શાંતિના, સુખના, અવિરોધના, સામર્થ્યના, શ્રદ્ધાના, સદાગ્રહના, અથવા જે કોઇ ઉચ્ચ ઉદ્દેશ તમે સિદ્ધ કરવા ધાર્યો હોય તેના જ વિચારો તનમય થઇને કરવા. આપણા શાસ્ત્રકારો નિરંતર જપ કરવાનો, અથવા તત્વવિચાર કરવાનો, અથવા ઈશ્વરનાં કીર્તન કરવાનો, અથવા ઈશ્વરના સ્વરૂપનું ચિંતનાદિ કરવાનો આવે પ્રસંગે જે આપણને આગ્રહયુક્ત બોધ કરે છે, તેનું આ જ કારણ છે. આવા સદ્વિચારો કરવાથી અયોગ્ય વિકારોનાં આંતર મનમાં ઉંડાં મૂળ નંખાતાં નથી, અને સદ્વિચારોનાં વારંવાર ઉંડા મૂળ નંખાવાથી આપણું હિત થાય છે. વાચક જપથી ઉપાંશુ જપનું હજારગણું, ઉપાંશુ જપથી મનોમય જપનું હજારગણું, મનોમય જપથી ધ્યાન જપનું હજારગણું, અને ધ્યાન જપથી શૂન્ય જપનું હજારગણું ફળ મળવાનું આપણાં શાસ્ત્રોમાં જે વર્ણ્યું છે, તેનું પણ આ જ કારણ છે; કારણ કે વાચક જપમાં આપણી જેટલી તન્મયતા થાય છે તેના કરતાં ઉપાંશુ જપમાં અધિક થાય છે, અને ઉપાંશુ જપકરતાં મનોમયમાં, ધ્યાનમાં અને શૂન્યમાં ઉત્તરોત્તર અધિક થાય છે, અને જે જપમાં અધિક તન્મયતા હોય છે, તે જપનાં આંતર મનમાં વધારે ઉંડાં મૂળ નંખાતાં હોવાથી ફળ આપવામાં તે ઓછાં ઉંડાં મૂળ નાંખનાર જપકરતાં અધિક બળવાન્ હોય જ એ સ્પષ્ટ છે. ધ્યાન જપમાં અને શૂન્ય જપમાં જપ કરનાર અત્યંત ઉંડો ઉતરી જાય છે, અને તેથી આંતર મનમાં તેના સઉથી ઉંડા સંસ્કાર પડવાથી ધ્યાન જપ એ પરમાત્માનો સાક્ષાત્કાર કરાવનાર અને શૂન્ય જપ એ તેમનાથી અભેદભાવને પમાડનાર હોય જ એ સુસિદ્ધ છે.

આપ્રમાણે બુદ્ધિમાને આંતર મનમાં સર્વદા એવા વિચારનાં બીજક ઉંડાં નાંખવાં કે જેથી કોઈ પણ અયોગ્ય વિકારને કે અયોગ્ય સ્થિતિને પ્રકટવાનો અવકાશ જ ન રહે, અને આંતર મન સર્વદા સુખને અને આનંદને પ્રકટાવે.

---

### તમારા મનને આજ્ઞા કરો.

તમારે જે કાર્યને સિદ્ધ કરવું હોય; જે વિચારો જોઇતા હોય; જે પ્રયુક્તિઓની અગત્ય હોય; જે કર્મક્ષમતા ( કાર્ય કરવાની યોગ્યતા ) ની જરૂર હોય; જે નિપુણતાની ઇચ્છા હોય; જે બુદ્ધિની વાંછના હોય; જે સહિષ્ણુતાની કામના હોય, તે સર્વ તમને આપવાને માટે તમારા મનને આજ્ઞા કરો. દૃઢ, નિર્ણાયક પણ સ્વસ્થતાપૂર્વક, મનને સવિસ્તર આજ્ઞા કરો. પ્રતિદિન એક વાર અથવા પ્રતિદિન અનેક વાર તમારા મનને આપ્રમાણે આજ્ઞા કર્યાં કરો. આજ્ઞા કર્યા પછી પરિણામ કેવો આવશે, તે સંબંધી કશી પણ ચિંતા ન કરો. તમારે કેવા પરિણામની અથવા ફળની ઇચ્છા છે, તે જ માત્ર તમારા મનને જણાવો, અને જે તમારે જોઇતું હશે તેને માટે તમે અધિકારી થશો કે તે વસ્તુ તમારી પાસે આવેલી તમને જણાશે. તમારી આજ્ઞા કરેલી વસ્તુ તમારા સંમુખ તમારૂં મન લાવીને મૂકશે.

જ્યારે તમારે કોઇ ખાસ કામ કરવાનું હોય અને કોઇ નવી પ્રયુક્તિઓ ( plans )-ની તમારે જરૂર હોય ત્યારે તમારા મનને તે પ્રયુક્તિઓ ઉપજાવી કાઢવાની આજ્ઞા કરો. તે યુક્તિઓ તમારૂં મન તમને ઘડીને આપશે જ, એવી શ્રદ્ધાથી વાટ જોયા કરો, અને તે યુક્તિઓ તમારૂં મન તમને ઘડીને આપે તે અરસામાં કોઇ બીજા કામમાં તમારી વૃત્તિને જોડો. આ સંધિમાં તમારા આંતર મનની કર્મશાલામાં ( કારખાનામાં ) તમારી આજ્ઞા અમલમાં મૂકવાની ક્રિયા ચાલવા માંડશે, અને યોગ્ય સમય વીતતાં જે યુક્તિઓ ઘડી કાઢવાનું તમે તમારા મનને સોંપ્યુ હશે તે યુક્તિઓ ઘડીને તમારૂં મન તમને સોંપશે.

બીજું જે કંઈ તમારે જોઇતું હોય તે સંબંધમાં પણ આપ્રમાણે જ કરો. જે કંઇ અટપટી બાબતો કરવાની તમારે માથે આવી પડે તે સર્વનો નિકાલ કરવાને માટે તમારા આંતર મનને સોંપો. સ્મરણમાં રાખો કે પ્રત્યેક ગુંચવણનો ઉકેલ હોય છે, અને ગમે તેવી ગુંચવણનો ઉકેલ કાઢવાને તમારૂં મન સમર્થ છે. કોઈ કઠિન પ્રશ્નનું સમાધાન તમને ન જડતું હોય, તો તે આપવાનું તમારા મનને કહો. આપ્રમાણે કહીને પછી તમારે કામે વળગો. તેનું સમાધાન કેવા ઉપાયો લેવાથી અને શું કરવાથી થશે, એવી ચિંતામાં પડશો નહિ. તમારૂં મન તમારી ગમે તેવી શંકાનું સમાધાન કરવાને સમર્થ છે, એવી શ્રદ્ધાને ધરતા નિશ્ચિંત રહો. માત્ર આજ્ઞા જ કરો. અને પરિણામની વાટ જોયા કરો. તમે નિરાશ નહિ થાઓ. કેટલાક સેવકો એવા તો સ્વામિભક્ત હોય છે કે તેમને જે કાંઇ આજ્ઞા કરવામાં આવે છે, તેનું તેઓ હંમેશાં પાલન કરે છે; અને તમારૂં પોતાનું મન તમારો આવા પ્રકારનો જ સેવક છે.

### આંતર મનસંબંધમાં કેટલાક વિચારો.

સર્વદા સ્મરણમાં રાખો કે આંતર મનમાં—મનોભૂમિના અંદરના પડમાં તમે જે કંઈ રોપશો તે ઉગ્યાવિના રહેવાનું નહિ. વળી એ પણ સ્મરણમાં રાખો, કે જેમ તમે રોપેલું બીજ ઉત્તમ હશે તેમ જે વૃક્ષ થશે તે ઉત્તમ પ્રકારનું થશે. વિજ્ઞાનાનુસાર ( Scientifically ) બીજોને પસંદ કરીને રોપવાથી ખેડુત બમણો પાક લણે છે, એ શું તમે નથી જાણતા? શા માટે ત્યારે તે જ નિયમ મનના અને વિચારના સંબંધમાં નથી લગાડતા ?

સામાન્ય મનુષ્યો પોતાની મનોવાટિકામાં નજરમાં આવે તે વાવે છે—બાવળીયા, આ-

છે અને પુરુષ ઉદાસીન છે તો એ બેનો સંબંધ એ બેવડે તો થઇ શકે તેમ નથી. તેમ જ એ બેથી તૃતીય કોઇ પદાર્થ છે નહિ કે જે એમનો સંબંધ કરાવે, માટે એ બેના સંબંધની અનુપપત્તિ છે. પુરુષ ચેતન છે માટે એનામાં ભોક્તૃત્વની યોગ્યતા છે અને પ્રધાન જડ હોવાથી એમાં ભોગ્યતાની યોગ્યતા છે એ પ્રમાણે સ્વસ્વામિભાવની યોગ્યતારૂપ સંબંધ લઇએ તો એ યોગ્યતા તો સદાની છે, નિત્ય પુરુષ અને પ્રકૃતિ રહે ત્યાં સુધી તેમના સ્વભાવ એ હોવાથી એ યોગ્યતા જતી રહેવાની નથી તો એ સંબંધથી પ્રવૃત્તિ થતી હોય તો મોક્ષનો ઉચ્છેદ થશે. આ સિદ્ધાન્તમાં પણ પૂર્વવત્ પ્રયોજનનો અભાવ તો છે જ તેથી સર્વથા આ મત યુક્તિયુક્ત નથી. પરમાત્મામાં તો સ્વરૂપે ઉદાસીનતા છે અને માયાના આશ્રયથી પ્રવર્તકત્વ છે તેથી આમાંનો કોઇ પણ વિરોધ આવતો નથી.

**अङ्गित्वानुपपत्तेश्च ॥ ८ ॥**

**સૂત્રાર્થઃ**—સત્ત્વાદિની વચ્ચે અંગાંગિત્વ થવું સંભવતું નથી તેથી પણ પ્રધાનની પ્રવૃત્તિ થઈ શકે એ સંભવતું નથી.

આ સૂત્રમાં એ કહ્યું કે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણો પ્રલયસમયે સામ્યાવસ્થામાં રહે છે અને એ સામ્યાવસ્થા તે પ્રધાન છે. હવે એ સામ્યાવસ્થાનો ભંગ થાય છે કે નહિ? જો પ્રધાન કૂટસ્થ નિત્ય હોય તો એ સામ્યાવસ્થા સદા રહેવી જોઇએ, ત્રણે ગુણોની સમાનતા રહેવી જોઇએ અને એક અંગી અને બીજો અંગ એ રૂપનું વૈષમ્ય નહિ થવું જોઇએ. તેમ થાય તો સૃષ્ટિનો સંભવ રહેતો નથી. જો અંગાંગિ ભાવરૂપ વૈષમ્ય થાય છે તો એ વૈષમ્યમાં એ પ્રધાનનો હેતુ સંભવે જ નહિ કારણ કે એ વૈષમ્ય એ પ્રધાનનો જ ઉચ્છેદ છે. તેથી કોઈ અન્ય ક્ષોભ કરનાર નિમિત્ત હોવું જોઇએ અને તે છે નહિ. તેથી અંગાંગિભાવરૂપ વૈષમ્ય થવાનો અસંભવ હોવાથી પ્રધાનની પ્રવૃત્તિ થવાનો અસંભવ છે.

**अन्यथानुमितौ च ज्ञशक्ति वियोगात् ॥**

**સૂત્રાર્થઃ**—અન્ય પ્રકારે અનુમાન કરો તોપણ પ્રધાનમાં જ્ઞાનશક્તિનો અભાવ હોવાથી રચનાનુપપત્તિઆદિ દોષો કાયમ જ રહે છે.

પૂર્વપક્ષી કહે છે કે અમે આ અન્ય પ્રકારે અનુમાન કરીએ છીએ કે જેથી છેલ્લો કહેલો દોષ આવે તેમ નથી. સત્ત્વાદિ ત્રણ ગુણો તે સ્વતંત્ર સ્વભાવવાળા છે તથા કૂટસ્થ નિત્ય છે એવું અમે સ્વીકારતા નથી. એ ગુણોનો સ્વભાવ કેવો છે તેનો નિર્ણય એનાથી થતાં કાર્યોપરથી થાય છે. જે જે રીતે કાર્યની ઉત્પત્તિ તથા ઉપપત્તિ થઇ શકે તે તે પ્રકારે એ ગુણોનો સ્વભાવ અનુમાન થાય છે. વળી **चलंच गुणवृत्तम्** ગુણોનો સ્વભાવ જ એવો છે કે એ પ્રતિક્ષણે પરિણામ પામ્યા કરે છે. તેથી સામ્યાવસ્થામાં પણ વૈષમ્ય થવાની યોગ્યતા એ ગુણોમાં રહે જ છે. તેથી એ યોગ્યતાવશાત્ કર્માદિ નિમિત્તવડે એમનું વૈષમ્ય થઈ સર્ગ થઇ શકે છે.

આ પ્રકારે સાંખ્ય વીર્યબલાત્ ગુણોના સ્વભાવની કલ્પના કરી અનુમાન કરે તો તેથી અંગાંગિભાવ થવાનો યોગ આવે છે અર્થાત્ ઉપર કહેલો છેલ્લો દોષ નથી આવતો, પણ રચનાની અનુપપત્તિઆદિ પૂર્વ ઉક્ત દોષો તેવા ને તેવા જ આમાં પણ લાગે છે

કેમકે પ્રધાન અચેતન છે અને તેથી પૂર્વે જણાવ્યાપ્રમાણે વિચિત્ર રચના કરવા અસમર્થ છે. આ દોષ દૂર કરવા જો જ્ઞાનશક્તિનું પણ પ્રધાનમાં અનુમાન કરવામાં આવે તો પછી એ સાંખ્ય પ્રતિવાદી જ રહેતો નથી કેમકે એ તો બ્રહ્મવાદ છે. અનંત શક્તિયુક્ત ચેતન-બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ છે એ જ બ્રહ્મવાદનો સિદ્ધાન્ત છે. વળી સત્ત્વાદિ ગુણો વૈષમ્યને પામવાની યોગ્યતાવાળાં અનુમાન કરવામાં આવે તોપણ જ્યાં સુધી એ યોગ્યતા અમલમાં આવે નહિ ત્યાં સુધી સામ્યાવસ્થાનો ભંગ ન થાય અને એને અમલમાં લાવવા કોઈ નિમિત્ત જોઈએ. એ નિમિત્ત તે કર્માદિ નહિ ચાલે. કેમકે એ પણ સંસ્કારરૂપે રહેલા હોવાથી યોગ્યતાની અંદર જ આવી જાય છે. તેથી ખરૂં જોતાં તો આ રીતે અનુમાન કરવાથી છેલ્લો દોષ પણ કાયમ જ રહે છે.

(અપૂર્ણ)

---

# इष्टप्रति उपालंभनो भाव दर्शावनारां मार्मिक वचनो.

પદ (તારી કુબ્જાસેં મન રાચ્છ, હમસેં ન બોલના મહારાજ, એ લય)

આવો[1] અંતર થઇને, સમર્થ અમથી ન રાખીએ મહારાજ!
સ્વરૂપે જે છો આપ તે હું છું, અંશરૂપે પણ આપતણો હું,
શિવ રહો આપ, હું જીવ રહું એ શું ?; ન રાખીએ મહારાજ, આવો૦
આપ રહો અજરામર, મારે-મૃત્યુ વાર્ધક્યનું દુઃખ ભારે,
જન્મવું જગમાં વારે વારે; ન રાખીએ મહારાજ, આવો૦
અખંડ સુખમય આપ વિરાજે, ત્રિવિધિ તાપે હું રહું દાઝચો,
ભેદ જ આવો આજે, અમથી ન રાખીએ મહારાજ, આવો૦
ઐશ્વર્યાબ્ધિ ભલે પ્રભુ રહેજો, લઘુ સરિતા પણ અમને કરજો,
ઘટિત શું અરણ્યસમ પણ સર્જો; ન રાખીએ મહારાજ, આવો૦
આપ સમાન, ન કહું, કરી સ્થાપો, પુષ્પ ન, પણ કહું પત્ર જ આપો,
શ્રીપતિ દરિદ્રતા મુજ માપો, ન રાખીએ મહારાજ, આવો૦
આપતુલ્ય હતું કોઇ ન દેવું, વદ્યા વેદમાં તો શીદ એવું,
'અભિન્નપણું જીવ શિવમાં લહેવું;' ન રાખીએ મહારાજ, આવો૦
પુત્ર અનૌરસ હોય નૃપતિનો, ધણી હોયે થોડી પણ ક્ષિતિનો,
જગપતિ સુત હું દરિદ્ર સ્થિતિનો, ન રાખીએ મહારાજ, આવો૦
ભેદ ભલે બીજો પ્રભુ રાખો, જ્ઞાનભેદ પણ વિલાવી નાંખો,
'થા ચિન્મય' વર ભાખો, અમથી ન રાખીએ મહારાજ, આવો૦

---

[1] આ પ્રકારનો.

# मानस रसायन

अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૧૩ થી )

મનની પ્રતિકૂળ સ્થિતિઓને લીધે વાળનો રંગ બદલાવાનો સ્વભાવ આરંભમાં પ્રકટ્યો હતો, અને પુનઃ પુનઃ તે સ્થિતિઓના આવર્તનથી તે સ્વભાવ સુદૃઢ થતો ગયો હતો. જેમ મનુષ્ય વધારે આયુષ્ ભોગવતો તેમ તે ચિંતાનું તથા ખેદનું અધિક સેવન કરતો, તથા મનના અધિક પ્રતિકૂળ વ્યાપારો કરતો; અને આવા પ્રતિકૂળ વ્યાપારોથી વાળનો રંગ અધિક અને અધિક પ્રમાણમાં બદલાયા કર્યાથી, ઘણી મોટી ઉમર થતાં વાળનો રંગ બદલાય જ છે, એવા નિશ્ચયઉપર મનુષ્યો આવતા થયા. પરિણામે, વાળનો રંગ બદલવાની પ્રજાને ટેવ પડી ગઇ; આમ છતાં ગમે તેવી દૃઢ ટેવ પણ ટાળી શકાય છે, એ વાતનું આપણે વિસ્મરણ કરવું જોઇતું નથી.

વાળનો રંગ બદલવાની વૃદ્ધપરંપરાથી જે ટેવ આપણને પડી ગઇ છે, તે ટેવને લીધે મોટી ઉમર થતાં જે સમયે આપણા વાળ ધોળા થવા જોઇએ, તેના કરતાં પણ ઘણા વહેલા આપણા વાળ, જો આપણે પ્રતિકૂળ વિચારોને સેવીએ છીએ, અર્થાત્ ચિંતા, શોક, વગેરે કરીએ છીએ તો ધોળા થઇ જાય છે; અને એક વાર આપ્રમાણે વાળ ધોળા થવા માંડતાં, જો આપણે ચિંતાદિનું સેવન કરવું જારી રાખીએ છીએ તો વાળ ધોળા થવાનો સ્વભાવ આપણા શરીરમાં વધારે બળને પામે છે. કેટલાક મનુષ્યોના વાળ યુવાવસ્થામાં શાથી ધોળા થઇ જાય છે, તથા કેટલાક મનુષ્યોના વાળ એક વાર ધોળા થવા માંડ્યા પછી ઘણા વેગથી શાથી ધોળા થઇ જાય છે, તેનું કારણ ઉપર કહ્યું તે છે.

આખું શરીર નિરંતર નવું થયા કરતું હોવા છતાં શરીરઉપર પડેલાં ચાઠાં, ચામઠાં, ઘા વગેરે શા માટે તેની તે જગાએ પાછાં દેખાયા કરે છે, તથા ઘણી વાર તેના તે જ ઘાટનાં શા માટે વર્ષોનાં વર્ષોસુધી થયા કરે છે, તેનું કારણ ઘણા મનુષ્યોને સમજાતું નથી; પણ આનું સમાધાન બહુ સહેલું છે.

મનુષ્યના શરીરનું પ્રત્યેક પુટ, તે મનુષ્યના શરીરમાં ચાલતી રાસાયનિક ક્રિયાથી રચાય છે. આ રાસાયનિક ક્રિયાનું મૂળ આંતર મનમાં રહેલું છે. કોઇ પણ પુટની આકૃતિને અથવા ધર્મને ફેરવવાને માટે આ રાસાયનિક ક્રિયાના સ્વરૂપને પ્રથમ ફેરવવું જોઇએ, અને તેમ કરવાને માટે તે રાસાયનિક ક્રિયાનું કારણ જે આંતર મનમાં રહ્યું છે, તેને કોઈ પણ યુક્તિથી ફેરવવું જોઇએ.

શરીરમાં ચાલતી કોઈ પણ રાસાયનિક ક્રિયાના આંતર મનમાં રહેલા કારણને યોગ્ય નિયમથી બદલી શકાય છે; તે જ પ્રમાણે પ્રતિકૂલ રાસાયનિક ક્રિયાઓ પણ શરીરમાં ઉપજાવી શકાય છે. બાહ્ય કારણોથી તેમ જ શરીરની ભીતર કેવળ ઉત્પન્ન થતી સ્થિતિઓથી, ઉભય પ્રકારથી, વારંવાર આમ બને છે.

જ્યારે શરીરનો કોઈ ભાગ કપાય છે ત્યારે જે પુટો ઘાયલ થયાં હોય છે, તે પુટોની

અંદર ચાલતી રાસાયનિક ક્રિયામાં એટલો બધો તો આકસ્મિક ક્ષોભ થાય છે કે તેઓનો નિયમિત વ્યાપાર અસ્વાભાવિક થઈ જાય છે. આ અસ્વાભાવિક વ્યાપાર થવામાં જે ઘા હેતુભૂત હોય છે, તે ઘાના જેવાં જ નવાં પુટ પછી તે રચે છે; આમ શરીરઉપર પડેલા ઘાનું ચાઠું તેવું ને તેવું, નિરંતર શરીર બદલાતાં છતાં પણ થયા જ કરે છે.

આમ છતાં, કુદરત શરીરમાં ચાલતા અસ્વાભાવિક રાસાયનિક વ્યાપારોને સ્વાભાવિક કરવાનો નિરંતર પ્રયત્ન કર્યા કરે છે; અને આ પ્રયત્નમાં જ્યારે તે વિજયી થાય છે ત્યારે પરિણામે પડેલું ચાઠું જતું રહે છે. કોઇ કોઇ વખતે પ્રતિકૂળ વ્યાપારને અનુકૂળ કરવામાં કુદરત વિજયી થાય છે, અને કોઇ કોઇ વખતે નિષ્ફળ પણ થાય છે. જ્યારે પ્રતિકૂળ રાસાયનિક ક્રિયા, પુટમાં અત્યંત બળને પામી ગઇ હોય છે, અને તેનું જોર સુદૃઢ જામી ગયું હોય છે, ત્યારે કુદરત નિષ્ફળ જાય છે, પરંતુ જો તેને જોઇતી મદદ મળે છે તો તે વિજયી થાય છે, અને પ્રતિકૂળ રસાયનિક ક્રિયાને સ્વાભાવિક કરીને પડેલા ચાઠાને દૂર કરે છે.

શરીરમાં થતા મસા, રસોળી વગેરે કૃત્રિમ ઉપચયો ( growths ) પણ તે તે ભાગમાં ચાલતા અસ્વાભાવિક રાસાયનિક વ્યાપારોથી થયા હોય છે. આ વ્યાપારોનું કારણ શરીરમાં પ્રકટેલો કોઇ વિકાર છે, અને જ્યાં સુધી તે વિકાર કુદરત ટાળી શકતી નથી ત્યાં સુધી શરીરમાં થયેલા તે ઉપચયો કાયમ રહ્યા કરે છે. આવે પ્રસંગે સ્થૂલ અથવા માનસ ઉપાયોવડે સ્વાભાવિક રાસાયનિક વ્યાપારો શરીરમાં પાછા ચલાવી શકાય છે.

સ્વાભાવિક તથા અસ્વાભાવિક પ્રત્યેક રાસાયનિક વ્યાપારનું કારણ આંતર મનમાં રહેલું છે, એ વાર્તા સિદ્ધાંતરૂપ હોવાથી આંતર મનને આપણી ઇચ્છામાં આવે તે પ્રકારનું કરવાનો માનસ શાસ્ત્રમાં જે વિધિ કહ્યો છે, તેનો પ્રત્યેક સુખેચ્છક મનુષ્યે અભ્યાસ કરવો જોઇએ કારણ કે આંતર મનને જે પ્રકારનું સૂચન કરવામાં આવે છે, તે પ્રમાણે તે અવશ્ય કરે છે, તેથી શરીરમાં ચાલતી કોઇ પણ પ્રકારની અસ્વાભાવિક રાસાયનિક ક્રિયા અને તે ક્રિયાદ્વારા ઉત્પન્ન થયેલો વ્યાધિ, તે વિધિના જ્ઞાનવડે, ટાળવાને મનુષ્ય સમર્થ થઇ શકે છે.

શરીરનાં સઘળાં પુટોને, પછી તે સ્વાભાવિક રાસાયનિક ક્રિયાથી ઉત્પન્ન થયાં હોય છે કે અસ્વાભાવિક રાસાયનિક ક્રિયાથી ઉત્પન્ન થયાં હોય છે, તોપણ શરીરને નિરંતર નવું કરનાર નિયમ, નવાં કર્યાં વિના રહેતો નથી; પરંતુ આ નવાં પુટોની આકૃતિ અને સ્વભાવ, જૂનાં પુટોના જેવો જ હોવાનો, કારણ કે એકનાં એક કારણો સર્વદા એકનાં એક જ કાર્યોને ઉત્પન્ન કરે છે.

શરીરનો કોઇ પણ અવયવ જેટલા વેગથી નવો થાય છે, તેટલા જ વેગથી રસોળી અથવા મસો પણ નવો થાય છે; પરંતુ રસોળી અથવા મસાના નવા પુટો જુના પુટોના જેવા જ થવાના, કારણ કે જે અસ્વાભાવિક રાસાયનિક ક્રિયાથી જુના પુટ ઉત્પન્ન થયા હતા તે જ ક્રિયાથી આ નવા પુટ પણ ઉત્પન્ન થયા હોય છે.

વૃદ્ધિને પામતા સ્નાયુમાં જે નિયમ પુટની વૃદ્ધિ કરે છે, તે જ નિયમ વૃદ્ધિને પામતી રસોળીમાં પુટની સંખ્યાની વૃદ્ધિ કરે છે; પણ તે સ્થળમાં પ્રવર્તતી રાસાયનિક ક્રિયા જ્યાં સુધી તેવી ને તેવી જ રહે છે, અર્થાત્ બદલાતી નથી ત્યાં સુધી પ્રત્યેક નવું પુટ તેની પૂર્વના પુટ જેવું જ થાય છે. જ્યારે રાસાયનિક ક્રિયા બદલાય છે, ત્યારે જ કુદરત એકલી અથવા બહારની મદદથી પુટોને બદલે છે,

જેઓ શરીરના સ્વભાવને જાણે છે, તેઓને એ વાત સ્પષ્ટ થઇ હોય છે કે મનુષ્યના શરીરના પ્રત્યેક સ્વાભાવિક તથા અસ્વાભાવિક ભાગને, અખંડ નવીકરણનો નિયમ નિરંતર નવો રચ્યા જ કરે છે. મનુષ્યના શરીરનો પ્રત્યેક અણુ સર્વદા નવો જ હોય છે, તેથી તે કદી પણ ઘરડો દેખાવો ન જોઇએ, અને નાડીઓની જડતા તથા ઘડપણને ઉત્પન્ન કરનાર સ્થિતિઓ શરીરમાં ઉત્પન્ન થતી ન હોત તો તે કદી પણ ઘરડો ન દેખાત.

પરંતુ ઘડપણને આણનાર આ બે કારણોને કુદરત ઉત્પન્ન કરતી નથી. તેઓ ઉભયને મનુષ્યે પોતાની ભૂલોથી ઉત્પન્ન કર્યાં હોય છે, અને તેમનો સંપૂર્ણ નાશ કરવાને તે સમર્થ હોય છે.

જ્યારે મનુષ્ય પોતાના સ્થૂલ શરીરમાંથી નાડીઓની જડતા કરનારાં કારણનો નાશ કરે છે અને પોતાના મનમાંથી ઘડપણને ઉત્પન્ન કરનાર વિચારનો નાશ કરે છે, ત્યારે યૌવનને સ્થિર રાખવાની કળાનું તેને પૂરેપૂરું જ્ઞાન થયેલું ગણાય છે.

કેટલાક સમયથી વિદ્વાનોની ખાતરી થઇ છે કે નાડીઓને જડ થતી જો અટકાવી શકાય તો યૌવનને સ્થિર રાખી શકાય, અને આ ઉપરથી જે વિલક્ષણ રાસાયનિક ક્રિયા કશા પણ દેખીતા કારણવિના ઉમર થતાં શરીરના પુટને જડ કરી નાંખે છે, તેના સ્વરૂપને સમજવા તેઓએ અત્યંત પ્રયત્ન કર્યો છે.

આમ છતાં, આમાં તેમને નિષ્ફળતા મળી છે, તેનું એક જ કારણ છે, અને તે એ કે રસાયનશાસ્ત્રની સાથે જ્યાં સુધી આપણે માનસશાસ્ત્ર નહિ મેળવીએ ત્યાં સુધી જીવનની ગુપ્ત ક્રિયાઓનાં સ્વરૂપને સમજવાને આપણે કદી પણ સમર્થ થઇ શકીશું નહિ.

નાડીઓની જડતા થવાનું કારણ કંઇક શારીરિક છે, કઇક માનસ છે, અને કંઇક પરંપરાપ્રાપ્ત ( heriditary ) છે. હવે પછીનાં પ્રકરણોમાં આ વિષય વિસ્તારપૂર્વક ચર્ચવામાં આવશે; પરંતુ નાડીઓની જડતાને ટાળવાનો પ્રયત્ન કરવાના સમયમાં, વૃદ્ધાવસ્થાને પ્રકટાવનાર વિચારોનો મનમાંથી સમળ નાશ કરવાનું આપણે વિસ્મરણ કરવું જોઇએ નહિ.

જ્યાં સુધી મનુષ્ય ઘડપણને સાચું અને આવ્યા વિના રહેનારું જ નથી, એવું માને છે, ત્યાંસુધી તેને ટાળવાના ગમે તે ઉપાય અથવા ઉપાયોને તે ભલે કરે, તોપણ તેને ટાળવાને તે સમર્થ થતો નથી. વૃદ્ધાવસ્થા આવ્યા વિના રહેનારી નથી, એવું માન્યા કરવાથી આપણે આપણા મનમાં ઘડપણને આણનાર ક્રિયાને સ્વીકારીએ છીએ, અથવા તો ઘડપણને પ્રકટાવનાર જે ટેવ આપણને આપણા પૂર્વજોથી પ્રાપ્ત છે, તેને આપણે ચિરસ્થાયી કરીએ છીએ. આમ કરવાથી ઘડપણને પ્રકટાવનાર સ્થિતિઓથી આપણા શરીરને આપણે ભરી દઇએ છીએ, અને આપણું શરીર થોડા માસથી જ સ્થાયવું સિદ્ધ છતાં, આપણી ભાવના પ્રમાણે આપણે વૃદ્ધ દેખાઇએ છીએ.

આટલાં વર્ષ પછી હું ઘરડો થઇશ, અથવા અમુક વર્ષની ઉમર થતાં ઘડપણ આવે છે, એવી મુદત બાંધવાથી મનમાં ઘડપણનો વિચાર દૃઢપણે સ્થિર થાય છે, અને મનમાં ઘડપણનો વિચાર દૃઢપણે સ્થિર થતાં શરીરનાં પુટોમાં વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર સ્થિતિઓના સંસ્કાર દૃઢપણે સ્થિર થાય છે.

કુદરત આપણને વર્તમાનકાળમાં અખંડ યૌવન આપ્યા જ કરે છે; તે યૌવનના જ્ઞાન-

પૂર્વક વર્તમાનકાળમાં રહેવાથી તે યૌવનને વર્તમાનકાળમાં આપણે સ્થિર રાખીએ છીએ, અને વર્તમાનકાળ અનંત હોવાથી વર્તમાનકાળનું યૌવન પણ અનંત છે.

વર્તમાનકાળમાં જો આપણે આપણું જીવન ઉચિત પ્રકારે ગાળીએ તો ભવિષ્યકાળની કાળજી કરવાની આપણે કિંચિત્ પણ અગત્ય નથી: તે સ્વત: જ ઉત્તમ પ્રકારનો થવાનો; અને વર્તમાનકાળને ઉત્તમ પ્રકારનો કરવાને માટે, આપણે વર્તમાનકાળનું આપણું જીવન ઉત્તમ પ્રકારનું કરવું જોઇએ; વર્તમાનકાળમાં જેવા આપણે છીએ તેવા આપણે થવું જોઇએ; અને વર્તમાનકાળમાં આપણે યુવાન્ છીએ.

ભવિષ્યમાં વૃદ્ધાવસ્થા આવવાનો સંભવ છે, એવો કોઈ સમયે પણ વિચાર કરવાથી વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર વિચારબળને આપણે ઉત્પન્ન કરીએ છીએ. આપણે વર્તમાનકાળમાં એવા વિચારબળને ઉત્પન્ન કરીએ છીએ કે જેનું વર્તમાનકાળમાં જીવનમાં કોઇ સ્થાન નથી. આમ કરવાથી વર્તમાનકાળમાં વૃદ્ધાવસ્થા ન છતાં પણ વર્તમાનકાળમાં આપણે વૃદ્ધાવસ્થાને આણીએ છીએ.

વર્તમાન શરીર યુવાન્ છે, તે આ વર્ષે જ ઉત્પન્ન થયું છે. તે નવું છે, અને નવું દેખાવું જ જોઇએ. પરંતુ પૃથ્વીઉપર સાઠ અથવા વધારે વર્ષ રહેવાથી મનુષ્ય પોતાને ઘરડો ધારે છે. આથી સાઠ વર્ષની ઉમરવાળાને ઘડપણનું જેવું ભાન થવું જોઇએ, એવું માનવામાં આવે છે, તેવું ભાન તેને થાય છે; અને મન શરીરનું જેવું ભાન કરે છે, તેવું જ ઘરડું તે દેખાય છે.

શરીર સર્વદા જુવાન હોય છે, અને જ્યાંસુધી મન યૌવનનું ભાન કરે છે ત્યાંસુધી તે જુવાન દેખાયા જ કરે છે. યૌવનને સ્થિર રાખવાનો આ મહામંત્ર છે.

(અપૂર્ણ.)

---

# आन्तर मनना अद्भुत चमत्कारो.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૨૦૯ થી.)

આ જ પ્રમાણે ભૂરકી નાંખવી, આંખવડે વશીકરણ કરવું, હિપ્નોટિઝમમાં જણાતા અસંખ્ય વ્યતિકરો થવા, દૂર દેશસ્થ મનુષ્યોના વિચારોની સંક્રાન્તિ થવી, વ્યાધિગ્રસ્તના આંતર રોગનું પ્રત્યક્ષ નિદાન કરવું, કાળજી કાઢવી ઇત્યાદિ અસંખ્ય અદ્ભુત જણાતા વ્યતિકરો આ આંતર મનના સદ્ભાવથી ઉપપન્ન કરી શકાય છે અને તેથી એ સર્વ આ આંતર મનના અસ્તિત્વને અર્થાપત્તિ પ્રમાણથી સિદ્ધ કરે છે. આ સર્વ વ્યતિકરોની ઉપપત્તિ આંતર મનના સ્વરૂપના જ્ઞાનથી તથા એના વ્યાપારમાં પ્રવર્તતા નિયમોના જ્ઞાનથી સહજ થઇ શકે છે તેથી હવે એ પ્રતિ લક્ષ કરીએ.

**આન્તર મન તથા બાહ્ય મનમાં શા શા ભેદ છે?**

અત્યાર સુધીની ચર્ચાથી આ સંબંધમાં કેટલોક પ્રકાશ તો પડ્યો જ છે. બાહ્ય મન એ વ્યાવહારિક જરૂરીઆત, વ્યવહારમાં જણાતી તંગીઓના પરિણામરૂપ છે. મનુષ્યોને બાહ્ય જગતસાથે સંબંધ રહેલો છે, બાહ્ય જગતને અવલંબી એના વ્યવહારો સિદ્ધ થાય છે. ગુલાબનું પુષ્પ કેવા રંગનું છે, કેવા પ્રકારના ગંધવાળું છે, કેવા આકારનું છે, શા ઉપયોગમાં

આવી શકે છે, શી હાનિ એના સેવનથી થાય છે, ઇત્યાદિ જ્ઞાન મનુષ્યોને એ સંબંધના વ્યવાહરમાટે આવશ્યક છે. એ જ્ઞાનની સરલતાથી પ્રાપ્તિ તત્કાળ થઈ રહે તે માટે બાહ્ય મન ઉદ્ભવેલું છે. એ અને એવા જ અસંખ્ય વ્યવાહારિક જ્ઞાનને માટે બાહ્ય મન નિર્માણ થયું છે અને પૂર્વ પૂર્વ જ્ઞાનથી સંસ્કાર પામી એ ઉત્તરોત્તર વિકાસને પામતું ચાલતું રહ્યું છે, ત્યારે આંતર મનનો વ્યાપાર એ નથી. બાહ્ય જગતનું સાક્ષાત્ જ્ઞાન કરવું, ઇન્દ્રિયોદ્વારા જ્ઞાન મેળવવું એ આંતર મનનું કામ નથી. બાહ્ય મન ઇન્દ્રિય સાપેક્ષ રહે છે ત્યારે આંતર મન ઇન્દ્રિયોથી નિરપેક્ષપણે પ્રવર્તે છે. સમીપસ્થ પદાર્થને જોવા હોય તો બાહ્ય મનને ચક્ષુ ઇન્દ્રિયની જરૂર રહે છે. સમીપસ્થ પદાર્થના ગંધને સાક્ષાત્ કરવા ઘ્રાણેન્દ્રિયની અપેક્ષા રહે છે; મૃદુ કઠિન આદિ સ્પર્શના જ્ઞાનમાટે ત્વગ્ ઇન્દ્રિયની અપેક્ષા રહે છે; મધુર, તિક્તાદિ સ્વાદના અનુભવમાટે રસનેન્દ્રિયની અપેક્ષા રહે છે, અને શબ્દના અનુભવમાટે શ્રોત્રની અપેક્ષા રહે છે. આપ્રમાણે બાહ્ય ઇન્દ્રિયની સહાયતા પ્રાપ્ત થાય છે ત્યારે જ બાહ્ય મન પોતાનો વ્યાપાર કરી શકે છે; અભિમાનીને વિવિધ વિષયોનું જ્ઞાન કરાવી શકે છે. આંતર મનને એ અપેક્ષા રહેતી નથી. આંતર મન પોતે જ ઇન્દ્રિયની લેશ પણ સહાયતા વિના આ સર્વ વિષયોને, સમીપસ્થ, દૂરસ્થ, વ્યવહિત, અવ્યવહિત આ સર્વ વિષયોને જાણી શકે છે. આંતર મનનાં સાધનોમાં ઇન્દ્રિયો નથી પણ એથી અન્ય જ કોઈ સાધનો એનાં છે. બાહ્ય મનનો ખાસ વ્યાપાર તર્ક છે, ઉહાપોહ છે, અનુમાન છે, ત્યારે આંતર મનનો વ્યાપાર તે આંતર સ્ફુરણ છે, પ્રતિભા છે. બાહ્ય મન ઇન્દ્રિયોવડે બાહ્ય જગતનો અનુભવ કરે છે ત્યારે આવેશ, લાગણી ( emotion ) તથા સ્મૃતિનો આશ્રય તે આંતર મન છે. બાહ્ય મન એ બહિર્મુખ મન છે, ત્યારે આંતર મન તે અંતર્મુખ મન છે અર્થાત્ પરાક્ વૃત્તિ રાખવાથી બહિર્ મન વ્યાપારવાળું થાય છે અને બાહ્ય મનની એ બહિર્મુખ વૃત્તિને અટકાવવામાં આવે છે, બાહ્ય મનને નિર્વ્યાપાર કરવામાં આવે છે, ત્યારે આંતર મનનો મુખ્ય અસ્ખલિત વ્યાપાર ચાલે છે. બાહ્ય મન તે યોગની ભાષામાં વિક્ષિપ્ત મન છે અને આંતર મન તે નિરુદ્ધ મન છે. બે મનને સ્થાને એક મન સ્વીકારનારના મતમાં મનની બહિર્મુખદશા તે બાહ્ય મન છે અને અંતર્મુખ દશા તે આંતર મન છે. યોગશાસ્ત્ર નિરોધદશામાં, સંયમવડે જે જે જ્ઞાનરૂપ તથા ક્રિયારૂપ સિદ્ધિઓનું વર્ણન કરે છે તે સર્વ બાહ્ય મનની નહિ પણ આંતર મનની શક્તિ છે, આંતર મનના જ એ સર્વ ચમત્કારો છે. બાહ્ય મનનું સ્થાન મસ્તિષ્કમાં છે, મસ્તિષ્કમાં રહી એ પોતાનો વ્યાપાર કરે છે ત્યારે આંતર મનનું સ્થાન એમ નિયન્ત્રિત નથી. દેહ વિલય થતાં મસ્તિષ્કરૂપ બાહ્ય મન વિલયને પામે છે ત્યારે આંતર મન પોતાનું અસ્તિત્વ તજતું નથી. આપણાં શાસ્ત્રોની પરિભાષામાં કહીએ તો આંતર મન એ જ ખરૂં મન અથવા બુદ્ધિસત્ત્વ છે અને એની એક કલા જે જાગ્રત્ દશામાં મસ્તિષ્કમાં સ્થિત થઇ વ્યાપારવાળી થાય છે તે કલા મસ્તિષ્કસાથે બાહ્ય મનના નામને ભોગવે છે.

આ રીતે આ બે મનમાં વિવિધ પ્રકારે ભેદો છે, તેનાં એ બેની વચ્ચે એક મહાન્ ઉપયોગી ભેદ આ છે. શ્રીશ્રેયસ્સાધકવર્ગનું સાહિત્ય વાંચનાર સર્વ સજ્જનો સૂચન અથવા દ્યોતનથી જાણીતા છે. એ સૂચન અથવા દ્યોતનના સંબંધમાં આ બે મન વચ્ચે મોટો ભેદ પડે છે. જાગ્રત્ મનના જે નિશ્ચયો હોય છે, એ મને વિચારવડે જે નિર્ણયો બાંધ્યા હોય છે, તેનાથી વિરુદ્ધ દ્યોતન એને કોઇ તરફથી કરવામાં આવે તો તે ચરિતાર્થ થઇ શકતું નથી. પાંચે ઇન્દ્રિયવડે હાલ દિવસ

પ્રકાશે છે એ નિશ્ચય થયેલો છે. કોઇ આ સમયે એવું સૂચન કરે કે આ રાત્રિ છે, તો એ સૂચનની સામે બાહ્ય મન પરિકર બાંધી ઉભું રહે છે અને આ રાત્રિ છે એવા ભાવનો સ્પર્શ પણ પોતાને થવા દેતું નથી. હું જે વાંચુછું તે છાપેલા અક્ષરો છે, એ નિર્ણય ઈન્દ્રિયરૂપ પ્રમાણવડે બાહ્ય મને કરેલો છે. એની સામે કોઈ એવું સૂચન કરે કે એ અક્ષરો નથી પણ નાની નાની લાકડીઓ છે તો બાહ્ય મન તરત જ એ સૂચનની સામે થઇ જાય છે અને એવા ભાવનાં વચનોને "ગાંડપણુ મૂર્ખાઇ" આદિ કહી કંપી ઉઠે છે અર્થાત્ એ વચનને લેશ પણ સ્વીકારતું નથી. પોતાને ક્ષુધા થયાનું ભાન થતું હોય છે, ગુમડાં આદિની વેદના થતી હોય છે અને તેની સામે કોઇ શંકા ઉઠાવે છે તો તે શંકારૂપ સૂચનની સામે પણ બાહ્ય મન આવી જ સ્થિતિને ધરી બેસે છે. આ જ રીતે વારંવાર વિચાર કરવાથી સાચો કે જૂઠો કોઇ પણ મત બાહ્ય મને સ્વીકાર્યો હોય છે તો તેના વિરોધી મતના સૂચનને તે ગ્રહણ કરી શકતું નથી. પૃથ્વી ફરે છે અને સૂર્ય સ્થિર છે એવું દઢપણે માની બેસનાર મન સૂર્ય ફરે છે એ સિદ્ધાન્તને બરાબર ન્યાય આપી શકતું નથી. વલ્લભાચાર્યનું અણુભાષ્ય સત્ય સિદ્ધાન્તને જણાવે છે એવું જેને દઢ થઇ ગયું છે તેને **શં**કરાચાર્યનો માયાવાદ હલાહલ વિષતુલ્ય થઈ પડે છે. **શં**કરાચાર્યના સિદ્ધાન્તને દઢપણે માનનાર મન રામાનુજાચાર્ય આદિ જીવભેદને સ્વીકારનાર મતોને ઉપહાસપાત્ર ગણે છે. પ્લેટોની સંસ્થાને અવલંબન કરનારને **કાં**તની યુક્તિઓ નિર્બલ જ દેખાય છે. અધિક શામાટે? બાહ્ય મન દ્વૈતમાં રમણ કરતું હોવાથી **तत्त्वमसि** ઇત્યાદિ મહાવાક્યવડે પ્રતિપાદન કરવામાં આવતો અભેદ એને સમજાતો નથી. સર્વ લૌકિક પ્રમાણવડે જગતના સત્યત્વનો અનુભવનાર મન "જગત્ નથી, જગત્ મિથ્યા છે" ઇત્યાદિ ભેદનિષેધને તત્કાલ સ્પર્શ કરી શકતું નથી, અને આમ હોવાથી જ **શં**કરાચાર્યનો માયાવાદ અનેક અજ્ઞાન જીવોની મતિમાં નહિ ઉતરવાથી તેઓ એને ખંડન કરવા હાથપગ ઘસી રહ્યા છે અને પોતાનું મસ્તક પટકી રહ્યા છે. શ્રુતિ પણ આ સત્ય વાર્તાને અવલંબન કરી જ આત્માના શ્રવણની ઉપરાંત મનનું વિધાન કરે છે. જે અદ્વૈતનું પ્રતિપાદન શ્રુતિને કરવું અભીપ્સિત છે તે દ્વૈતનું ભાન કરી રહેલા મનમાં સહસા ઉતરે તેમ નથી, તેથી તેને કલવડે ઉતારવાના આશયથી મનનું એક આવશ્યક સાધનરૂપે વિધાન કરવામાં આવ્યું છે. તેથી બાહ્ય મનના સંબંધમાં આ એક ચિહ્ન જણાય છે કે એ બાહ્ય મન પોતાના સંવર્ધિત વિચારોથી વિરુદ્ધ સૂચનને તત્કાલ ગ્રહણ કરી શકતું નથી.

આથી ઉલટું આંતર મન સૂચન વા દ્યોતનને ઘણે અંશે અધીન છે, દ્યોતનને એ પરવશ થઇ રહેલું છે. જેમ દ્રવીભૂત કરેલી ધાતુ જે બીબાના આકારવાળી કરવી હોય તેવી સહેલથી થઇ રહે છે તે જ પ્રમાણે આંતર મનને જે દ્યોતન કરવામાં આવે છે તેને એ ગ્રહણ કરી લે છે, અને તદધીનતાને પામે છે. આંતર મનનું સામ્રાજ્ય ઉપર સૂચવી ગયા તેમ જ્યારે બાહ્ય મન નિર્વ્યાપાર થઇ રહે છે ત્યારે હોય છે તેથી આંતર મન દ્યોતનને વશ છે કે નહિ એ તપાસ બાહ્ય મનની વ્યાપારરહિતતા જે દશામાં હોય તેમાં કરવી ઘટે છે. એવી દશા તે પ્રથમ તો ધ્યાન અથવા એકાગ્રતા છે. એ દશામાં બાહ્ય મનની વૃત્તિઓનો પ્રધાનપણે નિરોધ કરેલો છે અને તેથી આંતર મન એ સમયે જાગ્રત્ હોય છે. છતાં આ દશામાં બાહ્ય મનની એક વૃત્તિ–ધ્યેયાવલંબિની વૃત્તિ જાગ્રત્ હોય છે અને એ વૃત્તિને એટલો વેગ આપેલો હોય છે કે એ દશામાં પરકૃત સૂચન આંતર મનને પહોંચાડી શકાય તેવી સ્થિતિ રહેલી નથી. બાહ્ય

મનની આ વૃત્તિના વેગને અધીન આંતર મન સ્થપાયેલું હોય છે તેથી એ વૃત્તિથી વિરોધી ઇતર વૃત્તિમાત્ર હોવાથી તેને અન્ય મનુષ્યદ્વારા આંતર મનમાં ઉદ્‌ભવ પમાડવા યોગ આણી શકાય તેમ નથી. તેથી પ્રસ્તુત તપાસમાટે આ ધ્યાનરૂપ દશા, બાહ્ય મન એમાં નિર્વ્યાપાર છે છતાં, વિશેષ યોગ્ય નથી. માટે એથી અન્યત્ર અવલોકવું ઘટે છે. એ અન્ય દશા તે સ્વપ્ન સમયની અર્ધ જાગ્રત્‌ દશા અને પરકૃત સૂચનદ્વારા થયેલી અર્ધ જાગ્રત્‌ જેને હિપ્નોટીઝમ નામ હાલ આપવામાં આવે છે તે છે. આ બેમાં જે સ્વપ્ન દશા છે તેમાં સ્વકૃત સૂચન અવકાશને નિયમે કરીને પામતું નથી અને પરકૃત સૂચન તો નિરવકાશ જ છે; કારણ કે સ્વપ્નસ્થિત મનુષ્ય અન્યનું એ દશામાં શ્રવણ કરી શકે તેમ નથી. એનું બાહ્ય મન છેક ઉપરામ પામેલું છે અને પરકૃત સૂચનનું દ્વાર બાહ્ય મન છે. આથી એ યથાર્થ સ્વપ્ન સૂચનના પ્રયોગમાટે ઉપયોગી નથી. સ્વપ્નમાં પ્રવેશતાં પૂર્વે જે અર્ધજાગ્રત્‌ દશા થાય છે તેમાં સૂચનને અવકાશ રહે છે અને તેમાં કરેલા વિવિધ પ્રયોગો પ્રસ્તુત અર્થને જ સિદ્ધ કરે છે. વિવિધ વ્યસનો છોડવવાનાં, આલસ્યને ત્યજી ઉદ્યમી થવાનાં, સત્ય બોલવાનાં, અસત્યથી નિવૃત્ત થવાનાં વગેરે વિવિધ સૂચનો આ અર્ધ જાગ્રતમાં આપવામાં આવ્યાં છે અને તે સર્વ સૂચનનો અમલ પછીથી થતી જાગ્રતમાં થયેલો પ્રયોગસિદ્ધ પ્રસિદ્ધ છે. તેથી આ અર્ધ જાગ્રતમાં કરાતા પ્રયોગો એ જ સૂચવે છે કે એ સમયે વ્યાપારની અપ્રતિબદ્ધ સ્થિતિમાં આવતું આંતર મન સૂચનને વશ થાય છે. આમ છતાં આ દશા લાંબો સમય રહેતી નથી. એ દશામાં પ્રવેશ થયા પછી અન્ય સમયમાં મનુષ્ય કાં તો સ્વાપમાં પ્રવેશી જાય છે અથવા તો વિક્ષેપ વધે છે તો જાગ્રત્‌ થઇ જાય છે. તેથી પ્રયોગમાટે આ દશાકરતાં પણ હીપનોટિઝમની અર્ધજાગ્રત વિશેષ અનુકૂળ છે. એ દશામાં વિવિધ મનુષ્યોએ પ્રયોગો કરી જોયા છે અને તેમાં સર્વને પ્રાયશઃ આપ્રમાણે જણાયું છે એવું તેમના પ્રકટ થયેલા લેખોથી પ્રસિદ્ધ થયું છે.—હીપનોટિઝમના પાત્ર થયેલાને કહેવામાં આવે છે કે તું શ્વાન છે તો એ દ્યાતનને એ તરત જ ગ્રહણ કરે છે અને કૂતરાની ચેષ્ટા કરવા માંડે છે; એને કહેવામાં આવે છે કે તું સાર્વભૌમ રાજા છે અથવા પાર્લામેન્ટમાં ભાષણ કરવા ઉભો છે તો સર્વને આશ્ચર્ય થાય તેવી રીતે રાજાની માફક એ વર્તે છે અને ભરસભામાં રાજકીય વિષયપર ભાષણ કરવા માંડે છે. જો એને જણાવવામાં આવે છે કે તું દેવસભાની મધ્યે બેઠો છે અથવા ભૂતની સભામાં બેઠો છે તો એ તતકાલ દેવોને નમસ્કારાદિ કરવા માંડે છે અને ભૂતોથી ભય પામે છે અથવા જુગુપ્સાવૃત્તિથી તેમના પ્રતિ જુએ છે. એને જલનો પ્યાલો આપી “ આ સુરા તું પી જા ” એમ કહેવામાં આવે છે તો એ જલપાનથી એ મત્તજેવો બની રહે છે એટલું જ નહિ પણ સુરાનો ગ્લાસ એને પીવામાં આપતાં કહેવામાં આવે છે કે આ સુરાના ઘેનને ઉતારનાર છે તો એ મત્ત થયેલો હોય છે અને તે ઉપરાંત સુરા એને આપવામાં આવે છે છતાં એનો મદ એ સુરાપાનથી ઉતરી જાય છે. એને કહેવામાં આવે છે કે તને સખત જ્વર આવેલો છે તો તતકાલ એની નાડી વેગથી ચાલવા માંડે છે, એનું મુખ લાલ, તાવના ઉભરાવાળું થાય છે, અને એના શરીરની ગરમી વધવા માંડે છે. આ જ પ્રમાણે વિરોધી સૂચન કરવાથી જ્વરગ્રસ્તનો જ્વર પણ એ જ રીતે વેગથી શમે છે. સંક્ષેપમાં એ જ કે દ્યાતનથી પાંચે ઇન્દ્રિયોને અસર થઇ શકે છે. પાંચે ઇન્દ્રિયના રૂપ, રસ આદિ વિષયો તેનું પ્રત્યક્ષ ભાન કરાવી શકાય છે એટલું જ નહિ પણ

પચનક્રિયા, શ્વસનક્રિયા અને રુધિરાભિસરણ ક્રિયા પણ દ્યોતનને અધીન એ દશામાં સ્થાપી શકાય છે. આ સર્વ પ્રયોગો કરવા એ એમાં થયેલા પાત્રના સંકલ્પબળના વિઘાતક હોવાથી પાત્ર થનારને હાનિ કરનારા છે છતાં સત્ય જાણવા ખાતર જો કોઇએ કરવા હોય તો તે સહજ પ્રયત્નવડે દ્યોતન માત્રથી હીપનોટિઝમની દશામાં પાત્રને આણી કરવા સ્વતંત્ર છે. છતાં એ સંબંધનું સાહિત્ય જોનારને વિવિધ દેશોમાં ભિન્ન ભિન્ન વિદ્વાન્ સૂક્ષ્મનિરીક્ષક મનુષ્યોએ કરેલા આવા અસંખ્ય પ્રયોગો જાણવામાં આવ્યા વિના રહે તેમ નથી તેથી આ વિષયમાં શંકાને લેશ પણ અવકાશ રહેતો નથી. આ સર્વ પ્રયોગો ઉપર સૂચવેલો સિદ્ધાન્ત સ્થાપન કરે છે કે આંતર મન દ્યોતનને અધીન વર્તે છે. જે પ્રકારનું દ્યોતન કરવામાં આવે છે તે પ્રકારનું દ્યોતન એ આંતર મન ઉપાડી લે છે અને તદનુસાર પ્રવૃત્ત થાય છે અને જેમ પ્રત્યાહાર સાધનારની ઇન્દ્રિયો તેના મનને અનુસરે છે તે પ્રમાણે એ આંતર મનને એ મનુષ્યોની ઇન્દ્રિયો તથા એનું શરીરયંત્ર પણ અનુસરે છે.

(અપૂર્ણ)

---

# सुखसाधक विद्या.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૨૩ થી)

## (૭)

### ભાવના.

તમારા સામર્થ્યના સંબંધમાં તમારી ભાવના કેવા પ્રકારની છે? તમારા સંબંધમાં જ્યારે જ્યારે તમે વિચાર કરો છો, અથવા જ્યારે જ્યારે કંઇ કહો છો ત્યારે તમે સમર્થ પુરૂષ છો, એવો સ્વભાવથી જ વિચાર કરો છો, અને બોલો છો ખરા? જો તમે એમ નથી કરતાં તો સમર્થ પુરૂષ થવાની તમે કેવી રીતે આશા રાખી શકો છો?

જેણે જેવા થવું છે, તેણે પોતાને તેવા અંતઃકરણથી માનવાની અને કહેવાની અનિવાર્ય અગત્ય છે. રોગી જ્યાંસુધી પોતાને અંતઃકરણથી રોગી માન્યા કરે છે, અને કથ્યા કરે છે, ત્યાંસુધી તે રોગમુક્ત થતો નથી.

પોતાના સંબંધમાં ઉંચો અભિપ્રાય ન બાંધવાનું અને અયોગ્ય વિનય ધરવાનું આપણને ખોટું શિક્ષણ આપવામાં આવ્યું છે. વાણીમાં અને કૃતિમાં પોતાને હલકો માનવો અને જણાવવો, આગળ ન ધસતાં પાછળ રહેવું, અને આત્મશ્રદ્ધાને દર્શાવતાં પણ દૂર રહેવું, એ પ્રકારનું વર્તન લોકોમાં પ્રશંસાપાત્ર મનાય છે. હું કંઇ જ નથી એમ સમજવાનું, મોટા બેઠા હોય ત્યાં મૌનને ધરવાનું, અને પોતાની કોડીજેટલી પણ કિંમત ન ગણવાનું બાળકોને શિખવવામાં આવ્યું હોય છે. યુવાનોને પણ બાળકોના જેવું જ વર્તન રાખવાનો ઉપદેશ હોય છે. જે મનુષ્ય બહુ આગળ પડે છે, તેને અવિનયી અને ઉદ્ધત ગણવામાં આવે છે; અને જે પોતાના સામર્થ્યમાં અવિશ્વાસ દર્શાવે છે, આગળ પડતાં ભય ધરે છે, અને પોતાને તૃણના જેવો હલકો લેખે છે, તે અત્યંત નમ્ર અને વિવેકી લેખાય છે. આ પ્રકારના વર્તનને ઉત્કૃષ્ટ માનવું, અને મનાવવું, એના જેવું મનુષ્યને હાનિકારક બીજું કંઇ નથી. આવા વિચારો જે પુરૂષના અંતઃકરણમાં સત્યરૂપે સ્થિર થાય છે, તે પુરૂષની ઉન્નતિનાં દ્વાર બંધ થાય છે. કારણ

કે પોતાના સામર્થ્યમાં અવિશ્વાસની ભાવના બંધાવી, એ આપણી ઉચ્ચાભિલાષાઓનાં મૂળમાં કુહાડાના ઘા કરવા તુલ્ય છે.

તું આળસુ છે, ઢોઠ છે, ટાટો પથરો છે, તને હજાર વાર સમજાવતાં છતાં પણ તારા મગજમાં કશું જ ઉતરતું નથી, અથવા તું ગણિતમાં છેક જ લોથાર છે, એવાં એવાં વચનો માબાપ તથા શિક્ષકોતરફથી અખંડ સાંભળનાર કોઇ બાળકનું ઉદાહરણ લો. આ વચનો તેણે એટલી બધી વાર સાંભળ્યાં હોય છે કે તે સાચાં છે, એવું તેને દૃઢ થઇ ગયું હોય છે. અને તદનુસાર પોતાના સંબંધમાં તે પ્રકારની તેને ભાવના બંધાઈ ગઈ હોય છે. નિશાળમાં શિક્ષક પાટીયાઉપર એક હિસાબ લખે છે, અને તે ગણી લાવવા તેને કહે છે. તેને જોતાં જ તે મને આવડવાનો નથી, એવો વિચાર તેને સ્ફુરે છે, અને તેથી તે તેને પોતાની સ્લેટમાં ભાગ્યે જ પૂરો ઉતારી લે છે. તે પોતાના મનસાથે નિઃશ્વાસ નાંખી બોલે છે, 'હું ગણિતમાં ઘણો કાચો છું. મને આવો અઘરો હિસાબ આવડવાનો નથી, તો પછી તેને ઉતારી લેવાની નકામી મહેનત લેવાનું શું કારણ?' આ પ્રકારના વિચારથી તે હિસાબને ઉતારી લેતો નથી, અને કદાચ શિક્ષકના ભયથી ઉતારી લે છે, તો ગણવાનો શ્રમ લેતો નથી. અને તે હોય છે, તેવો ને તેવો હિસાબમાં કાચો રહે છે, કારણ કે તેને પોતાના સામર્થ્યમાં જોઇએ તેટલી શ્રદ્ધા નથી, અને શ્રદ્ધા ન હોવાથી તે જેવો પ્રયત્ન કરવો જોઇએ તેવો પ્રયત્ન કરતો નથી. કદાચ તે પ્રયત્ન કરે છે, તો તેનો પ્રયત્ન ઉપરચોટીયો તથા અપૂર્ણ હોય છે; કારણ કે અંતરના ઉંડા ભાગમાં તેને એવું ભાન હોય છે કે મને આ હિસાબ આવડવાનો નથી, અને આ પ્રકારના ભાનને લીધે તેનું આન્તર મન લેશ પણ પ્રયત્નશીલ થતું નથી. આપણે સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ કે અંતરમાં જ્યારે શ્રદ્ધા હોય છે ત્યારે જ આન્તર મન પ્રવૃત્તિ કરે છે; અંતરમાં અશ્રદ્ધા હોય છે ત્યારે તે કદી પણ ક્રિયાશીલ થતું નથી.

આંતર મનમાં રહેલા સામર્થ્યને બહાર કાઢવાને જો તે બાળક શક્તિમાન્ થાય છે તો સુગમતાથી તે હિસાબને તે ગણી શકે; કારણ કે આંતર મનમાં સર્વ પ્રકારના સામર્થ્યોનાં, સર્વ પ્રકારની બુદ્ધિનાં અને સર્વ પ્રકારના સંભવોનાં બીજકો રહેલાં છે. તે બાળકનું આંતર મન સંપૂર્ણ ક્રિયાશીલ થાય એમ કરો, અને કોઇ મહાગણિતશાસ્ત્રીના જેવું જ અદ્દભુત સામર્થ્ય તે દર્શાવશે. કારણકે મહા ગણિતશાસ્ત્રીમાં જે બુદ્ધિ છે તે બુદ્ધિ બાળકના આંતર મનમાં છે. પરંતુ, મને આવડવાનું નથી, ' 'હું ઢોઠ છું! એ પ્રકારના પુનઃ પુનઃ કરવામાં આવતા ઘોતનના અથવા ભાવનાના સંસ્કારોથી તેનું આંતર મન ભરી નાંખવામાં આવ્યું છે, અને તેથી જેને તે અશક્ય માને છે, તેને કરવાનો તે કદી પણ પ્રયત્ન કરતું નથી. આથી પ્રત્યેક બુદ્ધિમાન્‌ને સ્પષ્ટ થયા વિના નહિ જ રહે કે બાળકની આત્મશ્રદ્ધાને તોડી નાંખવાથી ભવિષ્યમાં તેની ઉન્નતિના સંભવોનો કેવો વિનાશ કરી નાંખવામાં આવે છે, અને તેના મનનો અસંત મહત્ત્વનો ભાગ જે આંતર મન, તેના ઉપયોગમાંથી તેને કેવો દૂર રાખવામાં આવે છે.

તમારા પુત્રને શીખવો કે ભાઇ! આ જગતમાં તારાથી ન થઇ શકે એવું કશું જ નથી. તેને નિશ્ચયપૂર્વક કહો કે જે શાખામાં તું તારી વૃત્તિ નાંખીશ તે શાખામાં તું સર્વોત્કૃષ્ટ થવા ધારીશ તો થઇ શકવા સમર્થ છે. તેને કહો કે આ જગતમાં એક જ જ્ઞાન અથવા પ્રજ્ઞા છે, અને તે તું પોતે જ છે. જે સઘળું જ્ઞેય અર્થાત્ જાણવા યોગ્ય છે, તે સઘળું તું જાણી શકે એમ છે; અને જે સઘળું સાધ્ય અર્થાત્ સાધી શકાય એવું છે તે

સઘળું તું સાધી શકે એમ છે. વળી તેને બોધ આપો કે ભાઇ! તું જ એકલો આ પ્રકારે સઘળું જ જાણવા અને સઘળું જ કરવા સમર્થ છે, એમ નથી, પરંતુ પ્રત્યેક છોકરો કે છોકરી આ પ્રકારે સઘળું જ જાણવા અને સઘળું જ કરવા સમર્થ છે. આ પ્રકારના બોધથી તે અભિમાની અને પતરાજખોર થતો અટકશે. અભિમાની પુરુષ તે છે કે જે પોતાને બીજાઓના કરતાં ચઢીયાતો ગણે છે. વાસ્તવિક નમ્ર અને નિરભિમાન પુરુષ તે છે કે જે પોતાને ઉત્કૃષ્ટ માને છે, અને કહે છે, તથા તે જ સમયે બીજાઓને પણ પોતાના જેવા જ ઉત્કૃષ્ટ અને સારા માને છે, તથા કહે છે. **आत्मवत् सर्व भूतेषु** પ્રાણિમાત્રને પોતાના આત્મરૂપ જાણવાનો શાસ્ત્રનો જે ઉપદેશ છે, તે આ જ અર્થનું સૂચન કરે છે. પોતાને બ્રહ્મજેવા જ મહાન્ માનો, અને પ્રાણિમાત્રને પણ બ્રહ્મજેવા જ મહાન્ માનો. પોતાને મોટા અને બીજાઓને તુચ્છ જેઓ માને છે, તેઓ યથાર્થ બ્રહ્મદર્શી નથી. તમે તમારા પોતાના માટે ઉચ્ચ અભિપ્રાય બાંધો, અને ઉદાર ચિત્તથી બીજાઓને માટે પણ તેવો જ અભિપ્રાય બાંધો. આનું જ નામ ભ્રાતૃભાવ છે; આનું જ નામ પ્રાણિમાત્ર પ્રતિ પ્રેમભાવના છે. પોતાના જેવા જ બીજાઓને ઉત્તમ સ્વીકારવા, એ વિના પ્રાણિમાત્ર ઉપર પ્રેમ કરવાનો અન્ય કોઇ યથાર્થ માર્ગ જાણવામાં નથી.

ઉપર આપેલા બાળકના દૃષ્ટાંતથી ભાવનાના વિષયનું અત્યંત મહત્ત્વ તમારા લક્ષમાં તત્કાળ આવશે. જો તમારા જીવનમાં તમારે વિજય જ પ્રાપ્ત કરવો છે તો પછી જે સામર્થ્ય તમારામાં છે તે સામર્થ્યને તમારા ધારેલા ઉદ્યોગમાં યોજવાથી જ તમે તે પ્રાપ્ત કરી શકવાના. જો તમારે ઉદયને પ્રાપ્ત કરવો છે તો પછી તમારામાં રહેલી શક્તિઓને ક્રિયામાં જોડવાથી જ તમે તે પ્રાપ્ત કરી શકવાના. અને જો તમારી તમારા પોતાના સંબંધની ભાવના લોકો જેને 'નમ્રતા' અથવા 'નિરભિમાન' કહે છે, તેવા પ્રકારની હશે,—અર્થાત્ તમને તમારા પોતાના બળમાં અવિશ્વાસ હશે, અને તમે તમને પોતાને હું કશી જ ગણત્રીમાં નથી એમ માનતા હશો—તો જે અસાધારણ સામર્થ્ય તમારામાં રહેલું છે, તેને તમે તમારા કામમાં જોડી શકવાના નહિ; અને કદાચ જોડશો તો બહુ જ અલ્પ અંશમાં અને અયોગ્ય રીતે જ જોડશો. હું અયોગ્ય છું, એ પ્રકારની ભાવનાથી જો તમે પ્રયત્ન કરશો તો અયોગ્યતાના વિચારના સંસ્કાર તમે તમારા આંતર મનઉપર પાડવાના; અને એક વાર તમારી અયોગ્યતાનો સંસ્કાર તમારા આંતર મનઉપર દૃઢપણે પડ્યો કે પછી તમારું આંતર મન અયોગ્યપણે કાર્ય કરવામાં જેટલા અને જેવા બળની તમને અગત્ય હશે, તેટલું જ અને તેવું જ બળ માત્ર તમને આપશે.

આત્મબળમાં અશ્રદ્ધા ધરવાથી થતી હાનિ આટલા ઉપરથી તમને સુસ્પષ્ટ થશે. પોતાના સામર્થ્યમાં શંકાવાળી, અશ્રદ્ધા ધરનારી, તથા 'નિરભિમાનતા'ને સૂચવનારી ભાવનાજેવું બળનો નાશ કરનારું બીજું કશું જ નથી. 'મારી સામાન્ય મતિવડે, અથવા મારી બાળક બુદ્ધિવડે, મારાથી બનશે તેટલું સારું આ કામ હું કરીશ,' એવા ભાવનાં વચનો બોલવાં, એ તમારા પોતાના બુદ્ધિસામર્થ્યઉપર પ્રાણઘાતક પ્રહાર કરવાતુલ્ય છે. તમારી સામાન્ય મતિને માટે અથવા બાળકબુદ્ધિને માટે જો તમે નિરંતર વચનો ઉચ્ચાર્યાં કરશો તો પરિણામ એ આવવાનો કે બાળકના કરતાં વધારે બુદ્ધિ દર્શાવવાને તમે સમર્થ નહિ રહેવાના. 'હું બહુ જ્ઞાનવાન્ અથવા વિદ્વાન્ હોવાનો દાવો કરતો નથી,' એમ બોલવું, એ સમગ્ર જ્ઞાન-

મંદિરનાં દ્વાર તમારે માટે બંધ કરી દેવા બરાબર છે. 'તમે મારા કરતાં આ વિષયમાં વધારે સારું જ્ઞાન ધરાવો છો' એમ બોલવાથી તમે તમારા પોતાના માટે નિકૃષ્ટતાની ભાવના બાંધો છો, અને તમે જેવી ભાવના બાંધો છો તેવા જ તમે અલ્પ સમયમાં થાઓ છો; અને જ્યાં સુધી તમારી તેવી ભાવના રહે છે, ત્યાં સુધી તમે તેવા જ રહો છો. કોઈ પણ પ્રકારના બળમાં અથવા બુદ્ધિમાં પોતાને માટે નિકૃષ્ટતાની ભાવના બાંધવી, એ તે પ્રકારના બળને તથા બુદ્ધિને દર્શાવવામાં તમને અસમર્થ કરનાર છે. 'કવિતા જોડવામાં મારી બુદ્ધિ ચાલતી નથી,' અથવા 'ભાષણ કરવાની મારામાં બુદ્ધિ નથી', એ પ્રકારનાં વચનો બોલવાથી જ્યારે તમે કવિતા જોડવા બેસો છો, અથવા ભાષણ કરવા ઉભા થાઓ છો, ત્યારે તમને આંતર મનમાંથી કવિતા જોડવાનું અથવા ભાષણ કરવાનું બળ પ્રાપ્ત થતું નથી.

તમારે તમારી નિકૃષ્ટતા કથન કરવાની નથી,' એ ઉપરથી એવો ભાવ ગ્રહણ કરવાનો નથી કે તમારે જ્યાં જવું ત્યાં તમારી ઉત્કૃષ્ટતાનાં તતુડાં વગાડ્યાં કરવાં, અને ઉદ્ધત આત્મશ્લાઘી, અથવા પોતાના જ જશ ગા ગા કરનારા થવું. જેવા તમે તમને પોતાને ગણવા ઇચ્છો છો, તેવા જ બીજાઓને ગણવા જેવા સરળ સ્વભાવના જો તમે થશો તો ઉદ્ધત થયા વિના પણ તમે તમને પોતાને તમારી ઇચ્છાનુસાર ઉત્કૃષ્ટ ગણી શકશો. પોતાની ઉત્કૃષ્ટતાને કથન કરનાર મનુષ્ય ત્યારે જ આત્મશ્લાઘી અથવા ફીસીયારીખોર ગણાય છે કે જ્યારે તે બીજાઓને પોતાનાથી ઉતરતા ગણીને પોતાની ફીસીયારી હાંકે છે. આપવડાઇનું ખરું તત્ત્વ વિચારીએ તો તે આ છે, અને તે એ કે જ્યારે તમે તમારી બડાઈ હાંકો છો, ત્યારે ગર્ભિત રીતે બીજાઓ હલકા છે, એમ સૂચવો છો. તમે જે સમયે જેટલી તમારી શ્લાઘા કરો છો, તે સમયે તેટલી જ બીજાની શ્લાઘા કરો છો, તો આત્મશ્લાઘા કરવાથી તમે તમારી બડાઇ હાંકો છો, અથવા તમે મિથ્યા પતરાજી કરો છો, એમ જરા પણ નીકળતું નથી. તમારી અને બીજાની સરખામણી કર્યા વિના તમે તમારામાં રહેલા અસાધારણ સામર્થ્યને, બુદ્ધિને, અને મહત્ત્વને જાણી શકો એમ છે.

ત્યારે આ ઉપરથી એ સિદ્ધ થયું કે યથાર્થ ભાવના, એ પોતાના સામર્થ્યમાં અચલ શ્રદ્ધા ધરવી, એ છે; અને પોતાના અસંદિગ્ધ સામર્થ્યવિષે અચલ શ્રદ્ધાથી બોલવું, એ પોતાના સંબંધનું યથાર્થ કથન છે. એક તણખલાના બે કકડા કરવાનું મારામાં સામર્થ્ય છે, એવું અભિમાનપૂર્વક તમે કદી બોલતા નથી; એ એવું સાધારણ અને સરળ કાર્ય છે કે એક બાળક પણ તેમ કરવા સમર્થ છે, એમ તમે નિશ્ચયપૂર્વક જાણો છો. આ જ પ્રકારે વ્યવહારમાં જે જે કામ તમે કરો, તે તે કામમાં બોલતાં શીખો. જેમ તણખલાના બે કકડા કરવાનું બાળકનામાં સામર્થ્ય છે, તે જ પ્રમાણે જે કંઇ કામ તમારે કરવાનું હોય તે કરવાનું મારામાં સામર્થ્ય છે, એવા અચલ વિશ્વાસપૂર્વક તે કામ કરવા માંડો. આમ કરવું, એમાં લેશ પણ પતરાજી અથવા મિથ્યાભિમાન નથી. તમારા પોતાના સામર્થ્યમાં અચલ દૃઢ વિશ્વાસ, એ સદ્‌ગુણને જ તમારે કેળવવાનો છે; એ ભાવનાને જ તમારે તમારા અંતઃકરણમાં સ્થિર કરવાની છે. તમારામાં કાર્યો કરવાનું સામર્થ્ય છે, એ વાર્તા કેવળ સત્ય છે; પણ તે સંબંધી મિથ્યા આત્મશ્લાઘા કરવાનું પ્રયોજન શું ? બીજા બધામાં પણ તમારા જેવું જ કાર્યો કરવાનું સામર્થ્ય છે.

અને કોઇ કામ, કોઇ બીજા માણસકરતાં તમે જરા વધારે સારૂં કરી શકતા હો—અથવા ઘણું જ સારૂં કરી શકતા હો—તોપણ તેમાં તમારે ફુલાઈ જવાનું કશું જ કારણ નથી. તે માત્ર એટલું જ દર્શાવે છે કે કોઇ બીજા માણસકરતાં તમે અમુક માનસિક શક્તિઓને વધારે કેળવી છે. તે બીજા માણસમાં પણ તે શક્તિઓ છે, પણ તેઓ હજી કેળવાઇ નથી. તેણે પોતાની શક્તિઓને બીજી દિશામાં કેળવી છે. રામમૂર્તિને કે સેન્ડોને કે મેક્સ અંગરને તમારા કરતાં ઘણા મોટા સ્નાયુ છે; પણ તેથી તેમણે કંઇ ફુલાવાનું નથી. તેઓએ સ્નાયુઓને બળવાન્ કરવાને જેટલો સમય ગાળ્યો છે, તેટલો તમે ગાળ્યો નથી. તમારા મગજના કેટલાક વિભાગો, રામમૂર્તિના કે સેન્ડોના મગજના તે જ વિભાગોકરતાં વધારે ક્રિયાશીલ છે; પણ તેટલા ઉપરથી રામમૂર્તિથી તમે ચઢીયાતા છો, એમ માનવાનું તમારે કશું જ કારણ નથી. કુંભારને ચાકડાઉપરથી કોડીયું ઉતારતાં આવડે છે, અને તમને નથી આવડતું, અથવા તમને લખતાં વાંચતાં આવડે છે અને કુંભારને નથી આવડતું, માટે કુંભાર તમારા કરતાં ચઢીયાતો છે, અથવા તમે કુંભારકરતાં ચઢીયાતા છો, એવું કશું જ નથી. કુંભારની કળાને હસ્તગત કરવા તમે તમારા મગજને શ્રમ નથી આપ્યો, અને કુંભારે વિદ્યાભ્યાસ કરવાનો પોતાના મગજને પરિશ્રમ નથી આપ્યો, એ કારણથી જ તમને કોડીયું કરતાં આવડતું નથી, અને કુંભારને લખતાંવાંચતાં આવડતું નથી. જે મનુષ્ય મગજના જે વિભાગને કેળવે છે, તે મનુષ્યની તે વિભાગમાં રહેલી માનસિક શક્તિઓ ખીલી નીકળે છે. એક જ લાકડાની ખુરશી અને મેજ બનાવવાથી મેજને કે ખુરશીને ફુલાઈ જવાનું કે પોતાનાથી બીજાને હલકા માનવાનું કશું જ પ્રયોજન નથી. તમે તમારી કેટલીક માનસિક શક્તિઓને પરિશ્રમથી અધિક કેળવવાથી આજે મહાવિદ્વાન્ ગણાઓ છો, પરંતુ તેથી જેમ કઠિયારાને લાકડાં ચીરીને પોતાના હાથના અને પેટના સ્નાયુઓને તમારાથી અત્યંત બળવાન્ કરવાથી, તમારા કરતાં ચઢીયાતા માનવાનું કશું જ કારણ નથી, તેમ તમને કઠિયારા કરતાં પોતાને ચઢીયાતા માનવાનું કશું જ કારણ નથી. તમે બંને એક જ કારણમાંથી—એક જ્ઞાનસ્વરૂપ પરમાત્મામાંથી—પ્રકટેલાં રૂપો છો. પરમાત્માનું કાર્ય તમે જેવા સારા છો, તેવો જ કઠિયારો પણ સારો છે.

તેથી લોકપ્રચલિત સભ્યતા અથવા નિરભિમાનતાનું અત્યંત હાનિકારક પાપ કરતાં સર્વદા ચેતતા રહેજો. સર્વોત્કૃષ્ટ અભ્યુદયની તે સર્વદા વિઘાતક છે. તે જ પ્રમાણે મિથ્યાભિમાન અથવા ખોટી શીસીયારીના પાપથી પણ દૂર રહેજો. તમારી કલ્પના પહોંચે ત્યાંસુધીનું સામર્થ્ય અને બુદ્ધિ તમારામાં છે, એવું માનજો, અને બીજા સર્વેનામાં પણ તેટલું જ છે, એવું સરળ અંતઃકરણથી સ્વીકારતાં કદી અચકાતા ના.

(અપૂર્ણ.)

---

## કષ્ટકારક પ્રાપ્ત સ્થિતિમાંથી શી રીતે મુક્ત થવું ?

ઘણાને નોકરી અથવા ધંધામાં અત્યંત વૈતરૂં કરવાનું હોય છે, અને તેઓ તેનાથી છૂટવાને માટે નિરંતર પોકારો પાડ્યા કરે છે. આવી કષ્ટકારક સ્થિતિમાંથી છૂટવાનું પ્રથમ પગથીયું, જે નોકરી અથવા ધંધો આપણને પ્રાપ્ત હોય તેના તરફની પ્રતિકૂળ બુદ્ધિ

સમજવી, અને તેમાં પ્રેમ ધરવો, એ છે. નોકરીમાં જણાતા ભારે શ્રમને આનંદરૂપ માનવો, અને વચમાં જે કંઇ સમય મળે તેમાં વધારે સારા કામની યોગ્યતા મેળવવી અર્થાત્ આપણી માનસિક શક્તિઓને કેળવવી, એ કષ્ટકારક સ્થિતિમાંથી છૂટવાનો એક જ માર્ગ છે.

એક મનુષ્ય વિશ વર્ષથી ટપાલ ખાતામાં સિપાઇનું કામ કરે છે. તે સવારમાં ઉઠે છે ત્યારથી નોકરીમાં જોડાય છે. બપોરે બે કલાક જમવા વગેરે માટે મળે તે જ નિવૃત્તિના. પાછા ત્રણ વાગતાથી નોકરીમાં જોડાય છે, તે રાત્રિના આઠ અથવા નવ વાગતાસુધી સખ્ત કામ કરે છે. તે કામ ઉત્તમ પ્રકારનું કરે છે, ઉપરીઓ તેનાથી સંતુષ્ટ છે, પરંતુ હજી તે છે તેવો ને તેવો પોસ્ટમેન રહ્યો છે. બીજાં સો વર્ષ જીવે તોપણ તે તેવો ને તેવો જ રહેવાનો. તેની ઉન્નતિ થઇ નથી, અને તેનું ગદ્ધાવૈતરું છૂટ્યું નથી. શાથી ? કારણ કે જે સમયે તે નોકરી કરે છે, તે સમયે નોકરીઉપર તે ભારે કંટાળો દર્શાવે છે, અને જે કંઇ થોડો સમય પણ તેને મળે છે, તે સમયમાં વધારે સારા કામની પોતાનામાં યોગ્યતા આવે, એટલા માટે પોતાની માનસિક શક્તિઓને કેળવતો નથી. પોસ્ટની નોકરીવિના બીજું કશું જ તે કરી શકતો નથી, અને તેને હજાર વર્ષનું આયુષ્ મળે તોપણ ઘાંચીના બળદની પેઠે પોતે બાંધેલી સાંકડી મર્યાદામાં, અર્થાત્ પોસ્ટની નોકરી કરવાના કામમાં જ તે પોતાના મનને બાંધી રાખવાનો.

તમને ત્રાસ આપનારા કોઇ પણ કામથી જો તમારે છૂટવું હોય તો તમારે તે કામના ઉપર પ્રેમ કરતાં શીખવું જોઇએ એટલું જ નહિ પણ તે કામથી ચઢીયાતા કોઈ બીજા કામની યોગ્યતા મેળવવાને તમારે પ્રયત્ન કરવો જોઇએ. તમારું કર્તવ્ય તમારા લક્ષમાં આવે છે કે ? બડબડાટ કરવાથી કે નિસાસા નાંખવાથી પ્રાપ્ત કષ્ટકારક સ્થિતિથી મુક્ત થવાતું નથી, પણ તેનો આનંદથી ભોગ લેવાથી તથા અવકાશના સમયમાં વધારે સુખદ સ્થિતિમાટેની યોગ્યતા પ્રાપ્ત કરવાથી તેનાથી મુક્ત થવાય છે. પ્રારબ્ધનો ભોગથી ક્ષય થતો કહેવામાં આવે છે, તેનો અર્થ આ છે. દુઃખ આપનાર પ્રારબ્ધને જો તમે આનંદથી નહિ ભોગવો, અને ભોગકાળે નવાં શુભ કર્મો નહિ કરો, પણ બડબડાટ અને ફડફડાટ કર્યા કરશો તો તમારું એ નવું અયોગ્ય કર્મ, તમારા દુઃખદ પ્રારબ્ધને સ્થિર જ રાખી રહેવાનું.

---

## मूल्यवान् विचारो.

—જે મનુષ્ય પોતાના મનના, હૃદયના અને આત્માના સઘળા બળથી શુભની અને કેવળ શુભની જ ઇચ્છા કર્યા કરે છે, તેનું શુભ અથવા કલ્યાણ કરવા વિશ્વની સમગ્ર ચરઅચર વસ્તુઓ પ્રવૃત્તિ કરે છે.

—મનુષ્ય જે વસ્તુનો સઉથી અધિક વિચાર કરે છે, તે વસ્તુના જેવું જ તેનું શરીર, વિચાર, વાણી તથા વર્તન ધીરે ધીરે થાય છે.

—જે વસ્તુના ઉપર આપણો સઉથી અધિક પ્રેમ હોય છે, તેનું જ આપણે સઉથી અધિક ચિંતન કરીએ છીએ. કોઇ પણ વસ્તુમાં રહેલા વાસ્તવિક તત્ત્વનો જો આપણે એટલા બધા ઉંડા ઉતરીને વિચાર કરીએ કે તેના તત્ત્વનું આપણા આત્માને ભાન થાય તો તે વસ્તુઉપર પ્રેમ કરવાનો આપણે આપણા મનને અભ્યાસ પાડી શકીએ.

—જેમ જેમ મનમાં શાંતિ, અવિરોધ, અને આનંદની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ શરીરમાં આરોગ્ય, બળ અને વીર્યની વૃદ્ધિ થતી જાય છે.
—શુભ શુભ છે, એવો વિચાર કરવાથી શુભમાં રહેલા કલ્યાણકારક ગુણની તમે વૃદ્ધિ કરો છો. શુભ અશુભ છે, એવો વિચાર કરવાથી શુભમાં રહેલા કલ્યાણકારક ગુણને તમે ઓછો કરો છો.
—અશુભ અશુભ છે, એવો વિચાર કરવાથી અશુભમાં રહેલા હાનિકારક ધર્મની તમે વૃદ્ધિ કરો છો. અશુભ શુભ છે એવો વિચાર કરવાથી અશુભમાં રહેલા હાનિકારક ધર્મને તમે ઓછો કરો છે.
—બહાર નીકળવાનો માર્ગ વૃદ્ધિને પામવું એ છે. જેની જરૂર નથી તેનાથી છૂટવાનો માર્ગ એ છે કે જેની જરૂર છે, તેનું અંતઃકરણમાં પૂર્ણ ભાન કરવું.
—મનુષ્યનું ભાવિ, વર્તમાન કાળમાં તેણે કરેલાં કર્મોનું એકંદર ફળ છે.
—આંતર મનમાં ચાલતી પ્રત્યેક ક્રિયા શરીરમાં અમુક પ્રકારનું ફળ પ્રકટાવે છે.
—જે મનુષ્ય પોતાનામાં કાર્ય કરવાનું સામર્થ્ય છે એમ માને છે, તે મનુષ્ય કાર્ય કરનાર સામર્થ્યની પોતાનામાં વૃદ્ધિ કરે છે.
—દુઃખ આવવાની જ્યારે આપણે વાટ જોયા કરીએ છીએ ત્યારે આપણે આપણી માનસિક શક્તિઓને અયોગ્ય માર્ગે પ્રવૃત્તિ કરવાના સ્વભાવવાળી કરીએ છીએ. જ્યારે આપણે શુભ થવાની જ સર્વદા વાટ જોયા કરીએ છીએ ત્યારે આપણે આપણી માનસિક શક્તિઓને ન્યાયમાર્ગે જ પ્રવૃત્તિ કરવાના અધિક અધિક બળવાન્ સ્વભાવવાળી કરીએ છીએ.
—મનની પ્રસન્નતાવાળી સ્થિતિમાં જ અત્યંત સ્વચ્છ અને અત્યંત ઉત્તમ વિચારો પ્રકટે છે.
—આપણી ઇચ્છાના વિષયનો યથાર્થ નિર્ણય કરીને પછી જ્યારે આપણે તે ઇચ્છાનું તીવ્રતાથી નિરંતર રટણ કર્યા કરીએ છીએ ત્યારે તે ઇચ્છાને સિદ્ધ કરાવનાર સામર્થ્ય, તે ઇચ્છાની સિદ્ધિ થાય છે ત્યાં સુધી આપણામાં ભરાતું જ જાય છે.
—જે ઉચ્ચ પદ તમે પ્રાપ્ત કરવા ધાર્યું હોય તે ઉચ્ચ પદથી તમે અભિન્ન છો, એવો નિરંતર વિચાર કર્યા કરજો, અને તમારી ધારણાને સમય જતાં તમે સફળ થયેલી જોશો.
—જેમ અધિકની આપણે આશા રાખીએ છીએ, તેમ અધિક આપણને મળે છે. આથી આપણી અભિલાષાઓઉપર અંકુશ ન મૂકતાં, ત્રિભુવનના સામ્રાજ્યની અથવા દશ્ય પ્રપંચના સામ્રાજ્યની આપણે આશા રાખ્યા જ કરવી જોઇએ.

---

# कदी हिंमत न त्यजो.

વિપત્તિ આવે અથવા આવવાનો સંભવ જણાય ત્યારે મનુષ્યોનો મોટો ભાગ તે સંબંધમાં હાયવરાળ કરવી, હવે શું થશે, એ ભયથી પ્રજ્જ્વ્યા કરવું, દુઃખદ પરિણામનાં અનુમાનથી ભયનાં કલ્પિત ચિત્રોને પોતાની આજુબાજુ જોયા કરવાં, રાત્રે નિરાંતે ઉંઘવું નહિ, અને જેમ બને તેમ અધિક સમય ફિકર અને ચિંતામાં નિસાસા નાંખતા ગાળ્યા કરવો, એને જ અગત્યનું અને ડહાપણભરેલું ગણે છે. પણ તેઓ વિસરી જાય છે કે તેમનું આ પ્રકારનું

વર્તન આવેલી અથવા આવનાર વિપત્તિને સ્વલ્પ અંશમાં પણ ટાળે એમ નથી. વસ્તુતઃ આવે પ્રસંગે આ પ્રકારનું વર્તન, એ અત્યંત ખરાબમાં ખરાબ વર્તન છે. એ બળતામાં પાણી નાંખવા બરાબર નથી, પણ તેમાં ઘી હોમવા બરાબર છે; કારણ કે વિપત્તિને આવતી અટકાવવામાં અથવા તેનો પરાભવ કરવામાં જે બળની જરૂર છે, તે બળનો જ આવું વર્તન આપણામાંથી નાશ કરી નાંખે છે. ગમે તેવી વિપત્તિ આવે, ભલે આકાશપાતાળ એક થઇ જાય, ભલે શરીરઉપર એક ફાટયુંતુટયું વસ્ત્ર પણ ન રહે અને જઠરમાં નાંખવાને અન્નનો એક કણ પણ ન રહે, તોપણ જે મનુષ્ય હિંમત હારતો નથી, ઢગલો થઈ જતો નથી, અને ચિંતાથી હાંફલો ફાંફલો બની જતો નથી, તે વિજયને પ્રાપ્ત કરે છે. ચિંતાથી તેના બળનો અને ધાતુઓનો ક્ષય થતો નથી, અને તે બળને યોગ્ય દિશામાં વાળવા જે બુદ્ધિની—જે ચતુરાઇની—જરૂર છે, તેનો પણ તેનામાંથી નાશ થતો નથી. તેની વિચારશક્તિ અને તુલનાશક્તિ સતેજ રહે છે. વિપત્તિના અથવા સંકટના પ્રસંગોમાં મનની ચિંતાવાળી અથવા ભયાકૂલ સ્થિતિ, એ કંઇ શાસ્ત્રવિહિત સ્થિતિ નથી; તેમ જ મનની વ્યગ્રતાવાળી સ્થિતિ અથવા 'ઈશ્વર સઉ સારાં વાનાં કરશે' એવી બાહ્યતઃ ધૈર્યને દર્શાવનારી સ્થિતિ અથવા બેદરકારી એ કંઇ શાસ્ત્રવિહિત સ્થિતિ નથી; પરંતુ કશાથી પણ ભયને ન ધરનારી, સર્વ પ્રકારના સંશય-વિપર્યયવિનાની, ગમે તે થાય તોપણ વિફળતાને ન ધરનારી, અચલ અને પૂર્ણ શ્રદ્ધા તથા વિશ્વાસવાળી, સમયે સમયે શું કર્તવ્ય છે તે જાણનારી તથા તે કર્તવ્યને સાધવાને પોતાને સમર્થ માનનારી જે મનની દૃઢ, સબળ તથા નિશ્ચયાત્મક સ્થિતિ છે, તે જ યથાર્થ શાસ્ત્રવિહિત સ્થિતિ છે. મનની આ પ્રકારની સ્થિતિવાળો પુરુષ ભવિષ્યમાં વિપત્તિ આવવાના અનુમાનથી હાયવરાળ કરી પોતાના બળનો ક્ષય કરતો નથી, તેમ જ નિરાશાના અંધકારમાં તથા વ્યગ્રતામાં ઉંધું માથું ઘાલી, ન કરવાનું કરતો બેશી રહેતો નથી. પરંતુ ઉલટું આવા મનવાળો પુરુષ પોતાના સઘળા બળને ધારેલો વિજય પ્રાપ્ત કરવામાં યોજે છે, અને શ્રદ્ધા, આનંદ તથા ઉત્સાહના પ્રકાશમાં રહે છે, જેથી પ્રત્યેક પ્રસંગે શું કરવું યોગ્ય છે, તેને તે સ્પષ્ટપણે જોઇ શકે છે.

જ્યારે તમને કશું કામ કરવાની જરા પણ વૃત્તિ ન થાય, જ્યારે તમને તમારો ઉત્સાહ ભાગી ગયેલો જણાય, અને દુઃખનું વાદળું તમારા માથાઉપર ઝઝુમી રહેલું તમને ભાસે, ત્યારે નિષ્ફળતાના કાંઠાઉપર જ તમે ઉભા છો, એવું અનુમાન બાંધવાની ભૂલ કરશો નહિ. આવે પ્રસંગે પૂર્ણ વિશ્રાંતિની જ તમને અગત્ય છે. ખુલ્લી હવાવાળાં સ્થળોમાં વિશ્રાંતિને અર્થે જાઓ. તમારા વર્તમાન ઉદ્યોગથી અને નિત્યના રહેવાના સ્થાનથી થોડો સમય દૂર જાઓ; અથવા થોડા કલાક કે જરૂર જણાય તો થોડા દિવસ કોઇ નવા જ કામમાં તમારા મનને નાંખો. કોઇ નવા કામમાં રસપૂર્વક જોડાઓ, અને તેમાં એવા તો તલ્લીન થઇ જાઓ કે તમારા મનની કોઇ બીજી જ શક્તિઓને વ્યાપાર કરવાનું મળે. થોડા જ સમયમાં પાછું તમારામાં નવું ચૈતન્ય આવેલું તમને જણાશે, અને પૂર્વના કરતાં વધારે ઉત્સાહ અને બળથી પાછા તમે તમારા કામમાં યોજાશો. સ્મરણમાં રાખો કે જ્યારે તમારા માથાઉપર કાળું વાદળું ચડી આવ્યું છે, ત્યારે સૂર્યનો કંઈ જગતમાંથી અભાવ થયો હોતો નથી. કાળા વાદળાની મર્યાદામાંથી બહાર નીકળવાનો જ માત્ર પ્રયત્ન કરો.

જ્યારે તમારા સંબંધમાં સઘળું જ તમને નીચે જતું જણાય ત્યારે તમારે ઉંચે ચઢવા

માંડવું. આગ્રહ ધરીને ઉંચે ચઢો, પછી પ્રતિક્ષણ ઉંચે અને વધારે ઉંચે ચઢવાનું જારી રાખો. ઘણા અલ્પ સમયમાં તમારા સંબંધની સઘળી વસ્તુઓ પોતાની નીચે જવાની ગતિને અટકાવીને તમારી પેઠે જ ઉંચે ચઢવા માંડશે; કારણકે જો તમે નીચે ઉતરતા નથી તો વસ્તુઓ તમારા વિના એકલી નીચે રહી શકતી જ નથી. તમે વસ્તુઓના આધાર છો, અને આધારરૂપ તમારા વિના તેઓ ક્યાં ટકી શકે ? અર્થાત્ તમારે તમારા સંબંધનું સઘળું જો ઉર્ધ્વગામી કરવું હોય તો તમે જ ઉર્ધ્વગામી થાઓ, અને અધોગામી કરવું હોય તો અધોગામી થાઓ. તમારા નીચે જવાનો અર્થ આ સ્થળે તમારા મનની નીચી સ્થિતિ કરવી, એવો છે, તથા ઉંચે જવાનો અર્થ તમારા મનની ઉંચી સ્થિતિ કરવી એ છે. તમારી ગમે તેવી પડતી થતી જણાય તોપણ તે ઉપર જરા પણ ધ્યાન ન આપતાં, તમારા મનને ઉંચું અને ઉંચું કર્યાં જ કરો, અને તમારો પડતીવાળો ઉપાધિ ચઢતીવાળો થયેલો તમને સમજાશે. ચઢતી અને પડતીનો આધાર તમારા મનની સ્થિતિઉપર છે, એ કદી વિસરી જ-શો નહિ. મનની ઉંચી અને ઉંચી સ્થિતિ કર્યાં જ કરો. ઉંચા વિષયોમાં જ મનને રમાડ્યા કરો. વિપત્તિકાળે તમારૂં એ જ કર્તવ્ય છે. મનને ઉંચા અને ઉંચા વિષયોમાં રમાડ્યા કર-તાં છતાં પણ તમારી પાસેથી કોઇ વસ્તુઓ જતી રહેતી જણાય તો જાણજો કે તે તમારા સુખનો હેતુ હતી જ નહિ; અને જો તેઓ તમારા સુખનો હેતુ હશે તો ભલે આજે તે તમારી પાસેથી ચાલી ગઈ હશે તોપણ કાલે તે તમારી પાસે પાછી આવ્યાવિના રહેનાર નથી.

---

## દહીંના લાભ.

ચાલુ વર્ષના 'ધી મદ્રાસ સ્ટેન્ડર્ડ' ના તા. ૧૭ મી મેના અંકમાં The Fast cure (ઉપવાસોપચાર) એ નામના વિષયમાં બંગાળાનો એક યુરોપીયન મેડિકલ ઓફીસર જેણે ૭ દિવસના ઉપવાસ કરી, ઉપવાસના લાભનો અનુભવ લીધો છે, તે લખે છે કે:—

જેમને બંધકોશનો વ્યાધિ હોય છે, તેમને ઉપવાસ કરવા ઘણા કઠિન પડે છે. કારણ કે એટલા જળના ઉપયોગથી તેમના મોટા નળમાં રહેલું વિષ તથા જંતુઓ વગેરે બહાર નીકળવાનો પ્રયત્ન કરવામાં મગજઉપર, મૂત્રાશયઉપર તથા ફેફસાંઉપર વિલક્ષણ પ્રકારની અસર કરે છે. આથી ઉપવાસ કરનારમાં જો આ વિલક્ષણતા સહન કરવાનું બળ નથી હોતું તો તે ગભરાઈ જાય છે, અને નિશ્ચયથી ડગીને આરોગ્યને આપનાર ઉપવાસને છોડી દે છે. આવા લોકોએ ઉપવાસના યથેચ્છ લાભ મેળવવાને માટે તેમણે ઉપવાસ કરવા પહેલાં દહીંનો ઉપયોગ કરીને જઠર, મોટો નળ, વગેરે સ્થળે રહેલા વિષનો તથા જંતુઓનો પ્રથમ નાશ કરવો જોઇએ, અને પછી વગરઅડચણે ઉપવાસ કરવા જોઇએ. દહીંના જંતુઓ મોટાં તથા નાનાં આંતરડાંમાં રહેલા અત્યંત દુષ્ટ તથા હાનિકારક જંતુઓનો નાશ કરી નાંખે છે, અને એમ છતાં તેઓ પોતે નિર્દોષ છે, એટલું જ નહિ પરંતુ મનુષ્યોનું અનેક વ્યાધિઓથી રક્ષણ કરે છે. એ હવે સારી રીતે પ્રસિદ્ધ થઇ ચુકયું છે કે દહીંની અ-મ્લતા (lactic acid) માં જે જંતુઓ છે, તે કોલેરા, ટાઇફોઇડ, મરડો અને એવા જ બીજા વ્યાધિમાં જણાનાર જંતુઓના કટ્ટા શત્રુ છે, અને જ્યાં દહીંના જંતુઓ હોય છે, ત્યાં આ રોગના જંતુઓ કદી રહી શકતા નથી. મેં પોતે ત્રણ માસસુધી નિત્ય શેર શેર દહીં ખાધું છે, અને હમણાંથી મારા દરદીઓને મોટાં તથા નાનાં આંતરડાંના વ્યાધિઓમાં બીજા ઉપ-

ચારોસાથે હું દહીં જ આપું છું, અને તેથી મને ઘણો લાભ થતો અનુભવમાં આવ્યો છે. મરડો, અતિસાર, હઠીલો બંધકોશ વગેરે પચનેંદ્રિયના સઘળા વ્યાધિઓમાં જ્યારે દહીંમાં રહેલા નિર્દોષ જંતુઓને, તે તે વ્યાધિવાળાં સ્થળોમાં વસતા દુષ્ટ જંતુઓઉપર ( bacteria ) છોડી મૂકવામાં આવે છે, ત્યારે અવશ્ય લાભ થાય છે. આથી ઉપવાસ કરવા ઇચ્છનારે ઉપવાસ કરવાપૂર્વે થોડા દિવસ નિયમિત રીતે દહીં ખાઇને આ જંતુઓનો નાશ કરવો, અને પછી ઉપવાસ પૂરા કર્યા પછી પણ આહારમાં નિત્ય નિયમિત રીતે દહીંનો ઉપયોગ કર્યા કરવો.

---

# योगिनी.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૩૩ થી )

## પ્રકરણ ૩૩.

‘ ગપસપ ’માં આવેલા લેખસંબંધમાં વિવિધ વિચારો કરતો હું મારા દવાખાનામાં ગયો. નિત્યના કર્તવ્યપ્રતિ મારી વૃત્તિને જોડતાં છતાં પણ તે તેમાં જોડાઇ નહિ. વ્યતીત પ્રસંગના વિચારો એક પછી એક મારા મનમાં આવવા લાગ્યા, અને અંતઃકરણને વ્યથિત કરવા લાગ્યા. પરમેશ્વરની સત્તાથી જગતમાં જે થાય છે તે સારૂં જ થાય છે, અને ગમે તેવા દુઃખદ ભાસતા પ્રસંગમાંથી પણ પરિણામે હિત જ પ્રકટે છે, એ પ્રકારનો નિશ્ચય અંતઃકરણમાં વારંવાર પ્રકટાવવા છતાં પણ વૃત્તિની વિકળતા શમી નહિ. આથી અવશેષ રહેલું કાર્ય મારા સહાયો ( assistants )ને સોંપીને હું પાછો ઘેર આવ્યો. વસ્ત્ર કાઢી જેવો હું એક ખુરશીઉપર બેસવા જતો હતો કે તરત જ મારા નોકરે મારા હાથમાં એક ચિટ્ઠી મૂકી, અને જણાવ્યું કે એક સિપાઇ આ ચિટ્ઠી લેઇને આવ્યો છે, અને જવાબને માટે બહાર વાટ જોતો ઉભો છે. મેં પડબીડીયું ફોડ્યું, અને તે ચિટ્ઠી વાંચી. તે સર્જ્યને લખેલી હતી. તેમાં લખ્યું હતું કે ઘણા જ અગત્યના કામમાટે હું તમને મળવા ઇચ્છું છું. તમે મારે ત્યાં આવશો તો મોટી મહેરબાની થશે. તેમ ન બની શકે એવું હોય તો તમે જણાવશો તે સમયે હું તમને મળવા આવીશ. આવેલા નોકરસાથે અવિલંબે ઉત્તર મોકલવા મહેરબાની કરશો. ચિટ્ઠી વાંચી યોગિનીને શોધતો હું તેના નિત્યના બેસવાના સ્થળપ્રતિ ગયો. તે એક પર્યંકઉપર કોઇ પુસ્તક વાંચતી પડી હતી. મને આવતો જાણીને તેણે પુસ્તકમાંથી દૃષ્ટિ બહાર કાઢી અને મારા પ્રતિ જોયું. મેં પેલી ચિટ્ઠી તેના હાથમાં મૂકી, અને શો ઉત્તર આપવો, એ પ્રકારનો ભાવ દર્શાવતો ઉભો રહ્યો. ચિટ્ઠી વાંચી તે બોલી, નિશ્ચિંતપણે જાઓ. ઉત્તરમાં લખો કે તમને અત્ર આવવાનો શ્રમ આપવો એ હું અવિવેક સમજું છું, માટે જમીને અર્ધા કલાકપછી આવું છું.

મેં પૂછ્યું ત્યાં કોઇ નવી વિપત્તિ તો પાછી નહિ આવે ?

તે બોલી, વિપત્તિનું વાદળ હવે ઉતરી જવા માંડ્યું છે. સત્યને કોઈ સ્થળે સ્વલ્પ પણ ભય નથી. અશ્રદ્ધા જ વિપત્તિને આણનાર અને વિપત્તિને સ્થિર રાખનાર છે. રક્ષક સત્તાપ્રતિની દૃઢ શ્રદ્ધાને તજો નહિ, અને તમને અગ્નિના મધ્યમાં બેસતાં છતાં પણ તેની જ્વાલાનો સ્પર્શસરખો પણ થશે નહિ.

હું નમન કરી નીચે આવ્યો, અને યોગિનીની ઇચ્છાનુસાર ઉત્તર લખીને આવેલા નોકરને આપ્યો. પછી ભોજનનો સમય થયેલો હોવાથી તત્કાળ જમી લીધું, અને પછી વસ્ત્ર ધારણ કરી મારી ગાડી જોડાવી તેમાં બેસી સર્જ્યનને બંગલે આવ્યો. મને મળવાને માટે તે દર્શનગૃહ ('drawing room') માં મારી વાટ જોતો બેઠો જ હતો. તેણે મને પોતાની પાસે પડેલી એક ખુરશીઉપર સંમાનપૂર્વક બેસાડ્યો, અને પછી કહ્યું, મણિધરરાય ! મેં તમને શા માટે મારે ત્યાં બોલાવ્યા છે, તે તમે જાણો છો ?

મેં કહ્યું, આપની ચિઠ્ઠીમાં આપે તે લખ્યું ન હતું, પરંતુ હાલ અમારા ઉપર જે અન્યાયભરેલું વર્તન ચલાવવામાં આવે છે, તે સંબંધમાં હશે, એમ હું અનુમાન કરૂં છું,

મારા ઉત્તરમાં આવેલા 'અન્યાયભરેલું વર્તન' એ શબ્દોથી તેને અંતરમાં કંઇક ક્રોધ તો પ્રકટ્યો, તથાપિ તેને દાબીને તે બોલ્યો, તમારૂં અનુમાન ખરૂં છે. આ મુકરદમાનો ધારવાકરતાં ઘણો વિપરીત પરિણામ આવ્યો છે. તમારી છોકરીઉપર કોઇ એવા તો કમનસીબ સંજોગમાં મેં ફરીયાદ માંડી છે કે તે સમયથી હું મારી શાંતિ ખોઇ બેઠો છું. મને દિવસે કે રાત્રિએ જરા પણ ચેન પડતું નથી. દિવસે અને રાત્રિએ અનેક વાર કોઈ ભયંકર આકૃતિ હું જ્યાં હોઉં છું ત્યાં મારા સંમુખ ખડી થાય છે, અને મને ભય ઉપજાવતી જણાય છે. તે થોડી ક્ષણો મને ભાસીને પછી અચિંતી અદૃશ્ય થઈ જાય છે. મારા મનની તે ભ્રમણા હશે, એમ પ્રથમ હું ધારતો હતો, પણ જે ભયકંપને ઉત્પન્ન કરનાર શબ્દો તે મારી આગળ બોલે છે, તે સાંભળી મારી ખાતરી થઈ છે કે તે ભ્રમણા નથી. પ્રસંગે રાત્રિએ મને સહજ નિદ્રા આવે છે તો તે એવો તો મોટો ભયંકર નાદ કરે છે કે અત્યંત ચમકીને હું નિદ્રામાંથી શય્યામાં બેઠો થઇ જાઉં છું, અને 'કોઈ મારૂં રક્ષણ કરો' કોઈ મારૂં રક્ષણ કરો' એવી બુમો પાડું છું. મને થતા આ સઘળા અનુભવથી તેમ જ તમારી પુત્રીસાથેના સંબંધમાં પોલિસના મનુષ્યોને જે અનુભવ થયો છે, તે ઉપરથી મારી ખાતરી થઇ છે કે તમારી પુત્રી અમે લોકો જેને 'સૈતાન' (Satan) અથવા 'ડેવિલ' (Devil) કહીએ છીએ. તે હોવી જોઇએ. હું આજ સુધી 'સૈતાન'ને બાઇબલની એક કલ્પના માનતો હતો, પણ 'સૈતાન'ના અસ્તિત્વનું નાનપણમાં અમને મળેલું શિક્ષણ સત્ય છે, એવી હવે મારી ખાતરી થઇ છે. તમારી પુત્રીઉપર ફરીયાદ માંડવામાં મેં મોટી ભૂલ કરી છે, અને હવે જે તે રીતે આ મુકરદમો હું માંડી વાળવા ઇચ્છું છું. પણ હવે વાત એટલે સુધી વધી ગઈ છે કે કેવી રીતે માંડવાળ કરવી તે પણ સુજતું નથી. આ કારણથી જ આ સંબંધમાં હવે શું કરવું, તેનો વિચાર કરવા મેં તમને મારી પાસે બોલાવ્યા છે. મેજીસ્ટ્રેટને પણ શું કરવું, તે સુજતું નથી. તેમની પણ તમારી પુત્રી મનુષ્યના રૂપમાં 'સૈતાન' છે એવી આ સર્વ પ્રસંગોનો વિચાર કરતાં ખાતરી થઈ છે.

સર્જ્યનને બોલતો બંધ થયેલો જોઇને હું પછી ગંભીરતાથી બોલ્યો, સાહેબ ! મારી પુત્રીને 'સૈતાન' અથવા 'સૈતાન'નો અવતાર ધારવામાં આપે ભૂલ કરી છે. તેનામાં કેટલીક અથવા ઘણી ચમત્કારિક શક્તિઓ છે, એ ખરૂં છે, અને તેથી, મનુષ્યમાં આવી શક્તિઓ વિકાસને પામે છે કે કેમ, એ ન જાણનાર મનુષ્યો તેનામાં આવી શક્તિઓ જોઇને

તેને 'સૈતાન' ગણવાની ભુલ કર. એમાં નવાઈ નથી. આપના બાઇબલના મુખ્ય નાયક જીસસ ક્રાઇસ્ટે, તેમ જ પોલ વગેરે તેમના શિષ્યોએ વિવિધ દૈવી શક્તિઓ દર્શાવી છે, એવું આપના ધર્મપુસ્તકમાં વર્ણન છે, પણ તેટલા ઉપરથી તેમને 'સૈતાન' માનવાની અયોગ્ય ભૂલ કોઈ પણ ખ્રિસ્તી કરતો નથી. મારી પુત્રીમાં જે ચમત્કારિક શક્તિઓ જણાય છે, તેવી શક્તિઓ, ગમે તે મનુષ્ય પ્રયત્નવડે પોતાનામાં પ્રકટાવી શકવા સમર્થ છે, એમ અમારાં શાસ્ત્રો તો કહે છે. અમારૂં યોગશાસ્ત્ર તો ચિત્તવૃત્તિની એકાગ્રતાવડે મનુષ્ય ઈશ્વરતુલ્ય સર્વજ્ઞ તથા સર્વશક્ત થાય છે, એમ કહે છે. ધારણાશક્તિ (Imagination)ને અને સંકલ્પશક્તિ (Will) ને કેળવીને મધ્ય કાળમાં આપના યુરોપમાં પણ ઘણા ચમત્કારિક પુરુષો થઈ ગયા છે, એવું શું આપના જાણવામાં નથી આવ્યું? એલિફાસ લેવી, (Eliphas Levi) પેરાસેલ્સ, (Paracelsus), કેગ્લીઓસ્ટ્રો (Cagliostroo), કાઉંટ ડિ જરમેન (Count de Germain) વગેરે રોઝીક્રુશીયન સંસ્થાના અનેક ચમત્કારિક મહાપુરુષો શું સૈતાન હતા? મનુષ્યનામાં રહેલા સામર્થ્યની અત્યંત સાંકડી મર્યાદા બાંધનારા મનુષ્યો જ જ્યારે સામાન્યથી કંઇક વિશેષ તેનામાં જુએ છે ત્યારે ચમકી ઉઠે છે, અને 'સૈતાન' ના જેવાં અનેક અપ્રદનુમાનો બાંધવાને દોરાઇ જાય છે.

તેણે કહ્યું, ત્યારે શું તમારી પુત્રી આવી ચમત્કારિક શક્તિવાળી મનુષ્ય છે? સૈતાન નથી? પણ આવી શક્તિઓ તેણે ક્યાં, ક્યારે કેળવી?

મેં કહ્યું, મારી પુત્રી સૈતાન નથી, પણ ઈશ્વરસદૃશ સામર્થ્યને પ્રાપ્ત મહાપુરુષ છે. જેમ પરમેશ્વરથી પવન, જળ, અગ્નિ આદિ તત્ત્વો ભય ધરે છે, અને તેમની આજ્ઞામાં રહે છે, તેમ ઈશ્વરસદૃશ સામર્થ્યને પ્રાપ્ત મહાપુરુષોથી પવન, જળ આદિ તત્ત્વો કંપે છે, અને તેમની આજ્ઞામાં રહે છે. અમારા શુકદેવ યોગીએ એક પ્રસંગે બ્રહ્માંડના વાયુને સ્તંભાવી રાખ્યો હતો. અમારા શ્રીકૃષ્ણ ભગવાને પણ એક સમયે યમુનાના જળને વહેતું અટકાવ્યું હતું. તમારા જિસસ ક્રાઇસ્ટે પણ એક પ્રસંગે તોફાની સમુદ્રને શાંત કર્યો હતો. સ્વલ્પમાં મહાપુરુષોની સત્તાને આખું વિશ્વ અધીન વર્તે છે. આ જ સત્તાવડે મારી પુત્રીએ કોર્ટની સત્તાનો પરાભવ કર્યો છે, અને સ્ત્રીશરીરમાં રહ્યા છતાં અને વિરોધનો અગ્નિ ચારે બાજુએ પ્રકટ્યા છતાં નિશ્ચિંતપણે મારા ઘરમાં હાલ સ્થિત છે. તેણે આવી શક્તિઓ ક્યાં અને ક્યારે કેળવી, એ આપના બીજા પ્રશ્નનો ઉત્તર તેની આજ્ઞાવિના હું આપી શકું તેમ નથી, કારણ કે તે તેમના ખાનગી જીવનને લગતો છે.

મારૂં આ વાક્ય હજી તો પૂરૂં થયું નથી, એટલામાં અમારી સમીપ એક ગંભીર પણ મૃદુ સ્વર થયો કે 'એ પ્રશ્નનું ઉત્તર હું પોતે જ આપીશ.'

આજુબાજુ કશું ન છતાં આ અવાજ ક્યાંથી આવ્યો, અને કોણે કર્યો, તે જોવાને સર્જ્યન હાંફળોફાંફળો આમતેમ જોવા લાગ્યો, અને મને પૂછવા લાગ્યો, મણિધરરાય! તમે કોઇનો અવાજ સાંભળ્યો? જે ભયંકર અવાજ પ્રસંગોપાત્ત હું સાંભળું છું તે અવાજ આ નથી. વળી તે અવાજ કરનાર ભયંકર આકૃતિને જ્યારે જ્યારે હું તે અવાજ સાંભળું છું, ત્યારે મારા સંમુખ પ્રકટ થયેલી જોઉં છું.

મેં કહ્યું, આ અવાજને હું ઓળખું છું. આપ જેનાથી ભય ધરો છો તે ભયંકર આ-

કૃતિનો તો આ અવાજ નથી જ. જે મહાપુરૂષની હમણા આપણે વાત કરતા હતા, તેમનો આ સ્વર છે, એમ મને લાગે છે.

તેણે કહ્યું, શું તમારી પુત્રીનો આ સ્વર છે? તમે તો એકલા જ અહિં આવ્યા હતા નહિ વારૂ? તે ક્યાં છુપાઇ રહી છે? કયે સ્થળેથી તેણે આ સ્વર કાઢ્યો?

મેં કહ્યું, આપણી નિકટ હોવા છતાં મહાપુરુષોમાં આપણાં નેત્રોને અપ્રકટ રહેવાનું સામર્થ્ય હોય છે. મારા બંગલામાંથી મારી પુત્રીને આ સ્થળે એક ક્ષણમાં આવવું, અને આપણાં નેત્રથી અદૃશ્ય રહેવું, એ અશક્ય નથી.

તેણે કહ્યું, તે અત્ર આવી છે, તો હજી સુધી અદૃશ્ય કેમ રહે છે?

પુનઃ સ્વર થયો, મેજીસ્ટ્રેટના આવ્યા પછી હું પ્રત્યક્ષ થઇશ.

મેં સર્જ્યનને પૂછ્યું, શું આપે મેજીસ્ટ્રેટને પણ અત્ર બોલાવ્યા છે?

તેણે કહ્યું, હા, મેજીસ્ટ્રેટ પણ આ મુકરદમાના સંબંધમાં ભારે વિમાસણમાં છે, અને તેમની ઇચ્છા પણ વધારે હોહા કર્યાવિના આ મુકરદમાનો અંત આણવાની હોવાથી હવે શું કરવું, તેનો વિચાર કરવા તે પણ આવવાના છે. પછી પોતાની ઘડીયાળ જોઇને તેણે કહ્યું, હવે તે એક બે મિનિટમાં આવવા જ જોઇએ.

અમે આપ્રમાણે વાતચીત કરતા હતા, એટલામાં આંગણામાં કોઈની ગાડી આવવાનો અવાજ થયો, અને અન્ય ક્ષણે મેજીસ્ટ્રેટનો અમે જ્યાં બેઠા હતા, તે સ્થળમાં પ્રવેશ થયો. મુલાકાતના આરંભમાં નિયમપ્રમાણે બોલાતાં વચનો બોલાઇ રહ્યા પછી તેમણે સર્જ્યનને પૂછ્યું, મારી ગેરહાજરીમાં, આપણે હવે શું કરવું તેના નિર્ણયઉપર તમે આવ્યા તો હશો જ.

સર્જ્યને આ પ્રશ્નના ઉત્તરમાં અમારા વચ્ચે થયેલી વાતચીતનો સાર કહી સંભળાવ્યો, અને થોડી ક્ષણોઉપર અદૃષ્ટ કારણમાંથી પ્રકટેલા સ્વર સંબંધમાં સવિસ્તર કહી બતાવ્યું. મેજીસ્ટ્રેટને તે સાંભળી ઘણું આશ્ચર્ય થયું, અને અંતમાં કહ્યું કે તે અવાજ કરનારે મારા આવ્યા પછી પ્રત્યક્ષ થવાનું કહ્યા છતાં તે હજી કેમ પ્રત્યક્ષ થતો નથી?

મેં કહ્યું, તે સ્વતંત્ર છે. જે પ્રદેશમાં તે વિચરે છે, તે પ્રદેશમાં આપણી સત્તા પ્રવર્તી શકે એમ નથી. જે સમયે પ્રત્યક્ષ થવાની તેમની ઇચ્છા થશે તે સમયે તે પ્રત્યક્ષ થશે. અને હાલ પ્રકટ થવાની આપણે પ્રાર્થના કરીએ તો આપણી ઇચ્છાપ્રમાણે હાલ પણ કદાચ પ્રકટ થાય.

તેમણે કહ્યું, તમારી આ બધી વહેમી વાતો માનીને અમે મૂર્ખ બનવા માગતા નથી. તમે જે ચમત્કારિક શક્તિઓની વાતો કરો છો, તેમાંની એકને હાલનું સાયન્સ સ્વીકારતું નથી. હાલમાં યુરોપમાં તથા અમેરિકામાં 'સ્પિરિચ્યુઆલિઝમ' (પ્રેતાવાહન-વિદ્યા) નું એક 'હમ્બગ' (ધતીંગ) કેટલાંક વર્ષથી ચાલે છે. તેના પ્રયોગકાળે આવા અવાજ વગેરે ઘણા વ્યતિકરો થતા કહેવામાં આવે છે, પણ પ્રયોગ કરનારાઓની તેમાં 'ટ્રિક્સ' (પ્રાપંચિક યુક્તિઓ) જ હોય છે, એ સિદ્ધ થઈ ચુક્યું છે. (સર્જ્યનના તરફ જોઇને કહે છે) આમાં પણ કંઇક એવું જ હશે, એમ મને તો સર્જ્યન! લાગે છે.

સર્જ્યનના મુખમાંથી ઉત્તર નીકળવા પૂર્વે જ શબ્દ થયો, 'ટ્રિક' છે કે કેમ તેની ખાતરી

આ સોફા (કોચ) ઉપર દષ્ટિ નાંખો, અને કરી લો.

સ્વર સાંભળી મેજીસ્ટ્રેટ પણ ચકિત થયો, અને પોતે દર્શાવેલા ઉતાવળા અભિપ્રાયને માટે કાંઇક લજ્જાયમાન થયો. અન્ય ક્ષણે જ અમે સર્વેએ 'સોફા'ઉપર દષ્ટિ નાંખી. તે ખાલી હતો. થયેલો સ્વર એ માત્ર ભ્રમણા જ હતી, અને કંઇ જ જણાવાનું નથી, એવા વિચારો મેજીસ્ટ્રેટના અંતઃકરણમાં કદાચ સ્ફુરવા માંડ્યા હશે, એટલામાં સોફાઉપરના અવકાશમાં અસંખ્ય ત્રસરેણુઓનું, અત્યંત પ્રબળ વેગથી ચક્રાકાર ભ્રમણ થતું જોવામાં આવ્યું, અને જોતજોતામાં તો ત્યાં એક મનુષ્યાકૃતિ પ્રકટ થઈ. મેં તથા સર્જ્યને યોગિની-કુમારીના પ્રકટીકરણની આશા રાખી હતી, પણ સ્ત્રીશરીરને બદલે પુરુષશરીરને જોઇને અ-મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મેં તો શ્રીસુરેશ્વરાચાર્યને તત્કાળ ઓળખ્યા, અને વિન-યથી પ્રણામ કર્યા, પરંતુ સર્જ્યને તથા મેજીસ્ટ્રેટે તેમને કદી પણ ન જોયેલા હોવાથી આ-દરપ્રયુક્ત ભયથી, તેલમાં જેમ માંખ ડુબે, તેવી તેમની સ્થિતિ થઈ ગઇ. ઉભયપ્રતિ સ્થિર દૃષ્ટિથી થોડી ક્ષણો જોઇ રહીને પછી તે મહાપુરુષ બોલ્યાઃ

આ 'ટ્રિક' છે કે શું છે, તેનો ખુલાસો તમારામાંથી કોઈ મને આપશો?

શો ઉત્તર આપવો, તે બંનેમાંથી કોઇને સુઝ્યું નહિ. આખરે સર્જ્યને ડરતાં ડરતાં કહ્યું, તમે કોણ છો?

તેમણે ઉત્તર આપ્યો, જેના ઉપર તમે કોર્ટમાં ખોટી ફરીયાદ માંડી છે, અને જેને તમારા આ મિત્રે અન્યાયથી કેદની શિક્ષા ફરમાવી છે, તે હું છું.

સર્જ્યને કહ્યું, મેં તમને કદી જોયા નથી, અને તમારી સાથે અમારે કોઈ પણ પ્રકારનો સંબંધ કદી પણ થયો નથી. અમે તો આ મણિધરરાયની પુત્રીઉપર ફરીયાદ માંડી છે, પણ તે તો સ્ત્રી છે, અને તમે તો પુરુષ છો.

તેમણે કહ્યું, જેના ઉપર તમે ફરીયાદ માંડી છે, તે જ હું છું. કાળો ડગલો પહેરેલા કોઇ મનુષ્યને તમે એક તમાચો લગાવી દો, અને બીજે દિવસે તમારા આગળ તે ધોળો ડગલો પહેરીને આવે, તેથી શું તે ભિન્ન વ્યક્તિ થઇ જાય છે? ડગલો એ જેમ શરીરઉ-પરનું આચ્છાદન છે, તેમ શરીર એ આત્માઉપરનું આચ્છાદન છે. જે આત્માઉપર એક પ્રસંગે સ્ત્રી શરીરનું આચ્છાદન હતું, તેના જ ઉપર હમણા પુરુષશરીરનું આચ્છાદન છે. બને શરીરમાં રહેનાર વ્યક્તિ એક જ છે.

સર્જ્યને પૃછ્યું, ત્યારે શું તમે યોગિનીકુમારી છો?

તેમણે કહ્યું, હું યોગિનીકુમારી નથી, પણ તેના શરીરમાં રહેનાર છું. તે મારૂં ઘર છે, અને ઘરમાં રહેનાર જેમ ઇચ્છામાં આવે ત્યારે ઘરમાં રહે છે, અને ઇચ્છામાં આવે ત્યારે ઘરની બહાર જાય છે, તેમ મારી ઇચ્છામાં આવે ત્યાં સુધી હું યોગિનીકુમારીના શ-રીરમાં રહું છું, અને ઇચ્છામાં આવે ત્યારે બહાર નીકળું છું. હમણાં તે શરીરમાંથી હું બહાર નીકળ્યો છું, અને જે શરીરને તમે તમારા સંમુખ જુઓ છો, તેમાં પ્રવેશીને તમને પ્રત્યક્ષ થયો છું.

(અપૂર્ણ.)

# પ્રાસંગિક ઉક્તિઓ.

—ગયા મે માસની સાતમી તારીખના પ્રભાતસમયે સાર્વભૌમ શ્રીમાન્ સાતમા એડ્વર્ડના દેહોત્સર્ગની ઉદ્વેગકરી વાર્તા, પૃથ્વીના એક છેડાથી બીજા છેડાસુધી તારયંત્રદ્વારા ફરી વળતાં આબાલવૃદ્ધ મનુષ્યમાત્ર ચકિત થઈ ગયાં હતાં. જ્ઞાની તથા અજ્ઞાની સર્વનાં અંતઃકરણઉપર કોઇ વિલક્ષણ પ્રકારનો આઘાત થયો હતો.

—મરણ કોને નથી આવતું ? નિત્ય પળે પળે અનેક મનુષ્યોને મૃત્યુનો ગ્રાસ થતા સર્વ જુએ છે; મરણ સર્વને સાધારણ પ્રસંગરૂપ છે; અને એમ છતાં રાજાધિરાજ એડ્વર્ડના દેહવિલયના પ્રસંગમાં કંઇક એવું અદ્દ્ભુત તત્ત્વ રહ્યું છે કે જે પ્રાણિમાત્રના હૃદયને કંપાવે છે, અને આ નશ્વર જગતથી પાછી દૃષ્ટિ નાંખવાની તેને થોડી ક્ષણો પણ ફરજ પાડે છે.

—જ્યાં સૂર્ય કદી અસ્ત પામતો નથી એવા અતિ વિસ્તૃત રાજ્યપ્રદેશના ઈશિત્વને પ્રાપ્ત મંડળેશ્વર શ્રીમાન્ એડ્વર્ડના પદથી આ પૃથ્વીમાં બીજું કયું પદ ઉચ્ચ ગણી શકાય એમ છે ? વૈભવમાત્ર આ ચક્રવર્તી નૃપતિનાં ચરણમાં રોળાતા હતા, એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી. એમના હકાર અથવા નકારમાં મોટા મોટા રાજ્યવિપ્લવો કરવાનું સામર્થ્ય હતું, એમ કહીએ તો તે સત્યથી ઉલટું નથી. ઐશ્વર્ય, સત્તા, વૈભવ, લક્ષ્મી, પ્રતિષ્ઠા, પ્રજાભક્તિ–સ્વલ્પમાં વ્યવહારદૃષ્ટિથી આ જગતમાં જે કંઇ ઉચ્ચ અને દુર્લભ ગણાય છે, તે સર્વ અમર્યાદ પ્રમાણમાં અધીશ્વર એડ્વર્ડને પ્રાપ્ત હતું. આ સર્વના તે સ્વતંત્ર અદ્વિતીય ભોક્તા હતા. અને એમ છતાં તેમનું આ અનુપમ ભોક્તાપદ, કશી પણ ચેતવણીવિના, કોઈ પણ પ્રકારના દારુણ યુદ્ધવિના, અકસ્માત્ તેમની પાસેથી લેઇ લેવામાં આવ્યું છે. આ વિરલ પ્રસંગ જોઇને જગત્ સહસા કંપી ઉઠે છે, ભયથી ચકિત થઇ જાય છે, સંભ્રમથી સ્તબ્ધ થઇ જાય છે.

—અસંખ્ય સામાન્ય મનુષ્યોનાં તુચ્છ ભોક્તાપદો ક્ષણે ક્ષણે આ જગતમાં છીનવી લેવાતાં દૃષ્ટિએ આવતાં છતાં, તે પદભ્રષ્ટ મનુષ્યોનાં સંબંધી જનોવિના બહુ જ થોડાના હૃદયમાં આઘાત થાય છે. નરેશ્વર એડ્વર્ડનું ભોક્તાપદ લુપ્તપ્રાય થતાં વિવેકી તથા અવિવેકી સર્વના હૃદયમાં આઘાત થયા વિના રહ્યો નથી.

—અને મનુષ્યોનાં હૃદયમાં આ પ્રકારનો આઘાત થવામાં હેતુ શો ? જગતની દૃષ્ટિમાં જે સર્વશિરોમણિ છે, તેઓનાં ભોક્તાપદ પણ જ્યારે કોઇ અદૃષ્ટ સત્તા, કોઇ નિરંકુશ જુલમગાર રાજાની પેઠે હરી લે છે ત્યારે મનુષ્યને તેના અંતઃકરણના ઉંડા પ્રદેશમાં વિચાર કરવાની ફરજ પડે છે કે તે પોતાને ગમે તેટલો આગળ વધેલો ભલે માનતો હોય તોપણ તેણે હજી કંઈ જ માર્ગ કાપ્યો નથી. જળ, અગ્નિ, વાયુ, વિદ્યુત્ આદિ તત્ત્વોને પોતાને સ્વાધીન કરેલાં ભલે તે સ્વીકારતો હોય, તોપણ હજી તે તુચ્છ મગતરાજેવો છે. કોઇ અદૃષ્ટ સત્તા તેને ગમે તે સમયે મસળી નાંખવા સમર્થ છે. અત્યંત પરિશ્રમથી પ્રાપ્ત કરેલા તેના ભોગના પદાર્થોથી તેને ક્ષણમાં છુટો પાડનાર કોઈ નિષ્ઠુર બળ તેના માથાઉપર ઝઝુમી રહ્યું છે. તેના આગળ તે બિલાડીના આગળ ઉંદરના જેવો છે. પોતાના આવા ભારે અસામર્થ્યને જોઇને, પોતાની આવી તુચ્છ નિર્માલ્યતાને જોઇને, તેને ગ્લાનિ પ્રકટે છે, તેનો અહંકાર ભાગી જાય છે, તેના હૃદયમાં આઘાત થાય છે, અને તે મૂઢ બની જાય છે.

—વિશ્વવ્યવસ્થાપક સત્તાતરફથી મનુષ્યોનાં હૃદયઉપર નિત્ય અને સમયે સમયે થતા આવા આઘાતો નિર્હેતુક નથી. તેમનો હેતુ મનુષ્યોને તેમની દુર્બળતા સૂચવવાનો છે, એટલું જ નહિ પણ તેની સાથે તે દુર્બળતાને ટાળવાનું તેમનું કર્તવ્ય છે, એ પણ સૂચવવાનો હોય છે. તાવ આવવાથી મનુષ્ય પથારીમાંથી ઉઠી શકતો નથી, અને પોતે પ્રાપ્ત કરેલા અન્નાદિ ભોગોને ભોગવી શકતો નથી. તાવ થોડો સમય ભોક્તાનું ભોક્તા પદ તેની પાસેથી છીનવી લે છે. શું મનુષ્યે મૂગે મોઢે આ સહન કર્યું છે? ના. તેને ટાળવાને તેણે ઔષધો તથા અન્ય વિવિધ ઉપચારો શોધી કાઢ્યા છે, અને તે વડે તાવનો તે પરાભવ કરીને પુનઃ પોતાનું ભોક્તા પદ પ્રાપ્ત કરે છે. તે આરોગ્યના નિયમો શોધી કાઢે છે, અને પુનઃ પોતાના ભોક્તા પદને તાવ છીનવી લેવાનો પ્રયત્ન ન કરે, માટે આરોગ્યના નિયમોનું પાલન કરે છે. આમ તાવે મનુષ્યને દુર્બલ નહિ પણ સબળ બનાવ્યો છે.

—વિપત્તિઓદ્વારા મનુષ્યને ઉત્તરોત્તર વધારે અને વધારે સબળ બનાવવો, એવો જ વિશ્વવ્યવસ્થાપક સત્તાનો હેતુ વિચાર કરતાં દૃષ્ટિએ આવે છે. વિપત્તિ ન હોત તો મનુષ્ય આજે જે સ્થિતિએ આવ્યો છે, તે સ્થિતિએ આવવા તે કદી પણ સમર્થ થયો ન હોત. દૂરના દેશોમાં જવાને વચમાં સમુદ્ર આડો આવ્યો ન હોત તો નૌકાવિદ્યા તે કદી પણ શોધી ન કાઢત. તે સમુદ્રઆગળ તેનાથી કંપતો અબળ ઉભો રહેત. ન સહન થાય એવો તાપ, ટાઢ કે વૃષ્ટિ ન પડતાં હોત તો તે કદી પણ ઘર બાંધત નહિ, અને શિલ્પઆદિ કળાઓમાં આટલો નિપુણ કદી પણ ન થાત. સ્વલ્પમાં પ્રતિબંધોને લીધે જ તે આજે આટલી ઉન્નત સ્થિતિએ આવ્યો છે.

—પોતે જળચર ન છતાં જળઉપર પ્રયાણ કરવાનું બળ પ્રયત્નથી મનુષ્યે મેળવ્યું છે. અને ખેચર ન છતાં આકાશમાં ઉડવાનું બળ પણ હાલ જ તેણે મેળવ્યું છે. જેમ ભારેલા અગ્નિને સંકોરીને જાગ્રત્ કરવામાં આવે છે, તેમ કુદરત તેની ઇચ્છાના વિષયોમાં પ્રતિબંધો નાંખીને તેનામાં રહેલી મહાબળવાન્ શક્તિઓને સંકોરીને જાગ્રત્ કરે છે. જ્યાં સુધી તેનામાં રહેલી આ શક્તિઓ જાગ્રત્ થતી નથી, ત્યાં સુધી કુદરત વિપત્તિઓ અને પ્રતિબંધો આપ્યા જ કરે છે. હજી સુધી મનુષ્યની અમુક શક્તિઓ જાગ્રત્ થતી નથી, માટે તે શક્તિને જાગ્રત્ કરનાર વિપત્તિ તેને ક્યાં સુધી આપવી, એવો કુદરતને વિચાર નથી. કુદરતને કાળની ગણના નથી. આજે તમારી શક્તિઓ જાગ્રત્ થાય તો આજે તમારા પ્રતિ વિપત્તિને પ્રેરવાનું કુદરત અટકાવે છે; અને હજાર વર્ષસુધી કે લાખ વર્ષસુધી તમારી શક્તિઓ જાગ્રત્ ન થાય તો હજાર વર્ષ કે લાખ વર્ષસુધી તે વિપત્તિને આપ્યા જ કરે છે. કાળ જતાં તે થાકતી નથી, કારણ કે કોઈ કામ સત્વર થઈ જાય તો સારૂં એવી તેને ત્વરા નથી.

—અજીર્ણથી તમને તાવ આવ્યો હોય તો મિતાહાર એ લાભકારક છે, એવું જ્ઞાન પ્રાપ્ત કરી જ્યાંસુધી તમે મિતાહારી નથી થતા ત્યાંસુધી કુદરત તમારા શરીરમાં તાવને પ્રકટાવ્યા જ કરે છે. તમે આજે મિતાહારી થાઓ કે લાખ વર્ષે થાઓ, તેની કુદરતને ધાડાધાડ નથી. તેનો હેતુ તમને મિતાહારી કરવા એટલો જ છે, અને આ હેતુ તે સિદ્ધ કરે છે, ત્યારે જ જંપે છે.

—મૃત્યુવડે ભોક્તા અને ભોગનો સંબંધ છોડાવવારૂપ વિપત્તિ મનુષ્યોને કુદરત લાખો વર્ષથી આપતી જોવામાં આવે છે. પરસેવો ઉતારીને પ્રાપ્ત કરેલા પદાર્થોને છોડીને અકસ્માત્ આ દુનિયાં ત્યજીને જવાનું કષ્ટ થોડું નથી. પ્રાણથી પણ પ્રિય પુત્ર, પિતા, બંધુ કે સ્ત્રીને છોડીને જતાં અંતઃકરણને થોડો ઉદ્વેગ થતો નથી; અને તોપણ કુદરતને તે તરફ-દૃષ્ટિ કરવાનું પ્રયોજન નથી. કુદરતનો એક જ ઉદ્દેશ છે, અને તે એ કે જે નિયમોના ભંગવડે મરણ આવે છે, તે નિયમોનું જ્ઞાન મનુષ્યોએ પ્રાપ્ત કરવું, અને જે નિયમોના પાલનવડે મરણ અટકાવી શકાય છે, તે નિયમોનું પાલન કરવું. આમ જ્યાં સુધી નહિ કરવામાં આવે ત્યાં સુધી કુદરતદ્વારા મનુષ્યોને મરણ વારંવાર આવ્યા કરવાનું જ.

—મૃત્યુ ટાળી શકાય એવું નથી, એ પ્રકારનો મનુષ્યોનો વિચાર ખરો નથી. એ વિચારને લીધે જ આજ સુધી તેને મરણના ત્રાસ થવું પડ્યું છે. સમુદ્ર ઓળંગી શકાય એવો નથી, એમ માનીને મનુષ્ય બેશી રહ્યો હોત તો આજે સમુદ્રપારના પ્રદેશોમાં જવાને મનુષ્ય શું સમર્થ થઇ શકયો હોત, આકાશમાં ઉડી શકાવું સંભવિત નથી, એવું મનુષ્યે જો નક્કી કર્યું હોત તો આજે આકાશગામી યંત્રો (airoplane) શોધી કઢાયાં હોત ? જ્વરઆદિ વ્યાધિઓ મટી શકે એવા નથી, એમ મનુષ્ય નિશ્ચય કરી બેઠા હોત તો વૈદ્યવિદ્યાનું શું આજે અસ્તિત્વ હોત ? જો પાંચ વર્ષ જીવી શકવું શક્ય છે તો પચાસ વર્ષ જીવી શકવું પણ શક્ય છે, અને જો પચાસ વર્ષ જીવી શકવું શક્ય છે તો પાંચસેં કે હજાર વર્ષ જીવી શકવું પણ શક્ય છે. ખરૂં છે કે હજાર વર્ષ જીવી શકવાના નિયમો હજી આપણને જોઇએ તેવા જાણવામાં આવ્યા નથી, પણ જ્યાં સુધી હજાર વર્ષનું આયુષ્ય સંભવિત છે, એવું આપણે માનતા થયા નથી ત્યાં સુધી, તેના નિયમો શોધવાની આપણે શી રીતે પ્રવૃત્તિ કરવાના ? નર્મદા નદીઉપર પુલ બંધાય જ નહિ, એવું નક્કી કરી બેસનારથી તેના ઉપર પુલ બાંધવાનો પ્રયત્ન થવાની આશા જ શી ?

—ક્ષણે ક્ષણે મનુષ્યોને મૃત્યુના સપાટામાં લેઇને તથા પ્રસંગોપાત્ત કોઇ વિશ્વપ્રસિદ્ધ અસાધારણ વ્યક્તિને પણ મૃત્યુનો ત્રાસ કરીને કુદરત ઘોર નિદ્રામાં પડેલી માનવજાતિને મરણનો જય કરવાની તેમનામાં રહેલી શક્તિઓને જાગ્રત્ કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ હજી તે જાગ્રત્ થતી નથી. આ નવા યુગમાં કોઈ કોઇ વિરલ સ્થળે તે જાગ્રત્ થવા માંડી છે, એ આનંદજનક છે. એથી તત્કાળ મૃત્યુનો જય થયેલો કદાચ આપણે જોઇશું નહિ તોપણ સમય જતાં તેમ થશે, એ નિશ્ચય જ છે. મૃત્યુઉપર જય મેળવવાના નિયમોનું સંપૂર્ણ જ્ઞાન એક દિવસે મનુષ્યપ્રજાને થવાની આશા રાખવી, એ ઉચિત નથી. બીજી બધી કળાઓ પણ જેમ સમય જતાં ખેડાય છે, અને પૂર્ણત્વને પામે છે, તેમ મૃત્યુનો જય કરવાની કળાનું પણ હોવું જ જોઇએ.

—પ્રિય જનના મૃત્યુથી આપણા હૃદયઉપર થતો આઘાત આપણી દુર્બળતાનું આપણને ભાન કરાવે છે, અને આ દુર્બળતાના ભાનમાંથી જ શોકનો આવિર્ભાવ થાય છે. રાજાધિરાજ એડ્વર્ડના દેહવિલયે પૃથ્વીનાં સમગ્ર મનુષ્યોને એક કાળે પોતાની દુર્બળતાનું ભાન કરાવી દીધું છે, અને આપ્રમાણે કુદરતના હેતુને અંશતઃ સિદ્ધ કર્યો છે. દુર્બળતાના ભાનમાંથી, મૃત્યુનો જય કરવાની શક્તિઓને જાગ્રત્ કરવાનો કુદરતનો અન્ય ઉદ્દેશ સિદ્ધ કરવામાં પણ, આ વિશમું શતક હોવાને લીધે તે કોઈ કોઈના હૃદયમાં સફળ થયો હોવો

જોઇએ, એમ અનુમાન થાય છે; અને આમ હોવાથી જીવનકાળે જેમ મહારાજા એડ્વર્ડે પ્રજાના સુખની વૃદ્ધિ કરેલી-સર્વત્ર મનાય છે, તેમ દેહવિલયકાળે પણ તેમણે પરોક્ષ રીતે પ્રજાનું હિત સાધેલું બુદ્ધિમંતોમાં મનાય છે.

—શ્રીવિષ્ણુના અંશરૂપ શ્રીમાન્ મહારાજ એડ્વર્ડને આ ભૂલોકમાં જે સુખશાંતિ પ્રાપ્ત હતાં, તેથી અનેકગણુ સુખશાંતિ લોકોત્તર પ્રવાસમાં તેમને પ્રાપ્ત થાઓ, એવી શુભેચ્છા, તેમના દેહવિલયના પ્રસંગમાં કરેલા આ સદ્વિચારોના પરિણામમાં, અંતઃકરણપૂર્વક કરીએ છીએ.

---

# ग्रंथसत्कार.

**सांख्ययोग-कर्मयोग**—(મહાત્મા સ્વામિશ્રી આત્માનંદરચિત; પ્રસિદ્ધકર્તા સ્વામિશ્રી ભાસ્કરાનંદ; કલકત્તા, મૂલ્ય રૂ. ૧-૦-૦ ) સ્વામિશ્રી આત્માનંદજીએ રાજકોટમાં હિંદી ભાષામાં આપેલાં ત્રણ વ્યાખ્યાનોનું વિદ્વાનોપાસે ઇંગ્લિશમાં ભાષાંતર કરાવી, આ ગ્રંથમાં પ્રકટ કરવામાં આવ્યું છે. વ્યાખ્યાનોના વિષય આર્યતત્ત્વવિદ્યાવિવેક, ધર્મસંશોધક નિયમ, અને નિષ્કામતા એ છે. ત્રણે વ્યાખ્યાનો પ્રત્યેક જિજ્ઞાસુને અત્યંત મનન કરવા યોગ્ય છે. ઉપોદ્ઘાત તથા આખા ગ્રંથમાં સ્થળે સ્થળે આપેલી ટિપ્પની પણ ઘણી ઉપયોગી છે.

**स्पर्श्यास्पर्श्य विचार**—( લખનાર રા. રા. કાશીશંકર મળશંકર, વડોદરા, મૂલ્ય ૦-૧૨-૦ ) અંત્યજાદિ વર્ણો સ્પર્શ કરવા યોગ્ય છે કે કેમ, એ સંબંધમાં ઉત્તમ નિબંધ લખનારને ઇનામ આપવાનું શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડે પ્રસિદ્ધ કરવાથી, લખાઇ આવેલા અનેક નિબંધોમાંથી આ નિબંધ મંજુર કરવામાં આવ્યો છે, એ જ તેની યોગ્યતાનું સ્પષ્ટ પ્રમાણ હોવાથી અધિક વિસ્તાર નિરર્થક છે. આ લેખમાં સાક્ષર લેખકે અંત્યજાદિ હલકી વર્ણો અસ્પર્શ્ય છે, એ શાસ્ત્ર, અનુભવ તથા યુક્તિથી ઉત્તમ પ્રકારે સરળ ભાષામાં સિદ્ધ કરી બતાવ્યું છે.

**कन्यागरबावली**—( બનાવનાર રા. રા. મણિશંકર વિ. વિશ્વનાથ દવે, કરાંચી મૂલ્ય ૦-૪-૦ ) કન્યાઓને તથા મોટી ઉમરની સ્ત્રીઓને ઉપયોગી ગરબીઓનો આ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

**श्रीतत्त्वादर्श**-( યોજક યતિશ્રી મુકુન્દાશ્રમ, ખંભાત, મૂલ્ય ૦-૦-૬) આ લઘુ પુસ્તકમાં મનન કરવાનું સુલભ પડે માટે આત્મપુરાણનો સંક્ષિપ્ત સાર કવિતામાં આપ્યો છે. સ્વમચોવીશી, તત્ત્વમસ્યાષ્ટક આદિ વિષયો પણ સારા છે.

**तीर्थयात्रा**—( લખનાર રા. રા. વિનાયક અનંતરાય મેઢ, વડોદરા, મૂલ્ય ૦-૮-૦) તીર્થયાત્રા કરવા ઇચ્છનારને તેમ જ તીર્થસંબંધી સામાન્ય જ્ઞાન મેળવવા ઇચ્છનારને આ પુસ્તકના જેવું ઉપયોગી પુસ્તક બીજું ભાગ્યે જ મળશે. લેખકમાં પોતાના વિષયને રસમય કરવાની અપૂર્વ શક્તિ છે. નવલકથાની પેઠે પ્રવાસના વર્ણનને આકર્ષક કરવામાં ગ્રંથકાર વિજયી નીવડ્યા છે.




# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.




॥ ॐ श्रीँ ॥

## शिखरे स्थिति.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૩૫ થી )

( ૪ )

શિખરે સ્થિતિ કરનારને, જીવનમાં જે કંઇ સર્વોત્તમ રહેલું છે, તેનો અનુભવ થાય છે, એટલું જ નહિ, પરંતુ તે સર્વનો હું સ્વામી છું, એવું ભાન થાય છે; અને એકલા આધ્યાત્મિક પ્રદેશમાં જે કંઇ સર્વોત્તમ રહેલું છે, તેનો અનુભવ થાય છે, તથા તેના સ્વામિત્વનું ભાન થાય છે, એટલું જ નહિ, પરંતુ સર્વ પ્રદેશોમાં જીવનમાં જે કંઇ સર્વોત્તમ રહેલું છે. તેનો અનુભવ થાય છે, તથા તેના સ્વામિત્વનું ભાન થાય છે; અને જેમ જેમ વધારે ઉંચા શિખરોઉપર આપણે ચઢતા જઇએ છીએ, તેમ તેમ આધ્યાત્મિકાદિ પ્રત્યેક પ્રદેશની પ્રત્યેક વસ્તુ આપણને વધારે ઉચ્ચ અને વધારે રમણીય ભાસે છે.

આમ હોવાથી શિખરસ્થિત જીવન સમગ્ર મનુષ્યનું અર્થાત્ શરીરનું; મનનું તથા આત્માનું સર્વોત્તમ હિત સાધે છે. તે શરીરને આરોગ્ય, પૂર્ણતા, અને શુદ્ધિ અર્પે છે, મનમાં જ્ઞાન, સામર્થ્ય અને દ્યુતિ પ્રકટાવે છે, અને આત્મામાં ઈશજ્ઞપ્તિનો આવિર્ભાવ કરે છે.

જ્યારે આપણે શિખરે સ્થિત થઇએ છીએ, ત્યારે આપણું શરીર આત્માની નિરામયતાથી પૂર્ણ થાય છે, આપણું મન આત્માના સામર્થ્યથી નિવેશિત થાય છે, અને આપણો જીવાત્મા અનંત પ્રેમસ્વરૂપ પરમાત્માના પ્રેમપ્રકાશથી અખંડ દ્યુતિમાન્ થાય છે. આપણી પ્રત્યેક પ્રવૃત્તિ મનોહારી સંગીતમય હોય છે, અને આપણો પ્રત્યેક વિચાર આનંદ અને સૌંદર્યથી પ્રકાશતા દેવસદૃશ હોય છે. વાસ્તવિક જીવન જે ઈશ્વરના સર્વોત્તમ અનુગ્રહનું ફળ હોય છે, તે કેવું હોય છે, તેનો આપણને આ સમયે અનુભવ થાય છે.

શિખરે સ્થિત થવાનો અર્થ જ એ છે કે જ્યાં આપણા પ્રત્યેક મનોરથો સિદ્ધ થાય છે, જ્યાં આપણાં પ્રત્યેક સુખનાં બાંધેલાં સ્વપ્ન ખરાં પડે છે, અને જ્યાં આપણા અંતઃકરણમાં ઉઠેલી પ્રત્યેક મનોહર કલ્પના સ્થૂલ જગતમાં આપણી સ્થૂલેન્દ્રિયોને પ્રત્યક્ષ થાય છે,

એવા અભિલષિત અંતિમ સ્થાનને પ્રાપ્ત થવું. સર્વોત્તમ શિખરઉપર આપણાં ઇચ્છેલાં સુખોનાં આપણને માનસિક ચિત્રો માત્ર ભાસે છે, એવું કંઇ નથી; પરંતુ સર્વોત્તમ શિખરે આરૂઢ થતાં ઇચ્છેલાં સુખો સ્થૂલ આકારમાં આપણને પ્રાપ્ત થાય છે; જે સૂક્ષ્મ રૂપમાં-માનસ પ્રદેશમાં-આપણને જણાયું હોય છે, તે સ્થૂલ રૂપમાં-સ્થૂલ પ્રદેશમાં-આપણને જણાય છે. સ્વર્ગમાં અથવા ઊર્ધ્વ લોકોમાં જે પ્રાપ્ત થવાની આપણે આશા રાખી હોય છે, તે આ ભૂલોકમાં જ આપણને પ્રાપ્ત થાય છે.

ઇશિત્વભૂમિમાં સંકલ્પની સાથે જ-ઉચ્ચાભિલાષા પ્રકટવાની સાથે જ-સિદ્ધિ હોય છે; સિદ્ધિને અને સંકલ્પને કશો અંતર રહેતો નથી. આથી શિખરે સ્થિતિ કરતાં આપણને સ્પષ્ટ થાય છે કે આપણી મનોરથસૃષ્ટિઓ આપણા મનમાં હવાઇ કિલ્લારૂપે રહેતી નથી, પણ ઇંદ્રિયોથી પ્રત્યક્ષ કરી શકાય એવા પદાર્થરૂપ થાય છે. આ સ્થિતિમાં દર્શન સર્જનરૂપ થાય છે, અર્થાત્ માનસ સૃષ્ટિમાં આપણી કાલ્પનિક સૃષ્ટિ જે જે રચીને જુએ છે, તે સ્થૂલ સૃષ્ટિમાં સ્થૂલરૂપે સરજાય છે.

શરીરને નિરામય કરવાની અને મનને બંધન માત્રથી મુક્ત કરવાની કોઇ કળા છે? હા, અને તે એ કે શિખરે સ્થિતિ કરવી. શિખરના ઉચ્ચ પ્રદેશમાં કોઇ પણ વ્યાધિ મનુષ્યપાસે આવી શકતો નથી, અને સંસારના કોઈ પણ આધિ તેના અંતઃકરણને સ્પર્શ કરી શકતા નથી. તેની બાહ્ય ગમે તે પ્રકારની સ્થિતિ થાય છે તોપણ તેનાથી તે નિર્લેપ, નિર્વિકાર અને અક્ષુબ્ધ રહે છે. જે પ્રશાંત પ્રદેશમાં પરમાત્માનો નિવાસ છે, તે પ્રદેશમાં તે રહેતો હોય છે, અને ત્યાં સઘળું શાંત અને નીરવ (silent) હોય છે. અને આ શાંતિમાંથી પરમાનંદના એવા તો ઓઘ ઉઠે છે કે

" સખિ ! ઓઘ આનંદના ઉઠીયા,
" મારે હૈડે હર્ષ ન માય, કે અનુભવ જાગીયો.

× × × ×

" સખિ ! ચતુર્થીએ મન ઠેરાવીયાં,
" જ્યાં ક્લેશ નહિ દર્શાય, કે અનુભવ જાગીયો.
" સખિ ! પંચમી ભોમે ચઢાવીયાં,
" જ્યાં સુખ અપાર લહાય, કે સંશય ભાગીયો.

× × × ×

" સખિ ! નવનિધિ અષ્ટ સિદ્ધિ પામીયાં,
" પૂર્વાપર સઉ સમજાય, કે સંશય ભાગીયો.
" સખિ ! દશ ઇંદ્રિય સાથી વિરામીયાં,
" દશે દિશ આનંદ દેખાય, કે સંશય ભાગીયો.
" સખિ ! એકાદશે મગ વામીયા,
" મન આપે ગળ્યું સુખમાંય, કે સંશય ભાગીયો.
" સખિ ! દ્વાદશ દોષ તો મેટીયા,
" પડ્વિકાર પડ્ઊર્મિ ન જ્યાંય, કે અનુભવ જાગીયો.
" સખિ ! ત્રયોદશ રાગીને જોયીયાં,

" કાશ વિષય ને ગુણ નહિ ત્યાંય, કે સંશય ભાગીયો.
" સખિ ! ચતુર્દશ ત્રિપુટીમાં નાંખીયાં,
" નિરાલંબ આપે રમાય, કે અનુભવ જાગીયો.
" સખિ ! પૂર્ણ આનંદમય શોભીયાં,
" શિષ્ય સદ્દગુરુમાં અળપાય, કે સંશય ભાગીયો.
" દેખી નરસિંહ અર્ધનટેશ્વરી*,
" આપો આપ રહ્યો હરખાય, કે અનુભવ જાગીયો.

એ **શ્રીમન્નૃસિંહાચાર્યજીની** અનુભવોક્તિએ તેના અંતઃકરણમાંથી સ્વતઃ ઉછળી આવ્યા વિના રહેતી નથી.

ચારે બાજુ દાવાનલ પ્રકટતાં છતાં પણ મહાપુરુષો શીતળતાની મધ્યમાં બેઠા હોય તેમ તેમનાં અંતઃકરણ પ્રશાંત રહે છે, એવા ભાવનાં વચનો સત્શાસ્ત્રોમાં જે આપણા જેવામાં આવે છે, તેનું યથાર્થ રહસ્ય આ શિખરઉપરના પ્રદેશનો આપણને સંબંધ થાય છે, ત્યારે જ સમજવાને આપણે સમર્થ થઇએ છીએ. આ સંસારનાં સહસ્રાવધિ કે લક્ષાવધિ દુઃખો જોઇને મનુષ્યોએ હિંમત હારી જવાતું નથી, કારણ કે અહિં જ એક એવું સ્થાન છે, એક એવો પ્રદેશ છે કે જ્યાં અસંખ્ય આધિ, અસંખ્ય વ્યાધિ કે અસંખ્ય ઉપાધિ એક ક્ષણવાર ટોકીયું પણ કરી શકવાને કદી સમર્થ નથી. આ પુણ્યતમ પ્રદેશ તે આપણું હૃદયાકાશ, અ-થવા મૂર્ધાકાશ છે. તે આપણા અંતરમાં હોવાથી આપણને નિરંતર સુખોપસર્પ (અંદર જઇ શકાય એવું) છે. પ્રત્યેક મનુષ્ય જે સમયે તેની ઇચ્છા થાય તે સમયે તેમાં પ્રવેશવાને સમર્થ છે. આ અંતરાકાશ તે જ શિખરનો પ્રદેશ છે, અને પ્રત્યેક મનુષ્ય આ દેહકાલે જ તેમાં પ્રવેશી શકે છે.

જ્યારે આપણે શિખરઉપર નિવાસ કરીએ છીએ ત્યારે આપણને અનુભવ થાય છે કે ચૈતન્યના મહાસાગરમાં જ આપણે રહીએ છીએ, હરીએ ફરીએ છીએ, અને તદ્રૂપ છીએ.

"રેલી રહ્યો ચિતિસિંધુ રે, અધ ઉર્ધ્વ અષ્ટ દિશે શોભતો રે લોલ,
" એહું મધ્યે હું ચિતિબિંદુ રે, સિંધુમાં સિંધુરૂપે ઓપતો રે લોલ.

શુદ્ધ ચિદાત્માથી આપણે આવૃત છીએ, અને પરમાત્માનો જ અંતર્બાહ્ય સર્વત્ર આપ-ણને સ્પર્શ થાય છે, એવું આપણને ભાન થાય છે, આધ્યાત્મિક દ્યુતિથી દીપ્તિમાન્ જગતમાં આપણો પ્રવેશ થયો છે, એવો આપણને અનુભવ થાય છે, અને આ દીપ્તિમાન્ જગતમાં પ્રત્યેક વસ્તુ જેવી છે તેવી, યથાર્થ રૂપમાં, આપણને ભાસે છે. કશું જ અગમ્ય કે ગૂઢ આ-પણને રહેતું નથી. આપણું અંતઃકરણ પ્રકાશથી પૂર્ણ થઇ જાય છે, અને એ પ્રકાશમાં **वेत्ति विद्यामविद्यांच** એ વચનાનુસાર વિદ્યાને તથા અવિદ્યાને તથા વિદ્યાનાં કાર્યોને તથા અવિદ્યાનાં કાર્યોને આપણી વૃત્તિ જાણે છે. સત્યની અર્થાત્ જ્ઞાનની જ્યોતિ આપણા અંતઃકર-ણમાં ઝગઝગે છે, અને **ज्ञानादेव हि मुक्तिःस्यात्** એ વાક્યાનુસાર આ જ્ઞાનની જ્યોતિ આપણને બંધન માત્રથી મુક્ત કરે છે.

શિખરે સ્થિતિ કરતાં અધિક ઉચ્ચ સત્તાના પ્રદેશમાં આપણે આવ્યા છીએ એવું આપણને ભાન થાય છે, એટલું જ નહિ, પરંતુ આપણી ઇચ્છા થતાં, આપણા પ્રત્યેક કાર્યમાં

* જે ઈશ્વર સ્ત્રીપુરુષરૂપ જગદાકાર પરિણામને પામ્યા છે તે.

કરવા તમે માથે લો છો, તેવા લગભગ પ્રત્યેક કામમાં તમે વિજયી થાઓ છો, અને ઘણા પ્રસંગોમાં ધાર્યા કરતાં પણ ઘણો જ ભારે વિજય મેળવો છો.

અમુક કામ કઠિન છે, એવું જ્યારે તમે માનો છો ત્યારે તમારા સામર્થ્યના મોટા ભાગને તમે કાર્યમાં યોજતા નથી, અને તેથી તે સાધવામાં જેવો પ્રયત્ન તમારે કરવો જોઇએ, તેવો તમારાથી થતો નથી; પરંતુ તે કામને પૂર્ણ કરવાનું તમારામાં સામર્થ્ય છે, એવું જ્યારે તમે માનો છો, અને તેને પૂર્ણ કરવાનો દૃઢ નિશ્ચય કરો છો, ત્યારે તમારા સમગ્ર સામર્થ્યને પૂર્ણ વેગથી તમે તે કાર્યમાં યોજો છો.

તમારા કામઉપર કદી અભાવ ધરતા ના. હાલ તે કામઉપર પ્રીતિ પ્રકટે એવું ન હોય તોપણ તેનાથી થનારા લાભના સંભવોનો વિચાર કરીને તેના ઉપર પ્રીતિ કરો; અને તે લાભના વિચારોમાં તમારી વૃત્તિને એવી તો રસમય કરો કે તનમનથી તે કાર્યમાં જોડાવાનું તમને મન થાય. જ્યાં તમારો પ્રેમ હોય છે, તેના ઉપર તમારી વૃત્તિ સહેલાઇથી અને સંપૂર્ણ રીતે એકાગ્ર થાય છે, અને જ્યાં સંપૂર્ણ એકાગ્રતા હોય છે, ત્યાં સર્વદા મોટામાં મોટો વિજય પ્રાપ્ત થાય છે.

તમારા કામને પીડારૂપ–ઉપાધિરૂપ–કદી માનશો નહિ. કામની જીવનના નિભાવને માટે અગત્ય છે, એટલું જ નહિ, પરંતુ જીવનની ઉન્નતિને માટે પણ અગત્ય છે. જેમ જેમ આપણે આપણો અભ્યુદય કરતા જઇએ છીએ, તેમ તેમ જીવન આપણને આનંદજનક ભાસતું જાય છે, અને આપણો અભ્યુદય સદુદ્યોગવડે જ થતો રહે છે. આથી કામની અથવા ઉદ્યોગની પ્રાપ્તિને આપણે આપણું મોટું ભાગ્ય જ સમજવું જોઇએ, અને એ પ્રકારની સમજણથી જ તેમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. કામને ઉપાધિરૂપ અથવા પીડારૂપ માનવું, એ તેમાં શત્રુબુદ્ધિ ધરવાતુલ્ય છે, એટલું જ નહિ પરંતુ એ પ્રકારે માનવાથી આપણે આપણને કામથી હલકા ગણીએ છીએ; કારણ કે જેનો આપણે દ્વેષ કરીએ છીએ તેનાથી હમેશાં આપણે આપણને પોતાને હલકા ઉતારી પાડીએ છીએ. આમ હોવાથી, કામનો દ્વેષ કરવાથી તમે નિરંતર પાછા પડતા જવાના; તમે કામના હાથમાં માત્ર એક યંત્રજેવા થઇ રહેવાના, અને પરિણામે તે કામના ઘસારાથી તમે જીર્ણ થઇ જવાના. પણ આવું જીવન તે કંઇ ઉત્તમ જીવન નથી. આવી દુર્દશાને અટકાવવાને આપણે સર્વ સમર્થ છીએ.

તમારા સ્વભાવને અનુકૂળ, તમારી પ્રીતિનો કોઇ ઉદ્યોગ ખોળી કાઢો. પછી તેને એવા તો રસથી કરવા માંડો કે તે કરવાથી તમને વસ્તુતઃ સુખનું જ ભાન થાય. હાલ તમને જે કામ મળ્યું હોય તે કદાચ તમારી પ્રીતિનું ન હોય, તો બને તેટલું તેને પ્રીતિવાળું કરો. આમ કરવાથી જ તમારા પ્રાપ્ત કાર્યમાં તમને મિત્રબુદ્ધિ પ્રકટશે, અને મિત્રબુદ્ધિથી કરેલું તે કામ તમને પછી કોઇ વધારે સારું કામ અપાવશે. જેનો આપણે નિરંતર દ્વેષ કરીએ છીએ, તે આપણા માર્ગમાં આપણને પ્રતિબંધરૂપ થઇ પડે છે; જેના ઉપર આપણે સર્વદા પ્રેમ કરીએ છીએ, તે આપણને કોઇ વધારે સારા સુખનો માર્ગ ઉઘાડી આપે છે. સર્વ પ્રતિ મિત્રબુદ્ધિ ધરો, હા, વિપત્તિપ્રતિ પણ મિત્રબુદ્ધિ ધરો, અને સર્વ–વિપત્તિ પણ–તમારા પ્રતિ મિત્રબુદ્ધિ ધરશે. વધારે ઉચ્ચ વસ્તુઓપ્રતિ જો તમે દૃષ્ટિ રાખશો, તો તમારાં મનોરથોને સફળીભૂત થવામાં સર્વ તમને સહાયભૂત થશે.

# સ્મૃતિપટઉપર આલેખવાયોગ્ય સૂત્રો.

સંપત્તિને જે પ્રકારના પ્રતાપયુક્ત અને પ્રસન્ન સ્વભાવથી મનુષ્ય ભેટે છે, તેવા જ પ્રતાપયુક્ત (ઢીલા ઢબ થઈ ગયાવિના) અને પ્રસન્ન સ્વભાવથી જો તે વિપત્તિને ભેટે છે તો વિપત્તિને તે સંપત્તિમાં પલટી નાંખ્યાવિના રહેતો નથી.

મન અને શરીરથી તમે અધિક અને ઉત્કૃષ્ટ છો, એવું જ્યારે તમે બુદ્ધિપૂર્વક ભાન કરો છો, ત્યારે મનમાં તથા શરીરમાં જે કંઇ છે તેને વશ વર્તાવવાનું તમારામાં સામર્થ્ય આવ્યું હોય છે.

જેમતેમાં સારને, શુભને અને સુખને જોવાને જેમ અધિક દૃઢ નિશ્ચયવાળા તમે થતા જાઓ છો તેમ તેમ અધિક સારવાળી, અધિક શુભવાળી અને અધિક સુખવાળી વસ્તુઓ તમારા જીવનમાં તમને પ્રાપ્ત થતી જાય છે.

જેમ જેમ તમે તમારામાં અધિક શ્રદ્ધા ધરો છો, તેમ તેમ તમારામાં રહેલાં શુભ સામર્થ્યોને અને સંભવોને તમે અધિક જાગ્રત્ કરો છો, અને તેમને અધિક ક્રિયાશીલ કરો છો. અને તમારા ઉદ્દેશમાં જેમ તમે અધિક શ્રદ્ધા ધરો છો, તેમ તે ઉદ્દેશને સિદ્ધ કરવામાં તમારા સામર્થ્યનો તમે અધિક ઉપયોગ કરો છો.

તમારા મનોરાજ્યમાં જેવા સ્પષ્ટ રૂપમાં તમે તમને અખંડ જોયા કરો છો તેવા જ આ સ્થૂલ જગતમાં તમે તમને ધીરે ધીરે થતા અવશ્ય અનુભવો છો.

પુષ્પવૃક્ષોને સૂર્યપ્રકાશ જેવો લાભ કરે છે તેવો જ લાભ પ્રસન્નતાવાળો સ્વભાવ માનસિક શક્તિઓને કરે છે.

ચરઅચર વસ્તુઓમાં જે ઉચ્ચતા અને સૌંદર્ય રહેલું છે, તે પ્રતિ નિરંતર દૃષ્ટિ રાખનાર મનુષ્ય સર્વદા શુભ વિચારને જ સેવે છે.

શુભની જે વૃદ્ધિ કરે છે તે યોગ્ય વિચાર છે; શુભને જે ઓછું કરે છે, તે અયોગ્ય વિચાર છે.

જે સામર્થ્યનો બચાવ કરવામાં આવે છે, તે દુર્બળ પડી જાય છે; જે સામર્થ્યનો સન્માર્ગમાં ઉપયોગ કરવામાં આવે છે, તે વધારે બળવાન્ થતું જાય છે. શરીર, મન, તથા આત્માનાં સમગ્ર સામર્થ્યોમાં આ નિયમ લાગુ પડે છે.

જે તમારે ન જોઇતું હોય તેનો જેમ તમે ઓછો વિચાર કરશો, અને જેની તમારે જરૂર છે, તેનો તમે જેમ અધિક વિચાર કરશો, તેમ તમારા જીવનને સુખમય કરવાને જેની તમારે જરૂર છે, તે તમને અધિક પ્રમાણમાં મળ્યા જવાનું.

પ્રત્યેક મનુષ્યમાં પોતાની સઘળી ઇચ્છાઓ સિદ્ધ કરવાનું, અને પોતાને ધારેલે લક્ષ્ય સ્થાને પહોંચવાનું પૂર્ણ બળ હોય છે. યોગ્ય માર્ગે આ સામર્થ્યને વાળવાની જ માત્ર અગત્ય હોય છે.

વિશ્વમાં જે સર્વથી ઉચ્ચ અને સર્વથી ઉત્કૃષ્ટ પરમતત્ત્વ વ્યાપી રહેલું છે, તેની સાથે મારો સંબંધ છે, એવું અખંડ ભાન કરવાથી આપણામાં જે સર્વથી ઉચ્ચ અને સર્વથી ઉત્કૃષ્ટ છે, તે જાગ્રત્ થાય છે. પરમાત્માઉપર આધાર રાખવાથી આપણી પોતાની સૃષ્ટિમાં આપણે પરમાત્મારૂપ થઇએ છીએ.

જે કંઇ કામ તમે કરો તેમાં પરમાત્મા તમારી સાથે છે, અને તેથી તમે કદી પણ નિષ્ફળ જવાના નથી, એવું ભાન સેવ્યા કરજો.

પ્રત્યેક મનુષ્યનો પ્રત્યેક વસ્તુ પુષ્કળ પ્રમાણમાં પ્રાપ્ત હોવાનો હક છે. જો તમને તેમ ન હોય તો તેનું કારણ શોધી કાઢો, અને તે પ્રાપ્ત થાય ત્યારે જ જંપો.

અમુકે મારૂં બગાડ્યું, અમુકે મને હાનિ કરી, એવાં દુઃખનાં રડગાણાં રડવાથી કશો જ લાભ નથી. પ્રત્યેક મનુષ્યનું તમારાથી થાય તેટલું શુભ કરો, અને તમારી સાથે પણ પ્રત્યેક મનુષ્ય તેવું જ વર્તન ચલાવ્યા કરે, એવી આશા રાખ્યા કરો. પ્રસંગે લોકો તમારી સાથે તેવું વર્તન ન રાખે તો તે ઉપર લક્ષ ન આપોઃ ક્ષમા આપો, અને તે વાતને વિસરી જાઓ. આ પ્રમાણે એક વર્ષસુધી વર્તન કરી જોતાં તમને જણાશે કે પૂર્વનાં વર્ષોકરતાં તમને વધારે સુખ અને ઓછું દુઃખ મળ્યું છે.

દુઃખમાં તમને ઉદ્વિગ્ન કરવાનું સામર્થ્ય છે જ નહિ. તમારા ઉપર અસર કરવાની તેનામાં સત્તા જ નથી. તમે જ દુઃખને તમને દુઃખી કરવાનું સામર્થ્ય આપો છો. દુઃખમાં દુઃખનું ભાન તમે કરો છો ત્યારે જ તે તમારે માથે ચઢી બેસે છે; અને શું ભાન કરવું, અને શું ભાન ન કરવું, એ તમારા પોતાના જ હાથમાં છે.

શ્રદ્ધાવિનાનું જ્ઞાન મનુષ્યના મગજને વિવિધ વાતો ભરી મૂકવાના અનાજના કોઠારજેવું રાખે છે. તેમાં કોઠારની પેઠે વિવિધ વાતોનો સંચય હોય છે, પણ તે કોઠાર, ખેતરમાં વાવેલા અનાજની પેઠે અનેકગણુ પાકને ઉત્પન્ન કરવાને અસમર્થ હોય છે.

મનને જે કાળે જેટલા સુખનું ભાન કરવું હોય તેટલા સુખનું તે કાળે ભાન કરવાને તે સમર્થ છે. આમ છે તો પછી કોઇએ એક કાળવાર પણ દુઃખનું ભાન કરવાનું કશું જ કારણ નથી.

જે મનુષ્ય પ્રત્યેક વસ્તુમાં રહેલા સૌંદર્યઉપર પ્રેમ કરે છે, સૌંદર્યને પજે છે, અને સૌંદર્યને ભજે છે, તે અલ્પ સમયમાં સ્વતે જ પરમસુંદર થાય છે.

પ્રત્યેક આઘાત અથવા પ્રહારના સામો પાછો આઘાત અથવા પ્રહાર થયા વિના રહેતો જ નથી. બીજાને આઘાત કરવાથી પ્રત્યાઘાત થવાનો કોને અનુભવ નથી? અને પ્રત્યાઘાત હંમેશાં આઘાતકરતાં ઘણાખરા વધારે બળવાળા હોય છે તેથી જે મનુષ્ય બીજા મનુષ્યોને 'લાતો' મારે છે, અર્થાત્ તેનું ભુંડુ કરે છે, તેને વધારે સખ્ત લાતો સામી વાગે છે, અર્થાત્ તેનું સામુ વધારે ભુંડું થાય છે.

## 'સંક્ષિપ્તસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| રા. રા. દલપતરામ હરિરામ ભટ્ટ. | વ્યારા. | રૂ. ૧૦—૦—૦ |
| એક સદ્‌ગૃહસ્થ (પોતાની ધર્મપત્નીની સદ્‌ગતિનિમિત્ત). | મુંબઈ. | રૂ. ૨૫—૦—૦ |
| રા. રા. ઠક્કર કલ્યાણજી નારણજી (નવી દુકાન કાઢી તે નિમિત્ત) | અંજાર. | રૂ. ૦—૮—૦ |
| રા. રા. પ્રાણલાલ જો. દવે. | મુંબઈ. | રૂ. ૨—૦—૦ |
| રા. રા. વાડીલાલ જીવનલાલ (શ્રેયસ્‌નિમિત્ત) | અમદાવાદ. | રૂ. ૧૦—૦—૦ |
| રા. રા. દયાળજી રામભાઈ (ચિ. કસનજી ઉર્ફે મંગળીના શુભ યજ્ઞોપવીતનિમિત્ત. | વલસાડ. | રૂ. ૧—૦—૦ |
| રા. રા. નંદલાલ શિવશંકર (પોતાના પ્રિયપુત્ર આશારામની સદ્‌ગતિનિમિત્ત). | ધ્રાંગધ્રા. | રૂ. ૨—૦—૦ |
| રા. રા. પ્રાણજીવન માણેકલાલ શાહ (ભાઈ ભક્તિદાસની પુત્રીના લગ્નનિમિત્ત). | ખનલવાડ. | રૂ. ૧—૦—૦ |

---

# श्रीयोगज्ञानप्रवर्तक कार्यालय.

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગદ્વારા પ્રકટ થયેલા ગ્રંથો છૂટક તથા જથાબંધ આ કાર્યાલયમાંથી મળી શકશે. આ વર્ગસંબંધી હકીકત જાણવા ઈચ્છનારને પણ તે હકીકત આ સ્થળેથી મળી શકશે. મહાકાલ, સત્કાલ, ધર્મતત્ત્વ, ધર્મધ્વજ, તથા [illegible] એ માસિકોમાંથી કોઈ માસિકના નવા ગ્રાહક થવું હશે તોપણ આ સ્થળે નામ નોંધાવી શકાશે. જિજ્ઞાસુઓને રૂબરૂ યાને કાર્યાલયમાં પધારી વિશેષ હકીકતથી માહિતગાર થવા વિનવવામાં આવે છે.

ભુલેશ્વર, કુંભાર ટુકડાના નાકાઉપર ઘર
નં. ૨૭, ઝવેરીના માળામાં પહેલે
મજલે, પોસ્ટ નં. ૪ મુંબઈ.

માધવજી સગળજી બ્રહ્મભટ્ટ.

Registered N. B. 185



(पुस्तक) २२ ज्येष्ठ कृष्ण० १४ संवत् १९६६. दर्शन (अंक) ८

श्लोक।

हिमवत्तनयेशदृक्पथं
कुसुमेषु परिदग्ध ईयिवान् ।
भगवन् भवदंघ्रिकीर्तनात्
स तु दह्येत जगन्मनःस्थितः ॥

:—મહાદેવની દષ્ટિમર્યાદામા જ્યારે કામદેવ આવ્યો ત્યારે તે ભસ્મીભાવને પામ્યો હતો; પરતુ હે ભગવન્! આપના તો ચરણના કીર્તનમાત્રથી આખા વિશ્વના જીવોના અંતઃકરણમા રહેલો કામદેવ ભસ્મીભાવને પામે એમ છે

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમા શા. સાંકળચંદ હરિલાલે છાપ્યુ

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

લેવા બેસે પ્રસાદ ત્યારે ચાલે હરીફાઈ;—
કોઇ કરી ક્રિયા ઠીક, પામે સન્માન અધિક,
તો કરવા સૌ તેની લાગે છે અદેખાઇ;—
કહે એમાં નથી કાંઇ, (એની) વધી ખોટી વડાઇ,
એ તો મોટાની છાંશ ભાઇ પોટલે વેચાઇ;—
એમ કહી એને નિંદે, પણ કોઇ નહિ વંદે,
ગયું (એવા) તેજોદ્વેષી ભક્તનું દીવાળું ઉભરાઈ;—
કરે પરસ્પરની ટીકા, કાપે એકએકની શિખા,
એવા મિથ્યા ભકતોની, આજે ખોટ નથી કયાંહિ;—
ગુરુની જે ઉપર પ્રીતિ, તે ચલાવી સારી નીતિ,
ભક્ત સાચો થઇ તે રહે, આ વિશ્વમાંહિ;—
છે ઉપેન્દ્ર શિરે સ્વામી, કલેશ દ્વેષ દઇએ વામી,
તો તો સાધક સાચા કાં ન જઈએ ગણાઇ;—
(છે) સાચા નૃહરિશિષ્ય નકી, મનવચનને ક્રિયાથકી,
એવી જગે ઠેરઠેર કયારે, ખાઇશ હું વધાઈ;—

---

## ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૪૭ થી )

**विप्रतिषेधाच्चासमञ्जसम् ॥ १० ॥**

**સૂત્રાર્થ:**—સાંખ્યસિદ્ધાન્ત વિરોધગ્રસ્ત હોવાથી અસમીચીન છે.

આ સૂત્રમાં એ કહ્યું કે સાંખ્યસિદ્ધાન્તો વિવિધ વિરોધથી ગ્રસ્ત છે. કોઇ સ્થલે સાંખ્ય શાસ્ત્ર ત્વગ્, પાંચ કર્મેન્દ્રિય અને મનસ્ એમ સાત ઇન્દ્રિય છે એમ કહે છે. અને ત્વગ્ નામની એક જ જ્ઞાનેન્દ્રિય, શબ્દાદિ અનેક વિષયનું ગ્રહણ કરે છે એમ જણાવે છે. અન્યત્ર પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને મનસ્ મળી અગીઆર ઇન્દ્રિયો છે એમ કહે છે. કોઇક સ્થલે મહત્તત્ત્વમાંથી શબ્દાદિ તન્માત્રાની સૃષ્ટિ ઉપદેશે છે તો અન્યત્ર ભૂતાદિ તામસ અહંકારમાંથી એ સૃષ્ટિ થાય છે એમ ઉપદેશે છે. કોઇ સ્થલે મનસ્, બુદ્ધિ અને અહંકાર એ ત્રણને અંતઃકરણમાં ગણે છે તો અન્યત્ર અંતઃકરણમાં બુદ્ધિમાત્રને જ ગણે છે. તેથી સાંખ્યશાસ્ત્રને તપાસતાં એમાં પરસ્પર અનેક રીતે વિરોધ જણાય છે. આ ઉપરાંત એ શાસ્ત્રનો શ્રુતિસાથેનો તથા શ્રુતિને અનુસરનારી સ્મૃતિસાથેનો વિરોધ તો સ્પષ્ટ છે, અને તે અનેક વાર અત્ર દર્શાવાયો છે. તેથી આમ વિવિધ વિરોધગ્રસ્ત હોવાથી સાંખ્યસિદ્ધાન્ત અસમીચીન છે અને તેથી એ સિદ્ધાન્તથી વેદાન્તસમન્વય બાધ પામી શકે તેમ નથી.

અહિં પૂર્વપક્ષી કહેશે કે વેદાન્તસિદ્ધાન્ત પણ અસમીચીન છે, કારણ કે આ વિશ્વમાં તપ્ય (દુઃખ પામનાર) જીવ છે અને તેને તપાવનાર જે તાપક તે સંસાર છે.

વેદાન્તશાસ્ત્ર જીવ અને સંસાર એ સર્વ બ્રહ્મરૂપ માને છે; તેથી જીવ અને સંસાર ભિન્નજાતીય પદાર્થો નથી પણ એક જાતિના છે. અને તેમની વચ્ચે તપ્યતાપકભાવ કેવી રીતે રહી શકે? વળી જો આ તપ્ય અને તાપક એ બંને એક સર્વગત આત્માના જ વિશેષ હોય તો એ આત્મા તપ્ય અને તાપકથી મુક્ત ન થઇ શકે અને તેમ થાય તો તાપને દૂર કરવા અર્થે તત્ત્વજ્ઞાનનો બોધ કરનાર શાસ્ત્ર અનર્થક ઠરે. ઉષ્ણતા અને પ્રકાશ એ બે દીપના જ વિશેષ છે તો જ્યાં સુધી દીપ દીપરૂપે રહે છે ત્યાં સુધી એ દીપ એ ઉભયથી રહિત થતો નથી. વેદાન્તશાસ્ત્ર આ સંબંધમાં કહે છે કે જલરૂપ એક પદાર્થ હોવા છતાં અને તેના વિશેષરૂપ જ હોવા, છતાં વીચિ, તરંગ, ફેનઆદિ વિકારો શમી જાય છે તે પ્રમાણે બ્રહ્મરૂપ એક જ તત્ત્વના વિશેષરૂપ તપ્ય અને તાપક હોય, છતાં એ ઉભયથી મોક્ષ પ્રાપ્ત થઈ શકે છે, પણ એ ઉદાહરણ તે અનુદાહરણ છે કેમકે એમાં વીચિ આદિનો નાશ કદાપિ થતો નથી, માત્ર આવિર્ભાવ અને તિરોભાવ થયા કરે છે અને તેથી એ જળરૂપ તત્ત્વના વિશેષો નિત્ય છે, તેથી જલનો એ વિશેષોથી મોક્ષ થઈ શકતો નથી. તે જ પ્રમાણે આત્માનો પણ સંસારથી મોક્ષ થઇ શકે નહિ.

વળી તપ્ય અને તાપક એ બંને ભિન્ન જાતિના પદાર્થો છે, એ લોકમાં પ્રસિદ્ધ છે. તે આ પ્રમાણેઃ-અર્થ અને અર્થી એ બંને ભિન્ન ભિન્ન પદાર્થ છે. જે ઇચ્છે છે તે અર્થી છે અને જેને ઇચ્છે છે. તે અર્થ છે જો અર્થીથી ભિન્ન અર્થ નહિ હોય તો અર્થાત્ અર્થિરૂપ જ અર્થ હોય તો અર્થીને અર્થ નિત્ય સિદ્ધ થયો અને તેમ થવાથી તેની ઇચ્છા થવી જોઇએ. જે અપ્રાપ્ત હોય તેને જ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે અને ત્યારે જ તે અર્થ કહેવાય છે. પ્રદીપરૂપ જ પ્રકાશ છે તેથી પ્રદીપને પ્રકાશ નિત્યસિદ્ધ છે અને તેથી પ્રકાશ એ પ્રદીપનો અર્થ થઈ શકતો નથી. આ જ પ્રમાણે અર્થની અપેક્ષાએ અર્થિત્વ છે. જેને કોઇ અર્થ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે જ તેનો અર્થી કહેવાય છે. તેથી જ્યારે અર્થ પ્રાપ્ત હોવાથી અર્થરૂપ નહિ રહે ત્યારે તેનું અર્થિત્વ પણ રહેતું નથી. અર્થ અને અર્થી એ બે સંબંધી શબ્દ છે. સંબંધ હમેશાં બે પદાર્થવચ્ચે હોય છે અને એકની વચ્ચે હોતો નથી. તેથી અર્થ અને અર્થી એ બંને ભિન્ન ભિન્ન હોવા જોઈએ. આ જ પ્રમાણે અર્થનો વિરોધી તે અનર્થ છે. જે ઇચ્છાનો વિષય છે તે અર્થ છે અને જે પ્રતિકૂળ છે તે અનર્થ છે. અનર્થ એ તાપકનું નામ છે અને અનર્થી તે તપ્ય છે. તેથી તપ્ય અને તાપક એ બંને ભિન્ન હોવા જોઇએ એ સિદ્ધ થાય છે. પુરુષ વારાફરતી એ બંને સાથે-અર્થ અને અનર્થસાથે સંબંધવાળો થાય છે. ત્યાં અર્થ પ્રમાણમાં થોડો છે અને અનર્થ વધારે છે અને વળી કેવળ શુદ્ધ અર્થ વિશ્વમાં નથી, જે છે તે અનર્થથી મિશ્રિત જ હોય છે તેથી અર્થ અને અનર્થ એ બંનેને સાંખ્યશાસ્ત્ર અનર્થમાં જ ગણે છે. એ અનર્થ તે તાપક છે અને પુરુષતત્ત્વ તે તપ્ય છે. હવે જો વેદાન્તપ્રમાણે તપ્ય અને તાપક બંને એક જ માનવામાં આવે તો મોક્ષનો જ અસંભવ આવે. સાંખ્યમતપ્રમાણે તપ્ય અને તાપક એ બંનેને જૂદી જાતિનાં માનવામાં આવે તો એ તપ્ય અને તાપકનો જે સંયોગ—સંબંધ તેનો હેતુ જે અવિદ્યા-અવિવેક તેને દૂર કરવાથી, તેનો નાશ થવાથી કથંચિત્ મોક્ષની ઉપપત્તિ થઇ શકે છે અને વેદાન્તમતપ્રમાણે તો કોઈ રીતે થઇ શકતી નથી.

આપ્રમાણે પૂર્વપક્ષી કહે તો તેનું સમાધાન આ છે. એ કથન અયુક્ત છે. વેદાન્ત એક જ તત્ત્વને માને છે: એક જ આત્મતત્ત્વ સર્વત્ર વિલસી રહ્યું છે, અને તે એક હોવાથી એમાં તપ્યતાપક ભાવ છે જ નહિ. એક હોવાથી એ તપ્ય નથી તેમ એનો કોઇ તાપક નથી. અને તેથી એ સિદ્ધાન્તપ્રમાણે આત્મા સદા મુક્ત જ છે. એના મોક્ષની ઉપપત્તિ કરવાપણું રહેતું નથી. સાંખ્યે કહેલો દોષ ક્યારે લાગે કે જ્યારે એકાત્મસ્વરૂપમાં તપ્યતાપકભાવનો સ્વીકાર કરવામાં આવે ત્યારે. પણ તેમ તો એકત્વ સ્વીકારવાથી સ્વીકારેલું જ નથી. આત્મા એક હોવાથી એમાં તપ્યતાપક ભાવ છે જ નહિ. અગ્નિ એક છે તો તે પોતાના સ્વરૂપને તપાવતો નથી અને પ્રકાશતો પણ નથી. પ્રકાશ અને ઉષ્ણતા એ બંને ભિન્ન ધર્મો છે. અગ્નિ પરિણામ પામનાર છે છતાં એ ઉષ્ણતા અને પ્રકાશ અગ્નિના સ્વરૂપાત્મક હોવાથી અગ્નિ તેનો વિષય કદાપિ થતો નથી. તો બ્રહ્મ તો કૂટસ્થ નિત્ય છે, અપરિણામી છે, તેથી બ્રહ્મમાં તપ્યતાપક ભાવનો સર્વથા અસંભવ છે, અર્થાત્ મોક્ષ નિત્યસિદ્ધ છે. અહિં વાદી પૂછશે કે ત્યારે તપ્યતાપક ભાવ બ્રહ્મમાં નથી તો ક્યાં છે? એનું ઉત્તર એ કે તપ્તિનો તાપ અર્થ હોય તો જીવદ્દેહ એ તપ્ય છે અને સવિતા તાપક છે એ પ્રસિદ્ધ છે. જો સાંખ્ય કહે કે "તપ્તિનો અર્થ દુઃખ છે અને તે ચેતનને હોઇ શકે, અચેતન દેહને નહિ હોય. દેહને જ જો તપ્તિ હોય તો તો દેહનો નાશ થવાથી તપ્તિનો અવશ્ય નાશ થઈ જાય તેથી તેના નાશમાટે પ્રયત્ન કરવાનો રહેતો નથી" તો ઉત્તર એ કે જેમ કેવળ અચેતન દેહને તપ્તિરૂપ દુઃખ હોતું નથી તેમ જ દેહવિરહિત કેવળ અચેતનને પણ દુઃખ હોતું નથી. સાંખ્ય પોતે પણ કેવળ પુરુષને દુઃખ સ્વીકારતું નથી. તપ્તિ અથવા દુઃખ એ રજોગુણનાં કાર્ય છે અને તેથી તે નિર્વિકાર પુરુષની વિકૃતિ હોઈ શકે નહિ એમ સાંખ્ય પોતે જ કહે છે. તેમ જ દેહ અને ચેતન એ બેનો સંઘાત થઇ શકે તેમ નથી. જો સંઘાત થાય તો એકબીજાના ધર્મોની પરસ્પરમાં સંક્રાન્તિ થાય અને તેમ થાય તો પુરુષ—આત્માને અશુદ્ધિ આદિ લાગવાનો દોષ પ્રાપ્ત થાય. તેથી એ બેનો સંઘાત અસંભવ છે. તો જ્યારે દેહને તપ્તિ નથી, કેવળ આત્માને તપ્તિ નથી, તેમ જ એ બેનો સંઘાત થતો નથી તેથી સંઘાતને પણ તપ્તિ નથી, તો તપ્તિ કોને છે? તપ્તિને પોતાને પણ તપ્તિ સાંખ્ય સ્વીકારતું નથી. તો સાંખ્ય મતપ્રમાણે પણ તપ્તિ કોને થાય છે? કોઇને જ નહિ. જો સાંખ્ય કહે કે સત્ત્વ એ તપ્ય છે અને રજસ્ એ તાપક છે, તેથી તપ્યતાપક ભાવ છે, તો એ અસંબદ્ધ છે. એમ જો છે તો તેમાં આત્માને, પુરુષને શું? આત્મ સત્ત્વ કે રજસ્ સાથે સંહનનને પામતો નથી તેથી આત્મામાં અવશ્ય તપ્તિનો સંભવ નથી. આની સામે એવું કહો કે બુદ્ધિસત્ત્વને પુરુષ અનુસરતો રહે છે, પુરુષને વૃત્તિ સારૂપ્ય હોય છે અને તેથી પુરુષ જાણે તપ્ય હોય તેવો થઈ રહે છે. તો આ સાંખ્યકથન પોતે સ્પષ્ટ જ જણાવે છે કે પુરુષ ખરેખરી તપ્તિવાળો નથી, પુરુષ વસ્તુતઃ તપ્ય નથી જ. જો એમ નહિ હોય તો 'જાણે' શા માટે કહેવું જોઇએ? ડુંડુભ સર્પ જેવો છે, જાણે સર્પ હોય તેવો છે, એમ કહેવાથી ડુંડુભ સવિષ થતો નથી, અને સર્પ જાણે ડુંડુભજેવો છે એમ કહેવાથી સર્પ નિર્વિષ થતો નથી. તેથી સ્પષ્ટ છે કે પુરુષમાં વાસ્તવ તપ્તિ સાંખ્યમતપ્રમાણે પણ નથી. અને વેદાન્ત તો એકત્વ સ્વીકારવાથી તપ્તિને આત્મામાં સ્વીકારતું જ નથી. તેથી આ તપ્યતાપક ભાવ એ અવિદ્યાકૃત છે, અને પારમાર્થિક નથી, એ પ્રમાણે અવશ્ય અંગીકાર કરવું જોઇએ. આ પ્રકારે સ્વીકારવાથી વેદાન્તમાં આ-

પેલો દોષ કોઇ રીતે આવતો નથી. તપ્યતાપક ભાવ અવિદ્યાકૃત છે અને વસ્તુતઃ નથી તેથી વસ્તુતઃ આત્મા મુક્ત જ છે. તેથી મોક્ષની અનુપપત્તિ વેદાન્તમાં પ્રાપ્ત થતી નથી. એથી ઉલટું જો સાંખ્ય પુરુષરૂપ ચૈતનનું તપ્યત્વ વસ્તુતઃ છે એમ માને તો મોક્ષાનુપપત્તિરૂપ દોષ સાંખ્યમતમાં જ આવી શકે છે, કેમકે તાપક જે સંસાર અથવા પ્રકૃતિ તે નિત્ય છે. આની સામે સાંખ્ય એવું કહે કે તપ્ય અને તાપક એ ઉભય યોગ્યતા નિત્ય છે છતાં એ બેનો સંયોગ અવિવેકને લીધે થાય છે, અને તેથી અવિવેકનો વિવેકખ્યાતિથી નાશ થાય ત્યારે એ સંયોગ નહિ થવાથી મોક્ષની ઉપપત્તિ થઇ શકે છે તો એ પણ અયોગ્ય છે. સાંખ્ય અવિવેકને તમસ્નું કાર્ય માને છે અને તમસ્ નિત્ય હોવાથી તેના સ્વભાવભૂત અવિવેક પણ નિત્ય છે તેથી તેનો ઉચ્છેદ જ થાય નહિ. આની સામે એવું જણાવવામાં આવે કે એનો ઉચ્છેદ ભલે નહિ થાય પણ વિવેકખ્યાતિથી અવિવેકનો ઉપરમ થઇ શકે છે. તો એ પણ ચાલે તેમ નથી. કેમકે સાંખ્યમતપ્રમાણે **चलं च गुणवृत्तम्**—ગુણોનો સ્વભાવ જ છે કે સદા પરિણામ પામવું, અને તેમાં જે ગુણની પ્રધાનતા થાય, જેનો ઉદ્‌ભવ થાય તેનું કાર્ય પ્રધાનપણે પ્રકટે અને જેનો અભિભવ થાય તેનું કાર્ય ગૌણપણે પ્રકટે, તો એમાં ગુણોનો ઉદ્‌ભવ અને અભિભવ જે થાય છે તેનાં કોઇ નિયમ પ્રવર્તતો નથી અને તેથી કયા ગુણનો ક્યારે ઉદ્‌ભવ થશે, ક્યારે અભિભવ થશે એ અનિયત છે. તેથી તમસ્નો અભિભવ પણ અનિયત જ રહે છે અને તેથી અવિવેકનો ઉપરમ કેવળ અનિયત થઇ રહે છે. તેથી સાંખ્યમતપ્રમાણે જ મોક્ષની અવ્યવસ્થા થાય છે. વેદાન્તમતમાં એક આત્માનો સ્વીકાર કરવામાં આવે છે, એક વસ્તુમાં વિષયવિષયીભાવ સંબંધ રહેતો નથી, વિકાર માત્ર વાચારંભણ છે તેથી મોક્ષની તો સદા સિદ્ધિ જ છે અર્થાત્ મોક્ષની અનુપપત્તિની તો શંકા સરખી પણ થતી નથી. અને વ્યવહારમાં તો જે જ્યાં જેવું દૃષ્ટ હોય તે ત્યાં તેવું સ્વીકારાય છે તેથી બંધની વ્યવહારમાં ઉપપત્તિ થઇ શકે છે માટે વ્યવહારસિદ્ધ બંધની ઉપપત્તિ પણ વેદાન્તમતપ્રમાણે થઇ શકે છે. તેથી વેદાન્તમતપ્રમાણે બંધમોક્ષ ઉભયની વ્યવસ્થા થાયછે.

આપ્રમાણે વિવિધ વિરોધથી ગ્રસ્ત હોવાથી સાંખ્યસિદ્ધાન્ત દૂષિત છે, એ જણાવી આ સાંખ્યના ખંડનના અધિકરણની શ્રીસૂત્રકારે સમાપ્તિ કરી છે. હવે પરમાણુ જગતના કારણ છે એ ન્યાયવૈશેષિકસંમત પરમાણુવાદનું ખંડન કરવાનું છે. તે કરતાં પૂર્વે એ પરમાણુકારણવાદીઓ જે બ્રહ્મવાદમાં દોષનો આરોપ કરે તેમ છે તેનું પ્રથમ ખંડન કરે છે. ત્યાં વૈશેષિકનું આ પ્રકારે માનવું છે કે કારણ દ્રવ્યમાં રહેલા ગુણો કાર્યદ્રવ્યમાં સ્વસમાન ગુણોને ઉત્પન્ન કરે છે. શુક્લ તંતુમાંથી ઉત્પન્ન થનાર પટ શુક્લ જ હોય છે અને તેથી અન્ય વર્ણનો હોતો નથી. આ નિયમપ્રમાણે બ્રહ્મને કારણરૂપ લઇએ તો બ્રહ્મ ચેતન છે માટે એ ચેતનતારૂપ કારણગત ગુણવડે કાર્યરૂપ જગતમાં ચૈતન્યની ઉત્પત્તિ થવી જોઇએ. પણ તેમ દેખાતું નથી. તેથી ચેતન બ્રહ્મ જગતનું કારણ નથી પણ અચેતન જગતનું અચેતન જે અણુ તે જ કારણ છે. આ એમના મતનો એમના મતપ્રમાણે જ વ્યભિચાર દર્શાવે છે.

અહિં કોઇને લાગશે કે આ તર્કાવિરોધપાદ છે અને તેમાં પરપક્ષનું ખંડન કરવાનું છે. બ્રહ્મવાદસાથેના અવિરોધનું પ્રતિપાદન તો પ્રથમ પાદમાં કર્યું છે અને **न विलक्षणत्वात्** એ અધિકરણમાં વૈલક્ષણ્યનું સમાધાન આપી ગયા છે. તો અહિં પુનરુક્તિ શા માટે કરવી

જોઈએ ? આ શંકાનું સમાધાન એ કે આ તર્કાવિરોધપાદ છે માટે એમાં તર્કને અવલંબી સ્થાપેલી પ્રક્રિયા–કારણ ગુણો કાર્ય ગુણોને ઉત્પન્ન કરે છે એ પ્રક્રિયાનું ખંડન કરવું અર્થાત્ એનાથી બ્રહ્મવાદનો અવિરોધ દર્શાવવો એ અસંગત નથી. વળી એ પ્રક્રિયાનું ખંડન તે પણ વૈશેષિકનું જ ખંડન છે કેમકે એ પ્રક્રિયા એ મતાનુયાયીઓ માને છે. તેથી પરપક્ષનું ખંડન આ પાદમાં છે તે સાથે પણ આનો વિરોધ નથી. પ્રથમ પાદમાં જે **न विलक्षणत्वात्** એ સમાધાન આપ્યું છે તે સર્વસામાન્ય સમાધાન છે અને વિશેષે કરી સાંખ્ય પ્રતિ આપ્યું છે; ખાસ વૈશેષિકનું ખંડન તેમાં નથી અને હવે એ આપવામાં આવે છે તેથી પુનરુક્તિ પણ નથી. **एतेन शिष्टा परिग्रहाः**—એ સૂત્રમાં જે વૈશેષિકાદિપ્રતિ અતિદેશ કર્યો હતો તેનો જ એક પ્રકારે આ વિસ્તાર છે અને વૈશેષિક મતની પરીક્ષાના આરંભમાં તે વૈશેષિકપ્રતિ કર્યો છે. તેથી ઉત્તર સૂત્રમાં કરાતું ખંડન સ્થાને જ છે. માટે શ્રીસૂત્રકાર ઉપર જણાવ્યું તેમ વૈશેષિક સિદ્ધાન્તનો વ્યભિચાર દર્શાવે છે.

**महद्दीर्घवद्वा ह्रस्वपरिमण्डलाभ्याम् ॥११॥**

**સૂત્રાર્થ**:—હ્રસ્વ પરિમાણવાળો દ્વ્યણુક તથા પારિમાણ્ડિલ્યવાળો પરમાણુ તે બે વડે જેમ અધિક પરિમાણવાળો અવયવી રચાય છે અથવા હ્રસ્વ પરિમાણવાળા દ્વ્યણુકથી જેમ મહત્ દીર્ઘત્વ પરિમાણવાળો ત્ર્યણુક રચાય છે તેમ (બ્રહ્મમાંથી અચેતન જગત્ થઈ શકે તેમ છે).

વૈશેષિકસંમત પ્રક્રિયા આપ્રમાણે છે. પ્રલયકાળમાં પરમાણુઓ કાર્યનો આરંભ ન કરતાં પડી રહે છે. એ સમયે પણ એમના વિશેષ ગુણો, એમના રૂપાદિ ગુણો એમાં રહે છે તથા એમનું સર્વનું પરિમાણ તે પારિમાણ્ડિલ્ય પરિમાણ (પરમાણુત્વ) હોય છે. પછી જ્યારે સર્ગસમય પ્રાપ્ત થાય છે ત્યારે ધર્માધર્મરૂપ અદષ્ટ સંસ્કાર આત્મામાં રહેલા હોય છે અને એવા આત્માનો આ પરમાણુસાથે સંયોગ થયેલો હોય છે તેથી એ અદૃષ્ટ ફળ આપવા તત્પર થવાથી પરમાણુઓમાં કર્મ ઉત્પન્ન થાય છે અને એ કર્મને લીધે એ હરતાફરતા ફરે છે. આ ગતિને લીધે અદષ્ટના પ્રેર્યા એ પરમાણુઓમાંથી બે બે પરમાણુ સંયોગને પામે છે અને તેથી દ્વ્યણુક નામનું કાર્ય ઉપજે છે. એ દ્વ્યણુકો પણ ભોગ આપી શકે તેવી સ્થિતિમાં નહિ હોવાથી અદષ્ટવશાત્ ગતિમાં મુકાય છે અને તેથી ત્રણ ત્રણ દ્વ્યણુકો ભેગા થઇ જાય છે અને તેથી ત્ર્યણુક નામનું કાર્ય અસ્તિત્વમાં આવે છે. આપ્રમાણે ચાર ત્ર્યણુકનો સંયોગ થવાથી ચતુરણુક, પાંચ ચતુરણુકનો સંયોગ થવાથી પંચાણુક–એ પ્રમાણે સ્થૂળ સૂક્ષ્મ સર્વ કાર્યદ્રવ્યો ઉત્પન્ન થાય છે. એ સમયે કારણમાં રહેલા ગુણો તે કાર્યદ્રવ્યમાં સ્વસમાનજાતીય અન્ય ગુણને ઉત્પન્ન કરે છે. જ્યારે બે પરમાણુવડે દ્વ્યણુક ઉત્પન્ન થયો ત્યારે પરમાણુમાં રહેલા રૂપાદિ ગુણો એ દ્વ્યણુકમાં સ્વસમાનજાતીય અન્ય ગુણોને ઉત્પન્ન કરે છે. પરમાણુમાં શ્યામત્વ ગુણ હોય તો દ્વ્યણુકમાં શ્યામત્વ આવે છે; પરમાણુમાં મધુર રસ હોય તો દ્વ્યણુકમાં મધુર રસ ઉત્પન્ન થાય છે ઇત્યાદિ. પણ આ સમયે પરમાણુનું જે પરમાણુત્વરૂપ પરિમાણ તે દ્વ્યણુકમાં અન્ય પારિમાણ્ડિલ્ય (પરમાણુત્વ) ને ઉત્પન્ન કરતું નથી કેમકે દ્વ્યણુકનું પરિમાણ તે પરમાણુત્વ નથી. દ્વ્યણુત્વ અને હસ્વત્વ એ દ્વ્યણુકનાં પરિમાણ છે. આ જ પ્રમાણે જ્યારે ત્રણ દ્વ્યણુક મળી ત્ર્યણુક રચાય છે ત્યારે દ્વ્યણુકમાં રહેલાં દ્વ્યણુત્વ અને હસ્વત્વ ત્ર્યણુકમાં અન્ય દ્વ્યણુત્વ અને હસ્વત્વને ઉત્પન્ન કરતાં

નથી કેમકે ત્ર્યણુકનું પરિમાણ મહત્ત્વ અને દીર્ઘત્વ છે. વૈશેષિક મતમાં કોઈ સ્થળે ચાર દ્વયણુક મળી ચતુરણુક થાય છે એમ કહ્યું છે અને ત્યાં પણ દ્વયણુકમાં રહેલાં આ બે પરિમાણો તે ચતુરણુકમાં સ્વસમાન પરિમાણુને ઉત્પન્ન કરતાં નથી કેમકે ચતુરણુકનું પરિમાણ મહત્ત્વ અને દીર્ઘત્વ છે. અન્ય ગુણો સ્વસમાન ગુણાન્તરને ઉત્પન્ન કરે છે. અન્ય કોઇ સ્થળે ઘણા પરમાણુઓ મળી અથવા ઘણા દ્વયણુકો મળી અથવા પરમાણુ અને દ્વયણુક મળી કાર્ય થાય છે એમ કહ્યું છે પણ ત્યાં પણ આ પરિમાણુની યોજના સમાન છે,

---

(અપૂર્ણ.)

# स्वस्वरूपमहिमा.

પદ. (સારંગ)

મુજ સ્વરૂપવિષે, અનવધિ આ સામર્થ્ય અનંત પ્રકારે,
જેનો નહિ પાર જણાય કંઇ, જેનું કંઇ માપ શકે ન થઇ,
જેની તુલ્યે છે કોઇ નહિ, મુજ૦
મુજ સ્વરૂપતણા સામર્થ્યવિષે, આ સપ્ત સિંધુ જળબુંદ દીસે,
આકાશ અખિલ અણુસમ ભાસે; મુજ૦
આ સૂર્ય દીસે નાની જ્યોતિ, દમડીવત્ કુબેરસંપત્તિ,
શારદાની ભાસે ન્યૂન જ્ઞપ્તિ;— મુજ૦
પર્વત હિમાલય ને મેરુ, જેનું વર્ણન શું ઉચ્ચારૂં,
ભાસે ઢેકું માટીકેરૂં;— મુજ૦
મુજ સ્વરૂપનું સામર્થ્ય બહુ, જે સમીપે વિશ્વ આ ક્ષુદ્ર લહું,
જે મળતાં અન્ય ન કાંઇ ચહું;— મુજ૦
સામર્થ્ય અનવધિ મુજ નિરખી, રહું પૂર્ણ તૃપ્ત સર્વાંશે સુખી,
રમું અખંડ સ્વરૂપે હું હરખી; મુજ૦

---

# आंतर मनना अद्भुत चमत्कारो.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૫૫ થી)

હીપ્નોટિઝમનું સાહિત્ય અવલોકનારને આ પ્રસંગમાં આ શંકાનો ઉદ્દભવ થવાનો સંભવ રહે છે. હીપ્નોટિઝમનો પ્રયોગ કરનારને અથવા એ પ્રયોગો જોનારને અનેક વાર એવું જણાય છે કે જે પાત્ર થાય છે તે મનુષ્ય જો પોતે એવું ધારે છે કે હું આ મનુષ્યના કહેવાથી હીપ્નોટિઝમમાં આવનાર નથી તો ઘણી વાર એના પર હીપ્નોટિઝમ થઈ શકતું નથી. એ પ્રયોગ કરનાર એ મનુષ્યને હીપ્નોટિઝમની અર્ધજાગ્રત દશામાં લાવી શકતો નથી. વળી કોઇ પ્રસંગે એવું પણ જોવામાં આવ્યું છે કે જે પાત્ર થાય છે તેને લોકભય અધિક

હોય છે તો જેવી પ્રવૃત્તિ કરવાથી પ્રેક્ષકને તે હાસ્યપાત્ર થઇ રહે તેવી પ્રવૃત્તિનું એને સૂચન કરવામાં આવે છે છતાં પણ એ હીપ્નોટિઝમની દશામાં પ્રવેશ્યા પછી પણ કરતો નથી; તેમ જ એ પાત્ર નીતિમાન્ હોય છે તો અનીતિનું કે અવિવેકનું સૂચન એને કરવામાં આવે છે છતાં તેવી પ્રવૃત્તિ એ કરતો નથી. આ આદિ પ્રસંગો હીપ્નોટિઝમનો પ્રયોગ કરનાર સર્વના અનુભવમાં આવે છે. તેથી આ ઉપરથી અહિં શંકા થવા સંભવ રહે છે કે દ્યોતનની અસર અહિં ક્યાં જતી રહે છે? આંતર મન દ્યોતનને વશ વર્તતું હોય તો અહિં પ્રયોગકર્તાનું દ્યોતન કેમ નિષ્ફળ જાય છે? આ શંકા અહિં થવાનો સંભવ છે. પણ વિશેષ વિચાર કરવામાં આવશે તો તેથી એ જણાશે કે આ વ્યતિકરો અત્ર સ્થાપન કરેલા સિદ્ધાંતના વિરોધી નથી પણ પ્રકારાન્તરે એનેજ દઢાવે છે. અત્ર કહેવામાં એ આવ્યું છે કે આંતર મન દ્યોતનને વશ વર્તે છે. એ દ્યોતન તે જેમ પરકૃત હોય છે તેમ સ્વકૃત પણ હોય છે. એવું અત્ર સ્થાપન કરવામાં આવ્યું નથી કે આંતર મન ઇતર મનુષ્યના બાહ્ય મનવડે કરાતા દ્યોતનને અધીન છે. જો એવો સિદ્ધાન્ત અત્ર સ્થાપન કરવામાં આવ્યો હોત તો અવશ્ય આ વ્યતિકરો એ સિદ્ધાન્તને હલાવી નાંખે તેમ છે. પણ એવો સિદ્ધાન્ત અત્ર સ્થપાયો નથી. અત્ર તો માત્ર એટલો જ સિદ્ધાન્ત સ્થપાયો છે કે આંતર મન દ્યોતનને વશ થઇ રહે છે. તેથી જેમ પરકૃત દ્યોતનને એ વશ રહે છે તેમ સ્વ બાહ્ય મનવડે કરાયેલા દ્યોતનને પણ એ વશ રહે તો તેમાં દ્યોતનવશવર્તિત્વનો વિઘાત થતો નથી. અત્ર શંકામાં જણાવેલા વ્યતિકરો એ અધિક અર્થને સૂચવે છે કે આંતર મન ઉભયકૃત–સ્વકૃત તથા પરકૃત–દ્યોતનને વશ વર્તે છે અને તેમાં જો બે વિરોધી હોય છે તો જે દ્યોતન બળવાન્ હોય છે તેનાં કાર્યની પ્રતીતિ આંતર મનમાં થાય છે. આ નિયમપ્રમાણે "હું હીપ્નોટિઝમને વશ થનાર નથી" એવો સંકલ્પ જે મનુષ્ય કરે છે, એવું દ્યોતન પોતે આંતર મનને પ્રયોગના આરંભમાં આપે છે તે મનુષ્યનું આંતર મન આ દ્યોતનને વશ થઇ રહે છે અને તેથી જ પરકૃત દ્યોતન–"તું ઉંઘી જા, તારી આંખ ભારે થઇ છે, નીચે નમી જાય છે, તને ઉંઘ આવે છે" ઇત્યાદિ દ્યોતનો જે પ્રયોગ કરનાર કરે છે તે દ્યોતનને–પછી વશ થતું નથી. આ જ નિયમપ્રમાણે લોકભય દઢમૂલ કરી આંતર મનમાં આવેશરૂપે જેને દઢ થયો છે તે પરકૃત અર્ધજાગ્રતમાં પ્રવેશ્યા છતાં અને પ્રયોગકર્તાતરફથી દ્યોતન થયા છતાં પણ પોતે હાસ્યપાત્ર થાય તેવી પ્રવૃત્તિ એ દઢમૂળ થયેલા અભ્યસ્ત દ્યોતનને લીધે જ કરતો નથી. આ જ નિયમપ્રમાણે અવિવેકનું કે અનીતિનું આચરણ પણ વિવેકી અને નીતિમાન્પાસે પ્રયોગકર્તા કરાવી શકતો નથી. વળી એવું પણ અધિક જોવામાં આવે છે કે પ્રયોગકર્તા જો પોતાની પ્રથમની નિષ્ફલતાથી નિરુત્સાહ થઈ જતો નથી અને વારંવાર દ્યોતન કરતો રહે છે, સમય જોઇ યુક્તિવડે દ્યોતન કરતો રહે છે તો કાલાન્તરે "હું હીપ્નોટિઝમને વશ થનાર નથી" એવું સ્વકૃત દ્યોતન કરનારને પણ પોતાનું પાત્ર કરી શકે છે, કેમકે અહિં અભ્યાસ અને યુક્તિવશાત્ હવે એ પરકૃત દ્યોતન અધિક બળવાન્ થઇ રહ્યું છે. તેથી પ્રસ્તુત વ્યતિકરો વિરોધી નથી પણ અત્ર જણાવેલા સિદ્ધાન્તને જ પોષે છે કે આંતર મન દ્યોતનને અધીન થઇ રહેવાવાળું છે. આ પ્રકારનો સ્વભાવ પરકૃત અર્ધજાગ્રત અથવા સુપ્તિમાં આંતર મનનો સ્ફુટ થાય છે પણ તેટલા ઉપરથી એવું સમજવાનું નથી કે સ્પષ્ટ જાગ્રતના સમયે એનો એ સ્વભાવ જતો રહે છે. સ્પષ્ટ જા-

અલતા સમયે પણ એ સ્વભાવ એવો જ વિદ્યમાન રહે છે. આમ હોવાથી જાગ્રત દશામાં પણ અનેક પ્રકારે મનુષ્યોને ઘોતન આપી શકાય છે. જાગ્રતદશામાં બાહ્ય મન વ્યાપારવાળું રહે છે તેથી એ રૂપ બળવાન્ ચોકીદાર - જાગ્રત્ છે માટે એ વિરોધી સંસ્કારનો, વિરોધી ઘોતનનો પ્રવેશ થવા દેતું નથી, પણ અન્યથી કરાતા ઘોતનનો અયોગ્ય હોય છે તો તેની અયોગ્યતાનો નિર્ણય પોતે કરી તેથી વિરોધી ઘોતન પોતે રક્ષકરૂપે આગળ ધરે છે અને પેલા અયોગ્ય ઘોતનનો આંતર મનમાં પ્રવેશ થવા દેતું નથી. પણ જાગ્રત્ દશામાં પણ એ ચોકી કરનાર બાહ્ય મન જરા પણ ગાફેલ થઈ રહે છે તો તેવે સમયે પરકૃત ઘોતન વિરોધી હોવા છતાં આંતર મનમાં પ્રવેશી જાય છે અને પછી પોતાના કાર્યને ક્રમે કરીને પ્રકટાવે છે. અનેક મનુષ્યોના અનુભવમાં આવ્યું હશે કે મોટા સમર્થ ન્યાયાધીશો તથા વકીલ બેરિસ્ટરોને ઘેર ઘણી વાર નોકરનું અને સ્ત્રીનું ચલણ હોય છે. અમુક નોકર અથવા અમુક પુરુષ અથવા અમુક સ્ત્રી તેમને જેમ નચાવે તેમ તેઓ નાચે છે. આ શાથી? એ આ નિયમથી જ થાય છે. બહાર જ્યારે તેઓ વ્યાપાર કરે છે ત્યારે તેમનું બાહ્ય મન સાવધાન હોય છે અને તેથી જગતને આશ્ચર્ય પમાડે એવું બુદ્ધિબળ તેઓ દર્શાવે છે, નાનાવિધ વિસ્માપક દલીલ તથા યુક્તિની ઝાંખી જગતને તેઓ કરાવે છે. પણ જ્યારે બહારના કાર્યથી શ્રમિત થઈ તેઓ ઘેર આવે છે, ત્યારે શ્રમવશાત્ બાહ્ય મન પોતાની સાવધાનતા ત્યજી દેછે અને તેવા સમયનો લાભ લઈને જ જો નોકર ચાકર આદિ કુશળ હોય છે તો તેમના પ્રતિ તેવી તેવી વાતો ધરે છે અને યુક્તિપૂર્વક પોતે તેમાં પ્રકારવિશેષનું સૂચન કરી દેછે. આથી એ સમયે આંતર મન કે જે બાહ્ય મનની શિથિલતા થવાથી વેગવાળું થયેલું હોય છે તે તરત તે તે સૂચનને-ઘોતનને પકડી લેછે, અને પછી તેના પ્રમાણે તે અભિમાની ન જાણે તેમ પોતાના કાર્યને પ્રકટાવે છે. જેમ હીપ્નોટિઝમમાં પ્રવેશેલા મનુષ્યને એ દશામાં એવું ઘોતન આપવામાં આવે છે કે તું આજથી પાંચમે દિવસે અમુક મૂર્તિને વંદન કરી આવશે તો એ દશામાંથી જાગ્રત્ થયેલો પાત્રભૂત એ મનુષ્ય પાંચમો દિવસ આવે છે ત્યારે નિર્દિષ્ટ સમયે તે મૂર્તિને વંદન કરવા જાય છે, અને પોતે પૂર્વના પરકૃત ઘોતનવશાત્ આમ કરે છે એમ તે જાણતો નથી પણ પોતે પોતાની ઇચ્છાથી, પોતાના આંતર સ્ફુરણથી વંદન કરવા જાય છે એમ માને છે, તે જ પ્રમાણે જાગ્રત્ દશામાં બાહ્ય મનની અસાવધ સ્થિતિમાં નોકર આદિવડે કરાયેલા ઘોતનને અનુસરી તે બુદ્ધિશાલી મનુષ્ય પણ પછી સમય આવે વર્તે છે અને પોતે સ્વતંત્ર જ તેમ પ્રવૃત્તિ કરે છે એમ માની લેછે, અને નોકરાદિના ઘોતનને લીધે બલાત્કારથી મારી પ્રવૃત્તિ થાય છે એવો ખ્યાલસરખો પણ તેને આવતો નથી. આ કારણથી જ નોકર, ચાકર, મિત્ર, સ્ત્રી આદિ સહવાસમાં આવનાર મનુષ્યો સજ્જન હોવાની ખાસ આવશ્યકતા સર્વ પ્રજાનાં શાસ્ત્રો સ્થાપે છે. ઘણા વિદ્વાન્ મનુષ્યો પણ મિથ્યા વહેમી થઈ જાય છે, સમર્થ નૈયાયિક પણ, ક્ષણભર ન ટકી શકે એવા સિદ્ધાન્તને દૃઢ માની લેતા પ્રસંગે જણાય છે, તે સર્વની ઉપપત્તિ આ જ નિયમથી થાય છે. પ્રત્યેક મનુષ્ય પોતે વિચારી જોશે તો તેને પોતાના સંબંધમાં પરકૃત ઘોતનવશાત્ પોતાની ઘણીખરી પ્રવૃત્તિ થતી દૃષ્ટિ આગળ આવ્યા વિના નહિ રહે. આ ઘોતનવશ થવાનો સ્વભાવ આંતર મનનો સ્વભાવ છે તેનો ઉપયોગ પોતાના હિતમાટે કેવા પ્રકારે કરવો તે આગળ વર્ણવાશે. હાલ તો આ સ્વભાવનું જ પ્રતિપાદન અત્ર કરવાનું કામ છે. ઘણા મનુષ્યો આશ્ચર્ય પામે છે કે આવો

બુદ્ધિવાળો અમુક મનુષ્ય છતાં અમુકને વશ કેમ થઈ ગયો છે, બહાર વાઘજેવો ઘરમાં બકરીજેવો કેમ થઇ રહે છે; અમુક વિદ્વાન્ અને શાસ્ત્ર જાણનાર છતાં અમુકના છંદમાં કેમ ફસાયો છે ઇત્યાદિ, તે આ નિયમ જોતાં ઉપપત્તિ પામી જાય છે અને એમાં આશ્ચર્ય જેવું રહેતું નથી. એવું નથી કે સર્વત્ર આવા પ્રસંગોમાં પરકૃત ઘોતન જ કારણ હોય છે, ઘણા ખરામાં સ્વદુર્બલતા, સ્વદોષ આદિ પણ કારણ હોય છે-પણ તે ઉપરાંત આ પરકૃત ઘોતન પણ આવી રીતે કારણ થઈ શકે છે, તેથી એ સર્વનો વિચાર કરનારને આવા પ્રસંગે ખાસ વિસ્મય થવા જેવું રહેતું નથી. આ રીતે આ ચર્ચાથી એ સ્પષ્ટ થાય છે કે બાહ્ય મન અને આંતર મનવચ્ચે આ એક મોટો ભેદ છે; બાહ્ય મન ઘોતનને સર્વથા વશ વર્તતું નથી પણ સ્વતઃ તુલના કરી શકે છે ત્યારે આંતર મન સ્વકૃત તથા પરકૃત ઘોતનને વશ થઈ પડે છે અને એ ઘોતન બાહ્ય મનની શિથિલ દશામાં સારી રીતે આપી શકાય છે તથા એ ઘોતન જાગ્રતમાં અને અર્ધ જાગ્રતમાં બંનેમાં આપી શકાતાં અડચણ નથી.

આ બે મનની વચ્ચે એક બીજો મોટો ભેદ અનુમાનના સંબંધમાં છે. અનુમાન બે રીતે કરવામાં આવે છે. વિશેષ વ્યતિકરો જોવામાં આવતાં તેમની તુલના કરી સામાન્ય નિયમ અનુમાન કરાય છે તે એક અનુમાન છે અને સામાન્ય નિયમ આપ્યો હોય તો તેના પરથી વિશેષના સંબંધમાં અમુક નિર્ણય કરવામાં આવે છે તે બીજા પ્રકારનું અનુમાન છે. દેવદત્ત મનુષ્ય હતો અને તે મરણને પામ્યો છે, યજ્ઞદત્ત મનુષ્ય હતો અને તે મરણને પામ્યો છે, અ, બ, ક આદિ અનેક મનુષ્યો મરણને પામ્યા છે—આ પ્રકારે વિશેષ વ્યતિકરોને અવલોકી તેના પરથી "મનુષ્ય માત્ર મરણધર્મા છે" એવું અનુમાન કરાય છે. રસોડામાં જોતાં વહ્નિમાંથી ધૂમ નીકળે છે, એંજીનમાં જોતાં વહ્નિમાંથી ધૂમ નીકળે છે, તાપણી કરેલી જોતાં ત્યાં પણ વહ્નિમાંથી ધૂમ નીકળે છે—આ આદિ અનેક વ્યતિકરો જોતાં તેપરથી એવો નિર્ણય થાય છે કે ધૂમ વહ્નિમાંથી જ થાય છે, જ્યાં જ્યાં ધૂમ હોય છે ત્યાં ત્યાં તેના મૂલભૂત વહ્નિ હોવો જોઇએ. આ સામાન્ય નિયમરૂપ અનુમાન ઉદાહૃત વિશેષ વ્યતિકરોથી થાય છે. રબરનો કકડો લઇ જોઇએ છીએ તો તેની સપાટી એકસરખી દેખાય છે અને તેના પર અંગુઠ્ઠાવડે દબાણ કરીએ છીએ તો તેમાં ખાડો પડે છે તેથી ખાડો પડવાનું કારણ દબાણ છે એ અનુમાન થાય છે. ચંદ્રની કલામાં જેમ જેમ ફેરફાર થતો જાય છે, તેમ તેમ ભરતી અને ઓટના સમયમાં ફેરફાર થતો જાય છે એ પ્રત્યક્ષ નિરીક્ષણ કરવામાં આવે છે તેપરથી ચંદ્ર અને ભરતીનો સંબંધ છે, ભરતીનું કારણ ચંદ્ર છે એવો નિર્ણય કરાય છે. આ આદિ સર્વ અનુમાનો વિશેષ વ્યતિકરોઉપરથી સામાન્ય નિયમને સ્થાપન કરનાર હોવાથી પ્રથમ પ્રકારનાં અનુમાનનાં ઉદાહરણ છે. આ અનુમાન તે વ્યાપ્તિગ્રાહક અનુમાન (Induction) કહેવાય છે. જે જે દૃઢ સંકલ્પબળવાળા હોય છે તે પોતાનું ઇષ્ટ સર્વત્ર સાધી સદા વિજયી થઇ રહે છે એ નિયમ જાણવામાં આવ્યા પછી અમુક મનુષ્ય દૃઢ સંકલ્પબળવાળો છે માટે એ અવશ્ય વિજયી થનાર છે એવો નિર્ણય કરવો, ધૂમ વહ્નિવિના હોતો નથી એ નિયમ જાણવામાં આવ્યા પછી પર્વતપર ધૂમ દેખાય છે માટે પર્વતપર વહ્નિ અવશ્ય હોવો જોઇએ એ નિર્ણય કરવો, શત સંખ્યા પચાશવિના થતી નથી, માટે જેની પાસે શત રૂપીઆ હોય તેની પાસે પચાશ હોવા જ જોઈએ એ નિર્ણય કરવો, શ્રુતિ આત્માને એક જ કહે છે અને આત્મા જ સત્ય છે એમ કહે છે, તેથી વ્યાવહારિક દશામાં માયાનો સ્વીકાર કરવો અર્થાત્ આમૈક્યની શ્રૌત પ્રતિજ્ઞા

અન્ય કોઈ રીતે બરાબર સિદ્ધ થતી નથી માટે તેની સિદ્ધિ કરવા વ્યાવહારિક સત્તાવાળી માંયાંને વ્યાવહારિક જીવોના વ્યાવહારિક મનના સમાધાનાર્થે સ્થાપવી, ધર્મ એ સુખનું જ અસાધારણ કારણ છે માટે ધર્મિષ્ઠ પ્રાણીઓને પ્રતીત થતાં દુઃખની ઉપપત્તિમાટે પૂર્વજન્મના અનુકૂલ કર્મને સ્વીકારવું, સત્ત્વનો સ્વભાવ જ્ઞાન તથા સુખ છે તેથી જ્ઞાન અને સુખની પ્રાપ્તિમાટે મારે સત્ત્વને પોષવું, ઇત્યાદિ અનુમાનો સામાન્ય નિયમને અંગીકાર કરી તેના પરથી વિશેષ વિષયમાં જતાં હોવાથી દ્વિતીય પ્રકારના અનુમાનનાં ઉદાહરણો છે. આ અનુમાન તે વ્યાપ્તિપ્રયોજ્ય છે. તેથી વ્યાપ્તિ-ગ્રાહક (વ્યાપ્તિપ્રયોજક) અને વ્યાપ્તિપ્રયોજ્ય એવાં બે અનુમાનો થાય છે. આ બે અનુમાનમાં બાહ્ય મન એ બંને પ્રકારનાં અનુમાનો કરી શકે છે ત્યારે આંતર મન માત્ર વ્યાપ્તિપ્રયોજ્ય અનુમાન જ કરી શકે છે. બાહ્ય મન ઉભય પ્રકારનાં અનુમાનો કરી શકે છે એ સર્વત્ર પ્રસિદ્ધ છે. આંતર મન વ્યાપ્તિગ્રાહક અનુમાન કરી શકતું નથી, પણ એક સામાન્ય નિયમ એને આપવામાં આવે છે તો પછી તે પરથી નીકળતા સર્વ વિશેષોને તે લેશ પણ સ્ખલનવિના ખેંચી કાઢે છે. બાહ્ય મન ત્રણ અથવા પાંચ અવયવો વાપરી પ્રયોગવાક્ય કરે છે. આંતર મન પણ જ્યારે જ્યારે વ્યાપ્તિપ્રયોજ્ય અનુમાન કરે છે ત્યારે એવાં પ્રયોગવાક્ય રચી અનુમાન કરે છે એવો ભાવ નથી પણ વિવક્ષિત અર્થ એટલો જ છે કે સામાન્યથી વિશેષનું અનુમાન કરવું તથા વિશેષોપરથી સામાન્યનું અનુમાન કરવું, એ બંને પ્રકાર બાહ્ય મનને માટે ખુલ્લા છે ત્યારે આંતર મનને માટે એક જ પ્રકાર—સામાન્યપરથી વિશેષનું અનુમાન કરવાનો પ્રકાર જ—ખુલ્લો છે. બાહ્ય મન આ દ્વિતીય પ્રકારનો ઉપયોગ કરવામાં અનેક સ્થળે સ્ખલન કરે છે ત્યારે આંતર મન એવાં સ્ખલનો પ્રાયશઃ કરતું નથી પણ સર્વને આશ્ચર્ય થાય તેવી રીતે, તે તે સામાન્ય નિયમથી નીકળતા વિશેષોને અસ્ખલિતપણે અનુમાન કરે છે. આનું સ્પષ્ટીકરણ તથા દૃઢીકરણ નીચેના ઉદાહરણથી થશેઃ બોસ્ટન શહેરના નિવાસી પ્રો. કારપેન્ટરે વોશિંગટન શહેરમાં એક પ્રસંગે કેટલાક ગૃહસ્થોના ખાનગી સમાજઆગળ એક યુવકને હીપ્નોટિઝમની દશામાં મૂક્યો હતો. આ યુવક સુધરેલો અને વિદ્વાન્ ગૃહસ્થ હતો તથા એને તત્ત્વવિચારનો ઘણો શોખ હતો અને તેમાં પણ ગ્રીસ દેશના તત્વશોધકોએ કરેલા તત્ત્વવિચારોનો એણે સારો અભ્યાસ કર્યો હતો તથા એ તત્ત્વશોધકોએ સ્થાપેલી સંસ્થાઓ તથા રચેલાં દર્શનપ્રતિ બહુ માનદૃષ્ટિથી એ જોતો હતો. પ્રેતાવાહનવિદ્યાના જે પ્રયોગો અમેરિકામાં અને અન્યત્ર ચાલે છે તેને એ માનતો હતો, પ્રેતાવાહનવિદ્યાને એ ઢોંગ માનતો હતો. જે સમાજની સમક્ષ એને હીપ્નોટિઝમમાં મૂક્યો હતો, તેમાં પ્રેક્ષકરૂપે અનેક વિદ્વાન્ અને કુશળ સ્ત્રીપુરુષો હતાં અને તે ભિન્ન ભિન્ન ધર્મસંસ્થાના અનુયાયીઓ હતાં. આ પ્રકારની સ્થિતિમાં પ્રો. કારપેન્ટરે એ યુવકને હીપ્નોટિઝમમાં મૂકી પછી પૂછ્યું કે સોક્રેટીસનાં દર્શન કરવા તારી ઇચ્છે છે? એ પ્રશ્ન થતાં જ સોક્રેટીસપ્રતિની બહુ માનદૃષ્ટિને લીધે એ યુવકે પોતાની અત્યંત ખુશી બતાવી, અને કહ્યું કે એમ થાય તો હું પોતાને ધન્યભાગ્ય સમજીશ, પણ સોક્રેટીસ તો મરી ગયેલો છે. પ્રો. કારપેન્ટરે જણાવ્યું કે હા, સોક્રેટીસ મરણ પામ્યા છે પણ એમના પ્રેતને આવાહન કરી તેની સાથે તમારો મેળાપ કરાવીશ. આમ બોલી જણાવ્યું કે જુઓ, આ પેલા ખૂણામાં પ્રેત સોક્રેટીસ ઉભા છે. આ બોલતાં જ તે યુવાને તે ખુણાપ્રતિ દૃષ્ટિ નાંખી અને તરત જ ઉભા થઇ જઇ, પૂજ્યભાવના દેખાવવાળી પોતાની મુખમુદ્રાને તે તરફ વાળી. પ્રોફેસરે રીતસર એ યુવાનને સોક્રેટીસ સાથે મેળવ્યો અને તેમ થતાં એ યુવાને અત્યંત ભક્તિભાવથી તેને વંદન કરી તેને બેસવામાટે ખુરસી આગળ ધરી. પ્રોફેસરે યુવાનને કહ્યું કે તમારે જો

કોઇ પણ પ્રશ્ન પૂછ્યા હશે તો સોક્રેટીસનું આ પ્રેત તમને તેના ઉત્તર આપશે. આમ જણાવ્યું એટલે તે યુવાને વારાફરતી અનેક પ્રશ્નો તેને પૂછ્યા અને તેના તરફથી જે જે ઉત્તરો મળ્યા તેનો ખુલાસો પોતે પ્રેક્ષકોઆગળ કર્યો. તેના પ્રશ્નો જગતની ઉત્પત્તિના સંબંધના હતા અને તેના ઉત્તરમાં મળેલા ખુલાસા એટલા તો આશ્ચર્યકર હતા કે પ્રેક્ષકોને એમ જ લાગ્યું કે ખરેખર સોક્રેટીસે જ એ ખુલાસા કર્યા છે. ઉત્તરની અધ્યાત્મ વિદ્યા, ઉચ્ચ ભાષા, યુક્તિપૂર્ણત્વ આદિ સર્વ સોક્રેટીસની શૈલિનું જ ભાન કરાવતાં. પણ સૌથી વધારે વિસ્મયજનક તો એ પ્રશ્નોત્તરસંદર્ભમાં ચર્ચાયેલી સંપૂર્ણ તત્ત્વવિદ્યા હતી. એ તત્ત્વવિદ્યાના વિચારો એટલા બધા સ્પષ્ટ, સંભવિત અને પરસ્પર અવિરુદ્ધ તથા કુદરતના જ્ઞાત નિયમોને અનુસરતા હતા કે પ્રેક્ષકોમાં સઘળા સ્તબ્ધ થઈ ગયા, અને પરલોકના જીવસાથેના સંવાદને શ્રવણ કરવા પોતે ભાગ્યશાલી થયા છે એમ તેમને ભાન થયા વિના રહ્યું નહિ. કેટલાક પ્રેતાવાહનવિદ્યાને ન માનનારા હતા તેમને પણ દૃઢ થયું કે નિશ્ચય, આ યુવક સોક્રેટીસના પ્રેતસાથે જ ચર્ચા કરી રહ્યો છે. આ થઈ રહ્યા પછી બીજે ઘણે પ્રસંગે એ યુવકને બીજા પ્રેતોસાથે આમ વાર્તા કરાવી હતી અને તે પ્રત્યેક પ્રસંગે જણાયું હતું કે ભિન્ન ભિન્ન પ્રેતસાથે ભિન્ન ભિન્ન રીતે એ યુવક વાત કરતો અને તેમના તરફથી મળેલા ઉત્તર વગેરેની ભાષા, વિચાર આદિમાં અનુરૂપ ફેરફાર હતો. જ્યારે અર્વાચીન તત્ત્વશોધકોનું પ્રેત એને કહેવામાં આવતું ત્યારે તેની સાથેનો સંવાદ તે વર્તમાન શતકનું જ ભાન કરાવતો. પણ આ સર્વ પ્રસંગમાં તત્ત્વવિચારની શ્રેણી એકસરખી રીતે સ્ખલનરહિત જ હતી. વળી એકના એક પ્રેતને જ્યારે પુનઃ એને મેળવવામાં આવતું ત્યારે પૂર્વે તેની સાથે જે ઢબથી, જે ભાષામાં અને જેવી રીતે સંવાદ થયો હતો તે જ પ્રકારે પુનઃ થતો. એ પ્રેતને સ્થાને તે તે મૂળ પુરુષો જો સંવાદમાં હાજર હોય તો તેમનો પરસ્પરનો ભેદ આથી વધારે સ્પષ્ટ થાય તેમ નહોતું. વળી આ સઘળા સંવાદોને શબ્દશઃ છપાવવામાં આવ્યા હોય તો તત્ત્વવિચારનો એક મહાન્ અને ઉત્તમ ગ્રંથ થયા વિના રહે તેમ નહોતું.

આ વ્યતિકર જે અતિ પ્રસિદ્ધ છે તે પ્રસ્તુત નિયમને સ્પષ્ટ કરે છે. પ્રથમ તો આ યુવક જે પાત્ર થયો હતો તે પ્રેતાવાહનને ન માનનાર હતો, આમ છતાં જ્યારે પ્રયોગકર્તાએ એને સોક્રેટીસનું પ્રેત દર્શાવ્યું ત્યારે એ દ્યોતનને અધીન થઇ એનું આંતર મન પ્રવૃત્તિ કરવા લાગ્યું. જાગ્રત્ દશામાં અર્થાત્ એના બાહ્ય મનને જો પ્રેતની વાત કહી હોત તો તે તરત સામે થઇ રહે તેમ હતું. પણ જ્યારે એ મનના વ્યાપાર પ્રશિથિલ થઇ ગયા ત્યારે એના મનથી વિરુદ્ધ દ્યોતન પણ આંતર મને ગ્રહણ કરી લીધું. વળી જ્યારે એ દશામાંથી એ યુવક જાગ્રત્ થયો હતો અને એને સોક્રેટીસના પ્રેતસાથેના સંવાદની વાત કહેવામાં આવી ત્યારે માત્ર ઉપહાસ કરી તે મૌન રહ્યો હતો અર્થાત્ એ દશામાં પુનઃ પ્રેતાવાહનને એ ગપ જ માનતો જણાયો હતો. તેથી આંતર મન દ્યોતનને અધીન થઇ વર્ત્યું છે એ આમાં સ્પષ્ટ થાય છે. અને એ દ્યોતનને અંગિકાર એક વાર કરવામાં આવ્યું એટલે પછી સાક્ષાત્ સોક્રેટીસ સમીપ હોય અને તે જેવા ઉત્તર આપે, જેવા તત્ત્વવિચાર દર્શાવે, જે શૈલિમાં વાત કરે તે સર્વનો પ્રાદુર્ભાવ એના આંતર મનમાંથી થયો હતો. સોક્રેટીસ છે એ સિદ્ધવત્ લેવાયું એટલે પછીના સઘળાં અનુમાનો દ્વિતીય પ્રકારના અનુમાનની શૈલિથી અસ્ખલિતપણે થયાં હતાં એ પણ આથી સ્પષ્ટ થાય છે.

(અપૂર્ણ)

# हत्पद्मस्थित अन्तर्यामी ईश्वरनां दर्शन करनार वृत्तिनां वचनो.

પદ. ( ગૌરી સાંસા લગે વાકે નેન, એ લય.)

વહાલો જોયો મેં પદ્મે છૂપેલ,
  પ્રકાશતો દશ દિશ નિર્જકિરણે, વહાલો૦
તનતરુપર એક કુસુમ મનોહર,
  પાંખડી અષ્ટ ખીલેલ, વહાલો૦
કોઈઉપર દિવ્ય ગાન શુણાતું,
  રસની કો પર વહે રેલ, વહાલો૦
મેનકા રંભાથી કમનીય કો પર,
  અપ્સરા કરતી ખેલ, વહાલો૦
અદ્‌ભુત આવા પુષ્પે કલિકા,
  જાણે સુવર્ણની વેલ; વહાલો૦
પ્રયત્નથી હું પ્રવેશી તેમાં,
  છુપ્યો લહી ત્યાં છેલ; વહાલો૦
પિયુને પામી દુઃખ સઉ વામી,
  અવનવી માણું સહેલ; વહાલો૦

---

# मानस रसायन

अथवा

## यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૨૫૬ થી. )

### પ્રકરણ ૪.

**વૃદ્ધ થવાની મનુષ્યપ્રજાને ટેવ પડી ગઈ છે, અને તે ટેવ ટાળી શકાય એવી છે.**

મનુષ્યનામાં રહેલા આંતર મનનું વિજ્ઞાનાનુસાર પૃથક્કરણ કરતાં નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે કે શરીરની વૃદ્ધ થવાપ્રતિ જે ગતિ થાય છે, તે માત્ર તેને પડેલી એક ટેવ છે. પરંતુ આ ટેવ એવા પ્રકારની છે કે જે આખી માનવપ્રજાને પડી ગઇ છે, અને તે કારણથી જગતમાં જન્મતા પ્રત્યેક બાળકમાં તે વંશપરંપરાથી ઉતરી આવે છે.

આ ટેવના બળથી આપણા સઘળાના આંતર મનમાં એવા વિચારો ચાલ્યા જ કરે છે કે આપણે દિવસે દિવસે ઘરડા થતા જઇએ છીએ, ઘડપણ આવ્યાવિના રહેવાતું નથી, અને તેને અટકાવવાનો કોઇ પણ ઉપાય નથી. આપણે શું કરીએ છીએ તે જાણ્યાવિના જ

આપણે આ વિચારો કર્યા કરીએ છીએ, કારણ કે એ પ્રકારના વિચારો કરવાનો આપણા આંતર મનનો સ્વભાવ બંધાઇ ગયો હોય છે. પરંતુ આ પ્રકારના વિચારો કરવાથી આપણા શરીરમાં ઘડપણને પ્રકટાવવાને આપણે આપણા આંતર મનને નિરંતર પ્રેર્યા કરીએ છીએ; અને જે કરવાની આંતર મનને નિરંતર પ્રેરણા કરવામાં આવે છે, તેને તે નિરંતર કરે છે.

પ્રત્યેક ટેવનું કારણ આંતર મનની કોઈ ક્રિયામાં રહેલું હોય છે, અને જ્યારે જ્યારે આંતર મનની કોઇ ક્રિયા પૂર્ણ બળવાન્ થાય છે ત્યારે ત્યારે તેના પોતાના સ્વભાવથી અથવા તેના સ્વભાવને અનુકૂળ બહારથી થતી કોઈ સૂચનાના બળથી, તે સ્વતઃ ક્રિયાશીલ થાય છે.

ટેવ આંતર મનની ક્રિયા બળવાન્ થતાં બંધાય છે, અને બાહ્ય મન જ્યારે કોઇ ક્રિયાને વારંવાર ફરી ફરીને કરે છે, ત્યારે આંતર મનમાં તે ક્રિયાનો વ્યાપાર બળવાન્ થાય છે.

બાહ્ય મનવડે ઘડપણને ઉત્પન્ન કરનાર અનેક પ્રકારની ક્રિયાઓ થાય છે, અને આમાંની ઘણી ક્રિયાઓ તો મનુષ્યોવડે અનેક યુગોથી એટલી બધી વાર પુનઃ પુનઃ અખંડ કરવામાં આવે છે કે મનુષ્યોનાં આંતર મનમાં તે પૃથક્ બળવાન્ વ્યાપારરૂપ થઈ ગઇ છે. અન્ય શબ્દોમાં કહીએ તો તે ક્રિયાઓ મનુષ્ય પ્રજાને ટેવરૂપ થઈ ગઈ છે.

આ કારણથી ઘડપણને ઉત્પન્ન કરનાર કારણોનું બાહ્ય મનવડે પુનઃ પુનઃ સેવન થવાને લીધે જ ઘરડા થવાની ટેવ આરંભમાં પડી ગઇ હતી; એ જ રીતે અખંડ યૌવનને ઉત્પન્ન કરનાર કારણોનું બાહ્ય મનવડે જો પુનઃ પુનઃ સેવન કરવામાં આવે તો યૌવનને સ્થિર રાખવાની ટેવ પણ પાડી શકાય; અને ગમે તે પ્રકારની ટેવ, આંતર મનમાં તે ટેવથી વિરુદ્ધ પ્રકારનો વ્યાપાર દૃઢપણે સ્થાપવાથી ટાળી શકાતી હોવાથી ઘરડા થવાની ટેવને નિવારવાનો સંભવ અવશ્ય શક્ય છે, એ સિદ્ધ થાય છે.

આંતર મન સર્વ પ્રકારે બદલી શકાય છે, અને સંપૂર્ણ પ્રકારે નવું કરી શકાય છે; અને પ્રત્યેક ટેવ આંતર મનમાં રહેલી હોવાથી, પ્રત્યેક ટેવ ટાળી શકાય છે, એ સ્પષ્ટ છે.

ઘરડા થવાની ટેવ કંઈ કાળથી આખી માનવપ્રજાને પડેલી હોવાથી, હું સ્વભાવથી જ યુવાન્ છું, એ પ્રકારનો નિશ્ચય સ્વીકારવા માત્રથી કોઈ પણ મનુષ્ય યૌવનને સ્થિર રાખવા સમર્થ થઇ શકતો નથી. જો કે કુદરત પ્રતિવર્ષ તેને નવું શરીર આપે છે તોપણ ઘરડા થવાની ટેવ તે નવા શરીરને ઘરડું દેખાડે છે, અને ઘડપણનું ભાન કરાવે છે. આમ હોવાથી નવા શરીરને જો યુવાન્ દેખાવું હોય અને યૌવનનું ભાન કરવું હોય તો ઘરડા થવાની ટેવને આંતર મનમાંથી સંપૂર્ણ રીતે નિવારી નાંખવી જોઇએ.

આ ટેવને નિવારવાને માટે આંતર મનને આ સંબંધમાં બદલવાની જરૂર છે, એટલું જ નહિ પણ જાગ્રત્ અવસ્થામાં જે જે વસ્તુસંબંધમાં આપણું બાહ્ય મન વિચારો કરે, તે વિચારોને પણ પલટી નાંખવાની અગત્ય છે.

આખી માનવપ્રજા ઘરડી થાય છે, તેનું કારણ એ કે પ્રત્યેક બાળક ઘરડા થવાની ટેવ સાથે જ જન્મે છે. આથી ઘડપણનો વિચાર આપણા મનમાં નિરંતર સ્ફુર્યા કરે છે, અને આ નિરંતર સ્ફુરતા વિચારોથી ઘરડા થવાની ટેવને નિરંતર નવું બળ પ્રાપ્ત થતું રહે છે. આમ ન થાય એટલા માટે, યુવાન્ રહેવાનો સ્વભાવ એ જ માત્ર સ્વાભાવિક છે, એ નિશ્ચયને આપણે આપણા મનમાં અખંડ સ્થાપ્યા કરવો જોઇએ.

જે નિયમ અખંડ યૌવનને ઉત્પન્ન કરે છે, તે નિયમને સંપૂર્ણ રીતે અનુકૂળ રહીને વિચાર કરવાનો અને વર્તવાનો આપણા મનને અભ્યાસ પાડીને, આપણી ખોટી ટેવને આપણે જિતવી જોઇએ.

જીવનસંબંધમાં જે કેવળ સત્ય છે, તે સત્યાનુસાર જ જીવનસંબંધના આપણા નિશ્ચયો હોવા જોઇએ, અને કેવળ સત્યને અનુસરીને વિચારતાં મનુષ્ય કદી પણ ઘરડો થતો નથી. કુદરતના નિયમોનો ભંગ કરીને શરીરની નીરોગ સ્થિતિ બદલીને જેમ તે તેની રોગી સ્થિતિ, તેની ઇચ્છામાં આવે તો કરે છે, તે જ પ્રમાણે કુદરતના નિયમોનો ભંગ કરીને, તેની ઇચ્છામાં આવે તો યૌવનને બદલે વૃદ્ધાવસ્થાને તે ગ્રહણ કરે છે; પરંતુ કુદરતના નિયમોના ભંગથી જ ઘડપણ અને રોગ આવી શકે છે. જ્યાં સુધી તે નિયમોનો ભંગ કરતો નથી ત્યાં સુધી તે હંમેશાં નીરોગ અને હંમેશાં યુવાન્ રહે છે.

વંશપરંપરાથી પ્રાપ્ત થયેલી ટેવ ટાળવાને માટે, તે ટેવનાં કારણો આંતર મનમાં દૃઢ થયેલાં હોય છે, એ સિદ્ધાંતને સ્મરણમાં રાખી તદનુસાર આપણે વર્તન કરવું જોઇએ. મનુષ્યને વારસામાં રોગ, અથવા નિર્બળતા, અથવા પ્રતિકૂળ લક્ષણો મળતાં નથી, પરંતુ તેના આંતર મનમાં આ સ્થિતિઓનાં કારણો તેને વારસામાં મળે છે.

આથી માનવપ્રજાની ભૂલો આપણામાં પુનઃ પ્રકટે નહિ એટલા માટે તેમની જે પ્રતિકૂળ ટેવો આપણને વારસામાં મળી હોય તેમને આપણાં આંતર મનમાંથી નિર્મૂળ કરવાની અગત્ય છે. ઘરડા થવાની ટેવ, એ આ પ્રતિકૂળ ટેવોમાંની એક ટેવ છે, અને શરીરમાં ચાલતી નવીકરણની સ્વાભાવિક ક્રિયાને અનુકૂળ વર્તવાની આંતર મનને ટેવ પાડવાથી તે પ્રતિકૂળ ટેવ ટાળી શકાય છે.

પરંતુ ઘડપણનો વિચાર સાચો છે, એવું જ્યાં સુધી આપણે માનતા હોઇએ છીએ ત્યાંસુધી નવીકરણની સ્વાભાવિક ક્રિયાને અનુકૂળ વર્તવાની આજ્ઞા, આંતર મનને આપણું બાહ્ય મન કરી શકતું નથી.

જે વાતને આપણે સાચી માનીએ છીએ, તેના જ સંસ્કાર આંતર મનઉપર આપણે પાડી શકીએ છીએ, અને જેના સંસ્કાર આંતર મનમાં આપણે પાડી શકીએ છીએ તેનાં જ બીજકો જીવનવાટિકામાં રોપાય છે; અને આ બીજકો જ પોતાનાં સજાતીય ફળને ઉત્પન્ન કરે છે.

સાઠ અથવા શિત્તેર વર્ષની ઉમરના વિચારનું વિસ્મરણ કરવું જોઇએ, અને જ્યાં સુધી આપણે યૌવનની ઇચ્છા કર્યા કરીશું ત્યાંસુધી જીવનમાં યૌવનને સ્થિર રાખવાનું સામર્થ્ય છે, એ વિચારને તેને બદલે, આંતર મનમાં દૃઢ કરવો જોઇએ.

મનુષ્યની ભુલોએ આયુષ્યની મર્યાદા સાઠ કે સિત્તેર વર્ષની જ્યાં ત્યાં ઠરી મૂકવાથી સાઠ કે શિત્તેર વર્ષની ઉમર જ આયુષ્યની કુદરતી મર્યાદા છે, અને એથી વધારે આયુષ્ એ માત્ર આકસ્મિક છે, એવો નિશ્ચય મનુષ્યોનાં મનમાં બંધાઈ ગયો છે. પરંતુ મનુષ્યની ભૂલોથી ઉત્પન્ન થયેલાં કાર્યો, કુદરતના નિયમોથી ઉત્પન્ન થતાં કાર્યોનું સમર્થન કરતાં નથી.

કુદરતના નિયમો સ્પષ્ટપણે દર્શાવે છે કે જીવનના સંભવોની કોઇ મર્યાદા નથી, તેમ જ અમુક ખાસ કાર્યોમાં જ જીવનની મર્યાદા આવી રહે છે, એમ પણ નથી જીવનનાં સામર્થ્યોને ઘડપણ ઉત્પન્ન કરવું જેટલું સહેલું છે, તેટલું જ યૌવન ઉત્પન્ન કરવું સહેલું છે; એક કાર્ય કરવામાં જેમ તેને અધિક બળની જરૂર પડતી નથી તેમ અન્ય કાર્ય કરવામાં પણ તેને જરા પણ અધિક બળની અગત્ય પડતી નથી; પણ આ સામર્થ્યોએ કયું કાર્ય કરવું–ઘડપણ કે યૌવન–તેનો નિર્ણય મનુષ્યે પોતે કરવો જોઇએ.

એક દિવસ જીવવામાં જેટલા જીવનબળની અગત્ય પડે છે, તેના કરતાં એક હજાર વર્ષ જીવવામાં વધારે જીવનબળની અગત્ય પડે છે, એવું છે જ નહિ. જીવવાથી જીવન ખુટતું નથી, પણ ઉલટું જીવનસામર્થ્ય વિકાસને પામે છે. જીવનનો દુરુપયોગ જ માત્ર આયુષ્યને ખુટાડે છે. તેથી કરીને કેમ જીવવું, તેનું જ્યારે મનુષ્ય જ્ઞાન મેળવે છે ત્યારે મનુષ્યની ભૂલેથી જે સ્થિતિઓ પ્રકટી છે, તે સ્થિતિઓથી તે કોઇ પણ પ્રકારે બંધાઈ નહિ રહે.

અમુક કાર્યો પૂર્વે થયાં છે, માટે હવે થવાં જ જોઇએ એવું માન્યા કરવાથી આપણા મનને આપણે માનવપ્રજાને પડેલી ટેવોના સ્વરૂપનો વિચાર કર્યાવિના તેમની સંપૂર્ણ ગુલામગીરીમાં મૂકી દઇએ છીએ, પછી તેમનાથી હાનિ થતી હોય કે ન થતી હોય.

સત્યવિના બીજું કશું જ માનવાને આપણે બંધાયલા નથી; આપણું અને સર્વનું સર્વોત્તમ કલ્યાણ થાય, એવું કરવાવિના બીજું કશું જ કરવાને આપણે બંધાયલા નથી; અને શું માનવું અને શું કરવું, તેનું યથાર્થ જ્ઞાન તો જીવનનું ખરૂં સ્વરૂપ સમજવાથી જ આપણી બુદ્ધિમાં પ્રકાશિત થાય છે.

પ્રાણિમાત્ર વૃદ્ધ થાય છે, માટે આપણે પણ વૃદ્ધ થયા કરવું, એ સ શાસ્ત્ર નથી. કુદરત જ્યાં સુધી વૃદ્ધ થવાની ફરજ પાડતી નથી ત્યાં સુધી સ્વતંત્ર મન વૃદ્ધ થવાને સ્વીકારતું નથી. અને જે મન સ્વતંત્ર છે, મનુષ્યપ્રજાના બાંધી બેઠેલા વિચારોના બંધનમાં નથી, સત્ય જે પ્રકારનું છે, તે પ્રકારના વિચારો કરવાને સ્વતંત્ર છે તેવા મનને કુદરત સ્પષ્ટ પ્રકારે કહે છે કે તેણે જો પોતાના સ્વધર્મનું પાલન કરવું હોય તો તેણે યૌવનને સ્થિર રાખી રહેવું જ જોઇએ.

મનુષ્યોનું મન જે પ્રતિકૂળ ટેવો અને વૃત્તિઓ વંશપરંપરાથી તેને વારસામાં મળેલી છે, તેમને જ વસ્તુતઃ અનુકૂળ થઈ ગયેલું હોય છે. શરીરનાં સામર્થ્યો આ પ્રતિકૂળ ટેવોને જ પૂર્ણ રીતે અનુસરે છે, કારણ કે તેમના ઉપર આંતર મનની સત્તા છે, અને આંતર મન તેનામાં જેવા સંસ્કાર પડ્યા હોય છે, તે પ્રમાણે જ સર્વદા વર્તે છે.

આથી સ્પષ્ટ થાય છે કે મનુષ્યો પુષ્કળ કામો, તેઓ ખરાં અને સ્વાભાવિક છે માટે કરે છે, એમ નથી, પરંતુ તેમ કરવાની પરંપરાથી તેમને ટેવ પડી ગઇ હોય છે માટે કરે છે; અને મનુષ્યપ્રજાના મોટા ભાગને જે ટેવો પડી ગઇ હોય છે તે ટેવો ઘણા પ્રાચીન કાળમાં મનુષ્યોવડે સેવાયલી ભૂલોથી પડી ગઇ હોય છે તેથી વર્તમાન કાળના મનુષ્યોએ પોતાના પ્રતિ પોતાના સ્વધર્મનું જો યથાર્થ પાલન કરવું હોય તો તેમણે પોતાના જીવનનું ફરીને પરીક્ષણ કરવું જોઇએ. પ્રાચીન કાળથી અમુક કામો થતાં આવ્યાં છે, માટે તેમણે તે કર્યા કરવાં ન જોઇએ. જીવન વસ્તુતઃ કેવું છે, તે શીખવાનો અને તદનુસાર વર્તન કરવાનો હવેથી તેમનો ઉદ્દેશ હોવો જોઇએ.

મનુષ્ય કેવા વિચારો કરે છે, એ વાત અત્યંત મહત્વની છે, કારણ કે જે વિચારો તે દૃઢ વિશ્વાસપૂર્વક કરે છે, અથવા જે વાતને તે ખરા મનથી માને છે, તેના સંસ્કાર તેના આંતર મનઉપર પડે છે, અને જેના દૃઢ સંસ્કાર આંતર મનઉપર પડે છે, તે કામને આંતર મન અવશ્ય કરે છે.

( અપૂર્ણ )

---

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૫૯ થી )

## ( ૮ )

## આપણે જોઇતી વસ્તુઓસાથે ઐક્ય.

ઇચ્છામાં જે આપણે જોઇતું હોય તે સઘળું આપણી પાસે આકર્ષી લાવવાનું સામર્થ્ય છે, એવાં માનસશાસ્ત્રનાં ધૃષ્ટાંતવાયાં વચનો વાંચીને અથવા સાંભળીને ઉંધે માર્ગે દોરાતા ના ઇચ્છામાં પોતાનામાં જે તમારે જોઇતું હોય તે આકર્ષી લાવવાનું કંઇ જ બળ નથી; પરંતુ ઇચ્છામાં તમને યથાર્થ વિચાર કરવાના પ્રદેશમાં આણવાનું બળ છે, અને યથાર્થ વિચાર અને યોગ્ય કૃતિ તમારી તથા તમારી ઇચ્છેલી વસ્તુઓનો સંબંધ કરાવ્યા વિના કદી પણ રહેતાં નથી.

તમારા અંતઃકરણમાં ઇચ્છા પ્રકટીને એવું સૂચવે છે કે હાલ તમે જેવું જીવન ભોગવો છો તેના કરતાં વધારે ઉત્કટ જીવન ભોગવવાને તમે યોગ્ય છો; અને જ્યારે તમે કોઇ ખાસ વસ્તુની ઇચ્છા કરો છો ત્યારે તે એવું સૂચવે છે કે તે વસ્તુની તમને પ્રાપ્તિ થવાથી તમે વધારે મોટું જીવન ભોગવવાને સમર્થ થશો. ઇચ્છા એ આપણા અંતઃકરણમાં ઉઠતું ઈશ્વરી સ્ફુરણ છે. એ એક વિશ્વવ્યાપી જીવનતત્ત્વ છે. તે સર્વમાં છે, તથા સર્વસ્વરૂપ છે. આ જીવનતત્ત્વ પોતાનામાં રહેલી અસંખ્ય શક્તિઓને બહાર પ્રકટ કરવાને નિરંતર પ્રયત્ન કર્યાં જ કરે છે; જીવનને અધિક અધિક વિસ્તારવાળું અને પૂર્ણ કરવાનો તેનો નિરંતર પ્રયાસ ચાલ્યા જ કરે છે. આ જીવનતત્ત્વ તમારામાં પણ છે, અને તમારામાં પોતાનો વિકાસ અધિક અધિક કરવાને તે નિરંતર યત્ન કર્યાં જ કરે છે. તમારામાં રહેલું આ વિશ્વવ્યાપી જીવનતત્ત્વ જ ઇચ્છાનું મૂળ છે. મોક્ષપર્યંતની સર્વોત્કૃષ્ટ સ્થિતિએ તમને પહોંચાડવાને માટે તે તમારામાં સ્ફુર્યાં જ કરે છે. તે તમારામાં રહેલી ઈશ્વરી શક્તિ છે, અને તમને જ્યાં સુધી સર્વોત્કૃષ્ટ સુખમાં તે નહિ સ્થાપે, ત્યાં સુધી તે તમારા અંતઃકરણમાં સ્ફુરતી કદી અટકવાની નથી. તમારામાં રહેલા એ ઈશ્વર જ તમને વિવિધ વસ્તુઓની ઇચ્છા સ્ફુરાવે છે, કારણ કે તે વસ્તુઓનો ઉપયોગ કરવાથી જ તમારું જીવન વિપુલ થાય છે. તમારામાં રહેલા ઈશ્વરને તમારા દ્વારા પોતાનામાં રહેલા ઐશ્વર્યને બહાર પ્રકટાવવાની ઇચ્છા છે, અને વસ્તુઓનો ઉપયોગ કરવાથી જ તેમ થઇ શકે છે. જેમ વધારે વસ્તુઓ તમારી પાસે હોય છે, તેમ તમારામાં રહેલા ઈશ્વર તમારા દ્વારા પોતાનું ઐશ્વર્ય વધારે દર્શાવી શકે છે. તમે ઈશ્વરને પ્રતીતિમાં આવવાનું દ્વાર છો, અને તેથી જેમ તમારું જીવન અધિક વિપુલ થાય છે, તેમ તમારા દ્વારા ઈશ્વર અધિક પ્રતીતિમાં આવે છે. જે વસ્તુઓની તમે ઇચ્છા કરો છો, તે વસ્તુઓમાં પણ ઈશ્વર હોય છે, અને તેથી તે વસ્તુઓ પણ જેટલી તમે તેમની ઇચ્છા કરો છો, તેટલી જ તમારી પાસે આવવાની ઇચ્છા કરે છે. અને તોપણ આ પ્રકારની એકલી ઇચ્છા તે વસ્તુઓને તમારી પાસે આકર્ષી આણવાને અસમર્થ છે.

તમે જે વસ્તુઓની ઇચ્છા કરોછો, તે વસ્તુઓ તમને મળતી નથી, પરંતુ જે વસ્તુઓસાથે તમે તમારો પોતાનો માનસિક સંબંધ બાંધો છો તે જ વસ્તુઓ તમને મળે છે. જે

વસ્તુની તમે ઇચ્છા કરો છો, તે વસ્તુની સાથે જ્યારે તમે પોતે મનથી સધાઓ છો ત્યારે તે વસ્તુ તમને પ્રાપ્ત થાય છે; અને તે જ પ્રમાણે જે વસ્તુ તમારે જોઇતી નથી, તે વસ્તુની સાથે પણ તમે મનથી સંબંધ કરો છો, ત્યારે તે વસ્તુ તમને મળે છે. જ્યારે તમારા જીવનમાં તમને તમારી ઇચ્છેલી વસ્તુઓ પ્રાપ્ત થાય છે ત્યારે તેનું કારણ એ છે કે તમે મનવડે તેમનો સંબંધ કર્યો છે; તે જ પ્રમાણે જ્યારે તમને ન ગમતી વસ્તુઓ તમને મળે છે ત્યારે પણ તેનું કારણ તે જ છે.

જ્યારે તમે કોઇ વસ્તુની ઇચ્છા કરો છો ત્યારે તે વસ્તુપ્રતિ તમારી કેવી ભાવના હોય છે? તમે તે વસ્તુની સાથે તમારો સંબંધ થાય—તમારી એકતા થાય—એવું ઇચ્છો છો. તમે તે વસ્તુ તમને પ્રાપ્ત થાય, અને તેનો તમે ઉપભોગ કરો એવું ઇચ્છો છો. તમારી અને તે વસ્તુની વચ્ચે કશો અંતરાય ન રહે, એવું તમે ઇચ્છો છો. તે વસ્તુની સાથે બને એટલો નિકટનો સંબંધ બાંધવાની તમારી ઇચ્છા છે. સ્થૂલ પદાર્થોવાળા આ જગતમાં તમારા શરીરસાથે તેનો બાહ્ય સંબંધ થાય, અને તમને તેનું પૂર્ણ સ્વામિત્વ પ્રાપ્ત થાય, એવી તમારી ઇચ્છા છે. કોઇ પણ રીતે તેનાથી છૂટા થવાની તમારી ઇચ્છા હોતી નથી. કોઈ પણ વસ્તુની ઇચ્છા થવી એનો અર્થ જ એ છે કે તે વસ્તુની સાથે બાહ્યથી એક અને અભિન્ન થઇ રહેવું. હાલ તે વસ્તુ તમારાથી વેગળી છે—તમારા સંબંધવાળી નથી—તમારી સાથે એકતાને પામી નથી. તમે તેને તમારી અત્યંત નિકટ, તમારા અત્યંત સંબંધવાળી તમારી સાથે એકતાને પામે એવું ઇચ્છો છો. આ પ્રકારનો તમારા મનમાં થતો વ્યાપાર, એ ઇચ્છા છે.

બાહ્ય જગતમાં કોઇ વસ્તુની સાથે અત્યંત સંબંધવાળા થવાનું પ્રથમ પગથીયું આંતર જગતમાં તેની સાથે અત્યંત સંબંધવાળા થવું, એ છે. તમારા મનમાં તે વસ્તુની સાથે જો તમે સંબંધવાળા થશો તો આ સ્થૂલ જગતમાં તમે અવશ્ય તેની સાથે સંબંધવાળા થવાના. જો તમારા મનનો તમે તે વસ્તુની સાથે અત્યંત નિકટતાવાળો સંબંધ કરશો તો તમારા શરીરનો પણ તેની સાથે અત્યંત નિકટતાવાળો સંબંધ થવાનો જ. તમારા શરીરથી તે વસ્તુને વિખુટી પાડવાની જો તમારી ઇચ્છા ન હોય તો તમારે તમારા વિચારમાંથી તેને વિખુટી પાડવી નહિ જોઇએ. કોઇ વસ્તુની ભણીને તમને ગમે તેટલી ઇચ્છા હશે પણ વિચારમાં જો તમે તેનાથી વિખુટા પડેલા રહેતા હશો તો તે વસ્તુ તમને પ્રાપ્ત નહિ થાય: અને કોઇ વસ્તુઉપર ભણીને મને ગમે તેટલો અણગમો અને તિરસ્કાર હશે તો પણ વિચારમાં જો તમે તેની સાથે જોડાયલા રહેતા હશો તો તે તમને પ્રાપ્ત થશે, અને તમારી પાસે ધામા નાંખીને પડી રહેશે.

પેલા મનુષ્યને જુઓ. તેની હાલત બહુ ખરાબ છે. પોતાની સ્થિતિ સુધરે એવી તેની ઇચ્છા છે. તેને ઉત્તમ પાડોશમાં એક સુંદર ઘર જોઇએ છે, પણ તે કહે છે "મને કોઇ સારા પાડોશમાં સારૂં ઘર મળે એવી આશા જ નથી. મારા ઘરડાઓ આ જ પોળમાં ઝુંપડો વર્ગથી રહેતા આવ્યા છે, અને હું ધારૂં છું કે મારે પણ હંમેશાં આવા ઘરમાં જ પડી રહેવાનું છે." આ માણસ કેવી ક્રિયા કરે છે? પોતાની દુઃખદ સ્થિતિનું માનસિક ચિત્ર તે રચે છે, અને તે ચિત્રની મધ્યમાં બધા વખત પોતે બેઠો રહે છે. જે સ્થિતિ તેને

જોઇતી નથી તે સ્થિતિસાથે પોતાનો માનસિક સંબંધ તે બાંધે છે અને આ સંબંધવાળું ચિત્ર તે પોતાના મનમાં અખંડ ખડું રાખે છે. આપ્રમાણે જે સ્થિતિ તેને જોઇતી નથી, તે સ્થિતિમાં તેને કાયમ રાખવાને તેના વિચારનું બળ તે કામે લગાડે છે. ખરી રીતે તો જે સ્થિતિની તેને ઇચ્છા છે, તે સ્થિતિની મધ્યમાં પોતે છે, એવું માનસિક ચિત્ર તેણે કલ્પવું જોઇએ, અને તે ચિત્રને જ પોતાના મનમાં આરૂઢ રાખવું જોઇએ.

પેલી સ્ત્રીનું ઉદાહરણ લો. તેને જેવાં જોઇએ તેવાં સારાં વસ્ત્રો તથા અલંકારો પ્રાપ્ત નથી. ઉત્તમ વસ્ત્રાભૂષણોને માટે તેનું મન પ્રજળ્યા કરે છે, પણ તે કહે છે, " મારી સાસુ બિચારી પણ ઉઘાડી બાવળીયાજેવી ફરતી, અને મહામુશીબતે તેને વરસમાં બે સાલ્લા મળતા. ગરીબ લોકોને બિચારાંને આટલું પણ નથી મળતું, અને આવા વખતમાં મને આથી વધારે મળે, એવી મને આશા નથી. " આ સ્ત્રી કેવી ક્રિયા કરે છે ? જે વસ્તુઓ તેને જોઈતી નથી, તેમની સાથે જ તે પોતાના મનમાં અખંડ સંબંધ બાંધ્યા કરે છે, અને જે વસ્તુઓ તેને જોઇએ છે, તેમનાથી પોતાને વેગળી ને વેગળી રાખ્યા કરે છે. સામાન્ય સ્થિતિનાં મનુષ્યોની સાથે તે પોતાના મનને વસ્તુતઃ સંબંધવાળું કરતી નથી, પરંતુ તેમની નિર્ધનતાની સાથે તે પોતાના મનને સંબંધવાળું કરે છે. સામાન્ય સ્થિતિનાં મનુષ્યોની સાથે મનને સંબંધવાળું કરવું, એમાં કંઈ દોષ નથી, કારણ કે સામાન્ય સ્થિતિનાં મનુષ્યો શ્રીમંતો કરતાં ઘણેભાગે ઓછા દોષવાળાં અને અધિક બુદ્ધિવાળાં હોય છે, પરંતુ તેમની નિર્ધનતાની સાથે જ્યારે તમે તમારા મનનો સંબંધ કરો છો ત્યારે તમે તેમને તથા તમને પોતાને, એમ બન્નેને હાનિ કરો છો. જે સ્થિતિમાં તેઓ હાલ છે, તેના કરતાં ઘણી જ વધારે સારી સ્થિતિમાં તેઓ હોવાં જોઇએ; અને તમારા મનમાં તેમનો તે સારી સ્થિતિસાથે સંબંધ તમારે કલ્પવો જોઇએ. સામાન્ય વર્ગનાં મનુષ્યોને સામાન્ય સ્થિતિમાં પડ્યા રહેવાનું કશું જ કારણ નથી. તેઓ સામાન્ય સ્થિતિસાથે પોતાના મનનો સંબંધ કરી રહ્યા છે, માટે જ સામાન્ય સ્થિતિમાં પડી રહ્યા છે. સર્વોત્તમ સ્થિતિસાથે પોતાના મનનો સંબંધ કરવાનો જ્યારે સામાન્ય વર્ગનાં મનુષ્યો અભ્યાસ પાડશે, ત્યારે સામાન્ય સ્થિતિનો જગતમાંથી અંત આવશે. પછી ખાદીની બંડીઓ કે માદરપાટનાં પહેરણો અને એવી જ હલકી હલકી વસ્તુઓ જગતમાં બનાવવાની જરૂર જ નહિ રહે.

ઉપર જે સ્ત્રીનું ઉદાહરણ લીધું છે, તેણે પોતાની કલ્પના જ્યાં સુધી પહોંચી શકે એવાં ઉત્તમમાં ઉત્તમ વસ્ત્રો તથા અલંકારોનાં માનસિક ચિત્રો રચવાં જોઇએ, અને પોતે તે સર્વ ધારણ કરેલાં છે, એવી કલ્પના કરવી જોઇએ. પોતાના માનસિક જગતમાં આ વસ્તુઓના ધણીપણાવાળાં થઇને તેણે રહેવું જોઇએ, અને હાલ જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં પોતાને પોતાના મનમાં જોયા કરવાનું સમૂળગું છોડી દેવું જોઇએ. હાલ જે સ્થિતિમાં તે છે, તે સ્થિતિને પોતાના મનોમય જગતમાંથી દેશવટો આપવો જોઇએ—તે સ્થિતિને પોતાનાથી કરોડો ગાઉ દૂર ફેંકી દેવી જોઇએ—અને જે સ્થિતિની તેને ઇચ્છા છે, તે સ્થિતિસાથે પોતાનો સંબંધ જોડવો જોઇએ. પોતાની ઇચ્છેલી સ્થિતિમાં જ પોતે છે, એવો પોતાના સંબંધનો વિચાર તેણે પોતાના અંતઃકરણમાં આરૂઢ રાખવો જોઇએ, અને આમ થતાં તેના વિચારમાં તેની ઇચ્છેલી સ્થિતિપ્રતિ તેને લઈ જવાનું, અને તેની ઇચ્છેલી સ્થિતિને તેના પ્રતિ આકર્ષી

આણુવાનું દઢ સામર્થ્ય જામશે. હવાઇ કિલ્લા બાંધવાની પેઠે, અથવા સ્વપ્નના તરંગોની પેઠે તેણે આમ કરવું નહિ જોઇએ, પણ દઢતાથી, ઉદ્દેશપૂર્વક અને શ્રદ્ધાથી કરવું જોઇએ. જે સ્થિતિની પોતાને જરૂર છે, તે સ્થિતિની સાથે પોતાના મનને જોડવાની સાથે તેણે જે સ્થિતિમાં તે હાલ છે, તેનાં કર્તવ્યો સર્વોત્તમ પ્રકારે કરવાં જોઇએ. ઘણા જ અલ્પ સમયમાં અચિંત્ય માર્ગ પોતાના આગળ ઉઘડેલા તેને જણાશે, અને પોતાની ઇચ્છાની સિદ્ધિને માટે તે માર્ગોમાં પ્રયાણ કરતાં તેણે સંકોચ ધરવાનું પ્રયોજન નથી. સ્થૂલ જગતમાં જે તમારે જોઇતું હોય તે પ્રાપ્ત કરવાને માટે માનસિક જગતમાં તે વસ્તુની સાથે દઢ સંબંધવાળા થઇ રહો. બુદ્ધિપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક તે વસ્તુનું તમને સ્વામિત્વ છે, એમ મનમાં જુઓ, અને મનમાં તેનો ઉપયોગ કરો, અને અલ્પ સમયમાં સ્થૂલ જગતમાં તમને તેનું સ્વામિત્વ પ્રાપ્ત થશે, અને સ્થૂલ શરીરવડે તમે તેનો ઉપભોગ કરશો.

આરોગ્યની પ્રાપ્તિમાં પણ આ જ નિયમ લાગુ પડે છે. એક મનુષ્યનું દૃષ્ટાંત લઇએ. તે કહે છે કે " મારા બાપને તથા દાદાને પણ આ રોગ હતો, અને તેથી તેઓ મરી ગયા હતા. આ રોગ અમારા કુટુંબમાં વંશપરંપરાથી ઉતરતો આવે છે. " આ મનુષ્ય કેવી ક્રિયા કરે છે ? તે ખાસ રોગસાથે પોતાના મનમાં તે પોતાનો સંબંધ જોડે છે, અને યોગ્ય સમય વીતતાં તેના શરીરમાં તે રોગને પ્રકટાવ્યાવિના તે રહેતો જ નથી. બીજા મનુષ્યનું ઉદાહરણ લો. તે કહે છે કે " હું જન્મથી જ નબળા બાંધાનો છું. " શારીરિક નબળાઇસાથે તે પોતાનો માનસિક સંબંધ જોડે છે, અને જ્યાં સુધી આ સંબંધને તે રાખી રહે છે ત્યાં સુધી તે શરીરે કદી પણ બળવાન્ થતો નથી. એક મનુષ્ય કહે છે, " મારે ખાવામાં બહુ કાળજી રાખવી પડે છે. " આ મનુષ્ય પોતાના મનમાં અજીર્ણસાથે પોતાનો સંબંધ જોડનારો છે. એક સ્ત્રી કહે છે,:" મારે જેટલાં છોકરાં થાય છે તે બધાં પાંચ વર્ષનાં થવા પહેલાં મરી જાય છે. " આ સ્ત્રી જાણતી નથી કે માનસિક જગત્માં પોતાનાં બાળકોના અકાળ મૃત્યુના કારણસાથે તે પોતાનો સંબંધ કરે છે.

સ્મરણમાં રાખો કે તમારા મનમાં જો તમે વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યસાથે તમારો સંબંધ બાંધ્યો હશે તો ગમે તેટલી ઇચ્છા અથવા ભાવના કરવાથી તમે નીરોગ, યુવાન્ અથવા દીર્ઘ આયુષ્યવાળા થશો નહિ. નીરોગ થવાને માટે તમારે તમારા મનમાં આરોગ્યની સાથે અખંડ સંબંધ બાંધવો જોઇએ; યૌવનને સ્થિર રાખવાને માટે તમારે યૌવનની સાથે તમારા મનમાં નિરંતર અભિન્ન રહેવું જોઇએ; અને દીર્ઘ આયુષ્ય ભોગવવાને માટે તમારે તમારા મનમાં જીવનની સાથે ઐક્ય ભાવને પામવું જોઇએ. તમારા મનમાં તમને કદી માંદા ન જુઓ; વાણીવડે, તમે માંદા છો એવું કદી ન બોલો; અને તમે માંદા છો, અથવા ભવિષ્યમાં માંદા પડશો, એવો મનમાં કદી વિચાર ન કરો. અને અધિકમાં માંદા માણસજેવું વર્તન કદી ન કરો. વર્તમાન કાળમાં તેમ જ હવે પછીના સર્વ કાળમાટે, મનમાં આરોગ્યસાથે જ તમારો સંબંધ બાંધો; ભવિષ્યમાં દૃષ્ટિ નાંખો, અને તમને પૂર્ણ આરોગ્યવાળા અને ઘણા જ બળવાન્ પુરુષરૂપે જુઓ. પૂર્ણ આરોગ્યવાળા પુરુષરૂપે તમે તમારું તમારા મનમાં ચિત્ર રચી રાખો. અને આ ચિત્રથી જુદી જાતનો કોઇ પણ વિચાર કદી પણ સેવો નહિ. મનમાં પૂર્ણ આરોગ્યમય થઇ રહો, અને પૂર્ણ આરોગ્યવાળો મનુષ્ય જેવા

વિચારો કરે તેવા વિચારો કરો. આમ કરવાથી જ તમે મનવડે આરોગ્યની સાથે સંબંધવાળા અને રોગથી વિયોગવાળા થશો, અને અલ્પ સમયમાં તમારા શરીરમાં તમે આરોગ્યને પ્રકટેલું અને રોગનો નાશ થયેલો જોશો. જે જે વસ્તુની ઇચ્છા કરો, તેમની સાથે મનમાં પ્રથમ સંબંધવાળા થાઓ, અને બાહ્ય જગતમાં તે તમને મળ્યાવિના રહેશે જ નહિ એવી શ્રદ્ધા ધરો. તમને તે અવસ્ય મળશે જ.

( અપૂર્ણ ).

---

# શ્વસનવિદ્યાકલા.

( અનુસંધાન ૨૧ મા વર્ષના પૃષ્ઠ ૩૦૨ થી ).

## પ્રકરણ ૩૧.

### શરીરમાંથી કોઇ વ્યાધિ કેવી રીતે નિવારવો.

શરીરમાં થયેલા વિવિધ વ્યાધિઓ ટાળવાને માટે ચૌદમા પ્રકરણથી તે પચીસમા પ્રકરણસુધીમાં જે બાર જીવનપ્રદ ક્રિયાઓ સૂચવવામાં આવી છે, તેમનો ઉપયોગ કરવાનો છે. કયા વ્યાધિમાં કયા ક્રિયાઓનો ઉપયોગ કરવો, તે નીચે સવિસ્તર જણાવવામાં આવ્યું છે. આ ક્રિયાઓની સાથે સામાન્ય કસરત કરવાથી સત્વર લાભ થાય છે.

**રુધિરની ન્યૂનતા:**—૧૪ મા પ્રકરણમાં કહેલી જીવનપ્રદ દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી, તથા ૧૪ થી ૨૫ પ્રકરણમાં કહેલી બારે જીવનપ્રદ ક્રિયા કરવી, તથા સામાન્ય કસરત કરવી.

**રુધિરવિકાર અથવા અશુદ્ધ લોહી:**—૧૪ મા પ્રકરણમાં કહેલી જીવનપ્રદ દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા, તથા ૧૬, ૨૦, અને ૨૪ મા પ્રકરણોમાં કહેલી જીવનપ્રદ ક્રિયાઓ કરવી.

**મંદ રુધિરાભિસરણ:**—૧૭, ૧૮, ૨૦ તથા ૨૨ મા પ્રકરણોમાં કહેલી ક્રિયાઓ કરવી.

**શ્વાસ, ઉધરસ વગેરે:**—૧૪, ૧૭, ૨૦ અને ૨૩ પ્રકરણોમાં અથવા ૨૮ મા પ્રકરણમાં કહેલી ક્રિયા કરવી.

**પિત્તવિકાર તથા યકૃતના વ્યાધિઓ:**—૨૦, ૨૧, તથા ૨૩ મા પ્રકરણમાં કહેલી અથવા ૨૮ મા પ્રકરણમાં કહેલી ક્રિયા કરવી.

**મોટા નળના વ્યાધિઓ:**—૨૧ અને ૨૩ મા પ્રકરણમાં કહેલી અથવા ૨૬ મા પ્રકરણમાં કહેલી ક્રિયા કરવી.

**શ્લેષ્મ, શરદી:**—૧૮, ૧૯, અને ૨૦ મા પ્રકરણમાં કહેલી અથવા ૨૮ મા પ્રકરણમાં કહેલી ક્રિયા કરવી.

**બંધકોશ:**—૨૧, ૨૩, અને ૨૪ મા પ્રકરણમાં અથવા ૨૬ મા પ્રકરણમાં કહેલી ક્રિયા કરવી.

**મંદાગ્નિ:**—૧૭ અને ૨૩ મા અથવા ૧૪ મા પ્રકરણમાં કહેલી જીવનપ્રદ દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી.

**જલોદર**:—૧૬, ૧૭, ૧૮ અને ૨૦ મા પ્રકરણની ક્રિયાઓ કરવી.

**અતિસાર**:—૨૧ અને ૨૩ મા પ્રકરણની અથવા ૨૬ મા પ્રકરણની ક્રિયા કરવી.

**નેત્ર અને કર્ણના વ્યાધિઓ**:—૧૮ તથા ૧૯ મા પ્રકરણની અથવા ૨૭ મા પ્રકરણની ક્રિયા કરવી.

**સ્ત્રીઓના વ્યાધિઓ**:—૨૦ તથા ૨૧ મા પ્રકરણની અથવા ૨૭ મા પ્રકરણની ક્રિયા કરવી.

**જનનેંદ્રિયના વ્યાધિઓ**:—૨૦, ૨૧ તથા ૨૨ મા પ્રકરણની અથવા ૨૭ મા પ્રકરણની ક્રિયા કરવી.

**વાતરક્ત**:—૧૭, અને ૨૦ મા પ્રકરણની અથવા ૧૪ મા પ્રકરણમાં કહેલી જીવનપ્રદ દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી.

**શિરોવેદના**:—૧૮ તથા ૧૯ મા પ્રકરણની અથવા ૨૯ મા પ્રકરણમાં કહેલી ક્રિયા કરવી.

**અપસ્માર ( ફેફરૂ )**:—૧૮, ૨૨, અથવા ૨૫ મા અથવા ૨૬ મા પ્રકરણમાં કહેલી ક્રિયા કરવી.

**હૃદયના વ્યાધિઓ**:—૧૬, ૨૨ અથવા ૨૯ મા પ્રકરણમાં કહેલી ક્રિયા કરવી.

**નિદ્રા ન આવવાનો વ્યાધિ**:—૧૭, ૧૮ ૧૯, ૨૩ અથવા ૨૬ માં પ્રકરણની ક્રિયા કરવી.

**મૂત્રાશયનો વ્યાધિ**:—૧૫. ૨૩, ૨૪ અથવા ૨૭ અથવા ૨૮ મા પ્રકરણની ક્રિયા કરવી.

**યકૃતનો વ્યાધિ**:—૧૪, ૧૭, ૨૩ અથવા ૨૭ મા પ્રકરણની ક્રિયા કરવી.

**કટિવેદના**:—૧૪, ૨૨, ૨૪ અથવા ૨૯ મા પ્રકરણની ક્રિયા કરવી

**ઉદ્વેગનો વ્યાધિ**:—૧૮, ૧૯, ૨૩ અથવા ૧૪ મા પ્રકરણમાં કહેલી દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી.

**મેલેરીયાનો તાવ**:—૧૪, ૧૯, ૨૪, ૨૬ અને ૨૭ મા પ્રકરણની ક્રિયા કરવી.

**જ્ઞાનતંતુની નિર્બળતા**—૧૫, ૧૯, ૨૦, અને ૨૩ અથવા ૨૬ મા પ્રકરણની ક્રિયા કરવી.

**વાતશૂલ**:—૧૭, ૧૮, ૧૯ અથવા ૨૬ મા પ્રકરણની ક્રિયા કરવી.

**સંધિવાત**:—૧૫, ૧૭, ૧૮, ૨૧, ૨૨, ૨૮ અથવા ૨૯ મા પ્રકરણની ક્રિયા કરવી.

**ત્વચાના વ્યાધિ**:—૧૫, ૧૯, ૨૩ અથવા ૨૬ મા પ્રકરણની ક્રિયા કરવી.

**જઠરના વ્યાધિ**:—૨૧, ૨૩, ૨૪ અથવા ૨૭ મા પ્રકરણની ક્રિયા કરવી.

**કંઠના વ્યાધિ**—૧૮, ૧૯ અથવા ૨૮ મા પ્રકરણમાં કહેલી ક્રિયા કરવી.

**અશક્તિ**—૨૨ અથવા ૧૪ મા પ્રકરણની દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી.

એ વાર્તા ધ્યાનમાં રાખવી કે ઉપર જે વ્યાધિને માટે જે ક્રિયાઓ કહી છે, તે સઘળી જ અવશ્ય કરીને કરવી, એમ કંઇ નથી; તોપણ એટલું તો ખરૂં જ છે કે, જ્યારે બધી જ કરવામાં આવે છે ત્યારે લાભ બહુ સત્વર થાય છે. વળી જે જે પ્રકરણની જે જે ક્રિયાઓ કરવાનું સુચવવામાં આવ્યું છે, તે પ્રકરણના અંતમાં જે બીજી ક્રિયાઓ મોજુપજે

કરવાનું કહેવામાં આવ્યું છે, તે ક્રિયાઓ પણ ઇચ્છા થાય તો કરતાં અડચણ નથી, કારણ કે તે ક્રિયાઓ પણ શરીરના તે જ ભાગઉપર થોડા પ્રમાણમાં અસર કરે છે.

ઉપર ઘણા ખરા સામાન્ય રોગો આપવામાં આવ્યા છે, તેથી કોઇને થયેલા કોઈ રોગની જો તેમાં ગણના ન થયેલી હોય તો તેવા મનુષ્યના લાભને માટે જણાવવાનું કે ૨૮ મા પ્રકરણની ક્રિયા શ્વાસનલિકાના એટલે ફેફસાંના સર્વ પ્રકારના વ્યાધિઓને માટે સર્વદા ઉત્તમ છે; શરીરમાંથી સ્રવતા રસ અને પ્રવાહીઓના વ્યાધિમાં ૨૭ મા પ્રકરણની ક્રિયા સર્વદા ઉત્તમ છે, શરીરના કાઠાને અને જાલ ( tissues ) ને માટે ૨૬ મા પ્રકરણની ક્રિયા ઉત્તમ છે, અને આહારના પચનને માટે અને તેનું રુધિર થવાને માટે ૨૯ મા પ્રકરણમાં કહેલી ક્રિયા ઉત્તમ છે. ( અપૂર્ણ )

---

# ग्रंथसत्कार.

**श्रमण नारद**—( અનુવાદક પંડિત શ્રીયુત લાલન, મુંબઇ, મૂલ્ય ૦–૦–૩ ) આ વાર્તા યુરોપ તથા અમેરિકામાં અત્યંત પ્રસિદ્ધિને પામેલી છે. અયોગ્ય કર્મનાં અયોગ્ય ફળ મળે છે, એ સિદ્ધાંતનું તે ઉત્તમ પ્રકારે સમર્થન કરે છે. શ્રમણે **પાંડુ** નામના વ્યાપારીને અંતઃકરણમાં કોતરી રાખવાનાં જે ત્રણ વાક્યો અર્પ્યાં છે, તે એકલા **પાંડુએ** જ કોતરી રાખવાનાં નથી, પરંતુ પ્રત્યેક મનુષ્યે કોતરી રાખવાનાં છે. તે વાક્યો આ છેઃ—

૧ જે કોઇ બીજાને દુઃખ આપે છે, તે પોતાને દુઃખ આપનારાં બીજ પોતામાં વાવે છે.

૨ જે કોઇ બીજાને સુખ આપે છે, તે પોતાને સુખ થવાનાં બીજ પોતાના હૃદયમાં વાવે છે.

૩ હું મારા જાતિભાઇઓથી જૂદો છું, એ ખોટી સમજ છે.

ગ્રંથની પ્રસ્તાવનામાં લેખક લખે છે કે " કેટલાક સદ્‌ગૃહસ્થોએ આ વાર્તા વાંચી કોર્ટમાં પોતાના ચાલતા કેસ માંડી વાળ્યા છે, કેટલાકે કેસ ચલાવવાના વિચારો પડતા મૂકયા છે. કેટલાકના ઘરમાં, કુટુંબમાં, નાતમાં ચાલતા કંકાસ ટળી ગયા છે વગેરે."

**नीतिभक्तिगीतगंगाधर ग्रन्थ** તથા **कबीर कमाल आख्यान**—( રચનાર રા. રા. મણિશંકર પુરુષોત્તમ રાવળ, ભાવનગર : મૂલ્ય ૦–૬–૦ ) ઇશ્વરસ્તુતિનાં, નીતિનાં, ભક્તિનાં, જ્ઞાનનાં, વગેરે વિવિધ વિષયોનાં પદ્યોનો તથા કબીર કમાલના આખ્યાનનો આ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પદ્યોમાં લેખકની શંકરપ્રતિની નિર્મળ ભક્તિ દૃષ્ટિએ પડ્યાવિના રહેતી નથી.

**चारुशीला-प्रथम भाग**—( લેખક રા. રા. ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર, કરાંચી, મૂલ્ય ૦–૬–૦ ) આ એક ઉત્તમ નવલકથા છે. વસ્તુસંકલના, વિચાર, ભાષા સર્વ સંસ્કારી છે. આખી વાર્તામાં રસ અવિચ્છિન્ન વહે છે, તથા અપૂર્ણ હોવાથી દ્વિતીય ભાગને માટે તીવ્ર આતુરતા પ્રકટાવે છે. લેખકના વિચારો હૃદયના ઉન્નત ભાવોના પોષક છે.

**अमदावादनी बहेरामूगानी शाळामाटे अभिप्राय**—રા. રા. પ્રાણશંકર લલ્લુભાઈ દેશાઇ, બી. એ. એમણે અમદાવાદમાં સ્થાપેલી બહેરામૂંગાની શાળામાટે વિવિધ વિદ્વાનોના

અભિપ્રાયોનો આ લેખમાં સંગ્રહ છે. પાશ્ચાત્ય દેશોમાં બહેરામૂંગાનાં જીવન સુખી તથા ઉપયોગી કરવાને જ્યારે અનેક મોટા પ્રયત્નો થાય છે ત્યારે આપણા દેશમાં તે માટે કંઇ કર્યું થયું નથી એ ઓછું શોચનીય નથી. રા. રા. પ્રાણશંકરભાઇએ થોડાં વર્ષ થયાં આ દિશામાં જે પ્રયત્ન આરંભ્યો છે, અને તેની સિદ્ધિમાં જે નિઃસ્વાર્થ વૃત્તિથી તેઓ પોતાનાં તન, મન અને ધનનો ભોગ આપે છે તે એક પક્ષે જેમ અત્યંત પ્રશસ્ય છે તેમ અન્ય પક્ષે ઉદારચરિત પુરુષોને અનુકરણીય છે.

**શ્રીમહાશિવદર્શન**—(યોજક તથા પ્રકાશક એક શોધક, ખંભાત) આ લઘુ લેખમાં મહાશિવરાત્રિના જાગરણનું રહસ્ય, અજ્ઞાનરૂપી રાત્રિને દૂર કરી પરમાનંદની પ્રાપ્તિ કરવી, એ જ છે, એ દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. લેખના અંતમાં સ્વરૂપભાવનાસંબંધી એક સુંદર પદ્ય આપવામાં આવ્યું છે.

**પ્રશમરતિ**—યોજક શ્રીમન્મુનિ કર્પૂરવિજયજી; પ્રસિદ્ધકર્તા શ્રીજૈનશ્રેયસ્કર મંડળ, મહેસાણા) જૈનોમાં પૂર્વે શ્રીઉમાસ્વાતિ સ્વામી નામના કોઇ મહા પુરુષ થઇ ગયા છે, તેમણે સંસ્કૃત ભાષામાં આ ગ્રંથ રચેલો છે, તેનો મૂળસહિત અનુવાદ આ ગ્રંથમાં કરવામાં આવ્યો છે. ગ્રંથનો વિષય વૈરાગ્ય વૃત્તિને ઉત્પન્ન કરનાર તથા પોષનાર છે. આ વિના પણ બીજા કેટલાક જૈન લેખોનો આ ગ્રંથમાં સંગ્રહ કરવામાં આવ્યો છે.

**શિષ્યનું શ્રીસદ્ગુરુપ્રત્યેનું કર્તવ્ય**—(રચનાર રા. રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી, અમદાવાદ, મૂલ્ય ૦-૫-૦) આ લઘુ લેખમાં શિષ્યનું શ્રીસદ્ગુરુપ્રતિનું કર્તવ્ય દર્શાવવા ઉપરાંત તદંગીભૂત અનેક ગાણ વિષયોસંબંધમાં પણ સારો બોધ આપવામાં આવ્યો છે.

**સ્વર્ગની સીડી ભાગ પહેલો**—(લખનાર રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર, મુંબઇ, મૂલ્ય રૂ. ૧-૮-૦) પોતાના રચેલા સર્વ ગ્રંથોની પેઠે આ ગ્રંથમાં પણ રા. રા. પઢીયારે સુખી જીવન કરવાને જે જાણવાની અગત્ય છે, તે અત્યંત સરળ ભાષામાં સામાન્ય મનુષ્ય પણ સમજી શકે તે પ્રકારે સમજાવવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. ગ્રંથમાં લેખક લખે છે તેમ 'ધર્મનું અસલ સ્વરૂપ પ્રભુતરફની આપણી ફરજ, જગતના જીવોતરફની આપણી ફરજ, આપણા મનને જિતવાની યુક્તિઓ, આ દુનિયાંમાં વિજય મેળવવાના ઉપાયો, આત્મિક બળ ખીલવવી, આત્માનું સ્વરાજ્ય સ્થાપવાના ઉપાયો, દેશની આબાદી વધારવાના ઉપાયો --એ વગેરે અનેક બાબતો ગીતામાંથી જ-ગીતાનાં પ્રમાણોથી જ સિદ્ધ કરેલી છે'

**જૈનહિતબોધ**—મુનિ શ્રીકર્પૂરવિજયજીવિરચિત; પ્રસિદ્ધકર્તા શ્રી જૈન શ્રેયસ્કર મંડળ, મહેસાણા) આ ગ્રંથમાં અનેક ધાર્મિક તથા નૈતિક તત્ત્વોનો જૈનશૈલિથી ઉપદેશ કરવામાં આવ્યો છે, તે જેમ જૈન ધર્માનુયાયીઓને ઉપયોગી છે, તેમ અન્ય ધર્માનુયાયીઓને પણ છે, કારણ કે ધર્મનાં તથા નીતિનાં સામાન્ય તત્ત્વો સર્વસામાન્ય જ હોય છે.

**શ્રીજૈનતત્ત્વસાર**—(પ્રસિદ્ધકર્તા શ્રીજૈન આત્માનંદ સભા, ભાવનગર, મૂલ્ય ૦-૬-૦) શ્રીસુરચંદ્ર વાચક નામના જૈનમુનિએ સંસ્કૃતમાં લખેલાં આ ગ્રંથનું મૂળસહિત આ પુસ્તકમાં ગુજરાતીમાં ભાષાંતર આપવામાં આવ્યું છે. ગ્રંથનો વિષય અધ્યાત્મવિદ્યા છે, અને તે વિશ વિભાગમાં જૈનતત્ત્વાનુસાર સુશ્લિષ્ટ રીતે વર્ણવવામાં આવ્યો છે. એકલા ભાષાંતરનું મૂલ્ય બે આના છે.

**ગાયત્રી, પ્રાતઃસંધ્યા, મધ્યાહ્નસંધ્યા, સાયંસંધ્યા**—આ નામનાં ચાર સુંદર ચિત્રો પુણાની ચિત્રશાળાતરફથી અમને મળ્યાં છે. તે દેવગૃહના શૃંગારરૂપ હોવાથી દ્વિજવર્ણના ઉત્તેજનને પાત્ર છે.

---

**હેમ્પ શૂઝ**—અમદાવાદમાં રીચીરોડઉપર થોડા સમયથી નીકળેલી 'હેમ્પશૂઝ ફેક્ટરી'માં શણનાં આ બુટ તૈયાર કરવામાં આવે છે. આ જ જાતનાં વિલાયતી બુટકરતાં આ બુટ કોઇ પણ પ્રકારે ઉતરતાં નથી. વિલાયતી બુટ ખરીદવા પહેલાં આ કારખાનામાં તૈયાર થતાં બુટને એક વાર નજરે જોવા પ્રત્યેક સદ્વિવેકી સજ્જનને વિનવવામાં આવે છે.

---

## ખાવાને માંદા માણસને કદી લલચાવો ના.

અન્નઉપર રુચિ ન હોવાથી માંદો માણસ ઘણી વાર જ્યારે ખાવાઉપર કંટાળો બતાવે છે, ત્યારે તેના સંબંધીઓ વારંવાર તેને ખાવાને લલચાવે છે. 'ભાઈ જરા ખારી ખાટી ભાખરી કરી આપું ? જરા ઉનાં ઉનાં દૂધીનાં બે મુઠીયાં ખાશો ? આ કેળાનાં બે ભજ્યાં જરા ઘીમાં તળીને ઉનાં ઉનાં ઉતારી આપું ? જરા આદુ, કોથમીર, લસણ નાંખીને ચટણી કરી આપું કે તેની સાથે બે ગ્રાસ ખવાય ?' આવાં આવાં અનેક વચનો કહીને રોગીની સ્વાદેન્દ્રિયને જાગ્રત્ કરે છે, અને તેને ખાવાને લલચાવે છે. પરંતુ આનો પરિણામ એ જ આવે છે કે રોગીના રોગમાં ઘટાડો થવાને બદલે તે વધે છે, અને રોગીની શક્તિ વધવાને બદલે ઘટે છે. અંદરથી ખોરાકની માગણી થયાવિના આપ્રમાણે ખાવાની લાલચ પ્રકટાવીને રોગીને ખવડાવવાથી હજારો રોગીઓનાં અકાળ મૃત્યુ થયાં છે. કારણકે ભુખવિના જઠરમાં નાંખવામાં આવેલા સઘળા અન્નનું ઝેર જ થાય છે, અને તે લોહીમાં ભળીને સઘળા પ્રકારના વ્યાધિઓને પ્રકટાવે છે.

આગંતુક વ્યાધિઓમાં જ્યાં સુધી કકડીને ખરી ભુખ ન લાગે, અને રોગીને 'ખાઉં ખાઉં', એવી વૃત્તિ ન થાય ત્યાંસુધી કશું જ ખાવાને ન આપવું, એ અત્યંત જરૂરનું છે. આવા પ્રસંગમાં ઉપવાસ જેટલો લાભ કરે છે તેટલો લાભ બીજા કશાથી થતો નથી. રોગમાં ખરી ભુખ લાગ્યાવિના ખાવાનું આપવાથી વ્યાધિ ઘણા લાંબા દિવસસુધી પહોંચે છે, દિવસે દિવસે શરીર અશક્ત થતું જાય છે, અને અકાળ મૃત્યુ થવાના સર્વ સંભવો ઉભા થાય છે.

નીરોગ મનુષ્યને પણ ખરી ભુખવિના ખાવાથી રોગ થાય છે તો રોગીને તેના રોગમાં ખરી ભુખવિના ખાવાથી વૃદ્ધિ થાય તેમાં શું આશ્ચર્ય ? રોગીએ તો ભુખ લાગ્યાવિના જરા પણ ખાવું ન જોઈએ, એટલું જ નહિ પણ ભુખ લાગે ત્યારે પણ બરાબર પેટ ભરીને નહિ ખાતાં જરા ભુખ્યા રહેવું જોઈએ.

ઘણા મનુષ્યોને વધારે ખાવાથી તત્કાળ તો કોઇ ભારે હાનિ થયેલી જણાતી નથી, પરંતુ નિત્ય આપ્રમાણે કરવામાં આવતો આરોગ્યના નિયમનો ભંગ મોડાવહેલા રોગને પ્રકટાવ્યા વિના રહેતો જ નથી. તમે તમારા લોહીના એક બિંદુને રસ્તામાં ફરતા કોઇ કુતરાના લોહીના એક બિંદુસાથે સરખાવશો તો તમને તરત જ સ્પષ્ટ થશે કે તેનું લોહી તમારા કરતાં વધારે શુદ્ધ છે. અને આમ હોવાનું કારણ શું ? એ જ કે કુતરૂં ભુખવિના કદી

ખાતું નથી, અને જ્યારે ભુખ્યું થાય છે અને ખાય છે ત્યારે જરા પણ વધારે ખાતું નથી, અને તમે ઘણી વાર કાચી ભુખે, સ્વાદિષ્ટ પદાર્થોથી લલચાઇને ખાઓ છો; અને તે પણ જેટલું ખાવું જોઇએ તેના કરતાં વધારે ખાઓ છો. આ કારણથી તમારૂં રુધિર અશુદ્ધ હોય છે, અને કુતરાનું શુદ્ધ હોય છે.

વધારે ખાવાથી મનુષ્યો પોતાના આયુષ્યમાંથી દશથી ચાળીશ વર્ષ ઓછાં કરે છે.

---

# धनअर्थे खोटां हवातियां.

થોડાં અઠવાડીયાંઉપર એક મનુષ્યે મને લખ્યું હતું કે "આ વર્ષે ડર્બીની લૉટરીમાં સાત લાખનું ઇનામ મળનાર છે. સંકલ્પથી સઘળું જ થઈ શકે છે, એવું તમે વારંવાર લખો છો, તો મારે માટે તમે એવો સંકલ્પ કરો કે તે ઇનામ મને જ મળી જાય. હું પૈસાથી બહુ દુઃખી છું, અને મહાપુરુષો દુઃખીનું દુઃખ ટાળવા હંમેશાં તત્પર હોય છે, તેથી તમે મારૂં આટલું દુઃખ જરૂર ટાળશો, એવી મારી ખાતરી છે. જો મને ઇનામ મળવાની તમે ખાતરી આપતા હો તો હું આ વખતે દશ રૂપૈયા ભરૂં."

આ મનુષ્યના જેવા એક નહિ પણ અસંખ્ય મનુષ્યો જગતમાં હોય છે. તેઓ વગરમહેનતે, આમથી પૈસા મળે તો કેવું સારૂં થાય, અને તેમથી કોઇ મોટો વારસો મળી જાય તો કેવો આનંદ થાય, તેના જ વિચારોમાં આયુષ્ પૂરૂં કરે છે. તેઓ જાણતા નથી કે આ જગતમાં મનુષ્યને જે કંઈ મળે છે, અથવા મળ્યું હોય છે, તે તેનામાં તેટલી યોગ્યતા હોય છે તો જ મળે છે. યોગ્યતાવિના આ જગત્માં કશું જ મળતું નથી, અને યોગ્યતા પૂર્વ જન્મમાં કે આ જન્મમાં કરેલા શ્રમથી જ પ્રાપ્ત થાય છે.

સાત લાખ રૂપૈયાજેવડી મોટી રકમના ભોક્તા થવાની તમારામાં યોગ્યતા છે કે કેમ, તેનો તમે કદી વિચાર કર્યો છે ? પરમેશ્વર મારા ઉપર દયા કરીને મને આ મોટું ઇનામ આપે તો કેવું સારૂં, એવા વિચારો કરતા તમે ઘરમાં બેઠા બેઠા બગાસાં ખાધા કરો છો, પણ પરમેશ્વરે તમારા ઉપર દયા કયા કારણથી કરવી જોઇએ, તેનો તમે વિચાર કર્યો છે ? પરમેશ્વરની તમારા ઉપર જ દયા થાય, એવી શી યોગ્યતા તમે આજસુધીમાં મેળવી છે, તે તમે કહેશો ? પૈસો આવે તો હું આવા બંગલાઓ બાંધું, અને આવી બગીઓ રાખું, અને આવા વૈભવો ભોગવું, અને જાપાન, વિલાયત અને અમેરિકાના પ્રવાસે ઉપડી જાઉં, એવા એવા તરંગો કરવાની કુશળતા મેળવ્યાવિના બીજી શી વિશેષ યોગ્યતા તમે મેળવી છે, તે જણાવશો ?

કેટલાક મનુષ્યો પૈસો હું મારે માટે માગતો નથી, પણ ધર્મનાં કામમાં ખર્ચવા માગું છું, એવાં સફાઇવાળાં કારણો આપી, વગરપરિશ્રમે અઢળક ધન પ્રાપ્ત કરવાની પોતાની કામનાને નિર્દોષ માને છે, અને મનાવવા પ્રયત્ન કરે છે. ધર્મનાં કાર્ય કરવા તમારી આટલી બધી જિજ્ઞાસા છે, એ સાચી છે, એ શાથી જાણ્યું ? તમને જે પ્રાપ્ત છે, તેનો તમે ધર્મનાં કાર્યોમાં વ્યય કરીને તમારી જિજ્ઞાસા ખરી છે, એ સિદ્ધ કરી બતાવ્યું છે ? ધનવડે જ ધર્મનાં કાર્યો થાય છે, એમ કંઈ નથી. તમને નીરોગ શરીર પ્રાપ્ત છે, તે વડે પ્રતિદિન તમે કેટલાં સત્કાર્યો કરો છો ? પ્રતિદિન કેટલા કલાક તમારા શરીરને તમે અન્યનું હિત કરવામાં ગાળો

છો ? તમને મન પ્રાપ્ત છે, તે વડે અન્યનું હિત સાધનાર કાર્યો કરવામાં શા માટે પ્રમાદ સેવો છો ? જે તમને પ્રાપ્ત છે, તેને તમે વાપરતા નથી, તો જે તમને અપ્રાપ્ત છે, એવું ધન તમને પ્રાપ્ત થયા પછી તે વાપરવાની તમારામાં બુદ્ધિ ક્યાંથી પ્રકટશે, તે જણાવશો ?

જો તમારામાં ધનના ભોક્તા થવાની યોગ્યતા હશે તો ધન તમારી પાસે આકર્ષાઇ આવ્યાવિના રહેવાનું નથી. શું સમુદ્ર મોટી મોટી નદીઓને પોતાને ભેટવા આવવા માટે ઝંખ્યા કરે છે? શું સમુદ્ર એક ડગલું પણ તેમને ભેટવા આગળ ભરે છે ? શું નદીઓ વેગથી દોડતી સમુદ્રને મળવા નથી આવતી ? નદીઓ આમ શા માટે કરે છે ? કારણ કે સમુદ્રે યોગ્યતા પ્રાપ્ત કરી છે. સમુદ્ર નદીઓથી ઘણો જ મહાન્ પ્રથમ થયો છે, અને મહાન્ થવાથી નદીઓ તેની પાસે આકર્ષાઈ આવે છે.

તમે પોતે પ્રથમ મોટા થાઓ—યોગ્યતાવાળા થાઓ—અને તમારે જોઇતું સર્વ તમને મળશે. તમારે જે કરવાનું છે તે એક જ છે, અને તે એ કે યોગ્યતા પ્રાપ્ત કરવી. નિશ્ચય માનજો કે યોગ્યતા જ આ જગતમાં મનુષ્યને બ્રહ્માનું કે વિષ્ણુનું પદ આપે છે; અને યોગ્યતાવિના તુચ્છમાં તુચ્છ સિપાઇનું પણ પદ મળતું નથી. પર્વત પ્રથમ ઉંચો થયો છે, માટે જ વાદળાં તેના તરફ આકર્ષાઇ આવે છે, અને તેના ઉપર વૃષ્ટિ કરે છે. અનર્ગળ ધન જેમના જેમના પ્રતિ આકર્ષાઇ ગયું છે, તે સર્વેએ પ્રથમ તે ધનની યોગ્યતા પ્રાપ્ત કરી જ હોય છે, અને ત્યારે જ તે ધન તેમના પ્રતિ આકર્ષાઇ ગયું હોય છે.

'ત્યારે અમુકને કોટિ ધન મળ્યું છે, અને અમુકને મોટું રાજ્ય મળ્યું છે,' તે શું તેની યોગ્યતાથી મળ્યું છે ? તેનામાં મને તો બે કોડીનીએ અક્કલ જણાતી નથી, એવાં એવાં સમરણવિનાનાં વાક્યો બોલીને યોગ્યતા પ્રાપ્ત કરવામાં જે પારવિનાની આળસ તમારામાં રહીને તમને પ્રતિબંધ કરે છે, તેને વ્યર્થ પુષ્ટ કરશો નહિ. તેનામાં બે કોડીની અક્કલ નથી, એ તમે શાથી નિર્ણય કર્યું ? તેનામાં બે કોડીનીએ અક્કલ નથી, એવો અભિપ્રાય આપી દઇને શું તમે તમારી પોતાની જ કિંમત નથી કરાવતા ? શું તમે નથી જાણતા કે દુર્યોધને આખી સભાને દુર્જન જોઇ, અને યુધિષ્ઠિરે આખી સભાને સજ્જન જોઇ તેમાં દુર્યોધનનું પોતાનું અંતઃકરણ દુષ્ટ હતું અને યુધિષ્ઠિરનું પોતાનું અંતઃકરણ સાધુ હતું એ જ કારણ હતું ? તમને સામાનામાં બે કોડીની અક્કલ નથી જણાતી, તેમાં તમારૂં બે કોડીની અક્કલવિનાનું અંતઃકરણ કારણ છે કે સામાનું અંતઃકરણ જ તેવું છે, તેનો જરા સ્થિર થઇને વિચાર કરો. ધનનું સ્વામિત્વ વિશ્વવ્યવસ્થાપક સત્તાએ તેને તેનામાં જે યોગ્યતા જોઇને આપ્યું છે, તે તેનામાં છે કે નહિ, તે નક્કી કરો. જો તમને તે નથી જણાતી તો તમે વિશ્વવ્યવસ્થાપક સત્તાથી વધારે ડાહ્યા છો !

આ જગતમાં અંધેર પ્રવર્તે છે, એમ અવિવેકી મનુષ્યો ભલે બોલે, પરંતુ વસ્તુતઃ વિશ્વની વ્યવસ્થા અત્યંત બુદ્ધિમાન્ સત્તાવડે, જેમ ચાલવી જોઇએ તેમ જ ચાલે છે. એ સત્તા પ્રત્યેક મનુષ્યને, જેવી અને જેટલી જેવી યોગ્યતા હોય છે, તેવું અને તેટલું તેને આપે છે. આમ હોવાથી તમારે ધન જોઇતું હોય તો કેવી યોગ્યતાવાળાને ધન મળે છે, તે પ્રથમ શોધી કાઢી પછી તેવી યોગ્યતાને જ સંપાદન કરવાનો પ્રયત્ન કરો.

# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૨૬૮ થી )

સત્યને પૂછ્યું, આ શરીર તમે ક્યાંથી લાવ્યા ?

તેમણે કહ્યું, આ શરીર મેં મારા સંકલ્પબળથી હમણા જ રચ્યું છે.

સત્યને પૂછ્યું, તમે શું કહો છો, તે અમને સમજાતું નથી. અમે જેમ ઇંટમાટીનાં અમારે રહેવાનાં ઘર બાંધીએ છીએ, તેમ શું તમે આ તમારૂં શરીર હમણાં રચ્યું ?

તેમણે કહ્યું, હા એમ જ.

સત્યને પૂછ્યું, એ શી રીતે મનાય ? અમે જ્યારે ઘર બાંધીએ છીએ ત્યારે પ્રથમ ઈંટો, માટી, ચુનો, લાકડાં વગેરે સામાન એકઠો કરીએ છીએ; તમે હાડકાં, માંસ, લોહી વગેરે કોઇ પદાર્થને અહિં એકઠા કરેલા અમે જોયા નથી, એટલું જ નહિ પણ ઈંટોવડે બંધાતા ઘરને જેમ સર્વ પ્રત્યક્ષ જુએ છે, તેમ આ તમારા ઘરને બંધાતું પણ અમે પ્રત્યક્ષ જોયું નથી.

તેમણે સ્મિતપૂર્વક કહ્યું, આ શરીરને બાંધવાનો સમાન મારે લેવા જવાની કે એકઠો કરવાની અગત્ય ન હતી. તે સર્વ સામાન, જેને તમારૂં સાયન્સ ' એટમ ' એટલે પરમાણુઓ કહે છે તે રૂપમાં આ આકાશમાં પડેલો જ છે. જેમ ઢગલામાંથી કડીયાને ઈંટો ઉચકવાનું અને તેમને અમુક આકારમાં ગોઠવવાનું જ કામ હોય છે, તેમ અણુઓને પોતાને વશ વર્તાવવાનું બળ પ્રાપ્ત કરેલા પુરુષોને આકાશમાંથી પોતાને જોઇતા પાર્થિવ, જલીય આદિ અણુઓ આકર્ષવાનું અને તેમને પોતાના ધારેલા આકારમાં ગોઠવવાનું જ કામ હોય છે. મિનિટના પાંચસેં કે હજાર માઇલ વેગથી ચાલતી ગાડી આપણા આગળ થઇને જાય તો શું ગયું તે જેમ આપણે ચોકસ જોઈ શકતા નથી, તેમ સંકલ્પબળથી પરમાણુઓમાંથી એક ક્ષણમાં રચાઇ જતું આ શરીર કેવી રીતે રચાયું તેને આપણે જોઇ શકતા નથી.

સત્યને કહ્યું, તમારી આ બધી વાત અમને તો ન માનવા જેવી લાગે છે. મનના સંકલ્પની જડ પરમાણુઓઉપર આ પ્રકારની અસર થાય છે, એ વાર્તા તો તમારે જ મુખે અમે સાંભળી. સાયન્સે આ વાતનો સ્વીકાર હજી સુધી કર્યો નથી.

તેમણે કહ્યું, સાયન્સે હજી સુધી નથી કર્યો તો હવે પછી કરશે. કેટલાક મનુષ્યોના વિચારમાં એવું બળ રહેલું હોય છે કે તેઓ પોતાના શરીરના ગમે તે ભાગમાં લોહીની ગતિને વધારે અથવા ઓછી કરી શકે છે. આવા મનુષ્યો શરીરના ગમે તે ભાગઉપર ફોલ્લો ઉઠાડવો હોય તો માત્ર સંકલ્પવડે જ ઉઠાડી શકે છે. આવાં ઉદાહરણો તમારા લોકોના ગ્રંથોમાં પણ જોવામાં આવે છે. આથી એટલું તો સિદ્ધ થાય છે કે રુધિરનાં જલીય તથા પાર્થિવ અણુઓઉપર વિચારની સત્તા છે. વધારે બળવાળા પુરુષની શરીરના એક એક અણુઉપર સત્તા હોય તો તેમાં આશ્ચર્ય પામવાજેવું કશું નથી. હવે જેમ સંકલ્પવડે મનુષ્ય પોતાના શરીરના સમગ્ર અણુઓ ઉપર સત્તા પ્રવર્તાવી શકે છે તે જ પ્રમાણે જેટલો પ્રકૃતિપ્રદેશ છે તેમાં રહેલા સમગ્ર પદાર્થોઉપર પણ તે પોતાની સત્તા પ્રવર્તાવી શકે છે. પરંતુ આવી સત્તા પ્રવર્તાવનાર પુરુષ ઈશ્વરસદૃશ હોય છે. જેમ ઈશ્વરનો સંકલ્પ પ્રકૃતિના અત્યંત સૂક્ષ્મ અણુઓને આ સ્થૂલરૂપ જગદાકાર પરિણામને પમાડે છે,

તે જ પ્રમાણે આવા અલૌકિક સંકલ્પ બળવાળા પુરુષો આ આકાશમાં વ્યાપી રહેલા પંચભૂતાત્મક અણુઓના સમુહને પોતાની ઇચ્છામાં આવે તેવું સ્થૂળ રૂપ આપી શકે છે. જેમ ઈશ્વર પોતાના વિરાટરૂપ શરીરમાં ગમે તે કરવા સમર્થ છે, તેમ ઈશ્વરથી અભિન્ન થયેલા મહાપુરુષો પણ આ બ્રહ્માંડને જ પોતાનું શરીર માનતા હોવાથી તેમાં ગમે તે કરવા સમર્થ છે. તમને આ વાત ન માનવા જેવી લાગે છે, એ ખરૂં છે, પરંતુ તમારી દૃષ્ટિ આગળ જ જે શરીરને તમે હમણા પ્રત્યક્ષ જુઓ છો, તે રચાયું હોવાથી, ખરૂં જોતાં તમને આ વાતમાં સંશય ન જ થવો જોઇયે.

સર્જને કહ્યું, તમારાં આ વચનો બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન કરે એવાં છે.

તેમણે કહ્યું, વિચાર ન કર્યો હોય ત્યાં સુધી આશ્ચર્ય ઉત્પન્ન થાય, પરંતુ વિચાર કર્યા પછી તથા સ્વાનુભવવડે ખાતરી કરી જોવા પછી ઈંટોનું ઘર બનાવવામાં જેમ આશ્ચર્ય થતું નથી તેમ આ વાતમાં પણ થતું નથી. અમારાં શાસ્ત્રોમાં તો જ્યાં ત્યાં સંકલ્પબળની જ મહત્તા વર્ણવવામાં આવી છે. આ આખું જગત્ બ્રહ્માએ પણ સંકલ્પવડે જ રચ્યું છે, એમ શાસ્ત્રો કહે છે; સ્વલ્પમાં સંકલ્પની અમારાં શાસ્ત્રો એટલી બધી મહત્તા જાણે છે કે તેઓ તેને શબ્દબ્રહ્મ એવા અત્યંત ગૌરવવાળા શબ્દથી ઓળખે છે. તમારા બાઇબલમાં પણ પરમેશ્વરે શબ્દથી જ આ જગત્ રચ્યું છે એમ લખ્યું છે. God said, Let there be light & there was light. ( ઈશ્વરે સંકલ્પ કર્યો કે તેજસ્ તત્ત્વ થાઓ, અને તેજસ્ તત્ત્વ થયું ) વળી The Word was God એમ કહીને સંકલ્પને ઈશ્વરથી અભિન્ન જ કહ્યો છે. તાત્પર્ય એ છે કે જે યથાર્થ જ્ઞાન હોય છે તે ગમે તે દેશમાં અને ગમે તે કાળમાં એકસરખું જ હોય છે.

સર્જને પૂછ્યું, જો સંકલ્પ જ તમારા કહેવાપ્રમાણે સઘળું કરવાને સમર્થ છે તો અમારા સંકલ્પથી એક ઘાસનું તણખલું પણ કેમ રચાતું નથી ?

તેમણે કહ્યું, તમારો સંકલ્પ પણ સઘળું જ કરવાને સમર્થ છે, પણ તેના બળને તમે દશે દિશાએ વહેતું મૂકી દીધું છે, માટે હાલ તે કશું જ કરવાને સમર્થ ન હોય, એવો દેખાય છે. સૂર્યનાં કિરણોમાં નગરોનાં નગર બાળી નાંખવાજેટલી ઉષ્ણતા છે, પણ તે છુટી છવાઈ થઇને વિખરાઈ જવાથી સૂર્યના તાપથી નિત્ય આગ લાગતી આપણા જોવામાં આવતી નથી. એ જ સૂર્યનાં એક રૂપૈયાજેટલી જગામાં પડતાં કિરણોને કાચમાં જ્યારે એકાગ્ર કરવામાં આવે છે ત્યારે તત્કાળ તેમાંથી ઘાસ કે વસ્ત્ર સળગે, એવો અગ્નિ પ્રકટે છે. આ જ રીતે સંકલ્પનું બળ તમનેન જણાવામાં તેના બળનું વિખરાઇ જવું એ જ કારણ છે.

સર્જને પૂછ્યું, એ બળ ન વિખરાઇ જાય અને સંકલ્પ બળવાન્ થઇ ધારેલું કાર્ય કરે, તેને માટે શું કરવું ?

તેમણે કહ્યું, સંકલ્પને વિખરાવા ન દેતાં તેને એક સ્થળમાં એકાગ્ર કરવો, તેને અમારાં શાસ્ત્રો યોગ કહે છે, અને આવા યોગથી એકત્ર થયેલા બળને યોગબળ કહે છે. જેમણે સંકલ્પને જેટલો એકાગ્ર કર્યો હોય છે, તે પ્રમાણમાં તેમને યોગબળ પ્રાપ્ત હોય છે. અમારામાં આવા યોગબળપ્રાપ્ત અનેક મહાપુરુષો થઈ ગયા છે. તમારા જિસસ ક્રાઇસ્ટ પણ કંઇક અંશપર્યંત યોગબળ પ્રાપ્ત કરેલા મહાપુરુષ હતા.

સર્જ્યને કહ્યું, અમારૂં બાઇબલ તો તેમને પરમેશ્વરના પુત્ર કહે છે.

તેમણે કહ્યું, અને અમારા યોગબળ પ્રાપ્ત મહાપુરુષોને અમારાં શાસ્ત્રો ઈશ્વરરૂપ અથવા ઈશ્વર જ કહે છે. અને બન્નેની વાત સાચી છે. યોગમાં પ્રવૃત્તિ કરનાર પુરુષોને કેટલીક મર્યાદાપર્યંત પરમેશ્વર અમારા રક્ષક છે, અને અમે તેમના પુત્રો છીએ, એવી ભાવના રહે છે, પરંતુ તે મર્યાદા ઓળંગીને આગળ વધનારને હું ઈશ્વર જ છું, એવો અનુભવ થાય છે. આવા કોઇ અનુભવના ઝળકારામાં તમારા જિસસે પણ કહ્યું છે કે I and my Father are one (હું અને મારા પિતા પ્રભુ ઉભય અભિન્ન છીએ.)

સર્જ્યને કહ્યું, અમારા બાઇબલમાં સંકલ્પને બળવાન્ કરવાના કોઇ ઉપાય વર્ણ્યા હોય, એમ મારા જાણવામાં નથી.

તેમણે કહ્યું, વર્ણ્યા છે, પરંતુ અમારૂં યોગશાસ્ત્ર આ ઉપાયોનું જેવું પદ્ધતિપુરઃસર વર્ણન કરે છે, તેવું બાઇબલમાં વર્ણન નથી. તમારા બાઇબલમાં કેટલાક નીતિના નિયમો, શ્રદ્ધા, અને એકાંતાલય (closet) માં પ્રવેશી ઈશ્વરની પ્રાર્થના કરવી, એ વગેરેને યોગબળની પ્રાપ્તિનાં સાધનો રૂપે વર્ણવ્યાં હોય, એમ જણાય છે; અને જો કે આ ઉપાયો ખરા અને બળવાન્ છે, તોપણ અમારાં યોગશાસ્ત્રે વર્ણવેલાં મહાસમર્થ સાધનોઆગળ, આ ઉપાયો સૂર્યઆગળ આગીયાના તેજજેવા છે.

સર્જ્યને કહ્યું, તમારા શાસ્ત્રનું ગૌરવ તમારા મુખે અમે આજ જ સાંભળીએ છીએ, બાકી અમારા મિશનરીઓ (પાદરી)એ તો તમારા સંબંધમાં અમને જણાવ્યું છે કે તમે લોકો 'હીધન્સ' (મૂર્તિપૂજકો) છો. પર્વતોને, નદીઓને, ઝાડને, પથરાને, માટીને, અને એવી એવી તુચ્છ વસ્તુઓને પરમેશ્વર સમજી તેમને પૂજો છો; તેત્રિશ કરોડ દેવતાઓને માનો છો; અમેરિકાના ઇંડીયનોની પેઠે તમારાં કપાળ ચિત્રામણોથી ભરી કાઢો છો, અને પરમેશ્વરના અવતારોની, બુદ્ધિમાનોમાં હાસ્ય થાય એવી અનેક બેવકુફીભરેલી વાતો માનો છો. વળી તમારાં શાસ્ત્રોમાં જે જે ચમત્કારો વર્ણ્યા છે, તે માત્ર નિરંકુશ કલ્પનાની ગગનમાં ઉડ વિના બીજું કંઈ જ નથી. આમ છતાં આજે તમે તમારાં શાસ્ત્રનાં સાધનોને સૂર્યજેવાં અને અમારા બાઇબલમાં વર્ણેલા કલ્યાણના ઉપાયોને આગીયાજેવા કહો છો, એ શી રીતે મનાય?

તેમણે કહ્યું, તમારા મિશનરીઓએ ઉંડા ઉતરીને જો અમારાં શાસ્ત્રનું શોધન કર્યું હોત તો અમારા લોકોને ધર્મનો ઉપદેશ કરવાની હામ તેઓ કદી પણ ન બીડત. અમારા લોકોને તમારી પાસેથી ધર્મના સિદ્ધાંતો કે તત્ત્વજ્ઞાન શીખવાનું નથી, કારણ કે તે તો સમગ્ર પૃથ્વીને શીખવવાને માટે એકલો આર્યાવર્ત જ નિર્માણ થયેલો છે, પરંતુ અમારા લોકોને તમારી પાસેથી પ્રવૃત્તિના કેટલાક ઉત્તમ ગુણો શીખવાના છે. ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવાને બદલે તમારા પાદરીઓએ અમારા લોકોને જો તે શીખવવા પ્રયત્ન કર્યો હોત તો આજે તેઓએ અમારા લોકોનું જેટલું હિત કર્યું છે—વસ્તુતઃ તો અહિત જ કર્યું છે—તેના કરતાં હજારગણું વધારે હિત કરત; પરંતુ ધર્મવિષયમાં તેઓએ ઉંડા ઉતરી અમારા ધર્મનો અભ્યાસ કર્યો નહિ, અને ધર્મનાં મહામૂલ્યવાન્ રત્નો જે ગોથરાંથી બાંધ્યાં હતાં તે ચીથરાંને ઉકેલી તેમાંથી રત્નોને પ્રાપ્ત કરવાને બદલે ચીથરાંને જ આર્યોનો ધર્મ સમજીને પછી તેના

ઉપર પોતાના પ્રહારો ચલાવ્યા: પરિણામ એ આવ્યો કે અમારા લોકોમાંથી ઘણા આળસુ અને ઓછી બુદ્ધિવાળા પણ આર્યધર્મમાં કંઈ જ માલ નથી, એમ માનીને તેના ઉપર પોતાના પ્રહારો કરવા લાગ્યા, અને આ રીતે મહાતેજસ્વી અને નિષ્કલંક આર્ય ધર્મ જ્યાં ત્યાં વગોવાયો, અને જો શ્રીદયાનંદ સ્વામિ તથા શ્રીવિવેકાનંદ[1] સ્વામિજેવા વીર પુરુષો પ્રકટ થયા ન હોત, અને પાદરીઓસામે જબરી બાથ ન ભીડી હોત, તેમ જ પાછળથી થીયોસોફીકલ સોસાયટીએ અને ભરતખંડનાં ભિન્ન ભિન્ન સ્થળોમાં પ્રકટેલા તત્ત્વજ્ઞાની મહાપુરુષોએ સનાતન આર્યધર્મના ખરા રહસ્યને પ્રકાશમાં આણવાનો ભાગીરથ પ્રયત્ન ન કર્યો હોત તો હજી પણ તે કેટલો વગોવાત, તે કહી શકાતું નથી. તમારા પાદરીઓ અમારા લોકોને મૂર્તિપૂજકો કહે છે પણ આ તેમનો અભિપ્રાય અમારા ધર્મના એક જ અંગને જોઇને તેમણે આખા અંગઉપર ઠોકી બેસાડ્યો છે. જેમ ઘઉંથી ભરેલા કોઈ ગાડાના એક ભાગમાં થોડા મકાઇ મૂક્યા હોય તે જોઇને આખું ગાડું મકાઇનું છે, એમ કોઇ ઠોકી દે, તેમ ચિત્તને સ્થિર કરવાની અમારાં શાસ્ત્રોની આરંભક પ્રક્રિયા જોઇને, તમારા પાદરીઓએ અમારા લોકોને મૂર્તિપૂજકોનો ઇલકાબ આપી દીધો છે, પરંતુ તે પછીનાં અનેક પગથીયાં જેમાં ઉપાસકને કેવા ક્રમથી ચઢાવીને પરિણામે નિર્ગુણ પરમાત્માની ઉપાસનામાં વાળવામાં આવે છે, અને તેમની સાથે અંતે અભેદ કરાવવામાં આવે છે, તે પ્રતિ દૃષ્ટિ સરખી નાંખવામાં પણ તેઓએ તસ્દી લીધી નથી. રોગના કારણથી અથવા મંદાગ્નિથી કોઇ ઘરનાં માણસોને ભડકુ ખાતાં જોઇને જેમ કોઇ નિર્ણય કરે કે આ ઘરના માણસોને બીજું કશું રાંધતાં જ આવડતું નથી, તેમ ઉપાસના તથા તત્ત્વજ્ઞાનનાં ઉચ્ચતર અને ઉચ્ચતમ પગથીયાંને સેવવાને અશક્ત એવા પ્રજાના મોટા ભાગને મૂર્તિપૂજાનું પ્રથમ પગથીયું સેવતો જોઇને, તથા તે પગથી-

---

[1] The intolerant Christian clergy are quick to make a handle of such things, and use it as a text to convince their flocks that you are what they have always claimed, an ignorant sinful race, that needed nothing so much as an establishment of the Foreign Mission! But at the World's Fair in Chicago, the great Swami Vivekananda fell like a star into their midst and confounded them all. Since then, the sentiment of even the ultra-religious class is changed wholly towards the Hindus.—*D. D. Bryant.*

(પારકાના ધર્મવિચારોને સહન કરવાના સ્વભાવરહિત ખ્રિસ્તી પાદરીઓ આવી બાબતોને તરત પકડી લે છે, અને જે પ્રકારના તમને હંમેશા તેઓએ વર્ણવ્યા છે, તેવા જ તમે એક અજ્ઞાન પાપી પ્રજા છો અને તેથી ખ્રિસ્તી ધર્મનો તમને ઉપદેશ આપવાને પાદરીઓને મોકલવાનું ખાતું સ્થાપવાની અત્યંત જરૂર છે, એવી પોતાના અનુયાયીઓની ખાતરી કરવાને માટે આ બાબતોનો તેઓ પોતાનાં વ્યાખ્યાનોના મૂળ સૂત્રરૂપે ઉપયોગ કરે છે! પણ ચિકાગોમાં ભરાયલા 'જગન્મેલા'સમયે મહાન્ સ્વામિ વિવેકાનંદ તેઓના મધ્યમાં એક તારાની પેઠે પડ્યા, અને તેમને સર્વને ગભરાવી નાંખ્યા, તે સમયથી અત્યંત ધર્માંધ વર્ગનો અભિપ્રાય પણ બદલાઇને કેવળ હિંદુઓની તરફેણમાં થયો છે.—ડી. ડી. બ્રાયન્ટ.

યાની કેટલી યોગ્યતા છે, તેનો પણ વિચાર કરવાનું ધૈર્ય ધર્યાવિના પાદરીઓએ હિંદુઓ મૂર્તિપૂજક છે, એવાં બણુગાં ગગનસુધી વગાડી મૂક્યાં છે. પોતાના બાઇબલમાં ઈશ્વરની આજુબાજુ અનેક દેવો (angols) હોય છે, એવું નિત્ય વાંચતાં છતાં, તથા એ દેવોવિષે પોતાની માનબુદ્ધિ છતાં પણ હિંદુઓનો તે જ દેવોમાં ભક્તિભાવ જોઇને પાદરીઓ કપી ઉઠે છે, અને હિંદુઓ તેત્રિશ કરોડ દેવોને માને છે માટે અજ્ઞાનના કીચડમાં સડ્યા કરે છે, એવું આખા જગતમાં દયા ખાઇને જણાવે છે, એ કેવું હાસ્યજનક છે! અમારા લોકો પર્વતને, નદીને, વૃક્ષને કે માટીને ઈશ્વર માને છે કે શું માને છે, તેની તપાસ કરવાનો પણ કયા પાદરીએ પરિશ્રમ લીધો છે? તેઓનાં શાસ્ત્રો વિશ્વની આ વિભૂતિઓમાં તેઓની માનબુદ્ધિ શાથી પ્રકટાવે છે, તે સંબંધમાં તેઓએ કદી વિચાર કર્યો છે? તિલક વગેરેમાં કેવા કેવા ઉચ્ચ સંકેતો અમારા પૂર્વ પુરુષોએ સ્થાપ્યા છે, તે પાદરીઓ જાણે છે? અમારા ધર્મનાં રહસ્યોને સમજાવનાર પુરુષો હવે બહુ જ થોડા રહેવાથી, તથા મૂળ ઉદ્દેશોનું પુષ્કળ કાળ વહી જવાથી વિસ્મરણ થઇ જવાથી, ખરૂં છે કે હાલ આર્ય ધર્મ બહુ અવ્યવસ્થ રૂપમાં દૃષ્ટિએ આવે છે, પણ તેથી શું તેનો ઉદ્ધાર કરવો યોગ્ય છે કે ખંડન કરવું યોગ્ય છે? આજે પાદરીઓ ખ્રિસ્તી ધર્મ સર્વોત્કૃષ્ટ છે, અને હિંદુધર્મ નરકમાં નાંખનાર છે, એવી ફૂલાશો હાંક્યા કરે, પરંતુ એંશી વર્ષઉપર થઇ ગયેલા જર્મન ફિલોસોફર શોપનહાઉરે કહ્યું છે તેમ સો વર્ષમાં સમગ્ર પાશ્ચાત્ય જગતમાં પૂર્વના વિચારો, પૂર્વનું તત્વજ્ઞાન અને પૂર્વનો ધર્મ જ પ્રસરી જશે."

(અપૂર્ણ.)

---

## બળીયાથી બાળકોનું શી રીતે રક્ષણ કરવું?

બળીયા ટંકાવવાથી હાનિ થાય છે, એવું માનનાર માબાપે બળીયાના પ્રસરસમયેં પોતાનાં બાળકોનું બળીયાથી શી રીતે રક્ષણ કરવું, એવો પ્રશ્ન એક સજ્જન પૂછે છે.

શરીરના અંદરના ભાગમાં વિષને ન થવા દેવું, અને બહારના ભાગને બે અથવા ત્રણ વાર સ્નાનથી સંપૂર્ણ શુદ્ધ રાખવો, એ બળીયા અટકાવવાનો સર્વોત્તમ ઉપાય છે. બળીયા
રીતે મનાય? " શરીરમાં થયેલા વિષના ભારે સંચયને સૂચવે છે. તમારા ગામમાં અથવા
ગામનાં, તમારાં બાળકોને ઘણો જ હલકો ખોરાક આપો, અને
તેમણે કહ્યું, તમારા મિશનર.
રાકનું પ્રમાણ કમી કરી નાંખો, તેમને આખો દિવસ
હોત તો અમારા લોકોને ધર્મનો ઉપ
ા વારંવાર સ્નાનવડે તેમના શરીરને શુદ્ધ રાખો. આ
લોકોને તમારી પાસેથી ધર્મના સિદ્ધાં
ય શુદ્ધિ કરતાં તેને બળીયા થવાનો ભય નહિ રહે.
મય પૃથ્વીને શીખવવાને માટે એકલો
લોકોને તમારી પાસેથી પ્રગતિના કેટલ

---

દેશ કરવાને બદલે તમારા પાદરીઓએ
આજે તેઓએ અમારા લોકોનું જેટલું

---

કરતાં હજારગણું વધારે હિત કરત; ર્ય અંશે ખરી પડી છે, તે થોડાં વર્ષ થયાં પાશ્ચાત્ય પ્રજા-
અભ્યાસ કર્યો નહિ, અને ધર્મનાં st, Christinn Science, Emmanuel Movement,
ઉપરી તેમાંથી રત્નોને પ્રાપ્ત કરવાનો સંસ્થાઓથી સિદ્ધ થાય છે.



# सिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## शिखरे स्थिति.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૭૬થી )

( ૫ )

જ્યારે આપણે શિખરઉપર સ્થિતિ કરીએ છીએ ત્યારે આપણે પરમાત્માનું જ અખંડ ઉપસેવન કરીએ છીએ; અને જેમ અગ્નિનું ઉપસેવન કરનારને શૈત્યની બાધા થતી નથી, તેમ પરમાત્માનું ઉપસેવન કરનાર આપણને દૌર્બલ્યની બાધા થતી નથી. નિરંતર આપણામાં નવું અને અધિક નવું સામર્થ્ય આવતું આપણને જણાય છે. આપણામાં કલમ (થાક) અથવા બલહાનિ પ્રકટવાનો સંભવ રહેતો નથી, કારણકે શિખરના પ્રદેશમાં પરમાત્માસાથે આપણો અભેદ હોય છે. અને પરમાત્માસાથે જેમનો અભેદ થાય છે, તેમના અણુઅણુમાં અમર્યાદ સામર્થ્ય ઉભરાઇ જાય છે. મહાપુરુષોના

'મુજ સ્વરૂપવિષે, અનવધિ આ સામર્થ્ય અનંત પ્રકાશી;
'જેનો નહિ પાર જણાય કદી, જેનું કંઇ માપ શકે ન થઈ,
'જેની તુલ્યે છે કોઇ નહિ, મુજ સ્વરૂપવિષે.'

એ આદિ ઉદ્ગારોમાં ઝળકતો અનુભવ કેટલો યથાર્થ છે, તે આપણને આ સમયે જ સ્પષ્ટ થાય છે.

પરમાત્માના અખંડ ઉપસેવનમાં પરમાત્માનું જ સર્વ પ્રકારે કેવળ શરણ હોય છે. એ સ્થિતિમાં પરમાત્માને અર્થે જ આપણું જીવન હોય છે, અર્થાત્ આપણી માનસિક, વાચિક તથા કાયિક પ્રત્યેક ક્રિયા પરમાત્માને અર્થે જ થાય છે. कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृतिस्वभावात् । करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥ (કાયા, વાચા, મન, ઇંદ્રિયો, બુદ્ધિ, આત્મા, અથવા પ્રકૃતિના સ્વભાવથી જે જે હું કરૂં છું તે સર્વ નારાયણ ભગવાનને હું અર્પું છું) એ પ્રકારના

ભાવથી સૂચવાતું પ્રત્યેક ક્રિયાનું યથાર્થ સમર્પણ **પરમાત્મા**ના અર્થે જ્યારે આપણે આપણું જીવન ગાળીએ છીએ ત્યારે જ કરી શકીએ છીએ; અને જ્યારે આપણે **પરમાત્મા**ને અર્થે જીવીએ છીએ ત્યારે **પરમાત્મા** આપણામાં જીવે છે, અર્થાત્ આપણા શરીરમાં આપણું પૃથક્ કર્તૃત્વભોક્તૃત્વ રહેતું નથી, પણ **પરમાત્મા**નું જ કર્તૃત્વભોક્તૃત્વ થાય છે. અને **પરમાત્મા**નું જ આપણામાં કર્તૃત્વભોક્તૃત્વ થતાં **પરમાત્મા**ના અમર્યાદ સામર્થ્યનો પ્રવાહ આપણામાં વહેવા માંડે છે, આપણા સામર્થ્યની પરિમિતતા નષ્ટ થઇ જાય છે, અને જે કંઇ કરવાની આપણને પ્રેરણા થાય છે, તે કરવાનું પુષ્કળ સામર્થ્ય ઊર્ધ્વ પ્રદેશમાંથી આપણને પ્રાપ્ત થાય છે. આપણે માટે સઘળું જ શક્ય થાય છે, કારણ કે **પરમાત્મા** આપણી સાથે હોય છે, અને **પરમાત્મા** આપણી સાથે એટલા માટે હોય છે કે આપણે **પરમાત્મા**ના સંગી થઇએ છીએ.

આ દશ્ય વિષયોનો સંગ પરિત્યજીને જ્યારે આપણે **પરમાત્મા**ના સંગમાં રહેવાનું પસંદ કરીએ છીએ ત્યારે **પરમાત્મા** આપણા સંગમાં રહેવાનું પસંદ કરે છે, અને શિખર-ઉપર જ્યારે આપણે આરોહણ કરીએ છીએ ત્યારે આપણે સર્વદા **પરમાત્મા**ના સંગમાં જ રહેવાનું પસંદ કરીએ છીએ. **પરમાત્મા** જેમ રહે છે, તેમ રહેવું, એનું જ નામ સર્વોત્કૃષ્ટ જીવન ગાળવું એ છે; અને **પરમાત્મા** જેમ રહે છે તેમ રહેવું, એનો અર્થ બીજો કશો જ નથી પણ **પરમાત્મા**થી અભિન્ન થઇ રહેવું–**પરમાત્મા**માં રહેવું અને હરવું ફરવું, અને આપણા અસ્તિત્વનું ભાન કરવું–પરમાત્મા આપણી ઇંદ્રિયોથી આપણા પ્રાણથી, અને આપણા મનથી પણ આપણી અધિક નિકટ છે, એવું ભાન કરવું, એ છે.

શિખરઉપર રહેવું એનો અર્થ એ છે કે **પરમાત્મા**ની સાથે એવા પ્રકારના સંબંધમાં આવવું કે જ્યાં

' નિશદિન ન્યારું રે પ્રિયતમ મારાને,
' ન્યારો નવ ભાળું રે, ( આ ) જગ કરનારાને.
' હુંમાં હરિ, હરિમાં હું, એમ પરસ્પર જોતાં એક,
' હરિ સત્ય તો હું નહિ ને, નહિ હરિ તો હું નેક;
' અટપટું એવું રે, જાણ્યું જોતાં આ રા'ને'[1] 'નિશદિન',

એ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**એ વદેલી પંક્તિઓમાં વહેતા અનુભવાનુસાર **હરિ** અને હું એક જ છીએ, એવું આપણને અનુભવજ્ઞાન થાય. આ સ્થિતિમાં જ આપણે

' અદ્ભુત સુંદર સ્વરૂપ, લાજે–ભાનુશશિ રી,
' જોઇ તત્ક્ષણ ભવદુઃખ વિસરી, સુખથી હસી રી;
' સદા હું સુખથી હસી રી, પ્રિયતમ૦ '

એ કાવ્યોક્તિઅનુસાર કોટિ ચંદ્ર તથા કોટિ સૂર્યની પ્રભા પણ જ્યાં ઝાંખી પડી જાય છે, એવા **પરમાત્મા**નાં વદનનાં દર્શન કરીએ છીએ, અને આપણી ખાતરી થાય છે કે

' નિર્નિમેષ હું જોઉં, ન તોએ, તૃપ્તિ થતી રી,
' ભૂલી હું ખાન ને પાનના ભોગો, કાળની ગતિ રી,
' ભૂલી હું કાળની ગતિ રી, પ્રિયતમ૦ '

---

૧ આ શિખરના માર્ગને જોતાં આવો અટપટો અનુભવ થયો.

એ આદિ ભાવનાં વચનો જે ભાગ્યશાળી પુરુષોનાં મુખમાંથી નીકળે છે, તે કેટલાં સત્ય છે.

અને વસ્તુતઃ આપણામાં અને હરિમાં કશો જ ભેદ નથી. જે હરિમાં સૌન્દર્ય છે, જે હરિમાં પૂર્ણતા છે, જે હરિમાં ઐશ્વર્ય છે, જે હરિમાં નિરતિશય આનંદ છે તે જ સૌંદર્ય, તે જ પૂર્ણતા, તે જ ઐશ્વર્ય અને તે જ નિરતિશય આનંદ આપણામાં પ્રકટાવવાને માટે જ આપણે નિર્માણ થયેલા છીએ. આ જગતમાં આપણા આવિર્ભાવનો અન્ય કોઇ હેતુ નથી. જે સ્વરૂપસામ્રાજ્યના આપણે ખરા હકદાર છીએ, તેના અખંડ ભોક્તા થવું, એ જ આપણી ઉત્પત્તિનો ઉદ્દેશ છે. કેવો રમણીય અને અપૂર્વ શાંતિમાં સ્થાપનાર વિચાર! આ વિચારનું મનમાં ચિંતન માત્ર કરતાં આપણામાં આપણું સ્વરૂપસામ્રાજ્ય પ્રાપ્ત કરવાનો ઉત્સાહ પ્રકટે છે, અને શિખરઉપર આરોહણ કરવા આપણા પગમાં નવું બળ આવે છે.

શિખરે સ્થિતિ કરવાની ઇચ્છા પ્રત્યેક મનુષ્યને પોતાના જીવનમાં અનેક વાર પ્રકટે છે. તે સમયે આપણને ઈશ્વરના નિકટ રહેવાનું, ઈશ્વર સદોદિત આપણી પાસે છે, એવું ભાન કરવાનું પ્રબળ મન થાય છે. આ સમયે બીજા કશાથી આપણને તૃપ્તિ થાય, એવું આપણને ભાસતું નથી.* અમર્યાદ પ્રેમસ્વરૂપ પરમાત્માના અભયપ્રદ અંકમાં સ્થિતિ કરવાને આપણી વૃત્તિ તલપાપડ થઇ રહે છે. મનુષ્ય માત્રમાં રહેલી સ્વભાવસત્તાના સાત્વિક અંશના પ્રાદુર્ભાવકાળે સર્વને આવો અનુભવ થયાવિના રહેતો નથી. આ સાત્વિક અંશના ઉદયસમયે જે જે પુરુષોનાં અંતઃકરણમાં કર્મસત્તાના સાત્વિક અંશો પણ પ્રકટે છે, તે પુરુષો આ દેહમાં શિખરે સ્થિતિ કર્યાવિના રહેતા નથી. શિખરઉપર સ્થિતિ કરવાની તીવ્ર ઇચ્છા તેઓનામાં પ્રકટે છે, તેઓનાં નેત્રનાં પડળ ઉઘડી જાય છે, શિખરના પ્રદેશનો માર્ગ તેમને સ્પષ્ટ જણાય છે. ઈશ્વરના યજન પૂજનનો વાસ્તવિક મર્મ તેઓને સમજાઈ જાય છે. સદ્ગુરુનો બોધ તેઓનાં અંતઃકરણમાં ઠરે છે. શિખરઉપર સ્થિતિ કરવા યોગ્ય તેમનો નવો દેહ બંધાય છે. આ દેહમાં જુના અયોગ્ય વિચારોનો એક પણ અણુ હોતો નથી. તાત્વિક વિચારોનો જ આ નવો દેહ બનેલો હોય છે. અતત્ત્વના વિચારોવાળો દેહ પરમાત્માના અંકમાં બેસવા શી રીતે યોગ્ય ગણાય? નૃપતિના ખોળામાં શૂદ્રનું મલિન બાળક બેઠેલું કદી સાંભળ્યું છે?

પરમાત્માનાં દર્શનની તીવ્ર ઇચ્છા જ્યારે આપણા અંતઃકરણમાં પ્રકટે છે ત્યારે આપણામાં રહેલો ઈશ્વરનો અંશ જાગ્રત થાય છે, અને શિખરઉપર આરોહણ કરવાનો આપણામાં અધિકાર આવે છે. તે સમયે આ જન્મમાં જ આ સ્થૂલ દેહે આપણે શિખરના પ્રદેશમાં પ્રવેશ કરીએ છીએ. મુક્તત્વનો આનંદ વર્તમાન કાળમાં, અનંત વર્તમાન કાળમાં જ હોય છે, અને શિખરે સ્થિત થનાર મહાત્મા તે આનંદને આ દેહમાં જ ભોગવે છે.

શિખરના પ્રદેશમાં જે શુભ માર્ગે થઇને જવાય છે, તે માર્ગનું નામ મનની નિઃસંકલ્પાવસ્થા છે. પરમાત્માનાં દર્શન કરવાને માટે આપણે આપણા અંતરમાં જે નિઃસંકલ્પ પ્રદેશ છે, તેમાં જવું જોઇએ. એ નિઃસંકલ્પ પ્રદેશમાં હરિ નિવસે છે, અને આપણા ભીતરના નિઃસંકલ્પ પ્રદેશમાં જ્યારે આપણને હરિનાં દર્શન થાય છે કે તત્કાળ આપણી શિખરે સ્થિતિ થાય છે. હરિની સાથે રહેવું, એટલે જ શિખરઉપર સ્થિતિ કરવી; અને અભ્યંતર પ્રદેશ, એ હરિમંદિરમાં પ્રવેશ કરવાનાં ઉઘાડાં દ્વાર છે.

અભ્યંતર પ્રદેશ એટલે શું, એ તમને નથી સમજાતું? **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની

* સરખાવોઃ— 'મનડું ના મારું ઠરે કોઇથી, રહેતું સર્વથી અતૃપ્ત'.

મનોરમ પંક્તિ, જુઓ, એ અભ્યંતર પ્રદેશના સ્વરૂપને અને તેના ફળને કેવી આકર્ષક વાણીમાં વર્ણવે છે;

'હે મન ભ્રમરા, હૃદયકમળમાં પેશી હરિમય થાને,
'ભવમૃત્યુજરા, જન્માદિ ભયથી તું સહજ ટળી જાને.'

જેમ હૃદયાકાશનો પ્રદેશ અભ્યંતર પ્રદેશ ગણાય છે, તેમ મૂર્ધાકાશનો પ્રદેશ પણ અભ્યંતર પ્રદેશ ગણાય છે. આ પુણ્યતમ પ્રદેશમાં પ્રવર્તતી અપૂર્વ શાંતિનું વર્ણન કરવા માનવવાણી સમર્થ નથી. આ પ્રદેશના સ્વરૂપને ગોપ્ય રાખવા યોગશાસ્ત્ર આજ્ઞા કરે છે, કારણ કે તે વાણીનો વિષય થઈ શકતો નથી. એ પ્રદેશનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે આપણે અંતરમાં ઉતરવું જોઇએ[1], અને શ્રદ્ધાવડે-પરમાત્માના અનુગ્રહથી પ્રકટતી શ્રદ્ધાવડે-તે પ્રદેશમાં પ્રવેશી શકાય છે.

પરમાત્માના અનુગ્રહથી પ્રકટતી સાચી શ્રદ્ધાને અંતરમાં ઉતરવાનું જ્ઞાન હોય છે. પરમાત્માથી ઉત્તેજિત થયેલી હોવાથી, પરમાત્માથી પ્રાણિત થયેલી હોવાથી અને પરમાત્માથી પ્રકાશિત થયેલી હોવાથી તેને તે જ્ઞાન હોય છે. તે માર્ગને જાણે છે, સત્યને જાણે છે, જીવનને જાણે છે. આ કારણથી આ શ્રદ્ધાને અનુસરવાથી આપણે જે પ્રદેશને શોધવો છે, તે પ્રદેશ આપણને જડે છે; આપણે નિઃસંકલ્પ થઇએ છીએ, અને શિખર ઉપરના યશસ્વી પ્રદેશમાં પ્રવેશ કરીએ છીએ.

યથાર્થ આધ્યાત્મિક શ્રદ્ધાના ઉંચે ચઢતા પ્રકાશને અનુસરનારે પરમાત્માપ્રતિ જ મનની સમગ્ર વૃત્તિઓને વાળવાની હોય છે; અને જ્યાં સુધી આપણે પરમાત્માપ્રતિ અને કેવળ પરમાત્માપ્રતિ દૃષ્ટિ રાખીએ છીએ ત્યાં સુધી પરમેશ્વરના અલૌકિક પ્રદેશના ઉંચામાં ઉંચાં શિખરોપ્રતિ આપણે અખંડ ઉંચે અને ઉંચે ચઢ્યા કરીએ છીએ. આપણે આ બાજુ કે પેલી બાજુ વાંકાચુકા જતા નથી, કારણ કે એક જ જ્યોતિથી આપણું અંતઃકરણ પ્રપૂરિત થયું હોય છે, અને કેવળ તે જ જ્યોતિ આપણી માર્ગદર્શક હોય છે. આપ્રમાણે જે સાંકડા અને સીધા માર્ગે થઇને પરમાત્મપ્રદેશમાં પહોંચાય છે તે માર્ગે આપણું વહન થાય છે.

પરમાત્માકાર વૃત્તિથી રહેવું, અને દૃશ્યના ચિંતનમાં નીચે ન ઉતરવું, એનું નામ પરમાત્માના પ્રદેશમાં પ્રવેશ છે. આ પ્રકારની વૃત્તિથી રહેતાં અમર્યાદ આધ્યાત્મિક બળ આપણામાં પ્રકટે છે, કે જે બળ સર્વત્ર અજય્ય હોય છે. જે પુરુષને આવું બળ પ્રાપ્ત થયું છે, તેણે સર્વઉપર સ્વામિત્વ પ્રાપ્ત કર્યું છે. જગતની કોઇ પણ સ્થિતિ તેના અંતઃકરણને ચલાયમાન કરી શકતી નથી. પરમેશ્વરનું બળ તથા સત્તા તે જ તેનું બળ તથા સત્તા હોય છે, અને આ બળ તથા સત્તાનો અનુભવ કરતો તે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની લલિત વાણીમાં વદે છે કે

'અમને લાગી સ્વરૂપશું તાળી, રહીએ અમે બ્રહ્મમાં મહાલી.
'બ્રહ્મવિના આ સચરાચરમાં, કશું ન શકતા ભાળી;
'દૃષ્ટિગોચર અને અગોચર, બ્રહ્મવિના નથી ઠાલી; અમને૦

૧ અંતરમાં શી રીતે ઉતરવું, એ જાણવા ઇચ્છનારે આ વર્ગતરફથી પ્રકટ થયેલા 'અધ્યાત્મબળ પોષક ગ્રંથમાલા—પ્રથમ અંક' એ ગ્રંથનો અભ્યાસ કરવા કૃપા કરવી.

'અખંડ જીવનકેરી અમમાં, લતા રહી હરિયાળી,
'કોટિ ઉપાયે કોથી ન ચૂંટે, કે ન શકે કો બાળી, .. અમને૦
'મહાનંદનો સાગર ઉછળ્યો, શકે ન કોઇ પ્રજાળી,
'મર્યાદિત કરવાને કોઇ, બાંધી શકે નહિ પાળી, અમને૦
'તત્ત્વામૃત ભોજનની નિકરે, ભરી સુવર્ણની થાળી,
'નવીન નવીન બળ અર્પે ક્ષણુ ક્ષણુ, ખાતાં થાય ન ખાલી, અમને૦
'સ્વરૂપપુષ્ટિની તનમનઉપર છવાઇ રહી છે લાલી,
'બ્રહ્મભુવનમાં અમો વસું જ્યાં, સદાય જાહોજલાલી, અમને૦
'સૂક્ષ્મ પ્રદેશે મોજથી ફરીએ, શકાય કોથી ન ખાળી,
'મંદ પવનથી મસ્ત મહાલે, જેમ તરવર ડાળી અમને૦
'ચિતિવિહંગ બની સ્વરૂપાકાશે, ઉડીએ ફરરર ફાલી,
'અખંડ વાસ ગગનમાં કરીએ, શકે ન કોઇ નિહાળી, અમને૦

( અપૂર્ણ )

---

# આપણા સર્વમાં સૌન્દર્ય શા માટે ન હોવું જોઇએ ?

આપણુ સર્વમાં શા માટે સૌંદર્ય ન હોવું જોઇએ ? આત્મા સુંદર છે, જીવનતત્ત્વ સુંદર છે, પ્રકૃતિ પોતે સુંદર છે, પરમાત્મા પરમ સુંદર છે, અને આપણે પરમાત્માની જ પ્રતિકૃતિ છીએ.

વસ્તુતઃ જેવા આપણે છીએ તેવા શા માટે આપણે ન દેખાવું જોઇએ ? ભીતરનું વાસ્તવિક સૌંદર્ય બહાર શરીરઉપર શા માટે તરી ન આવવું જોઇએ ?

સુંદર થવું એ સ્વાભાવિક છે; અને જો મનુષ્ય ઇશ્વરના નિયમાનુસાર પોતાનું જીવન ગાળે તો પ્રતિદિન તે અધિક અને અધિક સુંદર થતો જાય.

નિરંતર આનંદમાં, સુખમાં અને પ્રસન્નતામાં રહેવાથી, અને સંસારમાં જે સુંદર છે, તેના ઉપર જ માત્ર પોતાની દૃષ્ટિ સ્થાપેલી રાખવાથી કોઇ પણ મનુષ્ય સૌન્દર્યને પ્રાપ્ત કરી શકે એમ છે.

દોષો, ખામીઓ અથવા છિદ્રોઉપર કદી પણ દૃષ્ટિ ન માંડો. જો આપણે દૃષ્ટિ માંડીશું તો આપણામાં તે દોષો ખામીઓ તથા છિદ્રોની વૃદ્ધિ થશે. બીજાનાં જે અપલક્ષણોની આપણે ટીકા કરીએ છીએ, તે લક્ષણોને આપણે આપણામાં પ્રકટાવી તેમની વૃદ્ધિ કરીએ છીએ. જે મનુષ્ય નિરંતર બીજાઓની ટીકા કરે છે, અને તેમનાં છિદ્રો શોધે છે, તેણે કુરૂપ રહેવાની, અને સુરૂપ હોય તો અલ્પ સમયમાં કુરૂપ થવાની વાટ જોયા કરવી.

તમારા શરીરનો તમારી ઇચ્છાપ્રમાણે ઘાટ રચવો તમારા હાથમાં છે; અને તમે જે પ્રકારનું વર્તન રાખશો, તેવા તમે દેખાશો. માયાળુ સ્વભાવ મોડો અથવા વહેલો શરીરઉપર તરી આવી શરીરને સુંદર કરી મૂકે છે, અને જેના મનમાં સૌંદર્યના વિચારો રમી રહે છે, તેનું શરીર બહારથી સુંદર થયાવિના રહેતું જ નથી.

જે પ્રત્યેક સમયે તમે ચીડાઓ છો, ઠપકો આપો છો, ખોતરણાં શોધી કાઢો છો અથવા ગુસ્સે થાઓ છો, તે પ્રત્યેક સમયે તમે તમારી અંતરાકૃતિને કુરૂપ કરો છો; અને આ આંતર કુરૂપતા કોઇ દિવસ બહાર નીકળી આવવાની, અને તમારામાં જે કંઇ સૌન્દર્ય હશે તેનો નાશ કરી નાંખવાની.

તમારા અંતરના ઉંડા ભાગમાં જે જે મનોભાવો પ્રકટે છે, તેની ભવિષ્યમાં તમારા બાહ્ય શરીરઉપર થોડીઘણી અસર થયા વિના રહેતી જ નથી. આથી કરીને અંતરના ઉંડા ભાગમાં સુંદર અને કેવળ સુંદર વિચારોને જ આ ક્ષણથી કરવા માંડવા તથા નિર્દોષ પ્રેમમય વર્તન રાખવું, એ અત્યંત ડહાપણભરેલું છે. જેમાં સૌંદર્ય અને માલ હોય તેની જ માત્ર વાતો કરો, અને જે જે પ્રાણીપદાર્થોનો તમને સંબંધ થાય તેમાં જે સત્યનો, સુંદરતાનો અને ઉત્કૃષ્ટતાનો અંશ હોય તેને જ માત્ર જોયા કરો.

મનના, વાણીના અને વર્તનના સૌંદર્યવિના શરીરનું સૌન્દર્ય કદી પણ હોઇ શકતું નથી; પરંતુ જ્યાં સુધી આપણે આત્માની અક્ષય સુંદરતાનું અંતરમાં ભાન કરતા નથી ત્યાં સુધી આપણાં મન, વાણી તથા વર્તન સૌન્દર્યવાળાં થઈ શકતાં નથી.

આત્મા નિરંતર સુંદર છે. આપણે આ વાત નિરંતર સ્મરણમાં રાખવી જોઇએ, અને તે સાથે આપણે આપણું વર્તન એવા પ્રકારનું રાખવું જોઇએ કે જેથી આત્માનું સૌન્દર્ય અખંડ આપણા બાહ્ય શરીરમાં પ્રકટતું રહે.

જે પુરુષ આત્માના વાસ્તવિક સૌન્દર્યનું અખંડ ભાન કરે છે, અને તેની સાથે વાણી તથા વર્તન સૌન્દર્યયુક્ત રાખે છે, તેના શરીરની સુંદરતા વધની વધની કેટલી મર્યાદાસુધી પહોંચશે, તેનું કોઇ માપ નીકળી શકે, એમ નથી.

ઘણા મનુષ્યો ઉત્તમ જીવન ગાળનારા મનુષ્યોના સંબંધની અખંડ ઇચ્છા કરે છે; અને જેની તેઓ અખંડ ઇચ્છા કરે છે, તે તેમને મળે પણ છે જ; આમ છતાં આપણા અંતરમાં રહેલા સૌન્દર્યમય આત્માની સાથે જો પ્રથમ આપણે સંબંધ બાંધીએ છીએ તો ઉત્તમ જીવન ગાળનારાં સર્વ મનુષ્યો, સ્વાભાવિક રીતે જ્યાં ત્યાંથી આપણાપ્રતિ આકર્ષાઈ આવે છે, અને ઉત્તમ સુંદર મનુષ્યોનું એક કુટુંબ અથવા મંડળ થોડા સમયમાં જામી જાય છે.

---

# सत्यनी सत्यता वर्तनवडे सिद्ध करो.

કેટલાક પંડિતો એવું માને છે કે કોઈ કથન જો તર્કસિદ્ધ હોય તો તે અવશ્ય સત્ય જ હોવું જોઇએ; પણ આ તેમનું માનવું ભૂલભરેલું છે. હજારો મનુષ્યો આ પ્રકારના નિશ્ચયથી આડે માર્ગે દોરાઇ ગયા છે.

કોઇ પ્રમેય ( proposition ) ની પ્રતિજ્ઞાઓ ( premises ) સાચી હોય છે, તો તે ઉપરથી નીકળતો તર્કસિદ્ધ નિશ્ચય અવશ્ય સાચો હોય જ છે; પણ જ્યાં પ્રતિજ્ઞાઓ ખોટી હોય છે ત્યાં પ્રત્યેક તર્કસિદ્ધ નિર્ણય ( logical conclusion ) ખોટો જ હોવાનો. આ વાત સ્પષ્ટ છે, અને તો પણ બહુ જ થોડા પુરુષોએ એ વિષે વિચાર કર્યો હોય છે.

ઘણી વખત જ્યારે આપણે કોઈ ગ્રંથ વાંચીએ છીએ, અથવા કોઈ વ્યાખ્યાન કે ચર્ચા શ્રવણ કરીએ છીએ ત્યારે તેમાં કહેવામાં આવતાં પ્રમાણોઉપર જ આપણે આપણું ધ્યાન આપીએ છીએ. જો આ પ્રમાણો અથવા દલીલો તર્કસિદ્ધ હોય છે તો આપણે સિદ્ધ કરેલી વાતનો સ્વીકાર કરીએ છીએ, અને તદનુસાર વિચાર કરવા અને વર્તન કરવા માંડીએ છીએ.

આપણે સ્વીકારી જ લઈએ છીએ કે જો આ પુરુષ તર્કાનુસાર વાર્તા કરી શકે છે તો પછી તે જે કહે છે તેનું તેને યથાર્થ જ્ઞાન હોવું જ જોઈએ; અને જે મૂલતત્ત્વોઉપર તેની દલીલોનો આધાર હોય છે, તે મૂલતત્ત્વો માનવાયોગ્ય છે કે કેમ, તે સંબંધમાં આપણે શંકા ઉઠાવતા નથી. પરંતુ આપ્રમાણે ન માનવાયોગ્ય વાતો માની લેવાથી આપણે વાસ્તવિક સત્યપ્રતિની આપણી માનબુદ્ધિને દિવસે દિવસે ઘટાડતા જઈએ છીએ.

કયી પ્રતિજ્ઞા ખરી છે, અને કયી પ્રતિજ્ઞા ખોટી છે, તે સામાન્ય મતિનાં મનુષ્યો ક્વચિત્ જ સમજવા શક્તિમાન્ હોય છે. આનું કારણ એ કે મનુષ્યો પોતાના મગજમાં રહેલી સ્વત્વની શક્તિને ( individuality ) તેમ જ અપૂર્વતા ( originality ) ની શક્તિને બહુ જ ઓછી કેળવે છે, પરંતુ સત્યપ્રતિ જો આપણી માનબુદ્ધિ હોય, અને કુંચી ફેરવ્યાથી પોતાની મેળે ચાલતાં યંત્રોકરતાં અથવા તુચ્છ મગતરાકરતાં વધારે ઉંચા પ્રકારના થવાની જો આપણી ઇચ્છા હોય તો તો આપણા મનની ખરૂં અને ખોટું સમજવાની શક્તિને આપણે કેળવવી જોઈએ.

નિશ્ચયને સ્વીકારતાં પહેલાં તે નિશ્ચયઉપર આવવાનાં કારણો ખરાં છે કે ખોટાં તેની આપણે ખાતરી કરવી જ જોઈએ; તોપણ શબ્દોની પાછળ જે સત્ય રહેલું છે, તેને ઓળખતાં જ્યાં સુધી આપણને આવડતું નથી ત્યાં સુધી આમ આપણે કરી શકતા નથી.

એ એક સુપ્રસિદ્ધ વાર્તા છે કે ધર્મમાં અથવા તત્ત્વજ્ઞાનમાં ખોટામાં ખોટી પ્રતિજ્ઞાઓ લઈને તેના ઉપર એક નિર્દોષ ન્યાયની રચના રચી શકાય છે, અને તેના પરીણામિ નિશ્ચયો સામાન્ય મનુષ્યોને સશાસ્ત્ર પણ જણાય છે.

પૃથ્વી ચોરસ છે, સૂર્ય ફરે છે, પ્રત્યેક વસ્તુ શત્યરૂપ છે, શશશૃંગ સત્ય છે, એવી એવી ખોટી વાતો, ખરી છે, એમ તર્કથી તમે સિદ્ધ કરવા બેસો તો કરી શકો એમ છે.

તર્કવડે ગમે તે વાતને તમે સાચી સિદ્ધ કરી શકો; એટલે કે લોકોને તે ખરીજેવી તમે સમજાવી શકો એમ છે; પરંતુ કોઈ વાત વસ્તુતઃ ખરી હોવી, અને સામાને તે ખરા જેવી જણાવી, એમાં બહુ ફેર છે.

સત્ય કથન સર્વદા તર્કસિદ્ધ હોય છે, પણ તર્કસિદ્ધ કથન સર્વદા સત્ય હોતું નથી. જ્યાં સત્ય હોય છે ત્યાં હમેશાં તર્કાનુસારિત્વ હોય છે, પણ જ્યાં તર્કાનુસારિત્વ હોય છે ત્યાં હમેશાં સત્ય હોતું નથી.

સત્ય સ્વતઃ તર્કસિદ્ધ હોય છે. સત્ય પોતે જ પોતાનું તર્કસિદ્ધ સ્થાપન કરે છે; તેથી સત્ય એ સત્ય છે, એ સિદ્ધ કરવા માટે કોઈ પણ પ્રકારના નિયત તર્કનો ઉપયોગ કરવાની અગત્ય નથી.

તર્કવડે સિદ્ધ કરવી પડે, એવી પ્રતિજ્ઞાઓઉપર કોઈ પણ મતની સરણિ રચવા પ્રયત્ન કરવો, એ પ્રાપંચિક યુક્તિ છે. આવી યુક્તિથી જગતના અસંખ્ય મનુષ્યો અંધારામાં ફુટાયા કરે છે.

સત્યને સિદ્ધ કરવાનો તર્કવડે પ્રયત્ન ન કરો. તમારા જીવનને સત્મય કરીને સત્યને પોતાને જ પોતાનું સત્યત્વ સિદ્ધ કરવા દો.

તમારા વર્તનને સત્યમય કરવાથી તમે સત્યની સિદ્ધિ કરો છો. તમારા નિત્યના જીવનમાં આચારમાં મૂકવાથી જ કોઈ વાતની સત્યતા તમે જગતને પ્રત્યક્ષ દર્શાવી શકો છો.

વૃક્ષ આંબાનું છે કે આસોપાલવનું છે, તે તેમનાં ફળ દર્શાવી આપે છે. પરિણામ અથવા ફળનું જ જ્યાં ત્યાં મૂલ્ય અંકાય છે.

---

# भयनो प्रतिकार.

જેનો આપણે ભય ધરીએ છીએ, તે આપણને આવી મળે છે; પણ ભય એ આપણી પોતાની જ ઉત્પન્ન કરેલી વસ્તુ છે. પ્રત્યેક મનુષ્યને પોતાના અંતઃકરણમાં જે ભય જણાય છે, તે ભયને ઉત્પન્ન કરનાર તે પોતે જ છે. આથી ભયને પોતાના અંતઃકરણમાં કદી પણ ન ઉત્પન્ન કરવાથી પ્રત્યેક મનુષ્ય ભયથી કેવળ મુક્ત થઈ શકે છે. બીજા મનુષ્યો આપણને ભય ઉપજાવવા અસમર્થ છે. તેઓ આપણને ભય થાય એવાં કામો કરી શકે છે ખરા, પણ તેઓનાં ઘોતનને (સૂચનાઓને) બહારથી આપણે આપણાં મનમાં પ્રવેશવા દઈએ છીએ, અને તેમનો સ્વીકાર કરીએ છીએ તો જ આપણને ભય થાય છે.

આજુબાજુના સંજોગોના સંબંધમાં પણ એમ જ છે. બહારની કોઇ પણ સ્થિતિ કોઇના પણ મનમાં ભય ઉત્પન્ન કરી શકે એમ છે જ નહિ. બહારની સ્થિતિઓ પોતાના સંસ્કાર આપણા મનઉપર પાડી શકે ખરી; પણ તે પણ આપણે પડવા દઇએ તો જ. અને તેવા સંસ્કાર પ્રથમ જો આપણે આપણા મનઉપર ન પડવા દઇએ તો જગતમાં એવું કશું જ નથી કે જે આપણા મનઉપર જરા પણ અસર કરી શકે. બહાર ગમે તેટલી ધૂળ ઉડતી હોય, પણ બારીબારણાં બંધ કરી દેતાં શું તે ધૂળ આપણા ઘરમાં આવે છે ? જે ઘોતનો આપણે આપણી ઇચ્છાથી આપણા મનમાં પ્રવેશવા દઇએ છીએ તે જ આપણા મનમાં પ્રવેશે છે. બહારનાં ઘોતનોને આપણા મનમાં પ્રવેશવાને માટે પ્રથમ આપણે આપણા મનનું દ્વાર ઉઘાડવું જ પડે છે—આપણે તેમના અભિમુખ થવું જ પડે છે. પરંતુ આપણા મનમાં શું આવવા દેવું, અને શું ન આવવા દેવું, તે સંબંધમાં આપણને પૂર્ણ સ્વતંત્રતા છે. થાળીમાં પીરસેલા છ રસમાંથી કડવો રસ ખાવાને તમને કોઇ બાંધી મારતું નથી. ગળ્યો ખાવાને જેમ તમે પૂર્ણ સ્વતંત્ર છો, તેમ કડવાનો ત્યાગ કરવાને પણ તમે પૂર્ણ સ્વતંત્ર છો. ભય ઉત્પન્ન કરનાર પ્રત્યેક વાતને તમારા મનમાં પ્રવેશતી અટકાવવાને માટે તમારા મનનું દ્વાર બંધ કરી દેવાને તમે પૂર્ણ સ્વતંત્ર છો, અને નિર્ભયતા, આનંદ, પ્રસન્નતા આદિ પ્રિય સ્થિતિઓને પ્રકટાવનાર વાતોને તમારા મનમાં આવવા દેવાને માટે પણ તે જ પ્રમાણે તમે પૂર્ણ સ્વતંત્ર છો. તમારા મનમાં ભય પેસી જાય છે, અને તમને દમલાજેવા કરી નાંખે છે, તો તેમાં તમારો જ દોષ છે.

---

## 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

એક સજ્જન ( મનઃકામના અને ઈશ્વરાનુગ્રહસિદ્ધિનિમિત્ત ) કરાંચી. રૂ. ૨-૦-૦

રા. રા. શિવશંકર કેશવજી ( પોતાના પ્રિય પુત્ર આશારામની સદ્દગતિ નિમિત્ત ) ઘોઘા. રૂ. ૨-૦-૦

---

# अर्वाचीन रोगोपशमसरणी.

ચમત્કારના વૈશાખ માસના અંકથી તેમાં ઉપરના નામનો એક અપૂર્વ લેખ, મહાકાલના વ્યવસ્થાપકથી પ્રતિમાસ આપવામાં આવે છે. તેમાં શો વિષય આવનાર છે તેનું વાચકને ભાન થવા માટે તેમાંથી નીચે થોડાં વાક્યો ઉતારીએ છીએ.

* * *

રોગને નિવારનારી અનેક પદ્ધતિઓ આજે પ્રચલિત છે, અને પ્રતિદિન તેમની સંખ્યામાં સ્થાયી વૃદ્ધિ થતી રહે છે; તથાપિ જીવનના સમગ્ર નિયમોઉપર રચાયલી એક પણ પદ્ધતિ હજી સુધી પ્રકટ થયેલી જાણવામાં નથી.

જીવનના એક અથવા અધિક નિયમોનો ભંગ કરવાથી રોગ થાય છે; આમ હોવાથી શરીરને તથા મનને જે નિયમોનો ભંગ કરવામાં આવ્યો હોય છે, તે નિયમોને પુનઃ અનુકૂળ વર્તનારાં કરવાથી જ રોગ મટાડી શકાય છે.

પરંતુ રોગને નિવારવા માટે યોજવામાં આવેલી પદ્ધતિ જો અમુક નિયમોની ઉપેક્ષા કરે છે, તો તે અમુક નિયમોનો જ્યારે ભંગ થયો હોય છે, ત્યારે શરીરને તથા મનને પાછાં તે નિયમોને અનુકૂળ વર્તનારાં કરવામાં તે પદ્ધતિ શક્તિમાન્ હોતી નથી.

વ્યાધિ નિવારનાર સઘળી પદ્ધતિઓમાં, રોગ ન મટવાનાં જે અનેક ઉદાહરણો મળી આવે છે, તેનું વાસ્તવિક કારણ આ છે.

કેવળ શારીરિક પદ્ધતિ, જ્યારે અમુક શારીરિક નિયમોનો ભંગ કર્યો હોય છે ત્યારે વ્યાધિને મટાડી શકે છે; પરંતુ જ્યાં નૈતિક અથવા માનસ નિયમોના ભંગથી વ્યાધિ થયો હોય છે, ત્યાં તે પદ્ધતિ વ્યાધિને મટાડવામાં અસમર્થ નીવડે છે.

જે પદ્ધતિ થોડા માનસ નિયમોવિનાના બીજા સઘળા નિયમોનો અનાદર કરે છે, તે પદ્ધતિવડે જ્યારે તેવા થોડા માનસ નિયમોનો ભંગ થયો હોય છે, ત્યારે વ્યાધિનું નિવારણ થાય છે, પરંતુ જ્યારે બીજા નિયમોનું ઉલ્લંઘન કરવાથી વ્યાધિ થયો હોય છે ત્યારે આવી પદ્ધતિ પણ કશું જ કરી શકતી નથી.

આમ હોવાથી જે પદ્ધતિ જીવનના સમગ્ર નિયમોને સ્વીકારે છે, એટલું જ નહિ, પરંતુ જેમાં આ નિયમોના સર્વ પ્રકારના ભંગના યથાર્થ-શાસ્ત્રીય ઉપાયો હોય છે, તે પદ્ધતિ જ રોગોપશમની સંપૂર્ણ સરણી ગણાય છે, એ સમજવું સુલભ છે.

આવી સરણી શારીરિક તેમ જ માનસ ઉભય પ્રકારની હોવી જોઇએ, અને જીવનના સમગ્ર નિયમોના જ્ઞાનને આધારે તે રચાયલી હોવી જોઇએ.

આવી સરણી પ્રત્યેક વ્યાધિને મટાડવાને સમર્થ હોવી જ જોઇએ, એ પૂર્વનિર્ણીત સિદ્ધાંત ( a foregone conclusion ) છે; અને આવી સરણી બાંધવી, એ શક્ય છે, એવો પ્રત્યેક બુદ્ધિમાનને, સ્વીકાર કર્યા વિના છૂટકો નથી.

આ લેખનો આશય આવી સરણી બાંધવાનો છે. તે કેટલે અંશે સફળ થયો છે, એ લેખની સમાપ્તિએ પ્રત્યેક વાચકને સ્પષ્ટ થયા વિના નહિ જ રહે.

## આવતી આષાઢિ પૂર્ણિમાના ઉત્સવસંબંધે સૂચના.

શ્રેયસ્સાધકઅધિકારીવર્ગનો આવતા આષાઢ માસનો મહોત્સવ આષાઢ માસની પૂર્ણિમા (તા. ૨૯ જુલાઈ શુક્રવાર) ને દિવસે વડોદરામાં **શ્રીનૃસિંહાશ્રમ**માં પાળન કરવામાં આવશે. આ વર્ગના ઉત્સવોમાં હવે દર વર્ષે જાણીતાં તથા અજાણ્યાં પુષ્કળ મનુષ્યો આવતાં હોવાથી ઉત્સવની બરાબર વ્યવસ્થા રહેવામાટે નીચેના નિયમો રચવામાં આવ્યા છે.

૧ શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો આ ઉત્સવ હોવાથી આ વર્ગમાં પ્રવેશેલા પુરુષોને જ ભાગ લેવાનો અધિકાર છે. એમ હોવાથી જેમણે આ વર્ગની દીક્ષા ( initiation ) લીધી નથી, તેઓની આશ્રમમાં વ્યવસ્થા કરવામાં નહિ આવે.

૨ શ્રેયસ્સાધકોને ઉત્સવમાં ભાગ લેવામાટે **અનુમતિપત્ર** (pass) આપવામાં આવશે.

૩ પ્રત્યેક શ્રેયસ્સાધકે પોતાનું **અનુમતિપત્ર** આષાઢ શુદિ ૫ સુધીમાં પોસ્ટેજમાટે અર્ધા આનાની ટિકીટ મોકલી મંગાવી લેવું. ત્યાર પછી **અનુમતિપત્ર**ના આઠ આના આપવા પડશે. ઉત્સવના દિવસે **અનુમતિપત્ર** બિલકુલ આપવામાં નહિ આવે.

૪ જે કુટુંબમાંથી જેટલાં સ્ત્રીપુરુષો ઉત્સવમાં આવનાર હોય તે સર્વનાં નામ અત્ર લખી જણાવી તેમનાં **અનુમતિપત્ર** મંગાવી લેવાં. પરંતુ કુટુંબમાં જેઓ શ્રેયસ્સાધક હશે, તેમનાં જ **અનુમતિપત્ર** મળશે. પુત્ર શ્રેયસ્સાધક હોય, પણ પિતા ન હોય અથવા ભાઈ ન હોય અથવા કાકા કે મામા ન હોય તો તેમનાં **અનુમતિપત્ર** મળશે નહિ. નાની ઉંમરનાં બાળકોને આ નિયમ લાગુ પડતો નથી.

૫ જેમને પોતાના મિત્રો, અથવા કુટુંબીઓ અથવા સંબંધીઓ, જેઓ શ્રેયસ્સાધક ન હોય તેમને ઉત્સવમાં તેડી લાવવા હોય તેમણે પ્રત્યેક મનુષ્યમાટે આઠ આનાં મોકલવાથી તેમને જુદાં **અનુમતિપત્ર** આપવામાં આવશે. નોકરોને માટે પણ પૈસા ભરી **અનુમતિપત્ર** મંગાવી લેવાં.

૬ **અનુમતિપત્ર** જે સમયે માગવામાં આવે તે સમયે બતાવવું પડશે. ઘેર ભૂલી જનાર અથવા ખોઈ નાંખનારે ફરી પૈસા આપી ખરીદવાં પડશે. સ્ત્રીઓએ અને બાળકોએ પણ **અનુમતિપત્ર** બતાવવાં પડશે.

૭ ઉત્સવમાં આવનાર પ્રત્યેકે સુવાનું બીછાનું, તથા જળપાત્ર સાથે લેતા આવવું. અત્રથી તે નહિ મળે.

૮ મહાકાલ, પ્રાતઃકાલ, ભક્ત, યમદંડ તથા ધર્મધ્વજનાં ગ્રાહકો તેમ જ અંકને અંગીકાર પુરુષો શ્રેયસ્સાધકઅધિકારિવર્ગમાં પ્રવેશેલા ગણાતા નથી. તેથી તે પુરુષોએ ઉત્સવમાં આવવાની ઇચ્છા થતાં પૈસા ભરી **અનુમતિપત્ર** મંગાવી લેવાં.

**વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.**

Registered N. B. 185



रूप (पुस्तक) २२.   आषाढ कृष्ण० १४. संवत् १९६६.   दर्शन (अंक) ९.

श्लोकः ।

हिमवत्तनयेशदृक्पथं
कुसुमेषुः पारिदग्ध ईयिवान् ।
भगवन् भवदंघ्रिकीर्तनात्
स तु दह्येत जगन्मनःस्थितः ॥

અર્થ:—મહાદેવની દૃષ્ટિમર્યાદામાં જ્યારે કામદેવ આવ્યો ત્યારે તે ભસ્મીભાવને પામ્યો હતો; પરંતુ હે ભગવન્! આપના તો ચરણના કીર્તનમાત્રથી આખા વિશ્વના જીવોના અન્તઃકરણોમાં રહેલો કામદેવ ભસ્મીભાવને પામે એમ છે.

---

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

---

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું.

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# प्रश्नानुक्रमणिका.

प्रश्न. | | विस्तार.



---

## अगत्यनी सूचना.

महाकाल प्रत्येक मासनी वद १४ उपर प्रकट थाय छे. अने तेथी ग्राहकोने ते बीजा मासनी शुद दशमसुधीमा मळे छे. आथी जे ग्राहकोने ओ अरसामां अंक न मळे तेमणे थोडा दिवस वाट जोई अत्र जणाववुं. ठेकाणुं बदलनारे पोतानुं प्रथमनुं ठेकाणुं जणाववा कृपा करवी. तेम नहि करनारना पत्रउपर ध्यान आपवामां आवतुं नथी.

व्यवस्थापक, महाकाल, वडोदरा.




रूप (पुस्तक) २२.—आषाढ कृष्ण० १४, संवत् १९६६. दर्शन (अंक) १.

॥ ॐ श्रीं ॥

# सर्वार्थसिद्धि करनार अंतर्यामी इष्ट ज छे.

પદ. ( મહેમાન થયાં તમે મારાં એ લય. )

દુઃખમાત્રથી કોણ ઉગારે ? એક ઇષ્ટ અંતર્યામી,
મારા અર્થ સકલ કો સારે ? એક ઇષ્ટ અંતર્યામી;

આરોગ્ય શરીરનું ઇચ્છું,
મનના બળને પણ પ્રીછું,
આધ્યાત્મિક બળ ઇચ્છું છું;
(તે) દે કોણ પૂછું શિર નામી;— એક૦
ઇચ્છું વ્યવહારના સુખને,
ત્યજવા ચહુ ધનના દુઃખને,
હણવા તૃષ્ણાની ભુખને,
મુજ દુઃખ એ દે કો વામી ?— એક૦

ચહું હું લૌકિક વિદ્યાને,
વળી ચહું હું મહાવિદ્યાને;
કો પૂરે મારી ઇચ્છાને,
રહી છે જે ઉરમાં જામી;— એક૦
છું હું હુલો નિશ્ચયબળમાં,
સિદ્ધિ ઇચ્છુ હું પળમાં;

એવો આતુર અતિ ફળમાં,
એ કોણ હરે મુજ ખામી ?— એક૦
કરવા ઇચ્છું બહુ ભક્તિ,
લહેવા ચહું યોગની શક્તિ;
અહી જ્ઞાન હું ચહું વળી મુક્તિ,
દે કો ત્યજી વાત નકામી ?— એક૦
જીવપણું આ મારૂં હરી લે,
મારૂં ધાર્યું સર્વ કરી દે,
મને સ્નેહથી નિત્ય વરી રે',
કોણ કરી મને નિષ્કામી ?— એક૦
આ અહં મારૂં કો ગાળે,
પ્રારબ્ધને કોણ પ્રજાળે,
વળી સત્વર કોણ જ બાળે,
કર્મો સંચિત આગામિ ?— એક૦
જે હૃદયમંદિરે વ્યાપે,
જે સમાધિ સિદ્ધ કરી આપે,
મહાનંદમાંહી જે સ્થાપે,
કોણ એવા ઉપેન્દ્ર સ્વામી ?— એક૦

---

## ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૮૭ થી. )

આ પ્રકારે વૈશેષિક સિદ્ધાન્ત છે અને તેમાં આ સુત્રથી વ્યભિચાર દર્શાવ્યો છે. આ સૂત્રમાં એ કહ્યું કે યદ્યપિ પરમાણુ પરિમણ્ડલ છે છતાં તેમાંથી અણુ અને હ્રસ્વ એવો દ્વ્યણુક ઉત્પન્ન થાય છે અને મહત્ તથા દીર્ઘ એવા ત્ર્યણુકાદિ ઉત્પન્ન થાય છે, અથવા અણુ અને હ્રસ્વ દ્વ્યણુક છતાં તેમાંથી ઉત્પન્ન થનાર ત્ર્યણુક મહત્ અને દીર્ઘ છે અને અણુ તથા હ્રસ્વ નથી તે જ પ્રમાણે ચેતનબ્રહ્મમાંથી અચેતન જગત્ ઉત્પન્ન થાય તો એમાં નૈયાયિકનો શો અપરાધ જગતે કર્યો ? આની સામે અણુવાદી કહેશે કે દ્વ્યણુકાદિ જે કાર્યદ્રવ્ય છે તેમાં કારણ પરિમાણુથી વિરોધી પરિમાણુ આવી જાય છે અને તેથી એ કારણગત પરિમાણુ પછી સ્વસમાન જાતીય પરિમાણુને ઉત્પન્ન કરી શકતું નથી. પણ જગતના સંબંધમાં તેમ નથી. જો ચેતનાથી વિરોધી ગુણાન્તરે જગત્ આક્રાન્ત થઇ જતું હોય તો પછી બ્રહ્મગત ચૈતન્ય જગત્માં ચૈતન્ય ન પ્રકટાવી શકે, પણ તેમ છે નહિ. ચૈતન્યથી વિરોધી કોઇ ગુણાંતરે જગતનું આક્રમણ થઇ જતું નથી જગત્માં અચેતનના છે તે તો ચેતનાનો અભાવ માત્ર છે અને ચૈતન્યથી વિરોધી ભાવ ગુણ રૂપ નથી. તેથી દ્વ્યણુકાદિ કાર્યનું અને જગત્નું સામ્ય

નથી માટે બ્રહ્મગત ચૈતન્ય અવશ્ય જગતમાં ચૈતન્યને પ્રકટાવે જ. આ પ્રકારે પૂર્વપક્ષી આક્ષેપ લાવે તો તે અયોગ્ય છે. અત્ર વિવક્ષિત અંશ આટલો જ છે કે જેમ પારિમાણ્ડિત્યાદિ પરિમાણો કારણદ્રવ્યમાં રહ્યાં છે છતાં કાર્યદ્રવ્યમાં સ્વસમાન જાતીય પરિમાણાન્તરને ઉત્પન્ન કરતાં નથી તે જ પ્રમાણે કારણમાં રહેલું ચૈતન્ય કાર્યમાં ચૈતન્યાન્તરને ન ઉત્પન્ન કરે તો તેટલાથી તે કારણ તથા કાર્યમાં કાર્યકારણ ભાવ દૂર થઇ જતો નથી. વળી દ્વ્યણુકાદિ સર્વ કાર્યદ્રવ્યના સંબંધમાં વૈશેષિકનું માનવું છે કે એ સર્વ કાર્યદ્રવ્યો ઉત્પન્ન થાય છે ત્યારે નિર્ગુણ અને નિષ્ક્રિય જ ઉત્પન્ન થાય છે અને પછી દ્વિતીય ક્ષણે ગુણ તથા ક્રિયાસાથે તેમનો સંબંધ થાય છે. તેથી દ્વ્યણુકાદિ કાર્યદ્રવ્ય આદ્ય ક્ષણે કોઇ પણ પરિમાણથી રહિત છે અને તે સમયે વિરોધી પરિમાણથી એ આક્રાન્ત નહિ હોવાથી પરમાણુઆદિ કારણગત પરિમાણે સ્વસમાનજાતીય પરિમાણાન્તરને ઉત્પન્ન કરવું જોઇએ. જો એવું કહેવામાં આવે કે પરમાણુઆદિગત પરિમાણ જ કાર્યદ્રવ્યમાં હ્રસ્વાદિ પરિમાણાન્તરને ઉત્પન્ન કરવામાં રોકાયાં છે અને તેથી સ્વસમાનજાતીય પરિમાણને તે ઉત્પન્ન કરતાં નથી તો એ અપસિદ્ધાન્ત છે, કેમકે વૈશેષિક મતમાં હ્રસ્વાદિ પરિમાણનો હેતુ પરમાણુત્વાદિ પરિમાણ માન્યું નથી. કણાદનાં સૂત્રો જણાવે છે કે **कारणबहुत्वात् कारणमहत्वात् प्रचयविशेषात् ॥ ७, १, ९. ॥** મહત્ પરિમાણ કારણદ્રવ્યમાં રહેલી બહુત્વ સંખ્યાથી ઉત્પન્ન થાય છે અથવા કારણદ્રવ્યમાં રહેલા મહત્ પરિમાણથી ઉત્પન્ન થાય છે, અથવા રૂની ગાંસડીની માફક અવયવોના પ્રશિથિલ સંયોગથી મહત્ પરિમાણ ઉત્પન્ન થાય છે, **तद्विपरीतमणु ॥ ७, १, १० ॥** અણુત્વ મહત્ત્વથી વિપરીત છે, **एतेन दीर्घत्वह्रस्वत्वे व्याख्याते ॥ ७, १, १७ ॥** આ નિયમથી દીર્ઘત્વ તથા હ્રસ્વત્વ પણ સમજી લેવાં. તેથી આ સૂત્રો સ્પષ્ટ કહે છે કે દ્વ્યણુકાદિ ગત પરિમાણનો હેતુ સંખ્યા છે, માટે પરમાણુઆદિમાં રહેલું પરિમાણ દ્વ્યણુકાદિગત પરિમાણને રચવામાં વ્યાપ્ત થયું છે એ કહેવું અપસિદ્ધાન્ત છે. જો પૂર્વપક્ષી એવું કહે કે પરમાણુઆદિ જ્યારે દ્વ્યણુકાદિને ઉત્પન્ન કરે છે ત્યારે પરમાણુઆદિગત દ્વિત્વાદિ સંખ્યા કોઇ અમુક પ્રકારના સંનિધિને લીધે દ્વ્યણુકાદિનું પરિમાણ ઉત્પન્ન કરી દે છે અને તેવો સંનિધિ પરમાણુગત પરમાણુત્વ પરિમાણને નથી તેથી એ પરિમાણ સ્વસમાનજાતીય પરિમાણને દ્વ્યણુકમાં ઉત્પન્ન કરતું નથી. તો આ પણ આધારવિનાનું કથન છે. કેમકે સંખ્યાદિ ગુણો જેમ પરમાણુઆદિ કારણમાં સમવાયરૂપે રહેલા છે તે જ પ્રમાણે તે જ સમવાય સંબંધથી સંબદ્ધ થઇ તદ્ગત પરિમાણ પણ રહેલું છે. સમવાય એક રૂપ જ છે. તો પછી એવો કોઇ પણ સંબંધ-સંનિધિ નથી કે જે સંખ્યાદિ ગુણોને પ્રાપ્ત હોય અને પરિમાણને અપ્રાપ્ત હોય. તેથી સ્પષ્ટ થાય છે કે અહિં પરિમાણ જે કાર્યમાં સ્વસમાનજાતીય પરિમાણાન્તરને આરંભતું નથી, તેમાંથી સ્વભાવથી અતિરિક્ત કોઇ જ હેતુ નીકળી શકે તેમ નથી. પરમાણુમાં પરમાણુત્વ રહ્યું છે છતાં તેનો એવો સ્વભાવ જ છે કે તે દ્વ્યણુકમાં પરિમાણને ઉત્પન્ન કરતું નથી અને ત્ર્યણુકમાં રહેલું મહત્ પરિમાણ ચતુરણુકમાં મહત્ પરિમાણને સ્વભાવથી જ ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે સ્વભાવ એ જ અહિં વૈશેષિકનું શરણ છે. અને એ શરણ લેતાં એમણે સ્થાપેલો નિયમ કે કારણગત ગુણો કાર્યમાં સ્વસમાનજાતીય ગુણાન્તરને ઉત્પન્ન કરે છે તે વ્યભિચરિત જ સિદ્ધ થાય છે. સાચો નિયમ એટલો જ થાય છે કે સાધારણ રીતે કારણગત ગુણો કાર્યમાં સ્વસમાનજાતીય ગુણાન્તરને ઉત્પન્ન કરે છે; સર્વદા નહિ; ક્યાં કરે છે અને ક્યાં નથી કરતા એનો આધાર

તે ગુણોનો સ્વભાવ છે. આ સાચા નિયમનો બ્રહ્મવાદસાથે લેશ પણ વિરોધ નથી. બ્રહ્મમાં ચૈતન્ય રહ્યું છે છતાં બ્રહ્મમાંથી જગત્ ઉત્પન્ન થાય છે ત્યારે એ ચૈતન્ય કાર્યમાં ચૈતન્યાન્તર ઉત્પન્ન કરતું નથી; સત્તા, સ્ફુર્તિ આદિ એ ગુણોને કાર્યમાં ઉત્પન્ન કરે છે અને ચૈતન્ય નથી કરતું તેનું કારણ એનો સ્વભાવ એવો છે. બ્રહ્મવાદી પણ આ પ્રકારે સમાધાન આપી શકે છે, તેથી સત્ય નિયમસાથે બ્રહ્મવાદને વિરોધ નથી અને એ નિયમને સર્વત્ર લગાડવો એમાં સ્પષ્ટ વ્યભિચાર આવે છે એ સિદ્ધ છે.

આ ઉપરાંત વૈશેષિક સિદ્ધાન્તપ્રમાણે અવયવોનો સંયોગ થવાથી અવયવીની ઉત્પત્તિ થાય છે. ત્યાં સંયોગથી અવયવી દ્રવ્યો વિલક્ષણ છે. તેથી કારણને સરૂપ જ કાર્ય હોવું જોઇએ એ નિયમનો સંયોગમાં વ્યભિચાર આવે છે. અહિં પૂર્વપક્ષી કહેશે કે અહિં ચર્ચા દ્રવ્યની છે, દ્રવ્ય પ્રકૃત છે અને તેમાં સંયોગરૂપ ગુણનું ઉદાહરણ અયુક્ત છે. તો એ આક્ષેપ વ્યર્થ છે, કેમકે એ દૃષ્ટાન્તથી વિલક્ષણ કાર્યની ઉત્પત્તિ થઇ શકે છે એટલું જ માત્ર દર્શાવવાનું છે. વળી દ્રવ્યનું દ્રવ્ય જ ઉદાહરણ આપવું જોઇએ અને ગુણનું ગુણ જ ઉદાહરણ આપવું જોઇએ એવું બંધન સ્થાપવામાં કોઇ હેતુ નથી. વૈશેષિક સૂત્રકારે પણ દ્રવ્ય પ્રકૃત છે ત્યાં ગુણનું જ ઉદાહરણ આપ્યું છે. મનુષ્યાદિ શરીરો પંચભૂતનાં કાર્ય છે એ ચર્ચાના પ્રસંગમાં કહ્યું છે કે **प्रत्यक्षाप्रत्यक्षाणामप्रत्यक्षत्वात् संयोगस्य पंचात्मकत्वं न विद्यते** ॥ ૪, ૨, ૨ ॥ પૃથિવી એ પ્રત્યક્ષ છે અને આકાશ એ અપ્રત્યક્ષ છે. એ બેનો જે સંયોગ તે અપ્રત્યક્ષ જ છે. આજ પ્રમાણે શરીરો જો પાંચ ભૌતિક હોય તો એ પાંચ ભૂતમાં પૃથિવી, અપ્ અને તેજસ્ એ પ્રત્યક્ષ છે અને વાયુ તથા આકાશ અપ્રત્યક્ષ છે. આ પ્રમાણે પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ અવયવમાં સમવેત થયેલું શરીર પણ સંયોગની માફક અપ્રત્યક્ષ થવું જોઇએ. પણ તેમ નથી તેથી મનુષ્યાદિ શરીરો પાંચ ભૌતિક નથી. આ પ્રકારે વૈશેષિક સૂત્રકાર શ્રીકણાદે કહ્યું છે. અહિં મનુષ્યાદિ શરીર એ દ્રવ્ય છે અને એના ઉદાહરણમાં સંયોગરૂપ ગુણનો ઉપન્યાસ કર્યો છે. તેથી દ્રવ્યના ઉદાહરણમાં ગુણ આપી શકતાં વિરોધ નથી અને તેથી સંયોગરૂપ કારણ એ અન્ય વ્યભિચારસ્થાન છે.

જો પૂર્વપક્ષી કહે કે પરિમાણાદિનાં જે ઉદાહરણો આપ્યાં તે સર્વ સામાન્ય ગુણોનાં છે અને અમે એવો નિયમ સ્થાપીએ છીએ કે કારણગત જે વિશેષ ગુણો તે કાર્યમાં સ્વસમાન જાતીય વિશેષ ગુણોને ઉત્પન્ન કરે છે. ચેતના—જ્ઞાન એ વિશેષ ગુણ છે તેથી બ્રહ્મમાંથી જગત્ થાય તો બ્રહ્મગત ચેતનારૂપ વિશેષ ગુણ જગત્ રૂપ કાર્યમાં સ્વસમાન વિશેષ ગુણને ઉત્પન્ન કરે. આમ જો કહે તો તે પણ અયોગ્ય છે કેમકે શુક્લ, રક્ત અને કૃષ્ણ એવા અવયવોથી રચાયેલા પટમાં શુક્લાદિ રૂપ રહેતું નથી પણ ચિત્રરૂપ રહે છે એવું વૈશેષિકો પોતે જ માને છે. તેથી આ પ્રકારે સુધારેલો નિયમ પણ આ રૂપાદિ વિશેષ ગુણમાં વ્યભિચરિત કરે છે. તેથી સર્વ પ્રકારે બ્રહ્મ જગત્‌નું કારણ હોવાનો વૈશેષિકસ્થાપિત નિયમથી બાધ થતો નથી કેમકે એ નિયમ એમના સિદ્ધાન્તપ્રમાણે પણ વ્યભિચરિત સિદ્ધ થાય છે.

**उभयथाऽपि न कर्मातस्तदभावः ॥१२॥**

**સૂત્રાર્થ**:—બન્ને પ્રકારે પણ પરમાણુમાં ક્રિયા થઇ શકે તેમ નથી અને તેથી દ્વ્યણુકાદિનો અભાવ થાય છે.

આ સૂત્રથી આરંભી ને સૂત્રકાર સર્વ જગત્‌ના ઉપાદાન કારણ પરમાણુ છે એ

વૈશેષિકસંમત વાદનું ખંડન કરે છે. એ વાદ આ પ્રકારનો છે. જગતમાં જોઇએ છીએ તો પટ, ઘટ આદિ પદાર્થો સાવયવ દ્રવ્ય છે, અવયવોના બનેલા છે. પટના અવયવો તન્તુ છે, ઘટના અવયવો તે કપાલ છે. વળી એ પણ આપણે પ્રત્યક્ષ જણાય છે કે એ અવયવોનો સંયોગ થવાથી એ અવયવી ઉત્પન્ન થયાં છે, તેથી એ ઉદાહરણોથી આ પ્રકારની વ્યાપ્તિનો નિર્ણય થઇ શકે છે કે જગતમાં જે જે સાવયવ છે તે સર્વ, પોતામાં વ્યાપી રહેલાં અન્વય પામેલાં અને સંયોગને પામેલાં અવયવો રૂપ દ્રવ્યોવડે રચાયેલું છે. આ પ્રકારની વ્યાપ્તિ કાર્યદ્રવ્યમાં લગાડતાં આપણને સ્પષ્ટ થાય છે કે પૃથ્વિ અંકુર, સૂર્ય, ચંદ્ર આદિ સર્વ પદાર્થો જે સાવયવ છે તે સર્વનું ઉપાદાનકારણ એમાં અન્વય પામી રહેલા એના કરતાં ન્યૂન પરિમાણવાળા અને સંયોગવડે સહાય પામેલા અવયવો છે. આથી એ અવયવીના અવયવની સિદ્ધિ થાય છે. એ અવયવો પણ પુનઃ મહત્તત્ત્વ પરિમાણવાળા હોવાથી અથવા મહત્ત્વ પરિમાણવાળાં દ્રવ્યના આરંભક હોવાથી સાવયવ છે અને તેથી તેના પણ અવયવો હોવા જોઇએ. એના પુનઃ આ જ નિયમથી અવયવો હોવા જોઇએ. એમ ચાલતાં ચાલતાં જે મહત્ પરિમાણવાળો નથી અથવા મહત્ પરિમાણવાળા દ્રવ્યનો આરંભક નથી એવો પદાર્થ અન્તે આવે છે કે જેમાં અવયવાવયવિ વિભાગ હોતો નથી અને જે ન્યૂનતમ પરિમાણવાળો હોવાથી પરિમાણના અપકર્ષની અંતિમ મર્યાદા છે. આ ન્યૂનતમ પરિમાણવાળો પદાર્થ તે પરમાણુ છે. આ સંપૂર્ણ ગિરિ સમુદ્રાદિક જગત્ સાવયવ છે તેથી આદિ અને અન્તવાળું છે. એવું એક પણ કાર્ય નથી કે જેનું કારણ નહિ હોય. આદિ અને અન્તવાળો એક પણ પદાર્થ નથી કે જેનું કોઇ કારણ નહિ હોય, માટે જગતનું કારણ હોવું જોઇએ અને તે ઉપરની રીતે પરમાણુ છે એ સિદ્ધ થાય છે. ત્યાં પૃથિવી, અપ્ તેજસ્ અને પવન એ ચાર પ્રકારનાં ભૂત દ્રવ્યો જગતમાં સાવયવ કાર્યરૂપ છે અને તેથી એના કારણરૂપ ચાર પ્રકારના પરમાણુઓ સિદ્ધ થાય છે. જ્યારે પૃથિવ્યાદિ ભૂતો વિનાશ પામવાપર આવે છે ત્યારે તેમનો વિભાગ થાય છે, તેમના અવયવો છૂટા થઇ જાય છે અને તેમાં અપકર્ષની સીમાપર પરમાણુઓ રહેલા છે, એ સાવયવ નથી તેથી પૃથિવ્યાદિ ભૂતોનો વિભાગ થાય છે તે પરમાણુપર્યન્ત જ થાય છે. આ રીતે આ ચારે પૃથિવ્યાદિ ભૂતોનો પરમાણુપર્યન્ત વિભાગ થઇ જવો, એ ચારના પરમાણુ જ સ્થિત થઈ રહેવા તેનું નામ પ્રલયસમય છે. ત્યાર પછી સર્ગ કાલ આવે છે. ત્યારે વાયવીય જે પરમાણુઓ છે તેમાં અદૃષ્ટવશાત્ કર્મ (ક્રિયા-ગતિ) ઉત્પન્ન થાય છે. એ કર્મને લીધે એ પરમાણુ બીજા પરમાણુસાથે સંયુક્ત થાય છે એટલે દ્વ્યણુકની ઉત્પત્તિ થાય છે. એવા ત્રણ દ્વ્યણુકો પુનઃ કર્મવશાત્ પરસ્પર સંયુક્ત થાય છે એટલે ત્ર્યણુકની ઉત્પત્તિ થાય છે. એવા ચાર ત્ર્યણુકોનો સંયોગ થતાં ચતુરણુક ઉત્પન્ન થાય છે, પાંચ ચતુરણુક સંયુક્ત થતાં પંચાણુક ઉત્પન્ન થાય છે અને એ ક્રમે ચાલતાં મોટા વાયુની ઉત્પત્તિ થાય છે. આ જ પ્રમાણે તૈજસ પરમાણુમાં અદૃષ્ટવશાત્ કર્મ ઉત્પન્ન થતાં સંયોગ થવાથી દ્વ્યણુકાદિ ક્રમે અગ્નિઆદિ તૈજસ પદાર્થની ઉત્પત્તિ થાય છે. એ જ નિયમે જલ અને પૃથિવી ઉત્પન્ન થાય છે. આ રીતે ઇન્દ્રિયસહિત શરીરો તથા આખું જગત્ પરમાણુમાંથી જ ઉત્પન્ન થાય છે. પરમાણુમાં રહેલા રૂપાદિ ગુણોમાંથી દ્વ્યણુકાદિ કાર્યદ્રવ્યના રૂપાદિ ગુણો ઉત્પન્ન થાય છે. તન્તુઆદિના રૂપમાંથી પટાદિનાં રૂપાદિની ઉત્પત્તિ આપણને પ્રત્યક્ષ છે. તે જ ન્યાયે આખા વિશ્વમાં કારણગત ગુણોમાંથી કાર્યગત સમાનજાતીય ગુણો સાધારણ નિયમે ઉત્પન્ન થાય છે.

આ પ્રકારે વૈશેષિક સિદ્ધાન્તના સ્થાપન કરનાર શ્રીકણાદના અનુયાયિઓ અર્થાત્ વૈશેષિકો પરમાણુઓને સંપૂર્ણ જગતના ઉપાદાન કારણ માનવારૂપ પરમાણુ કારણવાદને માને છે. તે સંબંધમાં આ સૂત્રથી શ્રીસૂત્રકાર ખંડનપ્રકાર આ રીતે જણાવે છે. વૈશેષિક અનુમાનને પ્રધાન માને છે, પોતાના પક્ષને અનુમાનથી સાધે છે અર્થાત્ દૃષ્ટને અનુસરી અદૃષ્ટની કલ્પના કરવાનું યોગ્ય ધારે છે. શ્રુતિના સમન્વયથી પ્રાપ્ત થતા બ્રહ્મકારણવાદને ન સ્વીકારતાં અનુમાનથી પ્રાપ્ત થતો માની પરમાણુકારણવાદને સ્વીકારે છે. તો તન્તુઆદિ વસ્તુઓનો સંયોગ થાય છે તેને કર્મની અપેક્ષા દૃષ્ટ છે. તન્તુમાં વણકરાદિવડે ગતિ ઉપજાવવામાં આવે છે ત્યારે જ તેમનો સંયોગ થઈ પટરૂપ કાર્ય થાય છે એ દૃષ્ટ છે. તેથી પ્રલયસમયે પરમાણુઓ વિભક્તરૂપે સ્થિત થયેલા હોય છે માટે દ્વ્યણુકાદિમાટે પરમાણુઓનો જે સંયોગ અપેક્ષિત છે તેને કર્મની અપેક્ષા હોવી જોઈએ, એ કર્મ અથવા ક્રિયા સદાકાળ થનારી નથી માટે કાર્યરૂપ છે અને તેથી એનું કોઈ પણ નિમિત્ત હોવું જોઈએ. જો કર્મનું કોઈ નિમિત્ત નહિ સ્વીકારવામાં આવે તો કારણનો અભાવ હોવાથી કાર્યરૂપ કર્મનો અભાવ પ્રાપ્ત થાય છે. હવે જો કર્મનું કોઈ નિમિત્ત સ્વીકારવામાં આવે છે તો દૃષ્ટાનુસાર પ્રયત્ન, અભિઘાતાદિ કોઈ નિમિત્ત સ્વીકારવું જોઈએ. પણ પ્રયત્ન, અભિઘાત, ચલન આદિ સર્વ સર્ગ થયા પછી જ અસ્તિત્વમાં આવે છે, તેથી સર્ગના આરંભમાં એ સર્વનો અભાવ છે. શરીરમાં જ્યારે મનની સ્થિતિ થાય છે અને એવા મનનો આત્માસાથે સંયોગ થાય છે ત્યારે પ્રયત્ન ઉત્પન્ન થતું દેખાય છે. વેગવાળા દ્રવ્યસાથે સ્થિર દ્રવ્યનો સંયોગ થવો તેનું નામ અભિઘાત છે અને વેગવાળા દ્રવ્યસાથે ચલ દ્રવ્યનો સંયોગ થવો તેનું નામ ભેદન છે. આ ત્રણેમાં પ્રયત્ન શરીરની અને તેથી અવયવીની અપેક્ષા રાખે છે અને દ્વિતીય બે તો કર્મની પ્રથમ જ અપેક્ષા રાખે છે. તેથી આમાંથી કોઈ પણ સર્ગના આરંભમાં થતા કર્મનું નિમિત્ત હોઈ શકે તેમ નથી કેમકે એ સર્વ સર્ગપછી જ અસ્તિત્વમાં આવે છે. તેથી નિમિત્તને સ્વીકારવામાં આવે અથવા ન સ્વીકારવામાં આવે તો બન્ને રીતે પણ કર્મનો અભાવ ઠરે છે અને તેનો અભાવ સિદ્ધ થતાં તન્મૂલક દ્વ્યણુકાદિની ઉત્પત્તિ થવાનો અસંભવ છે.

અહિં પૂર્વપક્ષી કહેશે કે ભલે પ્રયત્નાદિ દૃષ્ટ નિમિત્ત નહિ હોય પણ ધર્માધર્મરૂપ અદૃષ્ટ એ આદ્ય કર્મનું નિમિત્ત અત્રે લઈશું. તો અમે પૂછીએ છીએ કે એ અદૃષ્ટ તે કોનું? એ આત્માસાથે સમવેત થયેલું અદૃષ્ટ કે પરમાણુસમવાયિ અદૃષ્ટ? બન્ને પ્રકારે અદૃષ્ટ નિમિત્ત થઈ શકે તેમ નથી અને તેથી તન્મૂલક કર્મનો અભાવ થાય છે. કેમકે અદૃષ્ટ અચેતન છે અને ચેતનવડે અનધિષ્ઠિત અચેતન સ્વતંત્રપણે પ્રવૃત્તિ કરી શકતું અથવા પ્રવૃત્તિ કરાવી શકતું નથી એ સાંખ્યપરીક્ષામાં સિદ્ધ કર્યું છે. અહિં જો એવું કહો કે જીવાત્મા ચેતન છે અને તેથી તેનાથી અધિષ્ઠિત અદૃષ્ટ હોવાથી આ બાધ આવતો નથી તો એ કથન અયોગ્ય છે, કારણ કે વૈશેષિક મતપ્રમાણે ચેતનતા અથવા જ્ઞાન એ જીવાત્માનો અનિત્ય ગુણ છે અને તેથી સર્ગારંભે એ ચૈતન્યતારૂપ ગુણ આત્મામાં ઉત્પન્ન થયેલો નહિ હોવાથી એ જીવાત્મા અચેતન છે. તેથી આત્મનિષ્ઠ અદૃષ્ટ કર્મનું નિમિત્ત લેવાય તેમ નથી. પરમાણુસમવાયિ અદૃષ્ટ પણ નિમિત્તરૂપ લેવાય તેમ નથી કેમકે અદૃષ્ટ આત્મનિષ્ઠ છે એમ જ વૈશેષિક સ્વીકારે છે અને પરમાણુનિષ્ઠ એને સ્વીકારવામાં આવતું નથી અને આત્મસમવેત અદૃષ્ટ પરમાણુસાથે સંબંધવિનાનું હોવાથી પણ પરમાણુના કર્મનું નિમિત્ત થઈ

શકે તેમ નથી. આની સામે એવું કહેવામાં આવે કે અદૃષ્ટ આત્માસાથે સંબંધવાળું છે અને એ આત્માસાથે પરમાણુઓનો સંયોગ હોય છે તેથી સાક્ષાત્ નહિ તો પરંપરાથી પણ પરમાણુસાથે અદૃષ્ટનો સંબંધ છે તો એ કથન ઉચિત નથી, કારણ કે આત્મા વિભુ છે અને એમાં સદા અદૃષ્ટ રહે છે તેથી અદૃષ્ટવાળા આત્માસાથેનો સંબંધ પરમાણુને નિત્ય જ રહેલો છે તો એ જો કર્મનું નિમિત્ત હોય તો કર્મ સદા થવું જોઇએ, સદા પ્રવૃત્તિ હોવી પ્રાપ્ત થાય છે કેમકે પછી અમુક સમયે પ્રવૃત્તિ થાય અને અમુક સમયે નહિ થાય એમાં કોઈ નિયામક રહેતું નથી. તેથી ઉભયથા કર્મનું કોઇ પણ નિયત નિમિત્ત રહેતું નથી માટે કર્મનો અભાવ થાય છે અને તેમ થતાં કર્મમૂલક સંયોગ થઇ શકે નહિ અને તેથી દ્વ્યણુકાદિ કાર્યોની ઉત્પત્તિ પણ થઇ શકે નહિ એમ શ્રીસૂત્રકાર કહે છે.

પરમાણુઓનો સંયોગ થવાનું કારણ જે કર્મ તેનો અભાવ આમ કરવાથી એ સંયોગ થઇ શકે તેમ નથી એટલુંજ નહિ પણ એ સંયોગનું સ્વરૂપ પણ નિરૂપણ થઇ શકે તેમ નથી. કેમકે એક પરમાણુ બીજા પરમાણુસાથે સંયુક્ત થાય તો તે કેવી રીતે સંયુક્ત થાય છે? એક પરમાણુ બીજા પરમાણુસાથે સર્વાંશે મળી જાય છે કે એકનો એક અવયવ તે બીજાના એક અવયવસાથે જોડાય છે? જો સર્વાંશે એકબીજામાં મળી જતો હોય તો તો એનું જે કાર્ય થાય તેનું પરિમાણ અધિક થઇ શકે નહિ પણ અણુમાત્ર જ થઇ રહે, અને વળી એ પ્રકારે કોઇ પણ સ્થળે સંયોગ થતો દૃષ્ટ નથી. જ્યાં જ્યાં બે દ્રવ્યનો સંયોગ થાય છે ત્યાં એકદેશે કરીને જ થાય છે. આ બે દોષ અટકાવવા જો બીજો પક્ષ સ્વીકારવામાં આવે કે એકદેશે સંયોગ થાય છે તો સ્પષ્ટપણે પરમાણુના ભાગ એમાં સ્વીકારાય છે તેથી પરમાણુ સાવયવ ઠરે છે. એની સામે એવું કહો કે પરમાણુના વાસ્તવ પ્રદેશ નથી પણ કલ્પિત પ્રદેશો છે તો એ ચાલે તેમ નથી કારણ કે જે કલ્પિત છે તે અવસ્તુરૂપ છે અને પ્રદેશ અવસ્તુ હોય તો તેનો સંયોગ પણ અવસ્તુરૂપ જ ઠરે છે તો અવસ્તુ એવો સંયોગ તે દ્વ્યણુકાદિ વસ્તુરૂપ કાર્યનું અસમવાયિ કારણ થઇ શકે નહિ. અસમવાયિ કારણનો અભાવ થયે દ્વ્યણુકાદિ કાર્યદ્રવ્યની ઉત્પત્તિ થઇ શકે નહિ. તેથી સંયોગને બંનેમાંથી ગમે તે રીતે થતો સ્વીકારવામાં આવે તોપણ તન્મૂલક કર્મ થઈ શકતું નથી અને તેથી દ્વ્યણુકાદિ કાર્યની ઉત્પત્તિની ઉપપત્તિ એનાથી થઇ શકતી નથી.

જેવી રીતે સર્ગારંભે નિમિત્તના અભાવને લીધે સંયોગની ઉત્પત્તિમાટે અપેક્ષિત કર્મનો અભાવ ઠરે છે તેવી જ રીતે મહાપ્રલયના સમયે પરમાણુઓનો વિભાગ થવામાટે પણ કર્મની અપેક્ષા છે અને એ કર્મ પણ આ જ નિયમે પરમાણુમાં થવું સંભવતું નથી. અહિં પણ કોઈ દૃષ્ટ નિમિત્ત નિયત જણાતું નથી, તેમ અદૃષ્ટરૂપ નિમિત્તની અહિં આ વિશેષ હેતુને લીધે કલ્પના પણ થઇ શકતી નથી કેમકે જે ધર્માધર્માદિ અદૃષ્ટ છે તે ભોગનું કારણ હોય છે પણ પ્રલયનું કારણ હોતું નથી અર્થાત્ ભોગહેતુક કર્મનું કારણ અદૃષ્ટ હોઈ શકે પણ પ્રલયહેતુક તો સર્વથા ન જ હોઇ શકે.

આ પ્રમાણે સંયોગને માટે તથા વિભાગને માટે અપેક્ષિત નિમિત્તનો અભાવ સિદ્ધ થવાથી ઉભયથા કર્મનો અભાવ પ્રાપ્ત થાય છે અને તેથી સર્ગ અને પ્રલયનો અભાવ પ્રાપ્ત થાય છે, તેથી સર્વ રીતે આ પરમાણુકારણવાદ અનુપપન્ન છે. ( અપૂર્ણ. )

# ઈશશુકમાં આસક્ત ભક્તના પ્રેમોદ્ગાર.

( મેરી ફુલની ફુલની જોબનકી ડાલ, એ લય. )

મારા ખીલતા ઝૂલતા પ્યારા પોપટને રીઝાવું હું મીઠા વહાલથી,
ધરી હાથમાં, બાથમાં, રાખી હું સાથમાં, ચાલું ઠમકતી ચાલથી.
ઘડી એને હું જોઉં એક ચિત્તે,
ઘડી ચાંપું હું હૈયાથી હેતે,
ઘડી શુણું કાલું જે બોલે તે,
વારી જાઉં હું જોઇ રહેતાં, નખસુધી ઠેઠ ભાલથી;—
કદી આવીને હીંચે હિંદોળે,
કદી હઠે ચઢી એ ન બોલે,
કદી ખોવાય તો ન જડે ખોળ્યે,
કદી મારૂં ન માને, સમજે ન સાને, તો ઠપકો દઉં મીઠી ગાળથી;—
કરૂં તન મન કુરબાન એના ઉપર,
મારૂં હૃદય એ એનું છે પિંજર,
મારો પ્રેમ એ તો એનું ફળ સુંદર,
મારા રૂડા રંગીલા એ બાળા ભોળાનું જતન કરીશ હું સંભાળથી—
રહ્યું મારે મેળવવું ન કાંઇ,
ખેલું કુદું એની સાથે ગાઈ,
રહું (હું) એમાં ને એ મુજ માંહિં,
એવા પ્યારા મારાને, આજે ઉપાસીશ, બીજા ઉપાસીશ કાલથી;—

---

# आंतर मनना अद्भुत चमत्कारो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૯૨ થી )

આ યુવક સાક્ષાત્ પ્રેતસાથે વાત કરતો હતો અને એણે જે જે કહ્યું તે સર્વ પ્રેતે એને જણાવ્યું હતું અને એના આંતર મનમાંથી એ સર્વનો ઉદ્ભવ થયો નહોતો એમ પ્રમાણે કોઇ માને તો તે ઉચિત નથી. કેમકે આ યુવકનો એક પ્રેતસાથે સમાગમ કરાવવામાં આવ્યો હતો તેમાં એક મનુષ્ય બોસ્ટનની સમીપના એક ગામનો રહીશ હતો અને તેનું મરણ તે પ્રદેશમાં થયું હતું. યદિ એ મનુષ્ય બોસ્ટનની પાસેના ગામનો રહીશ છે એટલું એ યુવક જાણતો હતો અને એના મરણનું સ્થલ એને જ્ઞાત નહોતું. આથી જ્યારે એ મનુષ્યના મરણના સંબંધી પ્રશ્ન એના પ્રેતને કરવામાં આવ્યો ત્યારે તેના તરફથી એવો ઉત્તર મળ્યો કે એ બોસ્ટનમાં મરણ પામ્યો છે, આવું એ યુવકે જણાવ્યું. જો બરાબર પ્રેત જ ઉત્તર આપતું હોત તો આવું બનવા સંભવ નથી. પ્રેતને મરણનું સ્થલ જ્ઞાત હતું તેથી તે સ્થલનું

નામ જ ઉત્તરરૂપે આપત. પણ આ યુવકને એ સ્થળ જ્ઞાત નહોતું, એ સ્થલનો સંસ્કાર એના આંતર મનમાં નહોતો તેથી જ એ પ્રેતના મરણનું સ્થલ બોસ્ટન છે એવું એ યુવકે જણાવ્યું. આ યુવકને અર્ધ જાગ્રતમાંથી જાગ્રતમાં લાવવામાં આવ્યો ત્યારે આ ઉત્તર એને પ્રેતતરફથી ખોટો મળ્યો હતો એવું જણાવવામાં આવ્યું હતું. આ શ્રવણ કરતાં 'હું પ્રેત-સાથે વાત કરતો હતો એવું અંધશ્રદ્ધાથી આ પ્રેક્ષકો માની બેઠા છે' એવું જણાવી એણે હાસ્ય માત્ર કર્યું હતું. પુનઃ અન્ય પ્રસંગે આ યુવકને અર્ધ જાગ્રતમાં મૂકવામાં આવ્યો અને આ પ્રેતની સામે એ ઉભો છે એવું દ્યોતન કરવામાં આવ્યું ત્યારે આ જ યુવકે એ પ્રેતને ઠપકો આપ્યો કે તેં મને ગયા પ્રસંગમાં અસત્ય ઉત્તર કેમ આપ્યું વગેરે. આ થઈ રહ્યા પછી પ્રેતતરફથી જણાવવામાં આવે છે કે પ્રેતથી અપાતાં ઉત્તરો પાત્રના જ્ઞાનથી મર્યાદિત થાય છે એવું આ યુવકે જણાવ્યું. જેમણે પ્લેનચેટ અથવા 'વેજા'ના પ્રયોગો જોયા છે તેમને જાણવામાં અવશ્ય આવ્યું હશે કે એમાં મળતાં ઉત્તરો વાંચનારના જ્ઞાનથી નિયન્ત્રિત થાય છે. વાંચનારને જે વસ્તુનું જ્ઞાન હોતું નથી તે સબંધમાં ઉત્તર આવતાં નથી, પણ વેજાનું પાટીયું માત્ર દોડાદોડ કર્યા કરે છે. વળી એવું પણ તેમના જાણવામાં આવ્યું હશે કે જો એક અક્ષરપર એ પાટીયું અટકે છે અને તેટલામાં કોઇ શબ્દ એ પાટીયું ચલાવનારને સ્ફુરે છે તો તરત જ પાટીયું તે શબ્દના બાકી રહેલા અક્ષરોપર વારાફરતી અટકે છે. આમ હોવાથી જ જો એ પાટીયાને ચલાવનાર પોતાની આંખ મીંચી દે છે તો એ પાટીયું ચાલતું નથી અને ચાલે છે તો ગમે ત્યાં અટકે છે. તાત્પર્ય કે આંતર મનના સ્ફુરણને જ એ પાટીયાનો પગ ચીતરે છે. એવું ઘણીવાર બને છે કે બાહ્ય મનમાંથી જે સંસ્કારનો લોપ થયો હોય છે તેવા અનેક સંસ્કારો આંતર મનમાં હોય છે. આમ હોવાથી એ સંસ્કારો આંતર મનમાં જાગ્રત્ થાય છે ત્યારે બાહ્ય મનને એવું લાગે છે કે આ વાત મારા જાણ-વામાં નહોતી પણ નવી જ આવી છે. આવી વાતો આવવાથી ઘણા એવું માને છે કે 'વેજા'ને કોઇ પ્રેત ચલાવે છે. ઉદાહરણથી સ્પષ્ટ કરીએ. ક નામનો મનુષ્ય શહેરબહાર હવા ખાવા જાય છે. માર્ગમાં અનેક વૃક્ષ તથા વનસ્પતિઓ આવે છે. તેમાં આકડાનું ઝાડ આવે છે. એવું બાહ્ય મન અનવધાનથી એ આકડાના વૃક્ષને જુએ છે તેથી એને એ વૃક્ષની ઝાંખી માત્ર થાય છે પણ એનો સંસ્કાર બાહ્ય મનમાં બરાબર પડતો નથી. પણ એ સંસ્કાર આંતર મનની મર્યાદાનું અતિક્રમણ કરી જતો નથી. આંતર મનમાં એ આકડાના ઝાડનો સંસ્કાર દૃઢપણે પડે છે. આમ થયા પછી એ દ્રષ્ટા મનુષ્ય 'વેજા' કે પ્લેન્ચેટ ચલાવવામાં જ્યારે કોઈ વાર પોતાના બાહ્ય મનના વેગને ન્યૂનાધિક અંશે શિથિલ કરી દે છે, ત્યારે આંતર મન પો-તાનો વ્યાપાર શરૂ કરે છે, અને તે સમયે એ આકડાના ઝાડનો સંસ્કાર, એ માર્ગનું સ્મરણ થતાં, સ્મૃતિપટપર ચઢી આવે છે અને 'વેજા' આકડાના ઝાડને જણાવે છે. આવે પ્રસંગે એ મનુષ્ય માને છે કે મને આકડાનું ઝાડ જ્ઞાત જ નહોતું, મેં એ માર્ગમાં આકડાનું ઝાડ જોયું જ નહોતું તો પછી આ ક્યાંથી આવ્યું? માટે અવશ્ય આ 'વેજા'ને કોઈ ભૂતપ્રેતાદિ ચલાવે છે અને તેણે જ આ ઝાડનું આ માર્ગમાં મને જ્ઞાન કરાવ્યું. માર્ગમાં જઈ જુએ છે તો તે ઝાડ તેને જણાય છે, અને તેની 'વેજા' આદિપર શ્રદ્ધા બંધાય છે. પણ અહિં કોઇ પ્રેતે એને આકડાનું ઝાડ જણાવ્યું એમ માનવા લેશ પણ કારણ નથી. એ આકડાનું ઝાડ એણે જોયું જ હતું અને તેથી માર્ગમાં છે એ એને જ્ઞાત જ હતું છતાં મનોનવધાનથી એનો

સંસ્કાર બાહ્ય મનમાં દૃઢ નહોતો તેથી જ મેં જોયું છે એવું સ્મરણ એને નહોતું. આ નિયમથી અન્ય અનેક અજ્ઞાતવત્ જણાતા પ્રસંગે 'વેજા' આદિમાં જણાય છે તેની ઉપપત્તિ થઇ શકે છે, અને તેમાંથી કોઇ પણ પ્રસંગ પ્રેતનુ એ કામ છે, એ સંભાવના કરાવી શકે તેમ નથી. જ્યાંસુધી આંતર મનના નિયમો સ્પષ્ટ જાણવામાં નહોતા ત્યાં સુધી એ પ્રેતનું કામ છે એવું પ્રજાવર્ગમાંથી કોઇ કોઇ માનતા; તે મત તે પ્રસંગે ઉચિત હતું. પણ આંતર મનના નિયમો જણાયા પછી એનાથી આ સર્વ પ્રસંગોની ઉપપત્તિ થતી હોવાથી હવે એ પ્રસંગો પ્રેતને સૂચવનાર છે એવું ભાગ્યે જ કોઇ વિદ્વાન્ માનસશાસ્ત્રી અંગીકાર કરે તેમ છે. વળી સંભાવના માત્રમાં એવો નિયમ છે કે એમાં નવી વસ્તુ માનવી, અપૂર્વ વસ્તુનો સ્વીકાર કરવો તેના કરતાં જ્ઞાત વસ્તુના નવા વ્યાપારને સ્વીકારવો એમાં લાઘવ છે. એક મનુષ્યને જ્વર આવે છે અને તેને શિરોવેદના થાય છે તથા દસ્ત કઠિન થાય છે અને મૂત્ર અલ્પ થાય છે તો જ્યાં સુધી એ સર્વ અસરો જ્વરથી થઇ શકે તેટલા પ્રમાણમાં હોય છે ત્યાં સુધી સર્વ કુશળ ડાક્ટરો એને જ્વરની જ અસર ગણી એનું કારણ પૃથક્ સ્થાપતા નથી અને એને માટે પૃથક્ ચિકિત્સા કરતા નથી, જવરની જ એ અસરો છે એ સંભાવનાઓ જ લાઘવ હોવાથી કરે છે અને માત્ર ઉંટવૈદો જ એ સર્વની પૃથક્ ચિકિત્સા કરતાં પ્રત્યેક ચિહ્નમાટે પૃથક્ પૃથક્ ઔષધ આપી દર્દીને મિથ્યા હેરાન કરે છે. તેથી આ નિયમથી જોતાં આંતર મનનો વ્યાપાર કલ્પવાથી પ્રસ્તુત વ્યતિકરો ઉપપત્તિને પામી જતા હોય તો તેટલા માટે પૃથક્ વસ્તુરૂપ પ્રેતને સ્વીકારવાની સંભાવના કોઇ વિદ્વાન્ કરે તેમ નથી. ભ્રાન્તિ ન થાય તેટલા માટે અત્ર સ્પષ્ટપણે કહેવાની જરૂર છે કે ભૂત, પ્રેત આદિ યોનિ નથી, જગતમાં એવાં પ્રાણી છે જ નહિ એવું કહેવાનો ભાવ અત્ર નથી; એ સંબંધી ચર્ચા અહિં છે જ નહિ. અત્ર કહેવાનું માત્ર એટલું જ છે કે 'વેજા' આદિના પ્રયોગની ઉપપત્તિ આંતર મનના જ્ઞાત નિયમથી થઇ શકે છે માટે એની ઉપપત્તિમાટે પ્રેતાદિનો એ વ્યાપાર છે અને તેથી એમાં જે આવે છે તે સત્ય છે ઇત્યાદિ માનવામાં લેશ પણ કારણ નથી. પ્રસ્તુત યુવકે જે પ્રેતસંવાદરૂપે જણાયલા સંવાદમાં જણાવ્યું કે પાત્રના જ્ઞાનથી પ્રેતનાં ઉત્તર નિયન્ત્રિત થઇ રહે છે તે આંતર મનના વ્યાપારને જ સૂચવે છે અને પ્રેતનાં એ ઉતર હોવા ઓછો સંભવ છે એ જ સિદ્ધ કરે છે. તેથી જે તત્ત્વવિચારશ્રેણી વગેરે એ યુવક પાત્ર થયો ત્યારે ઉદ્દભવી આવ્યાં હતાં, તે સર્વ એના આંતર મનનો જ પરિણામ હતો, એના આંતર મનમાંથી દ્વિતીય પ્રકારના અનુમાનની પદ્ધતિએ ઉદ્દભવી આવ્યાં હતાં એ કથન સમીચીન ઠરે છે.

આપ્રમાણે બાહ્ય મન અને આંતર મનની વચ્ચે આ દ્વિતીય મહાન્ ભેદ છે. આંતર મન વ્યાપ્તિગ્રાહક અનુમાન કરી શકતું નથી પણ વ્યાપ્તિપ્રયોજ્ય અનુમાન માત્ર જ કરી શકે છે. એક સામાન્ય નિયમ એને આપવામાં આવે છે તો તેને સિદ્ધવત્ લઇને તેના પરથી નીકળતા સર્વ વ્યક્તિકરોને એ અનુમાનથી કાઢી શકે છે. પણ એ અનુમાનો પણ અનુમાનપદ્ધતિથી કાઢતું નથી. સર્વ મનુષ્યો મરણ પામે તેવા છે, દેવદત્ત મનુષ્ય છે માટે તે મરણ પામનાર છે એવી પદ્ધતિ એ અનુમાન કરવામાં વાપરે છે એમ નથી પણ સર્વ મનુષ્યો મરણ પામે તેવા છે એ દ્યોતનવડે અથવા અન્ય રીતે એના જાણવામાં આવ્યું હોય છે તો પછી દેવદત્ત મનુષ્ય છે એ જ્ઞાન થતાં એ મરણ પામનાર છે એવી અનુમિતિ તરત જ, અનુમાન વાક્યના પ્રયોગવિના એ ખેંચી કાઢે છે. અનુમિતિ આંતર

સ્ફુરણરૂપે એને સ્ફુરી આવે છે પણ ઉહાપોહ કરી એ અનુમિતિ એ કાઢતું નથી. આંતર મન તકરાર કરી શકતું નથી, તર્ક કરવામાં ઉતરતું નથી. એ જે જે કથન કરે છે તે સર્વ સિદ્ધવત્ જ કરે છે. પોતે જે કહે છે તેમાં લેશ પણ સંશય કરવા જેવું હોય છે એવો ખ્યાલ જ એને આવતો નથી, એનો ઝાંખો પણ સંસ્કાર એના પટપર હોતો નથી. આથી જ જ્યારે પરકૃત અર્ધ જાગ્રત્માં આવેલા મનુષ્યોના પ્રમાણિકપણાનો સંશય તેમને જણાવવામાં આવે છે, એમણે જણાવેલી વાતની સત્યતામાં પણ સહજ પણ સંદેહ દર્શાવવામાં આવે છે અથવા જે વ્યક્તિકરો એમના દ્વારા જોવામાં આવે છે તેની યથાર્થતાને સંદિગ્ધરૂપે જોવામાં આવે છે તો તેથી એ મનુષ્યોનું મન તરત જ ગુંચવણમાં અને ખેદમાં પડી જાય છે. આવી અર્ધજાગ્રત્માં આવેલું આંતર મન તકરારમાં ઉતરી શકતું નથી માટે એની સાથે સહજ પણ તકરાર કરવામાં આવે છે તો તેથી તત્કાળ એ મનુષ્ય જાગ્રત્માં આવી જાય છે અને અર્ધજાગ્રત્માંથી એકદમ જાગ્રત્માં આવતાં એના મજ્જાતન્તુને મોટો ધક્કો લાગે છે. આનું કારણ સ્પષ્ટ છે. આંતર મન દ્યોતનને અધીન છે તેથી જે એક દ્યોતન એને આપવામાં આવ્યું હોય છે તેના ઉપર એ પોતાની ઇમારત ચણે છે. હવે એની સાથે તકરારમાં ઉતરવું એનો અર્થ એ જ છે કે એને આપેલા દ્યોતનની સામે થવું; એનાથી અન્ય વિરોધી દ્યોતન એને આપવું. આ વિરોધી દ્યોતન પણ પ્રાથમિક દ્યોતનના જેટલું જ બળવાળું હોય છે કેમકે આંતર મન દ્યોતનને અધીન વર્તે છે. તેથી બે વિરોધી દ્યોતન થતાં એને ગભરામણ થાય, મુઝવણ થાય એ ઉચિત છે. આના ઉપયોગસંબંધી આગળ અધિક કહેવામાં આવશે; હાલ એટલું કહેવું જ પૂરતું છે કે આંતર મન વ્યાપ્તિપ્રયોજ્ય અનુમાનો કરે છે પણ એ તકરારમાં ઉતરી શકતું નથી.

આંતર મન અને બાહ્ય મનની વચ્ચે આ બે મોટા ભેદ છે. આંતર મનના આ બે ધર્મોનું જ્ઞાન કેટલું ઉપયોગી છે તે અતઃપર કહેવાશે, છતાં તેનું દિગ્દર્શન આ એક પ્રસંગથી સહજ થઇ શકશે. બાલકો અત્યંત નાનાં હોય છે ત્યારે તેમનું મસ્તિષ્ક ઉછરતું હોય છે અર્થાત્ તેમનું બાહ્ય મન એક પક્ષે રચાતું હોય છે એમ કહેવામાં બાધ નથી. જેમ જેમ જગતનો અનુભવ તેમને થતો જાય છે, તેમ તેમ તેમનાં મસ્તિષ્ક વિકાસને પામતાં જાય છે, તેમ તેમ તેમનાં બાહ્ય મન કેળવાય છે અને અધિક વ્યાપારવાળાં થતાં જાય છે. પણ એ થવા પૂર્વે એમનામાં આંતર મનનું જ સામ્રાજ્ય હોય છે. આંતર મનને બાહ્ય મનનો લેશ પણ વિક્ષેપ નહિ થતો હોવાથી આંતર મન પોતાના વ્યાપારને અપ્રતિબદ્ધપણે કરતું રહે છે. આવી સ્થિતિ ત્રણ ચાર વર્ષસુધી જ—ત્રણ ચાર વર્ષનું વય થતાસુધી જ રહે છે. જેમ જેમ પછી વય વધતું જાય છે તેમ તેમ બાહ્ય મન કેળવાતું થતું રહેવાથી પોતાની લગામ પોતાના હાથમાં લે છે અને આંતર મનને દબાવતું ચાલે છે. આથી ત્રણ ચાર વર્ષની ઉમર થતાસુધી બાલકનું આંતર મન પૂર્ણ સત્તામાં હોવાથી એ વર્ષોમાં એના આ ધર્મોનો ઉપયોગ અત્યંત સારી રીતે થઇ શકે છે. એ અવસ્થામાં મન દ્યોતનને તત્કાલ સ્વીકારી લે તેમ હોય છે તેથી નીતિના, ધર્મના કે અન્ય ગમે તેના સંસ્કાર એમાં પાડવા હોય છે તો તે તરત પડે છે. નીતિનાં જ આચરણ એના જોવામાં આવે છે, ધર્મના વિધિઓ એના જોવામાં આવે છે તો એ તત્કાલ તેને ગ્રહણ કરી લે છે અને વિપરીત જોવામાં આવે છે તો તેને પણ તત્કાલ ગ્રહણ કરી લે છે. આથી માતાપિતા અને અન્ય સંબંધી-

ઓએ બાળકસમીપ કેવી રીતે વર્તવું તે સમજાય છે. સર્વ સંબંધીઓએ એના સમીપ જે પ્રકારનું એ બાળકને કરવું હોય તેવાં આચરણ અપ્રમાદપણે કરવાં જોઇએ. એને કવિરૂપે કરવો હોય તો એના આગળ સુંદર કવિતા ગાવી જોઇએ. ચિત્રકામમાં કુશળ કરવો હોય તો, ઉત્તમોત્તમ ચિત્રો એના સમીપ મૂકવાં જોઇએ, તેની જ સ્તુતિ કરવી જોઇએ. ધર્મનિષ્ઠ કરવો હોય તો એના સમીપ અત્યંત પ્રીતિથી દેવપૂજન આદિ કરવાં જોઇએ. એ બાળક જો સમીપસ્થ મનુષ્યોને પ્રસન્નતામાં રહેતાં જુએ છે તો પોતે પ્રસન્નતામાં રહેતાં શીખે છે. ક્રોધમાં રહેતાં જુએ છે તો પોતે ક્રોધને કરતાં શીખે છે, આલસ્યમાં પડી રહેતાં જુએ છે તો પોતે આલસ્યને સેવનાર થાય છે, અને ઉદ્યોગમાં રહેતા જુએ છે તો પોતે ઉદ્યોગી થઇ રહે છે. તે તે ક્રિયા એ બાળક તે તે સમયે કરે છે એટલું જ નહિ, પણ આખો જન્મ તે તે પ્રકારને સેવનાર એ થઇ રહે છે. આટલું જ નહિ પણ પછીના વયમાં એને એથી વિરોધી શિક્ષણ અપાય છે તો તે સમયે એ વિરોધી શિક્ષણ કરતાં પણ આ સમયના આંતર મનમાં પડેલા સંસ્કારો વિશેષ બળવાળા થઇ રહે છે. અનેક મનુષ્યોના સંબંધમાં આપણા જોવામાં આવે છે કે અત્યંત બાળપણામાં તેઓ આસ્તિક હોય છે, પછી નિકૃષ્ટ સમાજ આદિના સંબંધમાં આવતાં વિરોધી ગ્રંથોને વાંચતાં તેઓ નાસ્તિક થઇ રહે છે, પણ સમય જતાં એ જ પુનઃ મોટા આસ્તિકરૂપે સ્થિત થઇ જાય છે. અનેક મનુષ્યો યુવાવસ્થામાં એક સ્થિતિ પ્રતીત કરાવતાં છતાં ઉત્તરાવસ્થામાં સાફ બદલાઈ ગએલા જણાય છે. આનું કારણ એમનાં આંતર મનનું વલણ છે. મોટી ઉમરે શિક્ષણથી, ગ્રંથોના વાચનથી તથા અન્ય રીતે જે સંસ્કારો પડે છે તે બાહ્ય મનમાં જ પડે છે અને એ અત્યંત દૃઢ થાય છે ત્યારે જ આંતર મનમાં પહોંચે છે. બાલ્યાવસ્થામાં બાહ્ય મનમાં નહિ પણ આંતર મનમાં જ ઘોતનરૂપ સંસ્કારો પડી જાય છે અને તેથી તે પડતા જ અત્યંત દૃઢતાને ધારણ કરે છે. તેથી મોટી ઉમરમાં બાહ્ય મન વિરોધી પ્રવૃત્તિ કરાવે છે પણ સહજ પણ અવકાશ મળતાં બાલ્યાવસ્થાનું આંતર મન પોતાની સત્તા જમાવી દે છે, અને તેની પ્રવૃત્તિમાં ભેદ કરી દે છે. (અપૂર્ણ)

---

## स्वरूपसंपत्तिने प्राप्त पुरुषनी निर्भयता.

પદ. ( શ્યામ સુંદરીયા દે દે મોરી, એ લય. )

કાહુસેં અબ હોત ન ભીતિ,  
નિર્ભય હોહુ ફિરત દશ દિશમેં,  
અનુભવઘુતિ જાગી, ભાગી વિપત્તિ, કાહુસેં૦  
તન ધન કુટુંબ રહો ન રહો વા,  
જન યહ સ્નેહ ધરો ન ધરો વા,  
મસ્ત ભયે પાઇ ચિતિસંપત્તિ, કાહુસેં૦

---

# मानस रसायन

अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૯૬ થી )

હું અંતે ઘરડો થઇશ, એમ માનવું, એ એક ટેવ છે. પ્રત્યેક બાળક જન્મે છે ત્યારથી જ તેના મનમાં આ ટેવનું કારણ હોય છે; પણ હું ઘરડો થઇશ, એમ નિત્ય માન્યા કરવાથી આંતર મનઉપર વૃદ્ધાવસ્થા ઉત્પન્ન કરવાના સંસ્કાર નિત્ય પડ્યા કરે છે, અને તેમ થતાં ઘડપણ ઉત્પન્ન થાય છે.

હું હમણાં જુવાન છું, અને કુદરત મને નિત્ય નવું શરીર આપ્યા કરે છે, એમ માનવું એ જો આપણું વર્તમાન શરીર જુવાન દેખાતું હોય છે, અને અંતરથી આપણને જુવાનીનું ભાન થતું હોય છે, ત્યારે તો સરળજેવું ભાસે છે. પરંતુ વર્તમાનકાળે યૈવનનું ભાન કરવા છતાં પણ લગભગ પ્રત્યેક મનુષ્ય આગ્રહથી માન્યા કરે છે કે કોઇ દિવસ પણ મોડુંવહેલું ઘડપણ આવશે જ. આમ છતાં આ નિશ્ચયને અંતરમાંથી સમૂળ કાઢી નાંખવો જોઇએ, અને આંતર મનને જીવનસંબંધી જે સત્ય વાર્તા છે, તેનું જ ચિંતન કરવાનો અભ્યાસ પાડવો જોઇએ.

આપણા સંબંધમાં જે સત્ય વાર્તા છે, તેને માનવી એનો અર્થ એ છે કે આપણે હમેશાં જુવાન છીએ, એમ માનવું; કારણ કે જે નિયમ યૈવનને અખંડ રાખે છે તે નિયમ જ્યાંસુધી આપણા શરીરમાં જીવન હોય છે, ત્યાંસુધી યૈવનને અખંડ રાખવાના પોતાના વ્યાપારથી વિરમતો નથી.

હું સર્વદા જુવાન છું, એવું દૃઢ નિશ્ચયપૂર્વક માનવું, એનો અર્થ એ છે કે આંતર મનમાં અખંડ યૈવનનો વિચાર દૃઢ સ્થાપવો; અને તેમ થતાં આંતર મન યૈવનનાં તત્ત્વો શરીરમાં ઉત્પન્ન કરવા માંડવાનું; વૃદ્ધ થવાની ટેવ બંધ પડવાની, અને તેને સ્થળે યુવાન્ રહેવાની ટેવ દૃઢપણે પડવાની.

જે શરીરમાં હમણાં તમે છો તે શરીરમાં ગમે તેટલો કાળ તમે જીવો તોપણ પ્રત્યેક આઠ કે દશ મહિને તમને નવું શરીર આવે છે, એ સિદ્ધ વાર્તા છે. આ શરીરે નવું દેખાવું જ જોઇએ, અને જો આંતર મનને વૃદ્ધ થવાની ટેવ પરાપૂર્વથી ન પડી હોત તો તે નવું દેખાત જ. ગમે તેટલાં વર્ષ તેને થયાં હોય તોપણ મનુષ્યનું સ્થૂલ શરીર સર્વ જુવાન દેખાવું જ જોઇએ, અને તેને યૈવનનું સર્વ કાળ અંતરમાં ભાન થવું જ જોઇએ.

ઉમર ઘડપણનું ભાન કરાવે છે અથવા શરીરને ઘરડું દેખાડે છે, એ વાત સાચી નથી. ઉમર અનુભવમાં વૃદ્ધિ કરે છે, અને અનુભવનો જો દુરુપયોગ કરવામાં નથી આવતો તો શરીર અને મન ઉભય વિકાસને પામે છે. તો પણ વિકાસનો અર્થ સુધારો છે, પરંતુ જે ઘરડું અને નકામું થતું જાય છે, તેમાં સુધારો થવો અસંભવિત છે; તે જ પ્રમાણે જેમાં નિરંતર સુધારો થતો જાય છે, તેને ઘરડું અને નકામું થવું પણ તેટલું જ અશક્ય છે.

શરીરમાં એકે પુટ કદી પણ ઘરડો થતો નથી, એ સત્ય વાર્તા છે; આથી ઘડપણમાં

આંખોનું તેજ ઓછું થાય છે, અથવા આંખો જતી રહેછે, એવું માનવું, એ ખોટું માનવું છે.

બેતાળીશ વર્ષની ઉમરપછી આંખે બેતાળાં આવે છે, અને તેથી તેમને ચશ્માંની જરૂર પડે છે, એ પ્રકારનો મનુષ્ય પ્રજામાં જે નિશ્ચય પ્રવર્તે છે, તે પરાપૂર્વથી પડેલી ખોટી ટેવને લીધે પ્રવર્તે છે. આ નિશ્ચય શાસ્ત્રસિદ્ધ નિશ્ચયથી કેવળ વિપરીત છે. નેત્ર ઘરડાં થતાં જ નથી; તેમને બેતાળાં આવતાં જ નથી, તથા તેમનું તેજ ઓછું થતું જ નથી. આખી પૃથ્વીઉપર એવી એક પણ મનુષ્યની આંખ નથી કે જેને ઉત્પન્ન થયાને છ માસ કે સાત માસથી વધારે સમય થયો હોય. બીજી સર્વ ઇંદ્રિયોના સંબંધમાં પણ એમ જ છે; અને તે વાત નિર્વિવાદ રીતે સિદ્ધ કરે છે કે અમુક વર્ષો વીત્યા પછી નેત્રો શા માટે નિર્બળ અને નિસ્તેજ થાય છે તેનું માત્ર એક જ કારણ છે, અને તે એ કે શરીરમાં રહેલા આંતર મનને તેવી ટેવ પડી ગઇ છે.

મારી આંખો ઘરડી અને ઝાંખી થતી જાય છે, એવો વિચાર કરવાથી નેત્રમાં જે આંતર મનનું સામર્થ્ય વ્યાપી રહ્યું છે, તેના ઉપર ઘડપણના અને ઝાંખના સંસ્કાર પડે છે, અને આંતર મનના નિયમાનુસાર ઘડપણની અને દુર્બળતાની સ્થિતિ નેત્રમાં ઉત્પન્ન થાય છે. આમ થતાં નેત્ર ઘરડાં અને દુર્બળ થયાં છે, એવું ભાન થવાનું. તેઓ વસ્તુતઃ ઘરડાં અને દુર્બળ થાય છે, માટે આવું ભાન થાય છે, એમ નહિ પરંતુ તેમનામાં દુર્બળતા અને ઘડપણની સ્થિતિનો વાસ થાય છે, માટે તેમ થાય છે.

ઘાટમાં નેત્રો દોષવાળાં હોય તો તે ઘાટ સુધારવાને માટે ચશ્માનો ઉપયોગ કરવામાં અડચણ નથી, પણ આ ઉપયોગ થોડા કાળમાટે જ હોવો જોઇએ, અને આ વિચારસહિત જ થતો હોવો જોઇએ.

આખા જન્મારાસુધી મારે ચશ્માં પહેરવાં પડવાનાં, એવા નિશ્ચયથી કોઇ પણ મનુષ્યે કદી ચશ્માં પહેરવા માંડવાં નહિ; તે જ પ્રમાણે ઉમર થયે મારી આંખોને ચશ્માની જરૂર પડશે, એવો પણ કોઇ મનુષ્યે કદી વિચાર કરવો નહિ, કારણકે આંખો ઘરડી થતી નથી.

પરંતુ આંખો દુર્બળ અને નિસ્તેજ થશે, એવા નિશ્ચયસહિત આયુષ્ વીતાવવાથી નેત્રો વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર સ્થિતિઓથી પૂર્ણ થઇ જાય છે; અને આ સ્થિતિઓ શરીરમાં ચાલતી સ્વાભાવિક ક્રિયામાં પ્રતિબંધ કરે છે, તેથી તેઓ પરિણામે અવશ્ય દુર્બળતા પ્રકટાવે છે.

એંશી વર્ષના બુઢ્ઢાનાં નેત્ર સાત વર્ષના બાળકનાં નેત્રકરતાં જરા પણ ઘરડાં નથી. બન્નેનાં નેત્ર ગયા છ અથવા આઠ માસની અંદર જ રચાયાં છે, અને તેથી કરીને જેમ બાળકનાં નેત્રોને ચશ્માંની જરા પણ જરૂર નથી તેમ વૃદ્ધનાં નેત્રોને પણ તેમની જરા પણ જરૂર નથી.

તે જ પ્રમાણે મોટી ઉમરે હાડકાં જડ થવાનાં જ, ઇંદ્રિયો નબળી પડી જવાની જ, જઠર આદિ અવયવો દુર્બળ પડી જવાના જ, સ્મરણશક્તિ ઓછી થઇ જવાની જ, એ વગેરે નિશ્ચયો જે લોકોમાં પ્રવર્તે છે, તે પણ યથાર્થ વિજ્ઞાનશાસ્ત્રથી ઉલટા છે. મનુષ્ય ગમે તેટલો લાંબો સમય આયુષ્ ભોગવે તોપણ આખા શરીરમાં એવો એક પણ પુદ્દગલ હોતો કે જેને પોતાનામાં ચુનો ભરાવાથી જડ થવું પડે.

મોટી ઉમરે મનુષ્યોના શરીરમાં જે સુને। જામી જતો જોવામાં આવે છે, તે પણ તેમને પરાપૂર્વથી પડેલી ટેવને લીધે થાય છે; પણ બીજી બધી ટેવોની પેઠે આ ટેવ પણ સંપૂર્ણ અંશે ટાળી શકાય છે.

ઘડપણનાં સઘળાં ચિહ્નો અસ્વાભાવિક છે, અને પ્રત્યેક મનુષ્યના આંતર મનને જે ટેવો પરાપૂર્વથી પ્રાપ્ત થયેલી છે, તેને લીધે જ તેઓ પ્રકટે છે. આમ હોવાથી સત્યને અનુસરનાર કોઈ પણ મનુષ્યથી વૃદ્ધાવસ્થા સ્વાભાવિક છે અથવા અનિવાર્ય છે, એવું કહી શકાય તેમ નથી; તે જ પ્રમાણે જ્યાંસુધી પોતાના શરીરમાંથી વૃદ્ધાવસ્થાને પ્રકટાવનાર સ્વભાવને સંપૂર્ણ અંશે મનુષ્યે ટાળ્યો નથી, ત્યાંસુધી હું યથાર્થ સત્યાનુસારી છું એમ પણ તેનાથી કહી શકાય તેમ નથી.

ઘરડા થવાનો સ્વભાવ એ માનવ પ્રજાને પડેલી ટેવ માત્ર છે, એ વિસ્તારપૂર્વક સિદ્ધ કરવાની અગત્ય નથી કારણ કે, આંતર મનના વ્યાપારોની અને શારીરિક સ્થિતિઓની વચ્ચે જે વાસ્તવિક સંબંધ છે, તેનું જે ક્ષણથી ભાન થાય છે તે જ ક્ષણથી તે વાત સંપૂર્ણ પ્રકારે સ્વતઃસિદ્ધ થઈ જાય છે. આમ છતાં આ ટેવને ટાળવાઉપર જ આપણે આપણું સંપૂર્ણ ધ્યાન અને પ્રયત્ન યોજવાની અત્યંત અગત્ય છે.

આરંભમાં વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરવાનો સ્વભાવ આંતર મનમાંથી નાશ કરવાની પ્રથમ અગત્ય છે, અને પછી વૃદ્ધાવસ્થાને દેખાવાના સંબંધમાં વાસ્તવિક સત્ય શું છે, તે સંબંધમાં વિચાર કરવાનો બાહ્ય મનને અભ્યાસ પાડવાની અગત્ય છે.

આપણી આજુબાજુ કોઇ પણ સ્થળે જ્યારે વૃદ્ધાવસ્થા જોવામાં આવે ત્યારે જીવનની વાસ્તવિક સ્થિતિમાં કેવળ અખંડ યૌવન છે, એ સિદ્ધાંતનું બાહ્ય મને પુનઃ પુનઃ રટણ કરવું જોઇએ. વૃદ્ધાવસ્થાનાં સઘળા પ્રકારનાં ચિહ્નો અસ્વાભાવિક છે, એમ જોવાનો મનને અભ્યાસ પાડવો જોઇએ, અને મનમાં ઘડપણનો એક પણ વિચાર સ્ફુરે તો તરત જ તેને યોગ્ય વિચારવડે તોડી પાડવો જોઇએ.

વૃદ્ધાવસ્થા એ કુદરતથી વિરુદ્ધ છે, મનુષ્ય પ્રજાને પડી ગયેલી ખોટી ટેવ છે, અને તેને માટે સાક્ષાત્ કોઇપણ મનુષ્ય દોષપાત્ર નથી, એવો તથા વૃદ્ધાવસ્થાનું ઉત્પન્ન થવું, એ એક એવી ક્રિયા છે કે જેને ગમે તે મનુષ્ય પોતાની ઇચ્છા થતાં પોતાના શરીરમાંથી સમૂળ કાઢી નાંખવા સમર્થ છે, એવો બાહ્ય મને વિચાર કરવો જોઇએ.

ઇંદ્રિયોદ્વારા મનમાં જે કંઇ પ્રવેશ કરે છે, તેની તેના ઉપર છાપ પડે છે, અને તે છાપ મનુષ્યના જીવનમાં પાછી સ્વતઃ ઉત્પન્ન થાય છે. આથી વૃદ્ધાવસ્થાના વિચારને મનમાં કદી પણ પ્રવેશવા દેવો ન જોઈએ, અને જે ક્ષણે વૃદ્ધાવસ્થાનો ભાવ અંતરમાં સૂચવવામાં આવે તે ક્ષણે જ તે ખોટો છે, એવો વિચાર કરીને તત્કાળ તેને અંતરમાંથી ટાળી નાંખવો જોઇએ.

*બાહ્ય મને વૃદ્ધાવસ્થાને મનુષ્યના વાસ્તવિક જીવનથી ભિન્ન રૂપે, કેવળ અસત્ રૂપે,* અને વિજાતીય વસ્તુરૂપે ગણવી જોઇએ. આમ છતાં આ અવસ્થાને અટકાવવાનો કશો પણ પ્રયત્ન કરવો નહિ, કારણ કે તેનામાં પોતાનું અસ્તિત્વ અથવા બળ છે જ નહિ. તે માત્ર આપણા પોતાના મને જ સર્જેલી છે, અને તેને સર્જતા જ્યારે આપણે બંધ પડીએ છીએ કે તે દેખાતી અટકે છે.

આંતર મનની જે ટેવો આ વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરે છે, તે ટેવોને ટાળવાને માટે તેમનાથી વિરુદ્ધ સ્વભાવવાળી અને ઉદ્દેશવાળી બીજી માનસિક ટેવો પાડવાની અગત્ય છે. કારણ કે એવો એક નિયમ છે કે કોઈ પણ માનસિક ટેવ તેનાથી સંપૂર્ણ વિરુદ્ધ બીજી ટેવ પાડ્યા વિના ટળી શકતી નથી. અંધકાર પ્રકાશને જ્યારે આણવામાં આવે છે, ત્યારે જ જતો રહે છે.

જુવાન રહેવાની ટેવ જ્યારે આપણે પાડીએ છીએ ત્યારે ઘરડા થવાની ટેવ જતી રહે છે, અને આ ટેવ પાડવાની કળાઉપર એક આખું જૂદુ પ્રકરણ જ લખવામાં આવશે.

ઘરડા થવાની ટેવ એ મનુષ્ય પ્રજાને ઘણા જૂના કાળમાં પોતાની ભૂલોથી પડી ગયેલી ખોટી ટેવ છે, એવું જ્યારે આપણે સ્વીકારતા થઇએ છીએ, ત્યારે પ્રસંગે આપણને એવો પણ વિચાર આવે છે કે આ ટેવનાં મૂળ ઘણાં ઉંડાં નંખાઇ ગયાં છે અને તેથી એક જ જન્મમાં આપણા વડે કરવામાં આવેલા પ્રયત્નથી તેનો નાશ થવો અશક્ય છે. આપણે એવી દલીલ આણીએ છીએ કે જે ટેવ મનુષ્ય પ્રજાને પરાપૂર્વથી પડેલી છે, તેની વિરોધી નવી ટેવ આપણા મનને પાડવાને અનેક સૈકાં લાગવાં જોઇએ, એટલું જ નહિ, પણ આખી માનવ પ્રજા આવી નવી ટેવ પાડવાનો જ્યાં સુધી સાથે પ્રયત્ન ન કરે ત્યાં સુધી કોઇ પણ એક મનુષ્યના મનમાંથી જુની ટેવ નિર્મૂળ થઇ શકવી અશક્ય છે.

આમ છતાં, આવા નિર્ણયો યથાર્થ નથી. આખી પ્રજા યૌવનને સ્થિર રાખવાની કળા સિદ્ધ કરવાનો અભ્યાસ કરે તો જ પૃથક્ પૃથક્ વ્યક્તિઓને તે કળા સિદ્ધ થાય, એવું કંઈ જ નથી. જેમ એક મનુષ્યને અસાધારણ બુદ્ધિમાન્ થવાને માટે આખી પ્રજાને અસાધારણ બુદ્ધિમાન્ થવાની કશી જ અગત્ય નથી; આખી પ્રજા અસાધારણ બુદ્ધિમાન્ નથી હોતી તોપણ એક મનુષ્ય પોતાના પ્રયત્નથી તેવો થાય છે; તે જ પ્રમાણે એક મનુષ્યને યૌવનની કળા સિદ્ધ કરવાને માટે આખી પ્રજાને તે સિદ્ધ કરવાની કશી જ અગત્ય નથી. વળી યૌવનને ઉત્પન્ન કરવાની મનુષ્યને અગત્ય પડતી નથી; યુવાન્ તો તે છે જ; તેને માત્ર વૃદ્ધ થવાની ટેવને જ ટાળવાની છે, અને આ કામ ગમે તે મનુષ્ય વર્તમાનકાળમાં જ કરી શકે એમ છે.

સઘળી ટેવોનાં મૂળ આંતર મનમાં હોય છે, અને આંતર મનમાં પડેલા ગમે તે સંસ્કારો ગમે તે મનુષ્ય ગમે તે સમયે ટાળી શકવા સમર્થ છે.

આંતર મનને જે કંઇ કરવાનું કહેવામાં આવે છે, તે કરવાનું તેનામાં સામર્થ્ય છે, અને તેમ તે કરે છે જ. જે ક્ષણથી તેને *સૂચના કરવામાં આવે છે તે ક્ષણથી જ તે સૂચનાનો અમલ કરવાનો તે આરંભ કરે છે. આમ હોવાથી હમણાં જ યૌવનને સ્થિર રાખવાની કળા શીખવાનું સામર્થ્ય પ્રત્યેક મનુષ્યના હાથમાં છે.

(અપૂર્ણ.)

---

* આંતર મનને કેવી રીતે સૂચના કરવી, એ સંબંધમાં સવિસ્તર જાણવા ઇચ્છનારે મહાકાલના ૨૦ મા તથા ૨૧ મા વર્ષમાં આવેલો 'અંતરમાં રહેલું અમર્યાદ સામર્થ્યવાન્ કર્ષક' એ વિષય જોઇ જવા કૃપા કરવી.

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૦૧ થી )

એક સદ્વિવેકી સજ્જન લખે છે કેઃ—

" માઘ માસના અંકમાં ' સુખસાધક વિદ્યા 'ના લેખમાં આવેલા વિચારો વાંચીને મને બહુ પ્રસન્નતા થઇ હતી. એ વિચારો મને એટલા બધા ખરા લાગ્યા હતા કે મારા અનેક મિત્રોને મેં તે અંક બતાવ્યો હતો, અને તેઓ સર્વને પણ તેમાં રહેલાં બળવાન્ કારણોની યોગ્યતા સ્વીકારવી પડી હતી. પણ ફાલ્ગુન માસના અંકમાં ' મનનો સુખસાધક ભાવ ' એ પ્રકરણમાં આવેલા વિચારોથી મને, એ આખો લેખ, મનુષ્યોને બહુ જ હાનિ કરનાર તથા તેમને આડે રસ્તે દોરનાર જણાયો છે. આપ લખો છો કે " સસ્તો કશો પણ માલ ન ખરીદો. તમારી શક્તિ હોય કે ન હોય તોપણ સર્વોત્તમ માલને જ ખરીદો. " કામનાઓનો અંત નથી, અને તેમને તૃપ્ત કરવાનો જો આપણે પ્રયત્ન કરીશું, તો અગ્નિમાં ઘી હોમવાની પેઠે તેઓ પુષ્ટ જ થયે જવાની, અને તેમ થતાં તેનાં હાનિકારક ફળ આપણે ભોગવવાં પડવાનાં. આપના પૂર્વના લેખના સદ્વિચારો આપ કેમ વિસરી ગયા ? આપ જેમ કહેતા આવ્યા છો તેમ એ પ્રમાણે આપે કેમ ન લખ્યું કે " તમારે કોઈ વસ્તુ જોઇતી હોય, અને તે મેળવવાને તમે શક્તિમાન ન હો, તો તે વાતને વિસરી જાઓ ? " જેમ વધારે ઉપાધિ તેમ વધારે દુઃખ, એ શું આપ નથી જાણતા ? સૉક્રેટીસે કહ્યું છે કે ' કેટલી બધી વસ્તુઓની મારે અગત્ય નથી, ' એવાં કામનાનો લય કરનાર વચનોનો કેમ બોધ નથી કરતા ? "

ઉપરનો પત્ર લખનાર સજ્જનના લક્ષમાં ફાલ્ગુનના અંકમાં આવેલા લેખના વિચારો યથાર્થ આવ્યા હોય તેમ જણાતું નથી. આ લેખમાં પૂર્વે એવું લખવામાં આવ્યું જ નથી કે " જો તમારે કોઇ વસ્તુ જોઇતી હોય, અને તે પ્રાપ્ત કરવાને તમે અશક્ત હો, તો તે વાતને વિસરી જાઓ. " આ પ્રકારનો બોધ તો લાભ કરવાને બદલે ઉલટો અત્યંત હાનિ કરનાર છે. *જો તમારે કોઇ વસ્તુ જોઇતી હોય તો કાં તો તે પ્રાપ્ત કરવાને, અથવા તો* તમારી ઇચ્છા તૃપ્ત થાય તેના કરતાં પણ વધારે સારી બીજી કોઈ વસ્તુ પ્રાપ્ત કરવાને તમે શક્તિમાન્ છો. યોગ્ય વિચારોને સેવવા ઇચ્છનારે તથા યોગ્ય પ્રકારનું જીવન ગાળવા ઇચ્છનારે, જગતમાં વસ્તુઓનો ખુટકો છે, અને તેથી ઘણી વસ્તુઓવિના ચલાવી લેવાની મનુષ્યને જરૂર જ છે, એ પ્રકારના જુના વિચારના અંતઃકરણમાં રહેલા આભાસનો પણ જેમ બને તેમ સત્વર નાશ કરી નાંખવો જોઇએ. ઘણા મનુષ્યોને આ વિચારનો ત્યાગ કરવાનું કામ બહુ કઠિન જણાય છે. નિર્ધનતાથી અને જે જોઇએ તે વિના ચલાવી લઇને શરીરને તથા મનને કષ્ટ આપવાથી પરમેશ્વર પ્રસન્ન થાય છે, એમ તેઓ માનતા હોય છે. જોઇતી વસ્તુઓ મનને ન આપવામાં જ હિત છે, એવો તેઓનો નિશ્ચય હોય છે. કેટલાક વળી એવું ધારનારા હોય છે કે જગતમાં બધા જ રાજા હોય તો પછી પ્રજા કોણ થાય ? અર્થાત્ જગતમાં થોડાએ શ્રીમંત અને ઘણાએ નિર્ધન રહેવાની અગત્ય છે. બધાને માટે જગતમાં ઉત્તમ ભોજન, ઉત્તમ વસ્ત્ર, તથા ઉત્તમ ગૃહ વગેરે હોય જ નહિ. સર્વને માટે કુદ-

રતમાં સઘળું જ ઉત્તમ ભરેલું નથી. ઈશ્વરની આ જગતરચના જ ઘણાએ નિર્ધન રહેવું જોઇએ, એવું સૂચવનારી છે. હાફુસની કેરી બધાઓને પૂરી પડે, એવું છે જ નહિ. બીજાઓએ તો બે પૈસે શેરની જ કેરી ખાવાની છે, અને ઘણાએ તો તે વિના એકલા રોટલા ખાઇને જ ચલાવી લેવાનું છે. આવા મનુષ્યો પોતાને સંપત્તિના અને સુખના અધિકારી માનતા નથી. મહિને દશ, પંદર કે વિશ રૂપૈયા મળતાં તેઓ 'ભયો ભયો' સ્વીકારી લે છે. આથી વધારે દ્રવ્યની ઇચ્છા કરવી તેને પણ તેઓ પાપરૂપ સમજે છે. 'હાલ જેટલું મળે છે, તેટલું જ ભગવાન્ છેવટ સુધી નિભાવી રાખે તો ઘણુંએ છે' એવાં પોતાના અનધિકારનાં વચનો, વધારેને માટે તેમની યોગ્યતા કોઇના તરફથી સૂચવાતાં તેઓ વિનયને દર્શાવતા વદે છે. આટલું જ જે તેમને ભગવાને આપ્યું છે, તે તેમની યોગ્યતાકરતાં પણ ઘણું જ વધારે આપ્યું છે, એવો ભાવ તેમના અંતઃકરણમાં સ્થિત હોય છે. જાડાંપાતળાં વસ્ત્ર, બે વાર પેટનો ખાડો પૂરાય એવું સુકુપાકું અન્ન, અને રાત્રે, પડી રહેવા જેવું એક પંદર વિશ હાથનું ઓરડું મળ્યું, એટલે વધારેને માટે પ્રયત્ન કરવાની કે ઇચ્છા કરવાની તેમને જરૂર જણાતી નથી. તેઓ એવું માનતા હોય છે કે વધારે વસ્તુઓ હોવી એ એક ઉપાધિ છે; તે હાનિ કરનાર છે; જંજાળરૂપ છે; જીવને શાંતિમાંથી અશાંતિમાં નાંખનાર છે, અને પરિણામે અકલ્યાણને કરનાર છે. શ્રીમાન્ અથવા રાજા થવામાં કશો જ સાર નથી, કારણ કે રાજ્યને અંતે તો નરક જ હોય છે.

આ સઘળા વિચારો ખોટા છે. હલકું ભોજન, હલકાં વસ્ત્ર, ખરાબ ઘર, એ વગેરે કલ્યાણ કરનારાં હોય તો કુતરાં, બિલાડાંનું સઉથી પહેલું થવું જોઇએ. કુતરાંને ખાવાનો રોટલો, ઘી ચોપડ્યાવિનાનો, ગમે ત્યારે, અને તે પણ કોઇ પરોપકારી મનુષ્ય નાંખે છે ત્યારે મળે છે. વસ્ત્રમાં તો હરિનું નામ હોય છે, અને ઘરમાં ગમે તેવી ખોડ અથવા કોઇ ખુણો હોય છે. ધનમાં તેની પાસે એક કોડી નથી, તેમ બીજો કોઇ ઉપાધિ તેને પ્રાપ્ત નથી. કેવળ નિરુપાધિ જીવન છે, અને તોપણ તેની ઉન્નતિ અથવા કલ્યાણ કેટલું થયું હોય છે, તે સર્વને અનુભવસિદ્ધ છે. પુષ્કળ દ્રવ્યવિના કોઈ પણ મનુષ્યના ચારિત્ર્યની અથવા આત્માની સર્વોત્કૃષ્ટ ઉન્નતિ થતી જ નથી. અર્થ નામના પુરુષાર્થની સર્વોત્તમ સિદ્ધિ કર્યા વિના મોક્ષ સાધવા જેઓ જેઓ પ્રયત્નશીલ થયા છે, તેઓ વિશેષે કરીને નિષ્ફળ જ ગયા છે. 'વિશેષે કરીને' એટલા જ માટે કહેવું પડે છે કે સુદામાજેવા કોઇ કોઇ નિર્ધનનાં કલ્યાણને સિદ્ધ કરવાનાં ઉદાહરણો શાસ્ત્રમાં જડી આવે છે, પરંતુ એવાં ઉદાહરણોમાં પણ અર્થની સિદ્ધિથી અંતઃકરણની જે ઉંચી દશા થવી જોઇએ, તેવી દશા પૂર્વ જન્મમાં તેમણે સિદ્ધ કરેલી હોવાથી જ નિર્ધન છતાં વર્તમાન જન્મમાં તેઓ કલ્યાણ સાધી શક્યા છે. પરંતુ જે નિર્ધનોના અંતઃકરણની આવી ઉંચી દશા થઇ હોતી નથી, તેવા લોકો ધનને ઉપાધિરૂપ જાણી મોક્ષરૂપ શિખરને વળગવા સો હાથ ઉંચો કુદકો મારવા જાય છે, તેઓ પોતાના પગ ભાગે છે, અને મોક્ષને સિદ્ધ નથી કરી શકતા, એટલું જ નહિ પણ પ્રાપ્ત સ્થિતિથી પણ ભ્રષ્ટ થાય છે. વર્તમાનકાળમાં સ્થળે સ્થળે દૃષ્ટિએ આવતાં સાધુ અને સંન્યાસીઓનાં ટોળાં તેમ જ જ્ઞાનીમાં, યોગીમાં અથવા ભક્તમાં ખપતા અસંખ્ય ભ્રમિત ચિત્તવાળા, વ્યવહારદશામાં દૃષ્ટિએ પડતા સેંકડો મનુષ્યો આ વિષયમાં ઉદાહરણરૂપ છે.

નિરુપાધિ જીવન ભોગવવાને અર્થે ઉપાધિવાળા જીવનની પ્રથમ અગત્ય છે. ઉપાધિવાળું જીવન ભોગવવાથી જ નિરુપાધિ જીવનની યોગ્યતા આવે છે. આખો દિવસ મહેનત કરનારને

જ રાત્રે સારી નિદ્રા આવે છે. દિવસે શ્રમ ન કરનાર રાત્રે સ્વપ્નરહિત શાંત નિદ્રા લેઈ શકતો જ નથી. નિવૃત્તિને અર્થે જ પ્રવૃત્તિ છે. પ્રવૃત્તિ અને તે પણ સર્વોત્તમ પ્રકારની પ્રવૃત્તિ કર્યાં વિના નિવૃત્તિનો કોઇ અધિકારી થતો નથી. પ્રવૃત્તિ શરીરની, મનની અને આત્માની શક્તિઓને બહાર કાઢે છે; અને ઉત્તમ વસ્તુઓની ઇચ્છા જ મનુષ્યને ઉત્તમ પ્રવૃત્તિમાં જોડની હોવાથી તેને જિતવાની નથી, પણ પોષવાની છે.

બાળકનો જન્મ થતાં જ તેને કોઈ પણ ઉત્તમ વસ્તુવિનાના એક ઝુંપડામાં મૂકી દો, અને ખાવામાં જારના રોટલાવિના અને પહેરવામાં ખાદીની લંગોટીવિના તમે તેને કશું જ ન આપો, અને તમે તે બાળકના મનની તથા આત્માની સર્વ શક્તિઓના વિકાસને મૂળમાંથી જ અટકાવી દો છો. વનમાં રહેતાં વનચરોકરતાં તે ભાગ્યે જ સહજ પણ આગળ વધેલો જણાશે. પોતાના ત્રિવિધ વિકાસને અર્થે મનુષ્યને વસ્તુઓના ઉપભોગની અગત્ય છે, અને વસ્તુઓનો ઉપભોગ, વસ્તુઓને ખરીદવાને ધન પ્રાપ્ત કર્યાં વિના થઇ શકતો ન હોવાથી, મનુષ્યે પોતાના વિકાસને માટે ધન પ્રાપ્ત કરવું જ જોઇએ. વસ્તુઓનો વિહિત ઉપભોગ કરવાથી જ મનુષ્યનો વિકાસ થાય છે; તેમનો અવિહિત ઉપભોગ કરે છે ત્યારે જ તેની અધોગતિ થાય છે. જેમ મનુષ્યનો વધારે વિકાસ થયેલો હોય છે, તેમ વધારે વસ્તુઓનો યોગ્ય ઉપયોગ કરવાની તેનામાં યોગ્યતા આવી હોય છે, અને તે પ્રમાણમાં જ તેની ઇચ્છાઓ વધારે મોટી અને વધારે સંખ્યાવાળી હોય છે. બાળકની ઇચ્છાઓ જુઓ, અને તેનો વિકાસ જુઓ. થોડી સામાન્ય વસ્તુઓના ઉપભોગમાં તેની ઇચ્છાઓ આવીને અટકી હોય છે, અને તે પ્રમાણમાં જ તેનો અત્યંત ક્ષુદ્ર વિકાસ હોય છે. એથી ઉલટું કોઇ સમર્થ વિદ્વાન્‌ની ઇચ્છાઓ જુઓ. તે કેટલી વિપુલ, કેટલી ઉત્કૃષ્ટ, અને કેટલી બધી મોટી સંખ્યાવાળી હોય છે ! અને જે પ્રમાણમાં આ ઇચ્છાઓ હોય છે તે પ્રમાણમાં તેનો વિકાસ પણ કેવો વિપુલ અને ઉત્કૃષ્ટ થયો હોય છે !

સર્વોત્તમ વસ્તુઓનો ઉપભોગ કરનારનો સર્વોત્તમ વિકાસ થાય છે, અને તેનું મન ઉચ્ચ ભૂમિકામાં વિચરતું હોય છે. સસ્તી અને ઉતરતા પ્રકારની વસ્તુઓને વાપરનારનો વિકાસ ઉતરતા પ્રકારનો જ હોય છે, અને તેનું મન નીચી ભૂમિકામાં રમતું હોય છે. જ્યારે તમે સસ્તી અને ઉતરતા પ્રકારની વસ્તુઓ ખરીદવા માંડો છો, અને સર્વોત્તમ વસ્તુઓ ખરીદવાનું 'મારૂં ગજુ નથી' એવું માનો છો ત્યારે સસ્તા અને ઉતરતા વર્ગની પંક્તિમાં તમે તમને પોતાને મૂકો છો. તમે પોતે ઉતરતા વર્ગના છો, એમ પોતાને જોતા થાઓ છો, અને આમ થતાં તમારા મનના સઘળા વ્યાપારો ઉતરતા પ્રકારના થવાના. તમે ઉતરતા પ્રકારના વિચારો અને ઉતરતા પ્રકારનું કામ કરવાના. સમય જતાં, તમે ઉતરતા વર્ગમાં પ્રવેશવાના, અને અન્ય સર્વ મનુષ્યો તમારી તે જ વર્ગમાં ગણના કરવાના.

સર્વોત્તમ વસ્તુઓથી તમારી ઇચ્છાને તૃપ્ત કરવાથી તમને કશી જ હાનિ થવાની નથી, તેમ તમારી અધોગતિ પણ થવાની નથી સર્વોત્કૃષ્ટથી જરા સરખી પણ ઉતરતા પ્રકારની વસ્તુઓનો જ્યારે તમે સ્વીકાર કરો છો ત્યારે જ તમારી અધોગતિ થવાનો સંભવ આવે છે. જ્યાં સુધી તમે સર્વોત્તમને પ્રાપ્ત કરી શકો છો, ત્યાંસુધી સર્વોત્તમના વર્ગમાં જ તમે તમારી ગણના કરવાના; તમારા મનમાં સર્વોત્તમ વર્ગના વિચારો જ આવવાના, અને તમારા વિચારો જો સર્વોત્તમ વર્ગના હશે તો તમે અવિહિત માર્ગે જવાના જ નહિ. જેઓ પોતાને

નિર્માલ્ય અને નિકૃષ્ટના વર્ગમાં ગણે છે તેઓને જ કામનાની તૃપ્તિથી હાનિ થવાનો સંભવ આવે છે. ઉન્માર્ગગામી થતા અટકવાને માટે તમારે સર્વોત્તમની જ ઇચ્છા કરવી જોઇએ, અને જ્યાંસુધી તમે સર્વોત્તમના વર્ગમાં તમારી ગણના કરતા નથી, અને સર્વોત્તમને પ્રાપ્ત કરતા નથી ત્યાં સુધી તમે સર્વોત્તમની ઇચ્છા કરી શકતા નથી. ફાલ્ગુન માસના અંકના લેખમાં સર્વોત્તમ વસ્તુઓ અને અત્યંત આડંબર અથવા ભભકાવાળી વસ્તુઓવચ્ચે જે ભેદ સમજાવવામાં આવ્યો છે, તે ધ્યાનમાં રાખવાની જરૂર છે. અત્યંત આડંબરવાળી વસ્તુઓ અવશ્ય કરીને સર્વોત્તમ હોય છે, એવું કંઇ નથી. લોકોને આંજવાને માટે અથવા ખાલી ભભકાને માટે કંઇ ખરીદવું, એ કદી પણ સર્વોત્તમ નથી. માત્ર નિર્માલ્ય અને નિકૃષ્ટ પંક્તિનાં મનવાળાં મનુષ્યો જ આડંબરઉપર ધ્યાન આપે છે. સર્વોત્તમ મનવાળા પુરુષો તો ઉપયોગઉપર જ લક્ષ આપે છે. જે વસ્તુ તમારા અત્યંત ઉપયોગની અને તમને અત્યંત સુખને આપનારી છે, તે વસ્તુ તમારે માટે સર્વોત્તમ છે; અને કોઇ વસ્તુ તમને ઉપયોગી અને સુખદ થવાનો આધાર ઘણી બાબતોઉપર હોય છે. જે મનુષ્યની અત્યંત પ્રબળ ઇચ્છા સૌંદર્યમાટેની હોય છે, તે નેત્રને જે વસ્તુઓ અત્યંત આનંદને આપનારી હોય છે, તેમને જ ખરીદે છે; અને શરીરને સુખ ઉપજે એવી વસ્તુઓની જેને વધારે ઇચ્છા હોય છે તે સુંદરતા અથવા ઘાટના ઉપર ધ્યાન આપ્યાવિના સઉથી વધારે આરામને આપનારી ખુરશીઓ, અને કોચો જ ખરીદે છે; અને બંને પોતપોતાની દૃષ્ટિથી જ્યાં સુધી સર્વોત્તમને પ્રાપ્ત કરે છે ત્યાં સુધી ખરા છે.

કેટલીક ઇચ્છાઓ સ્વભાવથી જ અધમ પ્રકારની અને પાપરૂપ છે તથા કેટલીક ઇચ્છાઓ ઉંચા પ્રકારની અને પવિત્ર છે, એવા ભ્રમમાં પડતાં સાવધ રહેજો. શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક એવી ત્રણ પ્રકારની ઇચ્છાઓ હોય છે. કેટલાક મનુષ્યોને કેવળ શારીરિક સુખની જ ઇચ્છાઓ હોય છે, અને તે તૃપ્ત કરવાને માટે જ તેઓ પોતાનું આયુષ્ વીતાવતા હોય છે. તેઓ માનસિક કે આધ્યાત્મિક સુખની ઇચ્છાપ્રતિ લેશ પણ પ્રીતિ દર્શાવતા નથી. આવા મનુષ્યો પોતાનું બે તૃતીયાંશ જીવન એળે ગુમાવે છે, અને ઘણું દુઃખ સહન કરે છે. કેટલાક મનુષ્યોને કેવળ માનસિક સુખની જ ઇચ્છાઓ હોય છે, અને તેમની તૃપ્તિમાં જ તેઓ નિરંતર પ્રયત્નશીલ રહે છે. તેઓ શારીરિક અને આધ્યાત્મિક સુખની ઉપેક્ષા કરે છે. આ મનુષ્યો પણ પોતાનું બે તૃતીયાંશ આયુષ્ પાણીમાં નાંખે છે. તેઓ પ્રેમરહિત શુષ્કજીવન ગાળે છે, અને તેઓ પણ દુઃખને સહે છે. કેટલાક મનુષ્યો આધ્યાત્મિક સુખને અર્થે જ પોતાનું જીવન વીતાવતા હોય છે; તેઓ શરીર તથા મન ઉભયની ઉપેક્ષા કરે છે. આ લોકો પણ પોતાના જીવનનો બે તૃતીયાંશ ભાગ ધૂળ મેળવે છે. તેઓ પણ ઢંગધડાવિનાના થઇ જાય છે, અને દુઃખી રહે છે.

જેઓ આધ્યાત્મિક સુખને અર્થે પોતાનું જીવન વીતાવતા હોય છે, તેઓ શારીરિક સુખને અર્થે જીવન ગાળનારા મનુષ્યોકરતાં વધારે ચઢીયાતા છે, એવું કંઇ જ નથી. શારીરિક સુખની ઇચ્છાઓ પણ આધ્યાત્મિક સુખની ઇચ્છાજેટલી જ પવિત્ર છે. ભોજન કરનાર મનુષ્ય શરીરની તૃપ્તિને માટે ભોજન ગ્રહણ કરે છે, અને આધ્યાત્મિક ક્રિયા કરનાર આત્માની તૃપ્તિને માટે આધ્યાત્મિક ક્રિયા કરે છે. સુખની ઇચ્છા બંનેને સરખી છે, માત્ર તેને તૃપ્ત કરવાના બંનેના વિષયો જ ભેદવાળા છે. એકમાં ઇચ્છા શારીરિક વિષયવડે તૃપ્તિને પ્રાપ્ત કરે

છે, બીજામાં આધ્યાત્મિક વિષયવડે પ્રાપ્ત કરે છે. બધી ઇચ્છાઓનું ઉત્પત્તિસ્થાન એક જ છે, અને તે જીવન અથવા ચૈતન્ય છે. જ્યાં જ્યાં જીવકળા સ્ફુરી છે ત્યાં ત્યાં તે જીવકળા, પોતાનામાં રહેલા અનવધિ ગુપ્ત ઐશ્વર્યને બહાર પ્રકટ કરવા મથે છે; અને જીવકળાનું આ જે મથન તેનું નામ ઇચ્છા છે. ઇચ્છાને તૃપ્ત કરવાના પ્રયત્નમાં જીવનું ગુપ્ત ઐશ્વર્ય બહાર પ્રકટ થાય છે. મનુષ્ય ઉત્તમ કવિ થવાની ઇચ્છા કરે છે, અને પ્રયત્ન કરી ઉત્તમ કવિ થાય છે. ઇચ્છાએ ચૈતન્યમાં રહેલી કવિત્વની ગુપ્ત શક્તિ બહાર પ્રકટ કરી છે. મનુષ્યને ઉત્તમ વક્તા, ઉત્તમ લેખક, ઉત્તમ વ્યાપારી, ઉત્તમ શોધક, ઉત્તમ ભક્ત, ઉત્તમ યોગી વગેરે થવાની ઇચ્છા થાય છે; તે પ્રયત્ન કરે છે, અને પોતાની ઇચ્છાનુસાર સિદ્ધિને પ્રાપ્ત કરે છે. તેનામાં રહેલા ચૈતન્યે જ પોતાનામાં રહેલા આ ગુપ્ત ઐશ્વર્યને બહાર કાઢવા તેનામાં ઇચ્છા પ્રકટાવી હોય છે, અને ઇચ્છાદ્વારા જ પ્રયત્ન થતાં ચૈતન્યનું તે ઐશ્વર્ય બહાર પ્રકટે છે. શારીરિક, માનસિક, આધ્યાત્મિક સર્વ ભૂમિકાઓમાં આપ્રમાણે ચૈતન્ય પોતાના ઐશ્વર્યને બહાર કાઢવા, મનુષ્યને ઇચ્છારૂપ પરોણા માર્યા કરે છે. સર્વ ભૂમિકાઓ ચૈતન્યને પોતાનું ઐશ્વર્ય પ્રકટાવવા-માટે ઉપયોગની છે; એક પણ નકામી નથી, માટે ત્રણે ભૂમિકાની ઇચ્છાઓને મનુષ્યે પરમેશ્વરદ્વારા જ પ્રકટતી જાણી તેમને પવિત્ર ગણવી જોઇએ, અને તેમને વિહિત માર્ગે તૃપ્ત કરી આત્માને પોતાનું ઐશ્વર્ય બહાર પ્રકટાવવાની અનુકૂળતા કરી આપવી જોઇએ. ત્રણેમાંથી એકની પણ ઉપેક્ષા કરવાથી દુઃખ જ આવે છે. આખો દિવસ માળા ફેરવનાર અથવા ધારણાધ્યાનાદિની ક્રિયામાં બેશી રહેનાર મનુષ્યો શરીર તથા મનની ઉપેક્ષા કરવાથી વિવિધ રોગોથી પીડાતા હોય છે, તથા બુદ્ધિની સૂક્ષ્મતાવિનાના રહી ગયા હોય છે, એ કોણ નથી જાણતું ? તે જ પ્રમાણે એકલા મનને જ કેળવવાઉપર ધ્યાન આપવાથી તથા શરીરની અને આત્માની ઉપેક્ષા કરવાથી અનેક વિદ્વાનોને દુર્બળ શરીરના તથા હૃદયવિનાના થઇ ગયેલા કોણે નથી જોયા ? એકલા શરીરઉપર ધ્યાન આપનારની પણ તેવી જ દુર્દશા પ્રસિદ્ધ છે. તાત્પર્ય કે ત્રિવિધ ઇચ્છાઓ આત્માનું ત્રિવિધ ભૂમિકામાં ઐશ્વર્ય પ્રકટાવવાને માટે જ આત્મામાંથી પ્રકટે છે, પવિત્ર છે, અને તેમને પ્રત્યેક ભૂમિકામાં સર્વોત્તમ પ્રકારે તૃપ્ત કરવાથી મનુષ્યનું અહિત સધાતું નથી, પણ ઉલટું સર્વોત્તમ હિત સધાય છે.

અધ્યાત્મમાર્ગમાં પ્રવેશેલા મનુષ્યોએ સારૂં ખાવું નહિ, સારૂં પીવું નહિ, સારૂં પહેરવું નહિ, સારા ઘરમાં રહેવું નહિ, ધનથી અને સ્ત્રીથી સો ગાઉ દૂર નાસતા ફરવું, આ અને એવી એવી સેંકડો બાબતો લોકોમાં હાલ જે મનાય છે, તે ભ્રમરૂપ છે. એ સત્યથી ઉલટી છે. આ બધી વસ્તુઓને ત્યજનાર મનુષ્યે—પછી તે ગૃહસ્થ હોય કે ત્યાગી હોય તેણે—પાછા વળીને પોતાના અંતરને જ પૂછવું કે આમ કરવાથી આજ સુધીમાં તેનું અધ્યાત્મબળ કેટલું વધ્યું છે ? જો તે પોતાના હૃદયનું યથાર્થ નિરીક્ષણ કરનાર હશે તો તેને સ્પષ્ટ થયાવિના નહિ જ રહે કે તેના આત્માનો કોઇ એવો ચમત્કારિક વિકાસ થયો જ નથી. લોકો તેને ભલે મોટો મહાત્મા માનતા હોય કે સર્વજ્ઞ પરમેશ્વર માનતા હોય, પણ તેનું અંતર તેને શું કહે છે, તે તેણે નિષ્પક્ષપાતપણે પોતાને પૂછવું, અને ઉપરનાં વચનોમાં કેટલું સત્ય છે, તે તેને સ્પષ્ટ થયા વિના નહિ જ રહે.

સારૂં ખાતાં, સારૂં પીતાં, સારૂં પહેરતાં, સારા ઘરમાં રહેતાં, ઇચ્છાનુકૂળ ધનને પ્રાપ્ત કરતાં, અને પ્રેમપાત્ર અનુકૂળ સ્ત્રીની સાથે લગ્ન કરતાં જરા પણ ભયને કે સંકોચને નહિ ધરો. આ સર્વની ઇચ્છા તમારા આત્માનો વિકાસ કરનારી છે. આથી આ સર્વ પદાર્થોને જેમ

બને તેમ સર્વોત્તમ રૂપમાં જ ઇચ્છો. જેઓને તેમના ત્યાગથી અથવા અત્યંત નિકૃષ્ટ રૂપમાં તેમનો ઉપયોગ કરવાથી આધ્યાત્મિક સામ્રાજ્યથી ભ્રષ્ટ થવાની ભીતિ લાગતી હોય તેઓ ભલે રોટલો અને ભાજી ખાઇને તથા ખાદીની લંગોટી વાળીને ભોંયમાં ખાટો ખોદી પડ્યા રહે. વસિષ્ઠના મહદૈશ્વર્યને યોગવાસિષ્ઠમાં કેવું વર્ણવેલું છે, તે જુઓ. તેમના વૈભવની કલ્પના કરો, અને પછી વૈભવો આધ્યાત્મિક સુખના વિરોધી છે, એમ માનો. અન્ય અનેક મહાપુરુષોએ પણ હાલ જેવો ગાંડો વૈરાગ્ય મનાવ્યો છે, તેવો કદી સેવ્યો નથી. છેલ્લાં પચાસ વર્ષમાં જેમના જેવો અધ્યાત્મ વિદ્યામાં સર્વોત્તમ પ્રકાશ આખા ગુજરાતમાં ભાગ્યે જ કોઇએ પાડ્યો છે, તે **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના જીવનને જુઓ. તેઓ શું દરિદ્રની પેઠે રહેતા હતા? અને હલકા પ્રકારનાં વસ્ત્રો તથા આહાર ગ્રહણ કરતા હતા? લેશ પણ નહિ. ઊલટું તેઓ સર્વદા સર્વોત્તમ વસ્ત્રને ધારણ કરતા, સર્વોત્તમ આહારને જ ગ્રહણ કરતા, અને પોતાના સર્વ અનુયાયીઓને તેવો જ બોધ આપતા. ઉત્તમ વસ્ત્ર ધારણ કરનાર જ ઉત્તમ પંક્તિમાં મૂકાવા યોગ્ય થતો હોવાથી તેઓશ્રી હલકાં વસ્ત્રો પહેરનારને અનેક પ્રસંગે કહેતા કે **First dress and then address.** એકલા આ દેશના જ મહાપુરુષો ઉત્તમ વસ્ત્રાદિનો ઉપયોગ કરતા એટલું જ નહિ, પણ પાશ્ચાત્ય પ્રજા જેને ઇશ્વરનો પુત્ર માને છે, તે જિસસ ક્રાઇસ્ટ પણ ઉત્તમ વસ્ત્ર પહેરતો, ઉત્તમ ભોજન ગ્રહણ કરતો, અને દ્રવ્યની હાડમારી વેઠતો નહિ. *

ઇચ્છા ન હોત તો આ જગત્ અજ્ઞાન, જડ જેવી દશામાંથી એક ડગલું પણ આગળ વધવાને સમર્થ થયું ન હોત, મનુષ્યો કુતરાના જેવી બોડો કરી તેમાં પશુના જેવી સ્થિતિ ભોગવતા પડ્યા રહ્યા હોત. અને આજના પ્રતાપવાન્ અને વિભ્રાજમાન્ સુધારાનું નામનિશાન પણ હોત નહિ. ઇચ્છાના જ આ બધા ચમત્કાર છે, અને ઇચ્છાના જ આ બધા ઉચ્ચ પરિણામ છે. ઉપર કહ્યા પ્રમાણે ઇચ્છાનું ઉત્પત્તિસ્થાન એક ચૈતન્ય છે. ઇચ્છા એ ચૈતન્યનો સ્વર છે. અને તે જીવ માત્રને પોતાનામાં રહેલા અનંત ઐશ્વર્યને બહાર પ્રકટાવવાને અંતઃકરણમાંથી અખંડ ઉઠ્યા કરે છે; અને મનુષ્ય જ્યાં સુધી પોતાનામાં પરમાત્માના સમગ્ર ઐશ્વર્યને પ્રકટેલું નહિ અનુભવે, ત્યાં સુધી તેના હૃદયમાં રહીને અખંડ તે પોતાનો સ્વર કાઢ્યા જ કરવાની

આખા વિશ્વમાં અણુઅણુમાં રહીને પરમાત્મા આ ઇચ્છાદ્વારા પોતાના ઐશ્વર્યને બહાર પ્રકટાવવા મથન કરી રહ્યા છે. ખનિજ, વનસ્પતિ, પશુપક્ષી વગેરેમાં તે જેટલો યત્ન કરે છે, તેના કરતાં મનુષ્યમાં પોતાનો પ્રકાશ અધિક અધિક અને સંપૂર્ણ રૂપમાં પ્રકટાવવા પ્રયત્ન કરે છે. અને તેથી જ મનુષ્યના હૃદયમાં ખનિજ, વનસ્પતિ, પશુપક્ષી વગેરે કરતાં કામનાઓ અધિક હોય છે. કોઇ કોઇ મનુષ્યોમાં મોટાં મોટાં મકાનો બાંધવાની અને ભારે સાહસનાં કાર્યો ખેડવાની ઇચ્છા પ્રકટાવીને પરમેશ્વર પોતાનો આવિષ્કાર કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે, તો બીજાઓમાં હજારો મનુષ્યોનાં દુઃખ ટાળનારાં પરોપકારનાં કામો કરવાની ઇચ્છાદ્વારા પોતાનો આવિષ્કાર કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. ઉત્તમ આહારના પદાર્થોના ઉપભોગવડે અનેક સ્થળે શરીરદ્વારા ચૈતન્ય પોતાનું ઐશ્વર્ય પ્રકટાવે છે, તો અન્ય અનેક સ્થળે વિવિધ વિદ્યાઓના અભ્યાસવડે મનદ્વારા તે પોતાના પ્રતાપને બહાર પ્રકટ કરે છે. અનાથાશ્રમમાં દ્રવ્ય

* He dressed expensively, lived well, and never lacked for money.—*A New Christ.*

આપીને આનંદને માનનારી ઇચ્છા, દૂધપાકપૂરીનું ભોજન જમીને આનંદનો ઉપભોગ કરનારી ઇચ્છાકરતાં જરા પણ ઉત્તમ નથી. સઘળી ઇચ્છાઓ ચૈતન્યમાંથી ઉદ્ભવે છે; સઘળી ચૈતન્યરૂપ છે.

ઉપરના વિચારો વાંચી, અનેક વર્ષોથી ઇચ્છાને દુઃખરૂપ માનનાર, તેના શુભાશુભ ભેદને સ્વીકારનાર તથા તેના ક્ષયને જ કલ્યાણનો હેતુ માનનાર અસંખ્ય મનુષ્યો કકળી ઉઠશે, અને આ વિચારો શાસ્ત્રવિરુદ્ધ જાણી લેખકના સામા બાંયો ચડાવી લડવા તૈયાર થઈ જશે, એ લેખક સારી રીતે જાણે છે, પણ જેમના વિચારરૂપી રથનાં પૈડાં ભાગી ગયાં છે, અને તેથી જેમનો તે રથ કાદવમાં કળી ગયો છે, તેમને માટે આ વિચારો નથી. વિચાર કરવાના સામર્થ્યવાળા સંસ્કારી પુરુષોમાટે જ આ વિચારો છે. એવા દુરાગ્રહવિનાના સરળ મનુષ્યો જો ધૈર્યથી વિચાર કરશે તો તેમને આ વિચારોની સત્યતા ભાસશે, એટલું જ નહિ પણ તેઓ શાસ્ત્રાનુકૂળ જ છે, એવો પ્રકાશ પણ તેમની મતિમાં ધીરે ધીરે થવા માંડશે. શરીર, મન અને આત્માને પ્રકાશ આપતું અથવા ચૈતન્યમય દર્શાવતું સઘળું ચૈતન્ય એક જ છે, અને તે એક પરમાત્માનું જ છે; અને જો એ સિદ્ધાંત ખરો છે તો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સઘળી ઇચ્છાઓ શુભ જ છે. ઇચ્છા વસ્તુતઃ ખરાબ નથી, પરંતુ ઇચ્છાનો વિપરિણામ ( Perversion ) અથવા દુરુપયોગ ખરાબ છે, અને જ્યારે જ્યારે ઇચ્છાને સર્વોત્તમથી ઉતરતા પ્રકારના વિષયપ્રતિ વાળવામાં આવે છે, ત્યારે તેનો દુરુપયોગ જ થાય છે. સર્વોત્તમની જ ઇચ્છા આપણને અનર્થ અથવા અશુભથી દૂર રાખે છે. આમ હોવાથી સર્વોત્તમને જ ઇચ્છો, સર્વોત્તમને જ પ્રયત્નપૂર્વક શોધો, અને સર્વોત્તમથી ઉતરતા કોઇ વિષયનો કદી સ્વીકાર ન કરો, 'શક્તિ હોય કે ન હોય તોપણ સર્વોત્તમને જ મેળવવા' સંબંધી આ ચર્ચા નથી; સર્વોત્તમ મેળવવાની શક્તિ સર્વનામાં છે.

જો પ્રત્યેક મનુષ્ય સર્વદા સર્વોત્તમને જ ખરીદે, અને સર્વોત્તમની જ માગણી કરે તો સસ્તો અને હલકો માલ તૈયાર થતો તરત જ અટકે. સઘળા મનુષ્યોનું ધ્યાન સર્વોત્તમતરફ અને સર્વોત્તમના ઉપયોગતરફ જ વળવાનું; અને આખો જનસમાજ અત્યંત વેગથી આગળ વૃદ્ધિને પામવાનો. જ્યારે દરેક મનુષ્ય સર્વોત્તમને માટે માગણી કરે છે, ત્યારે 'ઉતરતા વર્ગો' તરત જ નીકળી જાય છે; ઉતરતા પ્રકારનાં અને નિર્માલ્ય મનવાળાં મનુષ્યો રહેતાં નથી.

જેમ જેમ અધિક અને અધિક મનુષ્યો સર્વોત્તમને માટે આગ્રહ ધરે છે, તેમ તેમ જ જગત્ આગળ વૃદ્ધિને પામે છે. સર્વોત્તમથી ઉતરતી વસ્તુઓથી જેઓ સંતોષને પામે છે, તેવા મનુષ્યો વૃદ્ધિના માર્ગમાં મોટા પથરાજેવા છે. તેઓ જુના જમાનાના અને ઉતરતી ભૂમિકાના છે. પ્રત્યેક વાતમાં જેઓ સર્વોત્તમ વસ્તુઓને જ માગે છે, તેઓ જ ઉદ્યોગને અને વ્યાપારને ઉંચી સ્થિતિમાં લાવી મૂકે છે, અને તેમને પૂર્ણતાએ પહોંચાડે છે. મોક્ષનાં સાધનો સાધવાની પ્રબળ ઇચ્છા હૃદયમાં પ્રકટ્યાવિના, વિવિધ કામનાઓથી ભરેલા મનુષ્યોને, અંતઃકરણમાં ઉઠતી ઇચ્છાઓને દાબવાનો, અને નિર્ધનતા જ સુખનો હેતુ છે, એમ કહી નિર્ધન રહેવાનો જેઓ ઉપદેશ કરે છે, તેઓ તે મનુષ્યોની ઉન્નતિનાં સર્વ દ્વાર અડકાવી દે છે. મોક્ષની સર્વોત્તમ કામનાને સિદ્ધ કરવાને માટે જ બીજી બધી કામનાઓને દાબવાનો શાસ્ત્રનો ઉપદેશ છે, પણ તેવી કામના ઉતરતી અનેક કામનાઓને તૃપ્ત કર્યા પછી, અને તેમની તૃપ્તિથી શરીરનો તથા મનનો અસાધારણ વિકાસ થયા પછી જ પ્રકટતી હોવાથી કોઇએ

પણ તેવો વિકાસ થયા વિના શારીરિક તથા માનસિક સુખોની કામનાઓને દાબવાની લેશ પણ જરૂર નથી. એથી ઈશ્વર પ્રસન્ન થાય છે, એવું કંઈ જ નથી. જો પ્રસન્ન થતા હોત તો ધનવિભવવિનાનાં, તથા ઘણી જ ઓછી કામનાવાળાં ગામડાંનાં નિરક્ષર મનુષ્યોને ક્યારનાએ પ્રસન્ન થઈ ગયા હોત, અને સેંકડો વર્ષથી નિવૃત્તિને-પ્રશંસનારો, કામનાને દૂષિત ગણનારો, અને ધનને દુઃખનો હેતુ માનનારો આ આર્યાવર્ત, ઈશ્વિરના અનુગ્રહનો પાત્ર થઈને પારતંત્ર્યથી મુક્ત થઈ સ્વર્ગીય સુખને ભોગવતો હોત, અને ઉંચી ઉંચી કામનાઓને ધરનાર તથા તેમને તૃપ્ત કરવા કમર કસી ભાગીરથ પ્રયત્ન કરનાર પાશ્ચાત્ય પ્રજાઓ ઈશ્વરના કોપનું પાત્ર થઈ અસ્તોઅસ્ત થઈ ગઈ હોત. પરંતુ તેમ થયું નથી, કારણ કે પાશ્ચાત્ય પ્રજાઓ ઇચ્છાની તૃપ્તિવડે ઈશ્વરનો અધિક અધિક આવિષ્કાર પોતાના દ્વારા કરી ઈશ્વરને નિત્ય પ્રસન્ન રાખે છે, અને આર્યપ્રજા ઇચ્છાને અતૃપ્ત રાખી ઈશ્વરના અધિક આવિષ્કારને પોતાનામાં થતો અટકાવી ઈશ્વરના અનુગ્રહથી દુર્ભાગી રહે છે. તમારામાં રહેલા ઈશ્વરના ઈશ્વરાંશને સર્વોત્તમ પ્રકારે બહાર કાઢવાથી જ તમે પરમેશ્વરને પ્રસન્ન કરી શકો છો; તે વિના તેમને પ્રસન્ન કરવાનો અન્ય કોઈ માર્ગ નથી. તમને **ભીમ**ના જેવા બળવાન્ થવાની ઇચ્છા થાય છે, અને તમે કસરત વગેરે કરી તમારા શરીરને બળવાન્ કરો છો. તમે ઈશ્વરના બળ નામના ઐશ્વર્યનો તમારામાં આવિષ્કાર કર્યો છે, અને તેટલા અંશમાં તમે ઈશ્વરને પ્રસન્ન કરવાથી તમને શરીરમાં વિલક્ષણ સુખનું ભાન થાય છે. તમને **તાનસેન**જેવાં સંગીતશાસ્ત્રી થવાની ઇચ્છા થાય છે, અને તમે સંગીતનો ભારે શ્રમથી અભ્યાસ કરીને સમર્થ સંગીતશાસ્ત્રી થાઓ છો. તમે ઈશ્વરનામાં રહેલા સંગીત નામના ઐશ્વર્યનો તમારામાં આવિષ્કાર કર્યો છે, અને તેટલા અંશમાં તમે ઈશ્વરને પ્રસન્ન કરવાથી તમે જ્યારે ગાન કરો છો ત્યારે તમને અલૌકિક સુખનું ભાન થાય છે. તમને સમર્થ ચિત્રકાર થવા ઇચ્છા થાય છે, અને તમે પુષ્કળ અભ્યાસ કરી સમર્થ ચિત્રકાર થાઓ છો. તમે ઈશ્વરનામાં રહેલા ચિત્રકળા નામના ઐશ્વર્યને તમારામાં પ્રકટ કર્યું છે, અને તેટલા અંશમાં તમે ઈશ્વરને પ્રસન્ન કરવાથી તમારા ચિત્રલેખનમાં તમને એવા તો આનંદનું ભાન થાય છે કે તમે ખાવાપીવાનું પણ વિસરી જાઓ છો. આમ પ્રત્યેક મનુષ્યમાં **પરમેશ્વર** વિવિધ પ્રકારે આવિષ્કારને પામ્યા જ કરે છે, અને તે ઇચ્છાદ્વારા જ પામ્યા કરે. ઇચ્છાદ્વારા ઈશ્વર આવિષ્કાર પામીને વિષયોને પ્રાપ્ત કરે છે, તેમને ભોગવે છે, અને પ્રસન્ન થાય છે પ્રાણિમાત્રમાં ઈશ્વર જ કર્તા છે, અને ઈશ્વર જ ભોક્તા છે, ઈશ્વર જ સુંદર વસ્ત્રો પહેરે છે, અને સુંદર ભોજન ગ્રહણ કરે છે. પોતાને માટે જ તેણે આ જગત્ રચ્યું છે, અને પોતે જ તેના વિષયોને પ્રાપ્ત કરે છે, અને તેમના ભોક્તા થાય છે. ઈશ્વર પોતે સર્વોત્તમ હોવાથી સર્વોત્તમવડે જ અધિક પ્રસન્ન થાય છે, અને સર્વોત્તમવડે અધિક આવિષ્કારને પામે છે. આથી જ સર્વોત્તમને પ્રાપ્ત કરો. માત્ર સર્વોત્તમને જ સંપાદન કરો, અને સર્વોત્તમથી ઉતરતું જે કંઇ હોય તેનાથી સંતોષને ન પામો, કારણ કે સર્વોત્તમને પ્રાપ્ત કરવાનો તમારો હક છે, અને તેનાથી ઉતરતા પ્રકારથી સંતોષને પામવું, એ ખોટું છે. * ( અપૂર્ણ )

---

* આ પ્રકરણનો ઘણો વિસ્તાર થઈ જવાથી આરંભમાં મૂકેલા પત્રના સંબંધમાં જે કંઇ લખવાનું હજી અવશિષ્ટ છે, તે આવતા અંકમાં આપવામાં આવશે.

# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૧૨ થી )

ક્ષણ વાર અટકીને પુનઃ તે મહાત્મા બોલ્યા, અમે લોકો ઝાડને, પહાડને, નદીઓને, અને એવી જ કુદરતની સર્જેલી સેંકડો વસ્તુને પરમેશ્વર જાણી પૂજીએ છીએ, એમ કહી તમે લોકો અમને જંગલીમાં ગણી કાઢો છો, પરંતુ આ પદાર્થોને અમારા લોકો પરમેશ્વર જાણી પૂજે છે કે શું જાણી પૂજે છે, તે શોધી કાઢવા તમારા લોકોએ કદી પ્રયત્ન કર્યો છે? શું ઝાડ કે પહાડ કે નદી આ આખા જગતને સર્જનાર છે, અને આ આખા જગતના અધિપતિપણાને પ્રાપ્ત છે, એમ અમારા લોકો માને છે, એમ તમારૂં કહેવું છે? જો એમ તમે કહેતા હો તો અમારા લોકોના અંતરને જાણવાનું તમે મિથ્યાભિમાન જ કરો છો. અમે પહાડને કે ઝાડને પરમેશ્વર માનતા જ નથી, પણ પરમેશ્વરની વિભૂતિ માનીએ છીએ; અને ઈશ્વરની વિભૂતિમાં જેટલી માનબુદ્ધિ ધરવી જોઇએ તેટલી તેમાં ધરીએ છીએ. તમે ઈશ્વરને જ્યારે આ જગતથી જૂદા અને સ્વર્ગ નામના કોઇ ઉંચેના લોકમાં દેવદૂતોથી વિંટળાયલા, અને જગતઉપર રાજ્ય ચલાવતી કોઇ મહાન્ વ્યક્તિરૂપે જુઓ છો, ત્યારે અમારા લોકો ઈશ્વરને પોતાના સર્જેલા પદાર્થોમાં જ વસેલા જુએ છે. અમે જેમ ઈશ્વરમાં આ જગતજેવાં અસંખ્ય જગતો રહેલાં જોઇએ છીએ, તેમ આ જગતમાં ઈશ્વરને ઓતપ્રોત જોઇએ છીએ. અમે ઈશ્વરને અણુઅણુમાં રહેલા, અને પ્રત્યેક અણુમાં રહીને પોતાની સિદ્ધ નિયતિઅનુસાર પોતાના ઐશ્વર્યને પ્રકટાવતા જોઇએ છીએ. અમે ઈશ્વરને અમારી જ્ઞાનચક્ષુઓથી આખા જગતમાં જેમ સમગ્રપણે પોતાના ઐશ્વર્યના આવિષ્કાર કરતા અવલોકીએ છીએ, તેમ પહાડમાં, ઝાડમાં અને નદીજેવી પૃથક્ વસ્તુઓમાં પણ તે કેવી રીતે પોતાનો આવિષ્કાર કરે છે, તે પ્રકટ નિહાળીએ છીએ. એક પાંદડામાં અથવા એક પોરાના શરીરમાં જે અગાધ ચમત્કારો રહ્યા છે, તે જોઇને તમારા વિજ્ઞાનવિદો શું આશ્ચર્યસ્તબ્ધ નથી થઇ જતા? પરંતુ તમારા વિજ્ઞાનવિદો જ્યારે પાંદડામાં અને પોરાના શરીરમાં જડ અણુઓના સ્થૂલ ચમત્કારો જુએ છે, પરંતુ તે જડ અણુઓના ગર્ભભાગમાં રહેલી ચિતિશક્તિને જોઈ શકતા નથી, ત્યારે અમારા લોકો અણુઓમાં રહેલી જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ અને દ્રવ્યશક્તિને તથા તેમના અત્યદ્ભુત વ્યાપારોને પ્રત્યક્ષ જોઇ શકે છે, અને તે જોઇને પરમાત્મામાં તેમને અપ્રતિમ પૂજ્યભાવ પ્રકટતાં તેમનાથી ઝાડ, પહાડ અને નદીઓને પણ સહસા પ્રણામ થઇ જાય છે. કાંઈ પણ વસ્તુ અમને પ્રણામ કરવાયોગ્ય નથી જણાતી એમ નથી. આખું વિશ્વ અમને પ્રણામ કરવાયોગ્ય ભાસે છે, એટલું જ નહિ, પણ અમે પોતે પણ અમને પ્રણામ કરવાયોગ્ય ભાસીએ છીએ. આપ્રમાણે આખું વિશ્વ વંદન કરવાયોગ્ય હોવાથી, બાળકમતિને ક્રમે ક્રમે ઉંચે ચઢાવવાને માટે અમારા શાસ્ત્રકારો સૂર્ય, ચંદ્ર, પહાડ, નદી, વૃક્ષ વગેરે ઈશ્વરની મોટી મોટી વિભૂતિઓમાં પૂજ્યભાવ ધરવા આજ્ઞા કરી ગયા છે; પરંતુ સૂર્ય, ચંદ્ર, પહાડ વગેરેમાં જ પૂજ્યભાવ ધરાવીને અમારા શાસ્ત્રકારો અટક્યા નથી, પરંતુ જેમ મૂળાક્ષર શીખી રહેલાને બારાક્ષરી શીખવવામાં આવે છે, અને બારાક્ષરી શીખી રહેલાને આગળના અભ્યાસના ક્રમો શીખવવામાં આવે છે, તેમ અમારા શાસ્ત્રકારોએ 'અમારા લોકો માટે એક પછી એક ચઢતા

અનેક ક્રમો બાંધીને પરિણામે તેમને એક સર્વવ્યાપી પરમાત્મતત્ત્વનો બોધ થાય, એવો અંતિમ ક્રમ પણ સ્થાપ્યો છે. પરંતુ અમારા ધર્મમાં રહેલા આ સર્વ ક્રમો ધૈર્યથી જોવાનો પરિશ્રમ લીધાવિના, મધ્યમ વર્ગની અજ્ઞાનપ્રજાને ઝાડ, પહાડ પૂજતી જોઈને, તમારા પાદરીઓએ અમારી સમગ્ર પ્રજાઉપર મૂર્તિપૂજકોનો ખોટો આરોપ ઓઢાડી દીધો છે. વસ્તુતઃ મૂર્તિપૂજક શબ્દ અમારા નામપૂર્વે જોડાવાથી અમારૂં ગૌરવ લેશ પણ ઓછું થતું હોય, એમ અમે માનતા નથી, પરંતુ જે અર્થમાં તમારા લોકો મૂર્તિપૂજકનો અર્થ ગ્રહણ કરે છે, એ અર્થમાં તો તમે અમને નિષ્પ્રયોજન અપમાન જ આપો છો, એમ અમારે કહ્યા વિના ચાલતું નથી. કારણ કે પથરાને પૂજનાર એવા જે અર્થમાં તમે મૂર્તિપૂજક શબ્દને પ્રયોજો છો, તેવા અર્થવાળા મૂર્તિપૂજકો અમે નથી. જેમ હાડકાં, માંસ, રુધિર વગેરે ધાતુઓથી બનેલા આ તમારા સ્થૂલ શરીરસાથે આ ક્ષણે હું વાત કરતો છતાં, હું કંઇ હાડકાં, માંસસાથે સંભાષણ કરતો નથી, અને આપણું સંભાષણ આઠ દિવસ કે આઠ માસ ચાલે તો પણ કોઇ ક્ષણે મને એવી ભ્રાંતિ થવાની નહિ કે મારી સંમુખ બેઠેલાં હાડકાંમાંસસાથે મેં અત્યાર સુધી ચર્ચા કરી, પણ મને સંભાષણકાલે અખંડ એવું જ ભાન રહ્યા કરે છે કે આ સ્થૂલ શરીરદ્વારા વ્યવહાર કરનારી કોઇ બુદ્ધિમતી વ્યક્તિસાથે જ હું સંભાષણ કરૂં છું. તે જ પ્રમાણે પાષાણની પ્રતિમાઓને પ્રણામ કરતાં, પૂજન કરતાં કે એવા જ બીજા ભક્તિસૂચક વ્યાપારો કરતાં અમારા લોકોને એક ક્ષણ પણ એવું ભાન થતું નથી કે પાર્થિવ તત્ત્વના અને અગ્નિતત્ત્વના સંયોગથી બનેલા આ પથરાનું હું પૂજન કરૂં છું, પરંતુ અદૃષ્ટ પરમાત્મતત્ત્વની જેવી કલ્પના તેમની મતિ કરવાને સમર્થ થઈ હોય છે, તે કલ્પનાનુસાર પરમાત્મતત્ત્વનું જ અમે પૂજન કરીએ છીએ, એવું તેમને ભાન થયા કરે છે. આમ છે તો પછી તમારા પાદરીઓ અમને જેવા દર્શાવે છે તેવા પથરાને પૂજનારા અમે મૂર્તિપૂજકો છીએ કે મૂર્તિરૂપ અવલંબનમાં વાસ્તવિક ઈશ્વરને પૂજનાર યથાર્થ ઈશ્વરપૂજક છીએ, તેનો તમે જ નિર્ણય કરી લેશો. અને મર્યાદાવાળી વ્યક્તિ અમર્યાદ ઈશ્વરનું યજન કરવાને માટે અવલંબનને ન ગ્રહણ કરે તો તે કેવી રીતે ઈશ્વરનું યજનપૂજન કરવા સમર્થ થાય, એ કોઇ પણ બુદ્ધિમાન્ ભાગ્યે જ દર્શાવી શકે એમ છે. ઉંચે જોઇને પ્રાર્થના કરનારને આકાશનું અવલંબન લેવું પડે છે, નેત્ર મીંચીને ધ્યાન કરનારને હૃદયમાં કે શરીરના ભીતરના કોઈ ભાગનું અવલંબન લેવું પડે છે, ખુલ્લાં નેત્રથી ઈશ્વરને સ્તવનારને પોતાની સંમુખ દિશાનું કે કાલ્પનિક કોઇ સ્થળનું, અને સ્વર્ગમાં બેઠેલા અને દેવદૂતથી વીંટળાયલા ઈશ્વરનું યજન કરનારને પોતાની કલ્પનામાં રચેલા સ્વર્ગનું અવલંબન લેવું પડે છે; અને જેમ પાષાણની મૂર્તિ ખોટી છે, તેમ આ સઘળાં અવલંબનો પણ ખોટાં જ છે. નિરાકાર કે સાકાર ઈશ્વરનું યજનપૂજન કરનારા જેમ આ ખોટાં અવલંબનોને યજતા નથી, તેમ પ્રતિમાપૂજકો પણ પ્રતિમાઓને યજતા નથી, તો પછી આ બીજાં અવલંબનોને લેનારને મૂર્તિપૂજકો કેમ ન ગણવા, અને પાષાણની પ્રતિમાઓને અવલંબનરૂપે ગ્રહણ કરનારને મૂર્તિપૂજકો ગણવા એ સ્પષ્ટ થતું નથી. જો સંયમની દૃષ્ટિથી અવલંબનોનો વિવેક કરવામાં આવે તો તો સંયમના અનુભવી પ્રત્યેક પુરુષને સ્પષ્ટ થયાવિના રહે તેમ નથી કે ઢંગધડાવિનાનાં કાલ્પનિક અવલંબનોકરતાં આ પ્રતિમાઓનાં અવલંબનો અનેકગણુ શ્રેષ્ઠ છે, અને તેમાં વહેલો સંયમ થવાનો સંભવ આવે છે; એટલું જ નહિ પરંતુ કાલ્પનિક અવલંબનનો આશ્રય કરનાર ઘણાને જ્યારે કેટલોક સમય જતાં અવલંબનમાં ઢંગધડો ન હોવાથી, તેના ઉપર અણ-

ગમો આવે છે, તથા ઉપાસનામાં અભાવ પ્રકટે છે, ત્યારે પ્રતિમારૂપ અવલંબનમાં પુષ્પ, ચંદન, ધૂપ, દીપ આદિ પૂજાસાહિત્યોનું સંમેલન થતાં અધિક અધિક પ્રસન્નતા જામતી જાય છે, અને ઉપાસનાની ક્રિયામાં રસની વૃદ્ધિ થતી રહે છે. આ આદિ અનેક કારણોથી તમને સ્પષ્ટ થશે કે અમારા લોકોની મૂર્તિપૂજા અમને અધોગતિએ લઈ જનારી નથી-પણ વસ્તુતઃ ઊર્ધ્વગતિએ લઇ જનારી છે.

( અપૂર્ણ. )

---

# मूल्यवान् विचारो.

મનુષ્યના અંતરમાં, જે વસ્તુની તે સઉથી અધિક ઇચ્છા કરે છે, તે વસ્તુને સિદ્ધ કરવાનું સામર્થ્ય રહેલું છે. અર્વાચીન માનસશાસ્ત્રના વિચારોથી જાણીતા સેંકડો મનુષ્યોએ આ સિદ્ધાંતનો અનેક વાર અનુભવ કર્યો છે; તેથી આ વાત અત્યંત મહત્ત્વની અને કેવળ સત્ય છે, તે સ્વીકારતાં તમારે લેશ પણ શંકા કરવાનું કારણ નથી. * *

આમ છે તો પછી તમારે તમને પોતાને જે પ્રશ્ન પૂછવાનો છે, તે આ છે. "મને આ સંસારમાં સઉથી વધારે શાની ઇચ્છા છે?" તમારો સઉથી અધિક ઇચ્છાનો વિષય શું આરોગ્ય, સુખ, ધન, પ્રેમ, મિત્રો કે પ્રતિષ્ઠા છે, અથવા આ સંસારમાં કંઇ પણ સિદ્ધ કરવાના કોઈ ચોક્કસ નિશ્ચયઉપર તમે હજી સુધી આવ્યા નથી કે શું? * *

આ આગળ વધતા જતા જમાનામાં આ પ્રકારના પ્રશ્નો અત્યંત યોગ્ય છે, અને તેમનો જેમ બને તેમ:સત્વર નિર્ણય કરવામાં તમારૂં હિત રહેલું છે. હજી સુધી જો કોઇ ચોક્કસ ઉદ્દેશ તમે ન બાંધ્યો હોય તો હવે તે બાંધવા માટે એક ક્ષણનો પણ વિલંબ કરવો તમારે પરવડે તેમ નથી. કારણ કે જ્યાંસુધી આવો ઉદ્દેશ તમે નહિ બાંધો ત્યાં સુધી તમે આ સંસારમાં એક તસુ પણ આગળ કદી વધી શકવાના નથી. તમારી ઉન્નતિ લેશ પણ થવાની નથી. જ્યારે બીજાઓ પવનવેગે આગળ દોડ્યા જશે ત્યારે તમે જ્યાં હશો, ત્યાંના ત્યાં જ પડ્યા રહેવાના. * *

એકાંતમાં બેશીને તમારી પોતાની બારીક અને સખ્ત પરીક્ષા કરો, અને નિષ્કપટ હૃદયથી તમારા પ્રશ્નોના ઉત્તરો તમને પોતાને આપો. પછી તમારો સ્વભાવ જોતાં, તેમ જ તમારી આજુબાજુની સ્થિતિ જોતાં શું કરવાને તમે સઉથી વધારે યોગ્ય છો તેનો નિશ્ચય કરો, અને તમેં નિશ્ચય કરેલો વિષય જ જો તમારી સઉથી અધિક ઇચ્છાનો વિષય હોય તો તો હવે તમારૂં તમારા પોતાના પ્રત્યે શું કર્તવ્ય છે, તે તમારે પૂછવાનું રહેતું નથી. આજ સુધી જે ધંધો તમે કર્યો છે, તે ધંધાથી તમારી ઇચ્છાનો વિષય જૂદો હોય તો તે ક્યાં સિદ્ધ થઈ શકે એમ છે તેનો શોધ કરો. આજુબાજુ દષ્ટિ નાંખો. જગત અતિ વિશાળ છે. કોઇ સ્થળે આ વિશાળ જગતમાં તમારો ઇચ્છાનો વિષય સિદ્ધ કરાવનાર અનુકૂળ પ્રસંગ તમારે માટે પડ્યો હશે. તમારૂં કામ હવે તે પ્રસંગ શોધી કાઢવાનું છે. તે શોધી કાઢવામાં તમારા વિચારનું બળ તમને મદદ કરશે. સજાતીય સજાતીયને આકર્ષે છે. * *

તમે જે એક ઉદ્દેશ સિદ્ધ કરવા ધાર્યો હોય તેનો અખંડ વિચાર કર્યા કરો, અને તમને અજાયબજેવું લાગશે તો પણ ખાતરીથી માનજો કે કંઇ અવનવું બનવાનું. જેમ

પ્રતિદિન સૂર્ય ઉગ્યાવિના રહેતો નથી, તેમ તમારા વિચારો તમારા ઉદ્દેશની સિદ્ધિ કરાવનાર પ્રસંગને જ્યાં ત્યાંથી તમારી પાસે ધસડી લાવ્યાવિના રહેનાર નથી. તમારી ઇચ્છાનો તમે ત્યાગ નહિ કરો, અને તેને સિદ્ધ કરનાર પ્રયત્ન આગ્રહથી કર્યાં કરશો, તો તે પ્રસંગ પાતાળ ફાડીને પણ આવવાનો. અસંખ્ય મનુષ્યોના જીવનમાં વિચારનું આ સામર્થ્ય જણાયાવિના રહ્યું નથી. * *

આપણે જે જગતમાં રહીએ છીએ તે જગત્ નિયમથી ચાલે છે, અને આ નિયમાનુસાર જો આપણે વર્તન કરીએ તો તે નિયમવડે આપણું હિત થયાવિના રહેતું જ નથી. આ નિયમ સંક્ષેપમાં કહીએ તો આ પ્રકારનો છેઃ આગ્રહથી સેવેલો વિચાર સ્થૂલરૂપ ધરે છે, અને આપ્રમાણે આપણી ઇચ્છા અથવા ઉદ્દેશ ફળે છે. * *

જો આ બોધ તમને નવો જણાતો હોય તો એક વાર તેને આચારમાં ઉતારી જોયાવિના આ કાને સાંભળીને બીજે કાને કાઢી નાંખતા ના. અત્ર લખવામાં આવેલાં આ વચનો સિદ્ધાંતરૂપ છે, અને અજમાયશ કરી જોતાં તે ખરાં છે, એવી તત્કાળ તમને ખાતરી થશે; પણ ફળને માટે હદઉપરાંત અધીરા થશો નહિ. નિયમમાં દૃઢ શ્રદ્ધા ધરજો, અને તમારી કામના પૂર્ણ થયેલી તમને અનુભવવામાં આવશે. * *

ત્યારે તમારે શું કરવું, તે સંક્ષેપમાં પુનઃ કહી જઇએ. તમને શાની સઉથી અધિક ઇચ્છા છે, તેનો સઉથી પ્રથમ નિશ્ચય કરો. તે ઇચ્છાનું આગ્રહથી અખંડ ચિંતન કર્યાં કરો, અને પરિણામે વિજય મળવામાં જરા પણ સંશયને ન સેવીને તે જ સમયે સાથે સાથે તેની સિદ્ધિને માટે પ્રયત્ન કર્યાં કરો. વિજયનાં દ્વાર તમે તમારે માટે ઉઘાડશો, અને આરોગ્ય, સુખ, ધન, અને યથાર્થ અભ્યુદયનેઃપ્રાપ્ત કરી રહેશો.

---

# શ્વસનવિદ્યાકલા.

( અનુસંધાન ગયા અંકના પૃ૪ ૩૦૩ થી )

## પ્રકરણ ૩૨.

### વિજય અર્પનાર શ્વસનક્રિયા.

યોગ્ય શ્વસનક્રિયાઉપર જેમ આરોગ્યનો આધાર છે, તેમ વિજયનો પણ છે. આનું કારણ બહુ દૂર શોધવા જવું પડે તેમ નથી. વિજય ઇચ્છેલી વસ્તુ પોતાના પ્રતિ આકર્ષવાના સામર્થ્યઉપર વિશેષે કરીને આધાર રાખે છે; અને આ સામર્થ્ય આપણામાં રહેલા પ્રબળ વિદ્યુન્મય સામર્થ્યઉપર ( Personal Magnetism ) આધાર રાખે છે; અને જેનામાં ઉત્તમ આરોગ્ય નથી હોતુ તેનામાં પ્રબળ વિદ્યુન્મય સામર્થ્ય કવચિત્ જ જણાતું હોવાથી, વિજયનો આધાર યોગ્ય શ્વસનક્રિયાઉપર છે, એ જે ઉપર કહ્યું છે તે કેટલું સત્ય છે, એ તત્કાળ સ્પષ્ટ થાય છે. ભાવનાપૂર્વક યોગ્ય ઋતુઓમાં જો યથાર્થ શ્વસનક્રિયા કરવામાં આવે તો તેથી મનુષ્યનામાં પદાર્થોને પોતાના પ્રતિ આકર્ષવાનું બળ આવે છે, અને આ બળ આવતાં આ વિશ્વવૈભવમાંથી તે પોતાને જોઇતા પદાર્થો હક કરીને આકર્ષી શકે છે. અહિં આકર્ષવાનો અર્થ લોહચુંબક જેમ લોહને ખેંચે છે, તેવો કરવાનો નથી. તમારા ઘરમાં બારીબારણાં અડકાવીને બેઠા હો ત્યાં શ્વસનક્રિયા કરતાં જ રૂપિયા કે મહોરો આકાશે આવીને

મોટો ઢગલો થઇને પડે એવો ભાવ ગ્રહણ કરવાનો નથી; પરંતુ શ્વસનક્રિયાવડે તમારામાં એવું બળ ઉત્પન્ન થાય છે કે જે વડે બાહ્ય જગતમાં તમને તમારી ઇચ્છેલી વસ્તુઓ પ્રાપ્ત કરવાના અનેક પ્રસંગો મળે છે, અને પ્રયત્ન કરતાં પછી તમને તે વસ્તુઓ મળે છે. ઓસ્ટ્રેલીયા કે ન્યુઝીલાંડમાં મળતી કોઈ વસ્તુની તમને ઇચ્છા થતાં તમારી શ્વસનક્રિયા તે વસ્તુને આકર્ષી તમારા ઓરડામાં લાવીને નાંખતી નથી, પરંતુ ઓસ્ટ્રેલીયાના કોઇ વતનીનો તમને સંબંધ થાય, એવો પ્રસંગ પ્રકટાવે છે, અને પછી તે મનુષ્યદ્વારા તમે તમારી ઇચ્છેલી વસ્તુ મંગાવવાની વ્યવસ્થા કરો છો.

સર્વથી પ્રથમ મનુષ્યે વિશ્વવ્યાપી ઈશ્વરસાથે પોતાનો અભેદ છે, એવું ચિંતન કરવું જોઇએ. આ સ્થળે પોતાનો એટલે સ્થૂલ શરીરનો અથવા મનનો અભેદ સમજવાનો નથી, પણ પોતાનો એટલે આત્માનો, મનુષ્યનું વાસ્તવ સ્વરૂપ જે ચૈતન્ય છે, તેનો અભેદ સમજવાનો છે. પરમાત્મારૂપ સૂર્યનું હું એક કિરણ છું, અથવા પરમાત્મારૂપ મહાસાગરનું હું એક મોજું છું, અને તેથી પરમાત્માથી એકરૂપ છું, એવું મનમાં ભાન કરવું જોઇએ. ત્યાર પછી આ જગતમાં જે જે પદાર્થો છે તે સર્વે હું પરમાત્માના અંશરૂપ છે, અથવા ખરૂં જોતાં હું પરમાત્મારૂપ જ છે, તેથી તેઓએ મારા સંકલ્પથી મારી પાસે આવવું જ જોઇએ, એવું ચિંતન કરવું જોઇએ.

જગતમાં પ્રેમ એ આકર્ષક બળ છે, અને તેથી ઇચ્છાની વસ્તુઓને પોતાની પાસે આકર્ષવાનું બળ પ્રાપ્ત કરવાપૂર્વે મનુષ્યે પ્રેમથી પોતાના અંતઃકરણને રંગવું જોઇએ. પૃથ્વીમાં જે ગુરુત્વાકર્ષણનું બળ છે, તે તેનામાં રહેલો પ્રેમ છે, અને તે પ્રેમવડે પદાર્થમાત્રને તે પોતાના પ્રતિ ખેંચે છે. સૂર્યમંડળના ગ્રહોને સૂર્ય જે પોતપોતાની કક્ષામાં રાખી રહે છે, તે સૂર્યમાં રહેલો પ્રેમ છે. સમુદ્ર પોતાનામાં રહેલા પ્રેમવડે નદીઓને પોતાના પ્રતિ આકર્ષે છે, અને ચંદ્ર પોતાનામાં રહેલા પ્રેમવડે સમુદ્રના જળનું પોતાના પ્રતિ આકર્ષણ કરે છે. મનુષ્ય પણ વિષયવાસના અથવા સ્વાર્થવૃત્તિથી અકલુષિત ( મલિન નહિ થયેલા ) પ્રેમવડે જ સઘળી વસ્તુઓને પોતાના પ્રતિ આકર્ષવાને સમર્થ થાય છે. મનુષ્યનામાં પ્રેમનું બળ જેમ વધારે ભારે અને વધારે શુદ્ધ હોય છે, તેમ તેનામાં વસ્તુઓને આકર્ષવાનું અધિક બળ હોય છે. વિજયનો અર્થ પુષ્કળ ધનનો સંચય કરવો, અથવા બેંકમાં પોતાને ખાતે પુષ્કળ પૈસા જમા કરાવવા એ નથી, પરંતુ આજને માટે અને હવે પછીના દિવસોને માટે, મોજશોખની વસ્તુઓ નહિ પરંતુ સર્વ પ્રકારની આવશ્યક વસ્તુઓની જેટલી જોઇએ તેટલી પ્રાપ્તિ થવી તે છે. શરીરના સુખ તથા રક્ષણને માટે આહારના પદાર્થો, વસ્ત્ર તથા ઘર, એ આવશ્યક વસ્તુઓ ગણાય છે; તે જ પ્રમાણે મનના સુખ તથા વિકાસને માટે તેમ જ આત્માના આનંદને તથા વિકાસને માટે જેની જેની અગત્ય હોય છે, તે પણ આવશ્યક વસ્તુઓ ગણાય છે, અને આ સર્વ આવશ્યક વસ્તુઓ યોગ્ય પ્રકારે જીવન ગાળવાથી પ્રાપ્ત થયા વિના રહેતી નથી.

તમને પોતાને ધનના મોટા પ્રવાહને વહેવાની પ્રણાલિ ( channel ) જાણો, અને ધનને તમારામાં થઇને સંપૂર્ણ સ્વતંત્રતાથી વહેવા દો. આવતી કાલ શું ખાઇશ, એ ભયથી તેના પ્રવાહને રોકનાર વચ્ચે કોઈ આડી ભીંત બાંધશો નહિ. જેમ સ્વતંત્રપણે તમારામાં તમે તેને આવવા દો છો, તેમ સ્વતંત્રપણે તેને બહાર જવા દો. તમારો અંત-

આત્મા જેમાં ધનને ખરચવાનું યોગ્ય ગણે તેમાં જરાપણુ ચણચણાટવિના પ્રેમથી ખર્ચે.

વિશ્વને અર્પનાર શ્વસનક્રિયા કરવાને માટે બને તો કોઇ એકાંત સ્થળમાં જો ખુલ્લા મેદાનમાં અથવા અગાશીમાં કે આકાશ દષ્ટિએ પડે એવી કોઇ જગા મળે તે વધારે સારી છે. પદ્માસન કરીને અથવા પલાંઠી વાળીને સીધા ટટાર બેસો. બીજા અવયવો બને તેટલા શિથિલ કરો. પછી દીર્ઘ શ્વાસપ્રશ્વાસ કરો, અને તે સમયમાં પ્રથમની પાંચ મિનિટ સુધી બ્રહ્માંડમાં વ્યાપી રહેલા પરમાત્માસાથે તમારો અભેદ છે, એવી ભાવના કરો. તમે પોતે સૂર્યરૂપ છો, અને તમારામાંથી પ્રેમનાં કિરણો ચારે બાજુએ આખા વિશ્વમાં પ્રસરે છે, એવી કલ્પના કરો. આ કલ્પનાના સમયમાં '**હું પ્રેમસ્વરૂપ છું, પ્રેમ એ બ્રહ્માંડમાં ઘણું ભારે આકર્ષક બળ છે, પ્રેમદ્વારા મારી** ઇચ્છાના **સર્વ પદાર્થો હું મારા પ્રતિ આકર્ષું છે,** એવાં વિધિવાક્યોનો માનસિક ઉચ્ચાર કરો. ત્યાર પછીની પાંચ મિનિટમાં તમારે જે જોઇતું હોય તેનું ચિત્ર કલ્પો. તમે કાપડના વ્યાપારી હો અને તમારો માલ પુષ્કળ ખપે એવી તમારી ઇચ્છા હોય તો ગ્રાહકોનાં ટોળેટોળાં સવારથી સાંજસુધી તમારી દુકાનઉપર ચઢે છે, અને પુષ્કળ માલ લેઇ જાય છે એવી કલ્પના કરો. તમે કોઈ માસિકના તંત્રી હો તો નિત્ય સો બસેં પત્રો તમારા ઉપર આવે છે, અને પ્રત્યેક પત્રમાં ગ્રાહકમાં પોતાનું નામ દાખલ કરવા લેખકે તમને વિજ્ઞપ્તિ કરી છે, એવા ચિત્રને જોયા કરો. પણ સ્મરણમાં રાખજો કે જેમ તમારી આવકનું દ્વાર મોટું થાય તેમ જાવકના દ્વારને પણ મોટું કરતા રહેજો. જેમ છુટથી તમારા પ્રતિ દ્રવ્ય વહી આવે તેમ છુટથી નિરાશ્રિતોનાં દુઃખ ટાળવામાં તેનો ઉપયોગ કરજો. તમે તમને પોતાને દ્રવ્યને વહેવાની પ્રણાલિકા જ સમજજો. તમારા પોતાના ઉપભોગઅર્થે કે પરોપકારઅર્થે જેમાં જેમાં દ્રવ્ય ખરચો, તેમાં તેમાં પ્રેમપુર્વક ખરચજો. અને આશીર્વાદપૂર્વક તેને તમારા હાથમાંથી વહેવા દેજો. પ્રેમવડે જ જો તમે દ્રવ્યને આકર્ષો છો તો પછી ફરીને દ્રવ્ય મળશે કે નહિ એવા ભયના વિચારને તમારે સમૂળ કાપી નાંખવો જ જોઇએ. આવતી કાલ વિપત્તિ તો નહિ આવે એવા ભય અને શંકાના વિચારથી તમારા પ્રેમનાં કિરણોની વહેતી અખંડ ધારાને ખંડિત કરશો નહિ. જે તમારૂં પોતાનું છે, તે તમારી પાસે આવ્યાવિના રહેવાનું જ નથી, અને સન્માર્ગે જીવન ગાળનારનું આત્મા સર્વદા સંરક્ષણ કરે જ છે, એવું અંતરમાં જાણીને વૃક્ષ અને પક્ષિઓ જેમ નિશ્ચિંતપણે રહે છે, અને વૃદ્ધિને પામે છે, તેમ શ્રદ્ધાથી નિશ્ચિંતપણે રહો, અને વૃદ્ધિને પામ્યા કરો; અને બેશી રહેવું, અને ઇચ્છા કર્યાં કરવી, એનું નામ યથાર્થ જીવન નથી, પણ ઇચ્છાની સાથે પ્રયત્ન કરવો, એનું નામ યથાર્થ જીવન છે, એ વિસરી જતા નહિ. આ ક્રિયા દશ મિનિટ કરવાની છે, છતાં જો તમને વધારે સમય મળી શકે એમ હોય તો વિશ મિનિટ અથવા અર્ધો કલાક કરશો તો અધિક લાભ કરનાર છે. પ્રાતઃકાળે વહેલા કરવાની જેમને અનુકૂળતા મળે તેમણે પા કલાક સવારે અને પા કલાક સાંજે તે કરવી; અને તેવી અનુકૂળતા ન હોય તેમણે પોતાની અનુકૂળતાપ્રમાણે કરવી. નીચેના દિવસોમાં આ ક્રિયા કરવાથી વધારે સારો લાભ થયેલો અનુભવમાં આવશે:–૨૦ મી જાન્યુઆરીથી ૧૯ મી ફેબ્રુઆરીસુધી; ૨૧ મી માર્ચ થી ૧૯ મી એપ્રિલસુધી; ૨૨ મી મેથી ૨૧ મી જુનસુધી; ૨૨ મી જુલાઇથી ૨૨ મી ઑગસ્ટસુધી; ૨૩ મી સપ્ટેંબરથી ૨૨ મી ઑક્ટોબરસુધી; અને ૨૨ મી નવેંબરથી ૨૧ મી ડિસેંબરસુધી.

વિજયઉપર મનને એકાગ્ર કરવાનું કામ જો તમને કઠિન જણાય તો કલ્પનાશક્તિની સાહાય્ય લેજો. મેદાનની મધ્યમાં એકલા ઉગેલા, અને પોષણને માટે આજુબાજુની જમીનમાં પોતાનાં મૂળ પ્રસારેલા કોઇ પ્રતાપી વૃક્ષની મનમાં કલ્પના કરો. તમને આ વૃક્ષના જેવા પોતાને મનમાં કલ્પતાં શી અડચણ છે? તમારી આજુબાજુ પણ વૃક્ષની પેઠે જ હવા, તડકો, અને પ્રકાશ આવી રહ્યાં છે. તમારી ઇચ્છાઓ એ તમારાં મૂળ છે, અને જો તેમને યોગ્ય રીતે પ્રેરવામાં આવે તો જેમ મૂળને માટે પૃથ્વીમાં અખુટ જળભરેલું છે, તેમ તમારે માટે પૃથ્વીમાં અનંત સંપત્તિ પડી છે. વૃક્ષને જોઇએ તે કરતાં અનંત ગુણ જળ પૃથ્વીમાં હોય છે, તે જ પ્રમાણે તમારે જોઇએ તે કરતાં અનંતગુણ સંપત્તિ પૃથ્વીઉપર પડી હોય છે. વૃક્ષને વાવવામાં આવ્યું તે દિવસથી તે કંઇ મોટું પ્રતાપી વૃક્ષ ન હતું. ધૈર્યપૂર્વક અખંડ પરિશ્રમ કર્યા કરવાથી તે આજે આવડું મોટું થયું છે. આરંભમાં જયારે તે બીજરૂપે હતું ત્યારે તેને ઘણું કર્તવ્ય: કરવાનું હતું. તેને ઘણાં તીવ્ર દુઃખો વેઠવાં પડ્યાં હતાં, તેના બચુંકડા અંકુરને અંધારી જમીનમાંથી બહાર નીકળતાં, અને સૂર્યના પ્રકાશનું દર્શન કરતાં માટીને ખસેડવી પડી હતી, અને ઘણું બળ વાપરવું પડ્યું હતું. આપ્રમાણે હોવાથી તમારે તમારા સઘળા સંશયોને દૂર નાંખી દેવા જોઇએ, અને જોકે આરંભમાં તમને તમારી ઇચ્છાઓ તૃપ્ત નહિ થયેલી દેખાશે તોપણ નાના બીજનું સ્મરણ કરીને અને વિજયરૂપી સૂર્યપ્રકાશ મળાશે છે, એવી શ્રદ્ધા રાખીને તમારે તેની પેઠે, અંધકારમાં પ્રયત્ન કર્યા કરવો જોઇએ. પ્રત્યેક શ્વાસ લેતી વખતે તમારી ઇચ્છેલી વસ્તુ વિશ્વસંપત્તિમાંથી તમારા પ્રતિ આકર્ષાઇ આવે છે એવી કલ્પના કરો. શ્વાસને રોકી રાખતી વખતે તમારી આકર્ષેલી વસ્તુનો તમે ઉપયોગ કરો છો, એમ ધારો, અને પ્રશ્વાસસમયે જેનો તમને તાત્કાલિક ઉપયોગી નથી તે પાછી વિશ્વમાં નાંખો છો, અર્થાત્ તે વડે જગતમાં પરોપકારનાં કામો કરો છો, એમ ધારો. શ્વાસને લેતી વખતે જેમ તમને પૂર્ણ શ્રદ્ધા છે કે વાતાવરણમાંથી વાયુ તમારાં ફેફસાંમાં આકર્ષાઇ આવ્યા વિના રહેનાર નથી, તેમ વિશ્વના ભંડારપ્રતિ તમારી ઇચ્છા નાંખવાથી તમારી ઇચ્છેલી વસ્તુ તમારી પાસે આકર્ષાઇ આવ્યા વિના રહેનાર જ નથી, એવી પૂર્ણ શ્રદ્ધા રાખો.

(અપૂર્ણ.)

---

## ટમાટા અને તેના ગુણ.

ટમાટાનો આપણા લોકો બહુ ઉપયોગ કરતા જોવામાં આવતા નથી. અને તેનું કારણ તેના ગુણવિષે તેઓ અજાણ્યા છે, એ જ છે. ઘણાને તેમાં બહુ સ્વાદ જણાતો નથી, પરંતુ કારેલાં કડવાં છતાં અભ્યાસથી ઘણા મનુષ્યોને જેમ તેમાં ઉત્તમ સ્વાદનું ભાન થાય છે, તેમ ટમાટાનો અભ્યાસ પડ્યા પછી તેમાં ઉત્તમ સ્વાદનું ભાન થયાવિના રહેતું નથી. ફળતરીકે તેમ જ શાકતરીકે ટમાટાનો ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે તેમને રાંધ્યાવિના ફળની પેઠે ખાવામાં આવે છે ત્યારે તેઓ વધારે ગુણ કરે છે. આપ્રમાણે ટમાટાને ખાવા ઇચ્છનારે પ્રથમ એક લીંબુનો રસ કાઢવો, પછી તેમાં થોડું મીઠું નાંખવું, અને રસથી બમણું અથવા ચારગણું તેલ નાંખી ખૂબ હલાવવું. પછી આપ્રમાણે તૈયાર કરેલા રસમાં ટમાટા સમારીને નાંખવા, અને હલાવી ચુલાઉપર ચઢાવ્યા વિના, ભોજનસાથે ખાવા. કેટલાક આની અંદર થોડી રાઇ, અને ઝીણી સમારીને ડુંગળી પણ નાંખે છે.

ટમાટા અંત્રપૂતિનાશક ( Intestinal antiseptic આંતરડાના કોહાણ વગેરે બિગાડનો નાશ કરનાર ) છે, એટલું જ નહિ પણ આખી અન્નનલિકા ( alimentary canal )માં રહેલા કચરાને દૂર કરી તેને સ્વચ્છ કરનાર છે. તેમાં પોષક તત્ત્વો મોટા પ્રમાણમાં રહ્યાં નથી, તોપણ એકલા ટમાટા ખાઇને કોઇ મનુષ્ય જીવવા ધારે તો ઘણા લાંબા વખતસુધી જીવી શકે છે. તેમાં નીચે પ્રમાણે તત્ત્વો છે.

| | સેંકડે. |
|---|---|
| જળ. | ૯૪.૩ |
| ખનિજ. | .૫ |
| નાઇટ્રોજન અથવા સ્નાયુ રચનાર તત્ત્વ. | .૯ |
| રેસા. | .૬ |
| ગોધૂમતત્ત્વ ( Starch ) સ્નેહ (Fat) વગેરે. | ૩.૭ |

માંદા માણસોને માટે ટમાટા ઘણો ઉત્તમ આહાર છે, એવો ડૉક્ટરોનો અભિપ્રાય છે. આનું કારણ એ છે કે તેનો માવો અને રસ સહેલાઇથી પચી જાય તેવાં હોય છે, એટલું જ નહિ પણ તેમાં જઠરના રસ (gastric secretions) ને વધારનારૂં અને દસ્તને સાફ આણનારૂં એક પ્રકારનું અમ્લ તત્ત્વ (acid) રહેલું છે. વળી રસલ નામનો એક પ્રસિદ્ધ ઇંગ્રેજ ડૉક્ટર કહે છે કે ટમાટા વિદ્રધિ (cancer) ને મટાડે છે. અને આમ બનવું સંભવિત છે. કારણ કે વિદ્રધિ માંસ, મત્સ્ય, મદ્ય અથવા ચાહનો હદઉપરાંત ઉપયોગ કરવાથી લોહીમાં બિગાડ થવાથી થાય છે અને ટમાટા ઉપર કહ્યાપ્રમાણે શરીરના કચરાને કાઢી જઠર આદિ અવયવોને સ્વચ્છ કરનાર હોવાથી પચનક્રિયા સુધરતાં લોહી શુદ્ધ થાય છે, અને તેમ થતાં વિદ્રધિ મટે છે. ટમાટામાં લોહીને શુદ્ધ કરવાનો તથા સાફ દસ્ત લાવવાનો ગુણ હોવાથી ન્યુયોર્કનો ડૉ. બ્રુક્સ પોતાના રોગીઓને બીજા ખોરાકસાથે ટમાટાને રાંધ્યા વગર ખાવાની હંમેશાં આજ્ઞા કરતો.

ખેડુતોને ટમાટાની ખેતીથી ઓછી મહેનતે અને ઓછા ખરચે ઘણો સારો લાભ થાય છે. એક એકરમાં પાંચથી વિશ ટનસુધી ટમાટા થાય છે.

લંડનની એક હોસ્પીટલનો ડૉક્ટર પ્રો. ચાર્લ્સ વીકન હામ ટમાટાની પ્રશંસા નીચેના શબ્દોમાં કરે છેઃ—ટમાટા એ પથારીમાંથી ન ઉઠી શકાય એવા નિર્બળ મનુષ્યનો તેમ જ મલ્લનો, બંનેનો આહાર છે. તે રોગી તથા નીરોગ, વૃદ્ધ તથા જુવાન, શ્રીમંત તથા ગરીબ, આળસુ તથા ઉદ્યોગી, વિદ્વાન્ તથા મૂર્ખ, સાધુ તથા પાપી સર્વના આહારનો પદાર્થ છે. સઘળાં શાકમાં તે સર્વોત્તમ શાક છે. માંદા માણસોને માટે, અને તેમાં પણ જેઓ જઠરના વ્યાધિથી પીડાતા હોય છે તેમને માટે તો તે પરમેશ્વરતરફથી ઉતરી આવેલી બક્ષિસ છે.

---

વિપત્તિના મધ્યમાં આવી પડ્યા છતાં, તેનાથી નિર્લેપ રહેવાનું સામર્થ્ય આમ હોવું, એનું નામ મુક્તત્વ છે.

વિપત્તિથી નાસભાગ ના કરો; શાસ્ત્રવિહિત માર્ગે વર્તન કરો, અને વિપત્તિ તમારાથી તરત જ વેગળી નાસી જશે.

વર્તમાનકાળમાં જેવાં આપણે બીજક વાવીએ છીએ, તેવાં ફળ ભવિષ્યમાં લણીએ છીએ. આમ હોવાથી આપણું ભવિષ્ય આપણા પોતાના હાથમાં છે. તેને કેવું કરવું છે તેનો આજે આપણે નિર્ણય કરી શકીએ એમ છે.

---



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## शिखरे स्थिति.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૧૭થી )

( ૬ )

શિખરઉપર સ્થિતિ કરવાનો જ્યારે આપણે આરંભ કરીએ છીએ ત્યારે આ સંસારમાં એવું કંઈ જ નથી જે પરમરમણીયમાં રૂપાંતરને ન પામે. જે શુભ નથી હોતું તે કેવળ અદશ્ય થઇ જાય છે, અને જે શુભ હોય છે, તે અનંતગણુ શુભતર થાય છે. અને આવું રૂપાંતર થવાનું કારણ, જે અત્યદ્‌ભુત સત્યનો કોઈ વિરલ મનુષ્યને જ અનુભવ થાય છે તે સત્યનો આપણને અનુભવ થયો છે, એ છે.

જ્યારે આપણે શિખરઉપર આરોહણ કરીએ છીએ ત્યારે પરમાત્માનાં પ્રસન્ન નેત્રનો કટાક્ષ આપણા ઉપર પડે છે; અને પરમાત્માનો પ્રસન્નતાવાળો કટાક્ષ જેના ઉપર પડે તે કેવળ શુભમાં પલટાઇ જાય, એમાં શું આશ્ચર્ય ! સ્પર્શમણિનો સ્પર્શ થતાં લોહનું સુવર્ણ થવું જ જોઇએ. જીવનનાં તત્ત્વો પરમાત્માના પ્રતાપની દ્યુતિથી દ્યુતિમાન્ થઈ જાય છે, અને તેમનાં પ્રસન્ન નેત્રમાંથી સ્રવતા અમૃતથી પ્રત્યેક વસ્તુમાં શુભનું અને સૌંદર્યનું સંચરણ થાય છે. આપણને શરીર, મન અને આત્માસાથે કોઇ નવીન જગત્‌માં મૂકી દેવામાં આવે છે, અને આ નવા જગત્‌માં આપણને આવેલા જોવા એ કેવું આનંદજનક છે !

‘ હસીને બોલાવો રે દયા તું મારો કહી ’ ( દયારામ ! તું મારો છે, એમ કહીને હે પ્રભો ! મને હસીને બોલાવો ) એ પ્રકારની ભક્ત કવિની ઉક્તિ, આંતર જ્ઞાનમાંથી ઉદ્‌ભવી છે. કવિને શિખરની સ્થિતિનો અનુભવ નથી, પણ તેમનું આંતર જ્ઞાન ( Intuition') તે શું છે, તે જાણે છે. તે જાણે છે કે પરમાત્માના પ્રસન્ન વદનનાં કિરણો જેના ઉપર પડે છે, તેનું જીવન તત્ક્ષણ બદલાઇ જાય છે. તેની દૃષ્ટિમાં કોઇ એવું અંજન અંજાય છે કે જેથી જે કંઇ તેની દૃષ્ટિએ પડે છે તે સર્વમાં પરમાત્માનું સ્મિત તેના જોવામાં

આવે છે. સઘળી વસ્તુઓ જાણે દર્પણરૂપ ન હોય અને તેમાં પરમાત્માના સ્મિતનાં પ્રતિબિંબો ન પડ્યાં હોય, એમ તેને ભાસે છે. જ્યાં અંધકાર હોય છે ત્યાં તેને પ્રકાશ ભાસે છે, જ્યાં દુઃખ હોય છે ત્યાં તેને આનંદ ભાસે છે, જ્યાં પરિતાપનું પ્રજ્વલન હોય છે ત્યાં તેને શાંતિની શીતળતા ભાસે છે, જ્યાં વિપત્તિ હોય છે ત્યાં તેને સંપત્તિ ભાસે છે, જ્યાં દ્વેષ હોય છે, ત્યાં તેને પ્રેમ ભાસે છે, સ્વલ્પમાં જીવન તેને અનંત આનંદરૂપ થઇ રહે છે. પરમાત્માના સ્મિતનો આવો અદ્ભુત પ્રભાવ આંતર જ્ઞાનને વિદિત હોવાથી, કવિને પૂર્વોક્ત યાચના કરવાનું તે સ્ફુરાવે, એમાં આશ્ચર્યજનક કંઇ નથી.

શિખરઉપર સ્થિતિ કરનારના જીવનમાં અવનવો ફેરફાર થઇ જાય છે, અને આ ફેરફારને પ્રત્યેક મનુષ્ય જોઇ શકે છે. સમજનાર મહાજનો આ ફેરફાર ભક્તિના અલૌકિક પ્રભાવનો પરિણામ છે, એમ તરત સમજી જાય છે, અને જગતના સામાન્ય જીવો તેને ગાંડપણની અવસ્થા ગણે છે. શિખરઉપર સ્થિતિ કરતાં આ જગતના જીવોજેવા આપણે રહેતા નથી, પણ તેમનામાં અને આપણામાં મહદંતર પડી જાય છે. આ પૃથ્વીઉપર વસતાં છતાં આપણે કોઇ અન્ય ઉત્કૃષ્ટ દુનિયાંના પ્રાણી થઈ જઇએ છીએ. આપણા સ્વભાવમાં, આપણાં નેત્રમાં અને આપણી વાણીમાં કંઇક એવું અલૌકિક તત્ત્વ આવી જાય છે કે આપણા સંબંધમાં આવનાર સર્વને સુખનું ભાન થાય છે. આપણી પાસે બેશી રહેવામાં જ ઘણાંને અત્યંત વિલક્ષણ સુખ જણાય છે. જ્યાં જ્યાં આપણે જઇએ છીએ, અને જ્યાં જ્યાં આપણે બેશીએ છીએ ત્યાંના અંધકારમય દુઃખદ વાતાવરણને આપણે એકદમ બદલી નાંખીએ, છીએ, અને તેને સ્થલે પ્રકાશમય સુખદ વાતાવરણ કરી મૂકીએ છીએ.

શિખરે જ્યારે આપણી સ્થિતિ હોય છે ત્યારે કોઈ પણ પ્રકારની આપણી સેવા ઉઠાવવામાં મનુષ્યો પોતાનું મહદ્ ભાગ્ય સમજે છે. આપણું ગમે તે કામ કરવા, અને આપણી દરેક પ્રકારે પ્રસન્નતા જાળવવા તેઓ મરી મટે છે. આપણે જગત્‌ને એટલું બધું આપીએ છીએ કે તન, મન અને ધનના અર્પણથી પણ આપણા અનૃણી થવાતું નથી એમ જગત્ માને છે,[1] અને તેથી પ્રાણથી પણ પ્રિય પદાર્થો લેશ પણ સંકોચવિના અત્યંત પ્રસન્નતાથી તે આપણને અર્પી દે છે. એવી કોઇપણ વસ્તુ નથી કે જેને આપણાથી તેઓ વધારે મૂલ્યવાન[2]. ગણે. આપણી સંગતિને જ્યાં ત્યાં મનુષ્યો ઇચ્છ્યા કરે છે, અને જ્યાં આપણે જઇએ છીએ ત્યાં મનુષ્યો આપણો ઈશ્વરતુલ્ય સત્કાર કરે છે. અસંખ્ય મનુષ્યો આપણામાં સ્નેહને અને ભક્તિભાવને ધરે છે, અને સમુદ્રના તટઉપરના રેતીના કણની સંખ્યા જેમ ગણી જતી નથી, તેમ તેમના તરફથી આપણાપ્રતિ આવતાં પ્રેમના વિચારોનાં આંદોલનોની સંખ્યા ગણી જતી નથી.

શિખરઉપર સ્થિત થતાં સુખનું મહારહસ્ય આપણને પ્રાપ્ત થાય છે. પરમાત્માના પ્રસન્ન વદનમાંથી સ્રવતી અમૃતપયસ્વિનીમાં આપણે સ્નાન કર્યું છે, અને આપણે અંતર્બાહ્ય પવિત્ર થયા છીએ. આપણો સંસાર બદલાઇ ગયો છે. પૂર્વે જ્યાં એક સુખની પણ

*સરખાવો:—સંતસંગત મેં અખંડ ચકોરી, જગમેં મૂઢ કહાયો.—નૃસિંહવાણિવિલાસ પ્રથમ પુસ્તક. ૧ 'ગુણ અગણિત ગુરુદેવના, શકે ન વાળી જીવ'—નૃ. વા. વિ. દ્વિ પુ. પૃ. ૨ ગુરુસમ ઉંચી વસ્તુ, હું કંઇ નવ ભાળું'—નૃ. વિ. પ્ર. પુ.

આપણને આશા જણાતી ન હતી, ત્યાં આજે સહસ્ર સુખો આપણા પગઆગળ રેળાતાં હોય છે. ઉપભોગ કરવાને આપણે સમર્થ થઇ શકીએ તેના કરતાં પણ ઘણું જ અધિક આપણને મળે છે, અને આપણા ઈપ્સિતાર્થ આપણી ધારણાકરતાં પણ અનેક ગુણ ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય છે. આપણું જીવન કોઈ અદષ્ટ સત્તાથી રક્ષાયલું અને પોષાયલું થઇ રહે છે, એટલું જ નહિ પણ જે જે આપણા સંબંધમાં આવે છે, તે સર્વનું પણ તેવી જ રીતે રક્ષણ તથા પોષણ થઈ રહે છે.

આપણા અંતરાનંદનું પ્રતિબિંબ જ જગતમાં દશે દિશાએ આપણને જણાય છે. સર્વમાં રહેલું શુભ અને સૌંદર્ય જ આપણને સ્પષ્ટપણે ભાસે છે, કારણ કે સર્વ વસ્તુ પોતાનામાં રહેલા અત્યંત સુંદરતાના જ અંશને આપણી દૃષ્ટિઆગળ આણવા ખાસ પ્રયત્ન કરે છે. અભ્ર પણ આપણી તેમના પ્રતિ દૃષ્ટિ પડતાં, તેમની રૂપેરી કિનારી આપણને દૃષ્ટિએ પડે, એવી રીતે ફરી જાય છે, અને જ્યાં દુઃખ હોય છે, એવે સ્થળે આપણું જવું થાય છે તો દુઃખ પણ આપણને પોકાર કરીને કહે છે કે હું આ સ્થળે પરિણામે સુખને પ્રકટાવવાને જ આવ્યું છું.

આમ થવાનું ગુપ્ત કારણ એ જ છે કે **પરમાત્માનું** સ્મેર (હસતું) વદન આપણે નિહાળ્યું છે, અને **પરમાત્માનાં** પ્રસન્ન નેત્રનો આપણા ઉપર પ્રપાત થયો છે, અને તેથી જ આપણા સંબંધમાં આ સઘળું બદલાઈ ગયું છે. **પરમાત્માના** સ્મેર વદનનું આપણે દર્શન કરીએ છીએ ત્યારે આપણને સમજાય છે કે સુખને અર્થે જ આપણો આ જગતમાં આવિર્ભાવ છે, અને સુખ આપણને નિરંતર પ્રાપ્ત છે કારણ કે **પરમાત્મા** સુખસ્વરૂપ છે, અને તે આપણને નિરંતર પ્રાપ્ત છે.

(અપૂર્ણ)

---

# केटलाक प्रश्नो अने तेना उत्तरो.

**प्रश्न**—ઔષધવિના ક્ષયનો-વ્યાધિ કેવી રીતે મટાડી શકાય ?

**उत्तर**—ક્ષય રોગ મટાડવાને માટે પ્રથમ તો સામાન્ય મનુષ્ય શ્વાસમાં જેટલો વાયુ ગ્રહણ કરે છે તેના કરતાં બમણો વાયુ શ્વાસમાં ગ્રહણ કરવો જોઇએ. કેવળ સ્વચ્છ હવાને જ ગ્રહણ કરવી અને આખી છાતી તથા ઉદરનો ભાગ ભરાય તેવી રીતે દીર્ઘ શ્વાસ લેવો. આરંભમાં પૂરેપૂરાં ફેફસાં ભરવાં જરા કઠિન જણાશે, પણ અભ્યાસથી તેમ કરતાં કઠિન નહિ જણાય. યથાર્થ શ્વસનક્રિયા કરવાથી આ રોગ પૂરેપૂરો મટાડી શકાય છે; અને પૂરેપૂરાં ફેફસાં ભરવાં તથા ખાલી કરવાં અને નિત્ય શ્વાસમાં જેટલી હવા લેવાતી હોય તેના કરતાં લગભગ બમણી લેવી, એનું નામ યથાર્થ શ્વસનક્રિયા છે.

થોડા માસ યથાર્થ શ્વસનક્રિયા કરવાથી, અને તે કરતી વખતે પૂરેપૂરાં ફેફસાં ભરવાનું આંતર મનને સૂચવવાથી, યથાર્થ શ્વસનક્રિયા કરવાની ટેવ પડી જાય છે. પછી પ્રયત્ન કર્યાવિના જેટલી હવા શ્વાસમાં ગ્રહણ કરવાની અગત્ય છે, તેટલી સ્વભાવથી જ ગ્રહણ કરવામાં આવે છે.

જે કામ થોડા સમયસુધી આપણે પ્રયત્નપૂર્વક કરીએ છીએ, તે કામ પછીથી આપણે પ્રયત્નપૂર્વક કરવું પડતું નથી.

આવે છે. સઘળી વસ્તુઓ જાણે દર્પણરૂપ ન હોય અને તેમાં પરમાત્માના સ્મિતનાં પ્રતિબિંબો ન પડ્યાં હોય, એમ તેને ભાસે છે. જ્યાં અંધકાર હોય છે ત્યાં તેને પ્રકાશ ભાસે છે, જ્યાં દુઃખ હોય છે ત્યાં તેને આનંદ ભાસે છે, જ્યાં પરિતાપનું પ્રજ્વલન હોય છે ત્યાં તેને શાંતિની શીતળતા ભાસે છે, જ્યાં વિપત્તિ હોય છે ત્યાં તેને સંપત્તિ ભાસે છે, જ્યાં દ્વેષ હોય છે, ત્યાં તેને પ્રેમ ભાસે છે, સ્વલ્પમાં જીવન તેને અનંત આનંદરૂપ થઇ રહે છે. પરમાત્માના સ્મિતનો આવો અદ્ભુત પ્રભાવ આંતર જ્ઞાનને વિદિત હોવાથી, કવિને પૂર્વોક્ત યાચના કરવાનું તે સ્ફુરાવે, એમાં આશ્ચર્યજનક કંઇ નથી.

શિખરઉપર સ્થિતિ કરનારના જીવનમાં અવનવો ફેરફાર થઇ જાય છે, અને આ ફેરફારને પ્રત્યેક મનુષ્ય જોઇ શકે છે. સમજનાર મહાજનો આ ફેરફાર ભક્તિના અલૌકિક પ્રભાવનો પરિણામ છે, એમ તરત સમજી જાય છે, અને જગતના સામાન્ય જીવો તેને ગાંડપણની અવસ્થા ગણે છે. શિખરઉપર સ્થિતિ કરતાં આ જગતના જીવોજેવા આપણે રહેતા નથી, પણ તેમનામાં અને આપણામાં મહદંતર પડી જાય છે. આ પૃથ્વીઉપર વસતાં છતાં આપણે કોઇ અન્ય ઉત્કૃષ્ટ દુનિયાંના પ્રાણી થઇ જઇએ છીએ. આપણા સ્વભાવમાં, આપણાં નેત્રમાં અને આપણી વાણીમાં કંઇક એવું અલૌકિક તત્ત્વ આવી જાય છે કે આપણા સંબંધમાં આવનાર સર્વને સુખનું ભાન થાય છે. આપણી પાસે બેશી રહેવામાં જ ઘણાને અત્યંત વિલક્ષણ સુખ જણાય છે. જ્યાં જ્યાં આપણે જઇએ છીએ, અને જ્યાં જ્યાં આપણે બેશીએ છીએ ત્યાંના અંધકારમય દુઃખદ વાતાવરણને આપણે એકદમ બદલી નાંખીએ છીએ, અને તેને સ્થલે પ્રકાશમય સુખદ વાતાવરણ કરી મૂકીએ છીએ.

શિખરે જ્યારે આપણી સ્થિતિ હોય છે ત્યારે કોઈ પણ પ્રકારની આપણી સેવા ઉઠાવવામાં મનુષ્યો પોતાનું મહદ્ ભાગ્ય સમજે છે. આપણું ગમે તે કામ કરવા, અને આપણી હરેક પ્રકારે પ્રસન્નતા જાળવવા તેઓ મરી મટે છે. આપણે જગતને એટલું બધું આપીએ છીએ કે તન, મન અને ધનના અર્પણથી પણ આપણા અનૃણી થવાતું નથી એમ જગત્ માને છે,[1] અને તેથી પ્રાણથી પણ પ્રિય પદાર્થો લેશ પણ સંકોચવિના અત્યંત પ્રસન્નતાથી તે આપણને અર્પી દે છે. એવી કોઇપણ વાતુ નથી કે જેને આપણાથી તેઓ વધારે મૂલ્યવાન્[2] ગણે. આપણી સંગતિને જ્યાં ત્યાં મનુષ્યો ઇચ્છ્યા કરે છે, અને જ્યાં આપણે જઇએ છીએ ત્યાં મનુષ્યો આપણો ઈશ્વરતુલ્ય સત્કાર કરે છે. અસંખ્ય મનુષ્યો આપણામાં સ્નેહને અને ભક્તિભાવને ધરે છે, અને સમુદ્રના તટઉપરના રેતીના કણની સંખ્યા જેમ ગણી જતી નથી, તેમ તેમના તરફથી આપણાપ્રતિ આવતાં પ્રેમના વિચારોનાં આંદોલનોની સંખ્યા ગણી જતી નથી.

શિખરઉપર સ્થિત થતાં સુખનું મહારહસ્ય આપણને પ્રાપ્ત થાય છે. પરમાત્માના પ્રસન્ન વદનમાંથી સ્રવતી અમૃતપયસ્વિનીમાં આપણે સ્નાન કર્યું છે, અને આપણે અંતર્બાહ્ય પવિત્ર થયા છીએ. આપણો સંસાર બદલાઇ ગયો છે. પૂર્વે જ્યાં એક સુખની પણ

---

સરખાવો:—સંતસંગત મેં અખંડ ચકોરી, જગમેં મૂઢ કહાયો.—નૃસિંહવાણિવિલાસ પ્રથમ પુસ્તક. ૧ 'ગુણ અગણિત ગુરદેવના, શકે ન વાળી જીવ'—નૃ. વા. વિ. દ્વિ પુ. પૃ. ૨ ગુરસમ ઉંચી વસ્તુ, હું કંઇ નવ ભાળું'—નૃ. વિ. પ્ર. પુ.

આપણે વધારે સારી માનસિક શક્તિઓ જોઇતી હોય તો જેમાં વધારે સારી માનસિક શક્તિઓના સૂક્ષ્મ અંકુરો રહ્યા હોય, એવાં બીજકો આપણે વાવવાં જોઇએ; અને જો આપણે કોઇ નવા પ્રકારની માનસિક શક્તિઓ જોઇતી હોય તો તે નવી જાતની શક્તિઓના સૂક્ષ્મ અંકુરો જેમાં રહ્યા હોય તેવાં બીજકો આપણે વાવવાં જોઇએ.

આ સ્થળે વિચારને, અર્થાત્ વિચારવડે સૂચવાતો જે ભાવ છે, તે ભાવને અંકુર કહ્યો છે, અને બાહ્ય મનમાં કરવામાં આવતા જે વિચારમાં તે ભાવ રહ્યો હોય છે, તે વિચારને બીજક કહ્યું છે.

જ્યારે આંતર મનમાં કોઈ વિચારનો સંસ્કાર પાડવામાં આવે છે ત્યારે આપણે તેમાં બીજક વાવેલું ગણાય છે, અને આ બીજક પોતે જે જાતિનું હોય છે તે જાતિના પાકને ઉત્પન્ન કરે છે.

આંતર ક્ષેત્ર કાંટાનાં વૃક્ષો તેમ જ પુષ્પનાં વૃક્ષો ઉત્પન્ન કરી શકે છે. તે ઘણો જ ઓછો પાક ઉત્પન્ન કરી શકે છે, તેમ જ પુષ્કળ પાક–ત્રિશગણો, સાઠગણો, સો ગણો કે હજારગણો પણ—ઉત્પન્ન કરી શકે છે. અને આ ઓછો અથવા વધારે પાક ઉત્પન્ન થવાનો આધાર, બીજક જે સમયમાં ઉગીને વૃક્ષરૂપ થાય છે, તે સમયમાં જેવું માનસિક વાતાવરણ રહ્યું હોય છે, તે ઉપર હોય છે.

આંતર મનઉપર સંસ્કાર પાડવા માત્રથી પતતું નથી; બીજકને અંકુર કાઢવાની અને વૃદ્ધિ પામવાની અનુકૂળતા કરી આપવી જોઇએ; મનને પ્રસન્નતાવાળી સ્થિતિમાં અને શુભની જ આશા રાખતું રાખવું જોઈએ; અને પ્રત્યેક વિચાર શુદ્ધ, ઉંચા પ્રકારનો અને હિતાવહ હોવો જોઇએ. અંતઃકરણમાં પૂર્ણ અવિરોધ અથવા શાંતિ પ્રવર્તી રહેવી જોઇએ, અને સામર્થ્ય, શ્રેષ્ઠતા, અને ઉત્કર્ષ મને પ્રાપ્ત જ છે, એવું અખંડ ભાન કર્યાં કરવું જોઇએ.

આંતર મનમાં આપણે વાવેલાં બીજકોમાંથી જો ઉત્તમ પુષ્કળ પાક લણવાની આપણી ઇચ્છા હોય તો આપણે વિરોધ, દ્વેષ, ગ્લાનિ, ક્રોધ, ભય, ચિંતા, શોક, અસંતોષ અને સામાન્ય રીતે સઘળા ખોટા વિચારોનો સમૂળ ત્યાગ કરવો જોઇએ.

જાગ્રત્ દશામાં મન જો અંતર્મુખ થયું હોય અર્થાત્ મનનાં સૂક્ષ્મ સામર્થ્યોનું અને આંતર જીવનનું ભાન થાય, એવી સ્થિતિમાં તે પ્રવેશ્યું હોય તો લગભગ ગમે તે સમયે આંતર મનઉપર વિચારોના સંસ્કાર પાડી શકાય છે; પરંતુ મન જે સમયે નિદ્રામાં પ્રવેશ કરે છે, તે સમયે જ સઘળા વિચારો આંતર મનમાં લેઈ જવામાં આવે છે.

નિદ્રામાં પ્રવેશ કરવાનો સમય, આંતર મનમાં રોપણી કરવાનો સમય છે. આખા દિવસના એકઠા થયેલા વિચારો તે સમય બીજકરૂપે રોપાવાને માટે અને પોતાની જાતિનાં ફળ ઉત્પન્ન કરવાને માટે આંતર મનમાં લેઈ જવામાં આવે છે.

મન જેનો જેનો વસ્તુતઃ વિચાર કરે છે, તેનું ચિત્ર બંધાય છે, અને પ્રત્યેક ચિત્ર પૃથક્ વિચારરૂપે મનમાં સ્થિત થાય છે. આમ હોવાથી જેમને વિચાર કરતાં આવડે છે, તેવા મનુષ્યોના મનમાં એક આખા દિવસમાં હજારો વિચાર બંધાય છે; અને જેમને વિચાર કરતાં આવડતું નથી, તેવા અસંખ્ય મનુષ્યોનાં મનમાં આખા દિવસમાં ખરેખરા દશ કે બાર વિચાર પણ ભાગ્યે જ બંધાય છે, અને જે બંધાય છે, તે પણ ઘણી હલકી જાતના બંધાય છે.

આમ છતાં જે થોડા કે ઘણા, અને હલકા કે ઉત્કૃષ્ટ વિચારો આખા દિવસમાં બંધાય

છે તે સર્વે જ્યારે મન નિદ્રામાં પ્રવેશે છે ત્યારે આંતર મનમાં લેઈ જવામાં આવે છે, અને આંતર વાટિકામાં રોપવામાં આવે છે.

આથી દિવસે જેમ અધિક તમે વિચાર કરો છો, તેમ અધિક બીજકો તમે રોપો છો, અને આંતર મન અધિક પાકને ઉત્પન્ન કરે છે.

જાગ્રત્ અવસ્થામાં જ્યારે તમારા વિચારો ઉંચા પ્રકારના અને મૂલ્યવાન્ હોય છે ત્યારે આંતર મનમાંથી તે જ જાતનો પાક ઉત્પન્ન થાય છે. દાણાવિનાનાં શુષ્ક ડુંડાં લણવાને બદલે તમે મોટાં અને ભરેલાં ડુંડાં લણો છો; અને તે દાણા પણ એવા ઉંચા પ્રકારના હોય છે કે તેવા તમારા જોવામાં ભાગ્યે જ કદી આવ્યા હોય છે.

જાગ્રત્ અવસ્થામાં ઘણા જ ઉત્તમ વિચારો રચવાની જો તમારી ઇચ્છા હોય તો જે વસ્તુઓ અત્યંત ઉત્કૃષ્ટ હોય તેમનો જ માત્ર વિચાર કરો, અને તે વસ્તુઓનો ખરેખરો વિચાર કરો. તે વસ્તુઓનો ઉપરટપકે વિચાર ન કરો. એમ કરવાથી તમે હલકી જાતનાં બીજકો એકઠાં કરો છો. આવા ઉપરટપકાના વિચારોથી જે ભાવનાઓ બંધાય છે, તે બહુ નિર્માલ્ય હોય છે, અને નિદ્રાસમયે આંતર મનમાં તેઓ પ્રવેશીને એક બે દિવસમાં મનની બહુ સામાન્ય અને નિર્માલ્ય સ્થિતિ ઉત્પન્ન કરે છે.

નિર્માલ્ય, હલકા પ્રકારના, અને ઉપરટપકેના વિચારો આજે કર્યા કરો, અને થોડા દિવસમાં તમારા મનની સઘળી અથવા લગભગ સઘળી શક્તિઓ હલકા પ્રકારની થઇ ગયેલી તમને જણાશે, અને તે દિવસે તમારું કામ ઉતરતા પ્રકારનું તમે કરશો એટલું જ નહિ, પણ તમે તમારા કામમાં પારવિનાની ભૂલો કરશો.

મૂઢ, જડ, અંધકારવાળું, અને અવ્યવસ્થ મન નિર્માલ્ય માનસિક સ્થિતિઓનો પરિણામ છે, અને આ સ્થિતિઓ આંતર મનમાં થોડા દિવસઉપર નાંખવામાં આવેલા. નિર્માલ્ય હલકા વિચારોરૂપી બીજકોમાંથી ઉત્પન્ન થયેલો પાક છે.

આપણા સઘળા જ વિચારો પ્રૌઢ અને ગંભીર વિષયસંબંધી હોવા જોઇએ એમ કહેવાનું તાત્પર્ય નથી, પણ આપણા સઘળા વિચારોમાં કંઇ માલ હોવો જોઇએ. આપણી મોજમજાઓમાં પણ કંઇ જીવ હોવો જોઇએ; અને આવી જીવવાળી મોજમજાઓ જ મોટામાં મોટો આનંદ આપે છે.

જીવનની સપાટીઉપર ભમતાં ભમતાં જે સુખો ભોગવવાનો તમે યત્ન કરો છો તે સુખો લેશ પણ તૃપ્તિને પ્રકટાવતાં નથી; પણ સાદામાં સાદાં સુખો પણ જ્યારે તેમના તત્ત્વમાં પ્રવેશીને તેમનો ઉપભોગ કરવામાં આવે છે ત્યારે આનંદના વાસ્તવિક નિર્ઝરરૂપ થાય છે.

આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે ઉંડા ઉતરીને વિચાર કરવો, એનો અર્થ બહુ પરિશ્રમપૂર્વક વિચાર કરવો એ નથી. પરિશ્રમપૂર્વક વિચાર કરવાથી તો જડતા અને મૃત્યુ આવે છે; ઉંડો વિચાર કરવાથી તો તેજસ્વીપણું અને જીવન ઉત્પન્ન થાય છે.

ઉંડો વિચાર જીવનના તત્ત્વનો જ સ્પર્શ કરે છે, અને અંતરમાં જે અમર્યાદ સામર્થ્ય અને સર્વોત્કૃષ્ટ આનંદ રહેલા છે, તેની સાથે આપણા મનનો સંબંધ કરે છે.

દિવસે જેનો જેનો તમે વિચાર કરો, તેના સંબંધમાં જેમ બને તેમ સર્વોત્કૃષ્ટ ભાવના બાંધવાનો પ્રયત્ન કરજો, અને જે જે વસ્તુઓનું તમે ચિંતન કરો, તેમને સર્વોત્કૃષ્ટ દષ્ટિબિંદુથી સમજવાનો યત્ન કરજો.

મનના ઉપરના પ્રદેશમાં રહેજો, અને તમારા સઘળા વિચારોમાં પ્રાણને મૂકજો. ણામ એ આવશે કે પ્રતિદિન તમારા અંતઃકરણમાં જે જે ભાવના બંધાશે તે મૂલ્યવાળ બંધાશે, અને જ્યારે આ ભાવનાઓનો નિદ્રાસમયે આંતર મનમાં પ્રવેશ થશે ત્યારે તેમાં જે પાક ઉત્પન્ન થશે તે સર્વ પ્રકારે ઉત્કૃષ્ટ તથા પુષ્કળ થશે.

કોઇ ખાસ માનસિક શક્તિઓનો વિકાસ કરવો હોય, અથવા કોઇ ખાસ હે સિદ્ધ કરવા હોય તો તેવા ખાસ પરિણામ પ્રકટાવવાને માટે જે તત્વો આવશ્યક તત્વોવાળા વિચારોને પ્રતિદિન કરજો.

તમને પૂર્ણ આરોગ્યની ઇચ્છા હોય તો દિવસે, અને પ્રતિદિન જેમ બને તે પૂર્ણ આરોગ્યનો જ વિચાર કરજો, અને માત્ર આરોગ્યના જ વિચાર કરવા નહિ પણ તમારી વૃત્તિ જેટલા અધિકમાં અધિક પૂર્ણ આરોગ્યનું યથાર્થ ભાન તેટલા આરોગ્યના વિચારો કરવા પ્રયત્ન કરજો.

કોઇ ખાસ માનસિક શક્તિનો વિકાસ કરવાની ઇચ્છા હોય, ઉદાહરણ શક્તિનો વિકાસ કરવાની ઇચ્છા હોય તો પ્રતિદિન ખરા સંગીતનો વિચાર કરો, મન ઉંચામાં ઉંચા અને અત્યંત પૂર્ણ સંગીતની જેવી કલ્પના કરી શકે તેવી વાનો પ્રયત્ન કરો.

નિયમ એ છે કે જેનો તમારે વિકાસ કરવાની ઇચ્છા હોય અથવા જે વ સિદ્ધ કરવાની ઇચ્છા હોય તેના સંબંધમાં ઉંચામાં ઉંચા અને પુર્ણતાવાળા વિચા વસ્થામાં કરો. આ વિચારો જ્યારે તમે નિદ્રામાં પ્રવેશશો ત્યારે આંતર મનમાં લેઇ આવશે, અને તેમનામાં જે પ્રકારની સ્થિતિનો, માનસિક શક્તિઓનો અથવા પૂર્ણ ભાવ હશે, તે પ્રકારની જ સ્થિતિઓને, શક્તિઓને અથવા સામર્થ્યને તે ઉત્પન્ન કરશે.

પૂર્ણ આરોગ્યના વિચારોને આંતર મનમાં લેઇ જાઓ, અને જેમ અનાજનું ઉત્તમ બીજક, ઉત્તમ પ્રકારના દાણાથી સારી રીતે ભરેલાં પુષ્કળ ડુંડાંવાળો છોડ ઉત્પન્ન કરે છે, તેમ તે વિચારો તમારા શરીરમાં પૂર્ણ આરોગ્યને પ્રકટાવશે.

વ્યાપારમાં ઉત્તમ પ્રકારની નિપુણતાના વિચારોને આંતર મનમાં લેઇ જાઓ, અને તે વિચારો મનમાં અંકુર કાઢીને તમારામાં પ્રત્યક્ષ રીતે વ્યાપારની નિપુણતા ઉત્પન્ન કરશે.

આ જ નિયમાનુસાર ગમે તે પ્રકારનું કાર્ય કરવાનું સામર્થ્ય કેળવી શકાય છે, અને તે પણ સર્વોત્તમ પ્રકારનું કેળવી શકાય છે.

પરંતુ વિચાર ઉંચામાં ઉંચા પ્રકારનો હોવો જોઇએ, અને ઇચ્છેલી સ્થિતિઓ ઉત્પન્ન થતી હોય તે સમયે મનમાં વિરોધી વિચારો ન સેવવા જોઇએ. (અપૂર્ણ.)

---

## કયી શ્વસનક્રિયા કરવી?

શ્વસનવિદ્યા કલામાં અનેક પ્રકારની શ્વસનક્રિયાઓ આવી છે, તેમાંથી કયી કરવી, અને કયી ન કરવી, તે સંબંધમાં ઘણાને મુંઝવણ થાય છે. વળી કેટલાકને, આટલી બધી ક્રિયાઓમાંથી ગમે તે ક્રિયા કરવાથી હાનિ તો નહિ, થાય એવી ભ્રાંતિ થાય છે. આવા સર્વને જણાવવાનું કે ગમે તે પ્રકારની શ્વસનક્રિયા જ્યાં સુધી મધ્યમપણે કરવામાં આવે છે, ત્યાં સુધી તેનાથી કશી જ હાનિ થવાનો સંભવ નથી, પણ ઉલટો લાભ જ થાય છે. અને જ્યાં

છે તે થાય છે. ત્યાં શ્વસનક્રિયાથી હાનિ થતી નથી, પણ હદઉપરાંત શ્વસનક્રિયા કરવામાં આચારને જે અખંડ જોડી રાખવામાં આવે છે, તેથી થાય છે.

અને શ્વસનક્રિયાના કોઈ પણ પ્રકારનો અભ્યાસ કરતાં જરા પણ ભયને કે શંકાને ન ધરો. પ્રકારોમાંથી કયો પ્રકાર તમને અધિક અનુકૂળ આવે એમ છે, તેનો પ્રયોગ કરીને બુદ્ધિવડે જ નિર્ણય કરો, અને પછી તેને કરવા માંડો.

આંતર ર.
તમે મોટાં કહીએ તો કોઈ પણ પ્રકારની શ્વસનક્રિયા જો પરિમિતપણે ( મધ્યમપણે ) કર-તેવા તમારા વે છે તો તેથી અવશ્ય લાભ જ થાય છે.

જાયત્ ને દીર્ઘશ્વાસપ્રશ્વાસ કરતાં પાંસળામાં વાયુ પેસી ગયો, અને અમુકને અમુક વસ્તુઓ અત્ય એવી એવી ભડકાવનારી વાતો સાંભળી ભડકતા ના. તમારી શક્તિનો વિચાર વિચાર કરો. , જ થશે, એવી શ્રદ્ધા રાખીને, નિત્ય નિયમિત રીતે કોઈ પણ એક અથવા બે જેકો એકઠાં કર પ્રકાર કર્યા કરો. દિવસ પડવા દો નહિ, અને તમને નિત્ય અધિક અધિક નિર્માલ્ય હોય જવાનો.

બહુ સામાન્ય મનુષ્યો કાંઇ નવું દેખીને ગાંડા તુર બની જાય છે, તેની પાછળ ખાઇ પીને.

નિર્માલ્ય દિવસ કે રાત જોયા વિના તથા પોતાની શક્તિનો વિચાર કર્યા વિના, તે ક્રિયા. દિવસમાં તર ને આજ ફળને પ્રકટાવું એવી લાલસાને વશ થઇ કરે છે. આવા લોકોને હાનિ તમને જણાઇને, સામાન્ય મનુષ્યોને શ્વસનક્રિયાથી હાનિ થાય છે, એવો ભ્રમ પેસી જાય છે. પણ તમે ત આવા તાલાવેલીયા લોકો કંઇ એક બાબતમાં ગાંડા તુર બની જાય છે, એમ નથી.

મઙ, તનો બોધ કરનાર સાધુ આવેછે તો તરત ભક્તિની પાછળ ખાઇ પીને પડે છે; કોઇ શ્રામ. ક્રિક્રમના લાભનું વર્ણન કરે છે, તો તેની પાછળ મચી પડે છે; કોઇ જગાએથી કાચા આહારનું કે જળોપચારનું સાંભળે છે તો તેની પાછળ જીન થાય છે, અને પરિણામે કાં તો તેમાંથી ગાંડા થઇ જાય છે, અથવા કોઇ નુકસાનને સહન કરે છે. આવા લોકોએ જ પ્રગતમાં યોગ, ભક્તિ, જ્ઞાન વગેરેના સંબંધમાં તેમાં પ્રવેશનાર ગાંડા થઇ જાય છે, એવો ભ્રમ ઘાલી દીધો હોય છે.

ભય અથવા શંકા જ ગાંડપણ અથવા નુકસાનનું કારણ છે. તેમનો અંતરમાંથી સમૂળ નાશ કરો. શ્વસનક્રિયાથી તમને હાનિ થઇ હોય તો તેનું કારણ એ છે કે તમે મધ્યમ પ્રમાણમાં તે કરતા નથી.

હદઉપરાંત દીર્ઘ શ્વાસ લેવાનો પ્રયત્ન ન કરો, તેમ જ તમારી રોકવાની શક્તિ હોય તેના કરતાં વધારે વાર બળ કરીને ન રોકો. સુખપૂર્વક થાય તેટલું કરો. આપ્રમાણે અભ્યાસ કર્યા કરો, અને સમય વીતતાં તમે વધારે દીર્ઘ શ્વાસ લેઇ શકશો, તથા વધારે વાર વાયુને રોકી શકશો, અને તેમ કરવામાં તમને બળ કરવું પડતું હોય તેમ નહિ જણાય. ક્રિયા કરતી વખતે ક્રિયા કરો, અને પછી તે વાત વિસરી જાઓ. એક પ્રકાર થોડા માસ કરી જુઓ. પછી બીજો પ્રકાર કરો. કયો પ્રકાર તમે કરો છો તે ઉપર ફળને પ્રકટવાનું આધાર નથી, પણ જે ઉત્સાહથી અને નિયમિતપણાથી તમે ક્રિયા કરો છો, તેના ઉપર છે. આ રીતે ક્રિયા કરો, અને આરોગ્ય, સુખ અને દીર્ઘાયુને યથેચ્છ પ્રાપ્ત કરો.

## 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ

રા રા દેશાઈ હરરાય ગોપાળરાય (પોતાની પુત્રી ચિ કમળાગૌરીના લગ્નપ્રસંગે) પલસાણા રૂ ૨—૦—૦
રા રા હરે અમૃતલાલ મહાશંકર ભરૂચ રૂ ૨—૦—૦
રા રા છોટાલાલ મગનલાલ (રા રા જીવણરામનું અનુષ્ઠાન પૂર્ણ થયું તેના આનંદ નિમિત્ત) અમદાવાદ રૂ ૧—૦—૦
કેશવલાલ પુરુષોત્તમદાસ (પોતાના પુત્ર ચિ હરિલાલની સ્ત્રી સરસ્વતીની સદ્ગતિ નિમિત્ત) વડોદરા ૧૧—૦—૦

---

# अर्वाचीन रोगोपशमसरणी.

યમદંડના વૈશાખ માસના અંકથી તેમા ઉપરના નામનો એક અપૂર્વ લેખ, મહાકાલના વ્યવસ્થાપકથી પ્રતિમાસ આપવામા આવે છે તેમા શો વિષય આવનાર છે તેનુ વાચકને ભાન થવા માટે તેમાથી નીચે થોડા વાક્યો ઉતારીએ છીએ

રોગને નિવારનારી અનેક પદ્ધતિઓ આજે પ્રચલિત છે, અને પ્રતિદિન તેઓની સંખ્યામા ઝપાટાથી વૃદ્ધિ થતી રહે છે તથાપિ જીવનના સમગ્ર નિયમોઉપર રચાયલી એક પણ પદ્ધતિ હજી સુધી પ્રકટ થયેલી જાણવામા નથી

જીવનના એક અથવા અધિક નિયમોનો ભંગ કરવાથી રોગ થાય છે, આમ હોવાથી શરીરને તથા મનને જે નિયમોનો ભંગ કરવામા આવ્યો હોય છે, તે નિયમોને પુનઃ અનુકૂળ વર્તનારા કરવાથી જ રોગ મટાડી શકાય છે

પરંતુ રોગને નિવારવા માટે યોજવામા આવેલી પદ્ધતિ જો અમુક નિયમોની ઉપેક્ષા કરે છે, તો તે અમુક નિયમોનો જ્યારે ભંગ થયો હોય છે, ત્યારે શરીરને તથા મનને પાછા તે નિયમોને અનુકૂળ વર્તનારા કરવામા તે પદ્ધતિ શક્તિમાન્ હોતી નથી

વ્યાધિ નિવારનાર સઘળી પદ્ધતિઓમા, રોગ ન મટવાના જે અનેક ઉદાહરણો મળી આવે છે, તેનુ વાસ્તવિક કારણ આ છે

કેવળ શારીરિક પદ્ધતિ જ્યારે અમુક શારીરિક નિયમોનો ભંગ કર્યો હોય છે ત્યારે વ્યાધિને મટાડી શકે છે પરંતુ જ્યા નૈતિક અથવા માનસ નિયમોના ભંગથી વ્યાધિ થયો હોય છે ત્યા તે પદ્ધતિ વ્યાધિને મટાડવામા અસમર્થ નીવડે છે

જે પદ્ધતિ થોડા માનસ નિયમોવિનાના બીજા સઘળા નિયમોનો અનાદર કરે છે, તે પદ્ધતિવડે જ્યારે તેવા થોડા માનસ નિયમોનો ભંગ થયો હોય છે, ત્યારે વ્યાધિનુ નિવારણ થાય છે, પરંતુ જ્યારે બીજા નિયમોનુ ઉલ્લંઘન કરવાથી વ્યાધિ થયો હોય છે ત્યારે આવી પદ્ધતિ પણ કશુ જ કરી શકતી નથી

આમ હોવાથી જે પદ્ધતિ જીવનના સમગ્ર નિયમોને સ્વીકારે છે એટલુ જ નહિ, પરંતુ જેમા આ નિયમોના સર્વ પ્રકારના ભંગના યથાર્થ શાસ્ત્રીય ઉપાયો હોય છે, તે પદ્ધતિ જ રોગોપશમની સંપૂર્ણ સરણી ગણાય છે, એ સમજવુ સુલભ છે

આવી સરણી શારીરિક તેમ જ માનસ ઉભય પ્રકારની હોવી જોઈએ, અને જીવનના સમગ્ર નિયમોના જ્ઞાનને આધારે તે રચાયલી હોવી જોઈએ.

આવી સરણી પ્રત્યેક વ્યાધિને મટાડવાને સમર્થ હોવી જ જોઈએ, એ પૂર્વનિર્ણીત સિદ્ધાંત (a foregone conclusion) છે અને આવી સરણી બાંધવી એ શક્ય છે, એવો પ્રત્યેક બુદ્ધિમાનને સ્વીકાર કર્યા વિના છૂટકો નથી

આ લેખનો આશય આવી સરણી બાંધવાનો છે તે કેટલે અંશે સફળ થયો છે, એ લેખની સમાપ્તિએ પ્રત્યેક વાચકને સ્પષ્ટ થયા વિના નહિ જ રહે

☞ યમદંડનુ લવાજમ પોસ્ટેજ સાથે દોઢ રૂપૈયો છે નીચેને ઠેકાણે મનીઑર્ડરથી લવાજમ મોકલવાથી અથવા વી પી થી મોકલવાનુ લખવાથી મોકલવામા આવશે

વ્યવસ્થાપક, યમદંડ વડોદરા

Registered N. B. 185.




रूप (पुस्तक) २२.   श्रावण कृष्ण० १४ संवत् १९६६.   दर्शन (अंक) १०

श्लोक ।

हिमवत्तनयेशदृक्पथ
कुसुमेषु परिदग्ध ईयिवान् ।
भगवन् भवदंघ्रिकीर्तनात्
स तु दह्यत जगन्मनःस्थितः ॥

અર્થ—મહાદેવની દૃષ્ટિમાર્ગમાં જ્યારે કામદેવ આવ્યો ત્યારે તે ભસ્મીભાવને પામ્યો હતો પરંતુ હે ભગવન્! આપના તો ચરણના કીર્તનમાત્રથી આખા વિશ્વના જીવોના અંતઃકરણમાં રહેલો કામદેવ ભસ્મીભાવને પામે એમ છે

---

प्रसिद्ध करनार

# श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

---

અમદાવાદ—શ્રી 'સત્યવિજય' પ્રિંટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષ




रूप (पुस्तक) २२—श्रावण कृष्ण० १४, संवत् १९६६. दर्शन (अंक) १०.

॥ ॐ श्री ॥

# अभ्यर्थना.

૫૯. ( રાગ યમન કલ્યાણ. ધ્રુપદ. )

જય સચ્ચિતિ સુખકંદ, પ્રણમીએ પદારવિંદ,
છેદીને અવિદ્યાબંધ, આપો આજ સ્વરૂપાનંદ;
મનભ્રમર બની આ અંધ, વિષયપુષ્પનો [1]મકરંદ,—
ગ્રહી સહેતો દુઃખ અનંત, નાથ નિવારો તેનો છંદ.
આપથી બાંધું દૃઢ સંબંધ, વર દો આજ એ ગોવિંદ,
હૃદયનભમાં [2]ચિતિચંદ પ્રકટાવો વિશ્વવંદ્ય;
શરણુંશરણ્ય [3]વૃત્તિવૃંદ, નિત્ય ભમે આ ભવને ફંદ,
શરણે સ્થાપીને [4]નિસ્પંદ, કરજો નરહરિ મુકુંદ.

---

૧ પરાગ. ૨ ચૈતન્યરૂપી ચંદ્ર ૩ ગતિઓનો સમૂહ. ૪ નિષ્કંપ.

# બ્રહ્મસૂત્ર અથવા બ્રહ્મમીમાંસા.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૨૭ થી. )

આપ્રમાણે આ વાદનું ખંડન કરી, એના જ ખંડનમાં અન્ય હેતુ શ્રીસૂત્રકાર આપે છેઃ—

**समवायाभ्युपगमाच्च साम्यादनवस्थितेः ॥ १३ ॥**

**સૂત્રાર્થ:**—સમવાય સંબંધનો સ્વીકાર કરવામાં આવ્યો છે તેથી પણ પરમાણુકારણવાદ અનુચિત છે કેમકે ( દ્વ્યણુક અને સમવાય બંને ) સરખી રીતે ( પરમાણુથી અત્યંત ભિન્ન છે, તેથી ( તે તે સમવાયને સંબદ્ધ થવા અન્ય અન્ય સમવાયનો, માનવો આવશ્યક કરતાં ) અનવસ્થા આવે છે.

આ સૂત્રથી એ જણાવવામાં આવ્યું કે વૈશેષિકો એવું માને છે કે બે પરમાણુમાંથી દ્વ્યણુક ઉત્પન્ન થાય છે. એ દ્વ્યણુક પરમાણુઓથી અત્યંત ભિન્ન છે અને એ બે પરમાણુસાથે સમવાય[1] સબંધથી સંબદ્ધ છે. આ પ્રકારે માનનાર વૈશેષિક પરમાણુકારણવાદનું સમર્થન કરી શકે તેમ નથી. કેમકે જેમ પરમાણુઓથી અત્યંત ભિન્ન એવો દ્વ્યણુક તેમની સાથે સમવાયરૂપ સંબંધથી જોડાય છે તે જ પ્રમાણે પરમાણુ અને દ્વ્યણુકની વચ્ચે જે સમવાય છે તે પણ એ પરમાણુથી અત્યંત ભિન્ન છે, અને તેથી પરમાણુઓસાથે એનો સંબંધ કોઈ અન્ય સંબંધદ્વારા થવો જોઇએ, અર્થાત્ એ સમવાય અને પરમાણુસાથે કોઇ અન્ય સંબંધ હોવો જોઇએ, કેમકે બેની વચ્ચે અત્યંત ભેદ હોવો એ સમવાય અને દ્વ્યણુકની વચ્ચેનું સામ્ય છે. તે સંબંધ સંયોગ તો હોય જ નહિ કેમકે સંયોગ દ્રવ્યનો જ સંબંધ છે તેથી સમવાય સંબંધ જ હોવો જોઇએ. એ પણ સમવાય હોવાથી એને પ્રથમના સમવાયસાથે જોડાવા અન્ય સમવાય માનવો જોઇએ. અને આ રીતે અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે.

અહિં પૂર્વપક્ષી એવું કહે કે " આ તન્તુઓમાં પટ છે " એ પ્રકારનું વિશિષ્ટ જ્ઞાન આપણને થાય છે તેથી એ જ્ઞાનની ઉપપત્તિમાટે સમવાય સંબંધનો સ્વીકાર કરવામાં આવે છે અને એ સમવાય તે સમવાયીથી નિત્યસંબદ્ધ જ સ્વીકારાય છે, અને અસંબદ્ધ કે અન્ય સંબંધની અપેક્ષાવાળો સ્વીકારવામાં આવતો નથી, અને તેથી અનવસ્થા પ્રાપ્ત થતી નથી, તો એ કથન યોગ્ય નથી. કેમકે એમ હોય તો " આ બે સંયુક્ત છે " એવું જ્ઞાન થતાં એ વિશિષ્ટ જ્ઞાનની ઉપપત્તિમાટે સંયોગ સ્વીકારાય છે અને તે પણ સંયોગીસાથે સંબદ્ધ જ સ્વીકારવો જોઇએ અને એને પણ જેમ વૈશેષિકો સમવાય સંબંધથી સંબદ્ધ માને છે તેમ ન માનવો જોઇએ. જો સંયોગ:ભિન્ન પદાર્થ છે અને તેથી એને અન્ય સંબંધની અપેક્ષા રહે તો સમવાય પણ ભિન્ન પદાર્થ છે, અને તેથી એને પણ અન્ય સંબંધની અપેક્ષા રહેવી જોઇએ. સંયોગ ગુણ છે અને સમવાય સંબંધ છે, તેથી એકને અન્ય સંબંધની અપેક્ષા રહે અને અન્યને નહિ રહે, એ કહેવું નિરર્થક છે, કેમકે ભિન્ન પદાર્થતારૂપ અપેક્ષા કારણ બંનેમાં એક સરખું રહ્યું છે તો પછી એકને ગુણ કહેવો અને અન્યને સંબંધ કહેવો એ પારિભા-

---

[1] ન્યાય અને વૈશેષિક દર્શન સમવાય અને સંયોગ એવા બે પ્રકારના સંબંધને માને છે. તેમાં સંયોગ એ અનિત્ય સંબંધ છે અને સમવાય તે નિત્ય સંબંધ છે. ગુણ, ક્રિયા, જાતિ, અવયવો તથા વિશેષ એનો અનુક્રમે ગુણી, ક્રિયાવાન્ વ્યક્તિ, અવયવી અને નિત્ય દ્રવ્યસાથેનો સંબંધ તે સમવાય છે. સંયોગ એ ગુણ છે, અને સમવાય એ એક ભાવ પદાર્થ છે, એમ માનવામાં આવે છે.

ષિક શબ્દવ્યવહાર અકિંચિત્કર છે. તેથી સમવાયને ભિન્ન પદાર્થ માનનારના મતમાં અવશ્ય અનવસ્થા પ્રાપ્ત થાય છે અને અનવસ્થાની પ્રાપ્તિ થઈ એટલે એકની અસિદ્ધિ થતાં સર્વની અસિદ્ધિ થઈ રહે છે અર્થાત્ એ અનવસ્થા મૂલક્ષતિ કરનાર છે, માટે બે પરમાણુમાંથી દ્વયણુક ઉત્પન્ન જ નહિ થઇ શકે. તેથી આ હેતુને લીધે પણ પરમાણુકારણવાદ અસમીચીન છે.

આ અર્થની સિદ્ધિમાં અન્ય હેતુ શ્રીસૂત્રકાર દર્શાવે છેઃ—

**नित्यमेव च भावात् ॥ १४ ॥**

**સૂત્રાર્થઃ**—નિત્યપ્રવૃત્તિ અથવા નિત્યનિવૃત્તિ પ્રાપ્ત થાય છે તેથી પણ પરમાણુકારણવાદ અયોગ્ય છે.

આ સૂત્રથી એ કહ્યું કે પરમાણુનો સ્વભાવ કેવા પ્રકારનો છે ? કાં તો પ્રવૃત્તિ કરવાનો જ સ્વભાવ હોય કાં નિવૃત્તિનો જ સ્વભાવ હોય, કાં એ ઉભય સ્વભાવ હોય અથવા તો અનુભય સ્વભાવ હોય. આ ચારથી પાંચમી કોટિ અસંભવ છે. ત્યાં જો પ્રવૃત્તિ સ્વભાવ હોય તો પરમાણુની સદા પ્રવૃત્તિ જ થયા કરશે, તેથી સદા સર્ગ હોવો પ્રાપ્ત થાય છે અર્થાત્ પ્રલયનો અભાવ થઈ જાય છે. જો નિવૃત્તિ સ્વભાવવાળા પરમાણુઓ હોય તો સદા પ્રલય રહેશે, અને સર્ગનો અભાવ પ્રાપ્ત થશે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ બે વિરોધી હોવાથી બંને સ્વભાવ હોય એ કોટિ વિરોધગ્રસ્ત છે તેથી સ્વીકારાય તેમ નથી. પરમાણુનો પ્રવૃત્તિ કે નિવૃત્તિ કોઇ પણ સ્વભાવ નથી, પરમાણુઓ અનુભય સ્વભાવવાળા છે. એ ચતુર્થ કોટિ સ્વીકારો તો તેનો અર્થ એ થાય છે કે નિમિત્તવશાત્ પરમાણુની પ્રવૃત્તિ થાય છે, અને નિમિત્તવશાત્ નિવૃત્તિ થાય છે. એ નિમિત્તમાં કાલ, અદૃષ્ટ આદિ કોઇ લેવું જોઈએ અને તે સદા સંનિહિત જ હોય તો નિત્ય પ્રવૃત્તિ પ્રાપ્ત થશે અને એ જો અનિત્ય હોય અથવા અનિયામક હોય તો નિત્યનિવૃત્તિ પ્રાપ્ત થશે, તેથી ચારે રીતે પરમાણુકારણવાદ અનુપપન્ન છે.

આ અર્થની સિદ્ધિમાં અન્ય હેતુ શ્રીસૂત્રકાર કહે છે—

**रूपादिमत्त्वाच्च विपर्ययो दर्शनात् ॥ १५ ॥**

**સૂત્રાર્થઃ**—પરમાણુ રૂપાદિ ગુણોવાળા છે તેથી (વૈશેષિકાભિપ્રેત નિત્યત્વાદિથી) વિપર્યય પ્રાપ્ત થાય છે કેમકે એમ લોકમાં દૃષ્ટ છે.

જે સાવયવ દ્રવ્યો છે તેમનો અવયવશઃ વિભાગ થતાં થતાં જેનો આગળ વિભાગ થઈ શકતો નથી તેવા ચાર પ્રકારના પરમાણુઓ છે. એ પરમાણુઓ રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ એ ગુણોવાળા છે, એ ગુણોમાંથી એક વા અધિક ગુણો પરમાણુમાં રહેલા છે; અને એવા એ પરમાણુઓ તે પૃથિવ્યાદિ ચાર ભૂતો તથા તેનાં કાર્યરૂપ ભૌતિક પદાર્થો કે જેમાં એ ચાર ગુણો છે તેના આરંભક છે તથા નિત્ય છે—એ પ્રકારે વૈશેષિકો માને છે. પણ એમનું આ માનવું આધારવિનાનું છે. કેમકે પરમાણુમાં રૂપાદિ ગુણો છે તેથી પરમાણુ નિત્ય અને અણુ નહિ હોઈ શકે અર્થાત્ પરમાણુઓ અનિત્ય અને સ્થૂલ હોવા જોઇએ. એવો વૈશેષિક મતથી વિપરીત સિદ્ધાન્ત અનુમાનથી પ્રાપ્ત થાય છે, કારણકે લોકમાં એ પ્રકારે જ જોવામાં આવે છે. લોકમાં જોતાં સ્પષ્ટ દેખાય છે કે જે જે વસ્તુ રૂપાદિ ગુણોવાળી હોય છે, તે સર્વ પોતાના કારણની અપેક્ષાએ અધિક સ્થૂલ હોય છે તથા અનિત્ય હોય છે. પટ રૂપાદિ ગુણોવાળો પદાર્થ છે અને તે એના કારણરૂપ તન્તુના કરતાં અધિક

સ્થૂલ છે તથા અનિત્ય છે; તન્તુઓ રૂપાદિ ગુણોવાળા છે અને તે પોતાના આરંભક કારણરૂપ તન્તુના અંશોના કરતાં અધિક સ્થૂળ છે તથા અનિત્ય છે. આ જ પ્રમાણે આ પરમાણુઓ રૂપવાળા છે તેથી પોતાના કારણના કરતાં અધિક સ્થૂળ તથા અનિત્ય હોવા જોઇએ. એ રસવાળા છે તેથી, એ ગંધવાળા છે તેથી, અને એ સ્પર્શવાળા છે તેથી પોતાના કારણના કરતાં અધિક સ્થૂળ અને અનિત્ય હોવા જોઇએ. આ રીતે પરમાણુમાં રૂપાદિ ગુણોનો સ્વીકાર વૈશેષિકો કરે છે (અને એમની પ્રક્રિયાપ્રમાણે એ સ્વીકાર કરવો આવશ્યક છે કેમકે તેમ નહિ કરે તો કારણમાં રૂપાદિ ગુણો નહિ હોવાથી કાર્યમાં તે આવી શકે નહિ) તે એમના માનવાપ્રમાણે જ એ પરમાણુઓ અનિત્ય અને સ્થૂળ ઠરે છે કે જે અનુમિતિ એમના સિદ્ધાન્તથી વિપરીત છે.

આ સંબંધમાં વૈશેષિક દર્શનમાં પરમાણુઓને નિત્ય સિદ્ધ કરવામાં કારણો આપ્યાં છે અને તેથી અહિં વૈશેષિકો કહેશે કે એ કારણરૂપ હેતુને લેવાથી ઉપરનું અનુમાન સત્ પ્રતિપક્ષ ઠરે તેમ છે તો એ કથન યોગ્ય નથી. કેમકે અત્ર આપેલું અનુમાન નિર્દોષ છે અને વૈશેષિક દર્શનમાં આપેલાં અનુમાન સદોષ છે તેથી બંને હેતુ સમબલ નહિ હોવાથી વૈશેષિક દર્શન હેતુઓ પ્રતિપક્ષ થઇ શકે તેમ નથી અર્થાત્ આ સૂત્રમાં આપેલું અનુમાન સત્પ્રતિપક્ષ ઠરી શકે તેમ નથી. વૈશેષિક દર્શનમાં નિત્યત્વ સાધવા પ્રથમ હેતુ આપતાં કહેવામાં આવ્યું છે કે **सदकारणवन्नित्यम् ॥ अं. ४ आ. १ । सू. १ ॥** એ સૂત્રમાં એવું જણાવ્યું છે કે જે ભાવ પદાર્થ છે અને જેનું કારણ નથી તે નિત્ય છે. પરમાણુઓ નિત્ય છે કેમકે એ સત્ હોઇને કારણરહિત છે. આ અનુમાન એ સૂત્રથી દર્શાવ્યું છે. પણ એ અનુમાનમાં જે હેતુ આપ્યો છે તે અસિદ્ધ છે. ઉપર બતાવ્યું તેમ રૂપાદિ હેતુથી પ્રવૃત્ત થયેલા અનુમાનથી પરમાણુનું કારણ હોવું જોઇએ એ સિદ્ધ થાય છે તેથી પરમાણુ કારણરહિત છે એ અસત્ય છે અર્થાત્ કારણરહિતપણું એ હેતુમાં બતાવેલું વિશેષ્ય પક્ષમાં રહેતું નથી.

એ દર્શનમાં **अनित्यमिति च विशेषतः प्रतिषेधा भावः ॥ अ. ४ आ. १॥सू४॥** આ સૂત્રથી દ્વિતીય હેતુ આપ્યો છે. એ સૂત્રથી એ જણાવ્યું છે કે ઘટ, પટાદિ સર્વ અનિત્ય છે એવો વ્યવહાર લોકમાં થાય છે. ત્યાં અનિત્ય છે એમ કહેવામાં નિત્યત્વનો પ્રતિષેધ કરાય છે. એ નિષેધનો પ્રતિયોગી જો નહિ હોય તો એ નિષેધ અર્થશૂન્ય ઠરે છે. ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે તો જ ઘટાભાવ એવો નિષેધ થઇ શકે છે. જ્યાં પ્રતિયોગી અપ્રસિદ્ધ છે ત્યાં નિષેધ થઇ શકતો નથી. તેથી આ વ્યવહારમાં " અનિત્યત્વ " કરી પ્રતિષેધ કરાય છે તે નિત્યત્વને સાધે છે. તેથી પરમાણુ નિત્ય છે એ સિદ્ધ થાય છે. આવું તાત્પર્ય આ સૂત્રનું છે. પણ એ સાચું નથી. નિત્યત્વનો નિષેધ અનિત્ય પદથી કરવામાં આવે છે તે નિષેધ નિત્યત્વની અપેક્ષા રાખે છે, અને તેથી ગમે તે નિત્ય પદાર્થ વિદ્યમાન હોય તો એ નિષેધ ચરિતાર્થ થઇ શકે છે. એ નિષેધની ઉપપત્તિમાટે પરમાણુની જ નિત્યતા અપેક્ષિત હોય એમ નથી, તેથી બ્રહ્મરૂપ નિત્ય વસ્તુ વિદ્યમાન છે જ અને તેથી પ્રતિયોગી પ્રસિદ્ધ હોવાથી એ નિષેધ આ રીતે ઉપપન્ન થાય છે, માટે નિત્ય વસ્તુના અસ્તિત્વની સિદ્ધિ માત્ર આ રીતે થઇ શકે, પણ પરમાણુ નિત્ય છે એવું આથી સિદ્ધ થઇ શકે તેમ નથી. ખરૂં જોતાં તો અહિં અનિત્ય એ વ્યવહારના ઉપરથી નિત્યત્વની સિદ્ધિ કરવાનો યત્ન કર્યો છે તે પણ અ-

યોગ્ય છે, કારણ કે શબ્દાર્થના વ્યવહાર માત્રથી કોઇ પણ અર્થની સિદ્ધિ થઇ શકતી નથી. જે વસ્તુ અન્ય પ્રમાણથી પ્રસિદ્ધ હોય તે જ વ્યવહારનો વિષય સાચી રીતે થઇ શકે છે તેથી તે વસ્તુની સિદ્ધિ કરની હોય તો જે પ્રમાણથી તે સિદ્ધ છે તે જ પ્રમાણનો ઉપન્યાસ કરવો ઉચિત છે; વ્યવહારનો ઉપન્યાસ નિષ્ફલ છે. ભ્રાન્તિસિદ્ધ વસ્તુ વ્યવહારનો વિષય થઇ હોય તો ત્યાં એ વ્યવહાર શું તે વિષયની સત્યતા સાધી શકે છે ? આ વડઉપર યક્ષ રહે છે એવું કર્ણપરંપરાએ જાણી તેને અજ્ઞાનથી માની લઇ જે લોક તેનો વ્યવહાર કરે છે તેમનો એ વ્યવહાર શું યક્ષની સિદ્ધિ કરી શકે છે ? નહિ જ. તેથી બને રીતે આ વૈશેષિક સૂત્રમાં આપેલો હેતુ સાધ્ય સાધવા અસમર્થ છે.

નિત્યત્વની સિદ્ધિમાં વૈશેષિક દર્શન **अविद्या च ॥ अ. ४ आ. १ सू. ५ ॥** આ સૂત્રથી તૃતીય હેતુ આપે છે. આ સૂત્રના વિવિધ અર્થ કરવામાં આવે છે. ત્યાં જો એવો અર્થ કરવામાં આવે કે જેમનાં કાર્યો દૃશ્યમાન છે એવા સદ્રૂપ જે પરમાણુઓ તેના કારણનું પ્રત્યક્ષવડે અગ્રહણ થવું તે અવિદ્યા, તો એનું તાત્પર્ય એ થયું કે જેનું કારણ પ્રત્યક્ષ નથી તે નિત્ય છે. આ વ્યાપ્તિ સવ્યભિચાર છે કેમકે દ્વયણુકનું કારણ વૈશેષિક પરમાણુ માને છે અને પરમાણુ અપ્રત્યક્ષ છે તેથી દ્વયણુક નિત્ય હોવા જોઇએ પણ એ અનિત્ય છે. આ વ્યભિચાર અટકાવવા જો " અપ્રત્યક્ષ કારણત્વ " એ નિત્યત્વના હેતુને " આરંભક દ્રવ્ય શૂન્યત્વ " એવું વિશેષણ લગાડવામાં આવે અને " જેનું કારણ અપ્રત્યક્ષ છે તથા જેનું આરંભક દ્રવ્ય નથી અર્થાત્ જેનું કારણ નથી તે નિત્ય " એવી વ્યાપ્તિ કરવામાં આવે તો અહિં પ્રથમ તો " જેનું કારણ અપ્રત્યક્ષ છે " એ વિશેષ્ય વ્યર્થ છે કારણ કે અકારણત્વ એ વિશેષણ જ નિત્યત્વની સિદ્ધિ કરી શકવા સમર્થ છે. તેથી પ્રથમ દોષ અસમર્થ વિશેષ્યતાનો છે. અને " અકારણત્વ " એ અંશ પરમાણુમાં વિદ્યમાન નથી કેમકે પૂર્વે રૂપાદિ હેતુક અનુમાનથી સિદ્ધ કર્યું તેમ પરમાણુનું કારણ છે તેથી આ હેતુ અસિદ્ધ છે, અને વળી આ હેતુ તો પ્રથમ સૂત્રમાં વૈશેષિક દર્શનમાં કહેવાઇ ગયો છે તેથી અહિં પુનરુક્તિ છે.

કાર્યોનો જે નાશ થાય છે તે સમવાયી કારણનો વિભાગ થવાથી અથવા સમવાયી કારણનો નાશ થવાથી થાય છે. દ્વયણુકનો નાશ પરમાણુદ્વયનો વિભાગ થવાથી થઇ જાય છે અને ત્ર્યણુકાદિનો નાશ તેના સમવાયી કારણરૂપ દ્વયણુકાદિનો નાશ થવાથી થાય છે. નાશના બે હેતુથી તૃતીયનો અસંભવ તે અવિદ્યા એવો અર્થ પ્રસ્તુત સૂત્રનો કરવામાં આવે અને એ હેતુ પરમાણુમાં હોવાથી, પરમાણુના કારણનો વિભાગ થાય તેમ નથી તેમ એના કારણનો નાશ પણ થાય તેમ નથી કારણ કે પરમાણુ નિરવયવ દ્રવ્ય છે તેથી પરમાણુ નિત્ય સિદ્ધ થાય છે એમ કહેવામાં આવે તો તે પણ અયોગ્ય છે. કેમકે જે વસ્તુ વિનાશ પામતી હોય છે તે આ બેજ હેતુથી વિનાશ પામે છે એવો નિયમ નથી. જો અનેક દ્રવ્યો સંયોગ પામી અન્ય દ્રવ્યને રચે છે એ પ્રકારે દ્રવ્યના આરંભની પ્રક્રિયા સ્વીકારવામાં આવે તો કદાચ આ બે હેતુથી જ વિનાશ થવો સંભવે. પણ વેદાન્ત વિશેષરહિત સામાન્યાવસ્થામાં રહેલું દ્રવ્ય તે કારણ છે અને એ જ વિશેષવાળી અન્ય અવસ્થાને પામે છે ત્યારે કાર્ય કહેવાય છે અર્થાત્ એ વિશેષ અવસ્થાવાળી દશાવાળા કાર્યનું આરંભક મનાય છે. એ સિદ્ધાન્ત વેદાન્ત સ્વીકારે છે તેથી એ સિદ્ધાન્ત પ્રમાણે જેમ ઘૃતની કઠિનતા અગ્નિના સંસર્ગથી વિલઇ જાય છે તેમ મૂર્ત દશાનો વિલય થવાથી પણ કાર્યનો નાશ થઇ શકે છે. તેથી આ પ્રક્રિયા સ્વીકારનારની સામે પ્રસ્તુત

# आंतर मनना अद्भुत चमत्कारो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૩૨ થી )

યુવાવસ્થામાં અપાતું શિક્ષણ બાલ્યાવસ્થાના શિક્ષણથી ભિન્ન પ્રકારનું હોવું જોઈએ એ પણ આ નિયમથી જ પ્રાપ્ત થાય છે. યુવાવસ્થામાં કોઇને કોઈ મત બંધાવવું હોય તો તેને માટેના પૂરાવાની અપેક્ષા રહે છે. પૃથિવી ફરે છે એ મનમાં ઉતારવા માટે અનેક યુક્તિઓ જણાવવી પડે છે અને એ યુક્તિઓ બરાબર લક્ષમાં આવે છે ત્યારે જ યુવાવસ્થાનું બાહ્ય મન એ સિદ્ધાન્તને સ્વીકારે છે. બાલ્યાવસ્થામાં એ પૂરાવાની અપેક્ષા રહેતી નથી. પૃથ્વી ફરે છે એ વારંવાર બાળકોને કહેતા રહેવાથી તેનું આંતર મન તરત જ એ સ્વીકારી લે છે અને તે પણ દૃઢપણે સ્થપાય છે. સત્ય શામાટે બોલવું, પરમાત્માની ભક્તિ શામાટે કરવી, સ્નાન શા હેતુથી કરવું, ધર્મ શામાટે પાળવો, ઇત્યાદિ બાળકોને ન જણાવતાં માત્ર એ એ ક્રિયા પુણ્યરૂપ છે માટે કરવાની છે એટલુંજ કહે કહે કરવામાં આવે છે તો તેટલાથી જ એના આંતર મનમાં એ સચોટ સિદ્ધ થઈ જાય છે, તેથી અમુક મનુષ્ય જૂઠું બોલ્યો અને તેને અમુક દુઃખ થયું. યુધિષ્ઠિર સત્ય જ બોલતા હતા માટે એમનો રથ ભૂમિથી ઉંચો ચાલતો હતો ઇત્યાદિ ઉદાહરણો આપી સત્ય બોલવું સારૂં છે એ સામાન્ય નિયમરૂપ વ્યાપ્તિને ગ્રહણ કરાવવાની બાલ્યાવસ્થામાં રહેતી નથી. બાલ્યાવસ્થામાં તો તે તે સામાન્ય નિયમો જે માનવાના હોય, અને જે આચરવાના હોય તેજ બાળકોને જણાવી દેવાની જરૂર છે. એટલું થતાં પછી એ નિયમોને અનુસરી જ એમનો આચાર થઇ રહેશે અને જ્યારે મોટું વય થશે ત્યારે તે તે નિયમોના પૂરાવા એના બાહ્ય મન માટે તે પોતે જ શોધી કાઢશે. આટલુંજ નહિ પણ પૂરાવો નહિ મળે અથવા પૂરાવો ઉંધો મળે તોપણ આંતર મન પોતે સ્વીકારેલા સિદ્ધાન્તને સહસા ત્યજી દેતું નથી અને બાહ્ય મન પાસે તે સ્વીકરાવે છે. તેથી ખરૂં નીતિધર્મનું શિક્ષણ આપવાનો સમય અને શીલ દૃઢ કરવાનો સમય અત્યંત બાલ્યાવસ્થા છે અને તેનો સદુપયોગ કરવાની ફરજ સર્વ વડીલોની રહે છે. બાલ્યાવસ્થામાં તથા આગળની કાચી ઉમરમાં આંતર મન પ્રધાનપણે વ્યાપારવાળું હોય છે, અને બાહ્ય મન રચાવવાની સ્થિતિમાં છે, માટે એ સર્વ અવસ્થામાં બાળકોને અનુભવીની ખાસ જરૂર રહે છે. એનાપર સત્તા રાખનાર અને સાચા માર્ગમાં સ્થાપનાર કુશળ અને અનુભવી બાહ્ય મનવાળા માર્ગદર્શકની ખાસ અપેક્ષા રહે છે. આથી એ પણ જણાય છે કે જે શિક્ષણપદ્ધતિમાં વ્યાપ્તિગ્રાહક અનુમાનો બાળકો પાસે કરાવવા પ્રયત્ન કરાવવાનો હોય છે તે શિક્ષણપદ્ધતિ વિજયી નીવડતી નથી. અનુપદ જણાવવામાં આવશે તેમ આંતર મનની સ્મરણશક્તિ સ્ખલન વિનાની હોય છે તેથી આંતર મનની પ્રધાન સત્તા જ્યારે હોય છે ત્યારે સ્મરણમાં રાખવાની વિદ્યાઓ તત્કાલ આવડી જાય છે. બાહ્ય મનની સત્તા જેમ જેમ જામતી જાય છે તેમ તેમ સ્મરણશક્તિ કરતાં તર્કશક્તિ વધે છે. આથી બાલ્યાવસ્થામાં જેટલું યાદ રહે છે તેટલું વય મોટું થતાં યાદ રહેતું નથી. અનેક બાળકો સમજ્યા વગર આંકના કોઠા, ભજનો, શ્લોકો વગેરે મુખપાઠ કરી શકે છે અને તેટલું કરતાં મોટી ઉમરે ત્રાસ આવે છે એટલું જ નહિ પણ પ્રસંગે એ થઈ પણ શકતું નથી. તેથી નાના વયમાં મુખપાઠ કરાવવાની વિદ્યા શીખવવી જોઈએ છે, એ સાથે સંગીતાદિ વિદ્યા જે

આંતર મનની હદમાં છે તે પણ એ વયમાં શરૂ કરવી ઉચિત છે. આ સાથે એ સ્મરણમાં રાખવું ઘટે છે કે બાળકોના મનુષ્ય કરવાના છે, બાળકો સદા બાળકો રહેવાના નથી, પણ અલ્પ સમયમાં આખેક મનુષ્ય થવાના છે; એ બાળકોના આંતર મનને જ બળ આપવાથી ગાંડા મનુષ્યની સ્થિતિનું આવાહન થાય છે. ગાંડા મનુષ્યમાં અને ડાહ્યા મનુષ્યમાં એ જ ભેદ છે કે ગાંડા મનુષ્યનું બાહ્ય મન એના આંતર મનપર લેશપણ સત્તાવાળું નથી અને ડાહ્યા પ્રાજ્ઞ મનુષ્યોનું બાહ્ય મન આંતર મનપર પોતાનું રાજ્ય સ્થાપી રહ્યું છે. તેથી બાળકોમાંથી ઉત્તમ, પ્રાજ્ઞ મનુષ્ય થવા માટે બાહ્ય મનને કેળવવાનું કાર્ય ત્યજી દેવું ઘટતું નથી. બાહ્ય મન સારી રીતે રચાય અને તે ઉત્તરોત્તર પોતાનાં કાર્યોને ઉત્તમ પ્રકારે કરે તે માટે આંતર મનની શક્તિઓનો લાભ લેવા ઉપરાંત બાહ્ય મનના વિકાસને પણ સાધવો જોઇએ. પ્રાચીન શિક્ષણપદ્ધતિમાં કેવળ મુખપાઠ કરવાનું કામ ઘણાં વર્ષ સુધી બાળકો પાસે કરાવવામાં આવતું તેજ કારણથી એ પદ્ધતિના ઉત્તમોત્તમ ફળનો સ્વાદ ન આવતાં, બાહ્ય મનના વિકાસની ઉપેક્ષા થવાથી અનર્થ પરિણામો પ્રસંગવશાત્ જણાયા છે. તેથી બાહ્ય મનના વિકાસને સાધવાનો માર્ગ ખુલ્લો કરી આંતર મનના પ્રસ્તુત ધર્મોનો લાભ લેવાય એવી શિક્ષણપદ્ધતિ જ સર્વથા વિજયી નીકળે તેમ છે. એવી પદ્ધતિથી શિક્ષિત બાળકો જ પ્રાજ્ઞ મનુષ્યો થવા ઉપરાંત ધર્મિષ્ઠ અને નીતિમાન પ્રજારૂપે થઈ જગતનું હિત સાધી, અમર યશને સ્થાપી શકે તેમ છે. બન્નેમાંથી કોઇની ઉપેક્ષા કરવાથી મહાન હાનિ થાય છે. બાહ્ય મનપર અમર્યાદ ધ્યાન આપી આંતર મનને ત્યજી દેવામાં આવે છે તો તે મનુષ્ય વિદ્વાન્ થઈ શકે છે પણ તે સાથે ભક્તિશૂન્ય, નીતિધર્મરહિત, કર્કશ, વાચાટ આદિ થવાનો ભય રહે છે. અને કેવળ આંતર મનને જ બળ આપી, બાહ્ય મનની ઉપેક્ષા કરાય છે તો તે મનુષ્ય ગાંડો થઇ નથી રહેતો તો વ્યવહારમાં કેવળ અકુશળ અને બબુચક જેવો થઇ રહે છે. તેથી જેમ શારીરવ્યાયામમાં શરીરના અમુક ભાગને દૃઢ કરે અને બીજા અવયવોની ઉપેક્ષા કરે તેવો વ્યાયામ હાનિકર ગણાયો છે અને તેવા વ્યાયામને સેવનાર અનેક મલ્લ સત્વર કાળને વશ થયેલા જાણવામાં આવે છે તેજ પ્રમાણે બાહ્ય મન અને આંતર મન એ બન્નેમાંથી કોઇની પણ ઉપેક્ષા કરવાથી મોટી હાનિ જ થાય છે અને તેમાં પણ આંતર મનને કેળવવાનો ખરો સમય બાલ્યાવસ્થા છે, તેથી સુજ્ઞે એ અવસ્થામાં ખાસ સંભાળ બાળકોની રાખવાની રહે છે અને એ અવસ્થાનો યથાર્થ લાભ લેવો ઘટે છે.

આ પ્રમાણે બાહ્ય મન અને આંતર મનની વચ્ચેના બે મહાન્ ભેદો આપણે જોયા. પણ એથી પણ મોટો ભેદ તે સ્મરણશક્તિના સંબંધનો છે. કેટલાક સમય પૂર્વે એવું ધારવામાં હતું કે હીપ્નોટિઝમની અર્ધજાગ્રતના વ્યતિકરોનું જાગ્રતમાં વિસ્મરણ થઇ જાય છે અને જાગ્રતના વ્યતિકરોનું હીપ્નોટિઝમની અર્ધજાગ્રત્ દશામાં વિસ્મરણ થઈ જાય છે. પૂર્વે હીપ્નોટિઝમની અર્ધજાગ્રતના વ્યતિકરોનું ઉત્તરકાળે થતી હીપ્નોટિઝમની અર્ધજાગ્રતમાં સ્મરણ થઇ શકે છે અને જાગ્રતનું જાગ્રતમાં સ્મરણ થઇ શકે છે તેથી જાગ્રતની બાહ્ય મનને રહે છે અને અર્ધજાગ્રતની સ્મૃતિ આંતર મનને રહે છે; અર્થાત્ સ્મરણના પ્રદેશના બે વિભાગ થઇ જાય છે અને તેમાં એક વિભાગપર આંતર મનનું રાજ્ય છે અને બીજા વિભાગપર બાહ્ય મનનું રાજ્ય છે, તથા એ બે રાજ્યોની મર્યાદા સદા અસંભિન્ન છે. આ પ્રકારના મતનું પ્રતિપાદન કોઈ કોઇ ગ્રંથમાં જોવામાં આવે છે. પણ પછીથી કરવામાં આવેલા પ્રયોગોથી

આ મત વજનવાળું ન જણાતાં, સત્યશૂન્ય જણાયું છે. એ પ્રયોગોથી એવું સ્પષ્ટ થયું છે કે જાગ્રતના સર્વ વ્યતિકરોનું સ્મરણ હીપ્નોટિઝમમાં રહી શકે છે અને તે ઉપરાંત અસંખ્ય અન્ય વ્યતિકરો કે જેનો જાગ્રતમાં આભાસસરખો પણ જણાતો નથી તેનું સ્મરણ પણ એ દશામાં થાય છે. પૂર્વે આપી ગયેલા રા. એન. બી. જોશીના પ્રયોગોમાં જે પાત્ર હતો તે "અમુક સ્મરણી છે, અમુક ગીની છે" ઇત્યાદિ જે ઉત્તર આપે છે એવું જણાવ્યું છે તેમાં એ પાત્રની આંતર દૃષ્ટિઆગળ માત્ર તે તે પદાર્થ જણાય છે પણ તે જોતાં તેનું અમુક નામ છે એ કેવી રીતે તે કહી શકે છે? નામનું જ્ઞાન એને જાગ્રતમાં જ થયેલું છે અને એ વ્યતિકર જાગ્રતનો છે. તેથી જો જાગ્રતના અનુભવમાત્રનું હીપ્નોટિઝમની અર્ધજાગ્રતમાં વિસ્મરણ થઈ જતું હોય તો વિચારસંક્રાન્તિના એ પ્રયોગોમાં નામનું કથન સર્વથા નહિ થવું જોઈએ. તેથી જાગ્રતનું સ્મરણ અર્ધજાગ્રતમાં થાય છે એ સિદ્ધ છે. આ જ પ્રમાણે એ અર્ધજાગ્રતમાં એવું દ્યોતન આંતર મનને પ્રયોગકર્તા તરફથી આપવામાં આવે છે કે અમુક વ્યતિકરનું તને જાગ્રતમાં સ્મરણ રહેશે તો તે વ્યતિકરનું જાગ્રતમાં સ્મરણ રહે છે એ પણ પ્રયોગસિદ્ધ છે. તેથી બંને રીતે તપાસતાં સ્મરણપ્રદેશનો આ પ્રમાણે વિભાગ થઇ શકે તેમ નથી, અર્થાત્ બાહ્ય મન અને આંતર મનના સ્મરણમાં આ પ્રકારનો ભેદ નથી. પણ જે ભેદ છે તે આ છેઃ—બાહ્ય મનને જે સ્મરણ થાય છે તે માત્ર જાગ્રતનું જ સ્મરણ થાય છે અને તે પણ સદા સર્વદા સાચું હોતું નથી ત્યારે આંતર મનને જાગ્રતનું, અર્ધજાગ્રતનું અને ટુંકામાં કહીએ તો સર્વ દશાનું સ્મરણ થાય છે અને તે પણ સ્ખલન વિના થાય છે. બાહ્ય મન એ મસ્તિષ્કરૂપ છે અને તેથી તેમાં સ્મરણના પ્રદેશો વિભક્ત થઈ ગયા છે. મસ્તિષ્કના અમુક ભાગમાં ચાક્ષુષ વિષયના સંસ્કારો પડે છે, અન્ય ભાગમાં શ્રાવણ વિષયના સંસ્કારો પડે છે અને અન્ય ભાગમાં ઘ્રાણવિષયના સંસ્કારો પડે છે વગેરે. આમ હોવાથી એ વિવિધ ભાગરૂપ કેન્દ્રમાંથી કોઇ કેન્દ્રને વિદ્યુતવડે આઘાત થવાથી અથવા એ ભાગમાં શસ્ત્રક્રિયા થવાથી અથવા એવા અસંખ્ય કારણથી એ કેન્દ્ર બહેર મારી જાય છે તો તે તે કેન્દ્રમાં રહેલા સંસ્કારો સ્મૃતિરૂપે થઇ શકતા નથી. અર્થાત્ તે તે વિષયની સ્મૃતિ જતી રહે છે. ચાક્ષુષ વિષયના સંસ્કારો મસ્તિષ્કના જે કેન્દ્રમાં પડે છે તે કેન્દ્રને બહેર મારી ગયેલું કરવાથી ચાક્ષુષ વિષયના સંસ્કારો પ્રસુપ્ત થઈ જાય છે અને તેથી તે મનુષ્યને રૂપની કે આકૃતિની કે એવા ચક્ષુવડે જાણી શકાય તેવા વિષયની સ્મૃતિ થઈ શકતી નથી. આથી ઉલટું આંતર મન એ એક સ્થાનાવચ્છિન્ન મન નથી પણ વિશેષરૂપમાં એક સ્થાને રહેતું હોય તોપણ પોતાના દ્રવવડે આખા શરીરમાં વ્યાપી રહેલું હોય છે અને એ મનને કોઈપણ રીતે બહેરું કરી શકાય તેમ નથી. આપણા શાસ્ત્રોની પરિભાષામાં કહીએ તો મસ્તિષ્ક એ બાહ્યમન છે અને બુદ્ધિસત્ત્વ, ચિત્ત આદિ શબ્દોવડે વ્યવહરાતું તત્ત્વ તે આંતર મન છે. બાહ્ય મનરૂપ મસ્તિષ્ક બહેર મારી જાય છે. અને દેહવિલય થતાં એ નહિવત્ થઇ જાય છે, પણ આંતર મન તો સદા અભિમાની સાથે સંલગ્ન થઇ રહેલું હોય છે અને અભિમાનીની અનાદિ કાળથી ચાલતી મુસાફરી સદા સમીપસ્થ નોકરરૂપે અથવા મંત્રિરૂપે હાજર જ રહે છે.

(અપૂર્ણ.)

આંતર મનની હદમાં છે તે પણ એ વયમાં શરૂ કરવી ઉચિત છે. આ સાથે એ સ્મરણમાં રાખવું ઘટે છે કે બાળકોના મનુષ્ય કરવાના છે, બાળકો સદા બાળકો રહેવાના નથી, પણ અલ્પ સમયમાં આધેડ મનુષ્ય થવાના છે; એ બાળકોના આંતર મનને જ બળ આપવાથી ગાંડા મનુષ્યની સ્થિતિનું આવાહન થાય છે. ગાંડા મનુષ્યમાં અને ડાહ્યા મનુષ્યમાં એ જ ભેદ છે કે ગાંડા મનુષ્યનું બાહ્ય મન એના આંતર મનપર લેશપણ સત્તાવાળું નથી અને ડાહ્યા પ્રાજ્ઞ મનુષ્યોનું બાહ્ય મન આંતર મનપર પોતાનું રાજ્ય સ્થાપી રહ્યું છે. તેથી બાળકોમાંથી ઉત્તમ, પ્રાજ્ઞ મનુષ્ય થવા માટે બાહ્ય મનને કેળવવાનું કાર્ય ત્યજી દેવું ઘટતું નથી. બાહ્ય મન સારી રીતે રચાય અને તે ઉત્તરોત્તર પોતાનાં કાર્યોને ઉત્તમ પ્રકારે કરે તે માટે આંતર મનની શક્તિઓને લાભ લેવા ઉપરાંત બાહ્ય મનના વિકાસને પણ સાધવો જોઇએ. પ્રાચીન શિક્ષણપદ્ધતિમાં કેવળ મુખપાઠ કરવાનું કામ ઘણાં વર્ષ સુધી બાળકો પાસે કરાવવામાં આવતું તેજ કારણથી એ પદ્ધતિના ઉત્તમોત્તમ ફળનો સ્વાદ ન આવતાં, બાહ્ય મનના વિકાસની ઉપેક્ષા થવાથી અનર્થ પરિણામો પ્રસંગવશાત્ જણાયા છે. તેથી બાહ્ય મનના વિકાસને સાધવાનો માર્ગ ખુલ્લો કરી આંતર મનના પ્રસ્તુત ધર્મોનો લાભ લેવાય એવી શિક્ષણપદ્ધતિ જ સર્વથા વિજયી નીકળે તેમ છે. એવી પદ્ધતિથી શિક્ષિત બાળકો જ પ્રાજ્ઞ મનુષ્યો થવા ઉપરાંત ધર્મિષ્ઠ અને નીતિમાન્ પ્રજારૂપે થઈ જગતનું હિત સાધી, અમર યશને સ્થાપી શકે તેમ છે. બન્નેમાંથી કોઇની ઉપેક્ષા કરવાથી મહાન્ હાનિ થાય છે. બાહ્ય મનપર અમર્યાદ ધ્યાન આપી આંતર મનને ત્યજી દેવામાં આવે છે તો તે મનુષ્ય વિદ્વાન્ થઈ શકે છે પણ તે સાથે ભક્તિશૂન્ય, નીતિધર્મરહિત, કર્કશ, વાચાટ આદિ થવાનો ભય રહે છે. અને કેવળ આંતર મનને જ બળ આપી, બાહ્ય મનની ઉપેક્ષા કરાય છે તો તે મનુષ્ય ગાંડો થઇ નથી રહેતો તો વ્યવહારમાં કેવળ અકુશળ અને બબુચક જેવો થઇ રહે છે. તેથી જેમ શારીરવ્યાયામમાં શરીરના અમુક ભાગને દૃઢ કરે અને બીજા અવયવોની ઉપેક્ષા કરે તેવો વ્યાયામ હાનિકર ગણાયો છે અને તેવા વ્યાયામને સેવનાર અનેક મલ્લ સત્વર કાળને વશ થયેલા જાણવામાં આવે છે તેજ પ્રમાણે બાહ્ય મન અને આંતર મન એ બન્નેમાંથી કોઇની પણ ઉપેક્ષા કરવાથી મોટી હાનિ જ થાય છે અને તેમાં પણ આંતર મનને કેળવવાનો ખરો સમય બાલ્યાવસ્થા છે, તેથી સુજ્ઞે એ અવસ્થામાં ખાસ સંભાળ બાળકોની રાખવાની રહે છે અને એ અવસ્થાનો યથાર્થ લાભ લેવો ઘટે છે.

આ પ્રમાણે બાહ્ય મન અને આંતર મનની વચ્ચેના બે મહાન્ ભેદો આપણે જોયા. પણ એથી પણ મોટો ભેદ તે સ્મરણશક્તિના સંબંધનો છે. કેટલાક સમય પૂર્વે એવું ધારવામાં હતું કે હીપ્નોટિઝમની અર્ધજાગ્રત્ના વ્યતિકરોનું જાગ્રતમાં વિસ્મરણ થઇ જાય છે અને જાગ્રતના વ્યતિકરોનું હીપ્નોટિઝમની અર્ધજાગ્રત્ દશામાં વિસ્મરણ થઈ જાય છે. પૂર્વ હીપ્નોટિઝમની અર્ધજાગ્રતના વ્યતિકરોનું ઉત્તરકાળે થની હીપ્નોટિઝમની અર્ધજાગ્રતમાં સ્મરણ થઇ શકે છે અને જાગ્રતનું જાગ્રતમાં સ્મરણ થઇ શકે છે તેથી જાગ્રતની બાહ્ય મનને રહે છે અને અર્ધજાગ્રતની સ્મૃતિ આંતર મનને રહે છે. અર્થાત્ સ્મરણના પ્રદેશના બે વિભાગ થઇ જાય છે અને તેમાં એક વિભાગપર આંતર મનનું રાજ્ય છે અને બીજા વિભાગપર બાહ્ય મનનું રાજ્ય છે, તથા એ બે રાજ્યોની મર્યાદા સદા અસંભિન્ન છે. આ પ્રકારના મતનું પ્રતિપાદન કોઈ કોઇ ગ્રંથમાં જોવામાં આવે છે. પણ પછીથી કરવામાં આવેલા પ્રયોગોથી

આ મત વજનવાળું ન જણાતાં, સત્યશૂન્ય જણાયું છે. એ પ્રયોગોથી એવું સ્પષ્ટ થયું છે કે જાગ્રતના સર્વ વ્યતિકરોનું સ્મરણ હીપ્નોટિઝમમાં રહી શકે છે અને તે ઉપરાંત અસંખ્ય અન્ય વ્યતિકરો કે જેનો જાગ્રતમાં આભાસસરખો પણ જણાતો નથી તેનું સ્મરણ પણ એ દશામાં થાય છે. પૂર્વે આપી ગયેલા રા. એન. બી. જોશીના પ્રયોગોમાં જે પાત્ર હતો તે "અમુક સ્મરણી છે, અમુક ગીની છે" ઇત્યાદિ જે ઉત્તર આપે છે એવું જણાવ્યું છે તેમાં એ પાત્રની આંતર દૃષ્ટિઆગળ માત્ર તે તે પદાર્થ જણાય છે પણ તે જોતાં તેનું અમુક નામ છે એ કેવી રીતે તે કહી શકે છે? નામનું જ્ઞાન એને જાગ્રતમાં જ થયેલું છે અને એ વ્યતિકર જાગ્રતનો છે. તેથી જો જાગ્રતના અનુભવમાત્રનું હીપ્નોટિઝમની અર્ધજાગ્રતમાં વિસ્મરણ થઈ જતું હોય તો વિચારસંક્રાન્તિના એ પ્રયોગોમાં નામનું કથન સર્વથા નહિ થવું જોઇએ. તેથી જાગ્રતનું સ્મરણ અર્ધજાગ્રતમાં થાય છે એ સિદ્ધ છે. આ જ પ્રમાણે એ અર્ધજાગ્રતમાં એવું દ્યોતન આંતર મનને પ્રયોગકર્તા તરફથી આપવામાં આવે છે કે અમુક વ્યતિકરનું તને જાગ્રતમાં સ્મરણ રહેશે તો તે વ્યતિકરનું જાગ્રતમાં સ્મરણ રહે છે એ પણ પ્રયોગસિદ્ધ છે. તેથી બંને રીતે તપાસતાં સ્મરણપ્રદેશનો આ પ્રમાણે વિભાગ થઇ શકે તેમ નથી, અર્થાત્ બાહ્ય મન અને આંતર મનના સ્મરણમાં આ પ્રકારનો ભેદ નથી. પણ જે ભેદ છે તે આ છેઃ–બાહ્ય મનને જે સ્મરણ થાય છે તે માત્ર જાગ્રતનું જ સ્મરણ થાય છે અને તે પણ સદા સર્વદા સાચું હોતું નથી ત્યારે આંતર મનને જાગ્રતનું, અર્ધજાગ્રતનું અને ટુંકામાં કહીએ તો સર્વ દશાનું સ્મરણ થાય છે અને તે પણ સ્ખલન વિના થાય છે. બાહ્ય મન એ મસ્તિષ્કરૂપ છે અને તેથી તેમાં સ્મરણના પ્રદેશો વિભક્ત થઈ ગયા છે. મસ્તિષ્કના અમુક ભાગમાં ચાક્ષુષ વિષયના સંસ્કારો પડે છે, અન્ય ભાગમાં શ્રાવણ વિષયના સંસ્કારો પડે છે અને અન્ય ભાગમાં ઘ્રાણવિષયના સંસ્કારો પડે છે વગેરે. આમ હોવાથી એ વિવિધ ભાગરૂપ કેન્દ્રમાંથી કોઇ કેન્દ્રને વિદ્યુતવડે આઘાત થવાથી અથવા એ ભાગમાં શસ્ત્રક્રિયા થવાથી અથવા એવા અસંખ્ય કારણથી એ કેન્દ્ર બહેર મારી જાય છે તો તે તે કેન્દ્રમાં રહેલા સંસ્કારો સ્મૃતિરૂપે થઇ શકતા નથી. અર્થાત્ તે તે વિષયની સ્મૃતિ જતી રહે છે. ચાક્ષુષ વિષયના સંસ્કારો મસ્તિષ્કના જે કેન્દ્રમાં પડે છે તે કેન્દ્રને બહેર મારી ગયેલું કરવાથી ચાક્ષુષ વિષયના સંસ્કારો પ્રસુપ્ત થઈ જાય છે અને તેથી તે મનુષ્યને રૂપની કે આકૃતિની કે એવા ચક્ષુવડે જાણી શકાય તેવા વિષયની સ્મૃતિ થઇ શકતી નથી. આથી ઉલટું આંતર મન એ એક સ્થાનાવચ્છિન્ન મન નથી પણ વિશેષરૂપમાં એક સ્થાને રહેતું હોય તોપણ પોતાના દ્રવવડે આખા શરીરમાં વ્યાપી રહેલું હોય છે અને એ મનને કોઈપણ રીતે બહેર કરી શકાય તેમ નથી. આપણા શાસ્ત્રોની પરિભાષામાં કહીએ તો મસ્તિષ્ક એ બાહ્યમન છે અને બુદ્ધિસત્ત્વ, ચિત્ત આદિ શબ્દોવડે વ્યવહરાતું તત્ત્વ તે આંતર મન છે. બાહ્ય મનરૂપ મસ્તિષ્ક બહેર મારી જાય છે. અને દેહવિલય થતાં એ નહિવત્ થઇ જાય છે, પણ આંતર મન તો સદા અભિમાની સાથે સંસગત થઇ રહેલું હોય છે અને અભિમાનીની અનાદિ કાળથી ચાલતી મુસાફરી સદા સમીપસ્થ નોકરરૂપે અથવા મંત્રિરૂપે હાજર જ રહે છે.

(અપૂર્ણ.)

# यथार्थ भक्तना ईशप्राति उद्गार.

પદ. ૫ ( રામબાણ વાગ્યાં હોય તે જાણે–એ લય. )

આપ સ્મરણુ લાગે વ્હાલું નાથ ! મને આપ સ્મરણુ લાગે વહાલું,
દુઃખનું અવર જાણું જાળું, નાથ મને૦
નિકટ મારી આપ એહ વિચારે, વૃત્તિને જ્યારે વાળું,
નિશ્ચિંતપણું થઇ વિલાતું તત્ક્ષણુ, ભયનું આ વાદળું કાળું, નાથ મને૦
વિવિધ ભાતિનું દૃશ્ય આ સઘળું, ફોતરૂં જાણ્યું મેં ઠાલું,
સુખકણુ એમાં ન મળતો પછી શીદ, મનને વૃથા તેમાં ઘાલું, નાથ મને૦
કામાદિ સર્પ છે નીચા પ્રદેશે, લહી,—ત્યાં હવે કેમ ચાલું,
અનવધિ શાંત સુરમ્ય ગગનમાં, આપની સંગે હું મ્હાલું, નાથ મને૦
આપસમું બીજું જોવાનું નેત્રને, જાણું ન હું રઢીયાળું,
ચિત્તને ચિંતવવાનું ન આપના, જેવું બ્રહ્માંડે હું ભાળું, નાથ મને૦
અનુભવું અવનવી આનંદચમકને આપપ્રતિ જવ હાલું,
ચિંતામણિ પ્રભુ આપને ત્યજી કેમ; બીજે મતિ હવે ઢાળું, નાથ મને૦
આપનો હું છું ને આપ છો મારા, બાપ છો હું છોરૂં કાલું,
નરહરિ પ્રભુ બાંધી આપથી નેડો હું, મસ્ત નિરંતર ફાલું, નાથ મને૦

---

# दुग्धोपचार.

દુધવડે શરીરના સર્વ પ્રકારના વ્યાધિઓ નિવારવાના ઉપાયને દુગ્ધોપચાર કહે છે. પાશ્ચાત્ય દેશોમાં આ ઉપાયવડે આજે અનેક મનુષ્યોના અસાધ્ય સરખા વ્યાધિઓ મટાડવામાં આવે છે. પ્રસિદ્ધ વિદુષી એલા વ્હીલર વિલ્કોક્સ (Ella Wheeler Wilcox) કહે છે કે ' હૃદયના વ્યાધિ (Organic heart trouble) વિના એવો એક પણ વ્યાધિ નથી કે જે આગ્રહયુક્ત દુધનું સેવન કરવાથી ન મટે. ક્ષય અને વિદ્રધિ (cancer) જેવા વ્યાધિ પણ તેથી મટી જાય છે. '

દુધ આપ્રમાણે વ્યાધિમાત્રને નિવારનાર હોવાથી, તેનું કેવી રીતે સેવન કરવું, તે પાશ્ચાત્ય વિદ્વાનોના અનુભવને આધારે અત્ર લખીએ છીએ.

તમારૂં શરીર છેક લથડી ગયું હોય, અને અન્ન ન પચવાથી તથા ઉત્તમ પ્રકારનું રુધિર ન થવાથી વિવિધ પ્રકારના વ્યાધિઓથી તમે પીડાતા હો તો શરીરને પુનઃ નીરોગ તથા બળવાન્ કરવાને માટે તમારે કોઇ સહેલાઇથી પચે એવા, મરીમસાલા વગેરે ઉત્તેજક પદાર્થોથી રહિત, સાદા આહારની અગત્ય છે.

ઘણી સહેલાઇથી પચે એવો તથા શરીરમાં સત્વર પોષણને આપે એવો દુધજેવો બીજો એક પણ ખોરાક નથી. જેમની પચનશક્તિ પૂરેપૂરી બળવાન્ થઇ હોતી નથી, એવા

બાળકોનો તે ખોરાક છે, અને તેમાં શરીરને પુષ્ટ કરવાનાં સર્વ અગત્યનાં તત્ત્વો રહેલાં છે. સઘળાં સ્તનપાન કરનારાં પ્રાણિઓ માત્ર દુધનો જ આહાર ગ્રહણ કરીને અત્યંત ચમત્કારિક રીતે વૃદ્ધિને પામે છે.

ઘણાં મનુષ્યો એવું કહે છે કે દુધ એ કંઇ મોટી ઉમરનાં મનુષ્યોનો ખોરાક નથી. એ તો માત્ર બાળકોનો જ ખોરાક છે. તેઓ પ્રાચીન કાળથી ચાલી આવતી કહેવતને પ્રમાણરૂપે આગળ ધરે છે કે 'દુધ એ બચ્ચાંને માટે છે, દારૂ એ મૂર્ખાઓને માટે છે, અને જળ એ મનુષ્યોને માટે છે.' (Milk for babies, whiskey for fools, and water for men.) પણ આ તેમનું કહેવું ભૂલભરેલું છે, એ સહજ સિદ્ધ કરી શકાય એવું છે. જે પ્રજાઓનો ખોરાક મોટે ભાગે દુધ હોય છે, તેઓ અત્યંત આશ્ચર્યકારક આરોગ્યનો તથા બળનો અનુભવ કરતી જોવામાં આવે છે, તથા તેઓનું આયુષ્ પણ ઘણું જ લાંબુ હોય છે. ઉંટના તથા ઘેટાના દુધઉપર વિશેષે કરીને રહેનાર રબારીઓ શરીરે અત્યંત બળવાન્ તથા નીરોગ હોય છે, એ પ્રસિદ્ધ છે. યુરોપમાં બલ્ગેરીયાના લોકો લગભગ એકલા દુધઉપર રહે છે, છતાં યુરોપની સઘળી પ્રજાઓકરતાં, તેમનું આયુષ્ વધારે લાંબુ હોય છે. એવી ગણના કરવામાં આવી છે કે તે લોકોમાં હજારે એક મનુષ્યની ઉમર સો વર્ષની હોય છે.

ઘણા મનુષ્યો દુધ પોતાને માફક આવતું નથી, એવી ઘણી વાર ફર્યાદ કરે છે. દુધ માફક ન આવવામાં દુધનો વસ્તુતઃ દોષ હોતો નથી, પરંતુ તે મનુષ્યોવડે કરવામાં આવેલા કોઈ આરોગ્યના નિયમનો ભંગ જ તેમાં કારણ હોય છે. એક મનુષ્યે એક વાર જણાવ્યું હતું કે મારા ચાળીશ વર્ષના અનુભવથી હું કહું છું કે દુધ એ જઠરમાં વાયુને ઉત્પન્ન કરે છે, અને તેથી તે મોટી ઉમરના મનુષ્યોનો ખોરાક નથી. દુધના વિરુદ્ધ આ કંઇ બળવાન્ પ્રમાણ ગણી શકાય નહિ, કારણ કે તપાસ કરતાં જણાયું હતું કે તે મનુષ્ય રોટલીનો કકડો ખાતો, અને તે પૂરો ચવાતો તે પહેલાં તો દુધનો ઘુંટડો પીને તેને ગળે ઉતારી દેતો. આમ મુખમાં ગ્રહણ કરેલા ગ્રાસનું લાળીકા (થુંક) સાથે મિશ્રણ થયાવિના તેને ગળે ઉતારી દેવાથી જઠરમાં તે ન પચે, અને વાયુ દર્શાવે, એ સ્વાભાવિક છે. દુધથી ઘણાને ઝાડા થઇ જવામાં પણ આવું જ કોઈ કારણ હોય છે. યોગ્ય નિયમથી જો દુધને ગ્રહણ કરવામાં આવે છે, તો નબળામાં નબળું જઠર પણ કશી હાનિવિના તેને પચાવી શકે છે, અને તેનું રુધિર ઉત્પન્ન કરી શકે છે.

દુધને ઉત્તમ પ્રકારનો આહાર ગણવામાં એક બીજું સબળ કારણ છે, અને તે એ કે તેમાં 'યુરિક એસિડ' (Uric acid) નામનું વિષવાળું તત્ત્વ બિલકુલ નથી. ઘણા મનુષ્યોનાં મૂત્ર અત્યંત વાસ મારે છે, તેનું કારણ તેમના શરીરમાં આ 'યુરિક એસિડ' નો અત્યંત સંચય થયો હોય છે, એ જ છે. કેવળ ધાવણા બાળકોનાં મૂત્રમાં દુર્ગંધ હોતી નથી, અને તેનું કારણ એ છે કે તેઓ જે આહાર ગ્રહણ કરે છે તે આ વિષવાળા તત્ત્વવિનાનો હોય છે. આમ દુધ 'યુરિક એસિડ' વિનાનો આહાર હોવાથી, જેમના શરીરમાં તેનો અધિક સંચય થયો હોય છે, તેઓ જો તેનું લાંબો કાળ સેવન કર્યા કરે છે, તો પરિણામે તે વિષ તેમના શરીરમાંથી કેવળ નીકળી જાય છે, અને તેમને થયેલા સંધિવા (Rheumatism) તથા એવા જ બીજા વ્યાધિ મટી જાય છે.

દુધનું સેવન કરનારે વિવેકનો ઉપયોગ કરીને તેનું સેવન કરવું અગત્યનું છે. ઘણા

ઉતાવળીઆ મનુષ્યો નિયમો લક્ષપૂર્વક વાંચતા નથી, અને કોઇ વાત લાભકારક છે, એવું વાંચતાં, નિયમો જોયા ન જોયા કરી તરત, તે પ્રમાણે વર્તવા મચી પડે છે. પછી પોતાના અવિવેકથી હાનિ જણાતાં લાભકારક વસ્તુને માથે દોષને મૂકે છે, અને જન્મપર્યંત તેથી થનારા લાભથી દુર્ભાગી રહે છે. આ કારણથી આ લેખમાં દુધનું સેવન કરવાના જે જે નિયમો દર્શાવવામાં આવે, તેને બરાબર સમજીને પછી જ દુધનું સેવન કરવા માંડવું. તેમ કરતાં દુધના સર્વોત્તમ લાભ જણાયાવિના ભાગ્યે જ રહેશે.

આ નિયમોમાંથી કેટલાક નિયમો વિલક્ષણ તથા બુદ્ધિ કબુલ ન કરે એવા જણાશે; પણ અનુભવ બુદ્ધિથી સૂચવવામાં આવતાં અનુમાનોકરતાં સર્વદા ચઢીયાતો છે, અને આ નિયમો સેંકડો અથવા હજારો મનુષ્યોના અનુભવનો પરિણામ છે. અમેરિકામાં દુધથી વ્યાધિ મટાડનારી અનેક સંસ્થાઓ છે, અને તેમાં રોગીઓને એકલું દુધ આપીને જ નિત્ય સારા કરવામાં આવે છે. તમને ગમે તે વ્યાધિ થયો હોય, પણ તે સંસ્થાઓમાં તમારા ઉપર એક જ ઉપચાર કરવામાં આવે છે, અને તે એ કે તમે સારા થાઓ ત્યાં સુધી દર અર્ધે કલાકે તમને અર્ધો શેર દુધ આપ્યા જ કરવું. તમને તે ઉપર રુચિ હો કે ન હો, તમારા પેટમાં તે ગડુડુડુ બોલો અથવા ઉલટી થઇને બહાર નીકળી જાઓ, તોપણ તમને સુતા સુધી દુધ પાયા કરવામાં જ આવે છે. અને આમ છતાં ઘણા રોગીઓના રોગ મટી જાય છે, એ ઉપરથી દુધના લાભમાં શંકાશીલ અનેક વિદ્વાનોની પણ ખાતરી થઇ ચુકી છે કે દુધનું સેવન, એ રોગોને નિવારનારો એક સરળ પણ અત્યંત સબળ ઉપાય છે.

પરંતુ આપણે દુધનું સેવન કરવામાં આરોગ્યના નિયમોનું, ઉપર કહ્યું તેવું છેક ઉલ્લંઘન કરવાનું નથી. દુધઉપર અરુચિ થાય, અથવા તે ગ્રહણ કરવાથી ઉલટી થાય, એટલે પર્યંત આપણે આવવાનું નથી. આ પ્રકારનાં ચિહ્નો થવાં, એ દર્શાવે છે કે જઠરમાં જોઇએ તેટલું અમ્લ તત્ત્વ ( acid ) નથી. તેથી આવાં ચિહ્નો જણાવા માંડતાં રોગીએ પ્રથમ જઠરમાં અમ્લ તત્ત્વ વધારવું, અને પછી દુધ ચાલુ કરવું. અમ્લ તત્ત્વ કેવી રીતે વધારવું તે આગળ લખવામાં આવશે.

દુધનું સેવન કરનારે દુધવિના બીજો કોઇપણ આહારનો પદાર્થ ગ્રહણ કરવો નહિ. સ્મરણમાં રાખવું કે દુધ એ પૂર્ણ આહાર છે, અને તેમાં મનુષ્યના શરીરના પોષણને માટે જેટલાં તત્ત્વોની જરૂર છે, તે સર્વ તત્ત્વો યોગ્ય પ્રમાણમાં રહેલાં છે. આથી બીજા ખોરાકની સાથે જો પુષ્કળ દુધ લેવામાં આવે છે તો પોષણનાં તત્ત્વોનું પ્રમાણ બરાબર રહેતું નથી, અને તેમ થતાં બીજા ખોરાકમાં જે નાઇટ્રોજન તથા કાર્બનનું અધિક પ્રમાણ આવ્યું હોય છે, તે વડે શરીરની નસો પુરાઇ જાય છે, અને બીજા અવયવોને પણ પોતાને માથે અધિક બોજો પડે છે. આથી વ્યાધિને નિવારવાને માટે તથા આરોગ્યની પ્રાપ્તિને માટે જે દિવસોમાં દુધનું સેવન કરવામાં આવતું હોય તે દિવસોમાં **દુધની સાથે બીજો કોઈ પણ પ્રકારનો ખોરાક લેવો નહિ.**

વિધિપૂર્વક દુધનું સેવન કરવામાં આવતાં, તેના ખરા લાભ અનુભવમાં આવ્યા વિના રહેતા જ નથી. આ લાભ અનુભવવા માટે તમારે જેમ બને તેમ નાના બાળકના જેવા થવું જોઇએ. ભારેખમપણું અને ઉદાસીનતા એ ઘડપણનું ચિહ્ન છે, અને ઘડપણ એ બીજું કંઇ જ નથી પણ એક પ્રકારનો રોગ છે, તેથી આરોગ્યને અને સુખને જો તમે

ઇચ્છતા હો તો બાળકના જેવા થાઓ. હસો, બોલો, અને આનંદયુક્ત પ્રસન્નતાવાળો સ્વભાવ કરો. બાળકના જેવા શ્રદ્ધાવાળા થાઓ. જેમાં તેમાં શંકા ન કરો, પણ પ્રાણી-પદાર્થમાં વિશ્વાસને ધરનારા થાઓ, અને સર્વથી અધિક કરવાનું તો એ કે જગતનો ભાર જાણે તમારા જ માથાઉપર હોય તેમ આખા જગતની ફિકર કરતા બંધ પડો. ચિંતારહિત થાઓ. બાળક જેમ પોતાની માતાના ખોળામાં નિશ્ચિંત થઇને ઉંઘે છે, તેમ નિશ્ચિંત થઇને પરમાત્માના આશ્રયમાં રહો. તમારી આજુબાજુ સર્વત્ર પરમાત્મા વ્યાપી રહ્યા છે, અને તે તમને પ્રતિક્ષણ આરોગ્ય અર્પે છે, એવો વિશ્વાસ ધરતા, ચિંતામાત્રનો ત્યાગ કરો. બાળકના જેવો રમવાનો, હસવાનો અને કુદવાનો સ્વભાવ કેળવો, અને બને તેટલું તમારૂં ભારેખમપણું છોડી દો. સ્વપ્નમાં નીરોગ અને બળવાન્ બાળક જેવું વર્તન રાખે છે, તેવું વર્તન બનતા સુધી રાખો.

દુધનું સેવન કરવાના દિવસોમાં જો પૂરીપૂરી વિશ્રાંતિ લેવાની તમને અનુકૂળતા હોય તો અવસ્ય તેમ કરજો; કારણ કે તેથી બહુ સત્વર લાભ થાય છે. આમ છતાં તમે અત્યંત માંદા ન હો તો આમ કરવાની જરૂર જ છે, એમ નક્કી કરી બેસશો નહિ. તમારૂં નિત્યનું કામકાજ કર્યા કરશો તોપણ અડચણ નથી. ઘણી વાર તમે વધારે કામ પણ કરી શકશો. મનને અવિકળ અને પ્રસન્ન રાખવું, એ જ મુખ્ય કર્તવ્ય તમારે સ્મરણમાં રાખવાનું છે. આમ છતાં, બે એક અઠવાડીયાંસુધી, નાના બાળકની પેઠે બધો વખત જો તમે પથારીમાં ગાળી શકો તો અવસ્ય ગાળશો. દુધનું સેવન કરતી વખતે, બે એક અઠવાડીયાં કોઇપણ જાતનું કામ ન કરતાં બને ત્યાં સુધી પથારીમાં માત્ર પડ્યા રહેવાથી શરીરનું જેવું પોષણ થાય છે, અને તેમાં જેવું લોહી વધે છે, તેવું કામકાજ કરતા રહીને ચાર કે ૭ અઠવાડીયાં દુધનું સેવન કરવાથી થતું નથી.

દુધનો ઉપચાર શરૂ કરતાં પહેલાં, બને તેમણે એક, બે અથવા ત્રણ નકોરડા ઉપવાસ કરવા. ઉપવાસના દિવસોમાં જળ પાંચ શેરથી સાત શેરસુધી પીવું. ઉપવાસથી દુધનો લાભ બહુ સત્વર જણાશે. આમ છતાં ઉપવાસનો જેમને ત્રાસ હોય તેમણે બળાત્કારથી તે કરવા નહિ: સંતાપસાથે કરેલો ઉપવાસ લાભને જણાવતો નથી. ઉપવાસથી શરીરનો કચરો બળી જાય છે, એવી જેને ખાતરી હોય તેણે જ તે કરવા. 'ઉપવાસથી મને નુકસાન થશે, અને હું ઉંક જ નંખાઇ જઇશ,' એવા નિશ્ચયવાળાએ ઉપવાસને ન કરવામાં જ લાભ છે. મનના નિશ્ચયોસાથે આરોગ્યને નિકટનો સંબંધ છે, એ કોઇએ વિસરી જવું જોઇતું નથી. આથી બને તો વધારેમાં વધારે ત્રણ, નહિ તો ઓછામાં ઓછો એક ઉપવાસ કરવો; અને ન બને તો દુધનો ઉપચાર શરૂ કરવો.

## નિયમો.

પ્રત્યેક મનુષ્યે કેટલું દુધ નિત્ય પીવું, તેનું ચોક્કસ પ્રમાણ આપવાનું કામ કઠિન છે. અનેક પ્રકૃતિનાં મનુષ્યો હોવાથી, બીજા આહારના સંબંધમાં જેમ કોઇને શેર આહાર જોઇએ છીએ, અને કોઇને પા શેર પણ વધારે પડે છે, તેમ દુધના સંબંધમાં પણ છે. મોટાં કાઠાંવાળાં મનુષ્યોને દુધ વધારે જોઇએ છે, અને નાનાં કાઠાંવાળાને ઓછું જોઇએ છે. પોતાને કેટલા દુધની જરૂર છે, તે પ્રત્યેકે પોતાની બુદ્ધિથી અનુભવ કરી નક્કી કરવું. અમેરિકામાં કેટલાક રોગીઓને નિત્ય અધમણથી પચીસ શેર દુધ આપવામાં આવે છે. એક રોગી

નિત્યનું પોણો મણ દુધ પીતો. એક મનુષ્ય સાડી બત્રીશ શેર દુધસુધી ચઢ્યો હતો. આથી વધારે દુધ પીનારનું ઉદાહરણ પ્રસિદ્ધિમાં આવ્યું નથી. એમ છતાં આ દેશમાં આટલું બધું દુધ પીવાની અગત્ય નથી. થોડુ દુધ જેટલો લાભ આપે છે, તેટલું હદઉપરાંત પીધેલું દુધ આપતો નથી. આ સ્થળે આ દૃષ્ટાંતો આપવાનું કારણ એટલું જ છે કે કેટલે સુધી દુધનું પ્રમાણ મનુષ્ય ધારે છે તો વધારી શકે છે.

જો તમે આરંભમાં ઉપવાસ કર્યા હોય તો પ્રથમ દિવસે ત્રણ શેરથી વધારે દુધ ન લેવું. બીજે દિવસે પણ માત્ર શેર જ વધવું, અર્થાત્ ચાર શેર લેવું. પછી શક્તિપ્રમાણે વધતાં અડચણ નથી.

ઉપવાસ ન કરનારે પણ ત્રણ શેરથી જ શરૂ કરવું સારૂં છે. પાણીના ભેળવિનાનું, ઉત્તમ શુદ્ધ દુધ આણવું. ભેંસનું દુધ જેમને ભારે જણાય તેમણે ગાયનું શુદ્ધ દુધ આણવું. તેને પ્રથમ હલાવવું, અને પછી તેમાંથી અર્ધો શેર દુધ, ધીરે ધીરે નાના ચમચાથી ચાહાની પેઠે પીવું. અર્ધો શેર દુધ પીતાં ત્રણથી પાંચ મિનિટ ગાળવી. મુખના રસસાથે દુધને મેળવી પછી જ ગળે ઉતારવું. પછી અર્ધો કલાક રહીને બીજું અર્ધો શેર દુધ ઉપર પ્રમાણે જ લેવું. વળી અર્ધો કલાક જવા દઇ, પાછું અર્ધો શેર લેવું. પછી દુધઉપર અરુચિ ન થઇ હોય તો વળી અર્ધો શેર લેવું. આ રીતે સવારે જો આઠ વાગતાં દુધ પીવાનું શરૂ કર્યું હશે તો સાડા નવ વાગતાં સુધીમાં બે શેર દુધ પીવાઇ રહેશે.

પછી બે એક કલાક જવા દઇ, પુનઃ જો તાજુ દુધ મળે તો તે લાવી ઉપર પ્રમાણે શરૂ કરવું. તાજુ ન મળે તો સવારે જે લીધેલું હોય તેને જ વાપરવું. દુધ બગડી ન જાય માટે, જો અનુકૂળતા હોય તો દુધને લોટામાં ભરી તે લોટો બરફમાં મૂકવો. બરફની સગવડ ન હોય તેમણે લોટાની આજુબાજુ ઠંડા પાણીથી ભીજવેલું કપડુ વીંટવું. આથી દુધ એક બે વાગતા સુધી સારી સ્થિતિમાં રહેશે.

આપ્રમાણે સાડા અગીયારે પુનઃ શરૂ કરવું અને પૂર્વના નિયમપ્રમાણે શેર અથવા દોઢ શેર પીવું. પછી સાંજ સુધી કંઇ જ ખાવું નહિ. સાંજે દુધ આવે ત્યારે ઉપર પ્રમાણે જ શરૂ કરવું, અને બાકીનું શેર પૂરૂં કરવું. દુધ હંમેશાં ટાઢુ પીવું. ઉકાળવાથી તેમાંથી કેટલાંક પોષ્ટિક તત્ત્વોનો નાશ થાય છે. આમ છતાં કોઇને ટાઢા દુધનો વહેમ હોય તો ઉકાળીને પીવું, પણ તેથી જોઇએ તેવું પોષણ મળશે નહિ. દુધને ગળ્યું કરવાને તેમાં ખાંડ કે સાકર કશું જ નાંખવું નહિ; મોળુ પીવું.

બે દિવસ આપ્રમાણે કરી પછી દુધનું પ્રમાણ પાંચ શેર, ૭ શેર, અથવા સાત શેર કરવું. એકદમ સાત શેરસુધી ચઢવાને બદલે નિત્ય શેર શેર વધવું સારૂં છે. જો તમે સવારે સાડા સાત વાગતાં દુધ પીવા માંડશો તો દશ વાગતા સુધીમાં તમે ત્રણ શેર દુધ પી શકશો. પછી અગીયાર કે સાડા અગીયારે શરૂ કરશો તો સાડા બાર કે એકસુધીમાં બીજું બે શેર દુધ પી શકશો; અને સાંજે સાત વાગે શરૂ કરશો તો સાડા આઠસુધીમાં વળી બીજુ બશેર દુધ પી શકશો.

અત્ર દર્શાવવામાં આવેલા સમયમાં જેને જેમ ફાવે તેમ પોતાની સગવડપ્રમાણે ફેરફાર કરી લેવો. અહિં લખેલા સમયને વળગી રહેવું, એવું તાત્પર્ય નથી. મુખ્ય નિયમ અર્ધે અર્ધે કલાકે અર્ધો શેર દુધ નાને નાને ઘુંટડે પીવું, એ જ સ્મરણમાં રાખવો.

૭ શેર અથવા સાત શેર દુધથી ત્રણ ચાર દિવસ ચલાવવું. પછી જો તમારું કાઠુ મોટું હોય અને તમને વધારેની જરૂર જણાતી હોય તો વળી શેર શેર વધારી દશ શેર-સુધી આવવું. આ દેશમાં ઘણાને સાત શેર અથવા આઠ શેર દુધ પૂર્ણ થઇ રહે છે; અને એટલા વડે ઉત્તમ પ્રકારે શરીર પોષાય છે. એમ છતાં પ્રત્યેક મનુષ્યે બને તેટલું વધારે દુધ લેવાનો પ્રયત્ન કરી જોવો, એ અધિક યોગ્ય છે. કેટલાકને નિત્ય પંદર શેર દુધ બહુ આશ્ચર્યકારક લાભ જણાવે છે.

દશ શેર અથવા તેથી પણ વધારે દુધ લેઈ શકનાર મનુષ્યે વચ્ચે ખાલો નાંખવાની જરૂર નથી. તેણે સવારથી તે રાત્રે સુતા સુધી દર અર્ધે કલાકે અર્ધો શેર દુધ લીધા જવું. આપ્રમાણે વધારે દુધ લેનારે બપોરે તાજુ દુધ મળે, એવો કોઇની સાથે બંદોબસ્ત કરવો જોઇએ, અથવા પોતાને ઘેર ગાય કે ભેંસ પાળવી. આવો કોઇ બંદોબસ્ત કરવાને અસમર્થ મનુષ્યે, જો બપોરનું દુધ બગડી જ જતું હોય, તો પછી તેને ઉનું કરીને પણ લેવું. તે પૂરો લાભ નહિ જણાવે તોપણ થોડો તો જણાવશે જ.

દુધનું આ સેવન પ્રત્યેક મનુષ્યે ઓછામાં ઓછું બે માસ તો કરવું જ જોઇએ. ઘણાને ત્રણ ચાર માસ જારી રાખવાની જરૂર હોય છે. જઠરની સઘળી અવ્યવસ્થા મટી જાય, શરીરના ખાડા તથા હાડકાં પૂરાય, આખું શરીર ગોળમટોળ ભરાવદાર થાય, લોહી વધવાથી લોહીની સુરખી મુખઉપર તથા શરીરઉપર આવેલી જણાય, તથા ચામડીનો મેલો વર્ણ બદલાઇ તે બાળકના જેવી સ્વચ્છ અને તેજસ્વી થાય ત્યાંસુધી પ્રયોગ જારી રાખવાની અગત્ય છે. દીર્ઘકાળના મંદાગ્નિથી શરીરમાં જણાતાં ખોટાં ચિહ્નોને નાશ કરવાની તથા પચનશક્તિને ઉત્તમ પ્રકારની કરવાની પ્રથમ અગત્ય છે. તે પ્રથમ થયે, પછી શરીરને પુષ્ટ થવાનું કામ ઝપાટાબંધ ચાલશે. ઘણાનું પછીથી શરીરનું વજન દરરોજ એક શેર વધે છે. કેટલાકનું રોજનું અર્ધો શેર વધે છે. એક સ્ત્રીનું વજન દરરોજ ૭ શેર વધતું હતું. નિત્યનું ત્રણ શેર વજન વધ્યાનાં ઉદાહરણો પણ નોંધાયલાં છે. એક મનુષ્યનું વજન નવ દિવસમાં અઢાર શેર વધ્યું હતું. વજન વધવાનું કારણ શરીરમાં શુદ્ધ રાતુ લોહી વધ્યું હોય છે, એ જ હોય છે.

કેટલાક એવી શંકા ઉઠાવે છે કે આપ્રમાણે વધેલું વજન કશા જ ઉપયોગનું હોતું નથી. કોઈ કોઇ મનુષ્યોના સંબંધમાં તેમનું આ કહેવું ખરું છે, પરંતુ સોમાં નવ્વાણુ મનુષ્યોના સંબંધમાં, જો પાછળથી આરોગ્યના નિયમોનો ભંગ કરવામાં આવતો નથી તો જે વજન વધ્યું હોય છે, તે કાયમ રહે છે, અને શરીરના સ્નાયુ કઠિન થાય છે. એ વાત તો સાચી જ છે કે પુષ્કળ દુધને લેઇને બહુ સત્વર પુષ્ટ કરેલા શરીરના એકદમ બદલાઇને કઠિન સ્નાયુ થવા સંભવતા નથી, અને આથી જ કેવળ દુધઉપર રહેનાર શ્રમ પડે એવું કામ કરતાં ઝટ થાકી જાય છે; તેનાથી બહુ દૂર સુધી દોડી શકાતું નથી, તથા સખ્ત કસરત કરતાં તે હાંફી જાય છે; એમ છતાં દુધ મૂકી દીધા પછી ઘન ખોરાક જો યોગ્ય રીતે લેવામાં આવે છે, તો શ્રમ સહન કરવાનું સામર્થ્ય અલ્પ સમયમાં આવે છે, અને જે વજન વધ્યું હોય છે, તે કાયમ રહે છે.

ધારેલું ફળ જરા મોડું જણાય તો નિરાશ થવું નહિ. આરોગ્યના નિયમોનો ભંગ કરવાથી ઘણાં વર્ષોથી બગડેલું શરીર થોડા દિવસમાં એકદમ સુધરી જતું નથી. પરંતુ જો તમે

દુધનું સેવન દઢ ભક્તિથી આગ્રહપૂર્વક કર્યા કરશો તો પરિણામે તમારૂં શરીર સુધર્યાવિના નહિ જ રહે. તમારૂં શરીર દુર્બળ પડી જઇને, ભલે હાડકાંનો માળો માત્ર રહ્યું હશે તોપણ જો તમે આગ્રહને છોડશો નહિ તો આરોગ્ય અને સુખ તમને અવશ્ય પ્રાપ્ત થવાનાં.

જેઓ અમેરિકામાં દુગ્ધોપચારની સંસ્થાઓમાં રોગીઓને દુધનું સેવન કરતા એક વાર નજરે જુએ છે, તેમને તો દુધથી થતા અસાધારણ લાભની પૂરેપૂરી ખાતરી થયાવિના રહેતી નથી. ડૉક્ટરોએ ત્યજી દીધેલા, અને જેમનું થોડા દિવસમાં મરણ થવાનું સર્વે નક્કી કરી બેઠેલા એવા રોગીઓ આ સંસ્થાઓમાં કેવળ દુધના સેવનથી પૂર્ણ નીરોગ થઇને, અને વજનમાં પુષ્કળ વધીને ઘેર ગયા છે.

દુધના સેવનથી આરોગ્ય પ્રાપ્ત થયા પછી, અને નિત્યનો ખોરાક ખાવા માંડ્યા પછી પણ પ્રસંગોપાત્ત આંતરે આંતરે વર્ષમાં એક બે વાર, એક બે માસ પાછું ઉપર કહ્યા પ્રમાણે દુધનું સેવન કરવાથી આરોગ્યને અધિક લાભ થાય છે. પૂર્વોક્ત વિદ્વાન્ એલા વ્હીલર વિલ્કોક્સ આમ જ કરે છે. તે કહે છે કે હું પ્રસંગોપાત્ત બે માસસુધી કેવળ દુધ અને થોડાં 'પ્રુન' (એક જાતનાં ફળ) અથવા જામફળઉપર રહું છું, અને તેથી મારૂં આરોગ્ય અને બળ ઘણું જ ઉત્તમ રહે છે.'

## કેટલીક ઉપયોગી સૂચનાઓ.

જેમને દુધ પેટમાં વાયુ કરતું અથવા ગડગડાટ કરતું જણાય, તેમણે સવારે દુધ શરૂ કરતા પહેલાં એક કલાકઅગાઉ, એક અથવા અર્ધા ખાટા લિંબુનો રસ કાઢીને તેમાં એક બે ચમચા ટાઢું પાણી મેળવી તે રસ પી જવો. જેમને દુધ પીવા માંડ્યા પછી તેના ઉપર અભાવ થાય તેમણે પણ દુધ પીવાનું થોડો વખત બંધ રાખી આપ્રમાણે લિંબુનો રસ પીવો. એકાદ બે કલાક પછી દુધઉપર પાછી રુચિ થયેલી જણાશે.

જઠરમાં જ્યારે અમ્લ રસ ઓછો થાય છે ત્યારે આવાં ચિહ્નો જણાય છે; અને લિંબુનો રસ પીવાથી અથવા એકાદ નારંગી ખાવાથી જઠરમાં પડેલા આ રસની ખોટ પૂરી પડે છે. આમ છતાં, દુધમાં અરુચિ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી લિંબુનો રસ પીવાની અગત્ય નથી. પરંતુ અરુચિ જણાય ત્યારે તો જ્યાં સુધી તે ટળી જાય ત્યાં સુધી લિંબુનો રસ પીધા જ કરવો જોઇએ. પુષ્કળ દુધ પીનાર કેટલાકને સવારમાં દુધનું નામ સાંભળતાં ઉબકા આવે છે. આવા મનુષ્યો જ્યાં એકાદ લિંબુનો રસ પીએ છે કે પછી થોડી વારમાં તેમને દુધઉપર રુચિ પ્રકટે છે.

દુધ અને લિંબુનો સંયોગ હાનિ કરનાર છે, એમ આ વિષયના જ્ઞાનવિનાના ઘણા મનુષ્યો કહેવાના, પરંતુ તે ઉપર લેશ પણ ધ્યાન આપવાની અગત્ય નથી. કેટલાક વિદ્વાનો લિંબુના રસને દુધમાં હલાવી નાંખી તે દુધ અર્ધે અર્ધે કલાકે, જ્યારે દુધ વાયુ જણાવે ત્યારે પીવા સલાહ આપે છે. દુધમાં લિંબુનો રસ એટલો બધો ન નાંખવો કે તેમાંથી પાણી છુટું પડી જાય, અને દહીંનાં કુચા જુદા રહે. પાંચ સાત ટીપાં હલાવી નાંખવાથી પાતળા દહીંજેવું દુધ થાય છે. આવું દુધ કેટલાકને વધારે સ્વાદિષ્ટ લાગે છે, તથા તે તેમને એકલા દુધકરતાં વધારે માફક આવે છે. અથવા લિંબુનો રસ જેમને અનુકૂળ ન જણાય તેમણે બપોરના વખતમાં દુધને બદલે થોડી થોડી સારી છાશ પીધા કરવી. આથી શરીરમાં જે મળનો સંચય હશે તે સંપૂર્ણ નીકળી જશે,

આટલું કરતાં છતાં પણ જઠરમાં દુધ ખળભળાટ કરે તો પૂર્વ કહ્યાપ્રમાણે એક, બે કે ત્રણ ઉપવાસ કરીને પછી દુધના પ્રયોગ શરૂ કરવો. ઉપવાસથી શરીરની શુદ્ધિ થાય છે, જઠરને જોઇતી વિશ્રાંતિ મળે છે, અને પોતાનું કામ વધારે સારૂં કરવાનું તેનામાં બળ આવે છે.

લિંબુના રસવિના બીજો કોઇપણ જાતનો ખોરાક દુધનું સેવન ચાલતું હોય તે દિવસોમાં લેવો નહિ. એથી દુધના સંતોષકારક લાભ જણાતા નથી.

દુધનું સેવન કરવા માંડતાં આરંભમાં ઘણાને શરીરમાં વિવિધ પ્રકારની પીડાઓની જણાવા માંડે છે, ન સમજાય પડે એવાં દુઃખો થાય છે, અને વિવિધ શારીરિક વ્યાપારોમાં પણ ક્ષોભ થયેલો જણાય છે. આમ થતાં ઘણા મનુષ્યો ભયભીત થાય છે, અને દુધના સેવનથી કોઇ ભયંકર પરિણામ નીપજવાની કલ્પના કરે છે. પરંતુ આવાં ચિહ્નોઉપર બિલકુલ ધ્યાન આપવાનું કારણ નથી. પ્રજાને આરોગ્યનું શિક્ષણ આપવામાં ભાગીરથ પ્રયત્ન કરનાર મિ. મેક્ફેડન કહે છે કે 'શુદ્ધ મનથી અને આગ્રહથી દુધનું સેવન કરવાથી સર્વદા લાભ જ થયો છે, એવો મારો અનુભવ છે; તેના સેવનથી કદી પણ હાનિ થવાનો એક પણ દાખલો મારા જાણવામાં નથી. આ કથન ઘણાને અતિશયોક્તિભરેલું લાગશે, પણ તે કેવળ સાચું છે. મને પોતાને પણ પ્રથમ દુધના લાભમાં શંકા હતી, પરંતુ સેંકડો રોગીઓને તેથી લાભ થયેલો મારી નજરે જોયા પછી હવે મને તેમાં અત્યંત શ્રદ્ધા બંધાઇ છે. દુધ પૂર્ણ આહાર છે, અને શરીરના પ્રત્યેક ભાગનું તે પોષણ કરે છે. નાના બચ્ચાંનું જેમ દુધથી પોષણ થાય છે, તેમ જુવાન મનુષ્યનું પણ થાય છે.'

દુધ પીનારને ઘણી વાર દુધથી પેટ તઠાતુમ થઇ ગયેલું, અને હવે એક ઘુંટડો પણ નહિ પીવાય, એવું લાગે છે. ઘણું ખરૂં સાંજના ભાગમાં આવું ચિહ્ન જણાય છે. આવું ચિહ્ન જણાતાં જરા પણ ભય ધરવો નહિ; કારણ કે દુધમાં રહેલું જળ જેમ જેમ રુધિરમાં શોષાતું જશે તેમ તેમ આ ચિહ્ન જતું રહે છે. વળી દુધનો અભ્યાસ પડ્યા પછી પણ આ ચિહ્ન ધીરે ધીરે શમી જાય છે. કેટલાકને દુધનો અભ્યાસ પડતાં સાતથી ચૌદ દિવસ લાગે છે, અને કેટલાકને તેથી વહેલો પણ પડી જાય છે.

જેઓને મીઠામરચાવાળો તીખો તમતમો ખોરાક ખાવાની ટેવ પડી હોય છે, અથવા જેઓને બીજે ત્રીજે મિષ્ટાન્ન ઉડાવવા જોઇએ છે, અથવા જેઓને ચાહા, કોફી, દારૂ, માંસ વગેરે ખાવાની ટેવ પડી ગઇ હોય છે, એવા લોકોને કેવળ દુધઉપર રહેવાનું કામ આરંભમાં ઘણું કઠિન જણાય છે. તેઓને જાણે પેટ ભરાતું નથી, અને શરીરને પૂરતું પોષણ મળતું નથી, એમ લાગ્યા કરે છે. આ પ્રકારનું જે ભાન થાય છે, તે તીખાતમતમા પદાર્થોની લલુતાથી થાય છે; પરંતુ શરીરના આરોગ્યને ઇચ્છનારે આવી ખોટી લલુતાઉપર બિલકુલ ધ્યાન આપવાની જરૂર નથી.

કેટલાકને દુધના સેવનથી આરંભમાં બંધકોશ જણાય છે. આના બે ત્રણ ઉપાય છે. સૌથી ઉત્તમ ઉપાય એ છે કે બંધકોશ જણાય ત્યારે દુધનું પ્રમાણ વધારવું. દુધનું પ્રમાણ વધારવાથી મોટો નળ ધોવાય છે, અને થોડા વખતમાં બંધકોશ મટી જાય છે. દુધનું પ્રમાણ જેમનાથી વધારી શકાય નહિ તેમણે અંજીર ખાવાં અથવા શેકેલા ઘઉં ખાવા, પરંતુ ધ્યાનમાં રાખવું કે આ પદાર્થો ખાવાથી પછી દુધનું પ્રમાણ વધારી શકાશે નહિ.

દુધનું પ્રમાણ વધારવાથી જ્યારે બંધકોશ મટી જાય છે ત્યારે, જો આરોગ્યના નિયમનું પાલન કરવામાં આવે છે તો ફરીને તે કદી થતો નથી. દુધનું પ્રમાણ વધારવા છતાં પણ બંધકોશ ન મટે તો બીયાસહિત કાળી દ્રાક્ષ ખાવી, અથવા પોતાને અનુકૂળ જણાતાં ગમે તે ફળ ખાવાં.

આટલું કરતાં છતાં પણ જો બંધકોશ ન મટે તો દુધની સાથે પ્રસંગે પ્રસંગે થોડાં શણનાં બી ગળી જવાં. આખા દિવસમાં એક મોટા ચમચાથી વધારે બી ન ગળવાં.

બંધકોશનું યંત્ર વાપરવાની જરૂર પડે તો બશેર કે ત્રણ શેરથી વધારે પાણી ન લેવું; તેમ જ જુલાબની કોઈ પણ દવા ન લેવી. એમ છતાં જો લેવી જ હોય તો એક ભાગ સોનામુખી અને બે ભાગ જેઠીમધનું લાકડું લેઈને તેની બારીક ભુકી કરવી, અને તેમાંથી બે આનીભાર કે ચાર આનીભાર રાત્રે સુતી વખતે પ્રસંગે લેવી. આમ છતાં કુદરતને મલોત્સર્ગનું કામ પોતાની મેળે જ કરવા દેવું, એ વધારે સારૂં છે. નિરુપાયે જ આ બાહ્ય ઉપચાર કરવા. ચિંતા તજવી, મનને શિથિલ કરવું, અને શરીરની અંદરનાં જીવનસામર્થ્યોઉપર વિશ્વાસ રાખવો. દુધનો આહાર પોતે જ પરિણામે નીરોગ બાળકને જેમ થાય છે તેમ ખુલાસાથી દસ્ત કરશે.

કેટલાકને દુધના સેવનથી આરંભમાં ઝાડા થઇ જાય છે. આવા મનુષ્યોએ પાંચશેરથી ૭ શેરસુધી, અથવા પોતાનાથી લેવાય તેટલું સારૂં ગરમ પાણી બંધકોશના * યંત્રદ્વારા લેઈને મોટા નળમાં ભરાઈ રહેલા કચરાને ધોઇ નાંખવો. યંત્રનો ઉપયોગ કરતાં છતાં પણ ઝાડા ન અટકે તો દુધનું સેવન કરવું બંધ રાખવું.

જેઓ કસરત કરી શકતા હોય તેમણે સવારે કસરત કર્યા પછી દુધ પીવાનો આરંભ કરવો.

લાંબો સમય દુધનું સેવન કરવાથી જઠર, નાનાં આંતરડાં અને આખું પચનેંદ્રિય બળવાન્ થાય છે, અને પૂર્વ કરતાં તેની પચનશક્તિ ઘણી જ વધે છે.

**દુધનું સેવન કરનારાએ શું ન કરવું.**

**અત્યંત ઠંડું દુધ ન પીવું.** દુધ બગડી ન જાય માટે તેને ઠંડી જગામાં રાખવું, પણ બરફજેવું ઠંડું દુધ કદી પણ ન પીવું. જેઓ બરફમાં દુધ રાખે તેમણે તેને લોહીની ગરમી જેટલું ગરમ કરીને પછી પીવું.

**ગરમ કરેલું અર્થાત્ ઉકાળેલું દુધ ન પીવું.** દુધને ગરમ કરવાથી તેમાંથી કેટલાંક પૌષ્ટિક તત્ત્વો બળી જાય છે. વળી ગરમ દુધ બંધકોશ કરે છે.

**ઉપરાઉપરી દુધનાં ત્રણ ચાર પવાલાં સપાટાબંધ ન પી જવાં.** આમ કરવાથી જઠર રબરની કોથળીની પેઠે ફુલે છે. અર્ધો શેર દુધમાં રહેલું જળ જઠર પૂરેપૂરૂં સુસી લે ત્યાર પછી જ બીજું પવાલું પીવું.

**અર્ધો શેર દુધ એકે સપાટે ગટગટ ન પી જવું.** ધીરે ધીરે નાને ઘુંટડે પીવું, અને પ્રત્યેક ઘુંટડાનો જેમ બને તેમ મુખમાં સ્વાદ લેવો.

**દુધનું સેવન ચાલતું હોય તે દિવસોમાં પાણી કે બીજો કોઇપણ જાતનો**

* બંધકોશનું યંત્ર કેવી રીતે વાપરવું તેને માટે, જિજ્ઞાસુએ આ વર્ગથી પ્રકટ થયેલું બંધકોશનું પુસ્તક વાંચવું. મૂલ્ય ૦-૨-૦

**પ્રવાહી પદાર્થ ન પીવો.** દુધમાં કુદરતે શુદ્ધ કરેલું સર્વોત્તમ જળ હોય છે, અને તે પેટમાં દુધ ગયા પછી તરત જ દુધના ઘન અંશોથી જુદું પડી જાય છે. આ જળ શરીરમાં ભરાઇ રહેલા કચરાને ઓગાળી નાંખી તેને બહાર કાઢી નાંખે છે; અને શરીરને ઘણો જ ઉત્તમ લાભ કરે છે.

**દુધ એ જળજેવો પીવાનો પદાર્થ સમજતા ના;** બીજા ખોરાક જેવો દુધ એ એક ખોરાક જ છે. જઠરમાં પહોંચ્યા પછી અને તેમાંનું પાણી શોષાઇ ગયા પછી તે જઠરના રસને લીધે પનીરના દહીંજેવું થાય છે. તેનો પ્રત્યેક અણુ જઠરના રસની સાથે મિશ્ર થાય માટે જ તેને ધીરે ધીરે પીવાની જરૂર છે, નહિ તો જઠરમાં તેનો ગઠ્ઠો બાઝી જાય છે, અને તેને પચતાં બહુ વિલંબ થાય છે.

**દુધનું સેવન ચાલતું હોય તે દિવસોમાં બીજો કશો ખોરાક ખાવો નહિ.** ખાંડ, મિઠાઇ, મધ, ગોળ, ફળ, બદામ વગેરે મેવો ખોરાક નથી, એવું ખોટું સમજીને તેમને કદી ખાતા નહિ. ચાહા, કોફી, કોકો, પાન, સોપારી કે એવું કશું પીતા કે ખાતા નહિ. દુધનો સર્વોત્તમ લાભ જોઇતો હોય તો જઠરમાં દુધવિના બીજું કશું જ નાંખતા નહિ.

**એક અથવા બે દિવસ દુધનું સેવન કરીને તમે ધારેલા ચમત્કારિક લાભ તત્કાળ ન જણાવાથી દુધનું સેવન કરવાનું છોડી દેતા નહિ.** આરંભના દિવસોમાં, આહાર બદલાવાથી તથા બીજા કારણોથી દુધથી લાભને બદલે નુકસાન થયેલું જણાય, તથા આખા શરીરમાં બેચેની પ્રકટેલી જણાય તોપણ દુધનું સેવન છોડશો નહિ. તમને ગમે તેવો અનુભવ થાય તોપણ જ્યાં સુધી તમારા શરીરને દુધ માફક આવતું તમને ન જણાય ત્યાં સુધી આગ્રહથી તેને સેવ્યા જ કરજો. પરિણામે તમને તેના આશ્ચર્યકારક લાભ જણાવાના.

**દુધને પચાવનારી કહેવાતી દવાઓસાથે દુધને કદી લેતા ના.** કેટલાક વૈદ્યો પોતાના રોગીઓને એકલા દુધઉપર રાખે છે, અને તેની સાથે પોતાની કોઇ દવા આપે છે. તેઓ રોગીને એવું દસાવે છે કે આ દવાથી તમે પુષ્કળ દુધને પચાવી શકશો. વસ્તુતઃ જઠર જ દુધને પચાવે છે; દવા તેવું કશું જ કરતી નથી. જો દવામાં દુધને પચાવવાનું સામર્થ્ય હોય તો પ્રથમ દિવસે જ પાંચ શેર કે દશ શેર દુધ રોગીએ દવાના બળથી પચાવવું જોઇએ. પણ તેમ થતું નથી. જઠરને દુધજેવો હલકો ખોરાક મળવાથી તેને પચાવવાનું કામ બહુ સરળ થઇ પડે છે. આથી તે શ્રમિત થઇ જતું નથી, અને થોડા શ્રમે અધિક પોષણ તેનાથી ઉત્પન્ન કરી શકાતું હોવાથી આખા શરીરસાથે તે પોતે પણ ધીરે ધીરે બળવાન્ થાય છે, અને તેમ થતાં તે અધિક દુધને પચાવે છે. આમ સાદા અને શુદ્ધ આહારથી થયેલા લાભનો યશ વૈદ્યો પોતાના ઔષધને અપાવે છે, અને રોગીઓ તે માની લેછે. દવાવિના તમે દુધનું સેવન કરો, અને દવાસાથે સેવવાથી તમને જેટલે સમયે લાભ થશે તેના કરતાં વધારે સત્વર લાભ થશે, અને તે ઉપરાંત તમારા દવાના પૈસા બચશે.*

દુધનું સેવન કરવાના સંબંધમાં ઉપર જે કંઇ લખવામાં આવ્યું છે, તે દીર્ઘ કાળના

---

* દુધનું સેવન કરવાની આતુરતાવાળા સજ્જનોને 'દુગ્ધોપચાર' સંબંધી સઘળી હકીકત એકી વખતે જાણવામાં આવે, માટે ઘણાં પૃષ્ઠો રોકાવા છતાં પણ આ જ અંકમાં આ આખો વિષય પૂર્ણ કર્યો છે.

અનુભવપછી જ લખવામાં આવ્યું છે. અમેરિકામાં કેટલાક ઉપચારકો આથી પણ ઓછી હકીકતને માટે રોગીઓપાસેથી સો ડોલર અર્થાત્ ત્રણસેંથી વધારે રૂપૈયા લે છે. લેખક ખાતરીથી માને છે કે ઉપરના નિયમે આગ્રહથી વર્તનાર ગમે તે મનુષ્ય જો તે રોગી હશે તો પોતાના રોગને મટાડ્યાવિના નહિ જ રહે, અને જો નીરોગ હશે તોપણ પોતાના આરોગ્યમાં ઘણો જ સુધારો કરશે. ઘણા પાતળા શરીરવાળા જાડા થવાને પુષ્કળ ફાંફાં મારે છે, અને વિવિધ કિમતી દવાઓમાં પુષ્કળ પૈસા ખરચી નાંખે છે, તેઓને બીજી લલચાવનારી નવી દવાઓમાં પૈસાનું પાણી કરવા પહેલાં આ દુગ્ધોપચાર અવશ્ય અજમાવવાની વિનતિ કરવામાં આવે છે. લોસ એન્જેલિસની મિસીસ ફ્રીલ્ડે ત્રણ માસસુધી નિત્ય સાડા સાત શેર દુધનું સેવન કરીને પોતાના વજનમાં તેત્રિશ શેરનો વધારો કર્યો હતો, અને તે સાથે કોઇ દિવસ નહિ અનુભવેલું એવું સ્થાયી આરોગ્ય પ્રાપ્ત કર્યું હતું.

દુધના સેવનથી આરોગ્યની પ્રાપ્તિ કર્યા પછી જેઓ ફળ તથા મેવાઉપર રહે છે, તેઓ ફરીને કદી પણ માંદા પડતા નથી.

---

## उपकारनिवेदन.

પદ. ( હે દેવર્ષિ હવે શી થશે, એ લય.)

જય વિશ્વપતિ શું આપના ઉપકાર વર્ણું અનંત,
જે જે કર્યા હું અપાત્રપર, થઇને કરુણાવંત. જય૦
આપ્યો રુડો માનવતણો, કરુણા કરીને દેહ,
તે પણ વળી ભારતભૂમિમાં ધારી હૃદયે સ્નેહ. જય૦
દીધાં સુશીલ માતાપિતા, કુળવાન્ ને ગુણવાન્;
અનુકૂળ દીધી પત્ની, દીધા—બંધુ સુજન સુખસ્થાન. જય૦
ઉત્તમ બહુ મિત્રો દીધા, વિપદે રહે જે સાથ;
ગૃહ અન્ન ધન વસ્ત્રોવડે, પોષો નિરંતર નાથ. જય૦
સંસારમાં ઉપજાવવા, સઉ સુખદ દૃઢ વૈરાગ,
કદી કદી વિપત્તિ આપતા, મુજને પ્રભુ જોઇ લાગ. જય૦
પ્રકટાવતા વ્યાધિ પ્રબળ, તનુમાં પ્રભુ કદી ખાસ;
છોડાવવા મારો સુદૃઢ, આ દેહમાં અધ્યાસ. જય૦
આકર્ષતા ચરણે કદી, દારિદ્ર્યનું દઇ દુઃખ,
વાત્સલ્ય અનવધિ આપનું, વર્ણી શકું ના મુખ. જય૦
ઉદ્ધારવા મુજને ધર્યો, આપે પ્રભુ અવતાર;
સંભારતાં ઉપકાર એ, વહે નયન અશ્રુધાર. જય૦
એવી ન પળ કો વીતતી, જેમાં ન જગદધિનાથ;
મુજ કાંઇ ને કાંઇ થતું, હિત આપને પ્રભુ હાથ. જય૦

કરતા પ્રભુ જેવી રીતે, મુજ હિત પળપળ નિત્ય;
તેવું કરો જીવમાત્રનું, એ વિશ્વમાંહિ વિદિત. જય૦
તો પણ ઘણા જાણે નહિ, પ્રભુ આપનો આ સ્વભાવ;
હિતમાં અહિત બુદ્ધિ ધરી, રડતા ભ્રમે ભવદાવ.[1] જય૦
જોઉં હું, છે જેમ તેમ, એ–પ્રભુ આપનો જ પ્રભાવ,
ગાવા ગુણો દોછો અને દેજો વળી પ્રભુ દાવ, જય૦
માગ્યા વિના જે સમય જે, જોઈએ તે આપો ઈશ,
ત્યાં માગવું ત્યજી નરહરિપ્રભુ માત્ર નામું શીશ, જય૦

---

# मानस रसायन

अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૩૬ થી)

## પ્રકરણ ૫.

### આપણે અનંત વર્તમાન કાળમાં જ જીવીએ છીએ, એવું ભાન કરીને વૃદ્ધાવસ્થાના ભાનને નિર્મૂળ કરવું.

જે ગુણનું અથવા જે સ્થિતિનું આપણે આપણા અંતઃકરણમાં ભાન કર્યા કરીએ છીએ, તે પ્રત્યેક ગુણને અથવા સ્થિતિને આપણા મનનાં સામર્થ્યો આપણામાં ઉત્પન્ન કરે છે, અને બહાર દર્શાવે છે. માનસ શાસ્ત્રના સઘળા નિયમોમાં આ નિયમ અત્યંત મહત્ત્વનો છે. કારણ કે મુખ્યત્વે કરીને આ નિયમવડે જ પોતાનું જીવન ભવિષ્ય કાળમાં કેવું થશે, તેનો મનુષ્ય નિર્ણય કરે છે.

વૃદ્ધાવસ્થાનું ભાન કર્યા કરવાથી આપણે આપણા મનમાં ઘડપણની સ્થિતિ ઉત્પન્ન કરીએ છીએ, અને જે સ્થિતિ મનમાં ઉત્પન્ન થાય છે, તે શરીરમાં બહાર પ્રકટ્યાવિના કદી પણ રહેતી નથી. આથી અખંડ યૌવનને જો આપણે આપણા શરીરમાં પ્રકટાવવું હોય તો પ્રથમ આપણે આપણા મનમાંથી "હું ઘરડો છું", એવા ભાનને સમૂળ ટાળી નાખવું જોઇએ.

વખત નિરંતર વહ્યા કરે છે, અને જે મનુષ્યના જીવનમાં જેમ વધારે વખત વહે છે, તેમ તે વધારે ઘરડો થાય છે, એવું માનવાથી મનુષ્યોમાં ઘડપણનું ભાન ઉત્પન્ન થાય છે.

આમ છતાં મનુષ્યોનું આ પ્રકારનું માનવું, એ યથાર્થ વિજ્ઞાનના સિદ્ધાંતથી કેવળ ઉલટું છે; કારણ કે પ્રથમ તો વખત વહેતો જ નથી, વખત તો માત્ર છે; અને બીજું

---

૧ ભવરૂપી અરણ્યમાં.

એ કે મનુષ્ય ગમે તેટલો લાંબો સમય જીવે તોપણ તેના શરીરમાં તેના અખંડ નવા શરીરને કરવાની જે ક્રિયા સ્વભાવથી ચાલ્યા જ કરે છે, તે ક્રિયાને લીધે તે ઘરડો થતો નથી.

આપણા જીવનના જે નિયમો છે, તે નિયમોને અનુકૂળ આપણા મનના નિશ્ચયો રહે, એટલા માટે વખતના સંબંધમાં યથાર્થ નિશ્ચય બાંધવાની આપણે અત્યંત અગત્ય છે; અને આ યથાર્થ નિશ્ચય વખત છે, એ સિદ્ધાંતઉપર બંધાયલો છે. વખત તો જેવો છે, તેવો જ સર્વદા છે. તે આવતો પણ નથી અને જતો પણ નથી. જગતના પ્રાણિપદાર્થો જ જવાઆવવાની ક્રિયા કરે છે, વખત નહિ.

જેને આપણે વખત કહીએ છીએ તે અનંત કાળનો માત્ર **વર્તમાન કાળ** છે; અને આ વર્તમાન કાળ વર્તમાન સમયમાં અખંડ હોય જ છે. આથી વખતને વહી જવાપણું હોઇ શકતું જ નથી.

માત્ર. વર્તમાન કાળમાં જ મનુષ્ય જીવી શકે છે; તે ભૂતકાળમાં તેમ જ ભવિષ્યકાળમાં જીવી શકતો નથી. તે ભૂતકાળનો અથવા ભવિષ્યકાળનો વિચાર કરી શકે છે ખરો, પણ તે જીવી શકે છે તો માત્ર વર્તમાનકાળમાં જ; અને વર્તમાનકાળ વહી જતો નથી માટે મનુષ્યનું આયુષ્ વહી જતું નથી.

ઘણાં વર્ષો ભેગાં થવાથી જ ઉમર થાય છે, અને વખતના વહેવાથી જ ઘણાં વર્ષો થાય છે, એવું જ્યારે મનુષ્ય માનતો હોય છે ત્યારે વર્ષોના વહેવાની સાથે હું વધારે અને વધારે ઘરડો થતો જઉં છું, એવું ભાન તેના અંતઃકરણમાં અજાણતાં પણ રહ્યા જ કરે છે. પ્રતિવર્ષ તેને હું વધારે અને વધારે ઘરડો થતો જઉં છું, એવું લાગે છે, અને શરીરને મન જેટલું ઘરડું ભાન કરે છે, તેટલું જ ઘરડું તે સર્વદા દેખાય છે.

પરંતુ, ઘણાં વર્ષો ભેગાં થવા છતાં પણ ઉમર થતી નથી, અને વર્ષો વહેતાં નથી એવી જ્યારે મનુષ્યને ખાતરી થાય છે, ત્યારે હું ઘરડો થતો જઉં છું, એવું તેને ભાન થતું નથી. અને તેમ થતાં તે ઘરડો દેખાતો નથી.

અનંત વર્તમાન કાળઉપર મનની સમગ્ર વૃત્તિઓને એકાગ્ર થવાનો અભ્યાસ પાડવાથી કેવળ વર્તમાનકાળ જ છે, એવું ભાન મનમાં અધિક અધિક દૃઢ થતું જાય છે, અને વર્તમાનકાળનું જ અસ્તિત્વ છે, એવું મનમાં દૃઢ ભાન થતાં, ઘડપણનું ભાન મનમાંથી સમૂળ નીકળી જાય છે.

વર્તમાનકાળમાં જ હું જીવું છું, અને વર્તમાનકાળનું જ અસ્તિત્વ છે, એવું જ્યાં સુધી મનને ભાન થાય છે, ત્યાં સુધી વૃદ્ધાવસ્થાનું તેને ભાન થવું સંભવિત નથી.

વર્તમાનકાળ :અનંત છે; અર્થાત્ વર્તમાનકાળ નિરંતર વર્તમાનકાળ જ હોય છે; વર્તમાનકાળ પોતાના વર્તમાનકાળના સ્વરૂપથી કદી વિરમતો નથી, આથી વર્તમાનકાળમાં આપણે જીવીએ છીએ, એવું ભાન કરવાથી વર્તમાનકાળમાં આપણે જેવા છીએ તેવા જ સર્વદા રહ્યા કરીએ છીએ; અને વર્તમાનકાળમાં આપણે જુવાન છીએ.

વર્તમાન કાળમાં મનુષ્યનો વિકાસ અને વૃદ્ધિ થવી સંભવિત છે, પરંતુ વર્તમાન કાળથી બહાર તે કદી જઈ શકતો નથી, કારણકે વર્તમાનકાળ અનંત છે.

મનુષ્યે પોતાના મનમાં પાકો નિશ્ચય કરી રાખવો જોઇએ કે "વખતના વહેવાની સાથે મારું વહેવું થતું નથી; કારણ કે વખત વહેતો નથી. વખત તો છે. હું વર્તમાનકા-

ળમાં જીવું છું. અને વર્તમાન કાળ નિરંતર વર્તમાનકાળ જ રહ્યાં કરે છે. હું વર્તમાનકાળમાં જીવું છું, અને વૃદ્ધિને પામ્યા કરું છું, પણ હું વૃદ્ધ થતો નથી. ઘડપણ છે નહિ, અને મારું વહેવું થતું નથી; હું છું."

અહમસ્મિ (હું સર્વકાળ છું) એ પ્રકારના ભાનને મનુષ્ય જેમ જેમ અધિક દૃઢ કરતો જાય છે, તેમ તેમ તેને વર્તમાન કાળમાં તે જેવો છે, તેનો અનુભવ થતો જાય છે. તેને સમજાય છે કે તેનાં હાલ જે સ્વરૂપલક્ષણો છે, તેના સંભવો અમર્યાદ છે, અને તેનાં આ સ્વરૂપલક્ષણોની અધિક અધિક ઉત્કૃષ્ટતાનું તેને જેમ અધિક વર્ષો વીતે છે તેમ ભાન થતું નથી, પણ વર્તમાન કાળમાં તેનો અનુભવ કરવાથી ભાન થાય છે.

તેને સમજાય છે કે તેના સ્વરૂપમાં હાલ જે કંઇ અપ્રકટ છે, તેને વર્તમાન કાળમાં જ નિરંતર અધિક અધિક પ્રકટ અનુભવવાથી, જે કંઇ સિદ્ધ કરવાનો તેનો ઉદ્દેશ હોય છે, તેને તે સિદ્ધ કરે છે. અધિક અને અધિક લાભની પ્રાપ્તિને માટે તે ભવિષ્યમાં દૃષ્ટિ નથી નાંખતો, પણ વર્તમાનકાળમાં પોતાની વૃદ્ધિ થવાથી તે લાભ પ્રાપ્ત થાય છે, એમ તે માને છે, અને તેથી વર્તમાન કાળઉપર જ તે પોતાની સમગ્ર વૃત્તિઓને એકાગ્ર કરે છે.

ભૂતકાળનો અથવા ભવિષ્યકાળનો સાક્ષાત્ વિચાર કર્યાવિના, વર્તમાનકાળના અનુભવમાં જીવન ગાળવાથી, 'વખત વહે છે' એ પ્રકારનો નિશ્ચય મનમાંથી સમૂળ નિકળી જાય છે; અને જ્યારે મનમાંથી આ નિશ્ચયનો નાશ થાય છે, ત્યારે ઘડપણનું ભાન કેવળ જતું રહે છે.

જ્યારે મનુષ્ય ઘડપણનું લેશ પણ ભાન કરતો નથી ત્યારે ઘડપણને પ્રકટાવનાર સ્થિતિઓ તેના શરીરમાં ઉત્પન્ન થતી નથી, અને તેથી વર્તમાન કાળમાં કુદરત તેના શરીરને જેવું કરે છે, તેવું જ તે રહે છે; અને કુદરત વર્તમાન કાળમાં શરીરને હમેશા જુવાન જ કરે છે.

વર્તમાન કાળમાં કુદરત જે યુવાવસ્થાને ઉત્પન્ન કરે છે, તે યુવાવસ્થાને સ્થિર રાખવાને માટે, અનંત વર્તમાન કાળમાં જ રહો, અને તમે વર્તમાન કાળમાં જુવાન છો, એવું અંતરમાં જાણો. નિશ્ચય કરો કે વર્તમાન કાળ જેમ નિરંતર છે તેમ તમારા શરીરમાં યૌવનને ઉત્પન્ન કરનારી ક્રિયા નિરંતર જ ચાલ્યા કરે છે, અને તેથી ગમે તેટલો લાંબો સમય તમે જીવશો તોપણ તમે સર્વદા જુવાન જ રહેવાના.

અનંત વર્તમાન કાળમાં જીવનાર મનુષ્ય વર્તમાન ક્ષણના કામઉપર પોતાનું સંપૂર્ણ ધ્યાન લગાડે છે; તે ભૂતકાળને કે ભવિષ્યકાળને ઓળખતો નથી; અર્થાત્ શું થઇ ગયું અને શું થવાનું છે, તેનો તે વિચાર કરતો નથી. વર્તમાન કાળમાં જેટલું જીવી શકાય, વિચારી શકાય, અને પ્રાપ્ત કરી શકાય, તેટલું તે જીવે છે, વિચારે છે, અને પ્રાપ્ત કરે છે.

અનંત વર્તમાન કાળમાં જીવન ગાળવું, એનો અર્થ એ છે કે વર્તમાન કાળમાં જે પ્રયત્ન આપણે કરીએ છીએ તે પ્રયત્ન જ ફળને આપનાર છે, એમ નક્કી કરીને તે નિશ્ચયાનુસાર વર્તવું. ભૂતકાળ વહી ગયો છે, તેની સાથે આપણે કશો સંબંધ રહ્યો નથી; અને ભવિષ્યકાળ એ વર્તમાન કાળના પ્રયત્નનું જ સ્વાભાવિક ફળ હોય છે તેથી જેમ વધારે પૂર્ણપણે આપણે વર્તમાન કાળનું આપણું જીવન ગાળીએ છીએ, તેમ આપણો ભવિષ્યકાલ વધારે ઉન્નતિવાળો થાય છે.

અનંત વર્તમાન કાળમાં જીવવું એટલે કે વર્તમાન કાળના પ્રયત્નમાં એટલા તો પૂર્ણ-

પણે તન્મય થઇ જવું કે ભૂતકાળનું કે ભવિષ્ય કાળનું આપણને જરા પણ ભાનસ્ફુરે નહિ; આપણામાં વર્તમાન કાળનું જ ભાન માત્ર પ્રવર્તી રહે.

અનંત વર્તમાન કાળમાં જીવવું, એનો અર્થ એ છે કે ભૂતકાળ પણ નથી અને ભવિષ્યકાળ પણ નથી, એવો અનુભવ કરવો; સર્વ વર્તમાન કાળ જ છે, કારણ કે વર્તમાનકાળ હંમેશાં વર્તમાનકાળ છે, હંમેશાં વર્તમાનકાળ હતો, અને હંમેશાં વર્તમાનકાળ હશે.

વર્તમાનકાળવિના બીજો કોઇ કાળ જ નથી; અને વર્તમાન કાળ વહી જતો નથી, તેથી કરીને વખતનું વહી જવું થતું નથી; સર્વ વખત છે, અને તે સમયમાં મનુષ્ય સર્વદા છે.

ખગોળના ગ્રહો ગતિ કરીને વખતના વહી જવાને સૂચવતા નથી; તેજ પ્રમાણે તેઓ કાળનું માપ કરતા નથી. અનંત વર્તમાનકાળમાં ગતિ કરીને તેઓ માત્ર પોતાના વેગને દર્શાવે છે. અનંત વર્તમાનકાળમાં જીવનના મહામધ્યબિંદુની આજુબાજુ તેઓ ફરે છે ત્યારે તેઓ માત્ર તેઓનાં પોતાનાં બદલાતાં સ્થાનની વચ્ચે બદલાતાં અંતરોનું માપ દર્શાવે છે.

બ્રહ્માંડ વહેતું નથી; કેટલાક ભાગ માત્ર બીજા ભાગની આસપાસ ફરે છે, અને આ બીજા ભાગો વળી કોઇ ત્રીજા ભાગોની આસપાસ ફરે છે; તે ભાગો પણ પાછા કોઇ બીજાની આજુબાજુ ફરે છે; સઘળું ગતિમાન્ છે, પણ સઘળી ગતિ વર્તુલમાં થાય છે. બ્રહ્માંડ અનંત કાળથી જ્યાં છે ત્યાંનું ત્યાં જ છે, અનંતકાળથી જ્યાં છે ત્યાંનું ત્યાં જ વર્તુલમાં ગતિ કર્યાં જ કરે છે, સંપૂર્ણ રીતે નિરંતર ચૈતન્યમય છે, અને તેમાં જે કંઇ થાય છે તે અનંત વર્તમાનકાળમાં થાય છે.

વર્તમાનકાળને માટે જ પ્રત્યેક વસ્તુ છે, કારણ કે માત્ર એક જ વખત છે, અને તે વર્તમાનકાળ છે. મનુષ્યને વર્તમાનકાળનું જ માત્ર ભાન છે, અને વર્તમાનકાળના ઉંડા ભાગમાં દૃષ્ટિ નાંખતાં પ્રત્યેક વસ્તુ વર્તમાનકાળમાં રહે છે, તે સમજાય છે.

( અપૂર્ણ )

---

## તમે કેટલાં ખુન કર્યાં છે?

તમે આજ સુધીમાં કેટલાં ખુન કર્યાં છે, એવો તમને કોઇ પ્રશ્ન કરે તો તે પ્રશ્ન કરનારઉપર તમને ક્રોધ આવ્યાવિના ભાગ્યે જ રહેશે; અને તોપણ આપણે પ્રત્યેક આજ સુધીમાં ઘણાં ખુન કર્યાં હોય છે અને આપણા આ ભારે ગુન્હાઓને માટે આપણા ઉપર જો કામ ચલાવવામાં આવે તો આપણે ગુન્હેગાર શાબિત થયાવિના ભાગ્યે જ રહીએ.

લક્ષપૂર્વક નીચેનું વાંચો, અને પછી સાચેસાચું કહો કે આજ સુધીમાં તમે કેટલાં ખુન કર્યાં છે.

થોડા દિવસઉપર કેટલાક મિત્રોસાથે વિવિધ વિષયઉપર ચર્ચા કરતો હું બેઠો હતો, એટલામાં ત્યાં એક ગૃહસ્થ આવ્યા. વેદાંતશાસ્ત્રમાં તે ઘણા કુશળ હતા, પરંતુ તેના મર્મને આચારમાં ઉતારવાની કળાથી તે અજ્ઞાત હતા. થોડીવાર બેઠા પછી તેમની સામે બેઠેલા એક યુવકપ્રતિ દૃષ્ટિ નાંખી ચિંતા દર્શાવતા તેમણે તેને કહ્યું, કેમ હમણાની તબીયત કંઇ નરમ રહે છે? યુવકે હસીને ઉત્તર આપ્યો, જરા પણ નહિ. ઉલટી હમણાંની પ્રકૃતિ ઘણી જ સારી રહે છે. તે ગૃહસ્થે જરા ચીડાઇને કહ્યું, શું ઘણી સારી રહે છે? આ મુખઉપર તો ખાડા પડ્યા છે, અને ચામડીનો વર્ણ તો ધોળો પૂણીજેવો પડી ગયો છે! યુવકે કહ્યું, કાલ રાત્રિના ઉજાગરાથી મુખઉપર આગંતુક વિકાર ભાસતો હશે, પરંતુ વસ્તુતઃ પ્રકૃતિ ઘણી જ સારી છે.

ઉપરની વાતચીતમાં ગૃહસ્થનાં વચનો બે ધારવાળી તરવારજેવાં હતાં, એ શું તમને નથી સ્પષ્ટ થતું? યુવકને તેની પ્રકૃતિ નરમ હોવાનું દ્યોતન કરી ગૃહસ્થે તેના અંતરના ઉંડા ભાગમાં તેના આરોગ્યને હરનાર વિષ રેડવાનો પ્રયત્ન કર્યો હતો. સુભાગ્યે યુવક સાવધાન હતો, અને ગૃહસ્થનાં હાનિકારક વચનોની તીખી તરવારસામે તેણે પોતાના સન્નિશ્ચયની ઢાલ ધરી રાખી હતી. જો તેમ તેણે ન કર્યું હોત, તો પ્રતિકૂળ દ્યોતનની તરવારથી તેનું આરોગ્ય ઘાયલ થયું હોત, અને કેટલાએ દિવસના અથવા માસના મંદવાડનો તે ભોગ થઇ પડ્યો હોત.

દુઃખી માણસોને દુઃખના કીચડમાંથી બહાર આણનારાં ઉત્સાહનાં વચનો વિરલ મનુષ્યોને જ બોલતાં આવડે છે. સોમાં નવ્વાણુ મનુષ્યો તો સામાના પગ ભાગી જાય, અને તેનું પ્રાપ્ત દુઃખ વધારે દૃઢ થાય, એવાં નિરુત્સાહનાં જ વચનો, પ્રસંગ પ્રાપ્ત થતાં અને પ્રસંગ ન પ્રાપ્ત થતાં પણ જ્યાં ત્યાં બોલ્યા જ કરે છે.

કોઇ માંદા પડેલા મનુષ્યની પથારીપાસે બેસો, અને તેને જોવા આવનાર મનુષ્યોનાં વચનોને લક્ષપૂર્વક શ્રવણ કરો. પ્રત્યેક જોવા આવનાર, રોગીને ઉત્સાહ પ્રકટાવવાને બદલે તેને વધારે નિરાશા પ્રકટે એવાં જ વચનો બોલી વિદાય થાય છે. પ્રત્યેક આવનાર, રોગીનું પોતે અધિક હિત ઇચ્છનાર છે, અને તેના પ્રતિ અધિક પ્રેમ ધરાવનાર છે એ દર્શાવવાને બોલે છે કે 'શરીરમાં હવે શું રહ્યું છે! નર્યો હાડકાંનો માળો દેખાય છે! આંખો કેટલી બધી ઉંડી ઉતરી ગઇ છે, અને બોલવાનાએ ક્યાં હોશ છે! ભાઇ! આજની રાત ભારે છે, માટે જરા જાળવજો, અને કામ પડે તો જરૂર બોલાવજો. કહો તો રાત્રે અહિં સુઇ રહું.' આ વગેરે એવા ભાવનાં વચનો બોલે છે કે જેથી રોગીને ખાતરી થતી જાય છે કે તેનો રોગ ઘણો ભારે છે, અને હવે તે ભાગ્યે જ સાજો થાય. રોગીના જેવું દુર્બળ મન ભાગ્યે જ બીજા કોઇનું હોય છે, અને આવી સ્થિતિમાં જે જે દ્યોતનો તેને કરવામાં આવે છે, તે તેના અંતરમાં ઉંડાં ઉતરી જાય છે, અને પોતાનાં દુષ્ટ ફળ પ્રકટાવે છે.

રોગીના અંતઃકરણમાંથી આશાને છેદી નાંખો, અને તમે તેના જીવનવૃક્ષનાં મૂળને જ છેદી નાંખો છો. તેની આશાને જાગ્રત્ કરો, અને પુષ્ટ કરો, અને તમે તેના જીવનવૃક્ષનાં મૂળમાં અમૃતરસ સિંચી તેને નવપલ્લવિત કરો છો.

નિર્વેદવાદી મનુષ્યોના સંગમાં તમે રોગીને રાખો, અને તેનો પ્રાણ હરનારી, કોઇને પણ શંકા ન જાય એવી સફળ યુક્તિ તમે ભાગ્યે જ બીજી યોજી શકશો. એથી ઉલટું અનિર્વેદવાદી મનુષ્યોના અખંડ સમાગમમાં તેને રાખો, અને રોજના પાંચસેં રૂપૈયા ફી આપીને કોઇ ડૉક્ટર આણીને રોગીને તમે જેટલો લાભ કરી શકશો, તેના કરતાં તેને અધિક લાભ કરશો.

નિર્વેદવાદી મનુષ્યના જોઇ ગયા પછી રોગી પૂર્વના કરતાં વધારે માંદો પડે છે, કારણકે તેનાં નિરુત્સાહને પ્રકટાવનારાં વચનોએ રોગીની હિંમત હરી લીધી હોય છે; અને હિંમત છૂટી જતાં જેમ દુર્બળ શત્રુ પણ આપણા માથાઉપર ચઢી બેસે છે, તેમ હિંમત હરાઇ જતાં રોગનું બળ ઘણું જ વધી જાય છે.

આથી હિંમતને ભાગી નાંખનારાં વચનો બે ધારવાળા તીક્ષ્ણ શસ્ત્રથી પણ વધારે તીક્ષ્ણ છે, અને જેને તેઓ વાગે છે, તેના પ્રાણને તેઓ અવશ્ય હરે છે.

હવે વિચાર કરી જુઓ કે તમે જેના જેના સંબંધમાં આવો છો, તે સર્વને તેમનામાં

ઉત્સાહ વધે એવાં વચનો કહો છો કે તેઓ નાહિંમત થઇ જાય એવાં વચનો કહો છો? અને જો તમે તેમને નિરાશા પ્રકટે એવાં જ વચનો કહેતા હો તો 'આજ સુધીમાં તમે કેટલાં ખુન કર્યાં છે,' એવો જે આ વિષયના આરંભમાં તમને પ્રશ્ન કરવામાં આવ્યો છે, તે કેટલો ખરો છે?

નજરમાં આવે તેવાં વચનો બોલીને અસંખ્ય મનુષ્યો, અસંખ્ય મનુષ્યોનાં અકાળ મૃત્યુ કરે છે. વસ્તુતઃ રોગથી જેટલાં મનુષ્યો મરે છે, તેના કરતાં પ્રતિકૂળ દ્યોતનથી અનેકગણુ અધિક મનુષ્યો મરે છે. પ્રતિકૂળ દ્યોતન જો જગતમાંથી બંધ થાય તો મૃત્યુનું પ્રમાણ પચાસ ટકા ઘટી જાય, એ નિઃસંશય છે.

જે જે મનુષ્યો બીજાનાં ખુન કરનારા હોય છે, તે જ મનુષ્યો પાછા આત્મઘાતી પણ હોય છે. જે વિચારોવડે તેઓ બીજાને હાનિ કરે છે, તે જ વિચારો તેઓ પોતાના સંબંધમાં કરીને પણ પોતાનો ઘાત કરે છે. પોતાને જરા વ્યાધિ થતાં, હવે હું મરી તો નહિ જઉં, આ રોગમાંથી પાછા બેઠા થવાશે કે કેમ, એવા ને એવા વિચારો સેવ્યા જ કરે છે, અને પોતાના તુચ્છ રોગને ઘણો ભારે કરી મૂકે છે. અસંખ્ય મનુષ્યોનાં, આવાં પ્રતિકૂળ આત્મદ્યોતનવડે પણ અકાળ મૃત્યુ થાય છે. નિત્યના માંદા મનુષ્યો જો પાછા વળીને પોતાના અંતઃકરણનું અવલોકન કરશે તો તેમને સ્પષ્ટ થશે કે તેઓ જે નિત્ય માંદા રહે છે, તેમાં પ્રતિકૂળ આત્મદ્યોતન એ પણ એક સબળ કારણ છે.

અનુકૂળ આત્મદ્યોતન કરનાર મનુષ્ય જ બીજાઓને અનુકૂળ દ્યોતન કરી શકે છે.આથી ભવિષ્યમાં જો તમારે અન્યનાં ખુન કરતા અટકવું હોય તો અનુકૂળ *આત્મદ્યોતન કરવાનો અભ્યાસ કરો.

---

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૪૪ થી. )

જગતના વિષે અને જગતની સાથેના તમારા સંબંધના વિષે તમારે કેવા વિચારો કરવા અને કેવી ભાવના રાખવી, એવો એક વાર નિર્ણય કર્યા પછી, તથા તમારા સુખનો અને વિજયનો આધાર તેવા વિચારો અને તેવી ભાવનાને અખંડ સેવ્યા કરવાઉપર જ રહ્યો છે, એવી એક વાર તમારા અંતઃકરણની ખાતરી થયા પછી, તમારા નિશ્ચયથી વિરુદ્ધ વિચારને તથા ભાવનાઓને સેવનાર મનુષ્યોની વાતોને કદી પણ સાંભળતા નહિ. તમે સુખસાધક વિદ્યાનો અભ્યાસ કરનારા છો; તેના સિદ્ધાંતો સુખને આપનારા છે, એવી તમને શ્રદ્ધા છે; મનુષ્ય જેવા વિચારને અંતઃકરણમાં સેવે છે, તેવો તે થાય છે, એ સિદ્ધાંતમાં તમને વિશ્વાસ છે; તમે શ્રદ્ધાપૂર્વક સ્વીકારો છો કે આરોગ્યના વિચારો કરવાથી, અને વ્યાધિના વિચારોનો અલક્ષ કરવાથી, તમે નીરોગ થઇ શકો છો; અને તમે માનો છો કે સંપત્તિનો વિચાર કરવાથી અને નિર્ધનના તથા ન્યૂનના (lack: તંગી)નો અલક્ષ કરવાથી સંપત્તિની પ્રાપ્તિ

*આત્મદ્યોતનના સંબંધમાં એક વિસ્તારવાળો લેખ 'સદુપદેશશ્રેણી' ના ત્રેવિશમા ભાગથી શરૂ કરવામાં આવ્યો છે. જિજ્ઞાસુઓએ તે વાંચવા કૃપા કરવી. ત્રેવિશમા ભાગનું મૂલ્ય બાર આના તથા પોસ્ટેજ એક આનો છે.

કરી શકાય છે. આરોગ્ય અને ઐશ્વર્ય અથવા સંપત્તિ, એ ઈશ્વરના ધર્મો હોવાથી વસ્તુતઃ સત્ય છે, અને રોગ તથા નિર્ધનતા એ તો અજ્ઞાનનો અથવા ભ્રાંતિનો પરિણામ છે, એવો તમે નિશ્ચય કર્યો છે થોડા અંધકારમાં જેમ દોરડીમાં સાપ જણાય છે, તેમ સર્વત્ર વ્યાપી રહેલાં આરોગ્ય તથા સંપત્તિમાં ભ્રાંતિને લીધે રોગ તથા નિર્ધનતા જણાય છે, પણ તેમની તળે આરોગ્ય તથા સંપત્તિ જ છે, એવો તમે નિશ્ચય કરેલો હોવાથી, આરોગ્યના તથા સંપત્તિના જ વિચારો અખંડ કર્યા કરવાનું તમે તમારું કર્તવ્ય માનેલું છે; પરંતુ 'દૃષ્ટિએ પડે તે જ સત્ય' એવું માની બેસવાના અભ્યાસવાળા જગતના સહવાસમાં તમારે અખંડ રહેવું પડતું હોવાથી, તમારા કર્તવ્યનું પાલન કરવાનું કામ તમને પ્રસંગોપાત્ત ઘણું કઠિન જણાય છે.

જે બાબતના વિચારો કરવાની તમારી અંતરમાં જરા પણ ઇચ્છા નથી, તેવા તેવા વિચારોને કરનારા મનુષ્યોનો તમારે નિરંતર સંબંધ હોય છે; તેઓ પોતાના ભ્રાંતિવાળા વિચારોને લાવી લાવીને ચારે બાજુથી તમારા અંતરમાં નાંખ્યા કરે છે; અને આપ્રમાણે, તમારે જે વિચાર કર્યા કરવા હોય છે, તેમાં તે લોકો તમને ક્ષણે ક્ષણે વિઘ્ન નાંખ્યા કરે છે. જે વિચારો તેઓ કરે છે, તેવા જ વિચારો તમારી પાસે કરાવવા તથા તેમની માલવિનાની વાતોમાં તમને ભાગ લેવડાવવા તેઓ આડકતરી રીતે તમારા ઉપર દબાણ કરે છે. આપ્રમાણે વ્યવહારમાં નિત્ય બનતું હોવાથી જે લોકો પોતે જેવા વિચારો કરે છે, તેવા વિચારો આપણીપાસે કરાવવા મથતા હોય તેમનું શું કરવું, તથા તે જ પ્રમાણે જે સ્થળોમાં આવા વિરોધી વિચારો થર્યાતા હોય તે સ્થળપ્રતિ આપણે કેવો ભાવ રાખવો, એ પ્રશ્ન પ્રત્યેક સુખસાધક વિદ્યાના ઉપાસકના અંતરમાં પ્રસંગોપાત્ત ઉઠે છે.

કેટલીક સંસ્થામાં, કેટલાંક મંદિરોમાં, કેટલાંક વ્યાખ્યાનગૃહોમાં કેટલાંક કથાનાં સ્થળોમાં, કેટલાક પંથોમાં, કેટલાક સમાજોમાં, કેટલાંક મંડળોમાં, તથા કેટલીક સભાઓમાં જે ઉપદેશ આપવામાં આવે છે, તે સુખસાધક વિદ્યાના સિદ્ધાંતોથી વિરુદ્ધ હોય છે. વ્યાધિ, વૃદ્ધાવસ્થા, મરણ અને નિર્ધનતા, મનુષ્યોને પીડા આપવાને માટે ઈશ્વરતરફથી સરજવામાં આવ્યાં છે, અને તેથી તેઓ સ્વાભાવિક છે, એ આપણે ખરું માનતા નથી. મનુષ્યે માંદા પડવું જ જોઇએ, નિર્ધન રહેવું જોઇએ, અથવા કોઇ પણ દુઃખથી પીડાવું જોઇએ, એવી ઈશ્વરની ઇચ્છા છે, એ આપણે માનતા નથી. આ સંસાર દુઃખનો સાગર છે; અને મરકી, દુષ્કાળ, અનાવૃષ્ટિ, વગેરે ઈશ્વરી કોપ છે, એ વાર્તા આપણે માનતા નથી. ઈશ્વરની ઇચ્છા સમજીને મનુષ્યે નિર્ધનતામાં અને વ્યાધિમાં સબડ્યા જ કરવું જોઇએ, એ આપણે માનતા નથી. સ્વસુખનો ભોગ આપવાથી અથવા દુઃખોને સહન કરવાથી ઈશ્વર પ્રસન્ન થાય છે, એ આપણે માનતા નથી. પરમેશ્વર એક સર્વવ્યાપક તત્ત્વ છે, અને સર્વના અંતરમાં રહીને સર્વનું નિરંતર હિત અને સુખ સાધ્યા કરે છે, એવો આપણો નિશ્ચય છે. ઇચ્છાને મારવાથી સુખ સધાતું નથી, પણ તેને યોગ્ય માર્ગે પ્રવર્તાવવાથી સુખ સધાય છે, તથા ઇચ્છાને મારવાથી જીવનનો વિકાસ થતો નથી, પણ તેને યોગ્ય માર્ગે પ્રવર્તાવવાથી જીવનનો વિકાસ થાય છે, એવું આપણે માનીએ છીએ. આ વગેરે અનેક નિશ્ચયો જે સુખસાધક વિદ્યાને સાધનારને ઉપયોગના છે, તે નિશ્ચયો કેટલીક સંસ્થા વગેરેમાં પ્રબોધવામાં આવતા નથી, પણ જે નિશ્ચયો હાનિ કરનાર છે, તે જ પ્રબોધવામાં આવે છે.

પૂજાનું ખંડન કરનારાના ઝગડા પણ આવા જ પ્રકારના છે; જુના વિચારવાળાના અને સુધારાવાળાના ઝગડા પણ આવા જ પ્રકારના છે. બંને પક્ષવાળા પોતપોતાની ભૂમિકામાં ખરા છે. બંનેમાંથી કોઇએ કોઈની સાથે વિરોધ ધરવાનું કશું જ પ્રયોજન નથી. દ્વેષવિના, તિરસ્કારવિના, ગાળો ભાંડ્યાવિના લડ્યાવિના બંનેએ પોતપોતાના વિચારો તથા નિશ્ચયો સ્વતંત્રપણે જણાવવાની કશી જ અડચણ નથી. ઘોડાને હણહણવાનો, ગાયને બરાડવાનો, અને સિંહને ગર્જના કરવાનો પૂર્ણ હક છે કોઈની સ્વતંત્રતા કોઇએ ઝુંટવી લેવાનું પ્રયોજન નથી. પ્રત્યેકને પોતાના અધિકારપ્રમાણે જેમાં સુખ જણાતું હોય તે માર્ગમાં ભલે વર્તે. વિરોધ એ જ માત્ર અયોગ્ય છે; એ જ માત્ર હાનિ કરનાર છે; એ જ માત્ર સુખસાધક વિદ્યાના નિશ્ચયોથી વિરુદ્ધ છે. અને આમ છતાં પણ, આ વ્યર્થ દ્વેષ ધરનારા પક્ષો સામે સુખસાધક વિદ્યાના ઉપાસકે ટીકા કરવાનું પ્રયોજન નથી. તેઓને જેમ યોગ્ય લાગે તેમ ભલે વર્તે. આપણે આપણા કર્તવ્યનો જ માત્ર વિચાર કરવાનો છે. આપણે જે જોઇએ છે, તેને માટે આપણે કેવો પ્રયત્ન કરવો જોઇએ, એનો જ માત્ર આપણે વિચાર કરવાનો છે. ધાર્મિક વિષયમાં, નૈતિક વિષયમાં, સામાજિક વિષયમાં, રાજકીય વિષયમાં, બીજાઓને પોતપોતાની ભૂમિકાઉપરથી જેમ યોગ્ય ભાસે તેમ ભલે વર્તો. સુખસાધક વિદ્યાનો ઉપાસક કોઈની સ્વતંત્રતાઉપર તરાપ મારતો નથી, અને પોતાની સ્વતંત્રતાઉપર કોઇને તરાપ મારવા દેતો નથી.

(અપૂર્ણ.)

---

## શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગના મહોત્સવો.

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો ૮૪ મો મહોત્સવ ગયા આષાઢ માસની પૂર્ણિમાને દિવસે, પ્રતિવર્ષના નિયમાનુસાર, વડોદરામાં શ્રીનૃસિંહાશ્રમમાં પ્રશસ્ત પ્રકારે પાલન કરવામાં આવ્યો હતો. વિવિધ સ્થળેથી, લગભગ એક હજાર શ્રેયસ્સાધક સ્ત્રીપુરુષોનું તથા ઉદાસીન સજ્જનોનું ઉત્સવના આનંદમાં ભાગ લેવા અર્થે આગમન થયું હતું. કાર્યક્રમ પ્રતિવર્ષના નિયમાનુસાર જ રાખવામાં આવ્યો હતો. પ્રાતઃકાળે. પ્રથમ વ્યાખ્યાન મુંબઈની હાઈકોર્ટના સોલિસિટર શ્રીયુત **હીરાલાલ** ડાહ્યાભાઈ **નાણાવટી, બી. એ. એલ. એલ. બી.** એમણે ''વ્યવહાર તથા પરમાર્થ, અને તન્નિમિત્ત શ્રેયસ્સાધકોનું કર્તવ્ય ' એ વિષયઉપર આપ્યું હતું. દ્વિતીય વ્યાખ્યાન તૃતીય પ્રહરે **ભાવનગર** કૉલેજના સંસ્કૃત પ્રોફેસર શ્રીયુત **જેઠાલાલ**-દાસ **જેઠાભાઇ** કણીયા, **બી. એ.** એમણે ' તત્ત્વજ્ઞાનનું મુખ્ય સાધન શ્રીસદ્ગુરુની ભક્તિ છે ' એ વિષયઉપર આપ્યું હતું. તૃતીય વ્યાખ્યાન ચતુર્થ પ્રહરે, આ માસિકના વ્યવસ્થાપકે ' જીવનનો ઉદ્દેશ, અને તત્સિદ્ધ્યર્થ આપણું કર્તવ્ય ' એ વિષયઉપર આપ્યું હતું. સર્વ વ્યાખ્યાનો ઉચી પ્રતિનાં હતાં, અને તેથી શ્રોતૃવર્ગને અપૂર્વ આનંદ તથા બોધ પ્રાપ્ત થયો હતો. અંતમાં નિયમાનુસાર ઉત્સવનિમિત્ત રચેલાં કીર્તનો ઉત્તમ પ્રકારે ગાવામાં આવ્યાં હતા. આ કીર્તનો તથા ઉત્સવનિમિત્ત લખાયલા લેખો, ' સદુપદેશશ્રેણીના ' ત્રેવિશમા વિભાગમાં પ્રકટ કરવામાં આવ્યા છે.

---

# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૪૭ થી. )

વળી અમારા લોકો પરમેશ્વરના અવતારોની, બુદ્ધિમાનોમાં હાસ્ય થાય, એવી અનેક બેવકુફીભરેલી વાતો માને છે, એમ કહી તમે તમારા લોકોની અમારા લોકોકરતાં ઉત્કૃષ્ટતા દર્શાવો છો, પરંતુ આ પૃથ્વીઉપરનો કોઇ પણ પ્રાચીન ધર્મ તમે જોશો તો તમને તેમાં ઈશ્વરના અવતારનું વર્ણન નથી કર્યું, એમ ભાગ્યે જ જણાશે. કદાચ કોઇ ધર્મમાં ઈશ્વરનો અવતાર નહિ વર્ણ્યો હોય, તોપણ તે ધર્મમાંથી એટલું તો નીકળવાનું જ કે જગતનાં મનુષ્યોને તારવાને માટે પરમેશ્વરે પોતાના કોઇ પ્રીતિપાત્રને અમુક સમયે પૃથ્વીઉપર મોકલ્યો હતો, અને તેણે અનેક ચમત્કારો કરીને અસંખ્ય મનુષ્યોનો ઉદ્ધાર કર્યો હતો. આ ઈશ્વરતરફથી આવેલા મનુષ્યોમાં ઈશ્વરની સત્તા કંઈક અંશમાં હતી, એમ તે ધર્મવાળાઓ પણ સ્વીકારે જ છે; અને જો થોડા અંશમાં તે સત્તાનો આવિર્ભાવ સંભવે છે, તો પછી ઘણા અંશમાં તે સત્તાનો આવિર્ભાવ ન સંભવવામાં તમે શું કારણ આપી શકો એમ છે? પરમતત્ત્વ અવતાર ધરે છે, એવું અમારા લોકો કદી કહેતા જ નથી, પણ ઈશ્વરનો અંશાવતાર અથવા કળાવતાર જ થાય છે, એમ સ્થળે સ્થળે ભાર દઇને કહેવામાં આવેલું છે. કોઈ કોઈ સ્થળે ઈશ્વરના પૂર્ણાવતારનું વર્ણન કરેલું જોવામાં આવે છે, પણ તેવાં વર્ણનો તો ઉપાસ્યમાં ભક્તની પૂર્ણ ભક્તિ પ્રકટાવવાને અર્થે હેતુપુરઃસર કરવામાં આવેલાં હોય છે. તેમનું તાત્પર્ય વસ્તુસ્થિતિ આ પ્રકારની જ છે, એવું દર્શાવવામાં નથી, પરંતુ ભક્તાની વૃત્તિને કોઇ પણ પ્રકારના સંશયવિના, અમુક ભૂમિકાપર્યંત ઉંચે ચઢાવી લાવવામાં હોય છે. તે ભૂમિકાઉપર આવતાં ભક્તને સ્વતઃ અનુભવ થાય છે કે જેને હું પૂર્ણાવતાર આજસુધી માનતો હતો, તે તો પરમતત્ત્વનો એક પરમઆવિષ્કાર માત્ર જ છે. અને શાસ્ત્રોનું આ જ તાત્પર્ય છે, એ વેદની અનેક શ્રુતિઓથી સિદ્ધ થાય છે. પરંતુ અમારાં શાસ્ત્રોનો જે રીતે અભ્યાસ કરવો જોઇએ, તે રીતે ગુરુદ્વારા ન કરવાથી આમથી તેમથી સાંભળીને અથવા પોતાની મેળે સ્વતંત્ર અભ્યાસ કરીને, અમારા લોકો પરમતત્ત્વ જ અવતાર ધરે છે, એવું માને છે, એવો તમારા લોકોએ અમારા ઉપર ખોટો આરોપ સ્થાપ્યો છે.

હવે બુદ્ધિમાનોમાં હાસ્ય થાય એવી અવતારોની બેવકુફીભરેલી વાતોવિષે સહજ વિચાર કરીએ. અમારાં શાસ્ત્રોમાં ઈશ્વરે માછલાનો અવતાર ધર્યો હતો, એવું વર્ણન છે. તમારા જેવા બુદ્ધિમાનોને ઈશ્વર માછલું થાય, એ સાંભળી હસવું આવે, એ સ્વાભાવિક છે. કોઈ ગામડાનો નિરક્ષર કોળી આવું વચન કહે તો અમને પણ તે જ પ્રમાણે હાસ્ય થયાવિના રહે નહિ; પરંતુ આ વચન જે પુરુષે કહ્યાં છે, તેમની બુદ્ધિવિષે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે અન્ય અનેક વિષયોમાં અસાધારણ બુદ્ધિને દર્શાવનારા તેમના જેવા અત્યંત તેજસ્વી પ્રતિભાવાળા પુરુષે આવું બેવકુફીભરેલું વચન શા માટે કહ્યું, એવો સંશય અંતઃકરણમાં ઉઠ્યા વિના રહેતો નથી. મોટા પુરુષોની સામાન્ય વાતોમાં તથા ચેષ્ટાઓમાં પણ ઘણા ગંભીર મર્મ રહેલા હોય છે, તો પછી બુદ્ધિપૂર્વક લખાયલી આ માછલાના અવતારની વાતમાં તેવો કોઇ અદ્દભુત મર્મ કેમ રહેલો ન હોવો જોઇએ? એકનો એક પુરુષ એક સ્થળે મોટી મોટી તાત્ત્વિક વાતો વર્ણે, અને અન્ય સ્થળે સામાન્ય મતિનાં મનુષ્યોને પણ જે હસવા

જેવું ભાસે તેવું વર્ણે, તો પછી આપણે કેવા અનુમાનઉપર આવવું ? શું તે વર્ણવનારને મૂર્ખમાં લેખવો ? એમ શા રીતે થાય ? આવું મૂર્ખતાભરેલું વર્ણન કરવામાં તેનો હેતુ શો ? આવા વર્ણનથી બુદ્ધિમાનોમાં મારૂં હાસ્ય થશે, એટલું પણ શું તેને દષ્ટિએ નહિ આવ્યું હોય ? તે દષ્ટિએ આવ્યા છતાં પણ અને વર્ણનમાં દેખીતા અનેક વિરોધો છતાં પણ પુરાણના લેખકો નિઃશંકપણે 'બુદ્ધિમાનોમાં હાસ્ય થાય એવી બેવકુફી ભરેલી વાતો' લખ્યા ગયા છે, એ જ દર્શાવી આપે છે કે તે વાતોના ગર્ભભાગમાં કોઈ ગંભીર રહસ્ય રહેલું છે; અને જે બુદ્ધિમાનોએ તે રહસ્યને શોધી કાઢવા એકનિષ્ઠાથી પ્રયત્ન કર્યો છે, તેમને તે પ્રકાશિત થયાવિના રહ્યું પણ નથી.

અને કેવળ અમારા જ શસ્ત્રકારોએ રહસ્યને આમ યુક્તિથી 'બેવકુફીભરેલી' વાતોમાં ગુંથ્યું છે, એમ કંઈ નથી. તમારા બાઇબલના લેખકોએ, યાહુદી ધર્મના લેખકોએ; પ્રાચીન ઇજીપ્તમાં પ્રવર્તતા ધર્મના લેખકોએ, મુસલમાન ધર્મના લેખકોએ, બુદ્ધ ધર્મના લેખકોએ, પારસી ધર્મના લેખકોએ, સ્વલ્પમાં સર્વ પ્રાચીન ધર્મના લેખકોએ રહસ્યને આ પ્રમાણે જ ગોપ્ય રાખવા પ્રયત્ન સેવ્યો છે. ઈશ્વરને ઇસુ નામનો પુત્ર, અને તેમાં પણ તેનો કુમારિકાના ઉદરથી જન્મ-એ વાર્તા કયા બુદ્ધિમાન્ મનુષ્યની મતિમાં ઉતરી શકે તેમ છે ? પુત્રનો જન્મ થવા છતાં માતા કુમારિકા કહી શકાય જ કેમ ? અને તો પણ રહસ્યને જાણનારા પુરુષો ઈસુની માતા મેરીને ઇસુનો જન્મ થયા છતાં પણ કુમારિકા જ જાણે છે, અને જન્મ થયા પૂર્વે તે જેટલી પવિત્ર ( chaste ) હતી તેના કરતાં અધિક પવિત્ર અનુભવપૂર્વક જાણે છે.

વિષ્ણુએ માંછલાનો અવતાર ધર્યો, એ સાંભળી તમને હાસ્ય પ્રકટે છે, પણ ઈસુ પોતે જ માંછલાનો અવતાર હતા, એ વાર્તા તમે જાણો છો ? માછલાના સંકેતચિહ્નમાં એટલું બધું ઉંડું રહસ્ય શમાયલું છે કે ઈસુ માછલું છે. એ દર્શાવવાને તમારા બાઇબલના લેખકોએ હિબ્રુ કબાલાના લેખકો જેને 'નોટારીકોન' (notariqon) કહે છે, તે પદ્ધતિનો ઈસુનું નામ બનાવવામાં ઉપયોગ કર્યો છે. ઈસુ ખ્રિસ્ત Jesus Christ, Son of God, the Saviour (જિસસ ક્રાઇસ્ટ, ઈશ્વરનો પુત્ર, તારનાર) એ નામથી ઓળખાય છે. આ શબ્દો મૂળ ગ્રીક ભાષામાં Iesus Christos Theou Uios Soter આ પ્રમાણે હતા. આ શબ્દોના પહેલા અક્ષરોને ભેગા કરીએ તો Ichthus એવો શબ્દ બને છે; અને તમે જાણો છો કે ગ્રીક ભાષામાં આ શબ્દનો શો અર્થ થાય છે ? એ શબ્દનો અર્થ માછલું જ થાય છે. તાત્પર્ય એ છે કે માછલાના સંકેતથી જે અર્થ સૂચવાય છે, તે જ અર્થ જિસસ શબ્દનો પણ છે, એ દર્શાવવાને બાઇબલના લેખકોએ, જિસસનું નામ આ પ્રકારની યુક્તિથી પાડ્યું છે, અને આ કારણથી જ ઇસુના સઘળા શિષ્યોને માંછીઓમાંથી પસંદ કરવામાં આવ્યા છે.

ગૂઢ વિદ્યાના અભ્યાસથી માછલું એ શું છે, એ જ્યારે સમજવામાં આવે છે, ત્યારે મનુષ્યની તત્કાળ ખાતરી થાય છે કે માછલાને ઈશ્વરનો અવતાર શા માટે પુરાણના લેખકોએ કહ્યો છે, તથા બાઇબલના લેખકોએ પણ ઇસુને માછલું તથા પરમેશ્વરનો પુત્ર, તથા તારનાર શા માટે કહ્યો છે. અવશ્ય માછલાથી સૂચિત જે કોઈ વ્યક્તિ છે, તે ઈશ્વરનો અવતાર જ છે, તે પરમેશ્વરનો પુત્ર જ છે, અને તે જગતને તારનાર જ છે.

તમે પૂછશો કે માછલું જ્યારે કોઇ અગમ્ય રહસ્યનું સૂચક છે, અને જ્યારે તે જગતનો ઉદ્ધાર કરનાર છે તો પછી શા માટે તેનું સ્પષ્ટ વર્ણન કરવામાં નથી આવ્યું ? જગતનું કલ્યાણ કરનારી આવી વાતને શા માટે આટલી ગુપ્ત રાખવી પડી છે ?

તમારી શંકા ખરી છે, અને તોપણ તેને ગુપ્ત રાખવાનો આવો ભારે પ્રયત્ન થયો છે, એ જ દર્શાવે છે કે તે રહસ્ય કોઇ સાધારણ ન હોવું જોઇએ, પણ જેમાં જીવન અને મરણનો, અથવા મહાલાભ અને મહાહાનિનો પ્રશ્ન રહ્યો છે, એવું અસાધારણ મહત્ત્વવાળું હોવું જોઇએ. વિજળી ( Electricity ) એ કુદરતમાં કેવું અદ્દભુત સામર્થ્ય છે ! તેને યોગ્ય ઉપયોગમાં લેવાથી તે વડે કેટલાં લાભકારક કાર્યો સધાય છે ! તેનાથી દૂરનાં સ્થળોમાં સંદેશા પહોંચાડાય છે, અને વિવિધ યંત્રો ચલાવી શકાય છે; પરંતુ તેનું સરહસ્ય જ્ઞાન શું જેને તેને આપી શકાય ખરૂં કે ? વિજળીને કેવી રીતે ઉપયોગમાં લેવી, તે જેને તેને આવડતું હોય તો વ્યવહારમાં કેટલી અવ્યવસ્થા થઇ જાય, એ શું તમારા લક્ષમાં નથી આવતું ? પગથીએ પગથીએ ચઢનારને, અને યોગ્યતા પ્રાપ્ત કરનારને વિજળીનાં સર્વ રહસ્યો શીખવવાને અવશ્ય અડચણ નથી, પરંતુ બાળકોના હાથમાં જેમ રાઇફલો આપવી, એ તેમનો તથા અન્યનો વિનાશ કરનાર છે, તેમ આવાં રહસ્યો જગતમાં ઉઘાડાં મૂકી દેવાં, એ સમાજમાં ભારે અવ્યવસ્થા કરી મૂકનાર છે.

આવાં રહસ્યોને માટે જગત્ હજી તૈયાર નથી. લોભ, તૃષ્ણા, વૈરબુદ્ધિ, દ્વેષ, બીજાઓના ઉપર સત્તા ચલાવવાનો હડકવા, સ્વાર્થબુદ્ધિ, વિષયલંપટતા અને એવા એવા અનેક દુર્ગુણોથી જગતનાં મનુષ્યોનો મોટો ભાગ આજે એવો તો વિકારી અંતઃકરણવાળો થઇ ગયો છે કે તેમના હસ્તમાં આવાં સામર્થ્યો, એ હિતના કરતાં અહિતને જ કરનાર થઇ પડે એમ છે. અને આ માછલાના સંકેતથી સૂચવાતી જે ઇશ્વિરાવતાર તથા તારનાર વ્યક્તિ છે, તેનું કેટલું સામર્થ્ય છે, તે તમે જાણો છો ? એ વ્યક્તિનું જેને જ્ઞાન થાય છે, તેને આ જગતમાં કશું જ દુર્લભ રહેતું નથી. તેના એક હસ્તમાં ત્રિભુવનની સંપત્તિ હોય છે, અને બીજા હસ્તમાં અપૂર્વ આરોગ્ય, તથા મૃત્યુનો જય હોય છે. અને આ તો તેનું માત્ર સ્થૂલ જ ફળ છે. તેનાં સૂક્ષ્મ તથા આધ્યાત્મિક ફળોને જોવા, જાણવા તથા તેમની કલ્પનાસરખી પણ કરવા જગતનાં મનુષ્યોને નેત્ર, મન તથા બુદ્ધિ નથી. રસાતળ જતી પૃથ્વીને બહાર કાઢી લાવનાર મત્સ્યાવતાર આજે પણ વિદ્યમાન છે; જીવોને તારનાર ઇશુ ખ્રિસ્તરૂપ મત્સ્ય આજે પણ પૃથ્વીઉપર જ છે, પરંતુ મનુષ્યો તેમને પ્રાપ્ત કરવા તત્પર નથી. આંગણામાં સુવર્ણની નદીઓ રેલાય છે, પરંતુ છાતી કાઢીને અભિમાનથી અક્કડ ચાલતા મનુષ્યમાં નીચું જોવાની નમ્રતા આવતી નથી. જો પૃથ્વીમાંથી સ્વાર્થબુદ્ધિ, અતિ લોભ અને બીજાઓના ઉપર હકુમત ચલાવવાનો હડકવા નષ્ટ થાય તો આજે સુવર્ણની શિલાઓથી પૃથ્વીના માર્ગો ટંકાય, મૌક્તિક અને રત્નનાં દ્વારો જ્યાં ત્યાં ઉભાં થાય, ધાન્યાદિ જીવનનો નિર્વાહ કરનારા તથા વિકાસ કરનારા પદાર્થોવડે પૃથ્વી સમૃદ્ધ થઈ રહે અને કલિને સ્થાને સુવર્ણયુગ પ્રવર્તી રહે; પરંતુ હજી તેવો સમય આવતાં વિલંબ છે.

કેટલાક અર્ધપંડિતો, આ પુરાણની કથાઓના આધ્યાત્મિક અર્થો બેસાડે છે, અને ભોળાં મનુષ્યોને ભમાવે છે. રાવણ એટલે અહંકાર, ને સીતા એટલે શાંતિ, ને ગોપીઓ એટલે વૃત્તિઓ, ને કૃષ્ણ એટલે અંતર્યામી ઇશ્વર, અને આવિનાનાં પારવિનાનાં ગપ્પાં હાંકે જાય છે, અને ભોળાં મનુષ્યો પહોળાં મોં કરી આશ્ચર્યપૂર્વક તે સાંભળે છે ! કેવું ખોટું પાંડિત્ય ! આવું વ્યર્થ પાંડિત્ય ડોળનારાઓને એટલો વિચાર આવતો નથી કે આમાં રહસ્ય

કરે છે. શ્રદ્ધાનો આ કેવો અલૌકિક મહિમા !

—મારા પ્રિય આત્મન્! જગત્ ભલે તને મૂર્ખ ગણે, વ્યવહારકુશળ મનુષ્યો ભલે તારૂં હાસ્ય કરે, હજાર ગળણે ગળીને પાણી પીનારા અને કોઇથી પણ ન છેતરાનારા પોતાને સાવધાન (!) માનનારા મનુષ્યો ભલે તારી જડમતિમાં ગણના કરે, અને તને ભોળો બ્રહ્મા ગણે, તોપણ હૃદયમાં ધરેલી તારી શ્રદ્ધાનો તું પરિત્યાગ કરીશ નહિ. સર્વસ્વ નષ્ટ થતાં છતાં પણ જો તારૂં શ્રદ્ધાધન નષ્ટ નથી થયું, તો તારૂં કશું જ નષ્ટ નથી થયું—તું શ્રીમંતોનો શ્રીમંત અને ભૂપતિઓનો પણ ભૂપતિ છે, પરંતુ ત્રિલોકીની સંપત્તિ તારી પાસે રહ્યા છતાં પણ જો તારૂં શ્રદ્ધાધન નષ્ટ થયું છે, તો તારૂં સર્વસ્વ નષ્ટ થયું છે; કારણ કે શ્રદ્ધામાં એકનાં એકવિશ બ્રહ્માંડ રચવાનું સામર્થ્ય છે, પરંતુ અશ્રદ્ધામાં તો એકવિશ તો શું પણ એકવિશ શતસહસ્ર બ્રહ્માંડનું અધિપતિપણું તને પ્રાપ્ત હોય તોપણ ત્યાંથી તને એક ક્ષણમાં ભ્રષ્ટ કરવાનું હાનિકારક બળ છે. શ્રદ્ધાનું સામર્થ્ય જ્યારે સર્વદા ઉત્પાદક ( constructive ) છે, ત્યારે અશ્રદ્ધાનું સામર્થ્ય સર્વદા વિનાશક છે. (destructive) છે, એ તું કદી પણ વિસરી જઇશ નહિ.

—બોલ ત્યારે મારા પ્રિય ચૈતન્ય! બોલ, તારો અનુરાગ કોના પ્રતિ હવે વધારે હળે છે? શ્રદ્ધાપ્રતિ કે અશ્રદ્ધાપ્રતિ ? પણ અરે ! હું તને શા માટે પૂછુંછું ? શ્રદ્ધાપ્રતિ જ તારો પ્રેમ વિશ્વપ્રસિદ્ધ છે, કારણ કે શ્રદ્ધા એ જ આપણો સ્વભાવ છે. આવ, ત્યારે આપણે સાથે મધુર સ્વરે ગગનમાં મંદમંદ વેગે ઉડતાં શ્રદ્ધાનાં યશોગીત ગાઇએ.

પદ. ( જિને આપકું જોયા નહિ, એ લય. )

શ્રદ્ધા સકલ સુખમૂળ છે, શ્રદ્ધાવિના બધું ધૂળ છે.
આરોગ્ય શ્રદ્ધાથી મળે, ઉદ્યોગ શ્રદ્ધાથી ફળે,
શ્રદ્ધાથી જન, ધન પણ રળે, શ્રદ્ધા ન ત્યાં દુઃખશૂળ છે; શ્રદ્ધા૦
શ્રદ્ધાથી ઉન્નતિની ગતિ, અતિ વેગથી વધતી જતી,
ઉન્નતિ તત્ક્ષણ અટકતી, શ્રદ્ધાનું જ્યાં વર્તુલ છે; શ્રદ્ધા૦
જે જે જણાતું ઉંચું અહિં, શ્રદ્ધાથી તે પ્રકટ્યું સહી,
શ્રદ્ધાથી દુર્લભ નહિં કંઇ, ભવસિંધુમાં એ પુલ છે, શ્રદ્ધા૦
જે જે અસાધ્ય બીજા ગણે, શ્રદ્ધા સુસાધ્ય જ તે ભણે,
કશું અશક્ય ન શ્રદ્ધા સુણે, શ્રદ્ધાનું વીર્ય અતુલ છે, શ્રદ્ધા૦
શ્રદ્ધાથી હિમગિરિ ઉખડતો, વિણુ પક્ષ જન નભ ઉડતો,
શીતળ થઈ અગ્નિ જતો, શ્રદ્ધા જ સિદ્ધિ અમૂલ્ય છે, શ્રદ્ધા૦
શ્રદ્ધા પ્રકટતાં આવતા, જનનિધે સદ્ગુણો બધા,
અંતરતણી શ્રદ્ધા જતાં, ઇંદ્રિયો મન પ્રતિકૂલ છે; શ્રદ્ધા૦
શ્રદ્ધાથી દશ દિશ અભય છે, શ્રદ્ધાથી જ્યાં ત્યાં વિજય છે;
શ્રદ્ધા ન ત્યાં નિત્ય અજય છે, સંકટ સદોદિત વિપુલ છે; શ્રદ્ધા૦
શ્રદ્ધાતણી નિકૃષ્ટતા, કંઈ જનો બુદ્ધિથી માનતા,
જાણે અનુભવ પણ થતાં, શ્રદ્ધાનિકટ, મતિ ફુલ છે; શ્રદ્ધા૦
શ્રદ્ધા ધરી તેને નથી, કરવાનું કાંઇ મથી મથી,
કાં જે ત્રિભુવનના પતિ, તેને સદા અનુકૂલ છે; શ્રદ્ધા૦



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## शिखरे स्थिति.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૫૫ થી ).

( ૭ )

શિખરે આરોહણ કરીને પરમાત્માના આનંદના પ્રદેશમાં જ્યારે આપણે નિવાસ કરીએ છીએ ત્યારે ભૂતમાત્રમાં આપણને સર્વાત્મભાવ પ્રકટે છે. ચરઅચરમાં નિગૂઢ પરમાત્મદેવનું આપણને ભાન થવાથી આપણે પ્રત્યેક પ્રાણિપદાર્થને અંતરના શુદ્ધ અને સાચા પ્રેમથી ચાહીએ છીએ. સર્વમાં નિઃસીમ પ્રેમ પ્રકટવો, એ આપણો સ્વભાવ થઈ જાય છે. પરમાત્માના આનંદનાં કિરણો આપણા અંતઃકરણમાંથી દ્વેષાદિ અંધકારનો સમૂલ નાશ કરી નાંખે છે, અને દ્વેષાદિને સ્થાને પ્રત્યેક પ્રાણિપદાર્થઉપર વાસ્તવિક નિર્વ્યાજ ( અંતઃકરણનો ) પ્રેમ પ્રકટાવે છે, કારણ કે આ આનંદનાં કિરણો પ્રેમસ્વરૂપ પરમાત્મામાંથી પ્રકટેલાં હોય છે. પ્રેમસ્વરૂપ પરમાત્માની સત્તાથી જ આ આખું જગત્ ઉત્પન્ન થયું છે, તેથી પ્રેમ એ જ જેમનું જીવન છે, એવા પરમાત્માના પ્રદેશમાં જ્યારે આપણે રહીએ છીએ ત્યારે પ્રત્યેક પ્રાણિપદાર્થઉપર પ્રેમ કરવામાં આપણા અંતઃકરણને અપાર આનંદનું ભાન થાય છે.

પરમાત્માનાં આનંદનાં કિરણોમાં માયા, મૃદુતા અને દયાળુતા રહેલી હોય છે, અને તેથી આપણા અંતઃકરણમાં જ્યારે આ કિરણોનો વાસ થાય છે, ત્યારે આપણે સર્વદા માયાળુ, મૃદુ અને દયાળુ થઇએ છીએ. આપણો પ્રત્યેક વિચાર અન્યનું મંગલ કરનારો હોય છે, આપણો પ્રત્યેક શબ્દ શાંતિ અને સુખને ઉપજાવનારો હોય છે, અને આપણી પ્રત્યેક ક્રિયા માનવજાતિની શાંતિમાં અને સુખમાં વૃદ્ધિ કરનાર હોય છે. આપણી પાસે જે સર્વોત્તમ હોય છે, તે જગતને આપવાની આપણને અત્યંત અભીપ્સિત ઇચ્છા પ્રકટે છે, અને જે આપણે આપીએ છીએ, તે અવશ્ય મૂલ્યવાન્ જ હોય છે, કારણ કે ગમે તે આપણે આપીએ છીએ તેમાં ઈશ્વરના આનંદનાં કિરણો ભળેલાં હોય છે.

પરમાત્માના આનંદમાં જેમ જેમ અધિક આપણે અભિન્ન થતા જઇએ છીએ, અને તે આનંદાનુસાર જગતઉપર જેમ જેમ અધિક આપણે માયા, મૃદુતા અને દયા દર્શાવતા જઇએ છીએ તેમ તેમ આપણું જીવન અધિક ઉચ્ચ થતું જાય છે, અને સુખની અધિક અધિક ઉચ્ચ કળા આપણે અનુભવતા જઇએ છીએ. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણરૂપ સમગ્ર જગત આપણને આનંદમય ભાસે છે; સર્વ જ પોતાનામાં રહેલો આનંદનો અંશ આપણને દર્શાવે છે, કારણ કે જેમ લોહચુંબકનું જે દિશાતરફ મુખ થાય છે, તે દિશામાં રહેલું લોહ તેના પ્રતિ આકર્ષાય છે, તેમ આપણા અંતરમાં પરમાત્માના આનંદનાં કિરણો પ્રકાશતાં હોવાથી, જે વસ્તુપ્રતિ આપણી દૃષ્ટિ પડે છે, તે વસ્તુમાં રહેલો આનંદનો અંશ આપણા પ્રતિ આકર્ષાઈ આવે છે.

જ્યારે પરમાત્માના આનંદનાં કિરણો આપણા અંતઃકરણમાં પ્રકાશે છે, ત્યારે પ્રત્યેક ક્રિયામાં આપણને આનંદ જ ભાસે છે, પ્રત્યેક વિચારમાં આપણને આનંદના તરંગો જ ઉછળતા ભાસે છે, અને પ્રત્યેક સંવેગ ( impulse ) માં કંઇ ને કંઇ દૈવી પ્રકાશન ( revelation ) નું જ ભાન થાય છે. આ સ્થિતિમાં કામ આપણને શ્રમરૂપ ભાસતું નથી, પણ ક્રીડારૂપ અથવા ખેલનરૂપ ( રમતરૂપ ) ભાસે છે. કોઇ દૈવી સત્તાથી રક્ષાયલો હોય તેની પેઠે આપણો વ્યવહાર સરળપણે ચાલ્યા કરે છે. અને વસ્તુતઃ આપણે દૈવી સત્તાથી રક્ષાયલા જ હોઇએ:છીએ; આપણો પરમાત્માના પ્રદેશમાં નિવાસ હોય છે, અને પરમાત્માનો પ્રદેશ સર્વદા પરમાત્માથી સુરક્ષિત હોય છે.

વિપત્તિ, વિપત્તિનાં કારણો, અને એ ઉભયથી પ્રકટતી પ્રતિકૂળ સ્થિતિઓ આપણી સૃષ્ટિમાં પ્રવેશી શકતાં નથી. આપણે શિખરઉપર પરમાત્માના આનંદના પ્રદેશમાં વસીએ છીએ, અને પરમાત્માના આનંદના પ્રદેશમાં વ્યથાને કે શોકને કે ક્લેશને ઉભા રહેવાનું સ્થાન નથી. **શ્રીમન્નૃસિંહાચાર્યજી** વદે છે તેમ જ્યારે પરમાત્માના આનંદગઢઉપર આપણે ચઢીએ છીએ, અને સ્વરૂપસામ્રાજ્યના અનાદિ તથા અનંત સિંહાસનઉપર આરૂઢ થઇએ છીએ ત્યારે દશે દિશાએ નિર્ભયતા વ્યાપી રહે છે, અને વિજયનાં વાદિત્રો વાગ્યા કરે છે.

' એક નિર્ભય નિશાના ગડીયા,
જબ આનંદગઢપે ચઢીયા;
અનાદિ અચલ તખ્તપે અડીયા, બજ રહી તૂરા, જિને૦ '

**શ્રી નૃ૦ વા૦ વિ૦ પ્ર૦ પૃ૦**

એટલું જ નહિ, પરંતુ શિખરઉપર જ્યારે આપણે સ્થિતિ કરીએ છીએ ત્યારે વ્યાધિમાત્રથી આપણું શરીર મુક્ત થાય છે, પંજરમાંથી છૂટેલા પક્ષિની પેઠે આપણું મન સ્વતંત્ર થાય છે, અને આપણા આત્માઉપરનાં પડ નીકળી જઇ તેની જ્યોતિ સ્વયં પ્રકાશ્યા કરે છે. આપણે પરમાત્માની જ સૌંદર્યમયી સૃષ્ટિમાં રહીએ છીએ, અને આવી સૃષ્ટિમાં રહેનારને કયી વાતની ન્યૂનતા હોય.

લૌકિક જગતમાં આપણી સ્થિતિ ગમે તે પ્રકારની હોવા છતાં પરમાત્માના જગતમાં જ્યાં આપણે પ્રવેશ કરીએ છીએ કે સઘળું બદલાઈ જાય છે. થોડી ક્ષણોપૂર્વે જે દુઃખરૂપ ભાસતું હોય છે તે અન્ય ક્ષણે સુખરૂપ ભાસવા માંડે છે. શિખરઉપર પરમાત્માના આનંદનાં સ્વ કિરણો આપણા અંતઃકરણઉપર પડે છે, અને કેટલા અલ્પ સમયમાં આ કિરણો

આપણા લૌકિક જગત્‌ના સ્વરૂપને બદલી નાંખે છે. ઉદય પામતા સૂર્યને જોઇને જેમ અંધકાર પલાયન કરી જાય છે, તેમ જે કંઇ દોષ અને દુઃખ હોય છે, તે પરમાત્માના આનંદનાં કિરણો પ્રકટતાં પલાયન કરી જાય છે, અને બ્રહ્માનંદનો દિવ્ય ભાનું પૂર્ણ પ્રભાથી પ્રકાશી રહે છે.

શિખરઉપર જ્યારે આપણે સ્થિત થઇએ છીએ ત્યારે જગત્ જેને પરમસુખમય જીવન ગણે છે, એટલા જ સુખવાળું આપણું જીવન થતું નથી. જગત્‌ના મનુષ્યોની કલ્પનાનું સુખ તો શિખરસ્થિત પુરુષના જીવનના સુખઆગળ, મહાસાગરઆગળ બિંદુજેવું છે. આપણે કલ્પના કરી કરીને મરી જઇએ તોપણ શિખરસ્થિત પુરુષના જીવનના આનંદની આપણે સ્વલ્પ અંશમાં પણ કલ્પના કરી શકીએ તેમ નથી. તે આનંદ અત્યંત વિભ્રાજમાન (gorgeous) છે—અવર્ણનીય વિભ્રાજમાન છે, વાણી તેનું વર્ણન કરવા સમર્થ નથી; મન તેની કલ્પના કરી શકે તેમ નથી. અવિદ્યાથી આવૃત મનુષ્યની ગમે તેવી ચમત્કારિક મતિનું પણ આ આનંદની કલ્પના કરવાનું ગજુ નથી; વિદ્યાત્મક વૃત્તિ અથવા પ્રબુદ્ધ મતિ જ તેને સમજી શકે એમ છે, તે જ શિખરઉપર ચઢી શકે એમ છે, અને તે જ તેનો આસ્વાદ લેઇ શકે એમ છે.

પરમાત્મા પ્રેમસ્વરૂપ છે, સર્વદા મંગલસ્વરૂપ છે, ચરઅચરનું સર્વદા હિત જ સાધે છે, કરુણાના અમર્યાદ મહાસાગર છે, એ આદિ સર્વ સત્યો અન્ય મનુષ્યો તો માત્ર બોલી જ જાણે છે, પરંતુ શિખરે સ્થિત પુરુષ તેમને અનુભવપૂર્વક સમજે છે. મનુષ્યને માટે પ્રભુએ આ શિખરનું સામ્રાજ્ય ખુલ્લુ મૂકી દીધું છે. કોઇને તેમાં પ્રવેશતાં પ્રતિબંધ કરવામાં આવતો નથી. સર્વનો તે પ્રાપ્ત કરવાનો સરખો હક છે. અમુક વહાલો કે અમુક અળખામણો, એવું કશું છે જ નહિ. ગમે તે શિખરઉપર આવો, અને તેના મહાસામ્રાજ્યને ભોગવો. જે પ્રભુનું છે, તે સઘળું જ તેને આપી દેવામાં આવે છે. પ્રભુની અમુક વસ્તુ તેને નથી આપવામાં આવતી એવું બનતું જ નથી. હજારો કે લાખો મનુષ્યો શિખરનું રાજ્ય પ્રાપ્ત કરવા આવે તોપણ ત્યાં કશો ટોટો આવે, એમ છે નહિ. સર્વને અમર્યાદ પ્રમાણમાં જ્યારે જોઇએ ત્યારે આપતાં છતાં પણ તે અમર્યાદ પ્રમાણમાં જ રહે છે. આ મહારાજ્ય પ્રત્યેક પ્રાણી પ્રાપ્ત કરે, એવી પ્રભુની ઇચ્છા છે, પરંતુ તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરીને પ્રભુપાસે તે લેવા ગયા વિના પ્રભુ પોતે પોતાની મેળે તે કોઇને બળાત્કારથી આપતા નથી. જેમ ગંગા નદી પોતાની પાસે આવનારની તૃષા નિવૃત્ત કરે છે, પણ તૃષાતુરની તૃષા નિવારવાને તેની પાસે જતી નથી, તેમ પ્રભુ શિખરના રાજ્યની તૃષ્ણાવાળાને પોતાની પાસે આવવાથી શિખરનું સામ્રાજ્ય આપે છે, પણ કોઇને આપવા તેની પાસે જતા નથી. આપણે પોતે જ પ્રભુના પ્રદેશમાં જવું જોઇએ, અને ત્યાં નિવાસ કરવો જોઇએ; અને પ્રભુનો પ્રદેશ શિખરઉપર છે.

શિખર ક્યાં છે? યદ્યપિ તે સર્વત્ર છે, તોપણ મુર્ધમાં પ્રવેશવાથી જ તે પ્રત્યક્ષ થાય છે. હૃદય પણ એ પ્રદેશમાં પ્રવેશવાનું દ્વાર છે, પણ મુર્ધ એ અધિક પ્રશસ્ય દ્વાર ગણાય છે. તેમાં પ્રવેશનારને પરમાત્મારૂપ મહામુલ્યવાન્ મૌક્તિક (મોતી) પ્રાપ્ત થાય છે. આ પરમાત્મારૂપ મોતી એ જ શિખર છે, અને એ જ સ્વરૂપસામ્રાજ્ય છે. મુર્ધમાં પ્રવેશીને, આવો આપણે આ મૌક્તિકને પ્રાપ્ત કરીએ અને પછી આનંદથી ગાઇએ કે—

પદ. ગઝલ.

દિલદરિયામાં ડુબકી મારી, મોતી એક હું લાવીયો;
મૂલ્ય જેનું ન જાય આંકયું, ભૂપનો ભૂપ હું થયો.
અન્ય પણ બહુ છે ચમત્કૃતિ,—મોતીમાં હું શું કહું;
કલ્પવૃક્ષ કે સ્પર્શમણિ પણ,—તુચ્છ, મોતીથકી લહું.
શી પ્રભા આ મોતીકેરી, જોઇ કે નથી સાંભળી,
શુક્રચંદ્રરવિપ્રભા પણ, મોતીથી ઝાંખી કળી.
એકદૃષ્ટે મોતી જોતો, તૃપ્ત પણ હું ના થતો;
શાંતિના સાગરવિષે હું, બાહ્યઅંતર ઝીલતો.
બળ અનવધિ, મોતી જોતાં, રોમે રોમે વ્યાપતું;
સર્વશક્તિસમેત મુજને, હુંપણું મુજ ભાસતું.
આ શી અદ્ભુત્ દિવ્યતા, આ--ઇંદ્રિયો દર્શાવતી;
દૂર ને નિકટ દીસે સઉ, નિરાવરણ થઇ મતિ.
દિવ્ય અંજન કેમ જાણે, હોય નેત્રે આંજીયું;
જોઉં સઉનાં અંતરો હું, તિમિર નેત્રતણું ગયું.
ના રહ્યું પ્રાપ્તવ્ય કોઇ, મોતી મળતાં આ ભવે;
કર્તવ્યો જ્ઞાતવ્યો પણ સઉ, અળપાયાં આજે હવે.
દિલદરિયાકાંઠે ઉભેલા, કંઇ જનો હું ભાળતો;
મોતીને ઇચ્છે, ન પણ કો, ઉદધિભીતર પેસતો.
તટની રમણીય વસ્તુઓના, મોહમાં કંઇ રહે પચી;
વ્યર્થ કટિ કસી કંઇ રહે છે, એકલી વાતે મચી.
વાત ત્યજી મેં ભ્રાત ! છોડયો, મોહ તુચ્છ પદાર્થનો;
હણિ આળસ ને પ્રમાદ લીધો, આશરો સ્વપ્રયત્નનો.
રોધ્યાં નેત્રો, રોધ્યા કર્ણો, રોધ્યો પ્રાણ ઉમંગથી;
અન્ય ત્યજીને ઉદ્યમો મેં, મારી ડુબકી વેગથી.
કષ્ટ આરંભે જણાયું, પણ ન ધૈર્યથકી ચળ્યો;
તળવિષે બળથી થયો સ્થિત, અર્થ ઇપ્સિત ત્યાં મળ્યો.
આમ મેં આગ્રહે ગોતી,--કાઢયું નરહરિરૂપ મોતી.
જે છે મારૂં આત્મજ્યોતિ, દશદિશે યશ થઇ રહ્યો.

સદુપદેશશ્રેણી—૧૪ મો સદુપદેશ.

( અપૂર્ણ. )

## 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| રા. રા. ધીરજરામ ત્રિભુવન. | બારડોલી. | રૂ. ૧—૧—૦ |
| રા. રા. શેઠ હિંમતલાલ પોપટભાઈ ( શ્રીમાન્મહારાજ છોટાલાલ જીવનલાલના દીર્ઘાયુષ્યનિમિત્ત ) | ગોંડલ. | રૂ. ૩—૦—૦ |
| રા. રા. ગોકુળદાસ જેસંગભાઈ ( સ્વ. પુ. દાદીમાની સદ્‌ગતિ નિમિત્ત ) | આમગામ. | રૂ. ૨—૦—૦ |
| ,, ,, ,, ( ગૃહશાંતિનિમિત્ત. ) | ,, | રૂ. ૩—૦—૦ |
| રા. રા. ભાવસાર શંકરલાલ વલ્લભદાસ શાળા માસ્તર ( શુભ સંકલ્પનિમિત્ત ) | આંત્રોલી. | રૂ. ૫—૦—૦ |
| રા. રા. ભાઉરાય રણછોડરાય દેસાઈ ( પોતાનાં ધર્મપત્ની સૌ. મંજુબાની સદ્‌ગતિનિમિત્ત ) | ગોધરા. | રૂ. ૨૫—૦—૦ |
| રા. રા. નંદલાલ રાજારામ ( પોતાના પુત્ર મણિલાલની સદ્‌ગતિનિમિત્ત ) | પારડી. | રૂ. ૨—૦—૦ |
| એક સજ્જન. | નડિઆદ. | રૂ. ૧—૦—૦ |

---

## सदुपदेशश्रेणी—त्रयोविंशतितम सदुपदेश.

( તૈયાર છે, મૂલ્ય ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૧-૦.

☞ શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના ૮૪ મા મહોત્સવનિમિત્ત આ ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો છે, અને નીચેના ઉત્તમ લેખોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

૧ આત્મદ્યોતન ( છો૦ )
૨ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય ( છો૦ )
૩ વિચારવાણી ( કૌશિક૦ )
૪ વિશિષ્ટાદ્વૈત ( કણીયા )
૫ આંતર ભાન ( ઓઝા )
૬ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાનાં સાધનો ( છો૦ ).
૭ સ્વભાવને સુધારવાની કળા ( શ્રીઉપેન્દ્ર૦ )
૮ કીર્તનો.

આ લેખોમાં મુમુક્ષુને પોતાની ઉન્નતિ સાધવાના ઉપાયો બહુ પ્રશસ્ય પ્રકારે વર્ણવવામાં આવ્યા છે.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

५ ७

# प्रमानुक्रमणिका.

પ્રભા. વિસ્તાર.




તંત્રી—છોટાલાલ જીવનલાલ, શ્રીઉંમિસદ્યાશ્રમ—વડોદરા.




रूप ( पुस्तक ) २२—भाद्रपद कृष्ण० १४, संवत् १९६६. दर्शन ( अंक ) ११.

॥ ॐ श्रीँ ॥

## अभेदस्तवन.

પદ.

જય ! જય ! ચિતિપતિ ! પ્રણામ, કરીએ હૃદય ધારી રે,
નિકટ પ્રકટ ઘટં ઘટ જુએ, દૃષ્ટિ આ અમારી રે;—
આપ દિવ્ય ચિતિજ્યોત, જ્ઞાનપ્રભામહાસ્રોત,
સર્વમાં છો ઓતપ્રોત, તદપિ નિર્વિકારી રે;—
અમ સ્વરૂપ આપવિષે, આપ સ્વરૂપ અમમાં દીસે,
એક રૂપે સર્વ દિશાઃ*, રહ્યા અભેદ પ્રસરી રે;—
હિતતમ જે જે ગણાય, વૃત્તિ મેળવવા જે ધાય,
સર્વ છે તે આપમાંય, જોતાં એ વિચારી રે;—
ભિન્ન રૂપે પ્રતીત થઇએ, જીવ શિવસંજ્ઞા ગ્રહીએ,
( પણ ) વાસ્તવ સ્વરૂપે છીએ, આપ અવતારી રે;—
આદિ હતા ચિતિરૂપ, મધ્યે પડ્યા ( હતા ) ભ્રાંતિકૂપ,
( પુનઃ ) આજ થયા ચિતિસ્વરૂપ, સર્વ અધિકારિ રે;—

---

* સર્વ દિશામાં.

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૬૬ થી. )

**उभयथा च दोषात् ॥ १६ ॥**

**સૂત્રાર્થઃ**—બન્ને રીતે તેનાં પણ દોષપ્રાપ્તિ થાય છે તેથી પણ પરમાણુકારણુવાદ અનુપપન્ન છે.

આ સૂત્રમાં એ કહ્યું કે પૃથિવી જે સ્થૂલ છે તેમાં ગંધ, રસ, રૂપ અને સ્પર્શ એમ ચાર ગુણો રહેલા છે; એનાથી સૂક્ષ્મ જે જલ તેમાં રૂપ, રસ અને સ્પર્શ એમ ત્રણ ગુણો રહેલા છે; સૂક્ષ્મતર જે તેજસ્ તેમાં રૂપ અને સ્પર્શ એમ બે ગુણો રહેલા છે અને સૂક્ષ્મતમ જે વાયુ તેમાં સ્પર્શ ગુણ એકલો જ છે. આ પ્રકારે પૃથિવી આદિ ચાર ભૂતો જોતાં એમાં એકમાં અધિક તો અન્યમાં ન્યૂન, અન્યમાં તેથી ન્યૂન એમ ગુણો રહેલા છે અને અનુક્રમે એ સ્થૂલ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ એમ તારતમ્યવાળાં છે એવું લોકમાં જણાય છે. તે પ્રમાણે એના પરમ કારણરૂપ અભિમત જે પરમાણુઓ તેમાં ગુણોની સંખ્યાનું તારતમ્ય માનો છો કે નહિ ? બન્ને પ્રકારે દોષપ્રસક્તિ અનિવાર્ય છે. કેમકે જો ન્યૂનાધિક ગુણ હોવારૂપ તારતમ્યને સ્વીકારો તો જેમાં અધિક ગુણો હોય તેનું મૂર્તત્વ અધિક હોય છે તેથી તેના પરમાણુ અધિક મૂર્તત્વવાળા ઠરશે અર્થાત્ પરમાણુપણું તેમનું જતું રહેશે. મૂર્તત્વના આધિક્યવિના જ ગુણોનું આધિક્ય થાય છે એ પ્રકારે કહી શકાય તેમ નથી કારણ કે કાર્યરૂપ જે ભૂતો તેમાં ગુણોનું જેમ જેમ આધિક્ય તેમ તેમ મૂર્તત્વનું આધિક્ય દેખાય છે તેથી એ કથન દષ્ટાનુસાર નથી. હવે જો સર્વ પરમાણુમાં એક સરખું પરમાણુત્વ રહે તેટલા માટે ગુણોનું તારતમ્ય નહિ સ્વીકારો તો ત્યાં બે પક્ષ પ્રાપ્ત થાય છે. (૧) સર્વ પરમાણુઓમાં એક એક ગુણ જ રહેલો છે એમ માનવું અથવા (૨) ચારે જાતિના પરમાણુમાં ચારે ગુણો રહેલા છે એમ માનવું. ત્યાં પ્રથમ પક્ષ યોગ્ય નથી કારણ કે પ્રત્યેક જાતિના પરમાણુમાં એક એક ગુણ જ સ્વીકારો તો પછી પાર્થિવ અણુમાં ગંધ, જલના અણુઓમાં રસ, તેજસ્‌ના અણુઓમાં રૂપ અને વાયુના અણુમાં સ્પર્શ છે એમ માનવું રહે છે. અને તેમ થતાં કારણમાં જે ગુણો છે તે જ પોતાના કાર્યમાં સ્વસમાન ગુણાન્તરને રચે છે એ તમારા ન્યાયપ્રમાણે પૃથિવી, જલ, તેજસ્ અને વાયુમાં અનુક્રમે ગંધ, રસ, રૂપ અને સ્પર્શની સિદ્ધિ થાય. પણ તેમ થતાં તેજસ્‌માં સ્પર્શની પ્રતીતિ નહિ થવી જોઇએ, જલમાં સ્પર્શની અને પૃથિવીમાં રૂપ અને રસની પ્રતીતિ નહિ થવી જોઇએ. પણ તેમ નથી, એવી પ્રતીતિ થાય છે. તેથી આ પક્ષ સ્વીકારાય તેમ નથી. હવે દ્વિતીય પક્ષ સ્વીકારો તો ચારે પરમાણુમાં ચારે ગુણો રહેલા હોવાથી તેમનાં કાર્યરૂપ પૃથિવી આદિ સર્વ ભૂતોમાં ચારે ગુણો પ્રાપ્ત થયા, તેથી જલમાં પણ ગંધની પ્રતીતિ થવી જોઇએ, તેજસ્‌માં ગંધ અને રસની પણ પ્રતીતિ થવી જોઇએ અને વાયુમાં ગંધ, રૂપ અને રસની પણ પ્રતીતિ થવી જોઇએ. પણ તેમ થતું નથી. તેથી આ બન્ને પક્ષ અયોગ્ય છે માટે આ દ્વિતીય વિકલ્પ પણ સદોષ છે. આપ્રમાણે બંને રીતે દોષની પ્રાપ્તિ થતી હોવાથી આ કારણથી પણ પરમાણુકારણવાદ અનુપપન્ન છે.

આ પ્રમાણે આ હેતુનું પ્રતિપાદન કરી, પરમાણુકારણવાદના ખંડનમાં અન્ય હેતુઓ આપી શ્રીસૂત્રકાર આ દર્શનના ખંડનનું અધિકરણ સમાપ્ત કરે છે.

**अपरिग्रहाच्चात्यन्तमनपेक्षा ॥ १७॥**

**सूत्रार्थ:**—આ પરમાણુકારણવાદ કોઇ પણ શિષ્ટે કોઇપણ અંશમાં સંમત ગણ્યો નથી તેથી વેદવાદી પુરુષોને કેવલ હેય છે.

આ સૂત્રમાં એ કહ્યું કે પ્રધાનકારણવાદ જે સાંખ્યદર્શન માને છે તે મનુઆદિ કેટલાક વેદવિદ્ પુરુષોવડે સતકાર્યવાદવગેરે અંશમાં પણ સ્વીકારાયો છે. પણ આ પરમાણુકારણવાદ કોઈ પણ શિષ્ટ પુરુષે કોઈ પણ અંશમાં સ્વીકાર્યો નથી તેથી વેદને અનુસરનાર સર્વ વેદવાદીવડે અત્યંત ઉપેક્ષાને પાત્ર છે.

આ રીતે આ સૂત્રથી પરમાણુકારણવાદ અયુક્ત છે માટેજ અસ્વીકાર્ય છે એટલું જ નહિ પણ શિષ્ટ બહિર્ભૂત છે માટે પણ અસ્વીકાર્ય છે એ કહ્યું અને એમાં **च** પદ વાપરી અન્ય અનેક રીતે એ વાદ સ્વીકારનાર વૈશેષિકદર્શન દોષગ્રસ્ત છે એ સૂચવ્યું છે. તે આ રીતે. વૈશેષિકો અત્યંત ભિન્ન લક્ષણવાળા અને તેથી પરસ્પરથી અત્યંત ભિન્ન એવા, દ્રવ્ય, ગુણ, કર્મ સામાન્ય, વિશેષ અને સમવાય એ સંજ્ઞાવાળા ૭ પદાર્થોને શાસ્ત્રપ્રતિપાદ્યરૂપે માને છે. જેમ મનુષ્ય, અશ્વ, સસલો એ આદિ અત્યંત ભિન્ન પદાર્થ છે તે પ્રમાણે આ ૭ પણ અત્યંત ભિન્ન પદાર્થ છે. આ પ્રકારે માન્યા છતાં ઇતર પાંચ પદાર્થો દ્રવ્યને અધીન માને છે કે જે અત્યંત વિરુદ્ધ છે. આ એમનું માનવું અનુપપન્ન છે. કારણ કે જેમ પ્રાણી, ઘાસ, વૃક્ષઆદિ અત્યંત ભિન્ન પદાર્થો છે તો, લોકમાં સ્પષ્ટ દેખાય છે કે, એમાં એક બીજાને અધીન નથી, તે પ્રમાણે જો દ્રવ્યાદિ ૭ પદાર્થો અત્યંત ભિન્ન છે તો એમાંના ગુણાદિ પાંચ દ્રવ્યને અધીન નહિ હોવા જોઇએ. પણ દ્રવ્યાધીનતા તો એમની છે કેમકે દ્રવ્ય હોય તો તેમાં ગુણાદિ હોઇ શકે છે અને દ્રવ્ય નહિ હોય તો એ હોઈ શકતા નથી, દ્રવ્યના અભાવ આ ગુણ, આ કર્મ ઇત્યાદિ પ્રકારે એ રહી શકતાં નથી. તેથી જેમ દેવદત્ત એક વ્યક્તિ છતાં તે તે અવસ્થાના સંબંધથી તે તે નામથી વ્યવહરાય છે અને તે તે પ્રતીતિને ઉપજાવે છે તે પ્રમાણે દ્રવ્ય જ વિવિધ સંસ્થાનાદિના ભેદથી ગુણાદિ નામવાળું અને તે તે પ્રતીતિ ઉપજાવનારૂં થઈ રહે છે. આમ ભલે હોય એમ કહેનાર તાર્કિક પોતાના સિદ્ધાન્તથી વિરુદ્ધ કહે છે અને તાર્કિક મટી વેદાન્તપક્ષમાં આવી જાય છે.

અહિં પૂર્વપક્ષી શંકા કરશે કે અગ્નિથી ધૂમ ભિન્ન છે છતાં ધૂમ અગ્નિને અધીન દેખાય છે. આમ કહેનારને ઉત્તરમાં જણાવવાનું કે હા, એમ દેખાય છે. પણ અહિં અગ્નિ અને ધૂમ બંનેની ભેદપ્રતીતિ થાય છે તેથી એ પ્રતીતિને અનુસાર એ બેનો ભેદ નિશ્ચય કરાય છે. પણ દ્રવ્યાદિના સંબંધમાં તો શુક્લ કંબલ, લાલ ગાય, નીલ કમલ, ઇત્યાદિ ગુણ અને દ્રવ્યની અભેદપ્રતીતિ થાય છે અર્થાત્ દ્રવ્ય જ તે તે વિશેષરૂપે પ્રતીત થાય છે. માટે જેમ અગ્નિ ધૂમની ભેદપ્રતીતિ છે તેવી ભેદપ્રતીતિ દ્રવ્ય અને ગુણની નથી તેથી ગુણ દ્રવ્યરૂપ જ છે. આજ પ્રમાણે કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય પણ દ્રવ્યરૂપ જ છે એ સમજી લેવું.

પૂર્વપક્ષી જો કહે કે ગુણાદિનું દ્રવ્યસાથે તાદાત્મ્ય છે માટે ગુણાદિ દ્રવ્યને અધીન છે એમ નથી પણ દ્રવ્ય અને ગુણાદિ અયુતસિદ્ધ છે માટે ગુણાદિ દ્રવ્યને અધીન છે, તો અમે પૂછીએ છીએ કે અયુત સિદ્ધત્વ તે શું ? જે બે પદાર્થ એક દેશમાં રહેતા હોય તે અયુતસિદ્ધ કહેવાય કે જે બે એકકાલીન હોય તે બે અયુતસિદ્ધ કહેવાય કે જે બે એક સ્વભાવના હોય તે અયુતસિદ્ધ કહેવાય ? ત્રણેમાંથી કોઈ પણ રીતે અયુતસિદ્ધત્વ ઉપપન્ન કરી

શકાય તેમ નથી. જો અપૃથક્ દેશમાં રહેવું તેનું નામ અયુતસિદ્ધત્વ એમ લો તો તાર્કિકના પોતાના અભ્યુપગમથી એ વિરુદ્ધ છે. કેમકે એમના મત પ્રમાણે તન્તુવડે રચાયેલા પટનો દેશ તે તન્તુદેશ છે અને પટના જે શુક્લાદિ ગુણો તે પટદેશમાં રહેલા છે. તેથી એ બંનેના દેશ ભિન્ન છે છતાં એને અયુતસિદ્ધ ગણ્યા છે. વૈશેષિકદર્શન **द्रव्याणि द्रव्यान्तरमारभन्ते गुणाश्च गुणान्तरम्** ॥ अ. १ । आ. १ । सू १० ॥ એ સૂત્રવડે કહે, છે કે તન્તુઆદિરૂપ કારણદ્રવ્ય પટાદિરૂપ કાર્યદ્રવ્યને ઉત્પન્ન કરે છે અને તન્તુઆદિમાં રહેલા શુક્લાદિ ગુણો તે પટાદિ કાર્યદ્રવ્યમાં અન્ય શુક્લાદિ ગુણોને ઉત્પન્ન કરે છે. આ પ્રકારે વૈશેષિકો સ્વીકારે છે અને એ સ્વીકારનો, જો દ્રવ્ય અને ગુણને અપૃથક્ દેશમાં રહેનાર માનવામાં આવે તો, બાધ થાય છે, જેનો કાલ અપૃથક્ હોય તે અયુતસિદ્ધ એ અર્થ લેવામાં આવે તો બળદનાં સવ્ય અને દક્ષિણ વિષાણ અપૃથક્કાલીન છે તો તે પણ અયુતસિદ્ધ ઠરશે. પણ તેમ તો નથી. હવે જો અપૃથક્ સ્વભાવના હોય તે અયુતસિદ્ધ એવો અર્થ લઇ દ્રવ્ય અને ગુણને અયુતસિદ્ધ માનતા હો તો એનો અર્થ તો એ જ થયો કે દ્રવ્ય અને ગુણનો સ્વભાવ, સ્વરૂપ એક અભિન્ન જ થયા તો પછી એમનો ભેદ ક્યાં રહ્યો? ગુણદ્રવ્યથી તદાત્મરૂપે જ પ્રતીત થાય છે અને તેથી દ્રવ્યરૂપ જ સિદ્ધ થાય છે. તેથી આ શંકા સર્વથા અનુપપન્ન છે. આ રીતે ૭ અત્યંત ભિન્ન પદાર્થો છે એવો જે તાર્કિક સિદ્ધાન્ત છે, તે દોષગ્રસ્ત છે, એ સિદ્ધ થાય છે. (અપૂર્ણ)

---

# चिन्मय भावनाना अनुभवोद्गार.

પદ. (ઘરની શોભા છે ઘરવાળી, એ લય.)

આજે ચિતિમય દૃષ્ટિ અમારી, શાંતિ અણુઅણુમાં ભરનારી;
આજે ચિતિમય૦

સ્થૂલ તનુ સપ્ત ધાતુનું ચિતિમય, દીસતું ન બંધનકારી,[1]
સૂક્ષ્મ શરીરના સત્તર તત્ત્વે, ભાસે ચિતિદ્યુતિ ન્યારી; આજે૦
ચિદેકતત્ત્વે નયન ન આવે, કારણ દેહ વિકારી,
ચિદ્રૂપ બધું ત્યાં ક્યાં મહાકારણ,–ભેદ મતિ કથનારી, આજે૦
ગૃહ ન, નગર ના, દેશ ન, ખંડ ન, ત્રિભુવન ના રૂપધારી,[2]
બ્રહ્માંડકટાહની બહિરભ્યંતર, લહીએ ચિતિ સુખકારી, આજે૦
અહં ચિતિમય, ઇદં ચિતિમય, ચિતિમય ત્વં ભયકારી,[3]
પ્રશાંત સન્મય અનવધિ દેશે, ચિતિ મનમતિ દે ઠારી, આજે૦
ક્યાં અરિસુહૃદ, ક્યાં [4]દયિતા, ક્યાં,–સંસૃતિ કામણગારી,
ગ્રંથિ હૃદયની ક્યાં ગઈ, હતી જે, નિત્ય વિકળ કરનારી, આજે૦
રવિરશ્મિ રવિમાં શમી રવિમય, રહે જેમ ભેદ વિસારી,
નરહરિચિતિમાં રહીએ નૃહરિમય, ભેદનું ભાન નિવારી, આજે૦

---

૧. સપ્ત ધાતુનું સ્થૂલ શરીર ચિતિમય દેખાય છે. પણ બંધનકારી દેખાતું નથી. ૨. રૂપ અર્થાત્ આકારને ધરનારું ત્રિભુવન. ૩. ભયને કરનાર જે અહં, ત્વં તથા ઇદં. ૪. સ્ત્રી.

# आंतर मनना अद्भुत चमत्कारो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૬૯ થી. )

જ્યારે બાહ્ય મનમાં અનુભવાતા વિષયોમાંથી અલ્પ વિષયોની જ માત્ર છાપ પડે છે અને પડેલી છાપમાં જે અદઢ હોય છે તે સ્મૃતિરૂપતાને ધરતી નથી ત્યારે આંતર મનમાં સર્વ અનુભવગોચર થતા વિષયોની છાપ પડે છે અને તે સર્વ છાપને-તે સર્વ સંસ્કારને યોગ્ય ઉપાયોવડે સ્મૃતિરૂપ કરી શકાય છે, અભિવ્યક્ત કરી શકાય છે. માર્ગમાં ચાલતાં, મનુષ્ય સહસ્રાવધિ ગૃહોઆગળ થઇને ચાલ્યો જાય છે. એ ગૃહોની છાપ એના પર પડે છે પણ બાહ્ય મન અનવધાનને લીધે એમાંથી બહુ જ અલ્પસંખ્ય ગૃહોની છાપને ગ્રહણ કરે છે, અને તેથી પ્રસંગ આવતાં એ અલ્પસંખ્ય ગૃહોમાંથી થોડાની જ સ્મૃતિ એને થઇ શકે છે. પણ એ હજારો ગૃહોની છાપ આંતર મન ગ્રહણ કરી લે છે. એ બધી છાપ એકદા આવિર્ભાવને પામતી નથી પણ યોગ્ય સંજોગો મળતાં આંતર મનમાંથી એ આબેહૂબ પાછી નીકળી આવી શકે છે. આ જ પ્રમાણે એક બાળક અંગ્રેજી ભણેલું નથી અથવા સંસ્કૃત ભણેલું નથી, છતાં તેના આગળ અંગ્રેજી પુસ્તક કોઇ વાંચી જાય છે અથવા વેદનું અધ્યયન કરી જાય છે તો તે સર્વના સંસ્કારો આંતર મનમાં તે જ ક્ષણે પડે છે. આ સમયે બાહ્ય મન દિઙ્મૂઢ થઇ માત્ર ટગર ટગર જોયા કરે છે. આ જોતાં એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી કે આંતર મનની ગ્રહણશક્તિ અને સ્મરણશક્તિ અનંત છે, તથા પૂર્ણરૂપે વિલસી રહેલી છે. આંતર મન ઉપર જણાવ્યાપ્રમાણે જીવરૂપ અભિમાનીસાથે સદા સંલગ્ન રહેલું હોય છે તેથી અભિમાનીએ અનેક જન્મોના અનુભવેલા વિષયોના સંસ્કારના આકરરૂપ એ થયેલું હોય છે અને તેથી એ જન્મોની વાસનારૂપ આ સંસ્કારો પણ પ્રસંગવશાત્ અભિવ્યક્ત થઇ આવે છે. આમ હોવાથી પૂર્વ પૂર્વ જન્મોનું સ્મરણ થવારૂપ જાતિસ્મરત્વ સ્પષ્ટ ઉપપન્ન થાય છે, એટલું જ નહિ પણ વર્તમાન જન્મમાં ન અનુભવેલા વિષયોની સ્મૃતિ ધ્યાન-આદિ વિવિધ દશામાં થઇ શકે છે. નવલકથાઓ મનુષ્ય લખે છે તે પોતે નવી જ છે, જોડી કાઢેલી છે એમ સમજીને જ લખે છે. પણ ખરું જોતાં એમ નથી. બાહ્ય મનની અપેક્ષાએ એ અવશ્ય નવલકથા છે, બાહ્યમનના અનુભવમાં એ વ્યતિકરો આવેલા નથી તેથી તેને એ નવીન જણાય છે પણ વસ્તુતઃ તેમ નથી. એ સર્વના સંસ્કારો આંતર મનમાં રહેલા જ હોય છે અને તે જ અમુક સંજોગોની પ્રાપ્તિ થયે કલ્પનારૂપે બાહ્ય મનના પટપર આંતર મનમાંથી આવી ચઢે છે. આથી લખનાર મનુષ્ય તેને નવીન સમજે છે, સામાન્ય વાચકવર્ગ તેને નવલકથા માને છે, પણ આંતર મનની સ્મરણશક્તિનો વિચાર કરનાર તથા અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થવી અસંભવિત છે એ જાણનાર આંતર મનના વિલાસરૂપ જ, આંતર મનની સ્મૃતિરૂપ જ એને જાણે છે. કલ્પનાના વિષયો માત્ર આ પ્રમાણે આંતર મનના સ્મર્યમાણ વિષયો છે અને જેનું જગતમાં અસ્તિત્વ જ નથી એવા નથી પણ એ સર્વ જગતમાં રહેલા છે, એ સર્વના સંબંધમાં તે તે પ્રસંગો થઇ ગયા છે, એ સર્વના સંસ્કારો વિશ્વના વાતાવરણમાં રહેલા છે તેથી જ્યારે જ્યારે એને વાંચવા હોય, એને જાણવા હોય ત્યારે એ સર્વ જાણી શકાય તેમ છે અને તે સાથે તેને પ્રતિપાદન કરનાર મનુષ્યના આંતર મનમાં સંસ્કારરૂપે આ-

રૂઢ થઈ ગયેલા છે, અર્થાત્ પૂર્વે કોઇ સમયે પણ આંતર મનના અનુભવમાં આવી ગયેલા છે. જેમ ફોનોગ્રાફની બંગડીપર અથવા ગ્રામોફોનની રકાબીપર ધ્વનિની સૂક્ષ્મ છાપ પડી રહેલી હોય છે અને તે ફોનોગ્રાફ અથવા ગ્રામોફોનરૂપ યંત્રની સહાય મળે છે ત્યારે પુનઃ તે તે ધ્વનિરૂપે ઉદ્‌ભવી આવે છે તે જ પ્રમાણે આંતર મન એ એવી બંગડી જ છે અને તેનાપર સર્વ અનુભવાયેલા પ્રસંગોની છાપ પડેલી હોય છે. માત્ર યંત્રરૂપ અમુક સંજોગોની તેને અપેક્ષા રહે છે. વિશ્વરચના એવી છે કે એમાં ભાવનો કદાપિ અભાવ થતો નથી. જે છે તે સદા જ છે અને જે નથી તે કોઇ પણ કાળે છે એમ નથી, અર્થાત્ સદા સર્વદા જ નથી. તેથી વિશ્વના સર્વ વ્યતિકરો થાય છે, થયા છે અર્થાત્ અસ્તિત્વવાળા અનુભવાયેલા છે માટે પછી કદાપિ તેનો અભાવ થતો નથી પણ સૂક્ષ્મરૂપે, સંસ્કારરૂપે એ વિશ્વના વાતાવરણમાં સ્થિત થઇ રહે છે. સર્વ ઇતિહાસના ગ્રંથોનો લોપ થઇ જાય છે છતાં વિશ્વનો ઇતિહાસ આ વાતાવરણસ્થિત સંસ્કારરૂપે ન ભૂસી શકાય એવી લિપિમાં સદા માટે લખાયેલો સદા વિદ્યમાન જ છે. એને વાંચવાની સૂક્ષ્મ દૃષ્ટિની જ માત્ર અપેક્ષા રહે છે. જેમ આ વિષયોરૂપ પ્રમેયના સંસ્કારો વાતાવરણમાં સ્થિત છે, તે જ પ્રમાણે અનુભવરૂપે તેને અનુભવનાર સર્વ આંતર મનમાં પણ સ્થિત છે અને તેથી યોગ્ય દશા આંતર મનની થતાં એ સંસ્કારો સ્મૃતિરૂપે જાગ્રત્ થઇ આવે છે. આ રીતે બાહ્ય મનની સ્મૃતિ સર્વ દિશાએ સંકુચિત થયેલી હોય છે અને તે સાથે અપૂર્ણ છે ત્યારે આંતર મનની સ્મૃતિ સર્વ દિશાએ પ્રસરેલી છે, વ્યાપક છે, લગભગ અમર્યાદિત છે અને તે સાથે પૂર્ણ છે.

બાહ્ય મનની ગ્રહણ કરવાની શક્તિ જાગ્રત્ માત્રમાં રહે છે. સુષુપ્તિ, સ્વપ્ન, હીપ્નોટિઝમ, મૂર્છા, ધ્યાન આદિ દશામાં એ મનના વ્યાપાર સ્તંભિત થઇ જાય છે અને તેથી એની ગ્રહણશક્તિ તથા સ્મરણશક્તિ એ દશામાં રહેતી નથી ત્યારે આંતર મનની ગ્રહણશક્તિ અને સ્મરણશક્તિ એ સર્વ દશા તથા જાગ્રત્ એ સર્વમાં રહેલી હોય છે. બાહ્ય મન જાગ્રત્‌દશામાં જ જાગતું હોય છે અને અન્ય દશામાં પ્રતિબદ્ધ અથવા સુપ્ત થઇ જાય છે ત્યારે આંતર મન સર્વ દશામાં સદા જાગ્રત્ રહે છે.

ડા. મોડ્સ્લે જણાવે છે કે In the deepest & most secret recesses of mind there is nothing hidden from the individual self, or from others, which may not be thus sometime accidently revealed. મનના અતિ ઉંડાણમાં અને ગુહ્યતમ પ્રવેશમાં અભિમાનીને માટે અને અન્યમાટે સર્વ ખુલ્લું છે તેથી પ્રસંગવશાત્ એ સર્વનો આવિર્ભાવ થઇ શકે છે. ડા. મોલ હીપ્નોટિઝમ નામના ગ્રંથમાં 'The state of double consciousness is also found under pathological conditions ' ઇત્યાદિ વચનોથી જણાવે છે કે વ્યાધિગ્રસ્ત દશામાં પણ બેવડા વિજ્ઞાનની અવસ્થા જણાય છે. એ સંબંધમાં આઝમે એક અતિ ઉત્તમ દૃષ્ટાન્ત પ્રસિદ્ધ કર્યો છે. લગભગ ૩૦ વર્ષ સુધી એ દરદીના જીવનના અ, બ, ક, ડ, ઇ, ફ એવા વિભાગ થયા હતા. તેમાં અ, ક અને ઈ એ વ્યાધિરહિત સ્થિતિના સમય હતા અને બ, ડ, ફ એ વ્યાધિગ્રસ્ત દશાના સમય છે. અહિં અ, ક અને ઇ એ સમયમાં એ દશામાં થયેલા વ્યતિકરોનું જ માત્ર એ દરદીને સ્મરણ થતું અને બ, ડ અને ફ સમયમાં, એ સમયમાં તથા અ, ક અને ઇ, એ સમયમાં—આ ઉભયવિધ સમયમાં થતા વ્યતિકરોનું સ્મરણ થતું."

સર વિલિઅમ હેમિલ્ટન પોતાના " Lectures on metaphysics " એ નામના ગ્રંથમાં પૃ૦ ૨૩૬ માં આ ભાવનું પ્રતિપાદન કરે છે કે મનુષ્યના મનમાં જ્ઞાનવ્યૂહના થરના થર રહેલા જણાય છે. સામાન્ય સ્થિતિમાં એ થરો વિસ્મરણપટથી ઢંકાઇ ગયેલા હોય છે, પણ ગાંડપણ, જ્વરસંનિપાત, નકતંચરત્વ આદિ અસાધારણ સ્થિતિ થતાં એ થરોપરનો વિસ્મરણપટ ખસેડાઇ જાય છે અને એ સર્વનું સ્મરણ થઇ આવે છે, એટલું જ નહિ પણ બીજા જ્ઞાનવ્યૂહ જે આ જ્ઞાનવ્યૂહને ઢાંકી નાંખતા રહ્યા હતા તેને એ પોતે હવે વિસ્મરણ ગુહામાં પૂરી દે છે અને પ્રસંગે નહિવત્ પણ કરી દે છે. એવાં ઉદાહરણો પ્રસિદ્ધ છે કે જેમાં આખી ભાષાની સ્મૃતિ એકદમ થઈ આવેલી જણાઇ છે અને સારી સ્થિતિમાં જ્ઞાનગોચર નહિ થયેલાં એવાં જ્ઞાત અને અજ્ઞાત ભાષાનાં વાક્યો ને વાક્યો આ દશામાં સ્મરણમાં આવી ગયેલાં જણાયાં છે.

આ પ્રકારે વિવિધ ગ્રંથકારો પોતાના ગ્રંથમાં આંતર મનની અદ્ભુત સ્મરણશક્તિનું સ્થાપન કરી રહ્યા છે. આ સંબંધમાં અનેક ઉદાહરણો પણ પ્રસિદ્ધિમાં આવ્યાં છે અને તે ઉપરથી અત્ર જણાવેલા સિદ્ધાન્તો દૃઢ થાય છે. એ ઉદાહરણો એટલાં બધાં છે કે તેને લખતાં અનેક ગ્રંથો ભરાય તેમ છે, છતાં દિગ્દર્શનાર્થે અત્ર કોઈ કોઇ આપીએ છીએ.

પ્રોફેસર ફ્લોરનોય એક મેડમ સ્મિથ નામની સ્ત્રીનું વર્ણન કરતાં કહે છે કે એક સમયે એ બાઇની કીમતી પિન માર્ગમાં ચાલતાં પડી ગઈ અને તે ખોવાઇ ગઇ. એનું તેને ભાન નહોતું. પણ જ્યારે એના પર હીપ્નોટિઝમનો પ્રયોગ કરવામાં આવ્યો ત્યારે એ પિન શોધી કાઢવા માટેની સૂચના એ બાઇએ લખી કાઢી કે અમુક સ્થળે, અમુક ખૂણામાં તપાસ કરવી. આઉપરથી પ્રેક્ષકવર્ગમાંથી કેટલાક મનુષ્યો ફાનસ લઇ તે દર્શાવેલે સ્થલે ગયા અને જે સ્થલનું વર્ણન કર્યું-લખાયું હતું તે જ સ્થળે બરાબર પિન પડેલી મળી આવી. અહિં એ પિન પડી ગઇ તેનું બાહ્ય મનને લેશ પણ ભાન નહોતું. એ સ્ત્રી પોતે તે પિન ખોવાઈ ગઈ છે એમ જ માનતી અને તે ક્યાં પડી છે તેનો ખ્યાલ લેશ પણ એને નહોતો. પણ જે ક્ષણે એ પિન પડી તે જ ક્ષણે એ પિનના પતનનાં આંદોલનોની છાપ આંતર મનમાં ચિત્રાઇ હતી. અને તેથી જ્યારે બાહ્ય મનને નિર્વ્યાપાર કરી દેનાર હિપ્નોટિઝમની નિદ્રામાં એ સ્ત્રીને મૂકવામાં આવી ત્યારે આંતર મને એ પોતાના જ્ઞાનને હસ્તવડે બહાર કાઢી પ્રકટ કર્યું. આંતર મને સ્પષ્ટપણે જાગ્રતના વ્યતિકરોને અહિં જણ્યા છે.

ડૉ. રશ નામના અમેરિકન ડોક્ટર જણાવે છે કે ગાંડા મનુષ્યોના પ્રાસંગિક અદ્ભુત જ્ઞાનના દૃષ્ટાન્તો પ્રત્યેક દેશમાં મળી આવે છે. છટાદાર ભાષણ કરવાની, કાવ્ય રચવાની, ગાયન ગાવાની, ચિત્રકામ કરવાની અને વિવિધ હુન્નરોને દર્શાવવાની અદ્ભુત શક્તિનો ઉદય પ્રસંગે આ ગાંડપણની દશામાં થઇ આવે છે. ઇ. સ. ૧૮૧૦ માં મારી દેખરેખનીચેના એક દવાખાનામાં એવો એક ગાંડો મનુષ્ય મળી આવ્યો હતો કે જે પ્રત્યેક રવિવારે અદ્ભુત છટાથી ભાષણ કરી સર્વને આનંદ અને આશ્ચર્ય આપતો હતો. પ્રસવ પછી ગાંડપણમાં આવેલી એક સ્ત્રી ઇ. સ. ૧૮૦૭ માં એવી જોવામાં આવી હતી કે જે સ્તુતિપાઠ કરતી અને પોતાની રચેલી કવિતાને અત્યંત મધુર સ્વરથી ગાતી હતી. આ પ્રકારનું સામર્થ્ય

એના ગાંડપણના છેલ્લા ભાગમાં આવિર્ભાવને પામ્યું હતું. ત્યાર પૂર્વે કાવ્યની કે સંગીતની શક્તિ એનામાં કોઇ દિવસ લેશ પણ જણાઇ નથી. ગાંડપણને લીધે ચિત્રકલાના આવિર્ભાવનાં બે ઉદાહરણો મારા અનુભવમાં આવ્યાં છે. ખરૂં જોતાં ગાંડાનાં દવાખાનાઓ તપાસવામાં આવશે તો સર્વ દેશમાં એ દવાખાનાંમાં આવાં કોઈ કોઇ દૃષ્ટાન્ત મળી આવ્યા વિના રહે એમ હું માનતો નથી. ગાંડા મનુષ્યોમાં કોઈવાર જ્ઞાનનો વિલક્ષણ થર સપાટીપર આવી રહે છે. આ જ્ઞાનને લીધે તેઓ વ્યતીત વ્યતિકરોનું વર્ણન કરે છે અને પ્રાચીન તથા અર્વાચીન ભાષાઓ બોલે છે તથા વિવિધ પુસ્તકોમાંથી લાંબાં પ્રકરણોને ઉચ્ચારે છે કે જેમાંથી કોઇ પણ ક્રિયા તેમની સારી નીરોગ સ્થિતિમાં તેઓ કદાપિ કરી શકે તેમ હોતું નથી. આ પ્રકારે આ સુપ્રસિદ્ધ ડોક્ટર જણાવે છે, અને એથી આંતર મનનો વિકાસ ગાંડપણમાં પણ થાય છે એ આપણે જોઇ શકીએ છીએ. જ્વરસંનિપાતમાં સખત જ્વર આવતાં જે લવારો થતો દેખાય છે તેમાં તો આવી વિલક્ષણતા અનેકના અનુભવમાં આવી હોય છે. જ્વરની સખત ગરમીને લીધે રુધિરનો વેગ મસ્તિષ્કપર અત્યંત અધિક પ્રમાણમાં થાય છે અને તેથી મસ્તિષ્કના નીરોગ વ્યાપારો અવ્યવસ્થિત થઇ જાય છે, તેથી બાહ્ય મન વ્યાપારવિનાનું થઇ રહે છે. બાહ્ય મનનો જે દશામાં નિરોધ થાય છે તે જ દશા આંતર મનના સામ્રાજ્યની છે, તેથી એ જ્વરસંનિપાતમાં બાહ્ય મનનો ન્યૂનાધિક અંશે નિરોધ થયેલો હોવાથી આંતર મન પોતાનો અદ્‌ભુત ચમત્કાર જણાવે છે. આ જ રીતે ગાંડપણમાં પણ થાય છે. ગાંડપણનો અર્થ શો છે ? એ જ કે બાહ્ય મનની સત્તા તદ્દન જતી રહી છે. બાહ્ય મન આંતર મનના વ્યાપારને જાગ્રતમાં નિયન્ત્રિત કરે છે. અમુક કારણથી એ પ્રકારની નિયન્ત્રણા બાહ્ય મનની જતી રહે છે તો ગાંડપણનો પ્રાદુર્ભાવ થાય છે. તેથી ગાંડપણની દશા એ પણ બાહ્ય મનની પડતીની દશા છે અને તેથી એ દશામાં પણ આંતર મનની શક્તિ સ્વતંત્રપણે વિલાસ કરે છે. આથી બાહ્ય મનની જ્યારે સત્તા હતી તેવી દશામાં ન અનુભવાયેલી શક્તિ અને અજ્ઞાત રહેલા વ્યાપારો આ દશામાં પ્રકટ થઇ આવે છે. આંતર મનમાં પૂર્વે જણાવી ગયા તેમ અસંખ્ય સંસ્કારો પડેલા હોય છે અને તેને લીધે એનું સામર્થ્ય અમર્યાદ છે. તેથી એમાંથી કોઇ કોઇ સામર્થ્ય અને વ્યાપારનો આવિર્ભાવ બાહ્ય મનનો નિરોધ થતાં થઈ આવે છે. અને તેમાં પણ ગણિત, સંગીત, ચિત્રકામ આદિ આંતર મનની જ વિદ્યાકલા છે તેથી એ વિદ્યાકલાનું સામર્થ્ય ઘણે સ્થલે પ્રકટ થઈ આવે છે.

ફ્લિન્ટ નામનો વિદ્વાન્ પોતાના જ્વરનું વર્ણન કરતાં કહે છે કે માનસ અવ્યવસ્થાનાં ચિહ્નો તૃતીય દિવસે શરૂ થતાં એ સમયે મારા મિત્રોને હું ઓળખી શકતો નહોતો પણ મને પાછળથી જણાવવામાં આવ્યું હતું કે મારી સ્મરણશક્તિ અત્યંત વધી હતી અને જે જે વિવિધ ભાષા હું જાણતો હતો તેમાંથી મોટા મોટા પેરેગ્રાફ એક પણ ભૂલવિના હું બોલી જતો હતો. મારી શારીરસ્થિતિ સુધરી અને હું નીરોગ થયો ત્યારે હું જેનો મુખપાઠ કરી શકવા અસમર્થ જણાતો તેવો કાવ્યનો એક અધ્યાય એક પણ સ્ખલનવિના, એક પણ શબ્દની વધઘટ થયા વિના હું જ્વરની દશામાં બોલી ગયો હતો.

( અપૂર્ણ. )

# तत्त्वानुभवोद्गार.

પદ. ( દીનદયાળ દેતો ત્યારે લેનારો શું લેશે;—એ લય. )

જ્યાં જગદીશ જોતો ત્યાં પછી, જગને કયાંથી ભાળું,
એક વસ્તુ બે જણાય એવું, મુજ નેત્રે નથી જાણું;—
એક પદાર્થ જણાય દ્રષ્ટે, બે ત્યાં કેમ કરી ન્યાળું;—
એકપણું જવ મુજ દ્રષ્ટિમાં, જોઉં કયાંથી નિરાળું;—
જડજેવી કોઇ વસ્તુ છે નહિં, તો પછી શેને ગાળું;—
મૂળ બીજને જોઇ ન શકતો, ત્યાં કયાં દેખું ડાળું;—
દુકાળનો કેમ વિચાર આવે, જ્યાં હું જોઉં હરિયાળું;—
નકુચો સાંકળ હું નથી જોતો, તો કયાં મારૂં તાળું;—
નિર્મળ સૂર્ય નિરખી રહ્યો તો, કયાં ભયવાદળ કાળું,—
અપ્રિય એવું કયાંથી લાવું, જ્યાં છે સઘળું વહાલું;—
દાતારૂપ મુજને જોઉં ત્યાં, કોનું ધન હું ઘાલું;—
જગત્ નથી તો જગના ધર્મો, શા આધારે ઝાલું;—
જોતાં હું પરવારી ન શકતો, જગદીશરૂપ રઢીયાળું;—

---

# मानस रसायन

अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૮૪. થી. )

મનુષ્યને જે કંઇ હાલ જોઇતું હોય તે સઘળું હાલ જ પ્રાપ્ત કરવાની કુંચી, વર્તમાન-કાળઉપર મનની સમગ્ર વૃત્તિઓને એકાગ્ર કરવી એ છે. જે વર્તમાનકાળમાટે કરવામાં નથી આવતું તે વિક્ષિપ્ત ( છિન્નભિન્ન, અસ્તોવ્યસ્ત ) હોય છે, અને કાં તો તે સંપૂર્ણ નકામું જાય છે, અથવા તો મનુષ્યના વર્તમાન હિતને હાનિ કરે, એવા ફળને પ્રકટાવે છે. જે વ-ર્તમાનકાળને માટે કરવામાં આવે છે તે જ માત્ર મનુષ્યના વર્તમાન હિતમાં વૃદ્ધિ કરે છે, અને મનુષ્ય જ્યારે કેવળ વર્તમાનકાળને માટે જ જીવે છે, વિચાર કરે છે, અને ક્રિયા કરે છે, ત્યારે તેનું જીવન પૂર્ણતાને પામે છે.

આથી જીવનને મનુષ્ય ગમે તે દ્રષ્ટિબિંદુથી જોતો હોય તોપણ અનંત વર્તમાનકાલમાં જીવવું, એ જ માત્ર જીવનની યથાર્થ પદ્ધતિ છે; અને યૌવનને સ્થિર રાખવામાં તેની અ-ત્યંત આવશ્યકતા છે.

મહાન્ અનંત વર્તમાનકાળમાં જીવન ભોગવવાને માટે, ભવિષ્યમાં કોઇ પણ કાર્ય કર-વાનો ખાસ સમય નક્કી કરો નહિ. જે કામ તમે હાલ કરતા હો તે કામના ઉત્કર્ષને અર્થે

ભવિષ્યમાં સિદ્ધ કરવાની કોઇ યોજનાઓ ઘડવાની જરૂર જણાય તો તેવી યોજનાઓ ઘડતાં અડચણ નથી, પરંતુ બુદ્ધિપૂર્વક જીવનનો ઉપભોગ તો વર્તમાનકાળમાં જ કરવો.

ભવિષ્યમાં જે કંઇ પ્રસંગો બનવાનો સંભવ હોય તેનું લેશ પણ ચિંતન ન કરવું; આવું ચિંતન વિચારના બળનો નકામો ક્ષય છે, કારણ કે જે પ્રસંગ હાલ બનતો નથી, તેની સાથે આપણે કશો વ્યવહાર કરી શકતા નથી. આપણા જીવનનું અને વિચારનું સઘળું બળ વર્તમાનકાળમાં બનવાના સંભવવાળાં સર્વોત્તમ કાર્યો જ કરવામાં આપણે વાપરવું જોઇએ. આ પ્રકારની આપણી પ્રવૃત્તિ આપણા વર્તમાનકાળને ઉત્તમ પ્રકારનો કરશે એટલું જ નહિ, પરંતુ આપણા સમગ્ર મનને જ્યાં ઘડપણ નથી એવા વર્તમાનકાળમાં જ જોડીને વૃદ્ધાવસ્થાના ભાનને પોતાનામાંથી નિર્મૂળ કરવાનો તેને અભ્યાસ પાડશે.

તમે જેવા છો તેના કરતાં અધિક ચઢીયાતા થવાનો વર્તમાનકાળમાં જ અભ્યાસ પાડો; વર્તમાનકાળમાં જ તમારો વિકાસ કરો; વર્તમાનકાળમાં જ તમારી વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરો, અને તમારા જીવનમાં જે કંઇ પ્રસંગો બનશે, તે પ્રસંગોમાં કેવું વર્તન રાખવું, તે સંબંધમાં તમારામાં અધિક અને અધિક યોગ્યતા આવેલી તમને સમજાશે. વર્તમાનકાળ કરતાં ભવિષ્યને ઘણું જ ચઢિયાતું કરવાનું તમારામાં સામર્થ્ય આવેલું તમને સ્પષ્ટ થશે; આ સામર્થ્યની નિરંતર વૃદ્ધિ થતી જતી તમને જણાશે, અને તેથી કરીને ભવિષ્યના દિવસોને માટે તમને કશી ચિંતા થશે નહિ.

વર્તમાનકાળને સર્વોત્તમ કરવાથી જ ભવિષ્યકાળ વધારે સારો થાય છે; પરંતુ આપણા આખા જીવનમાં વર્તમાનકાળને સર્વોત્તમ કરવાને માટે આપણે આપણી સઘળી વૃત્તિઓને તથા પ્રવૃત્તિને કેવળ વર્તમાનકાળઉપર જ એકાગ્ર કરવી જોઇએ; સ્વલ્પમાં, વર્તમાનકાળે જે કામ આપણે કરતા હોઇએ તે કામમાં આપણા મનને આપણે એટલું તો પૂર્ણ રીતે એકાગ્ર કરી દેવું જોઇએ કે વર્તમાનસમયમાં જે કામ આપણે કરતા હોઇએ તેનાથી બીજા કોઇ પણ કામનું આપણને ભાન રહે નહિ.

ભવિષ્યનો વિચાર કરવાથી કેટલો લાંબો સમય આપણે જીવીશું, તથા આપણે ધારેલે લક્ષ્યસ્થાને પહોંચતાં આપણને કેટલાં વર્ષ લાગશે, તેનો આપણને વિચાર આવે છે. આવો વિચાર વખત વહી જાય છે, તથા વખતના વહેવાની સાથે આપણે નિર્બળ અને વૃદ્ધ થતા જઇએ છીએ, એવું આપણને ભાન કરાવે છે. આપ્રમાણે આપણા અંતઃકરણમાં ઘડપણનું ભાન ઉભું થાય છે; પણ ઘડપણનું ભાન ઉભું થવાથી તો પૂર્વે આપણે વિચાર કરી ગયા છીએ તેમ, આપણા શરીરમાં ઘડપણની અવસ્થા. ઉત્પન્ન થાય છે.

જે સ્થિતિમાં મનુષ્ય હાલ છે, તે સ્થિતિમાં તે કેટલો સમય જીવશે, એ પ્રશ્ન કાંઇ હાલ તેને એટલો બધો મહત્ત્વનો નથી. પણ જે સ્થિતિમાં હાલ તે છે, તે સ્થિતિમાં તેણે કેવી રીતે ઉત્તમ જીવિતને ભોગવવું, એ પ્રશ્ન તેને ઘણો જ મહત્ત્વનો છે; અને જે મનુષ્ય જે સ્થિતિમાં સમર્થ જણ, તે સ્થિતિમાં જો ઉત્તમ પ્રકારે જીવનને ભોગવે છે તો જે સ્થિતિમાં [illegible] વધઘટ થયા તિમાં, જો તેની ઇચ્છા હોય છે તો તે લાંબો સમય જીવે છે.

[illegible] ય હોય છે તેટલો સમય ઉત્તમ જીવન જે મનુષ્ય ભોગવે છે

[illegible] સમય જીવે છે, અને જ્યાંસુધી તે જીવે છે ત્યાંસુધી તેનું યૌવન

આમ છતાં ઉત્તમ પ્રકારનું જીવન ભોગવવાને માટે, અનંત વર્તમાનકાળમાં જ કેવળ પોતાનું જીવન ભોગવવાની મનુષ્યને અગત્ય છે; વર્તમાન યૌવનવાળા જીવનને વર્તમાન કાળમાં જ ભોગવવાની, કેવળ વર્તમાનકાળનું જ ભાન કરવાની, અને વર્તમાનકાળ તથા જે યૌવન વર્તમાનકાળમાં ઉત્પન્ન થાય છે તે ઉભય અનંત છે, એવું ભાન કરવાની તેને અગત્ય છે.

મનુષ્ય અનંત છે, એવું ભાન કરવાથી જે વૃદ્ધાવસ્થા ભવિષ્યમાં પ્રત્યેક મનુષ્યને માટે નિર્માણ થયેલી છે, એવું મનુષ્યો માને છે, અને તેથી જેના પ્રતિ આપણે નિરંતર ગતિ કરીએ છીએ, એવું આપણા અંતરમાં આપણને ઉંડું ભાન હોય છે, તે ભાન નિર્મૂળ થાય છે; અને વર્તમાન કાળનું યૌવન અનંત છે એવું ભાન કરવાથી ઘડપણનું ભાન આપણા અંતઃકરણમાંથી નિર્મૂળ થાય છે; આપ્રમાણે ઘડપણનાં મુખ્ય કારણોને આપણે આપણામાંથી નિર્મૂળ કરીએ છીએ.

કુદરત મનુષ્યના આખા શરીરને નિરંતર નવું કર્યાં જ કરે છે, એ વાર્તા સિદ્ધ કરે છે કે જેના પ્રતિ ભવિષ્યમાં મનુષ્યને ગતિ કરવી પડે છે, એવું માનવામાં આવે છે, તેવી ઘડપણ-જેવી કોઈ સ્થિતિ છે જ નહિ. આવું માનવું એ કેવળ ભ્રમ છે, કારણ કે મનુષ્યના શરીર-માં જે ઘડપણ દેખાય છે તે ઘડપણ તો માત્ર મનુષ્યે પોતે જ જીવનના નિયમોનો ભંગ કરીને પોતાનામાં પ્રકટાવ્યું હોય છે.

આ નિયમોનો ભંગ ન થાય એટલા માટે કેવળ અનંત વર્તમાનકાળને માટે જ જીવન ભોગવવાની, તથા માનસિક અને શારીરિક પ્રવૃત્તિ કરવાની અનિવાર્ય અગત્ય છે. જે કામ કરવામાં આવે તે માત્ર 'આજને માટે જ' કરવામાં આવે છે, એમ સમજીને કરવું જોઈએ, અને આજ જેટલું સર્વોત્તમ જીવન ભોગવાય તેટલું ભોગવવું, એવો જીવનનો પ્રધાન ઉદ્દેશ હોવો જોઇએ.*

આપણો જે ઉદ્દેશ છે, તે માત્ર એ જ છે કે અંતઃકરણમાંથી વૃદ્ધાવસ્થાના ભાનને નિર્મૂલ કરવું, કારણ કે હું ઘરડો થતો જઉં છું, એ પ્રકારનું ભાન જે ક્ષણથી મનુષ્યના અંતઃકરણમાંથી નિર્મૂલ થાય છે, તે ક્ષણથી તે ઘરડો થતો અટકે છે. જે નવું છે, તેને ઘરડું દેખાવું, અને મનમાં ઘરડુ ભાન થતું મનુષ્ય જ્યારે બંધ પાડે છે, ત્યારે જે નવું શરીર કુદરત મનુષ્યમાં નિરંતર ઉત્પન્ન કરે છે, તે નવું જ રહે છે; તેના મનમાં ઘડપણનું ભાન થવાને બદલે અને તે ઘરડો દેખાવાને બદલે તે પોતાના મનમાં જુવાનીનું ભાન કરે છે, અને જુવાન દેખાય છે; અને સ્વાભાવિક રીતે જ આમ થવું જોઇએ, કારણ કે તે જુવાન છે.

ઘડપણનું ભાન અંતઃકરણમાંથી નિર્મૂળ કરવાને માટે જે મુખ્ય અગત્યનું કરવાનું છે તે એ કે સમય છે, એવું ભાન કરવું જોઇએ; સમય વહી જતો નથી, અને તેથી કરીને સમયના વહેવાની સાથે મનુષ્ય ક્ષીણતાને પ્રાપ્ત થતો નથી, એવું ભાન કરવું જોઇએ.

પ્રત્યેક વર્ષે મનુષ્યની ઉમરમાં આટલો વધારો કરે છે, એ પ્રકારના નિશ્ચયથી આપણે ઘરડા થતા જઇએ છીએ, એવું ભાન આપણા અંતઃકરણમાં પ્રકટે છે; પણ યથાર્થ વિદ્યાના નિશ્ચયોથી એ વાત સિદ્ધ થઇ ચુકી છે કે વર્ષો ઘડપણને ઉત્પન્ન કરતાં નથી, અને ઘડપણને ઉત્પન્ન કરનાર નિયમના ઉલ્લંઘનવિના બીજું કશું જ નથી.

* આની સાથે સરખાવો સુધાસ્રોતસ્વિની-દ્વિતીય કલ્લોલનું પદ ૩૯૪.

આથી ઘડપણનું ભાન એ અસ્વાભાવિક સ્થિતિનું ભાન છે, અને આ સ્થિતિ કુદરતથી ઉત્પન્ન થઇ નથી, પણ મનુષ્યની ભૂલોથી ઉત્પન્ન થઇ છે; અને કુદરતી વાસ્તવિક જીવનમાં જે ખરૂં છે, તેનો અનુભવ કરવાથી જે કેવળ સ્વાભાવિક ભાન પ્રકટે છે, તેનો વિકાસ કરવાથી જ આ સ્થિતિ ટાળી શકાય છે.

મનુષ્યના શરીરમાં હાલ જે સ્વાભાવિક ક્રિયાઓ ચાલે છે, તેની સાથે મનને સંબંધવાળું કરવું, એ સ્વાભાવિક ભાનનો વિકાસ કરવામાં પ્રથમ અગત્યનું પગથીયું છે. આ સ્વાભાવિક ક્રિયાઓમાં સઉથી અગત્યની ક્રિયાઓ શરીર અખંડ નવું થયા કરે છે એ છે, તથા વર્તમાનકાળમાં ઉત્પત્તિ કરવી એ છે.

આમાંની પહેલી ક્રિયા આખા મનુષ્યશરીરને દર આઠ અથવા દશ મહિનાના અરસામાં નવેસરથી રચે છે, અને આ રીતે શરીરને નિરંતર જુવાન રાખે છે.

બીજી ક્રિયા, મન જે ગુણોનું અથવા સ્થિતિઓનું ભાન કરે છે, તે સઘળા ગુણોને અથવા સ્થિતિઓને શરીરમાં પ્રકટાવે છે; પણ તેનું કામ આ સઘળું વર્તમાનકાળમાં જ, અને વર્તમાનકાળમાટે જ કરવાનું હોય છે.

આ બીજી ક્રિયાસાથે મનને સંબંધવાળું કરવાથી મનમાં એ નિશ્ચય દૃઢ થાય છે કે વર્તમાનકાળવિના કુદરતમાં બીજો કોઇ વખત જ નથી, અને વર્તમાન કાળની ક્રિયાવિના કુદરતમાં બીજી કોઇ ક્રિયા જ નથી. અને મનમાં જ્યારે આ નિશ્ચય નિઃશંકપણે સ્થપાય છે ત્યારે આપણું સમગ્ર ધ્યાન સ્વાભાવિક રીતે કેવળ વર્તમાન કાળઉપર અને કેવળ વર્તમાનકાળની જ ક્રિયાઉપર દોરાય છે.

આ રીતે, સ્વાભાવિક ભાનનો વિકાસ થાય છે. કારણ કે કુદરતની વાસ્તવિક ક્રિયાઓસાથે મન જેમ અધિક સંબંધવાળુ થાય છે, તેમ જે સ્વાભાવિક છે, તેનું તેને અધિક તીવ્રતાથી ભાન થાય છે; અને વર્તમાન કાળને માટે જ જીવવું, એ સ્વાભાવિક હોવાથી, સ્વાભાવિક ભાનના વિકાસદ્વારા, મન કેવળ વર્તમાનકાળનું જ જીવન ભોગવવા માંડે છે.

કેવળ વર્તમાનકાળનું જ જીવન ભોગવવું, એનો અર્થ એટલો જ છે કુદરતમાં વર્તમાન કાળમાં જે ખરૂં છે, તેનું માત્ર ભાન કરવું; અને મનુષ્ય હાલ જુવાન છે, એ વાતો કુદરતમાં હાલ જ સાચી છે.

આથી, અનંત વર્તમાનકાળમાં જ્યાં સુધી મનુષ્ય પોતાનું જીવન સંપૂર્ણ પ્રકારે ગાળ્યા કરે છે ત્યાં સુધી તે જુવાન રહ્યા કરે છે, એ સ્પષ્ટ થાય છે.

( અપૂર્ણ. )

---

# ચિતિચંદ્રદ્યુતિમાં રમણ કરનાર સાધકનું આનંદકથન.

પદ ( વ્રજચંદ નંદલાલ, આવી મળો તો,—એ લય. )

ચિતિચંદ્રછાયમાંહ્ય, રમણુ થતાં મુજ હર્ષ ન માય.
જે જે હું ઇચ્છું નાહિ, તે તે હું જોતો ન ક્યાંહિ,

જ્યાં ત્યાં મુજ ઇષ્ટને[1] હું ભાળતો, અહા ! સુખ શું !— ચિતિ૦—
મુજ ચિતિચંદ્રના પ્રકાશે, દૂર તે પણ પાસે ભાસે,
અસ્ફુટરૂપે ન કાંઈ ન્યાળતો, અહા ! સુખ શું !—
જીવનમય સઘળું જોઉં, જેમ જેમ દ્યુતિથી હું ધોઉં૨,
શુદ્ધ સ્વરૂપે સઉ ઉજાળતો; અહા ! સુખ શું !—
જ્યાં જ્યાં ચિતિરશ્મિ વ્યાપી, ત્યાં ત્યાં મુજ દૃષ્ટિ સ્થાપી,
વિશ્વે મહા મસ્ત બનીને ચાલતો; અહા ! સુખ શું !—
હર્ષ જે ઉરમાં ઉભરાયો, અન્યથી જાયે તે ન કળ્યો,
હૃદયને છોળથી ઉછાળતો; અહા ! સુખ શું !—
ચિતિછાયમાં હું ખેલું, ચિતિરૂપ થઈ હું રેલું,
ચિતિમાં પર્યંક મારો ઢાળતો; અહા ! સુખ શું !—

# સુખસાધક વિદ્યા.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૫૦ થી )

જે સંપ્રદાયો, જે સંસ્થાઓ, જે સમાજો, જે મંડળો તમને પોતાને લાભ કરે છે, અર્થાત્ તમારે જે જોઇએ છે, તે તમને આપે છે, એવું જો તમને લાગતું હોય તો સુખેથી તેમાં જાઓ, તેમાં થતાં વ્યાખ્યાનો અને કથાઓ શ્રવણ કરો, અને તેમને નીભાવવાને માટે તમારાથી બનતો આશ્રય તેમને આપો; પણ જો તમને એમ લાગે કે જે પ્રકારના વિચાર કરવાની તમારી ઇચ્છા નથી, તે પ્રકારનો તેમાં બોધ આપવામાં આવે છે, તો પછી ત્યાં જવાનું તત્કાળ બંધ કરો. સુખ સાધવાના જે નિશ્ચયો તમે બાંધ્યા છે, તેથી વિરુદ્ધ નિશ્ચયોનાં વ્યાખ્યાનો અને ઉપદેશ જે ધર્મમાં અપાતાં હોય, પછી તે ધર્મ તમારા બાપદાદાનો ભલે હોય અને તેનો ત્યાગ કરવાથી લોકમાં તમારી હાંસી થતી હોય તોપણ તેનો નિઃશંકપણે ત્યાગ કરો. પૂર્વજોનું હિત ઇચ્છવાનું આપણું કર્તવ્ય છે, પણ તેમણે આપણને વારસામાં સોંપેલી બેડીઓમાં જકડાઇ રહેવાનું આપણું કર્તવ્ય નથી. તમને વંશપરંપરાથી પ્રાપ્ત ધર્મનું આખું જગત્ એકસ્વરે સ્તુતિ કરતું હોય, પણ જો તમારું અંતઃકરણ તેમાં વિરોધ જોતું હોય તો બળાત્કારથી તેને માનવાનું કશું જ પ્રયોજન નથી. તમારા સત્ય નિશ્ચયોનું ખંડન કરનાર પુસ્તકોને વાંચતા નહિ, અને વ્યાધિ, નિર્ધનતા કે મૃત્યુના વિચારોનું ભાન કરાવે એવાં ચિત્રો કે પુતળાં ઘરમાં રાખતા નહિ. બીજા લોકોને વ્યાધિના કે નિર્ધનતાના વિચારો કરવા ગમતા હોય તો તેમને સુખેથી તેવા વિચારો કરવા દો; બીજા લોકોને, વૈરાગ્ય ઉત્પન્ન થાય એવાં સ્મશાનનાં, ચિતાનાં, મુડદાંનાં અને એવાં જ નિંદ્ય ચિત્રો ઘરમાં રાખવાં ગમતાં હોય તો ભલે તેઓ તેમ કરે; પણ તમે તેવું કશું જ કરતા નહિ. તમારા પોતાના

૧ ઇચ્છેલી વસ્તુને. ૨ જેમ જેમ આ વિશ્વને ચિતિદ્યુતિથી ધોઉં છું, અર્થાત્ તેના ઉપરના જડ, દુઃખમય કચરાને કાઢી નાંખું છું, ત્યારે તેને સઘળું જીવનમય અર્થાત્ ચૈતન્યમય જોઉં છું.

મનને તો તમે આરોગ્ય, આનંદ, પ્રેમ અને સંપત્તિના વિચારોથી જ ભરેલું રાખજો. બીજા લોકો પોતાના આવા અયોગ્ય નિશ્ચયો જે સ્થળમાં પ્રતિપાદન કરતા હોય, તે સ્થળમાં કદી પણ પગ મૂકતા નહિ. તેવાં સ્થળોમાં જવાને અને તેમના અયોગ્ય નિશ્ચયો સાંભળવાને તમે જરા પણ બંધાયલા નથી. તે ન સાંભળવાથી તમને મળનાર સ્વર્ગ નાશ પામવાનું નથી, અને તમે રૈરવ નરકમાં કે કુંભીપાક નરકમાં પડવાના નથી. આ બધી ધમકીઓ પશુજેવી બુદ્ધિનાં મનુષ્યોને માટે છે. તમે પશુથી ઘણી ઉંચી ભૂમિકામાં આવેલા છો, તેથી હવે ત્યાંથી ઉતરીને નીચે ખાડામાં પડવાની તમારે જરૂર નથી. આથી ભય ન ધરો, અને નિઃશંકપણે તમારા સન્નિશ્ચયમાં વર્તો. તમારા શરીરને જેમ કેદમાં પૂરવાનો કોઇને હક નથી, તેમ તમારા મનને તમારી ઇચ્છાવિરુદ્ધ બંધનમાં રાખવાનો કોઇને હક નથી. તમને જે ખરૂં લાગે, તમારૂં અંતઃકરણ જેનો સ્વીકાર કરે, તેને જ માનો. તમારા નિશ્ચય અને વિચારથી વિરુદ્ધ નિશ્ચય અને વિચારવાળાં મનુષ્યોની ટીકા કરવાનું તમારે પ્રયોજન નથી, કારણ કે તમે જેમ તમને જે ખરૂં લાગે છે, તે માનો છો તેમ તેઓ પણ તેમને જે ખરૂં લાગે છે, તે માને છે; અને જેમ તમારી ટીકા કરવાનો તેમને હક નથી, તેમ તેમની ટીકા કરવાનો તમને હક નથી. વિચારની જે સ્વતંત્રતા તમે તમારા પોતાને માટે ઇચ્છો છો, તે જ સ્વતંત્રતા બીજાને પણ આપો. બીજાઓના નિશ્ચયો અને વિચારો તમને ભૂલભરેલા જણાય, અને તેઓ તમારા ખરા નિશ્ચયો સાંભળવાને આતુરતા દર્શાવે તો જ તેમની ભૂલ વિનયવાળા શબ્દોમાં તેમને જણાવી તમારા ખરા નિશ્ચયો તેમને સંભળાવજો; નહિ તો મૌનને જ સેવજો. તમારા નિશ્ચયોને અનુકૂળ જ્યાં ચર્ચા થતી હોય તેવાં સ્થળોમાં અવશ્ય જજો.

અને જે વિષયોના આપણે વિચારો કરવા હોય તેના વિરુદ્ધ આપણા મિત્રો અને સગાંસંબંધીઓ નિત્ય ટકટકારો કર્યા કરતાં હોય ત્યાં શું કરવું ?

આવા પ્રસંગોમાં તમારા વિચારો અને નિશ્ચયો તમારા મનમાં જ રાખી મૂકવા, એ ડહાપણભરેલું છે. તમે જે માનતા હો, તેને બીજાઓપાસે મનાવવાનો પ્રયત્ન કરતા નહિ, અને તેઓ પોતાના નિશ્ચયો તમને મનાવવાનો પ્રયત્ન નહિ કરે. તમને જે નવું સત્ય જડયું છે, તેનો લાભ તમારા મિત્રોને તથા સગાંસંબંધીઓને આપવાનો અને તમારા જેવા તેમને સુખસાધક વિદ્યાના ઉપાસક કરવાનો પ્રયત્ન કરતા નહિ; તમે પોતે જ તમારા વિચાર તથા નિશ્ચયને અનુકૂળ તમારૂં જીવન કરવાનો પ્રયત્ન કરજો. વાદવિવાદથી તમારા નિશ્ચયોનું ખરાપણું બીજાઓને જણાવવાનો પ્રયત્ન ન કરો, પરંતુ તમારા નિશ્ચયોને આચારમાં મૂકીને તમારૂં જીવન સુખમય કરી, તમારા નિશ્ચયો ખરા છે, એવી બીજાની ખાતરી કરો. સો વર્ષ ભાષણો અને વાદવિવાદ કરીને જેટલાં મનુષ્યોને તમે તમારા અનુયાયી નહિ કરી શકો, તેટલાં મનુષ્યોને તમે પોતે ઉત્તમ પ્રકારના આરોગ્યને પ્રાપ્ત કરીને એક વર્ષમાં કરી શકશો. તમારા ઉત્તમ આરોગ્યને જોઇને લોકો તમારે ઘેર પૂછતા આવશે કે એવું તમે શું કર્યું કે જેથી આવું દૃઢ આરોગ્ય તમને પ્રાપ્ત થયું. અમુક રીતે વર્તવાથી ધનવાન્ થવાય છે, એવો છાપરાઉપર ચઢીને લોકોને ઉપદેશ આપવાથી તમે તેમનાં અંતઃકરણઉપર જેટલી અસર કરી શકશો તેના કરતાં, તમારા નિયમોને આચારમાં મૂકીને તમે પોતે નિર્ધન સ્થિતિમાંથી ધનવાન્ સ્થિતિમાં આવશો તો ભાષણ કર્યાવગર તમારા નિશ્ચયોની સત્યતાની તેમને તત્કાળ ખાતરી થશે. પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી અને પુષ્કળ સંપત્તિ

સંપાદન કર્યાં પછી તમારી ઇચ્છા થાય તો નિરાંતે ભાષણો કર્યા કરજો, પણ તમે પોતે જ્યાં-સુધી કોરામોરા છો, તમે પોતે જ્યાં સુધી રોગી અને નિર્ધન છો, ત્યાંસુધી ભાષણો આપવા-જેવું તમારીપાસે કશું જ નથી. તમારા પોતાના નિશ્ચયોમાં અનુભવથી જ્યાંસુધી તમને પોતાને દૃઢ શ્રદ્ધા બંધાઇ નથી ત્યાંસુધી તે પૂર્વે તમે ભાષણો આપવા મંડી પડો છો તો અ-વશ્ય તમારે બીજાઓની સાથે વાદવિવાદમાં અને ઝગડામાં ઉતરવું પડે છે; અને આવા ઝગડાઓથી તમારી શ્રદ્ધા ડગે છે, અને અંતમાં તમારા નિશ્ચયોને આચારમાં મૂકીને તમે જાતે તેના ફળનો અનુભવ કરવામાં નિષ્ફળ થાઓ છો.

તમારા સાક્ષાત્ સંબંધમાં આવનારા કેટલાક મનુષ્યો તમારા હિતકર નિશ્ચયોને સ્વીકા-રવાને તત્પર હોવાના, પરંતુ તેઓની સંખ્યા બહુધા ઘણી જ નાની હોય છે; અને આવા લોકોને જો તમે ઉપદેશ આપવા માંડશો તો જેઓ તત્પર નથી તેવાં મનુષ્યો તમારી સાથે વિરોધ ધરવાનાં, અને પરિણામમાં વાદવિવાદ, ઝગડા અને કલહ થવાના. પણ તમે મૌનને સેવીને તમારા જીવનને ઉચ્ચ કરવાનો જો પ્રયત્ન કર્યાં કરશો, અને તમારાં સત્કૃત્યો સર્વ જુએ, એ રીતે તેમનો પ્રકાશ ચારે બાજુએ પડવા દેશો તો સત્યના જેઓ અધિકારી છે, તેઓ તેને શોધતા તમારી પાસે આવવાના. અને સ્મરણમાં રાખો કે બીજાઓનું હિત કર-વું એટલાની જ 'સત્કૃત્યો' માં સર્વદા ગણના થતી નથી. એ તો સત્કૃત્યોનો બહુ સાંકડો અર્થ છે. બીજા કોઇનો વ્યાધિ ટાળવો, એ જેમ સત્કૃત્ય છે, તેમ પોતાનો વ્યાધિ મટાડવો, એ પણ તેવું જ સત્કૃત્ય છે; અને પોતાનો વ્યાધિ મટાડવાનું સત્કૃત્ય પ્રથમ તમારે કરવું જોઇએ, કારણ કે બીજાઓને પોતાના વ્યાધિ મટાડવાને પ્રેરવાનો એ સર્વોત્તમ માર્ગ છે. બીજાઓને દ્રવ્ય આપવું, અને તેમને ધનવાન્ થવામાં મદદ કરવી, એ જેમ સત્કૃત્ય છે, તેમ પોતે ધનવાન્ થવું, એ પણ તેવું જ સત્કૃત્ય છે; કારણ કે આપણે જ્યારે ધનવાન્ થઇએ છીએ ત્યારે બીજાઓને મદદ કરવાજેવું આપણી પાસે કંઇક સાધન આવે છે, આત્મહિત સાધો, અને તેનો પ્રકાશ દિશાઓમાં પ્રસરવા દો. પ્રાણીમાત્રઉપર પ્રેમ કરો, પરંતુ તેની સાથે તમારા પોતાના ઉપર પણ પ્રેમ કરો. પરનું હિત સાધવામાં પોતાનું હિત વિસરી ન જાઓ; કારણ કે પોતાનું હિત સાધવું, એ પરનું હિત સાધવામાં પ્રથમ પગથીયારૂપ છે.

તમારે કોઇને ઉપદેશ ન કરવો, અને તમે જાણેલા સુખસાધક નિશ્ચયો બીજાને જ-ણાવવા પ્રયત્ન ન જ કરવો, એવો કહેવાનો ભાવ નથી, એ લક્ષમાં રાખજો. અત્ર એટલું જ કહેવાનો ભાવ છે કે તમારે કોઇની સાથે વાદવિવાદમાં કે ઝગડામાં ઉતરવું નહિ. જ્યાં તમને કોઇ મનુષ્ય, વાદવિવાદ કર્યા વિના, તમારૂં સાંભળવાની આતુરતાવાળો જણાય, ત્યાં નિઃશંક-પણે તમારા નિશ્ચયો તેને જણાવો; પણ જેને તેને વગરવિચાર્યે, તમારા વિચારો ન જણા-વો; અને સ્મરણમાં રાખો કે કરી દેખાડવાથી, સત્ય જાણવાના અધિકારિઓ જેવા સત્વર જડી આવે છે, તેવા બીજા કોઇ ઉપાયે જડી આવતા નથી. તમે પોતે સુદૃઢ આરોગ્ય પ્રાપ્ત કરો; તમે પોતે સંપત્તિમાન્ થાઓ; તમે પોતે જ્ઞાનવાન્ થાઓ; તમે પોતે પ્રેમમય અંતઃક-રણ કરો; અને મનુષ્યો તમારાં સત્કૃત્યોને જોઇને ઈશ્વરના મહિમાની સ્તુતિ કરતા તમારી પાસે આકર્ષાઇ આવશે, અને જે માર્ગે તમે પ્રયાણ કર્યું હશે તે માર્ગે પ્રયાણ કરશે. કોઇ પણ મનુષ્ય અથવા કોઇ પણ સંસ્થા કે સંપ્રદાયની વિરુદ્ધ કશું પણ ન બોલો. પરંતુ જે સંપ્રદાય કે સંસ્થામાં તમારે જેવા વિચાર કરવા હોય તેથી વિરુદ્ધ વિચારો કરવાની ફરજ પાડવામાં આવતી હોય તેમાં જવાનું બંધ કરો. (અપૂર્ણ.)

## इष्टश्रीथी निरंतर रक्षाता भक्तना ईशप्रति प्रेमोद्गार.

પદ. (આવો દિલબર પ્યારાજી, મેં તો તોપે વારીયાં, એ લય.)

પ્રભુ મુજને નિત્ય પાળો છો, શીદ ભયથી પછી ધ્રુજુ હું,
જળ કહેતાં ઝટ દુધ દો છો, જગજીવ શીદ પછી પૂજુ હું.
અંકેથી મુજને ના કદી છાંડતા,
સબળ શિરે છો જાણીને, બળહીન પણ બહુ ઝુઝુ હું.
જગદધિપતિ હું આપનો, લાડકવાયો બાળ,
ન્યૂનતા મારે શી હવે, પ્રભુ જયાં છો પ્રતિપાળ.
પોઢું નિશ્ચિંત પ્રભુ નિત્ય આપ અંકમાં, જળ કહેતાં૦
શિશુવત્સલતા જોઇ હું, ગાંડોઘેલો થાઉં,
વળિ વળિ અંતર ઉમળકે, કંઠે નાથ ભરાઉં,
ભોગમોક્ષ માનું તુચ્છ આપના ઉત્સંગમાં, જળ કહેતાં૦

---

## ग्रंथसत्कार.

सुदर्शनगद्यावलि—(પ્રકાશક રા. રા. હિંમતલાલ છોટાલાલ પંડ્યા અને રા. રા. પ્રાણશંકર ગૌરીશંકર જોશી, જંબુસર, મૂલ્ય રૂ. ૫-૦-૦) સ્વર્ગસ્થ સાક્ષરરત્ન અભેદમાર્ગ-પ્રવાસી બ્રહ્મનિષ્ઠ શ્રીયુત મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ, પોતાના તંત્રીપણા નીચે પ્રકટ થતાં 'પ્રિયંવદા' તથા 'સુદર્શન' નામનાં માસિકોમાં જે જે બહુમાન્ય ઉત્તમ લેખો લખ્યા હતા, તેમનો તથા તેમના અન્ય અપ્રસિદ્ધ લેખોનો આ ઉત્તમ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જે સમયમાં સુધારાવાળાઓથી તથા તેમના જ જેવા વિચારના અન્ય મનુષ્યોથી સનાતન આર્ય ધર્મઉપર અસંખ્ય પ્રહારો પડતા હતા, તે સમયમાં સ્વર્ગસ્થ બ્રહ્મનિષ્ઠ મણિલાલભાઇએ જ પોતાની વિદ્વત્તાભરેલી ગંભીર પરંતુ તીક્ષ્ણ શૈલિથી સનાતન ધર્મના અનેક કલ્યાણકારક સિદ્ધાંતોનું રક્ષણ કરવા પ્રશસ્ય પ્રયત્ન કર્યો હતો. અને તેથી પ્રાચીન ધર્માવલંબીઓમાં તેઓ તે પ્રસંગે અત્યંત પ્રિય થઇ પડ્યા હતા. તેમના ઉત્તમ લેખોનો સંગ્રહ ગુજરાતી સાહિત્યમાં એક અદ્વિતીય રત્નરૂપ હોવાથી તેને સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રસિદ્ધિમાં મૂકવાની અત્યંત આવશ્યકતા હતી, અને પૂર્વોક્ત પ્રકાશકોએ તેને પ્રકટ કરીને સાહિત્યસમૃદ્ધિને અધિક વિપુલ કરી છે. તેનું મૂલ્ય યદ્યપિ પાંચ રૂપૈયા છતાં તેના ઘણા મોટા કદપ્રતિ તથા તેમાં સમાયલા અપૂર્વ લેખોપ્રતિ દૃષ્ટિ કરતાં ઘણું જ ન્યૂન છે.

वैष्णवोना नित्य पाठना २४ ग्रंथ—(પ્રસિદ્ધ કરનાર સસ્તુસાહિત્યવર્ધક મિત્રમંડળ, મુંબઈ, મૂલ્ય એક આનો) આ ગ્રંથ સંસ્કૃતમાં છે, અને તે પુષ્ટિસંપ્રદાયના અનુયાયીઓને ઉપયોગી છે.

भक्तकवि भोजल—(લેખક રા. રા. જયસુખરાય વિ. પુરૂષોત્તમરાય જોષીપુરા, એમ. એ. મૂલ્ય ચાર આના.) ભોજા ભક્તના નામથી પ્રસિદ્ધ ભક્તકવિ ભોજલરામના જીવન તથા કવનસંબંધી આ લઘુ લેખ લખવામાં આવ્યો છે. રા. રા. જયસુખરાયે આ લેખ લખી સાહિત્યની ઉત્તમ સેવા કરી છે.

**સારી રીતભાત**—( સંગ્રહ કરનાર રા. રા. ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ, **બી. એ. એલ. એલ. બી.** વડોદરા, મૂલ્ય ૦-૪-૦) વ્યવહારમાં વિવિધ પ્રસંગોમાં કેમ વર્તવું તે સંબંધમાં આપણા લોકોનો મોટો ભાગ કેવળ અજ્ઞાન હોય છે. સારી રીતભાતવિના મનુષ્ય સુશિક્ષિત ગણાતો નથી, એટલું જ નહિ, પરંતુ તે પોતાના તથા પરના હિતને અનેક પ્રસંગે અનેક પ્રકારે હાનિ કરે છે. કેવા પ્રકારની રીતભાત ઉત્તમ ગણાય છે, તથા કેવા પ્રકારની અધમ ગણાય છે, એ સંબંધમાં જો કોઇ ઉત્તમ પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રકટ થયું હોય તો તે આ જ છે. શિષ્ટ મનુષ્યમાં ખપવા પ્રત્યેક સ્ત્રીપુરુષે આ પુસ્તક વાંચવાની અત્યંત અગત્ય છે. પોતાની રીતભાતમાં કયે સ્થળે સુધારો કરવાની આવશ્યકતા છે, તે આ પુસ્તક દર્પણની પેઠે દર્શાવી આપે છે

**વિપિન**—( કર્તા રા. રા. રાજેંદ્રરાવ સોમનારાયણ **બી. એ.** મુંબઇ, મૂલ્ય રૂ. ૧-૮-૦ ) થોડાં વર્ષો થયાં નવલકથાઓ લખવા અનેક પુરુષો પ્રયત્ન કરે છે, પરંતુ તેઓમાંથી ઉત્તમ નવલકથા લખવામાં બહુ જ થોડા મનુષ્યો વિજયી થયેલા જોવામાં આવે છે. રા. રા. રાજેન્દ્રરાવે રચેલી વિપિન નામની આ નવલકથા ઉત્તમ પ્રતિની નવલકથાઓમાંની એક છે. વિશમા શતકની સ્થિતિ તેમાં બહુ સરળ અને સંસ્કારી ભાષામાં દર્શાવવામાં આવી છે. સંસારસુધારાના વિવિધ વિષયોની પણ તેમાં બહુ સારી ચર્ચા કરી છે. વાર્તાનો રસ આદ્યંત ઉત્તમ પ્રકારે જામેલો રહે છે. નીતિનાં વિવિધ સૂત્રોને પણ યોગ્ય સ્થળે મધ્યે મધ્યે ગુંથીને સાક્ષર લેખકે પોતાની વાર્તાને બોધદાયક કરવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે.

**પાગલ હરનાથ**—( પ્રસિદ્ધ કરનાર રા. રા. **અટલ બિહારી નન્દી**, હાથરસ જંક્શન, ઇ. આઇ. આર. મૂલ્ય રૂ. ૧-૮-૦ ) સંપૂજ્ય મહાત્મા **શ્રીહરનાથ** ઠાકુરે પોતાના અનેક ભક્તો તથા સંબંધીઓને વિવિધ પ્રસંગે લખેલા પત્રનો આ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે. મૂળ પત્રો બંગાળી ભાષામાં છે, અને આ ગ્રંથમાં તેનું અંગ્રેજીમાં ભાષાંતર આપવામાં આવ્યું છે. સમગ્ર પત્રોમાં શ્રીકૃષ્ણપ્રતિ ઉચ્ચ ભક્તિનો પ્રવાહ એવા તો અપ્રતિમ અને અસ્ખલિત વેગથી વહે છે કે તેમાં સ્નાન કરનારને તદ્રૂપ કર્યાવિના રહેતો નથી. મહાત્મા **શ્રીહરનાથનું** અંતઃકરણ પોતાના ઇષ્ટ **શ્રીકૃષ્ણપ્રતિ** નિષ્કામ પ્રેમભક્તિના પીયૂષાબ્ધિમાં ઝીલે છે, અને પોતાના સંબંધમાં આવનાર સર્વને તે જ પ્રકારે ઝીલાવે છે. ગ્રંથમાં મહાત્માની સુંદર છબી આપી છે.

**પરમજ્યોતિ પંચવિંશતિ**—( પ્રસિદ્ધકર્તા મેસર્સ **મેઘજી હીરજી** કંપની, મુંબઇ, મૂલ્ય ૦-૮-૦ ) જૈનમુનિ **શ્રીયશોવિજય**વિરચિત અધ્યાત્મવિદ્યાનો આ એક અદ્વિતીય ગ્રંથ છે. તેના પૂર્વાર્ધનો રા. રા. **માણેકલાલ ઘેલાભાઇએ** કવિતારૂપે અનુવાદ કર્યો છે, તથા આખા ગ્રંથઉપર પંડિત શ્રીયુત **લાલને** અનુવાદપૂર્વક વિવેચન લખ્યું છે. આ ગ્રંથના સંબંધમાં પંડિત **શ્રીલાલન** લખે છે કે 'અધ્યાત્મવિદ્યામાં લાલને જોયેલા ગ્રંથસમુદાયમાં આ ગ્રંથ શિરોમણિરૂપ છે;' અને આ ગ્રંથનું અવલોકન કરતાં અન્ય ધર્માવલંબી વાચકને પણ કોઇ કોઇ સ્થળવિના હું જૈનસંપ્રદાયના ગ્રંથનું અવલોકન કરું છું,' એમ ભાન થતું નથી, પણ વેદાંતના ગ્રંથનું જ અવલોકન કરું છું', એવું ભાન થાય છે.

**શ્રીઅષ્ટાવક્રગીતા**—( પ્રસિદ્ધકર્તા મિ. **અલાદીન શરીફ સાલેમહમદ, મુંબઇ** )

આ ગ્રંથ વેદાંતનો અત્યંત પ્રસિદ્ધ ગ્રંથ છે, અને મુમુક્ષુઓમાં તે અત્યંત ઉત્સાહથી વંચાય છે. મિ. શરીફ સાલેમહમદે તેને મૂળ, તથા સંસ્કૃત અને હિંદુસ્થાની ભાષાની ટીકાસાથે પ્રકટ કરીને વેદાંતનો અભ્યાસ કરનાર અધિકારિજનોઉપર મોટો ઉપકાર કર્યો છે. નિર્ણયસાગર પ્રેસમાં બહુ સુંદર અક્ષરમાં આ ગ્રંથ છપાયો છે. મૂલ્ય, ગ્રંથમાં લખ્યું નથી.

**दशोपनिषत्सारार्यासप्तशति**—( છત્રેકુલોદ્‌ભવમયૂરેશ્વર સુન્નાત્મારામશર્મનિર્મિતા, મુંબઈ, મૂલ્ય ૦–૮–૦) દશોપનિષત્તના સારને આર્યામાં આ ગ્રંથમાં લખવાનો પ્રયત્ન કર્યો છે. શ્રીયુત છત્રે સંસ્કૃતમાં ઉત્તમ પંક્તિની કવિતા લખવામાટે પ્રસિદ્ધ છે, અને તેમણે પ્રકટ કરેલા અનેક ગ્રંથરત્નોમાં આ ગ્રંથ પણ તેમની ઉત્તમ વિદ્વત્તાના આદર્શરૂપ છે.

**दंपतीसूत्र** અથવા **वरवधूने खानगी सलाह**—( રચનાર ડૉ. વિભાકર બ્રધર્સ, મુંબઈ, મૂલ્ય રૂ. ૨–૦–૦ ) પ્રત્યેક સ્ત્રીપુરુષને કયા જ્ઞાનની સઉથી વધારે અગત્ય છે, એવો કોઇ પ્રશ્ન કરે તો તેનો એક જ ઉત્તર છે અને તે એ કે જેના ઉપર તેનાં નૈતિક, માનસિક અને શારીરિક આરોગ્યનો મુખ્ય આધાર રહેલો છે, તેની તેને સઉથી વધારે અગત્ય છે; પરંતુ દુર્ભાગ્યે આ અગત્યના વિષયમાં જ પ્રત્યેક સ્ત્રીપુરુષને અજ્ઞાન રાખવામાં આવે છે. અને તેનો પરિણામ જેવો આવવો જોઇએ તેવો જ પ્રજાની અધોગતિમાં આવ્યો છે. નિશાળોમાં વિદ્યાર્થીઓને વનસ્પતિસૃષ્ટિના અદ્‌ભુત ચમત્કારોનું નિઃશંકપણે જ્ઞાન આપવામાં આવે છે. શિક્ષક પુષ્પના બાહ્ય કોશનું છેદન કરી વિદ્યાર્થીને પુકેસર અને સ્ત્રીકેસરના સંબંધથી પ્રકટતા વિવિધ વ્યતિકરોનું જ્ઞાન આપે છે, અને આમ શિક્ષકો અને વિદ્યાર્થીઓ ઈશ્વરના મનોહર ઉદ્યાનમાં સાથે સાથે ફરે છે, અને વનસ્પતિવિષયક દંપતીસૂત્ર ( Sexual science) ની નિઃશંકપણે ચર્ચા કરે છે. પરંતુ આપણા પોતાના જીવનોદ્યાનના દ્વારઆગળ વિદ્યાર્થીને લેઇ જતાં શિક્ષકના મુખઉપર શરમના શેરડા પડે છે, અને તેના ઓષ્ઠ શીવાઈ જાય છે. વિદ્વાનોના આવા ખોટા વિનયને લીધે લાખ્ખો સ્ત્રીપુરુષોનો અજ્ઞાનની વેદીઉપર પ્રતિવર્ષ ભોગ અપાય છે, અને દેશની અવનતિના પાયા વધારે ઉંડા નંખાતા જાય છે.

હજાર અથવા બે હજારની કિંમતનું વાદિત્ર, તેને વગાડવાના જ્ઞાનવિનાના એક મર્કટના હાથમાં આપવાથી તેની કેવી દુર્દશા થાય છે, તે કોણ નથી જાણતું ? અને તોપણ લાખ્ખો રૂપૈયાથી પણ ન મળી શકે એવાં, તથા મૂલ્યવાન્ વાદિત્રોથી પણ ઘણાં નાજુક અને અટપટી રચનાવાળાં શરીરરૂપી યંત્રોને, તેમને કેમ ચલાવવાં તેના જ્ઞાનવિનાનાં સ્ત્રીપુરુષોના હસ્તમાં સોંપી દેવામાં આવે છે! અને અત્યંત ખેદજનક તો એ છે કે આ વિષયનું જ્ઞાન આપવા પ્રયત્ન કરનારનો પ્રયત્ન વિદ્વાનોતરફથી પણ અત્યંત અસભ્ય ગણવામાં આવે છે, અને સત્તાધીશોતરફથી પણ તેને દાબી દેવામાં આવે છે.

આપ્રમાણે આ અગત્યનો વિષય ગાઢ અંધકારમાં પડ્યો રહે, એમાં આશ્ચર્યજેવું નથી; પરંતુ ડૉ. વિભાકરે તેને પ્રકાશમાં આણવામાં જે નિર્ભયતા અને સાહસ દર્શાવ્યાં છે, તે અત્યંત પ્રશસ્ય છે.

દંપતીસૂત્ર, એ નવલકથાજેવો અથવા એક વાર ઉપર ઉપરથી જોઈ જવા પછી કબાટમાં પૂરી મુકવાજેવો સામાન્ય ગ્રંથ નથી, પણ સારી રીતે અધ્યયન કરવાજેવો શાસ્ત્રીય ગ્રંથ છે. પ્રત્યેક વિવાહિત અને અવિવાહિત સ્ત્રીપુરુષોને, ગૃહસ્થાશ્રમનો આરંભ કરવા-

પૂર્વે, અને પછી, જે જાણવાની અત્યંત અગત્ય છે, અને જે જાણ્યાવિના ગૃહસ્થાશ્રમનો આરંભ કરવો, એ મૃત્યુના મુખમાં મસ્તક મૂકવાતુલ્ય છે, તેને તે ઉત્તમ પ્રકારે સમજાવે છે; અને તેથી માબાપોએ, વડિલોએ, અને શિક્ષકોએ ખોટી સભ્યતાનો પરિત્યાગ કરીને પોતાનાં પુત્રપુત્રીઓના હસ્તમાં તેમની યોગ્ય ઉમર થતાં જેમ બને તેમ તેને સત્વર મૂકવાની જરૂર છે.

'દંપતીસૂત્ર એ શારીરિક તેમ જ નૈતિક દુઃખોનો તરણોપાય છે,' (Sexual knowledge is moral as well as physical salvation) એ પ્રકારનું ડો. વિલાકરે પોતાની પ્રસ્તાવનામાં વદેલું વચન સર્વાંશે સત્ય છે, એમ જાણી આ સર્વોપયોગી ગ્રંથનો સર્વત્ર પ્રસાર થાઓ, એવું અમે ઇચ્છીએ છીએ.

**श्रीगीतासांख्यसंगीतसंकीर्तन**—( પ્રસિદ્ધ કરનાર રા. રા. **મૂળજીભાઈ** કાશીદાસ, જયડીયા, મૂલ્ય ૦-૫-૦ ) ખતલવાડાનિવાસી રા. રા. **પ્રાણજીવનકૃત** કાવ્યમાંથી, ગીતાના દ્વિતીય અધ્યાયના પ્રત્યેક શ્લોકઉપર રચેલા એકેક પદ્યનો, આ લઘુ ગ્રંથમાં ઉતારો કરવામાં આવ્યો છે.

**पद्मिनी** અથવા **भस्मीभूत चित्तोड**—( કર્તા રા. રા. ઠક્કુર **નારાયણ** વિસનજી **ચતુર્ભુજ મુંબઇ**, મૂલ્ય રૂ. ૨-૦-૦ ) સુપ્રસિદ્ધ 'ગુજરાતી' ના વિદ્વાન્ અધિપતિએ પોતાના પત્રનાં ગ્રાહકોને આ નવલકથા પ્રતિવર્ષના નિયમાનુસાર ભેટરૂપે આપી છે. "ગુજરાતી" તરફથી પ્રકટ કરવામાં આવતી વિવિધ ઉત્તમ ઐતિહાસિક નવલકથાઓના જેવી જ આ નવલકથા પણ ઉત્તમ અને રસથી ભરેલી છે, તથા વાચકોના હૃદયમાં પ્રજળતી સ્વદેશપ્રીતિની જ્યોતિને અધિક વિપુલ અને પ્રકાશિત કરનારી છે.

**शीगालवादसूत्त** અથવા **गृहस्थोमाटेना बुद्धधर्मना सिद्धान्तो**—( ગુજરાતીમાં યોજનાર રા. રા. **માધવલાલ નભુભાઈ દ્વિવેદી**, **નડીઆદ**, મૂલ્ય ૦-૨-૦ ) માતાપિતાની આજ્ઞા ન પાળનાર **શી**ગાલ નામના એક બ્રાહ્મણને બુદ્ધ ભગવાને આપેલા બોધનો આ લઘુલેખમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રસ્તાવનામાં સાક્ષર લેખક લખે છે કે 'આ લઘુ ગ્રંથજોડે જોડાયલા બુદ્ધ ધર્મના નામથી ભડકવાનું નથી. સુતર, સ્પષ્ટ, સહેલા, તર્કગ્રાહ્ય એવા નીતિસિદ્ધાંતો જો કોઇ પણ ધર્મમાં હોય તો તે આમાં જ છે. અન્ય ધર્મોમાં પણ નીતિનો ઉપદેશ છે, પરંતુ આવો સ્પષ્ટ રીતે આગળ તરતો નથી.'

**रत्नसिंह**—( રચનાર રા. રા. **વિઠ્ઠલદાસ ગોકળદાસ મહેતા, સુરત**, મૂલ્ય ૦-૪-૦ ) સત્યનો વિજય દર્શાવનારું આ એક કલ્પિત વાતનું પુસ્તક છે. લેખકમાં કલ્પનાશક્તિ સારી છે. બુદ્ધિના વિકાસદ્વારા તેનો ઉત્તમ પરિણામ આવવા સંભવ છે.

---

### વાળ વધારવાનો ઉપાય.

લંડનનું 'ડેલી મેલ' (Daily Mail) વાળને વધારવાનો, ખરી જતા વાળને અટકાવવાનો, વાળનાં મૂળને બળવાન્ કરવાનો, અને માથામાં થતા ખોડાને નાશ કરવાનો નીચેનો ઉપાય પ્રસિદ્ધ કરે છે. તે લખે છે કે આ ઉપાય અસંખ્યમનુષ્યો ઉપર અજમાવવામાં આવ્યો છે, અને તે સર્વ પ્રસંગોમાં તેનો અત્યંત આશ્ચર્યકારક લાભ જણાયો છે.

કેમિસ્ટને ત્યાંથી ( દવા વેચનારને ત્યાંથી ) ત્રણ ઔંસ ( સાડાસાત તોલા ) 'બે રમ' (Bay Rum), એક ઔંસ 'લેવોના ડિ કોમ્પોઝી' (સ્મિથનું) ( Lavona de

Composee, Smith's ) અને પા ડ્રામ ' મેન્થોલ ક્રાઇસ્ટલ્સ ' (Menthol Crystals) એ ત્રણ દવાઓ આણવી. એક પાશેરની શીશીને ચોખ્ખી કરી તેમાં ' બે રમ ' ને ભરી પછી તેમાં ' મેન્થોલ ક્રાઇસ્ટલ ' ને નાંખવા. તે ઓગળી ગયા પછી તેમાં ' લેયોના ડિ કોમ્પોઝી ' નાંખવું. પછી સારી પેઠે હલાવવું. આ તૈયાર થયેલી દવાને સવારે તથા રાત્રે, વાળના મૂળમાં લગાડવી, અને આંગળીઓનાં ટેરવાંવડે સારી પેઠે ઘસવી. આ દવામાં વાળને કાળા કરે એવો કોઈ પણ જાતનો રંગ નથી, તોપણ તે વાળનાં મૂળમાં પચીને ધોળા વાળના કાળા વાળ કરે છે. આ દવાને સુગંધવાળી કરવી હોય તો તેમાં અર્ધો ચમચો 'ફ્રેન્ચ ફૅાન ફ્લૅાર ' સુગંધી ( French Fon Flour perfume ) નાંખવી. તે તેમાં સારી રીતે ભળી જાય છે, અને તેને ઉત્તમ પ્રકારે સુવાસિત કરે છે. અમેરિકાના વાળના વૈદ્યો આ દવા બતાવવાના પંદર રૂપિયા ફી લે છે. ( જ્યાં વાળ ઉગાડવાની જરૂર ન હોય ત્યાં આ દવા લગાડતા ના. )

---

# योगिनी.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૯૪ થી )

સજ્જને કહ્યું, આપની આ વાતો ઘણું આશ્ચર્ય ઉત્પન્ન કરનારી છે. આપે જે આ બધું કહ્યું, તેનું કશું અમારા સાંભળવામાં ક્યાંહિ પણ આવ્યું નથી. આપ જે રહસ્યસંબંધમાં સૂચન કરો છો, તે સત્ય હશે, પરંતુ તેને સત્ય માનવાનું કશું પ્રમાણ આપ આપી શકતા નથી. આવા રહસ્યનું અસ્તિત્વ છે, અને પુરાણાદિમાં તેનું જ વર્ણન છે, એની ખાતરી શી રીતે થાય ?

ગુરુદેવાચાર્યે કહ્યું, જેનો જે વિષયનો અભ્યાસ નથી, તેને તે વિષયનું સામાન્ય સ્વરૂપ પણ સમજવવું ઘણું કઠિન છે, તો ગૂઢ વિદ્યાઓના સંબંધમાં તો તે અત્યંત કઠિન હોય એમાં શું આશ્ચર્ય છે. વળી કોઇ પણ વિષયની સત્યતાની ખાતરીમાટે તો અનુભવવિના બીજો કોઇ માર્ગ નથી. પૂર્વ પુરુષોના અનુભવમાં શ્રદ્ધાવાન્ મનુષ્યો તે સત્ય છે, એટલું શ્રદ્ધાથી માની શકે છે, પરંતુ શાથી સત્ય છે, તેનું નિઃશંક પ્રમાણ તો એક અનુભવ જ આપી શકે છે. અમારા દેશના અસંખ્ય ઋષિમુનિઓ તથા કેટલાક નૃપતિઓ વગેરે આ રહસ્યના જ્ઞાતા હતા, એવું પૂર્વ ગ્રંથોથી સિદ્ધ થાય છે. વળી રહસ્યને ગુપ્ત રાખવા જેવી યુક્તિઓ અમારા દેશના સત્પુરુષોએ યોજેલી છે, તેવી જ યુક્તિઓ પૃથ્વીના સર્વ દેશના સત્પુરુષોએ યોજેલી છે, તથા આજે પણ જે જે સત્પુરુષોને રહસ્યનું જ્ઞાન છે તથા થાય છે, તેઓ તેવી જ યુક્તિઓ યોજે છે, એ વાતો સર્વ સત્પુરુષોને રહસ્યના થયેલા અનુભવની સમાનતા દર્શાવે છે. વળી રહસ્યને ગુપ્ત રાખવામાં યોજનામાં આવેલી અસંખ્ય યુક્તિઓમાંથી માત્ર એક જ યુક્તિનો ખુલાસો થતાં, હજારો અટપટી યુક્તિઓનો આપોઆપ એક ક્ષણમાં ખુલાસો થઇ જાય છે. અને જેમ સૂર્યનો ઉદય થતાં પ્રત્યેક વસ્તુ જેવી છે તેવી સ્પષ્ટ જણાય છે, તેમ શાસ્ત્રોની સઘળી અસંભવિતસરખી જણાતી કથાઓનો એક ક્ષણમાં ભેદ ખુલ્લો થઇ જાય છે, વિરોધ માત્ર શમી જાય છે, અને મનુષ્યને વિદિતવેદ્યતા અને કૃતકૃત્યતાનું અંતરના ઉંડા ભાગમાં ભાન થાય છે, એ જ રહસ્યના અસ્તિત્વનું અને તેના

જ્ઞાનથી પ્રકટતા અસાધારણ ફળનું અત્યંત પ્રબળ પ્રમાણ છે. તમારા માનવામાં આ વાર્તા ન આવતી હોય તો તે ખરી જ છે, એવું તમને મનાવવાનો જગત્માં પ્રયત્ન કરવાની કોઇને જ ગરજ નથી; કારણ જેમને રહસ્યનું જ્ઞાન છે, તેઓ સારી રીતે જાણે છે કે જેમ પશુને ભૂમિતિ શીખવી શકાતી જ નથી, તેમ રહસ્યના અધિકારવિનાના મનુષ્યોને રહસ્યનો બોધ કરી શકાતો જ નથી. જગત્ જ્યારથી ઉત્પન્ન થયું છે, ત્યારથી અર્થાત્ વસ્તુતઃ અનાદિકાળથી આ રહસ્યનો બોધ કોઇએ સ્પષ્ટ શબ્દોવડે કોઇને કહી કર્યો નથી, અને ભવિષ્યમાં કોઈ કદી કરશે નહિ. જે સમયે મનુષ્ય અંતઃકરણની એટલી ઉંચી અવસ્થા પ્રાપ્ત કરે છે કે અધિકારવિનાના પોતાના પ્રાણથી પ્રિય પુત્રને, મિત્રને, બંધુને કે સ્ત્રીને પ્રેમથી આકર્ષાઇને, પ્રાણ જતાં પણ આ રહસ્ય જણાવતો નથી, પણ અધિકારવાળા પોતાના કટ્ટા શત્રુને, જ્ઞાતિનો, જાતિનો, ધર્મનો કે કશાનો ભેદ રાખ્યાવિના, ઉદારતાથી આ રહસ્ય શિષ્ટ સંપ્રદાયાનુસાર પ્રબોધે છે, તે સમયે જ તેના હૃદયમાં અંતર્યામી ઈશ્વરના અનુગ્રહદ્વારા આ વિદ્યાનો પ્રકાશ થાય છે. આમ હોવાથી ખાતરીને માટે અધિકારને પ્રાપ્ત કરવાનું જ તમારૂં કર્તવ્ય છે. અમારામાં આ વિદ્યાને રસવિદ્યા કહે છે, પરંતુ વિવિધ ઔષધો તથા પારાની મેળવણીથી વૈદ્યો જે કેટલાક રસ તૈયાર કરે છે, અને જે ઔષધોને તૈયાર કરવાની વિદ્યાને તેઓ રસવિદ્યા એવું નામ આપે છે, તે વિદ્યાથી અત્ર સૂચિત આ પરમકલ્યાણકારક રસવિદ્યા કેવળ ભિન્ન છે, એ અત્ર ભાર દઇને સ્પષ્ટ કરવામાં આવે છે. વૈદ્યોની રસવિદ્યા તો વૈદ્યકના ગ્રંથોમાં જ શમાયલી છે; તે ક્રિયાસાધ્ય છે, અને તેમાં રહસ્યજેવું કશું જ નથી. ઋષિમુનિઓની કૃતકૃત્યતા અર્પનારી રસવિદ્યા તો સમગ્ર વેદોમાં, ઉપનિષદોમાં, અને પુરાણોમાં ગ્રથિત કરવામાં આવી છે. શ્રીકૃષ્ણના, શ્રીરામના, શ્રીબુદ્ધના, અને એવા જ બીજા ઈશ્વરાવતારોના ચરિત્રમાં આદિથી તે અંતસુધી રસવિદ્યાનું જ ગ્રથન કરવામાં આવ્યું છે. અમારા દેવાલયોની રચનામાં—તેમને પૂર્વાભિમુખ કરવામાં, તેના ઉપર ઘુમટ અથવા શિખર બાંધવામાં, તેમાં વિવિધ આકૃતિની મૂર્તિઓ બેસાડવામાં, અને તેમાં થતી વિવિધ પ્રકારની ક્રિયાઓમાં અમારા પૂર્વપુરુષોએ રસવિદ્યાના અનેક સંકેતોને યુક્તિપૂર્વક સ્થાપ્યા છે; અને તોપણ હજી જગત્ ફળના ઉપરના છોડામાં જ મોહ પામીને તેમાં અટવાયા કરે છે; ગર્ભમાં રહેલા મિષ્ટ ગરસુધી કોઇ વિરલ પુરુષો જ કાળે કાળે પ્રવેશવા સમર્થ થયા છે. તમારામાં આ વિદ્યા 'હર્મેટિક ફીલોસોફી' (Hermetic philosophy) ના નામથી ઓળખાય છે, અને મોટે ભાગે તમારા દેશોમાં તેને અસત્ય વિદ્યા ગણીને વખોડી કાઢવામાં આવી છે. પ્રાચીન કાળમાં તે 'મેજિક' (Magic) ચમત્કારિક વિદ્યાના નામથી ઓળખાતી. તમારૂં આખું બાઇબલ-'જેનેસિસ' થી (Genesis ઉત્પત્તિપ્રકરણથી) તે છેક 'રેવેલેશન' (Revelation પ્રકાશન પ્રકરણ) સુધી આ જ વિદ્યાનું પ્રતિપાદન કરે છે. તમારા ઇસુનું ચરિત્ર તે આ વિદ્યાના 'રસ' નું જ ઉત્પત્તિ કાળથી તે સિદ્ધિકાળસુધીનું વર્ણન છે. જેમ અમારામાં અનેક ઋષિમુનિઓ આ વિદ્યામાં પારંગત થઇ ગયા છે, તેમ તમારામાં તેમ જ અન્ય દેશોમાં પણ અનેક મહાપુરુષો આ વિદ્યામાં નિષ્ણાત થઇ ગયા છે. ઇજીપ્ટના ખરેખરા ઉદયસમયમાં આ વિદ્યા ત્યાં પૂર્ણ પ્રકાશને તથા અત્યંત વિસ્તારને પામી હતી. ઇજીપ્ટની પિરામીડો એ વિદ્યાના જ કીર્તિસ્તંભો છે. જેણે ઈજીપ્ટનો ઉદય કર્યો હતો, તેણે જ, દુરુપયોગ થતાં તેનો અસ્ત પણ કર્યો છે. ચાલ્ડીયામાં, અરબસ્તાનમાં, ઈરાનમાં, એમ વિવિધ દેશોમાં પૂર્વે આ વિદ્યાને જાણનાર મહા-

પુરુષો થઇ ગયા છે. મધ્ય કાલમાં તમારા યુરોપમાં—ઇંગ્લાંડમાં, ફ્રાન્સમાં, જર્મનીમાં, પોલેન્ડમાં એમ વિવિધ સ્થળે પણ આ વિદ્યાના જ્ઞાતા અનેક પુરુષો થયા છે, અને તેમના લખેલા અનેક ગ્રંથો આજે પણ વિદ્યમાન છે. હમણાં હમણાં ઇંગ્લાંડમાં, ફ્રાન્સમાં, જર્મનીમાં વગેરે સ્થળોમાં આ વિદ્યાનો પુનરુદ્ધાર કરવાના પ્રયત્નો શરૂ થઈ ચુક્યા છે, અને એ અર્થે કેટલાંક સમર્થ મંડળો પણ સ્થપાયાં છે. અમેરિકામાં પણ આ વિદ્યાને સજીવન કરવાનો પ્રશસ્ય પ્રયત્ન ચાલી રહેલ છે, અને મધ્યકાળના રસસિદ્ધોકરતાં પણ સમર્થ રસસિદ્ધો ત્યાં પ્રકટવાનાં ચિહ્નો પ્રકટી ચુક્યાં છે. આ સર્વ રહસ્યના અસ્તિત્વનાં પ્રમાણ નથી તો બીજું શું છે? બુદ્ધિમાન્ પુરુષોમાં પણ બુદ્ધિમાન્ ગણાતા તમારી પ્રજાના મહાવિદ્વાનો જ્યારે આ વિદ્યાના રહસ્યને જાણવા આવો ભાગીરથ પ્રયત્ન કરવા .લાગ્યા છે, ત્યારે તે કપોલકલ્પિત છે, એવું શી રીતે માની શકાય? અને આ મંડળોના સંબંધમાં વિશેષ હકીકત હું તમને આપી શકું એમ નથી, તોપણ એટલું કહેવાને તો હું સ્વતંત્ર જ છું કે આ વિદ્યા સાચી છે, એવું શ્રદ્ધાથી માનવાનું તેમાંના કેટલાકને હવે રહ્યું નથી, પણ અનુભવથી તે સાચી છે, એવું તેમને સિદ્ધ થઇ ચૂક્યું છે.

આટલું બોલી સુરેશ્વરાચાર્ય મૌન રહ્યા, અને સર્જ્યન તથા મેજીસ્ટ્રેટ આ વાક્યોને શ્રવણ કરી ઉંડા વિચારમાં પડી ગયા. તેઓ વિચારમાં પડી ગયેલા હોવાથી તેમનાં નેત્ર કંઇક નીચાં ઢળેલાં, અને ભૂમિઉપર સ્થપાયલાં હતાં. થોડી ક્ષણો આ રીતે વીતતાં સર્જ્યનને કંઈક શંકા સ્ફુરી આવતાં તે પૂછવા તેણે ઉંચાં નેત્ર કર્યાં, અને સુરેશ્વરાચાર્ય જે ખુરશીઉપર બેઠા હતા, તેના સામી દૃષ્ટિ નાંખી. પણ ખુરશીઉપર સુરેશ્વરાચાર્ય ન હતા. તે ખાલી હતી. તેના મુખમાંથી 'આ શું!' એવો આશ્ચર્યનો ઉદ્‌ગાર એકદમ નીકળી ગયો. મેજીસ્ટ્રેટ તથા હું પણ અમારા પોતપોતાના વિચારમાં લીન થઇ ગયા હતા, તે આ ઉદ્‌ગાર સાંભળી વિચારમાંથી જાગ્યા, અને ખુરશીસામું જોતાં અમને પણ તે ખાલી જણાઇ. સર્જ્યને મને પૂછ્યું, મણિધરરાય! પેલા ગૃહસ્થ ક્યાં ગયા?

મેં ઉત્તર આપ્યું, મેં તેમને અહિંથી જતાં જોયા નથી.

તેણે કહ્યું, પણ એક મિનિટઉપર તો તે અહિં જ હતા. અમે વિચારમાં પડ્યા તે સમયે તે ઉઠીને બહાર તો નથી ગયા?

મેં કહ્યું, ખુરશીઉપર બેઠેલા જણાતા નથી, એટલે ત્યાં તો નથી જ, એ નક્કી છે, પણ અહિંથી ઉઠીને ગયા, કે શી રીતે ગયા, તે હું કહી શકતો નથી.

તેણે પૂછ્યું, તમે તેમને અહિંથી ઉઠતાં જોયા હતા કે નહિ?

મેં ના કહ્યું, મેજીસ્ટ્રેટને પણ તેણે તે પ્રશ્ન કર્યો, અને તેણે પણ તેવો જ ઉત્તર આપ્યો. બન્ને ઉઠ્યા, અને દીવાનખાનામાંથી બહાર નીકળી આંગણામાં દૃષ્ટિ નાંખી જોવા લાગ્યા, પણ ત્યાં કોઇ હતું નહિ.

પાછા આવી સર્જ્યને કહ્યું, બહાર તો કોઇ ગયું હોય, એમ જણાતું નથી, ત્યારે એ શું થયું?

મેં કહ્યું, તેમના યોગબળથી તે અદૃશ્ય થઇ ગયા હોવા જોઇએ.

તેણે કહ્યું, પણ આમ અયુક્ત રીતે અદૃશ્ય થઇ જવું, એ શિષ્ટસંપ્રદાય નથી. મારે હજી ઘણી ઘણી વાતો તેમને પૂછવાની હતી.

મેં કહ્યું, તેઓશ્રી સ્વતંત્ર છે, અને લોકાચારના કોઇ નિયમને અધીન નથી. આપની સાથે જેટલી વાતચીત કરવાની તેમને અગત્ય જણાઇ હશે, તેટલી થઈ ગઇ હશે, એટલે તેઓ ચાલ્યા ગયા.

તેણે કહ્યું, પણ ત્યારે હવે અમે તમારે ઘેર આવીએ તો અમારી મુલાકાત લેશે કે નહિ ?

મેં કહ્યું, હું તેનો ઉત્તર આપી શકું તેમ નથી. તેમને અર્થાત્ મારી પુત્રીને પૂછીને હું તમને જણાવીશ.

( અપૂર્ણ. )

---

## એકી વખતે દશ લાખ બાળકોનું ક્રીડન.

મનુષ્યનું આરોગ્ય જેમ વધારે સારૂં હોય છે તેમ તેનું નીતિબળ તથા મનોબળ વધે છે, એ વાત પાશ્ચાત્ય પ્રજાઓ જેવી ઉત્તમ રીતે સમજે છે, તેવી ઉત્તમ રીતે ભાગ્યે જ અન્ય પ્રજાઓ સમજતી હશે; અને આ કારણથી આરોગ્યને વધારવાના તે પ્રજાઓમાં જેવા અને જેટલા પ્રયત્ન થાય છે, તેના સોમા ભાગના પણ અન્ય પ્રજાઓમાં થતા જોવામાં આવતા નથી. આપણા દેશમાં તો આરોગ્યને માટે હજારમાં એક મનુષ્ય પણ જેવો જોઇએ તેવો પ્રયત્ન કરતો હશે કે કેમ તે સંશયભરેલું છે. કોઈ દવાની ગોળીઓ, માત્રા, પાક, કે પછી ઘી સારી પેઠે ખાવું, એનું નામ આરોગ્યની પ્રાપ્તિનો પ્રયત્ન છે, એવું આપણી પ્રજાનો મોટો ભાગ માને છે, અને તેના પરિણામમાં સુદૃઢ આરોગ્યવાળા સેંકડે પાંચ મનુષ્યો પણ પ્રજામાં જોવામાં આવતા નથી. પ્રત્યેક યુરોપીયનને તમે જોશો તો સાયંકાળનો સમય થતાં સ્ત્રી, પુરુષ અને બાળકો સઘળાં જ ખુલ્લી હવામાં ફરવા નીકળી પડવાનાં, અથવા ખુલ્લી હવામાં લૉન ટેનિસ, ક્રિકેટ કે એવી જ કોઇ રમત રમવાનાં. આ દેશમાં તો સેંકડે એક પુરુષ પણ ભાગ્યે જ બહાર ફરવા નીકળતો હશે, અને સ્ત્રીઓમાં તો ભાગ્યે જ દશ હજારે એક સ્ત્રી પણ નીકળતી હશે; અને રમતમાં કોઈ મોટી ઉમરનાં સ્ત્રી કે પુરુષે ભાગ લીધો હોય, એવો પ્રસંગ તો આખા દેશમાં વર્ષમાં એકાદ પણ ક્વચિત્ જ આવતો હશે. આવી સ્થિતિમાં આ દેશનાં સ્ત્રી, પુરુષો તથા બાળકોનું આરોગ્ય ઉતરતા પ્રકારનું રહે, એમાં આશ્ચર્યજેવું કશું જ નથી,

પ્રાચીન ગ્રીક પ્રજાનાં શરીર જેવાં પૂર્ણ હતાં, તેવાં ભાગ્યે જ બીજી કોઇ પ્રજાનાં થયાં હશે. અને તેમનાં શરીરની આવી પૂર્ણતા થવાનું કારણ એ હતું કે તેઓ મનને તથા શરીરને બન્નેને કેળવવાઉપર સરખું ધ્યાન આપતા. આખા ગ્રીસ દેશમાં છોકરા અને છોકરીઓને રમવાને માટે મ્યુનિસિપાલિટીતરફથી વિશાળ ચોગાનો કરવામાં આવ્યાં હતાં, અને સાતથી તે સોળ વર્ષની ઉમરસુધી છોકરાઓને તથા છોકરીઓને મુખ્યત્વે કરીને શારીરિક શિક્ષણ જ આપવામાં આવતું. તેઓ આ ચોગાનોમાં દોડવાની, કુદવાની, કુસ્તીની, મુક્કાબાજીની અને એવી જ બીજી જાતજાતની રમતો રમતા, અને તેના પરિણામમાં ગ્રીસ દેશમાં સર્વથી બળવાન્ અને સર્વથી સુંદર સ્ત્રીપુરુષો થતાં; અને એવું કહેવાય છે કે સ્ત્રીપુરુષોને સઉથી બળવાન્ તથા સઉથી સુંદર કરવામાં ગ્રીસ દેશ પૂર્વે જેવો વિજયી થયો હતો, તેવો પૃથ્વીઉપર હજી સુધી કોઇ પણ દેશ થયો નથી.

ગ્રીસનું આ અનુકરણ થોડાં વર્ષ થયાં અમેરિકાએ કરવા માંડ્યું છે, અને એવું ધા-

રવામાં આવે છે કે સમય જતાં ગ્રીક લોકોના જેવા ઘોડા પણ પરિણામ તે દેશ પોતાની પ્રજામાં ઉપજાવી શકશે.

ચિકાગોએ આજથી ૭ વર્ષઉપર આ બાબતની સહુથી પ્રથમ પહેલ કરી હતી, અને નગરનાં હજારો ગરીબ બાળકોને રમવાને માટે વિશાળ ચોગાનો તૈયાર કર્યાં હતાં. એ શહેરે સવા બે કરોડ રૂપિયા રમવાનાં ચોગાનો પાછળ ખરચ્યા છે, અને હજી ખરચ્યે જાય છે.

ચિકાગોની નકલ તરત જ બીજાં શહેરોએ કરવા માંડી, અને આજે તેનો શો પરિણામ આવ્યો છે ! અમેરિકાનાં સહુથી મોટામાં મોટાં પંદર શહેરોએ એક વર્ષના અરસામાં દર માસે ત્રિશ લાખ રૂપિયા છોકરાઓને રમવાનાં સાધનો પૂરાં પાડવા પાછળ ખરચી નાંખ્યા છે.

ન્યુયોર્કે લગભગ ત્રણસેં રમવાનાં ચોગાનો તૈયાર કર્યાં છે. ચિકાગોમાં માત્ર ચાળીશ છે, પણ તે એટલાં મોટાં છે અને તેમાં રમવાનાં એટલા બધાં ઉત્તમ સાધનોની વ્યવસ્થા કરવામાં આવી છે કે આખી દુનિયામાં કોઇ પણ શહેર હજી સુધી તેની બરાબરી કરી શકે, એમ નથી. ગયે વર્ષે તેમના નિભાવને માટે લગભગ સત્તર લાખ રૂપિયા ખર્ચ થયું હતું. ફિલાડેલ્ફીયામાં તોત્તેર, બોસ્ટનમાં સીત્તોતેર, બાલ્ટિમોરમાં પચાસ, સેંટ લુઇ ક્લીવલેન્ડમાં પંદર, ડેટ્રોઇટમાં અગીયાર, બફેલોમાં આઠ, સેન્ફ્રાન્સીસ્કોમાં પાંચ, સિન્સીનેટીમાં બાર, પ્રોવિડન્સમાં ઓગણીશ, ન્યુઆર્કમાં ચોત્રિશ, અને વૉશિંગટનમાં બત્રિશ રમવાનાં ચોગાનો છે. કેટલાંક શહેરોમાં જોકે ઓછાં ચોગાનો છે, તોપણ દર વર્ષે તેમની પાછળ ખર્ચ કંઇ ઓછું કરવામાં આવતું નથી. સેન્ફ્રાન્સિસ્કોમાં પાંચ જ ચોગાનો છતાં ગયે વર્ષે તેને આશરે એક લાખ દશ હજાર રૂપિયા તેમની પાછળ ખર્ચ્યાં હતા.

પણ આટલાં જ શહેરોએ બાળકોને રમવાની વ્યવસ્થા કરી છે, એમ કંઇ નથી. આ વિના બીજાં ત્રણસેં શહેરોએ પણ તેવો જ આશ્ચર્યકારક પ્રયત્ન કર્યો છે. આ રમવાનાં ચોગાનોમાંનાં ઘણાં પ્રત્યેક ચાળીશ એકરજેટલાં વિશાળ હોય છે, પરંતુ આટલાં વિશાળ છતાં તેમાં વ્યવસ્થા ઘણી જ ઉત્તમ પ્રકારની રાખવામાં આવે છે. અમુક ઉમરનાં બાળકો-માટે અમુક વિભાગ, અમુક ઉમરના માટે અમુક વિભાગ, એમ જૂદા જૂદા વિભાગો પાડી નાંખવામાં આવ્યા છે, અને બાળકોની ઉમરના પ્રમાણમાં તેમાં રમતોની વ્યવસ્થા કરવામાં આવી છે. વળી પ્રત્યેક વિભાગઉપર સુશિક્ષિત પુરુષોની દેખરેખ રાખવામાં આવી છે, જેથી કોઇ પણ પ્રકારની ગડબડ કે અવ્યવસ્થા થતી નથી. બાળકો અત્યંત રસથી તેમાં ભાગ લે છે, અને મોટી ઉમરના લોફાની છોકરાઓ પણ આ રૂપકે સુધરી જાય છે.

યુનાઇટેડ સ્ટેટ્સના મધ્ય ભાગમાંથી કોઇ બલુનમાં બેશીને જો તમે જેટલે ઉંચે જવું જોઇએ તેટલે ઉંચે જાઓ, અને ત્યાંથી બળવાન્ દુર્બિનવડે, નીચેનો પ્રદેશ જુઓ તો તમને આ ચોગાનોમાં એકી વખતે દશ લાખ છોકરા તથા છોકરીઓ રમવાને એકઠાં થયેલાં, અને રમતના અપૂર્વ આનંદને ભોગવતાં જોવામાં આવશે.

પ્રતિદિન આગ્રહપૂર્વક ખુલ્લી હવામાં બે ત્રણ કલાક રમવામાં ગાળવાથી જ મનુષ્યનું —નાનું, યુવાન કે બાળકનું—શરીર નીરોગ અને સુદૃઢ રહે છે. જ્યાં સુધી આપણા લોકો ખુલ્લી હવામાં હરવાફરવાના અને રમવાના લાભને નહિ સમજે ત્યાં સુધી, એકલી માનસિક કેળવણીની દિશા જે ઉન્નતિની આશા રાખે છે, તે સફળ થવાનો ઘણો જ ઓછો સંભવ છે.

---

## નેવુ દિવસનો મિ. રિચર્ડ ફ્રૅસેલનો ઉપવાસ.

ઉપવાસ એ વિવિધ વ્યાધિને મટાડવાનો એક અત્યંત સમર્થ ઉપાય છે, એ સંબંધમાં મહાકાલમાં દશ બાર વર્ષથી પ્રસંગોપાત્ત લેખો આવતાં છતાં, જ્યાંસુધી 'સ્ટેટ્સમૅને' વિશ્વપ્રસિદ્ધ વિદ્વાન્ ચુપટન સિન્ક્લેરનો તે સંબંધી લેખ પોતાના પત્રમાં થોડા માસઉપર પ્રકટ કર્યો ન હતો, ત્યાં સુધી આ દેશમાં પ્રજાનો વિદ્વાન્ તથા અવિદ્વાન્ વર્ગ, મોટે ભાગે કેવળ અંધકારમાં જ રહ્યો હતો. થોડા માસ થયાં આ વિષયસંબંધમાં વિવિધ સ્થળે જિજ્ઞાસા જાગ્રત્ થઇ છે, અને રોગ નિવારવાના આ અમોઘ ઉપાયનો ઘણા લાભ પણ લેવા લાગ્યા છે.

પાશ્ચાત્ય પ્રજામાં અનેક મનુષ્યો લાંબા ઉપવાસ કરે છે, પરંતુ નેવુ દિવસજેટલો લાંબો ઉપવાસ કરનાર તો મિ. ફ્રૅસેલ જ પ્રથમ છે. ઉપવાસ કરવાનો તેનો હેતુ તેને થયેલો જળોદરનો વ્યાધિ મટાડવાનો અને તેના શરીરનું વજન ઘટાડવાનો હતો. તેના આ બંને હેતુ સફળ થયા છે, તેનો વ્યાધિ મટી ગયો છે, અને તેનું વજન ૭૦ રતલ ઓછું થયું છે.

ઉપવાસ કરવા પહેલાં મિ. ફ્રૅસેલનું વજન ૨૯૭ રતલ હતું. ચાળીશ દિવસના ઉપવાસ થયા ત્યાં સુધી તે દરરોજ સરાસરી બારથી પંદર માઈલ ચાલતો, અને ચંપી કરાવતો, તથા તેની એક ખાસ કસરત કરીને ઠંડા પાણીથી ચાર પાંચ મિનિટમાં સ્નાન કરી લેતો. વળી દરરોજ તે અર્ધા કલાકથી એક કલાકસુધી તળાવમાં તર્યા કરતો. તે નિત્ય સરાસરી પાંચથી ૭ પવાલાં જળ પીતો; તે વિના બીજું કશું ખાતો ન હતો.

આ બધા દિવસોમાં તેને દરરોજ દસ્ત થતો હતો. તે ઉપરાંત વળી મળ નીકળી જવાને માટે તે અર્ધાં ખાટા લિંબુને એક પ્યાલો ભરીને પાણીમાં નીચોવી સવારે તથા સાંજે પીતો. પ્રસંગોપાત્ત તે રૂબાર્બના એક કકડાને લિંબુને બદલે ચુસતો, અને તેના કુચા થુંકી નાંખતો.

નેવુએ દિવસ તેને ઘણી સારી ઉંઘ આવી હતી. માત્ર પહેલા અઠવાડીયામાં તેને ભુખનું દુઃખ જણાયું હતું, પણ ત્યાર પછી ઉપવાસ પૂરા થતા સુધી તેને ભુખનું કષ્ટ જણાયું નથી.

ચાળીશ દિવસપછી નિત્ય આળસુ બેશી રહેવાનો કંટાળો ઉપજવાથી તેણે એક આરોગ્યશાળામાં રોગીઓને પીરસવાની નોકરી લીધી. આ નોકરીમાં તેને પ્રસંગોપાત્ત જૂદા જૂદા ખાવાના પદાર્થો કેવા થયા છે, તે ચાખવા પડતા, પણ તે ચાખીને તેમને થુંકી નાંખતો. એક કણ પણ ગળે ઉતારતો નહિ. માત્ર એક-બે પ્રસંગે થોડા કણ અકસ્માત્ તેના ગળામાં ઉતરી ગયા હતા. પણ આથી તેને પેટમાં બહુ વ્યથા થઇ આવવાથી ઉલટીવડે તત્કાળ તે બહાર કાઢી નંખાવવામાં આવ્યા હતા. ઉપવાસના ઓગણસાઠમા દિવસે તેણે અખાડામાં આશરે દશ મિનિટસુધી કુસ્તી કરી હતી, અને પચાસથી પોણો સો રતલ વજનના ડમ્બેલવડે તથા ભારે વજનની ખુરશીઓ ઉંચકીને આશરે દશ મિનિટ કસરત કરી હતી.

પાકશાળામાં તે નોકરી કરતો હતો, તે ઉપરાંત નિત્ય એકથી બે કલાક ફરવાની કસરત કરતો. ઉપવાસના શીત્તેરમા દિવસસુધી તેનું વજન દરરોજ એક રતલ ઘટતું હતું. ત્યારે પછી તે ઘણું જ ધીમે ધીમે ઘટવા લાગ્યું હતું.

છેલ્લા દિવસોમાં લિંબુની સાથે તેનાથી પાણી પી શકાતું નહિ. નેવુંમે દિવસે જ્યારે તેણે ઉપવાસ ભાગ્યો ત્યારે તેણે અર્ધી નારંગી અર્ધા પવાલા પાણીમાં નીચોવીને પીધી હતી. પણ ઉલટી થઇને તે નીકળી ગઇ હતી.

ઉપવાસપછી પહેલા ત્રણ ચાર દિવસ તેનું જઠર જરા પણ ખોરાકને ગ્રહણ કરી શકતું ન હતું. ત્યાર પછી પાણી ભેળવેલો ફળનો રસ તે પી શકવા લાગ્યો. તેનું પ્રમાણ દશ દિવસસુધી વધારવામાં આવ્યું હતું. ઘન ખોરાક ખાવા પહેલાં તે દરરોજ સ્પિનાક ( spinach ) ના રસના થોડા ઘુંટડા પીતો, અને પછી ખાતો. સઉથી પ્રથમ ઘન ખોરાકમાં તેણે સ્પિનાકને જ રાંધ્યાવિના ખાધું હતું. આ પછી થોડા દિવસે તે પૂર્વપ્રમાણે ખાવા શક્તિમાન્ થયો હતો.

ઉપવાસના દિવસોમાં પગમાં, કેડોમાં, અને હાથમાં પચાસમે દિવસે તેને વાયુની ચસકો જણાતા હતી, પણ થોડા દિવસમાં તે મટી ગઈ હતી. ત્યાર પછી એક અઠવાડીયાસુધી તેના નાકમાંથી લોહી પડવા કર્યું હતું. સાઠમે દિવસે તેને દારૂ પીવાની પ્રબળ ઇચ્છા થઈ આવી હતી. ત્રણ દિવસપછી તે નાશ પામી હતી. વળી તે પછી એક અઠવાડીએ તેને તમાકુ પીવાની પ્રબળ ઇચ્છા પ્રકટી હતી. તે પણ ત્રણ દિવસે શમી ગઇ હતી.

મિ ફ્રેંસિસે આ ઉપવાસ કુશળ આરોગ્યશાસ્ત્રીઓની દેખરેખતળે કર્યા હતા. બીજાએ આવી હિંમત ધરતા પહેલાં ઉપવાસસંબંધી સઘળી માહિતી મેળવવી જોઇએ.

---

## માનસિક સ્થિતિઓ પરિણામે સર્વદા સ્થૂલરૂપમાં પ્રત્યક્ષ થાય છે.

ધ્યાનને યોગતત્ત્વવિત્ પુરુષો ચિંતામણિરૂપ ગણે છે, તે કેવળ સત્ય છે. જેમ ચિંતામણિને હાથમાં પકડીને જે વસ્તુનું આપણે ચિંતન કરીએ છીએ તે વસ્તુ આપણને મળે છે, તેમ ધ્યાનરૂપ ઉપાયવડે ગમે તે વસ્તુ આપણને પ્રાપ્ત થતી હોવાથી મહાપુરુષોએ ધ્યાનને જ ચિંતામણિરૂપે માનવા વારંવાર પ્રબોધ આપ્યો છે. ધ્યાનનું આવું અસાધારણ ફળ હોવા છતાં, અને વ્યવહારમાં તેનો અનેક પ્રસંગે પ્રત્યક્ષ અનુભવ કરવા છતાં પણ આ સમર્થ સાધનનો થોડા જ મનુષ્યો પોતાની વ્યાવહારિક કે પારમાર્થિક સ્થિતિ સુધારવામાં ઉપયોગ કરે છે. મોટા ભાગ તો આ સમર્થ સાધનનો નિત્ય દુરુપયોગ કરીને દુઃખી જ રહે છે, અને પોતાનું દુઃખ શાથી નથી ટળતું, તેના સંબંધમાં જ્યાં ત્યાં આશ્ચર્યના ઉદ્ગાર કાઢે છે. તેઓ ધ્યાનરૂપ ચિંતામણિને હાથમાં પકડી પોતાને જે વસ્તુની ઇચ્છા હોય છે, તેનું કદી પણ કરવું જોઇએ તે પ્રકારે ચિંતન નથી કરતા, પણ જેની ઇચ્છા નથી હોતી તેનું જ ચિંતન કરે છે; અને ચિંતામણિના ગુણપ્રમાણે તેમની ચિંતેલી વસ્તુ તેમને મળતાં આશ્ચર્ય દર્શાવે છે. કલ્પવૃક્ષતળે જઇને ઉભા રહીને 'અહિં વાઘ તો નહિ હોય,' એવો ભય ધરતાં જેમ ત્યાં વાઘ પ્રકટ થાય છે, અને 'આ વાઘ મને ખાઇ તો નહિ જાય' એવો ભય ધરતાં તે તેને ખાઇ જાય છે, તેમ આ તાવના દિવસોમાં 'મને તાવ તો નહિ આવે' એવો ભય ધરી મનુષ્યો તાવથી સપડાય છે, અને તાવ આવતાં 'હું મરી તો નહિ જઉં' એવો ભય ધરી અનેક મનુષ્યો મરી જાય છે. કોઈ ને કોઇ વસ્તુનું મનુષ્યો પ્રતિક્ષણ ચિંતન કર્યા કરતાં હોવાથી, ધ્યાનરૂપ ચિંતામણિ અથવા કલ્પવૃક્ષ પ્રત્યેક મનુષ્યને પ્રાપ્ત જ છે, અને તેથી પ્રત્યેક મનુષ્યને પોતાના ચિંતનપ્રમાણે ફળ મળે એ સહજ છે. આમ છતાં આવી સાદી વાતને સમજવાનાં છતાં પણ અસંખ્ય મનુષ્યો સમજતા નથી, પણ ઉલટા આવી વાતોને ખોટી માની તેનું હાસ્ય કર્યા કરે છે. પોતાની ભાવના અથવા પોતાના વિચારપ્રમાણે મનુષ્ય સુખી કે દુઃખી થાય છે, એ સિદ્ધાંતને તેઓ કપોલકલ્પિત ગણી કાઢે છે, અને પોતાના ચિંતનને સુધારવાનો લેશ

પણ પ્રયત્ન કરતા નથી. વસ્તુતઃ ભાવના, વિચાર કે ચિંતન એ બીજું કંઇ જ નથી, પણ ધ્યાનની પૂર્વ કળા છે, અથવાં અપક્વ ધ્યાન છે, અને તોપણ ભાવના શબ્દથી જ વહેમાયલા આ મનુષ્યો પપૈયાથી વહેમાયલા મનુષ્યની પેઠે ભાવના શબ્દ સાંભળતાં છછણી ઉઠે છે. કડોદમાં રહેતા એક બ્રાહ્મણને કોઈ કારણથી પપૈયાનો પુષ્કળ અભાવ થઇ ગયો હતો. દાળમાં સુરણ નાંખ્યું હોય અને તેને કહ્યું હોય કે દાળમાં પપૈયું નાંખ્યું છે તો દાળ ગમે તેટલી સારી થઇ હોય તોપણ તે કદી ખાતો નહિ, અને દાળ કરનાર ઘરનાં માણસોને પુષ્કળ ગાળો ભાંડતો. એથી ઉલટું, દાળમાં ખરેખરૂં પપૈયું નાંખ્યું હોય, અને તેને કહ્યું હોય કે આજે તો દાળમાં સુરણ નાંખ્યું છે તો પુષ્કળ વખાણી વખાણીને તે દાળ ખાતો, અને વારંવાર કહેતો કે વાહ! આજ દાળ શી સુંદર થઈ છે! આ બ્રાહ્મણના જેવા જ સેંકડો મનુષ્યો આજે પપૈયાથી ભડકનાર ઠામ ઠામ હોય છે. તેની તે જ વાત જો આર્યશાસ્ત્રોના પારિભાષિક શબ્દોમાં કહી હોય તો તેઓ પ્રસન્ન થના થતા 'યથાર્થ છે, યથાર્થ છે,' એવા ઉદ્‌ગારો કાઢે છે; પરંતુ લોકો સમજી શકે, એવા સરળ શબ્દોમાં જો નવી રીતે કહી હોય તો ધોકો લેઇને ઉભા થાય છે, અને કહેનારને શાસ્ત્રનું કશું જ જ્ઞાન નથી એવો બુમાટ કરી મૂકે છે.

મનુષ્યના સુખદુઃખનો આધાર મનઉપર જ રહેલો હોવાથી, સુખ પ્રાપ્ત કરવા અને દુઃખ ટાળવા મનના વ્યાપારોને સુધારવાનું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે. પારમાર્થિક સુખ પ્રાપ્ત કરવા મનના વ્યાપારોને સુધારવાના છે, અને વ્યાવહારિક સુખ પ્રાપ્ત કરવામાં મનઉપર કશું જ ધ્યાન આપવાનું નથી, એમ ઘણા ધારે છે, પણ જે નિયમ પરમાર્થમાં પ્રવર્તે છે, તે જ નિયમ વ્યવહારમાં પણ પ્રવર્તે છે. આથી વ્યાવહારિક કે પારમાર્થિક પ્રત્યેક ભૂમિકામાં મનના વ્યાપારપ્રતિ જ મનુષ્યે જોવાનું છે. ધ્યાન અથવા આરૂઢ ચિંતન એ ચિંતામણિ હોવાથી આપણું મન શાનું ધ્યાન કરે છે, અથવા શાનું આરૂઢ ચિંતન કરે છે, એ સર્વદા સાવધાન થઇને આપણે જોવું જોઇએ. આપણે શરીરે રોગ થયો હોય, અથવા આપણે નિર્ધન હોઇએ, અથવા આપણું મન અનેક દોષોવડે દૂષિત હોય તો તેમ હોવાનું મૂળ કારણ આપણે રોગનું નિર્ધનતાનું અથવા દોષોનું કોઇ પણ સમયે આરૂઢ ચિંતન કરેલું હોવું જોઇએ, એ જ હોવું જોઈએ. ધ્યાનવડે અથવા ચિંતનવડે આપણા મનમાં રોગની, નિર્ધનતાની કે દોષોની સૂક્ષ્મ સ્થિતિ *પ્રથમ પ્રકટાવ્યાવિના, બહાર સ્થૂલ રૂપમાં રોગ, નિર્ધનતા કે દોષો કદી પણ પ્રકટતા નથી* એ અધ્યાત્મશાસ્ત્રનું એક મોટામાં મોટું સત્ય છે. આ કારણથી જ્યારે આપણે નિરંતર રોગનું ચિંતન કરીએ છીએ, અથવા વારંવાર રોગનો ભય ધરીએ છીએ, ત્યારે પ્રથમ આપણા મનમાં રોગની પ્રતિકૃળ સ્થિતિ આપણે પ્રકટાવીએ છીએ. જેમ અનીતિના વિચારો કરતાં આપણને અનીતિની ઇચ્છા સ્ફુરે છે, અને આરૂઢ ચિંતનની તો શરીરઉપર તત્કાળ અસર થઇ વીર્યસ્ખલન વગેરે પરિણામો પણ પ્રકટે છે, તેમ આ રોગનું ચિંતન કોઈ કોઇ વાર ધીરે ધીરે અને કોઇ કોઇ વાર શરીરમાં તત્કાળ રોગને પ્રકટાવે છે. જેમ જે સ્થળે જમીનમાં બીજક વાવ્યું હોય છે, તે સ્થલમાં તે ઉગીને બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે, તેમ ચિંતનવડે મનમાં પ્રકટાવેલી પ્રત્યેક માનસિક સ્થિતિ, શરીરઉપર બહાર પ્રકટી આવવાનો પ્રયત્ન કર્યા જ કરે છે. જેમ જે જાતિનું બીજક વાવ્યું હોય છે, તે જાતિનું જ વૃક્ષ, પત્ર, પુષ્પ અને ફળ થાય છે, તેમ જે પ્રકારનું ચિંતન કરવામાં આવ્યું હોય છે, તે પ્રકારની જ સ્થિતિ આ જગતમાં મનુષ્યને પ્રાપ્ત થાય છે. અમુક રોગ મને થશે, એવો નિરંતર ભય ધર-

વાથી, અથવા તેની નિરંતર વાટ જોયા કરવાથી શરીરમાં તે રોગ ઉત્પન્ન કરી શકાય છે; અને જેમ રોગને ઉત્પન્ન કરી શકાય છે, તે જ પ્રમાણે આરોગ્યની પણ નિરંતર વાટ જોયા કરવાથી, અને આરોગ્યનું જ અંતઃકરણમાં ભાન કરવાથી શરીરમાં આરોગ્યને ઉત્પન્ન કરી શકાય છે. જેનું આપણે ઉંડી લાગણીથી અત્યંત ચિંતન કરીએ છીએ, તેના આપણે આપણા મનઉપર સંસ્કારો પાડીએ છીએ; અને મનઉપર પડેલા સંસ્કારો બીજકના જેવું જ વર્તન કરનારા હોય છે; તેઓ ઉગે છે, અને જો તેમને ઉગવામાં વિઘ્ન નાંખવામાં નથી આવતું તો તેઓ પોતાની જાતિનાં ફળને ઉત્પન્ન કરે છે. આ જ નિયમથી આપણે આપણામાં સદ્‌ગુણને, ઉચ્ચતાને અથવા ઉચ્ચ શક્તિઓને, આરુઢ ચિંતનવડે, પ્રકટાવી શકીએ છીએ; અથવા દુર્બળતાનું, દોષોનું, અને નિકૃષ્ટતાનું દૃઢ ચિંતન કરીને આપણે આપણામાં દોષોને, દુર્બળતાને, અને નિકૃષ્ટતાને પૂર્ણપણે પ્રકટાવી શકીએ છીએ. આ નિયમને લીધે જ ઈશ્વરનું દૃઢ ચિંતન કરવાથી આપણે ઈશ્વરરૂપ થઇ રહીએ છીએ, અને આપણા બ્રહ્મભાવનું આરુઢ ધ્યાન અર્થાત્ નિદિધ્યાસન કરવાથી આપણા જીવત્વનો આપણે નાશ કરીએ છીએ, અને બ્રહ્મરૂપ થઇએ છીએ. અનેક વિદ્વાનો વેદાંતમાં પારંગત છતાં પોતાના જીવત્વનો નાશ કરવામાં સમર્થ થતા હોતા નથી, તેનું કારણ આ જ છે; તેઓ આરુઢ ચિંતનવડે બ્રહ્મભાવની સ્થિતિને પોતાના મનમાં કદી પણ પ્રકટાવતા નથી. અથવા બ્રહ્મભાવનું કદાચ ચિંતન કરે છે, તો તેથી બમણું પાછું પોતાના જીવભાવનું ચિંતન કરે છે. તેઓ બીજકને જમીનમાં રોપે છે, પણ તેને ઉગવાની અનુકૂળતા કરી આપતા નથી; તેઓ તેના માર્ગમાં કાંકરા અને પથરા નાંખે છે. રખેને અમારો વ્યવહાર, અમારી બ્રહ્મીભૂત સ્થિતિ થવાથી બગડી જશે, એવા ભયથી, વ્યવહારને રક્ષવાની જીવભાવથી સ્ફુરેલી લાલસાથી તેઓ વ્યવહારને સાવધાનતાથી ખેડે છે, જે વસ્તુતઃ બીજું કંઇ જ નથી પણ જીવભાવનું જ દૃઢ ચિંતન છે. આથી એક બાજુથી તેઓ પાંચની કમાણી કરતા અને બીજી બાજુથી પચાસને ખોતા હોવાથી પારમાર્થિક સંપત્તિમાં મરણપર્યંત સર્વદા નિર્ધનના નિર્ધન રહે છે. તેમનો જીવભાવ સ્વલ્પ અંશમાં પણ ઓછોપાતળો જોવામાં આવતો નથી.

જો તમારે કામ કરવાની ઇચ્છા હોય, અને જેવા તમારે થવું હોય, તેના પ્રતિ જ તમારા મનને, તમારા વિચારોને, તમારા ચિંતનને વાળો. આથી અનુકૂળ અને સુખદ માનસિક સ્થિતિઓને તમે તમારા અંતઃકરણમાં ઉત્પન્ન કરશો. આ સ્થિતિઓ ક્રમે ક્રમે તમારા શરીરમાં, મનમાં, અને ચારિત્ર્યમાં સ્થૂલ રૂપમાં પ્રકાશ થશે. તમે જેવા થવા ધાર્યું હશે તેવા તમે થશો. તમારામાં એવું બળ અને એવી યોગ્યતા આવશે કે જેવડે તમે જે સિદ્ધ કરવા ધાર્યું હશે, તે સિદ્ધ કરી શકશો.

---

## બળનો ક્ષય શાથી થાય છે, તથા તે શી રીતે અટકે છે.

કેટલાક મનુષ્યો પુષ્કળ કામ કરે છે, તોપણ કદી થાકતા હોતા નથી, અને કેટલાક મનુષ્યો થોડું કામ કરે છે, પરંતુ એટલી બધી ધાંધળ મચાવી મૂકે છે કે આજુબાજુના મનુષ્યોને પણ તેથી ઘણો ત્રાસ થાય છે.

અનેક ક્રિયામાં બળનો ક્ષય થાય છે, એ આપણે બધા જાણતું જોઈતું નથી. બળના શા-ન્ત: ખરચમાં જો કોઈ ઉપયોગી કાર્ય આપણે સાધીએ છીએ તો તો તે ક્ષય કર્યો સાર્થક

છે, પણ 'ટકાની ડોશી ને ઢબુ મુડામણુ' એ કહેવતપ્રમાણે બળના ક્ષયના પ્રમાણમાં સાધવાજેટલું ઉપયોગી કાર્ય આપણે સાધતા નથી, ત્યારે તેનો ક્ષય હાનિને જ કરે છે.

મૂલ્યવાનમાં મૂલ્યવાન્ વસ્તુના કરતાં પણ બળ વધારે મૂલ્યવાન્ છે, અને તેથી તેને આપણે કાંકરાની પેઠે ખરચી નાંખવું યોગ્ય નથી. જ્યાં પાંચ વાક્યો બોલવાની જરૂર હોય ત્યાં પાંચસેં વાક્યો બોલી નાંખવાં, જ્યાં હાથને સહજ હલાવવાની જરૂર હોય, ત્યાં આખું શરીર હલાવી નાંખવું, અને આવા ને આવા સેંકડો વ્યાપારો કરવા, એ બળનો નકામો ક્ષય છે; અને તોપણ હજારો મનુષ્યો નિત્ય આમ જ કરે છે.

પ્રત્યેક ક્રિયા, પછી તે શરીરની, વાણીની કે મનની હોય, ગમે તે હોય તોપણ તે ઉદ્દેશપૂર્વક કરો. ઉદ્દેશવિના શરીરના એક પણ અવયવને ગતિમાં ન મૂકો, ઉદ્દેશવિના એક પણ શબ્દને ન ઉચ્ચરો, અને ઉદ્દેશવિના એક પણ વિચારને ન કરો.

બાળકના શરીરમાં બળનું પૂર એટલું બધું ઉભરાઇ જાય છે કે તેને કંઇ ને કંઇ ક્રિયા કરવાનું જોઇએ છે. તેનાથી એક ક્ષણ વાર જંપીને બેશી રહેવાતું નથી. નાયાગરાના ધોધની પેઠે તેના બળનો પ્રવાહ નકામો વહી જાય છે. બુદ્ધિમાન્ માબાપનું કામ તેને સન્માર્ગે વાળવાનું છે, તેને યોગ્ય દિશામાં વાળીને તેની પાસે ઉપયોગી કામ કરાવવાનું છે. બાળપણમાં આપ્રમાણે બળનો વ્યર્થ ક્ષય કરનાર બાળકોને મોટપણે પણ તે ટેવ કાયમ જ રહે છે. તેઓ મોટપણે પારવિનાની નકામી ક્રિયાઓ કરે છે, અને બળના ક્ષયવડે નિઃસત્ત્વ થઈ જાય છે.

સખ્ત મહેનત કરવાથી કોઇ મનુષ્ય આજ સુધી મરી ગયો નથી, પણ નકામી ક્રિયા કરવાથી સેંકડો મનુષ્યો મરી ગયા છે, અને જાય છે. નકામી ક્રિયા કરવામાં બળનો જેટલો ક્ષય થાય છે, તેટલો સખ્ત મહેનત કરવામાં થતો નથી. નિયમિત રીતે સખ્ત મહેનત કરનારને નકામા વિચારો કરવાનો અવકાશ મળતો નથી; સખ્ત મહેનત ન કરનારને જ વિચારોનાં કોકડાં કાંતવાનો વખત મળે છે; અને વિચારોનાં કોકડાં બળરૂપી રુધિરને ચુસી જનાર મહા રાક્ષસ છે.

'હું કોણ છું' એવું જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રાચીન કાળથી ઉપદેશ અપાતો આવે છે, પરંતુ આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવું, એટલો મર્યાદાવાળો અર્થ જ આ ઉપદેશનો સર્વત્ર કરાતો જોવામાં આવે છે. આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવાની કંઈ ના નથી, તે પ્રાપ્ત કરવાની અત્યંત અગત્ય છે, પણ આપણો સમાવેશ કંઇ એકલા આત્મામાં જ થતો નથી. આપણને શરીર તથા મન પણ વળગેલાં છે. આ બેને વિસારે મૂકી, એકલા આત્માને શોધવા જતાં આપણે ક્વચિત્ જ વિજયી થઇએ છીએ. શરીરને તથા મનને ન જાળવનાર તથા તેમને ઉચ્ચ પ્રકારના બળથી યુક્ત ન રાખનાર કયો મનુષ્ય આત્માને શોધવા સમર્થ થઇ શકે એમ છે? ખાટલામાં સડતા રોગીઓ કે જડમતિના ગામડીયાઓ કંઇ આત્મજ્ઞાનના અધિકારી થઇ શકતા નથી. હુંમાં શરીર તથા મન પણ આવી જાય છે, અને તેથી તેમનું સ્વરૂપ જાણવાની, તેઓ શાથી ઉત્તમ પ્રકારનાં રહે છે, અને શાથી નિકૃષ્ટ પ્રકારનાં થાય છે, શાથી તેઓનું બળ વધે છે, અને શાથી તેઓ નિઃસત્ત્વ થાય છે, એ વગેરે અનેક બાબતો મનુષ્યે જાણવાની જરૂર છે. શરીર કેવું છે, અને તેને શું જોઇએ છે, એ જેમ આપણે જાણવાની જરૂર છે, તેમ મન કેવું છે, અને તેની ઉન્નતિના તથા અવનતિના કયા હેતુ તથા સાધનો છે, તે પણ જાણવાની તેટલી જ જરૂર છે. પરંતુ આજે પરમાર્થને સાધનારા આ

એ બાબતોઉપર કવચિત્ જ ધ્યાન આપે છે. આવું ધ્યાન આપવું, તેને તેઓ પરમાર્થથી ભ્રષ્ટ થવું સમજે છે. વસ્તુતઃ તો આવું ધ્યાન ન આપનારાઓ જ પરમાર્થથી ભ્રષ્ટ રહેલા હોય છે. રેતીના પાયાવાળા મકાનઉપર સાત માળ બાંધી સાતમે માળે આવતી પવનની મીઠી લહરીઓનો નિરાંતે આનંદ લેવાના તેઓ ઉત્સુક હોય છે.

શરીરમાં બળ ક્યાં ઉત્પન્ન થાય છે, તથા કેવી ક્રિયાઓથી તેનો નાશ થાય છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરો. મન એ શું છે, તેના કયા વ્યાપાર સુખના હેતુ છે, અને કયા દુઃખના હેતુ છે, કયા બળને વધારનારા છે, અને કયા બળનો ક્ષય કરનારા છે, તે જાણો. શ્વાસ લેવાની કળા સિદ્ધ કરો. શ્વાસ લેતાં અને મૂકતાં બરાબર નથી આવડતો, તો કેવી હાનિ થાય છે, તે તમારૂં આત્મજ્ઞાન તમને શીખવવાનું નથી. તે બરાબર આવડ્યાવિના ગીતાની કે પંચદશાની આવૃત્તિઓ કર્યા કરવાથી આત્માના પ્રદેશસુધી પહોંચવાની જો તમે આશા રાખી હશે તો તે વેવલાં છે, એમ જાણજો. ખાવાનું પણ હજી તમારે શીખવાનું છે, એ તમે જાણો છો? આ તમારૂં વ્યાસની માણજેવું પેટ શાથી થયું છે, એ તમે જાણો છો? કેમ ખાવું, શું ખાવું, ક્યારે ખાવું, કેટલું ખાવું, એ ન જાણવાથી પુરુષ છતાં તમારે સગર્ભા સ્ત્રીનો અવતાર ભોગવવો પડે છે. 'હું કોણ છું' એ પ્રશ્નનો ઉત્તર 'હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું' એવો, પ્રસન્ન થતા થતા તમે આપો છો, અને સ્વરૂપસંબંધમાં હવે મને લેશ પણ ભ્રાન્તિ થતી નથી, એમ જેને તેને કહો છો, પણ જમ્યા પછી તમારા પેટમાં વીંછીસુધા થાય છે, પ્રસંગે તમારે લોટા ભરવા પડે છે, પ્રસંગે કંઇ ધૂળધમાસ ફાકવું પડે છે, તેના ઉપાયનું તમને લેશ પણ જ્ઞાન નથી, અને પેટના શૂળઆગળ તમે ગરીબ ગાયજેવા થઇ જાઓ છો, એમ શાથી થાય છે, એનો તમે કોઇ દિવસ વિચાર કર્યો છે? ખાવાની કળાનું અજ્ઞાન હોવાથી તમારી આ દુર્દશા થઇ છે. તમે આવી કળાઓના જ્ઞાનને ભલે બંધનકર્તા માનતા હો, પણ હાલ તો તેનું અજ્ઞાન જ તમને આત્માનું 'નિર્ભ્રાન્ત જ્ઞાન' હોવા છતાં બંધનમાં રાખે છે, એ સુપ્રસિદ્ધ છે.

વિદ્વાનોએ એવો નિર્ણય કર્યો છે કે ખાવાની કળાનું જ્ઞાન ન હોવાથી મનુષ્યો પોતાના બે તૃતીયાંશ બળનો વ્યર્થ ક્ષય કરી નાંખે છે.

ઉંઘવાની પણ એક કળા છે, પણ તેનું પણ કેટલા થોડાને જ્ઞાન છે! રાત્રે સારી ઉંઘ ન આવવાથી આપણને બળની કેટલી બધી હાનિ થયેલી ભાસે છે! લગભગ બધા જ મનુષ્યો એવું માને છે કે ખાવાથી શરીરમાં બળ આવે છે, અને તેથી તેઓ આંખો મીંચીને ખા ખા કરે છે, તથા વધારે ખવાય તો વધારે બળ આવે, એમ માની, વધારે ખાઇ શકાય એવા ઉપાયોને જ્યાં ત્યાં શોધતા ફરે છે; પણ ખાવાથી શરીરમાં જરા પણ બળ આવતું નથી, એ વાત જો તેઓએ શરીરનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો હોત તો તેઓ જાણ્યાવિના ભાગ્યે જ રહ્યા હોત. બળ ખાવાથી નથી આવતું, પણ ઉંઘવાથી આવે છે. મનુષ્યને પુષ્કળ ખાવાનું આપવામાં આવે, પણ જો તેને એક ક્ષણ પણ ઉંઘવા દેવામાં ન આવે તો તે દુર્બળ થઇને મરી જવાનો.

ખાતાં શીખો, શ્વાસ લેતાં શીખો, ઉંઘતાં શીખો, બળનો સંચય કરતાં શીખો.

દવા એ આદર છે, દવા એ પ્રોત્સાહન છે, દવા એ આરોગ્ય છે, દવા એ ઉત્પાદક સામર્થ્ય છે, અને દવા એ સર્વ પ્રકારના આધિ તથા વ્યાધિને ટાળનાર અમૃતરસ છે.

પુષ્કળ હવાને શ્વાસમાં લેવાથી બળનો ક્ષય થતો નથી પણ ઉલટી બળની વૃદ્ધિ થાય છે, પરંતુ પુષ્કળ ખાવાથી તો બળનો ક્ષય થાય છે, અને શરીરમાં રોગ કરનાર વિષની ઉત્પત્તિ થાય છે. જરૂરકરતાં એક આસસરખો પણ વધારે ખાવાથી બળનો ક્ષય છે, એ શાસ્ત્રના પારને પામેલા વિદ્વાનો પણ જાણતા હોતા નથી, એનું કારણ એ કે શરીરનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું મનુષ્યનું, આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા જેટલું જ કર્તવ્ય છે, એ તેઓએ જાણેલું હોતું નથી.

ખાવામાં મિતાહારી થાઓ, અને યોગ્ય પદાર્થોને જ જઠરમાં નાંખો, અને વ્યાધિની ફરીયાદ કરવાનું તમારે કશું જ કારણ નહિ રહે. મિતાહારી થવાથી શરીરના બળનો ક્ષય થતો નથી, અને આ બળ કોઇ પણ વ્યાધિને શરીરમાં પ્રકટવા દેતું નથી. પણ મિતાહારી એટલે શું ? સોમાં નવ્વાણુ મનુષ્યો પોતાને મિતાહારી માને છે, પણ સઘળા જ અમિતાહારી હોય છે. તમે જો મગજની મહેનત કરનારા હશો તો હાલ તમે જેટલું ખાઓ છો તે તમારે જેટલું ખાવું જોઇએ, તેના કરતાં પાંચગણું અથવા સાતગણું વધારે છે; અને જો તમે શારીરિક મહેનત કરનારા હશો તો હાલ તમે જેટલું ખાઓ છો તે તમારે જેટલું ખાવું જોઇએ, તેના કરતાં બમણું અથવા ત્રમણું વધારે છે. તમને આ વચન તદ્દન ગાંડાઇભરેલું લાગે છે, નહિ વારૂં ? પરંતુ તે સત્ય છે. શારીર શાસ્ત્રથી તે સિદ્ધ થયેલું છે, અને તમે ઉત્તમ આરોગ્ય ભોગવતા નથી, અને થોડે થોડે દિવસે કોઈ ને કોઇ વ્યાધિની ફરીયાદ કરો છો, એ તેનું સબળ પ્રમાણ છે.

વિચારના સંબંધમાં પણ આપ્રમાણે જ બળનો ક્ષય કરતા અટકો. નજરમાં આવે તેવા વિચારો ન કરો. કોઈ યોગ્ય માર્ગમાં, ઉદ્દેશપૂર્વક વિચારને વાળ્યા કરો, અને પ્રતિદિન તમારામાં બળની વૃદ્ધિ થયેલી તમને સમજાશે.

પથારીમાં માંદા પડીને ત્રણ ચાર મહિના પડ્યા રહેવા કરતાં અથવા માંદા પડીને હવા ફેરને માટે લાનોલી, માથેરાન કે ડુમસ બે ત્રણ મહિના જવા કરતાં દરરોજ ખુલ્લી હવામાં ફરવા જાઓ, સાત આઠ કે દશ માઇલ ચાલો, દીર્ઘ શ્વાસપ્રશ્વાસ કરો, અને બળથી શરીરને ભરો.

સ્મરણમાં રાખો કે રાત્રે દશ વાગે ભજીયાં, પુરી, ચેવડો, બરફી, પેંડા, જલેબી, ચાહા, કોફી, દુધ, આઇસ્ક્રીમ, તમાકુ, દારૂ, કે એવી જ બીજી વસ્તુઓથી જઠરને તડાતુમ કરવાથી, અને પછી બીજે દિવસે અગીયાર વાગતાં સુધી ઉંઘ્યા કરવાથી શરીરમાં બળ આવતું નથી. આ સર્વ બળનો ક્ષય થવાના માર્ગ છે.

શરીરના અને મનના સ્વરૂપનો અભ્યાસ કરી, શાથી તેઓની ઉન્નતિ થાય છે, તે જાણો, અને પછી નિયમિત વર્તન કરી, બળવાન્ થાઓ. ત્યારે જ તમે જે આત્મજ્ઞાનની શાસ્ત્રમાત્ર સ્તુતિ કરે છે, તેના અધિકારી થશો, અને તેને પ્રાપ્ત કરી સર્વોત્કૃષ્ટ પદમાં વિરાજશો.

---

## સ્વભાવાદિની પરીક્ષા અધ્યાત્મવિદ્યાના ઉપાસકને લાભકારક નથી.

પાશ્ચાત્ય પ્રજામાં થોડાં વર્ષો થયાં કેટલાક વિદ્વાનો, આપણા ગ્રહો જોઇને અથવા આપણા નામના અક્ષરોઉપરથી, અથવા આપણા લખેલા અક્ષરોના મરોડઉપરથી આપણા સ્વભાવની, ગુણની, તથા લક્ષણોની પરીક્ષા કરે છે. કેટલાક, આ ઉપરાંત આપણા જીવનમાં બની

જ્ઞાનવાન્ હશો તોપણ તમે જે જાણો છો તેનાથી ચઢીયાતી વિદ્યા અને જ્ઞાન છે, અને તે ચઢીયાતી વિદ્યા અને જ્ઞાનની સાથે સરખાવતાં આજે જે તમે જાણો છો, તે અસત્ય અર્થાત્ ઉતરતા પ્રકારનું છે. ચઢીયાતી વિદ્યા અને જ્ઞાનની પ્રાપ્તિને માટે, આજે જે ઉતરતા પ્રકારની વિદ્યા અને જ્ઞાન તમને પ્રાપ્ત છે, તેનો તમારે ત્યાગ કરવો જ જોઇએ. ઉંચા નિશ્ચયોની ભૂમિકામાં પ્રવેશ કરવાને માટે તમારે તમારા આજના નિશ્ચયો બદલવા જોઇએ; તેમ તમે નથી કરતા, અને ગ્રહણ કરેલા નિશ્ચયોના પુંછડાને પકડીને જ બેશી રહ્યા છો, તો તમારી ઉન્નતિ અટકે છે, એટલું જ નહિ, પણ પશુના પુંછડાને પકડી રહેનારને જેમ પશુની ઘણી લાતો ખાઇને આખરે તેનું પકડેલું પુંછડું છોડવું પડે છે, તેમ આજના નિશ્ચયોને જ કેવળ સત્ય માની તેમને પકડી રહેનાર અને આગળ ન વધનારને અનેક દુઃખો સહન કરીને આખરે ઉંચે ચઢવું પડે છે. આથી જ પ્રિય હૃદય! મારા નિશ્ચયોમાં હું નિરંતર બદલાતો ચાલું છું, અને ભવિષ્યમાં અત્યંત વેગથી બદલાવા ઇચ્છું છું. તમને તમારા સ્વીકારેલા નિશ્ચયોમાં જ જીવનના અંતપર્યંત પડી રહેવું પ્રિય લાગતું હોય તો તમારી સ્વતંત્રતાની આડે આવવા મારી લેશ પણ ઇચ્છા નથી. મારા નિશ્ચયો કે વિચારો સ્વીકારવાનો હું કોઇને આગ્રહ કરતો નથી. જેમ કુશળ વ્યાપારી પોતાનો ઉત્તમ માલ ગ્રાહકોની દૃષ્ટિએ પડે તેમ પોતાના પણ્યગૃહ (દુકાન) માં યુક્તિપૂર્વક ગોઠવે છે, તેમ મારા વિચારાદિને મને પ્રાપ્ત કુશલતાપ્રમાણે હું મહાકાલમાં સ્થાપું છું. જેમને તે આકર્ષક ભાસે તે ભલે તેમનો સ્વીકાર કરો; ન ભાસે તે ભલે તેમનો અનાદર કરો.

—અન્ય સજ્જન ઉદ્દગાર કાઢે છે, 'મહાકાલમાં હવે પિષ્ટપેષણ બહુ આવે છે.' પ્રિય આત્મન! ઉપરના સજ્જનને જ્યારે હું બદલાતો ભાસું છું, અને પૂર્વના નિશ્ચયોથી જૂદા પ્રકારના જ નિશ્ચયો દર્શાવતો જણાઉં છું, ત્યારે તમને હું તેનો તે જ વેષ લેઇને, ઘડી ઘડી કંટાળો ઉપજે એવી રીતે, આવતો દેખાઉં છું. તમે ગરુડની ગતિથી ગગનમાં ઉડનારા જણાઓ છો, અને તેથી મહાકાલ તમને સમડીની પેઠે તેટલા ને તેટલા જ આકાશમાં ફરી ફરીને ગોળ ચકરડાં મારતું જણાય છે. પ્રિય આત્મન્! ઉંચે અને ઉંચે અધિક વેગથી ઉડ્યા જાઓ. મહાકાલથી અનેકગુણ ચઢીયાતા લેખોના તમે અધિકારી છો.

—ગગનમાં ઉંચે અને ઉંચે ઉડવાના સામર્થ્યવાળા, પુર્વોક્ત સજ્જનના જેવા, જેમ મહાકાલમાં પિષ્ટપેષણને જોનારા એક પક્ષે ઉચ્ચ અધિકારીઓ છે, તેમ અન્ય પક્ષે, **दर्वी पाकरसं यथा** એ વચનાનુસાર કડછીની પેઠે સમગ્ર રસોઇમાં ફરી વળવા છતાં એક પણ પાકના સ્વાદને ન જાણનારા અન્ય પ્રકારના પણ અધિકારીઓ હોય છે, અને તેઓને પણ મહાકાલમાં આવતા લેખો પિષ્ટપેષણજેવા ભાસે છે. આવા મનુષ્યો કર્તવ્યબુદ્ધિથી રહિત હોય છે. તેઓ પોતે જે માર્ગે પ્રયાણ કરે છે, તેથી વધારે સારો, વ્યવહાર કે પરમાર્થ સાધવાનો માર્ગ હોવાનો સંભવ માનતા નથી. આથી તેઓ, કોઈ પણ વિષયમાં શું નવું આવ્યું છે, તે જોવાને ખાતર જ તેના ઉપર દૃષ્ટિ ફેરવી જાય છે. આથી કર્તવ્ય બુદ્ધિવાળા પુરુષને જ્યારે એક વિષયમાં પોતાના કર્તવ્યમાં મદદ કરનાર કાંઇ ને કાંઇ નવી યુક્તિ કે વિચાર જડી આવે છે, ત્યારે આ મનુષ્યને તેવું કંઇ પણ નજરે ચઢતું નથી; અને તેથી તેને આખો વિષય પિષ્ટપેષણજેવો ભાસે છે.

—વ્યવહારોપયોગી તથા પરમાર્થોપયોગી વિષયોને લખનારા કુશળ પુરુષો વિશેષે કરીને મનના સ્વરૂપને જાણનારા હોય છે. જે વાર્તાનો કલ્યાણસાથે સાક્ષાત્ સંબંધ હોય છે, તે

તેની ઉત્તમતા કેટલી છે તે જ તેને જણાવો, અને તે ઉત્તમતાને બહાર પ્રકાશમાં લાવવા તેને પ્રેરો. તેને જણાવો કે તારૂં ભવિષ્ય તારા પોતાના જ હાથમાં છે, અને તું જેવો થવા ધારીશ, તેવો થવાનું તારામાં પૂર્ણ સામર્થ્ય છે.

તમારી જન્મોતરી કોઇએ કરી હોય, અથવા તમારા સ્વભાવની તમે કોઇપાસે પરીક્ષા કરાવી હોય અને તમને એવું જણાવવામાં આવ્યું હોય કે તમારી કશી જ ઉન્નતિ થવાની નથી, અને તમે જગતમાં કશી જ મહત્તા પ્રાપ્ત કરી શકવાના નથી, તો તે વાતને કદી પણ માનતા નહિ. તમારી જેવી ઉન્નતિ તમારે કરવી હશે, અને જગતમાં જેટલી મહત્તા તમારે પ્રાપ્ત કરવી હશે, તે પ્રાપ્ત કરવાનું તમારામાં સામર્થ્ય છે. તમારૂં ભવિષ્ય આટલી જ મર્યાદાવાળું છે, એવું કંઇ જ નથી. પ્રયત્ન કરવાની જ તમારે અગત્ય છે. તમારામાં ઈશ્વરત્વ છે એવું દૃઢ શ્રદ્ધાથી માનો, અને તે ઈશ્વરત્વતરફ દૃષ્ટિ રાખી તેને પ્રકટાવવા યથાશક્તિ પ્રયત્ન કરો. ઉત્તર દિશામાં જવા ઇચ્છનાર જેમ ઉત્તરમાં મુખ કરે છે અને તે દિશામાં ચાલવા માંડે છે, તેમ તમે પણ તમારી દૃષ્ટિ તમારા ઈશ્વરત્વપ્રતિ રાખો, અને તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરો. દક્ષિણ દિશામાં મુખ કરનાર જેમ ઉત્તરમાં જઈ શકતો નથી, તેમ જીવત્વને જોનાર અને જીવત્વના દોષોપ્રતિ દૃષ્ટિ રાખનાર પોતાના ઈશ્વરત્વને પોતાનામાં પ્રકટાવી શકતો નથી. અને જન્મોતરીઓ, સ્વભાવપરીક્ષા, એ વગેરે મનુષ્યનું મુખ જીવત્વભણી રાખનાર હોવાથી અધ્યાત્મવિદ્યાના ઉપાસકને તે લાભકારક નથી.

---

# प्रासंगिक उक्तिओ.

—એક સજ્જન લખે છે, 'તમે એક નિશ્ચય આજે પ્રતિપાદન કરો છો, તો કાલે વળી તેથી જૂદા પ્રકારનો જ નિશ્ચય પ્રતિપાદન કરો છો. આજે તમે એક બાબતને વખોડો છો, તો કાલે વળી તેને જ વખાણો છો. તમારા મનની અર્થાત્ નિશ્ચયોની આ પ્રકારની અસ્થિરતા અનેક પ્રસંગે મારાં અવલોકવામાં આવી છે.' પ્રિય હૃદય ! તમારૂં કહેવું કેવળ સત્ય છે. હું નિરંતર બદલાતો જ ચાલું છું. કદી પણ ન બદલાય એવી અવિક્રિય સ્થિતિને માટે મારો અને આખા જગત્નો પ્રયત્ન છે, અને જ્યાં સુધી એવી સ્થિતિ કે જે **પરમાત્માથી** અભિન્ન છે, તે મને તથા આખા વિશ્વને નહિ પ્રાપ્ત થાય ત્યાં સુધી તે નિરંતર બદલાતું જ ચાલવાનું. જે મોડો અથવા બહુ વિલંબે બદલાય છે, તેની ઉન્નતિ બહુ મોડી થાય છે. હું ઇચ્છું છું કે હું અને તમે ક્ષણે ક્ષણે બદલાતા ચાલીએ. શું તમે નથી અવલોક્યું કે જળનો પ્રવાહ જેમ વેગથી પોતાનું સ્થાન બદલતો આગળ ચાલે છે, તેમ તે અધિક શુદ્ધ થાય છે? બીજક બદલાઇને અંકુર થાય છે, અંકુર બદલાઇને છોડ થાય છે,' છોડ બદલાઇને વૃક્ષ થાય છે. બાળક બદલાઈને કુમાર થાય છે, કુમાર બદલાઇને યુવક થાય છે, યુવક બદલાઇને પુખ્ત વયનો મનુષ્ય થાય છે. તુરો મરવો બદલાઇને ખાટી કેરી થાય છે, અને ખાટી કેરી બદલાઇને પાકી ગળી કેરી થાય છે. શું તમે બાળકને બાળકના જ રૂપમાં, બીજકને બીજકના જ રૂપમાં અને મરવાને મરવાના જ રૂપમાં સર્વદા રાખી રહેવા ઇચ્છો છો? સત્યની પણ ભૂમિકાઓ છે. બાલ્યાવસ્થામાં જે સત્ય હોય છે, તે કુમાર અવસ્થામાં અસત્ય ભાસે છે, કુમાર અવસ્થામાં જે સત્ય ભાસે છે, તે યુવાવસ્થામાં અસત્ય ભાસે છે, અને યુવાવસ્થામાં જે સત્ય જણાય છે, તે પુખ્ત વયમાં અસત્ય જણાય છે. તમે આજે ગમે તેવા વિદ્વાન્ કે

જ્ઞાનવાન્ હશો તોપણ તમે જે જાણો છો તેનાથી ચઢીયાતી વિદ્યા અને જ્ઞાન છે, અને તે ચઢીયાતી વિદ્યા અને જ્ઞાનની સાથે સરખાવતાં આજે જે તમે જાણો છો, તે અસત્ય અર્થાત્ ઉતરતા પ્રકારનું છે. ચઢીયાતી વિદ્યા અને જ્ઞાનની પ્રાપ્તિને માટે, આજે જે ઉતરતા પ્રકારની વિદ્યા અને જ્ઞાન તમને પ્રાપ્ત છે, તેનો તમારે ત્યાગ કરવો જ જોઇએ. ઉંચા નિશ્ચયોની ભૂમિકામાં પ્રવેશ કરવાને માટે તમારે તમારા આજના નિશ્ચયો બદલવા જોઇએ; તેમ તમે નથી કરતા, અને ગ્રહણ કરેલા નિશ્ચયોના પુંછડાને પકડીને જ બેશી રહો છો, તો તમારી ઉન્નતિ અટકે છે, એટલું જ નહિ, પણ પશુના પુંછડાને પકડી રહેનારને જેમ પશુની ધણી લાતો ખાઇને આખરે તેનું પકડેલું પુંછડું છોડવું પડે છે, તેમ આજના નિશ્ચયોને જ કેવળ સત્ય માની તેમને પકડી રહેનાર અને આગળ ન વધનારને અનેક દુઃખો સહન કરીને આખરે ઉંચે ચઢવું પડે છે. આથી જ પ્રિય હૃદય ! મારા નિશ્ચયોમાં હું નિરંતર બદલાતો ચાલું છું, અને ભવિષ્યમાં અત્યંત વેગથી બદલાવા ઇચ્છું છું. તમને તમારા સ્વીકારેલા નિશ્ચયોમાં જ જીવનના અંતપર્યંત પડી રહેવું પ્રિય લાગતું હોય તો તમારી સ્વતંત્રતાની આડે આવવા મારી લેશ પણ ઇચ્છા નથી. મારા નિશ્ચયો કે વિચારો સ્વીકારવાનો હું કોઇને આગ્રહ કરતો નથી. જેમ કુશળ વ્યાપારી પોતાનો ઉત્તમ માલ ગ્રાહકોની દૃષ્ટિએ પડે તેમ પોતાના પણ્યગૃહ (દુકાન) માં યુક્તિપૂર્વક ગોઠવે છે, તેમ મારા વિચારાદિને મને પ્રાપ્ત કુશલતાપ્રમાણે હું મહાકાલમાં સ્થાપું છું. જેમને તે આકર્ષક ભાસે તે ભલે તેમનો સ્વીકાર કરો; ન ભાસે તે ભલે તેમનો અનાદર કરો.

—અન્ય સજ્જન ઉદ્દગાર કાઢે છે, 'મહાકાલમાં હવે પિષ્ટપેષણ બહુ આવે છે.' પ્રિય આત્મન ! ઉપરના સજ્જનને જ્યારે હું બદલાતો ભાસું છું, અને પૂર્વના નિશ્ચયોથી જૂદા પ્રકારના જ નિશ્ચયો દર્શાવતો જણાઉં છું, ત્યારે તમને હું તેનો તે જ વેષ લેઇને, ઘડી ઘડી કંટાળો ઉપજે એવી રીતે, આવતો દેખાઉં છું. તમે ગરુડની ગતિથી ગગનમાં ઉડનારા જણાઓ છો, અને તેથી મહાકાલ તમને સમડીની પેઠે તેટલા ને તેટલા જ આકાશમાં ફરી ફરીને ગોળ ચકરડાં મારતું જણાય છે. પ્રિય આત્મન્ ! ઉંચે અને ઉંચે અધિક વેગથી ઉડ્યા જાઓ. મહાકાલથી અનેકગુણ ચઢીયાતા લેખોના તમે અધિકારી છો.

—ગગનમાં ઉંચે અને ઉંચે ઉડવાના સામર્થ્યવાળા, પૂર્વોક્ત સજ્જનના જેવા, જેમ મહાકાલમાં પિષ્ટપેષણને જોનારા એક પક્ષે ઉચ્ચ અધિકારીઓ છે, તેમ અન્ય પક્ષે, **दर्वी पाकरसं यथा** એ વચનાનુસાર કડછીની પેઠે સમગ્ર રસોઇમાં ફરી વળવા છતાં એક પણ પાકના સ્વાદને ન જાણનારા અન્ય પ્રકારના પણ અધિકારીઓ હોય છે, અને તેઓને પણ મહાકાલમાં આવતા લેખો પિષ્ટપેષણજેવા ભાસે છે. આવા મનુષ્યો કર્તવ્યબુદ્ધિથી રહિત હોય છે. તેઓ પોતે જે માર્ગે પ્રયાણ કરે છે, તેથી વધારે સારો, વ્યવહાર કે પરમાર્થ સાધવાનો માર્ગ હોવાનો સંભવ માનતા નથી. આથી તેઓ, કોઇ પણ વિષયમાં શું નવું આવ્યું છે, તે જોવાને ખાતર જ તેના ઉપર દૃષ્ટિ ફેરવી જાય છે. આથી કર્તવ્ય બુદ્ધિવાળા પુરુષને જ્યારે એક વિષયમાં પોતાના કર્તવ્યમાં મદદ કરનાર કાંઇ ને કાંઇ નવી યુક્તિ કે વિચાર જડી આવે છે, ત્યારે આ મનુષ્યને તેવું કંઇ પણ નજરે ચઢતું નથી; અને તેથી તેને આખો વિષય પિષ્ટપેષણજેવો ભાસે છે.

—વ્યવહારોપયોગી તથા પરમાર્થોપયોગી વિષયોને લખનારા કુશળ પુરુષો વિશેષે કરીને મનના સ્વરૂપને જાણનારા હોય છે. જે વાર્તાનો કલ્યાણસાથે સાક્ષાત્ સંબંધ હોય છે, તે

વાર્તાને અંતઃકરણમાં અત્યંત ઉંડી દસાવવાની આવશ્યકતાને તેઓ સારી રીતે સમજે છે, અને તેથી તે વાતને તેઓ અનેક યુક્તિથી અધિકારિઓની દૃષ્ટિસમીપ આણે છે. તેમનો આ પ્રયત્ન કર્તવ્યબુદ્ધિરહિત મનુષ્યોને પિષ્ટપેષણજેવો ભાસે છે, કારણ કે લોખંડની મેખ જેમ લાકડામાં જ વાગે છે, કંઇ વજ્રમાં વાગતી નથી, તેમ સાધનનો ઉપદેશ અધિકારિજનોના અંતઃકરણને જ સ્પર્શ કરે છે, કંઇ કર્તવ્યબુદ્ધિરહિત મનુષ્યને સ્પર્શ કરતો નથી. તેના અંતઃકરણને તો તે અથડાઇને ઉલટો દૂર જ જાય છે. વળી અધિકારિજનોના અંતઃકરણમાં પણ કર્તવ્યનો ઉપદેશ જેમ લાકડામાં ખીલો એક વાર હથોડો મારવાથી ઉંડો પેશી જતો નથી, પણ ઘણા ઘા માર્યા પછી જ ઉંડો પેશી જાય છે, તેમ એક વારના પ્રયત્નથી દસતો નથી, પણ અનેક વારના પ્રયત્નથી દસે છે; અને તેથી તેઓને તે વાત અનેક વાર કહેવાની જરૂર હોય છે. પરંતુ આ નિયમને ન જાણનાર કર્તવ્યબુદ્ધિરહિત મનુષ્યો આવા પ્રયત્નને પિષ્ટપેષણ ગણે છે.

—મહાકાલના સંબંધમાં આપ્રમાણે મનુષ્યો પોતપોતાના દૃષ્ટિબિંદુથી ભલે જેમ ફાવે તેમ બોલે, પરંતુ એટલું તો સિદ્ધ છે કે જ્યારે સોમાં એક મનુષ્ય તેના સંબંધમાં પ્રતિકૂળ ઉદ્‌ગાર કાઢે છે, ત્યારે નવ્વાણુ પુરુષો તેનાથી પોતાને લાભ થયેલો જ જણાવે છે. આવા સેંકડો પત્ર અમારા પ્રતિ નિત્ય આવે છે, પરંતુ સૂર્યના પ્રકાશને દર્શાવવાને મશાલની અપેક્ષા નહિ હોવાથી અમે તેમને પ્રકટ કરવાની મિથ્યા પ્રવૃત્તિમાં પડતા નથી.

—આમ છતાં મહાકાલના વાચકોની સંખ્યા ઘણા મોટા પ્રમાણમાં આવતા વર્ષથી વધારવાનો અમારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે. અમારી માનસિક દૃષ્ટિથી તે સંખ્યા વધી ગયેલી અમે હમણા જ જોઇએ છીએ.

—આશ્વિનનો અંક નીકળી ગયા પછી વર્ષ સમાપ્ત થશે. આવતા વર્ષનો કાર્તિક માસનો અંક, નિયમપ્રમાણે પ્રત્યેક સુજ્ઞ ગ્રાહકપ્રતિ વી. પી. થી મોકલવામાં આવશે. વી. પી. કરવાનો આરંભ માર્ગશીર્ષ શુદિ બીજથી થશે. મની ઓર્ડરથી લવાજમ મોકલવા કૃપા કરનાર સજ્જનોને કાર્તિક વદિ ૧૦ સુધીમાં પોતાનું લવાજમ મોકલવા વિનવવામાં આવે છે. વી. પી. કરી દીધાપછી ઘણા સજ્જનો મની ઓર્ડરથી લવાજમ મોકલે છે, અને વી. પી. પાછું વાળે છે. આવા મનુષ્યોએ જો મની ઓર્ડર કરવો જ હોય તો વેળાસર કરવા કૃપા કરવી; નહિ તો વી. પી. આવવાની શાંતિથી વાટ જોવી. મની ઓર્ડર કરવામાં ગ્રાહકોને એક લાભ એ છે કે લવાજમ મોકલ્યાની તેમની પાસે પહોંચ રહે છે. જેઓને આવતા વર્ષથી ગ્રાહક ન રહેવું હોય તેઓ અગાઉથી ખબર આપવા કૃપા કરશે, એવી આશા છે.

—દીપોત્સવીપૂર્વે, બે ઉત્તમ ગ્રંથો પ્રસિદ્ધિમાં મૂકવા અમે સમર્થ થઇશું, એ શુભ વર્તમાન વાચક સજ્જનોને જણાવતાં અમને અત્યંત આનંદ થાય છે. સદુપદેશશ્રેણીના આજસુધી પ્રકટ થયેલા વિભાગોમાં આવતાં પદ્યોને ગ્રંથના રૂપમાં છુટાં છપાવવા અમને વારંવાર અનેક સજ્જનોતરફથી સૂચવવામાં આવતું હતું, પરંતુ યથેચ્છ અવકાશના અભાવે તે સૂચનાનુસાર વર્તન કરવા અમે આજ સુધી સમર્થ થઇ શક્યા ન હતા. ઇશ્વરેચ્છાથી હાલ અમે તે કાર્ય કરવા સમર્થ થયા છીએ, અને દીપોત્સવીપૂર્વે જ **શ્રીસુધાસ્રોતસ્વિની-દ્વિતીય કલ્લોલ**, તથા **શ્રીઉપેન્દ્રગિરામૃત-પ્રથમ પરિવાહ** એ નામના બે ગ્રંથો અમે પ્રસિદ્ધિમાં મૂકી શકીશું. પ્રથમ ગ્રંથમાં મારાં તથા દ્વિતીય ગ્રંથમાં **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનાં** પ્રથમથી તે ત્રેવિશમી શ્રેણીસુધીમાં જે જે પદ્યો આવ્યાં છે, તે સર્વેનો સમાવેશ

કરવામાં આવ્યો છે. બને ગ્રંથો ઘણા મોટા થયા છે, તથા તેમને સોનેરી ગિલ્ટવાળા અક્ષરોથી અંકિત પાકાં પુંઠાંથી બાંધવામાં આવનાર છે. પ્રત્યેકનું મૂલ્ય દોઢ રૂપૈયો રાખવામાં આવ્યું છે. ગ્રંથમાં ઘણું કરીને છબી પણ મૂકવામાં આવનાર છે.

—આ વિના, એક ત્રીજો ગ્રંથ પણ આ જ સંધિમાં પ્રકટ કરવામાં આવનાર છે. તેનું નામ હું તમને આજથી કહીશ નહિ, કારણ કે તેનું નામ જ એવું છે કે તે સાંભળીને તમારા મુખમાં પાણી આવશે; અને આપ્રમાણે આજથી તમને તેનો મોહ લગાડીને તે પ્રકટ થતા સુધી તમને ટટળાવ્યા કરવા, એ મને ઉચિત જણાતું નથી. 'પણ એ ગ્રંથ છે શા સંબંધી, તે તો કહો' એવું તમારામાંથી કોઈ મને પૂછતું હોય, એમ હું સાંભળું છું. પણ આહ! તે હું કહું ત્યારે તો તમે બધું જ જાણી જાઓ તો! પણ એટલું તો હું તમને કહીશ કે એ ગ્રંથ એક વાર... ... ...અરે! પણ હું આ શું કરૂં છું. જે એક માસ પછી જણાવવાનું છે, તે આજે જ બોલી બેસું છું. હશે, ત્યારે આવતે માસ જ સાંભળજો.

—વળી એક ચોથી આનંદદાયક વાર્તા છે. મને તે કહેવાની રજા છે કે કેમ, તે હું જાણતો નથી; પણ હું અનુમાન કરૂં છું કે નથી જ, અને તોપણ મારાથી તમારા પ્રતિના પ્રેમને લીધે બોલી જવાયું! આનંદની વાતમાં પોતાના મિત્રોને ભાગ આપવાનું કોને મન નથી થતું? તમારામાંના કેટલાક ધનની ઝંખના કરનારા સુતા હશે ત્યાંથી બેઠા થશે, અને લાંબી ડોક કરીને સાંભળવાને તૈયાર થશે કે અમેરિકાના શેરનું વ્યાજ વહેંચવાના સમાચાર તો હું નથી લાવ્યો! એ સમાચારની તમને બહુ ઝંખના છે, તો કોઈ દિવસ તે હું તમને જણાવીશ. અગસ્ત્યના વાયદા જાણશો નહિ હો કે? તમારામાંના કેટલાક, તેને અગસ્ત્યના વાયદા ગણે છે, તે હું સારીપેઠે જાણું છું; પણ જગતનું તંત્ર તેમના હાથમાં નથી, એટલું સારૂં છે. વ્યાજના સંબંધમાં ધૈર્ય ધરવા હું તમને કહેતો નથી. તમારા અંતઃકરણ ઉપર મારે શું કરવા સત્તા ચલાવવી પડે? કકળાણ કરીને ધૈર્ય ધરો કે પ્રસન્નતાથી ધૈર્ય ધરો; ફાવે તેમ કરો; દૈવી સત્તાએ તમને જે સમયે સંતોષ આપવો ધાર્યો છે, તે સમય આવે છે, એટલું જ હું જાણું છું. ક્યારે આવે છે, તે મને પૂછશો નહિ, કારણ કે હું તે જાણતો નથી. હું માત્ર એટલું જ જાણું છું કે તમારૂં દ્રવ્ય નિર્ભય સ્થળમાં છે, તમારા પ્રારબ્ધની સાથે તે જડાયલું છે, બ્રહ્મા પણ તેને તેનાથી વિખુટું પાડવા સમર્થ નથી, અને તમારૂં હાસ્ય કરનારાઓ જેને 'સોનાનાં ઝાડ' ઉછેરવામાં નાંખેલું ગણે છે, તે વસ્તુતઃ તેવાં ઝાડના રૂપને જ ધરતું જાય છે. પણ આ આડો પ્રસંગ બહુ ચાલ્યો, તેથી હવે બસ. હું તમને એ કહેતો હતો કે આપણી આનંદની વાર્તા આ સર્વથી જુદા પ્રકારની છે. તે સ્થૂલ ભૂમિકાની નથી, પણ માનસ ભૂમિકાની છે; લૌકિક નથી, પણ સૂક્ષ્મ છે; પદાર્થવિજ્ઞાનની નથી, પણ વિજ્ઞાનની છે; એ ઘડી મનોહર મનોમય વાટિકામાં વિજ્ઞાનની રમણીય મંદમંદ પવનની લહરીઓને ગ્રહણ કરવાના આનંદતુલ્ય છે. પાર્થિવ ભોગોથી આનંદ માનનારને કશા કામની નથી, પરંતુ પાર્થિવ ભાવના ગર્ભમાં રહેલા તત્ત્વને જાણનારને સુવર્ણના મહારાશિતુલ્ય છે. પણ સમય આવ્યે તમે તેને જોશો, તેમાં જ તમને અધિક આનંદ આવશે. આજે બધું કહી દઈને તમારા રસને હું તોડી નાંખવા ઇચ્છતો નથી.

—દીપોત્સવીના અનુપમ આનંદને તમે ભોગવો, અને દીપકોની પંક્તિથી જેમ રાત્રિનો અંધકાર નિવૃત્ત થાય છે, તેમ જ્ઞાનપ્રદીપથી તમારા હૃદયનો ક્વચિત્ રહેલો શેષ અંધકાર નિવૃત્ત થાઓ.

---




# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.




॥ ॐ श्रीं ॥

## शिखरे स्थिति.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૦૦ થી.)

(૮)

### શિખરઉપર આરોહણ કરવાના પગથીયાં.

અત્યાર સુધી આપણે શિખર એ શું છે, તથા ત્યાં સ્થિતિ કરનાર કેવા અનુપમ સુખાદિની પ્રાપ્તિ કરે છે, તે સંબંધમાં વિવિધ પ્રકારે વિચાર કર્યો. હવે આ શિખરઉપર ચઢવાનાં કોઇ પગથીયાં છે કે કેમ, અને જો છે તો તે કેવાં છે, તે સંબંધમાં વિચાર કરીએ.

દુઃખ તથા દુઃખના કારણનો લય, અને પરમસુખની પ્રાપ્તિ જે સ્થિતિમાં થાય છે, તે સ્થિતિને શિખરની સ્થિતિ ગણવામાં આવે છે. દુઃખમાત્રની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિ એ નામનું જે પરમપ્રાપ્તવ્ય સર્વ શાસ્ત્રો ગણે છે, તે આ જ સ્થિતિ છે; અને તેથી સત્શાસ્ત્રો જે ઉપાયોવડે આ પરમપ્રાપ્તવ્યની સિદ્ધિ વર્ણે છે, તે જ આ શિખરની સ્થિતિને પ્રાપ્ત કરવાના ઉપાયો છે.

વસ્તુતઃ તત્ત્વજ્ઞાન એ જ આ સર્વોત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત કરવાનું સાક્ષાત્ સાધન છે, તથાપિ ક્રિયા અને ભક્તિવડે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું હોવાથી, ક્રિયા, ભક્તિ અને તત્ત્વવિચાર એ ત્રણ. પરમપ્રાપ્તવ્યના મુખ્ય ઉપાય ગણાય છે.

ક્રિયામાં સંપૂર્ણ હઠયોગ તથા રાજયોગની ક્રિયાઓનો સમાવેશ થાય છે, ભક્તિમાં નવધા ભક્તિનો, તથા જપ નામના સ્વતંત્ર સાધનનો સમાવેશ થાય છે, અને તત્ત્વવિચારમાં શ્રવણ-મનનાદિ સાધનોનો સમાવેશ થાય છે.

આ સર્વ સાધનો સદ્ગુરુના આશ્રયમાં રહીને સુખેચ્છકે સાધવાનાં હોય છે, અને તેથી

સદ્‍ગુરુનું શરણ એ જ શિખરે સ્થિતિ કરવામાં સઉથી મુખ્ય સાધન છે, એમ સન્તાત્મો કહે છે, તે કેવળ સત્ય છે. આમ છતાં સર્વને સદ્‍ગુરુની પ્રાપ્તિ હોતી નથી, અને શિખરે સ્થિતિની તો ઘણાને ઇચ્છા હોય છે. આથી તેવા લોકોને અર્થે અત્ર કેટલાંક પગથીયાં દર્શાવવાં યોગ્ય ગણ્યાં છે,

અત્ર સ્પષ્ટ કરવાની અગત્ય છે કે આ પગથીયાં સદ્‍ગુરુની ગરજ સારે એમ નથી. સદ્‍ગુરુનું કાર્ય સદ્‍ગુરુ જ કરી શકે એમ છે. તોપણ જેમ યોગની સાંગોપાંગ સિદ્ધિ યોગી મહાત્મા જ કરાવી શકતા હોવા છતાં યોગના ગ્રંથો નિષ્ફળ ગણાતા નથી, તેમ સદ્‍ગુરુ જ શિખરે સ્થિતિ કરાવી શકતા હોવા છતાં આ લેખમાં દર્શાવેલાં પગથીયાં નિષ્ફળ ગણાય તેમ નથી. લક્ષણા કરાવવાનું તેનું કાર્ય છે, અને લક્ષણા કદાચ વસ્તુને તત્કાળ હસ્તગત નથી કરાવતી. તોપણ હસ્તગત થવાના ક્રમમાં તો મનુષ્યને મૂકે જ છે.

પ્રાચીન પુરુષોએ સર્વોત્તમ પ્રકારે વર્ણવેલાં ક્રિયા, ભક્તિ, તથા વિચારરૂપ પગથીયાંનું જ આ લેખમાં વર્ણન કરવાનો ઉદ્દેશ રાખ્યો નથી. તે પગથીયાં જેમને પ્રાપ્ત હોય, તેમણે તે દ્વારા જ શિખરે સ્થિત થવા પ્રયત્ન કરવો યોગ્ય છે. આ લેખમાં તો તે પગથીયાં જેમને પ્રાપ્ત નથી, અથવા પ્રાપ્ત છે તો જેમને તેની તે વાત કોઇ જૂદા રૂપમાં જાણવાની નિરંતર જિજ્ઞાસા હોય છે, તેવા પુરુષોને અર્થે, સ્વરૂપે એક છતાં બાહ્યથી અન્ય રૂપમાં ભાસતો કોઈ જૂદા પ્રકારનો ક્રમ વર્ણવવો યોગ્ય ધાર્યો છે. જેમની તે પ્રતિ અભિરુચિ પ્રકટે, તેમણે તે ગ્રહણ કરવો: અભિરુચિ ન પ્રકટે તેમણે તેની ઉપેક્ષા કરવી.

જે ઉચ્ચ પ્રદેશમાં પરમાત્માનો અનુભવ થાય છે, તે ઉચ્ચ પ્રદેશમાં પ્રયાણ કરવાને જ્યારે આપણે સજ્જ થઇએ છીએ ત્યારે ત્યાં જવાનાં અનેક પગથીયાં આપણી દૃષ્ટિએ પડે છે, અને આપણા માર્ગમાં આવતાં આ પગથીયાંઉપર ક્રમશઃ જો આપણે ચઢીએ છીએ તો આપણે અવશ્ય શિખરના પ્રદેશને પ્રાપ્ત કરીએ છીએ. આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે આ પગથીયાં ઘણાં છે, અને તેમાંના પ્રત્યેકઉપર યત્નિ આપણે આગળ ચાલવાનું છે. પ્રસંગે એક પગથીયું જે રૂપમાં ગઇ કાલે આપણે ભાસ્યું હોય તે રૂપમાં આજે ન ભાસે. તોપણ આપણા માર્ગમાં તે આવેલું હોવાથી આપણે તેનું અતિક્રમણ કરવું જ પડે છે. ઉચ્ચે જવાના માર્ગમાં આ પગથીયાંનું અનેક વાર આપણને દર્શન થાય છે; કોઇ વાર જે ક્રમમાં તેઓ આપણને પ્રતીત થાય છે, તેના કરતાં બીજી વાર કોઇ બીજા જ ક્રમમાં તેઓ આપણને પ્રતીત થાય છે. આથી કરીને આપણા ઊર્ધ્વ આરોહણમાં સમાનરૂપતા (monotony)થી આપણને કંટાળો ઉપજતો નથી, અને આપણા આત્માની પ્રત્યેક શક્તિઓનો જે પ્રકારે પૂર્ણ આવિષ્કાર થવો જોઇએ તે પ્રકારે થાય છે.

૧ જગતના તરફથી કશા પણ બદલાની આશા રાખ્યાવિના તમારામાં જે સર્વોત્તમ હોય તે જગતને આપો, અને તે પણ પ્રતિદિન અધિક અને અધિક પ્રમાણમાં આપો. આ પ્રકારે આપવાથી તમારા આત્માનો વિકાસ થશે, કારણ કે જે કંઇ ઉત્તમ પ્રકારનું આપવાનું હોય છે, તે આત્મામાંથી જ કાઢી કાઢીને આપવાનું હોય છે; અને પોતાનામાં રહેલાં ઉત્તમ રત્નોને જેમ અધિક પ્રમાણમાં અન્યને આપવાની આત્માને ફરજ પડે છે, તેમ તેમ તેનું દૈવી જીવન અધિક વિકાસને પામતું જાય છે. જે આત્મા અધિક આપે છે, તે પોતે અધિક શ્રીમાન્ થાય

છે; તેની શક્તિઓ અધિક વિકાસને પામે છે, અને આ વિકાસદ્વારા તેનામાં રહેલા ઈશ્વરત્વનો પ્રત્યેક અંશ બહાર પ્રકટ થાય છે. આધ્યાત્મિક જીવનનું સૌંદર્ય બહાર ખીલી આવે છે, આત્મા પ્રબુદ્ધ થાય છે, અને પ્રબુદ્ધ આત્મા જ શિખરઉપર આરોહણ કરી શકે છે. પણ આ દાન ખરા અંતઃકરણથી જ થવું જોઇએ; પ્રેમથી જ તે પ્રેરાયલું હોવું જોઇએ, અને પ્રેમ બીજાને આપે છે, તેનું કારણ બીજું કોઈ જ નથી પણ પ્રેમને આપવાનું જ ગમે છે એ જ છે.

૨ જગત્‌માં શુભને, સત્યને અને સૌંદર્યને જ જુઓ; અન્ય શબ્દોમાં કહીએ તો શુભની, સત્યની અને સૌંદર્યની જ સૃષ્ટિમાં રહો. નેત્રથી જેમ શુભને, સત્યને, અને સૌંદર્યને જ જુઓ તેમ મનમાં પણ તેમનો જ વિચાર કરો. જે કંઇ રમણીય હોય, સુંદર હોય, પૂર્ણ હોય, ઉચ્ચ હોય અને ઉત્કૃષ્ટ હોય, તેમના ઉપર જ મનને ફરવા દો; મનને આ સર્વનું જ અખંડ સંગી થવા દો. મન જેનો અખંડ સંગ સેવે છે, તેના જેવું જ તે થાય છે; અને સત્ય, શુદ્ધ, સુંદર, અને સાધુ મન જ શિખરઉપર આરોહણ કરી શકે છે. શિખરઉપર ચઢવાની ઇચ્છાવાળાં મને નિરંતર સુંદર વિચારોને જ સેવવા જોઇએ; સુંદર વિચારનાં કિરણોને જ પોતાનામાંથી દશે દિશાએ પ્રસારવાં જોઇએ; સુંદર વિચારરૂપી દેવોથી જ પોતાના મંદિરને ભરી કાઢવું જોઇએ. અને સુંદર વિચારો કોને કહે છે, તે તમે જાણો છો ? જે વિચારો પરમતત્ત્વના સૂચક હોય, જે વિચારો પરમાત્માનું ભાન કરાવતા હોય, જે વિચારો પરમાત્માની પ્રતિમારૂપ હોય, તે સર્વ સુંદર વિચારો કહેવાય છે. સત્શાસ્ત્રો આવા વિચારોને તત્ત્વવિચાર કહે છે; ઈશ્વરના મંગળમય સ્વરૂપનું વર્ણન કરનાર નામો, અથવા મંત્રો કહે છે; ઈશ્વરનાં સ્તોત્રો કહે છે, વગેરે. ઉર્ધ્વ આરોહણ કરનાર પુરુષ પરમેશ્વરનું ભાન કરાવનાર વિચારોને જ સેવે છે, અને આવા તાત્ત્વિક વિચારોની પાંખઉપર બેશીને તેઓ વેગથી ગગનમાં ઉડે છે, અને જ્યાં સૂર્યની પ્રભા પણ નિસ્તેજ દેખાય છે, એવા શિખરના પ્રદેશમાં પરમાત્માના ચરણકમળમાં સ્થિત થાય છે.

૩ તમે ચૈતન્યસ્વરૂપ છો, અને ચૈતન્યના અમર્યાદ દિવ્ય મહોદધિમાં નિરંતર રહો છો, અને તેમાં જ હરોફરો છો, એવું અખંડ ભાન રાખવાનો પ્રયત્ન કરો. ઈશસૃષ્ટિના તેજોમય પ્રકાશમાં, આ કાળે અને અહિં જ તમારી સ્થિતિ છે, એવું જાણો, અને નિરંતર આવા ઉચ્ચ ભાનપૂર્વક જ પ્રત્યેક વિચારને, ક્રિયાને અને વાણીના વ્યાપારને કરો. જે પરમાત્મા સર્વત્ર વ્યાપી રહ્યા છે, તેમાં આપણે રહીએ છીએ, અને હરીએ ફરીએ છીએ, એવું અખંડ ભાન કરવાનો પ્રયત્ન કરવાથી આપણો આત્મા પરમાત્માના અધિક અને અધિક નિકટ સંબંધમાં આવતો જાય છે. આમ થતાં આપણું શરીર, આપણું મન અને આપણો આત્મા અધિક અને અધિક પરમાત્માકાર થતો જાય છે. આપણી ઇંદ્રિયોમાંથી અને આપણી બુદ્ધિમાંથી અવિદ્યાના જડાદિ અંશો નિવૃત્ત થતા જાય છે, આપણાં નેત્રનાં પડળ નીકળી જાય છે, અને આ દુઃખરૂપ સંસારને સ્થાને સુખના મહાસાગરરૂપ સંસાર આપણી દૃષ્ટિએ પડે છે.

૪ પરમેશ્વર નિરંતર આપણી પાસે છે, આપણા પ્રાણથી પણ આપણી અધિક નિકટ છે, કારણ કે તે આપણા જીવનના પણ જીવન છે, એ મહાન્ સત્યને મતિમાં અખંડ આરૂઢ રાખીને તમારું જીવન ગાળવાનો પ્રયત્ન કરો. સર્વદા આ વિચારને તમારી માનસિક દૃષ્ટિથી જોયા કરો, અને પરમેશ્વરની નિકટમાં એટલા તો અધિક અને અધિક આવતા જાઓ કે તેમની દિવ્ય વિદ્યમાનતાના પ્રભાવનું તમને ભાન થાય. આથી તમારી આધ્યાત્મિક વૃત્તિ

સદ્‌ગુરુનું શરણ એ જ શિખરે સ્થિતિ કરવામાં સઉથી મુખ્ય સાધન છે, એમ સત્શાસ્ત્રો કથે છે, તે કેવળ સત્ય છે. આમ છતાં સર્વને સદ્‌ગુરુની પ્રાપ્તિ હોતી નથી, અને શિખરે સ્થિતિની તો ઘણાને ઇચ્છા હોય છે. આથી તેવા લોકોને અર્થે અત્ર કેટલાંક પગથીયાં દર્શાવવાં યોગ્ય ગણ્યાં છે,

અત્ર સ્પષ્ટ કરવાની અગત્ય છે કે આ પગથીયાં સદ્‌ગુરુની ગરજ સારે એમ નથી. સદ્‌ગુરુનું કાર્ય સદ્‌ગુરુ જ કરી શકે એમ છે. તોપણ જેમ યોગની સાંગોપાંગ સિદ્ધિ યોગી મહાત્મા જ કરાવી શકતા હોવા છતાં યોગના ગ્રંથો નિષ્ફળ ગણાતા નથી, તેમ સદ્‌ગુરુ જ શિખરે સ્થિતિ કરાવી શકતા હોવા છતાં આ લેખમાં દર્શાવેલાં પગથીયાં નિષ્ફળ ગણાય તેમ નથી. લક્ષણા કરાવવાનું તેનું કાર્ય છે, અને લક્ષણા કદાચ વસ્તુને તત્કાળ હસ્તગત નથી કરાવતી. તોપણ હસ્તગત થવાના ક્રમમાં તો મનુષ્યને મૂકે જ છે.

પ્રાચીન પુરુષોએ સર્વોત્તમ પ્રકારે વર્ણવેલાં ક્રિયા, ભક્તિ, તથા વિચારરૂપ પગથીયાંનું જ આ લેખમાં વર્ણન કરવાનો ઉદ્દેશ રાખ્યો નથી. તે પગથીયાં જેમને પ્રાપ્ત હોય, તેમણે તે દ્વારા જ શિખરે સ્થિત થવા પ્રયત્ન કરવો યોગ્ય છે. આ લેખમાં તો તે પગથીયાં જેમને પ્રાપ્ત નથી, અથવા પ્રાપ્ત છે તો જેમને તેની તે વાત કોઇ જૂદા રૂપમાં જાણવાની નિરંતર જિજ્ઞાસા હોય છે, તેવા પુરુષોને માટે, સ્વરૂપે એક છતાં બાહ્યથી અન્ય રૂપમાં ભાસતો કોઇ જૂદા પ્રકારનો ક્રમ વર્ણવવો યોગ્ય ધાર્યો છે. જેમની તે પ્રતિ અભિરુચિ પ્રકટે, તેમણે તે ગ્રહણ કરવો; અભિરુચિ ન પ્રકટે તેમણે તેની ઉપેક્ષા કરવી.

જે ઉચ્ચ પ્રદેશમાં પરમાત્માનો અનુભવ થાય છે, તે ઉચ્ચ પ્રદેશમાં પ્રયાણ કરવાને જ્યારે આપણે સજ્જ થઇએ છીએ ત્યારે ત્યાં જવાનાં અનેક પગથીયાં આપણી દૃષ્ટિએ પડે છે, અને આપણા માર્ગમાં આવતાં આ પગથીયાંઉપર ક્રમશઃ જો આપણે ચડીએ છીએ તો આપણે અવશ્ય શિખરના પ્રદેશને પ્રાપ્ત કરીએ છીએ. આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે આ પગથીયાં ઘણાં છે, અને તેમાંના પ્રત્યેકઉપર થઇને આપણે આગળ ચાલવાનું છે. પ્રસંગે એક પગથીયું જે રૂપમાં ગઇ કાલે આપણે ભાસ્યું હોય તે રૂપમાં આજે ન ભાસે. તોપણ આપણા માર્ગમાં તે આવેલું હોવાથી આપણે તેનું અતિક્રમણ કરવું જ પડે છે. ઉંચે ચડવાના માર્ગમાં આ પગથીયાંનું અનેક વાર આપણને દર્શન થાય છે; કોઇ વાર જે ક્રમમાં તેઓ આપણને પ્રતીત થાય છે, તેના કરતાં બીજી વાર કોઇ બીજા જ ક્રમમાં તેઓ આપણને પ્રતીત થાય છે. આથી કરીને આપણા ઊર્ધ્વ આરોહણમાં સમાનરૂપતા (monotony)થી આપણને કંટાળો ઉપજતો નથી, અને આપણા આત્માની પ્રત્યેક શક્તિઓનો જે પ્રકારે પૂર્ણ આવિષ્કાર થવો જોઇએ તે પ્રકારે થાય છે.

૧ જગતના તરફથી કશા પણ બદલાની આશા રાખ્યાવિના તમારામાં જે સર્વોત્તમ હોય તે જગતને આપો, અને તે પણ પ્રતિદિન અધિક અને અધિક પ્રમાણમાં આપો. આ પ્રકારે આપવાથી તમારા આત્માનો વિકાસ થશે, કારણ કે જે કંઇ ઉત્તમ પ્રકારનું આપવાનું હોય છે, તે આત્મામાંથી જ કાઢી કાઢીને આપવાનું હોય છે; અને પોતાનામાં રહેલાં ઉત્તમ રત્નોને જેમ અધિક પ્રમાણમાં અન્યને આપવાની આત્માને ફરજ પડે છે, તેમ તેમ તેનું દૈવી જીવન અધિક વિકાસને પામતું જાય છે. જે આત્મા અધિક આપે છે, તે પોતે અધિક શ્રીમાન્ થાય

૨ જગતમા
સત્યની અને સૌ
તેમ મનમા પ
હોય અને ઉ
સગી થવા
શુદ્ધ, સુદ
ઇચ્છાવાળ
પોતાના
ભરી

## ‘આરંભ’ ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ

| | | |
|---|---|---|
| લ અમૃતલાલ ( પોતાના લઘુ બંધુ ચીમનલાલની નિમિત્ત ) | ભાદરવા | ૨ ૨-૦-૦ |
| વન નાગજી, મોરબી ગુરુવિજય નાટક કંપની | પ્રભાત | ૧ ૧-૦-૦ |
| ા વલ્લભરામ શિવશંકર ( પોતાના ભાઈ જયશંકરને પુત્ર—મિનિમિત્ત ) | ” | ૩ ૧-૪-૦ |

---

# સદુપદેશશ્રેણી—ત્રયોવિંશતિતમ સદુપદેશ.

તૈયાર છે, મૂલ્ય ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૧-૦ )

☞ શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના ૮૪ મા મહોત્સવનિમિત્ત આ ગ્રંથ પ્રકટ કરવામા ાવ્યો છે, અને નીચેના ઉત્તમ લેખોનો તેમા સમાવેશ કરવામા આવ્યો છે

૧ આત્મપ્રદ્યોતન ( છો૦ )
૨ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય ( છો૦ )
૩ વિચારવાણી ( કૌશિક૦ )
૪ વિશિષ્ટાદ્વૈત ( કણીયા )
૫ આંતર ભાન ( ઓઝા )
૬ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાનાં સાધનો ( છો૦ )
૭ સ્વભાવને સુધારવાની કળા ( શ્રીઉપેન્દ્ર. )
૮ કીર્તનો

આ લેખોમા મુમુક્ષુને પોતાની ઉન્નતિ સાધનાના ઉપાયો બહુ પ્રશસ્ય પ્રકારે વર્ણવ
ા આવ્યા છે

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

Registered N.B. 185



रूप (पुस्तक) २२. आश्विन कृष्ण० १४. संवत् १९६६. दर्शन (अंक) १२.

श्लोकः।

हिमवत्तनयेशदृक्पथं
कुसुमेषुः परिदग्ध ईयिवान्।
भगवन् भवदंघ्रिकीर्तनात्
स तु दह्येत जगन्मनःस्थितः ॥

અર્થ:—મહાદેવની દૃષ્ટિમર્યાદામાં જ્યારે કામદેવ આવ્યો ત્યારે તે ભસ્મીભાવને પામ્યો હતો; પરંતુ હે ભગવન્! આપના તો ચરણના કીર્તનમાત્રથી આખા વિશ્વના જીવોના અંતઃકરણમાં રહેલો કામદેવ ભસ્મીભાવને પામે એમ છે.

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું.

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# પ્રભાનુક્રમણિકા.

પ્રભા. વિસ્તાર



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદિ ૧૪ ઉપર પ્રકટ થાય છે. અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદિ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઈ અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

---


છાપી—છોટાલાલ દેવનલાલ, ધીનૂમિહાશ્રમ—વડોદરા.




रूप ( पुस्तक ) २२—आश्विन कृष्ण० १४, संवत् १९६६. दर्शन ( अंक ) १२.

॥ ॐ श्रीँ ॥

## ज्ञानदशाना अनुभवोद्गार.

પદ. ( જાગી જોને જીવલડા, એ લય )

જાગી જોતાં તો મુજને, ક્યાંહિ ભૂલી હું જતો,
કદી કદી ભાસું મુજને, છતમાં અણછતો,
દેહના ધર્મો નહિ મારે, ચિત્ત, બુદ્ધિ, મન કે અહંકારે,
ભાસે ન મુજને હઇશ કે હું ના હતો,
કદાપિ છું ના કે હતો,
હઇશ, હું છું ના કે હતો,
લહું ના મુજને હું થતો, જતો ના કે હું આવતો; જાગી૦
વાણીથી હું નહિ વર્ણાતો, આ કે આવો એમ, ના ઓળખાતો,
મેળવવું મારે કે ન હું કાંઇ પામતો,
ન હું કાંઇ ગુમાવતો,
નહિ, હું કાંઇ લાવતો,
નહિ, કોને બોલાવતો, ન દેખાઉં કે બતલાવતો; જાગી૦
અવનવી સ્થિતિ આ છે મારી, નવી જૂની કે છે નહિ ન્યારી;
અનુભવકાલે એ હું એક જ જાણતો,
કહ્યો ના ઉર કો આણતો.
દીઠ્યે બીજો ના જાણતો,

હઉ હું હાલતો ચાલતો, બીજાના જેવો ભાસતો; જાગી૦
જેને નરહરિઅનુગ્રહ સાચો, તે સમજે આ સઘળો સાંચો,
મુજ તત્ત્વમાંહિ ભળે તે એ નાણુતો,
સદા તે મુજને ભાવતો,
કૃતાર્થ જ તે તો કહાવતે,
વિશ્વમાં નિર્ભય મહાલતો, ડોલતો ને ડોલાવતો; જાગી૦

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૦૪ થી ).

વળી તાર્કિકો માને છે કે જે યુતસિદ્ધ પદાર્થ છે તેમનો સંબંધ તે સંયોગ છે અને જે અયુતસિદ્ધ છે તેમનો સંબંધ તે સમવાય છે. દ્રવ્ય અને ગુણ, દ્રવ્ય અને ક્રિયા, જાતિ અને વ્યક્તિ, નિત્ય દ્રવ્ય અને વિશેષ, તથા અવયવ અને અવયવી એ પાંચ અયુતસિદ્ધ યુગ્મક છે તેથી તેમનો સંબંધ તે સમવાય છે. આ એમનો અભ્યુપગમ તે મૃષા છે. કેમકે જે બે પદાર્થ એકબીજાવિના રહી શકતા નથી તે અયુતસિદ્ધ કહેવાય છે. તો એમાં બંને પરસ્પરની વિના રહેનાર નહિ હોવા જોઇએ કે એકબીજાવિના રહેનાર નહિ હોવા જોઇએ? જો બંને પદાર્થ એવી રીતના હોવા જોઇએ તો જ તે અયુતસિદ્ધ કહેવાય એમ કહો તો જે કારણ છે તે કાર્યની પૂર્વે સત્તાવાળું હોય છે, તેથી તે અને કાર્ય અયુતસિદ્ધ નહિ કહેવાય. પટની ઉત્પત્તિપૂર્વે જ તન્તુઓ સિદ્ધ છે તેથી તન્તુ અયુતસિદ્ધ નહિ કહેવાય. જો એમાંથી ગમે તે એક એવું હોય તોપણ અયુતસિદ્ધ થઇ શકે એમ લો અને તેથી કારણથી અયુતસિદ્ધ જે કાર્ય તેનો કારણસાથેનો સંબંધ તે સમવાય છે એમ લો તો તે પણ ઉચિત નથી કેમકે સંબંધમાત્ર બે સંબંધીઓને અધીન છે તેથી સંબંધ થતાપૂર્વે બે સંબંધી સિદ્ધ હોવા જોઈએ અને અહિં તો કાર્યપૂર્વે અસિદ્ધ છે, સત્તાને પામ્યું નથી તો એનો કારણસાથે સંબંધ કેવી રીતે થઈ શકે? જો એવું કહો કે કાર્ય પ્રથમ સત્તાને પામે છે અને સત્તાને પામ્યા પછી કારણસાથે સંબંધને પામે છે તો તે પણ અયોગ્ય છે. કારણ કે કારણસાથે સંબંધ થતાપૂર્વે કાર્ય સિદ્ધ થાય છે એમ માનતાં એ બે અયુતસિદ્ધ રહેતાં નથી તેથી અપ્રાપ્ત સત્ પદાર્થોની પ્રાપ્તિ તે સંયોગ છે એ તમારા માનવાપ્રમાણે કાર્ય અને કારણની વચ્ચેનો સંબંધ તે સમવાય નહિ ઠરતાં સંયોગ ઠરે છે. તેથી **कार्यकारणयोः संयोगविभागौ न विद्यते**—કાર્ય અને કારણના સંયોગ કે વિભાગ થઇ શકતા નથી ઇત્યાદિ કથન દુરુક્ત છે. પટાદિ કાર્ય ઉત્પન્ન થાય છે ત્યારે નિષ્ક્રિય હોય છે તેથી ક્રિયાના અભાવે એનો તન્તુ સાથે સંયોગ થઇ શકતો નથી એમ કહેવું ઉચિત નથી, કેમકે ક્રિયાવિના પણ સંયોગ થાય છે એવું તાર્કિકોએ સ્વીકારેલું જ છે. કાર્ય દ્રવ્ય ઉત્પન્ન થતાં અક્રિય હોય છે છતાં આકાશાદિ જે વિભુ દ્રવ્યો તેની સાથે તેનો સંયોગ થાય છે અને સમવાય થતો નથી એમ તાર્કિકોનો અભ્યુપગમ છે. તેથી આ જ રીતે કારણ દ્રવ્યસાથે પણ કાર્યોનો સંયોગ થઈ શકે અને સમવાય હોઇ શકે નહિ.

સંયોગ કે સમવાય ગમે તે સંબંધ પણ સંબંધીથી વ્યતિરિક્ત છે એવું જે તાર્કિકોનું માનવું છે, તેમાં પણ કોઇ પણ પ્રમાણ નથી. સંબંધીને દર્શાવનાર જે શબ્દ છે તેનાથી ભિન્ન શબ્દ સંબંધને દર્શાવે છે અથવા સંબંધીનું જ્ઞાન જે થાય છે તેના કરતાં સંબંધ શબ્દથી ભિન્ન જ્ઞાન થાય છે. તન્તુ અને પટ શબ્દો સંબંધીને બતાવે છે ત્યારે સમવાય એ શબ્દ સંબંધને બતાવે છે અને એ ત્રણેથી ભિન્ન ભિન્ન જ્ઞાન થાય છે, તેથી એ શબ્દ અને પ્રત્યયનો ભેદ સંબંધી તથા સંબંધના ભેદને માનવામાં પ્રમાણ છે, એમ જો કહેવામાં આવે તો તે પણ સત્ય નથી. કારણ કે બંનેનો અભેદ હોય, બંને એક હોય તોપણ સ્વરૂપની અપેક્ષાએ અને બાહ્ય રૂપની અપેક્ષા શબ્દ અને પ્રતીતિમાં ભેદ હોઈ શકે છે. લોકમાં દષ્ટ જ છે કે દેવદત્ત એક જ છે છતાં એના સ્વરૂપની અપેક્ષાએ એને દેવદત્ત કહેવામાં આવે છે અને બાહ્ય રૂપની અપેક્ષાએ એને જ મનુષ્ય, બ્રાહ્મણ, શ્રોત્રિય, ઉદાર, બાલ, યુવા કે વૃદ્ધ, પિતા, પુત્ર, પૌત્ર, ભ્રાતા, જામાતા આદિ કહેવામાં આવે છે. વસ્તુનું એકત્વ છતાં વિલક્ષણ શબ્દબોધ્યત્વ અને વિલક્ષણ પ્રત્યગમ્યત્વ અહિં છે. આ જ રીતે એક જ રેખા ભિન્ન ભિન્ન સ્થાને મૂકવામાં આવતાં એકમ, દશક, શતકાદિની રેખા તે લેખાય છે. અહિં રેખા એક જ છે છતાં સ્થાનરૂપ બાહ્ય ઉપાધિની અપેક્ષાએ એ એકમ, દશકાદિ સંજ્ઞાને પામે છે. આ જ રીતે સંબંધી પદાર્થો જ બાહ્ય રૂપની અપેક્ષાએ સંયોગ, સમવાય આદિ શબ્દવડે વ્યવહરાય અથવા ભિન્ન ભિન્ન પ્રતીતિના વિષય થાય પણ તેટલાથી સંબંધ સંબંધીથી વ્યતિરિક્ત સિદ્ધ થઇ શકતો નથી. પૂર્વપક્ષીએ વિલક્ષણ પ્રતીતિગમ્યત્વરૂપ હેતુવડે એમનો ભેદ સાધવાનો યત્ન કર્યો છે, પણ જેમ અશ્વથી ભિન્ન ગાય દેખાય છે તે પ્રકારે સંબંધી અને સંબંધની ભિન્નતા અનુપલબ્ધ છે તેથી એ અનુપલબ્ધિને લીધે એ ભેદ નથી એ જણાય છે. પૂર્વપક્ષી કહેશે કે જો સંબંધ શબ્દ સંબંધીને જ જણાવનાર હોય તો સંબંધીઓ તો સદા હોય છે માટે સંબંધ પણ સાથે સાથે સદા હોવો જોઇએ, પણ તેમ નથી. આ કથન ઉચિત નથી કેમકે સ્વરૂપાપેક્ષાએ તે સંબંધી શબ્દોવડે વ્યવહરાય છે અને બાહ્ય રૂપની અપેક્ષાએ સંબંધ શબ્દવડે વ્યવહરાય છે. તેથી સંબંધીઓ વિદ્યમાન હોય તોપણ બાહ્ય રૂપની અપેક્ષા નહિ થાય તો સંબંધ શબ્દ તેને નહિ લગાડાય, તેથી અપેક્ષાભેદથી આનું ઉત્તર અપાઇ જાય છે.

વૈશેષિકાદિ તાર્કિકો એવું માને છે કે બે અણુઓનો સંયોગ થાય છે એટલે તે અણુમાં ક્રિયા થાય છે, આત્મા અને મનસ્નો સંયોગ થાય ત્યારે પછી જ્ઞાન થાય છે વગેરે. અહિં અણુઓ, આત્મા અને મનસ્નો સંયોગ જે માનવામાં આવ્યો છે તે યોગ્ય નથી, કેમકે એ ત્રણે દ્રવ્યો પ્રદેશવિનાના છે, અને જે પ્રદેશવાળું દ્રવ્ય છે તેનો જ અન્ય પ્રદેશવાળા દ્રવ્યસાથે સંયોગ થતો દેખાય છે. પૂર્વપક્ષી કહેશે કે ભલે સત્ય પ્રદેશ નહિ હો પણ એ ત્રણેના કલ્પિત પ્રદેશ લેતાં શી અડચણ છે? આ ઉત્તર અસમીચીન છે, કેમકે જો પદાર્થ અવિદ્યમાન છે તેની કલ્પના કરતાં અડચણ નહિ આવતી હોય તો સર્વ અર્થની સિદ્ધિ સહજ થવાનો પ્રસંગ આવે છે. વિરુદ્ધ કે અવિરુદ્ધ આ અને આટલા જ અવિદ્યમાન પદાર્થ કલ્પવા અને અન્ય નહિ કલ્પવા એમ મર્યાદા બાંધવામાં કોઇ હેતુ રહેતો નથી. કલ્પના કરવી એ પોતાને અધીન છે અને કલ્પનાનો અવધિ નથી. વૈશેષિકોએ છ પદાર્થ કલ્પ્યા છે, તો તેનાથી અધિક શત, સહસ્ર કે તેથી પણ વધારે પદાર્થો ન કલ્પવા એમાં નિવારક હેતુ રહેતો નથી. તેથી જેને જેને જે રુચે તેની તેની સિદ્ધિ થઈ જાય. કોઇ કૃપાળુ, પ્રાણીઓને પ્રધાનપણે દુઃખ આપનાર

આ સંસરણ મટી જાય એવી કલ્પના કરે અને અન્ય વ્યસની મનુષ્ય મુક્ત પુરુષોને પુનઃ સંસરણ થાય એવી કલ્પના કરે તો એમાંથી કોઇને નિવારણ કરનાર હેતુ રહેતો નથી. તેથી જો પ્રદેશ નથી તો તેની કલ્પના થઇ શકતી નથી, અને તેથી એ દ્રવ્યોનો સંયોગ થઇ શકતો નથી.

જેમ આ દ્રવ્યોનો સંયોગ અનુપપન્ન છે તેમ જ વૈશેષિકો પરમાણુ અને દ્વયણુકની વચ્ચે સમવાય માને છે તે પણ તેવો જ છે. બે નિરવયવ પરમાણુની સાથે દ્વયણુકનો સંશ્લેષ સંભવતો નથી. જે બે પદાર્થો સંશ્લિષ્ટ હોય છે તેમાં એકનું આકર્ષણ કરીએ તો તત્સંયુક્ત અન્યનું આકર્ષણ થાય છે. રોગાન અને કાષ્ટનો સંશ્લેષ છે તેથી કાષ્ટનું આકર્ષણ કરતાં રોગાનનું આકર્ષણ થાય છે. આકાશનો કોઈસાથે સંશ્લેષ નથી, કેમકે પૃથિવીઆદિ કોઇનું પણ આકર્ષણ કરતાં આકાશનું આકર્ષણ થતું નથી. તેથી આકાશની સાથે જેમ પૃથિવ્યાદિનો સંશ્લેષ થતો નથી તેમ પરમાણુસાથે દ્વયણુકનો પણ સંશ્લેષ થતો નથી. દ્વયણુક એ કાર્યદ્રવ્ય છે અને પરમાણુ એ કારણદ્રવ્ય છે. કાર્ય કારણાશ્રિત મનાય છે, તેથી એ કાર્યકારણની વચ્ચેના આશ્રયાશ્રિતભાવની અન્યથા ઉપપત્તિ થઇ શકતી નથી. માટે સમવાય સ્વીકારવો જોઇએ. આમ જો પૂર્વપક્ષી કહે તો તે યોગ્ય નથી, કેમકે અહિં અન્યોન્યાશ્રય દોષ આવે છે. કાર્ય અને કારણનો ભેદ સિદ્ધ થાય તો તેમની વચ્ચે આશ્રયાશ્રયિભાવ સિદ્ધ થાય અને આશ્રયાશ્રયિભાવની સિદ્ધિથી ભેદની સિદ્ધિ થાય છે, તેથી અન્યોન્યાશ્રય દોષ આવે છે. તાત્પર્ય કે આશ્રયાશ્રયિભાવની અનુપપત્તિ ઇષ્ટ હોવાથી એ સમવાયની કલ્પના કરાવી શકે તેમ નથી. વેદાન્ત કાર્યકારણનો ભેદ અથવા તેમની વચ્ચે આશ્રયાશ્રયિભાવ માનતું નથી, કેમકે કારણની જ અવસ્થાવિશેષ તે કાર્ય છે એમ એ સ્વીકારે છે. તેથી સમવાયની સિદ્ધિમાં કોઇ પણ પ્રમાણ નથી.

વળી વૈશેષિકો પરમાણુને નિરવયવ તથા નિત્ય માને છે, તે પણ અયુક્ત છે. કેમકે પરમાણુ પરિચ્છિન્ન છે, અલ્પ છે, તેથી ઘટાદિ પરિચ્છિન્ન પદાર્થની માફક તે સાવયવ છે. જો પરમાણુ સાવયવ નહિ હોય તો જેટલી દિશાઓ, ૭ કે આઠ અથવા દશ દિશાઓ છે, તેટલામાં તેની સપાટી રહેલી છે, તે તે દિશામાં એક એક અંશ તેનો રહેલો છે. તેથી જેટલી દિશાઓ તેટલા અંશવડે એ પરમાણુઓ સાવયવ ઠરે છે. જો સાવયવ નહિ હોય તો દિગ્ભેદાવધિકત્વ તેમનું નહિ હોય. આત્મા નિરવયવ છે, અને તેની દિશાઓમાં અવધિ નથી જ. તેથી પરમાણુ સાવયવ છે અને તેથી અનિત્ય છે એ સિદ્ધ થાય છે અને તેથી પરમાણુઓ નિરવયવ છે, તથા નિત્ય છે, એવો વૈશેષિકોનો અભ્યુપગમ બાધિત થાય છે. અહિં પૂર્વપક્ષી કહેશે કે પરમાણુની અપેક્ષાથી જે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણઆદિ દિગ્ભેદનો વ્યવહાર છે તે દિગ્ભેદ જેના અવધિરૂપ છે તે અવયવોની સિદ્ધાન્તિ કલ્પના કરે છે તો એ અવયવો જ અમારા મતપ્રમાણે પરમાણુ છે અથવા એ અવયવોના પણ અંશની કલ્પના કરો તો તે અંશ અમારા પરમાણુ છે, અર્થાત્ જેનો આગળ વિભાગ થઇ શકે નહિ તે જ નિરવયવ પદાર્થ તે પરમાણુ છે. આમ જો કહે તો તે અયોગ્ય છે કેમકે સ્થૂલ, સૂક્ષ્માદિ તારતમ્યવડે પરમકારણસુધી સર્વ વિનાશને પામનાર છે. માત્ર પરમકારણ જે બ્રહ્મ તે જ વિનાશને પામતું નથી. અને તેથી અલ્પ સર્વ તે વિનાશને પામે છે. જેમ દ્વયણુકાદિની અપેક્ષાએ સ્થૂલતમા પૃથિવી વસ્તુભૂત છે છતાં તે વિનાશ પામે છે, તેનાથી સૂક્ષ્મ જે પાર્થિવ

પદાર્થો પૃથિવીના સજાતીય પદાર્થો તે વિનાશને પામે છે, તેનાથી સૂક્ષ્મતર પાર્થિવ દ્વ્યણુક તે પણ વિનાશને પામે છે તે જ પ્રમાણે પાર્થિવ સજાતીય જે પરમાણુ હોય તો તે પણ વિનાશને પામનાર જ છે તેથી બ્રહ્મથી અતિરિક્ત અને પાર્થિવાદિ સજાતીય પરમાણુઓ લેવામાં આવે તો તે વિનાશી જ છે અને નિત્ય નથી, અને બ્રહ્મરૂપ જ પરમાણુ લો, બ્રહ્મની જ પરમાણુ એવી સંજ્ઞા કરો તો પૂર્વપક્ષીપણાથી જ નિવૃત્ત તમે થાઓ છો. તેથી સર્વથા પરમાણુ નિત્ય નથી, અને નિરવયવ પણ નથી. વળી જે જે વસ્તુઓ વિનાશને પામે છે તે સર્વ અવયવશઃ વિભાગને પામતાં પામતાં જ વિનાશને પામે છે. એવો નિયમ નથી, પણ જેમ ઘૃતસુવર્ણાદિની કઠિનતા, તેના અવયવોનો વિભાગ નહિ થઇને પણ અગ્નિસંપર્કવશાત્ જતી રહે છે. અને ઘૃતસુવર્ણાદિ દ્રવરૂપ થઇ જાય છે, તે જ પ્રમાણે પરમાણુઓની સ્થૂલતા પણ પરમકારણરૂપ બ્રહ્મભાવને પામતાં વિનષ્ટ થઇ જાય છે એ પૂર્વે કહેવાઈ ગયું છે. આ જ રીતે કાર્યનો આરંભ થાય છે તે પણ કેવલ અવયવોનો સંયોગ થવાથી જ સર્વત્ર થાય છે એવો નિયમ પણ નથી. દુધ, જલ આદિનો અન્ય અવયવસંયોગ થયાવિનાં પણ દધિ, હિમાદિ ભાવરૂપ પરિણામ થઇ જાય છે, અર્થાત્ અવયવસંયોગ અન્ય થયાવિના પણ દુધ, જલઆદિ કારણો દધિ, હિમાદિ કાર્યનો આરંભ કરે છે એ દષ્ટ છે. તેથી વૈશેષિકની એ પ્રક્રિયા પણ સુશ્લિષ્ટ નથી. આ સર્વ દોષોનું શ્રીસૂત્રકારે સૂત્રસ્થ ચ પદથી સંગ્રહણ કર્યું છે.

આપ્રમાણે આ સૂત્રથી એ અર્થ કહ્યો કે આ પરમાણુકારણવાદના સમર્થનમાં અપાતા સર્વ તર્કો શુષ્ક અને સત્તરરહિત તર્કો છે, એ મત ઇશ્વિરને કારણ જણાવનાર શ્રુતિથી વિરુદ્ધ છે, વેદપ્રવણ મન્વાદિ શિષ્ટવડે એનો પરિગ્રહ કરાયો નથી, તેથી શ્રેયસ્‌ની ઇચ્છા રાખનાર સર્વ સુજ્ઞ આર્યોએ આ પરમાણુકારણવાદની સર્વથા ઉપેક્ષા કરવી યોગ્ય છે.

વૈશેષિકાદિ તાર્કિકોના સિદ્ધાન્તનું આ અધિકરણમાં આ રીતે ખંડન કરી એ સિદ્ધાન્ત માનમૂળ નથી, અને તેથી શ્રુતિસિદ્ધ સિદ્ધાન્તની સામે આવી શકે તેમ નથી, એ શ્રીસૂત્રકારે સૂચવ્યું. હવે બૌદ્ધસિદ્ધાન્તનું અપ્રામાણ્ય શ્રીસૂત્રકાર જણાવે છે.

( અપૂર્ણ. )

---

# अखंड इष्टस्मरणरूप वर आपवा इष्टश्रीने विज्ञप्ति.

પદ. ( જશોદાના જાયા, ડાહ્યા સુભદ્રાના વીરા રે, એ લય ),

પળ ના તમને ભૂલું વર એ, આપો મારા સ્વામિ રે,
આઠે પહોર મારે ઉરે, રહેજો અંતર્યામી રે.
ખાતાં અન્નવિષે પ્રભુ, રૂપ તમારૂં જોઉં,
પીતાં જળ જળમાં પ્રભુ, તમને જોઇ જોઈ મોહું; પળ ના૦
શ્વાસ ગ્રહેતાં વાયુમાં, તમને ભેટું નાથ,
નહાતાં જળથી, જળવિષે, આલિંગી ભરૂં બાથ; પળ ના૦
સુત, દારા, સંબંધીના, તનુમાં સુંદરશ્યામ,
ભાળી તમને ભૂલી જઉં, મિથ્યા આ રૂપ નામ; પળ ના૦

મિત્રોમાં શત્રુવિષે, રમણીય નિરખું રૂપ,
રાગદ્વેષ જઇ વિસરી, થઉં તમમાં તદ્રૂપ, પળ ના૦
પશુમાં પોરામાં અને વનસ્પતિમાં ઈશ,
મારે નયને આવજો, માગું નમાવી શીશ, પળ ના૦
સકળ દશ્ય સ્થળ ભાસજો, પ્રિયતમ મુજને આપ,
બીજું નથી કશું માગવું, દો તો દો એ બાપ, પળ ના૦
અંતરમાં કે બાહ્ય આ, જગતરૂપે કે કાળ,
નરહરિ પ્રભુના આવશો, શિશુપર ધરીને વ્હાલ; પળ ના૦

---

# आंतर मनना अद्भुत चमत्कारो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૪૦૮ થી ).

લોર્ડ મોન્બોડો પોતાના Ancient Metaphysics નામના ગ્રંથમાં આવો એક પ્રસંગ બનેલો વર્ણે છેઃ એક ફ્રેન્ચ સ્ત્રી કે જેનું નામ કોંટિસ ડી લેવલ હતું તેની પ્રકૃતિ બગડવાથી તેને બેશી રહેવું પડતું હતું. રાત્રિએ નિદ્રામાં એના નોકરોને જણાયું કે એ વાત કરે છે પણ તે કયી ભાષામાં બોલે છે તે કોઇ સમજી શકતું નહોતુ. પ્રાતઃકાલે જ્યારે એ સ્ત્રી જાગ્રતમાં આવતી, ત્યારે નિદ્રામાં બોલેલા શબ્દો તથા વાક્યો નોકરો તેને સંભળાવતા; પણ એ સ્ત્રી પણ એમાંથી એક શબ્દ પણ સમજી શકતી નહોતી. એક વખત પછી એવું બન્યું કે એ સ્ત્રીને પ્રસવસમય આવ્યો, અને તે વખતે બ્રિટનીની એક આયા એને માટે રાખવામાં આવી. આ સમયે પણ રાત્રે નિદ્રામાં એ સ્ત્રીએ એ ભાષામાં વાત કરવા માંડી અને એ શબ્દો આ આયા તતકાલ સમજી શકી, કેમકે એ શબ્દો બ્રિટનીની ભાષાના હતા. આસમયે પણ પ્રાતઃકાલે એ સ્ત્રીને એ શબ્દો સંભળાવતાં એ પોતે એમાંથી એકનો પણ અર્થ સમજી શકતી નહોતી. આ સ્ત્રીના સંબંધમાં એ જણાવવું જોઇએ કે એ પોતે બ્રિટનીના એક દેશમાં જન્મેલી હતી અને એવા એક કુટુંબમાં એને રાખવામાં આવી હતી કે જ્યાં બ્રિટનીની ભાષા જ માત્ર સર્વ બોલતા હતા. તેથી અત્યંત બાલપણામાં આ ભાષાનો એને પરિચય થયો હતો અને ત્યાર પછી એ પોતાનાં માતાપિતાના ભેગી આવી ત્યારથી એ ભાષા છોડી દઇ ફ્રેન્ચ ભાષા જ એ બોલતી હતી. આ ફ્રેન્ચ ભાષાનો સદા એને પરિચય રહેતો, અને એ પરિચયને લીધે બ્રિટનીની ભાષા કેવળ ભૂલી ગઇ હતી. પાછળનાં સઘળાં વર્ષોમાં આ રીતે ફ્રેન્ચ ભાષાનો પરિચય અને બ્રિટનની ભાષાનું વિસ્મરણ થઈ ગયેલું હોવાથી આ સમયે એને બ્રિટનની ભાષાનો એક શબ્દ પણ જાણીતો રહ્યો નહોતો. છતાં બ્રિટનની ભાષાનો સંબંધ અત્યંત બાળકપણામાં એને હતો અને તેના સંસ્કારો આંતર મનમાં પડેલા હતા તેથી જ્યારે શારીર અસ્વસ્થ થઇ અને બાહ્ય મનના વ્યાપાર શિથિલ થયા ત્યારે આંતર મનના સંસ્કાર જાગ્રત્ થઇ બ્રિટનની ભાષાની એને બરાબર સ્મૃતિ થઈ આવી. તેથી આ પ્રસંગ આંતર મનની સ્મરણશક્તિ અસ્ખલિત છે, એની સ્મરણશક્તિ લગભગ સંપૂર્ણ છે અને એમાં પડેલા સંસ્કાર યોગ્ય અભિવ્યંજક મળવાથી જાગ્રત્ થઇ શકે છે એ વાતને સ્પષ્ટપણે સિદ્ધ કરે છે.

કોલરિજ નામના ગ્રંથકાર પોતાના Biographia Literaria એ નામના ગ્રંથમાં એક અત્યંત રસિક પ્રસંગનું આપ્રમાણે વર્ણન કરે છે. જર્મનીના એક રોમન કેથલિક શહેરમાં આ પ્રસંગ બનેલો છે. એક ૨૪ કે ૨૫ વર્ષની સ્ત્રી કે જે લખી વાંચી શકતી નહોતી તેના મજ્જાતન્તુને કોઇ આઘાત થવાથી તેને જ્વર આવવા લાગ્યો અને એ જ્વરમાં એ સ્થળે સ્થળે ભાર મૂકીને છટાથી હીબ્રુ, લેટિન અને ગ્રીક ભાષાનાં વાક્યો બોલવા લાગી. આ વાત કર્ણુપરંપરાથી પ્રસરવાથી સમીપના વિવિધ પાદરીઓ ત્યાં જોવા આવ્યા અને તેમની સર્વની ખાતરી થઇ કે એ વાત સત્ય છે અને તે ઉપરથી તેમણે અભિપ્રાય બાંધ્યો કે એ સ્ત્રીના શરીરમાં કોઇ ભૂત આવે છે અને તે પણ કોઇ વિદ્વાન્ ભૂત આવે છે. એ સ્ત્રી પોતે નાસ્તિક હતી અર્થાત્ રોમન કેથલિક ધર્મને સ્વીકારનાર નહોતી અને તેથી એનામાં ભૂત આવે એ સંભાવના વધારે મજબૂત ગણાવા લાગી. આ વાર્તા સર્વત્ર પ્રસરવા લાગી અને જોનાર તથા સાંભળનાર સર્વે એનામાં ભૂતનો આવેશ આવે છે એમ માની આ વ્યતિકરને એ દૃષ્ટિથી જોવા લાગ્યા. કેટલેક સમયે આ વાત એક યુવાન્ ડાક્ટરના જાણવામાં આવી અને તેથી તેણે એ સ્ત્રીની પાસે જવાનો નિશ્ચય કર્યો. તેપ્રમાણે એ સ્ત્રીની પાસે એ આવ્યો અને એની પણ ખાતરી થઇ કે એ સ્ત્રી આ સર્વ વાક્યો બોલે છે. હીબ્રુ, લેટિન તથા ગ્રીક ભાષાનો એક અક્ષર પણ એ જાણતી નથી, એને લખતાં કે વાંચતાં પણ આવડતું નથી છતાં એ ભાષાનાં વાક્યો એ સ્ત્રી બરાબર છટાથી બોલે છે. બરાબર, વારંવાર સાંભળી એ ડાક્ટરે નિરીક્ષણ કર્યું અને તેમાં એને એટલું જણાયું કે એ વાક્યો બોલે છે તે સર્વ ખરાં છે પણ એ વાક્યો બધાં પરસ્પર સંબદ્ધ નથી. એનામાં આવેશ આવે છે એ સંભાવના એ ડાક્ટર હોવાથી તરત સ્વીકારી શકે તેમ નહોતું. તેથી આ સંબંધમાં વિશેષ તપાસ કરવાનો એણે નિર્ણય કર્યો. જે જે વાક્યો એ સ્ત્રી બોલતી તે સર્વ કાગળપર એ ડાક્ટરે લખી લીધાં અને એ વાક્યોના કાગળો ને કાગળો ભરાયા. આમાંથી કેટલાંક હીબ્રુ વાક્યો તો બાઇબલમાંનાં જણાયાં પણ કેટલાંક રેબિનિકલ ભાષાનાં જણાયાં. લેટિન અને ગ્રીક વાક્યોનું કોઇ મૂલ જણાયું નહિ. આ સ્ત્રી અત્યંત સાદી અને સરલ હતી તેમ જ જ્વરસંનિપાતમાં હતી તેથી એમાં કોઇ તર્કટ હોય એ તો અસંભવિત જ હતું. એ સ્ત્રી જે શહેરમાં રહેતી હતી, તે શહેરમાં એ ડાક્ટરે ખબર કાઢવા માંડી. ખબર કાઢતાં એને જણાયું કે ભિન્નભિન્ન કુટુંબમાં એ નોકરરૂપે રહી હતી પણ તે તે કુટુંબની તપાસ કાઢતાં આ વ્યતિકરનું નિરાકરણ થઇ શક્યું નહિ. આઉપરથી એ સ્ત્રીનું પૂર્વનું જીવન કેવા પ્રકારનું હતું તેની ક્રમવાર એ ડાક્ટરે તપાસ કાઢવા માંડી, કેમકે એ સ્ત્રીતરફથી એ સંબંધમાં યોગ્ય ઉત્તર મળી શકે તેમ નહોતું. તપાસ કાઢતાં કાઢતાં આખરે એ સ્ત્રીનાં માતાપિતા જ્યાં રહેતાં હતાં તે સ્થલનો પત્તો આ ડાક્ટરને મળ્યો. એ ઉપરથી તે સ્થળે એ ગયો અને ત્યાં તપાસ કરવા માંડી તો જણાયું કે એનાં માતાપિતા મરણ પામ્યાં છે પણ વધારે શોધ કરતાં જણાયું કે એનો એક કાકો હયાત છે. એ મનુષ્યને આ ડાક્ટર મળ્યો અને તેની સાથેની વાતચીતથી આ ડાક્ટરને જાણવામાં આવ્યું કે એક વૃદ્ધ પ્રોટેસ્ટંટ પાદરીએ આ સ્ત્રીને બાળપણામાં, એ ૯ વર્ષની હતી ત્યારે પોતાના આશ્રયમાં લીધી હતી અને એ વૃદ્ધ પાદરીના મરણસુધી એ સ્ત્રી તેની સાથે રહેતી હતી. આ પાદરીના સંબંધમાં કોઇ પણ વધુ હકીકત આ સ્ત્રીના કાકાના જાણવામાં નહોતી. તેથી આ ઉત્સાહી યુવાન્ ડાક્ટરે એ પાદરીની તપાસ

કાઢવા પ્રયાણ કરવા માંડ્યું. અત્યંત કષ્ટ સહન કરી તપાસ કાઢતાં કાઢતાં આ ડાક્ટરના જાણવામાં આવ્યું કે એ પાદરીની એક ભત્રીજી જીવે છે, અને એ ભત્રીજી એ પાદરીની વારસ થઇ છે. એ ભત્રીજીને આ ડાક્ટર મળ્યો, અને એ સ્ત્રીના સંબંધમાં હકીકત પૂછી. તેના ઉત્તરમાં એને જણાયું કે એ પાદરીની ભત્રીજીના સ્મરણમાં આ સ્ત્રી છે. એ સ્ત્રીને એ ઓળખતી હતી, અને પોતાના કાકાએ એને રાખી હતી, તથા લાડથી ઉછેરી હતી.

પાદરીના મરણપછી એ સ્ત્રીએ પોતાનાં માનાપિતાપાસે જવાનો આગ્રહ ધારણ કર્યો, તેથી જ એને ત્યાં એ બાઇએ જવા દીધી હતી. આટલા સમાચાર મળતાં એ પાદરીની ટબછબના સંબંધમાં વિશેષ તપાસ આ ડાક્ટરે કરવા માંડી; એની ભત્રીજીને એ સંબંધમાં વિવિધ પ્રશ્ન પૂછ્યા અને તેમાંથી એના જાણવામાં આવ્યું કે એ પાદરી રસોડાનું બારણું જે ઓરડામાં ઉઘડતું હતું, તે ઓરડામાં વારંવાર ફરતો અને ફરતાં ફરતાં મોટે સ્વરે પોતાના પ્રિય ગ્રંથોમાંથી વિવિધ વાક્યોને બોલતો હતો. આ ગ્રંથોમાંથી ઘણા ખરા એની ભત્રીજીના કબજામાં રહ્યા હતા. તેથી તે પુસ્તકો તપાસવાનું ડાક્ટરે નક્કી કર્યું, અને એ તપાસતાં સમજાયું કે પ્રસ્તુત સ્ત્રી જ્વરસંનિપાતમાં જે જે વાક્યો બોલતી હતી, અને જેની નોંધનાં કાગળીઆનો થોકડો કરી ડાક્ટર પોતાની સાથે ફેરવતો હતો, તે સર્વ વાક્યો આ ગ્રંથમાંથી નીકળ્યાં. આપ્રમાણે આ વ્યતિકરનો ખુલાસો થઇ ગયો. અજ્ઞાનઅને આળસુ વહેમી લોકે મિથ્યા ભૂતનો પ્રવેશ એ સ્ત્રીના શરીરમાં કરાવી દીધો હતો, અને ખરૂં જોતાં તો એ મિથ્યા મતરૂપ ભૂતનો પ્રવેશ પોતામાં જ કરાવ્યો હતો. પણ હવે જણાયું કે એ સ્ત્રીના શરીરમાં કોઇ ભૂત, કોઇ વિદ્વાન્‌ભૂત આવતું ન હોતું. એ સ્ત્રી લખી વાંચી શકતી નહોતી એ સત્ય હતું, એણે ગ્રીક કે લેટિનનો અભ્યાસ કર્યો નહોતો એ પણ સત્ય હતું, એની સમીપમાં એવા અભ્યાસી નહોતા એ પણ ખરૂં હતું પણ અત્યંત બાલપણમાં એ સ્ત્રીના જાણવામાં આ વાક્યો ઉપરના પાદરીના દ્વારા આવ્યાં હતાં. એ દશામાં એ વાક્યોને એ સમજતી નહોતી, એણે એ વાક્યોનો અભ્યાસ કર્યો નહોતો પણ એ રમતી અને કામ કરતી, તેવે પ્રસંગે માત્ર એ ધ્વનિઓ એને કાને પડ્યા હતા, અને તેની છાપ એના બાહ્ય મનમાં લેશ પણ પડી નહોતી, પણ આંતર મનમાં આબેહુબ છાપ પડી હતી. આથી જાગ્રત્‌ દશામાં એ વાક્યો કે શબ્દોનું એને ભાન કદાપિ થયું નહોતું. પણ જ્વરસંનિપાતમાં બાહ્ય મનના વ્યાપાર બંધ અથવા શિથિલ થવાથી આંતર મનમાં પડેલા અસંખ્ય સંસ્કારોમાંથી આ સંસ્કારોનો થર આગળ ઉપડી આવ્યો હતો, અને તેને લીધે એ સ્ત્રી એ વાક્યો બોલતી હતી. આ નિયમો ન જાણનાર હાલ પણ કેટલા અજ્ઞાન લોકો આવા પ્રસંગોને ભૂતના આવેશમાં મિથ્યા ગણી કાઢી દુઃખી થાય છે તથા દુઃખી કરે છે. થોડાં વર્ષપૂર્વે અમદાવાદમાં આવા જ પ્રકારનો એક વ્યતિકર એક બ્રાહ્મણના છોકરાના સંબંધમાં બન્યો હતો. એ છોકરો ગાંડો થઇ ગયો હતો, અને એ દશામાં એ વેદોના મંત્રોને, આખાં સૂક્તોનો પાઠ કરતો અને પછી ડાહ્યો થતો ગયો તેમ તેમ એ સર્વ જતું રહ્યું. જ્યારે વેદોનો ઉચ્ચાર કરતો ત્યારે એને લખતાંવાંચતાં આવડતું નહોતું. એણે પોતે વેદોનું અધ્યયન કર્યું નહોતું. પણ અત્યંત બાલકવયમાં એના સમીપના ગૃહમાં વિદ્યાર્થીઓ વેદાધ્યયન કરતા હતા. ચાર પાંચ વર્ષની ઉમરે આ પ્રકારે શ્રવણમાં આવેલા વેદોનો ઉચ્ચાર એ ગાંડપણમાં મોટી ઉમરે કરતો. તેથી શ્રવણ કરનાર સર્વ પ્રજા આશ્ચર્ય પામતી, અને દેવ કે દેવી એના શરીરમાં આવે છે એમ માનતી. એ છોકરાના સાંભળવામાં વેદો આવ્યા છે એ વાતની તો કીમત જ કોઇને શેની હોય ? સાં-

ભળવા માત્રથી અને તે પણ બાળકવયમાં સાંભળવા માત્રથી વેદો આવડતા હોય તો બીજા બધાને અધ્યયન શા માટે કરવું પડે છે, એવી દલીલ વિચારશીલ પણ આંતર મનના સામર્થ્યથી અજ્ઞાન મનુષ્યો કરતા, અને એ પ્રસંગને જોનારા હાલ પણ કોઇ કોઇ કરે છે. પણ આ વ્યતિકર પણ આંતર મનની અદ્‌ભુત સ્મરણશક્તિ છે, એ જાણનારને વિસ્મયજનક જણાય તેમ નથી. પ્રત્યેક મનુષ્ય નિરીક્ષણ કરી જોશે કે તે જે શહેરમાં રહેતો હશે ત્યાં, જે પાડોશમાં રહેતો હશે ત્યાં કોઇ કોઇ સ્થળે એને આવાં ઉદાહરણો મળી આવ્યાવિના નહિ રહેશે. અનેક સ્ત્રીપુરુષોમાં આપ્રમાણે મિથ્યા ભૂતપ્રેતનો આવેશ અજ્ઞાનથી માની લેવામાં આવે છે અને ખરી તપાસ કરતાં એ માત્ર આંતર મનના વ્યતિકરમાં જ આવી જાય છે. ભૂતપ્રેતની યોનિ વિશ્વમાં નથી, માત્ર મનુષ્યલોક જ વિશ્વમાં રહેલો છે, એવું કહેવાનું અત્ર તાત્પર્ય નથી, પણ એ તો અવશ્ય જણાવવામાં આવે છે કે હાલતાંચાલતાં ભૂતપ્રેતનો આવેશ જે સામાન્ય પ્રજા માની લે છે તેમાં સત્યનો લેશ પણ નથી. ભૂતપ્રેતાદિના લોકો વિશ્વમાં રહેલા છે અને તે લોકના નિવાસીઓ સ્થળે સ્થળે વિચરી શકે છે, પણ જેમ મનુષ્યલોકમાં એ લોકપતિએ મર્યાદા સ્થાપન કરી છે અને એ મર્યાદાનું ઉલ્લંઘન એ અધિપતિની સત્તાનીચે રહેનાર કોઇ કરી શકે તેમ નથી, તેમ ભૂતપ્રેતાદિ પ્રજા, એ સુખી અને સ્વતંત્ર પ્રજા નથી પણ એ દુઃખમય લોક છે, અને એ લોકનિવાસીને સ્વતંત્રતા છે જ નહિ. ગમે તેના શરીરમાં આવવું, ગમે તે મનુષ્યને ગમે તેમ ચલાવવું, એમ કરવા પોતાનાં દુઃખમાં પડેલી એ પ્રજાને અવકાશ નથી તેમ એમ કરવા એની લેશ પણ સ્વતંત્રતા નથી; એમં કરવા એમનું સામર્થ્ય જ નથી. વળી સંભાવના કરવામાં એ ખાસ નિયમ છે કે જ્યાંસુધી દૃષ્ટ કારણથી કોઇ પણ વ્યતિકરની ઉપપત્તિ થઇ શકતી હોય ત્યાંસુધી તે ઉપપત્તિ કરવા અદૃષ્ટ કારણને સ્વીકારવું, એ ગૌરવદોષગ્રસ્ત કલ્પના છે. તેથી આંતર મનરૂપ સિદ્ધ કારણથી જે જે વ્યતિકરોની ઉપપત્તિ થઇ શકતી હોય ત્યાં એ ઉપપત્તિમાટે ભૂતપ્રેતાદિના આવેશની કરાતી કલ્પના પ્રમાણશૂન્ય છે. સર્વથા ઉપર જણાવ્યા તેવાં પ્રસંગો, આંતર મનના જ્ઞાત નિયમોથી ઉપપન્ન થઇ શકે છે અને તેમાં અન્ય કલ્પના કરવી વ્યર્થ છે.

આ રીતે આંતર મન અને બાહ્ય મનમાં વિવિધ ભેદો છે; એકબીજાને પૃથક્ પાડનાર અનેક ભેદક છે જનાં તેમાં આ ત્રણ મુખ્ય ભેદ છેઃ—

(૧) આંતર મન સ્વકૃત તથા પરકૃત ઘોતનને વશ વર્તે છે અને બાહ્ય મન એટલું અધીન હોતું નથી.

(૨) આંતર મન વ્યાપ્તિપ્રયોજ્ય અનુમિતિ કરી શકે છે અને બાહ્ય મન એ અનુમિતિ તથા વ્યાપ્તિગ્રાહક અનુમિતિ પણ કરી શકે છે.

(૩) આંતર મનની સ્મરણશક્તિ અગાધ અને પૂર્ણ છે ત્યારે બાહ્ય મનની સ્મરણશક્તિ ઘણી અપૂર્ણ છે તથા અત્યંત અલ્પ વિષયમાં વ્યાપે છે.

(અપૂર્ણ.)

# मनने परमतत्त्वमां रमण करवा सुबोध.

૫૬. લાવણ્યમયી. ( જ્ઞાનવિના હે યાર, નથી કંઇ સાર, એ લય. )

જ્યાં રહે મતિના મંદ, જગતજીવ અંધ, ન ત્યાં રડવડજે,
મુજ મન તું ગગને ઉંચું ઉંચું નિત્ય ઉડજે.

વિણ ઉડયે ગગનમાં કોઇ,
આ સમગ્ર ભ્રાંતિ ખોઇ,
મહામંગલમય પદ જોઈ,

વળી કલેશ માત્રને ધોઇ, બ્રહ્મમાં સોહી,–રહ્યું નિત્ય, લહજે, મુજ મન૦
શું ખાઇશ ને શું પીશ, શી રીત જીવીશ, થશે શું મારૂં,
થરથર કંપે એ ભયે, આ જગત બિચારૂં.

કાં જે આ જીવસમુદાય,
નિત્ય અધોદેશ અથડાય,
ખાડેખૈયે પછડાય,

જુએ ગગને કદી ન જરાય, ગ્રહી ગુરુસ્હાય, મત્ત ને મૂઢજે, મુજ મન૦
છે ગગને શાંતિ અપાર, ન દુઃખ લગાર, મહાનંદ વિલસે,
જ્યાં દુઃખરોગદારિદ્ર્યથી કોઇ ન ત્રસે,

જ્યાં જનનમરણનું ન નામ,
જ્યાં ન વિધિનિષેધ તમામ,
જ્યાં શોક ન ભય કે કામ,

જ્યાં ખંડ નગર ના ગ્રામ, સચ્ચિતિધામ, તું ત્યાં ઝટ ચઢજે, મુજ મન૦
ગગને રહેતાં નિત્ય સ્થિર, ન દશ્યે વીર, સત્ય મતિ થાતી,
હાનિ વૃદ્ધિથી ન ખિન્ન, થતી ન હરખાતી,

નરહરિ પ્રભુ ગગનથી જાણુ,
વિષયો ભૂમિ શબ્દથી જાણુ,
દઢ ભક્તિ સમજ ઉડાણુ,

કરી સત્વર હવે પ્રયાણુ, ગ્રહી ગુરુમાન, ઠેઠ જઇ ભીડજે, મુજ મન૦

# માનસ રસાયન

અથવા

# યૌવન પ્રાપ્ત કરવાનો અને સ્થિર રાખવાનો માનસ ઉપાય.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૧૨ થી. )

## પ્રકરણ ૬.

### શરીરમાં યૌવનનાં તત્વોને અખંડ ઉત્પન્ન કરવાનો આંતર મનને અભ્યાસ પાડવો જોઇએ.

શરીરને ગમે તેટલા દીર્ઘ સમયસુધી આરોગ્ય, યૌવન અને બળયુક્ત રાખવાનું આંતર મનમાં સામર્થ્ય છે.

મનુષ્યનામાં જે જે ગુણ, સ્થિતિ, લક્ષણ, વલણ, ઇચ્છા, તત્વ અથવા શક્તિ જણાય છે, તે પ્રત્યેકનું ઉત્પત્તિસ્થાન આંતર મન છે; અને આ ઉત્પત્તિસ્થાન અખુટ છે; તેથી કરીને આંતર મનનો ભંડાર ઉઘાડતાં જેને આવડે છે, તે પોતાની ગમે તે શક્તિને વધારી શકે છે, ગમે તે સ્થિતિને જ્યાં સુધી રાખવી હોય ત્યાં સુધી રાખી શકે છે, અથવા ગમે તે ગુણને પોતાની ઉંચામાં ઉંચી કલ્પના પહોંચે ત્યાં સુધી વધારી શકે છે.

જે કરવાનું આંતર મનઉપર યોગ્ય રીતે ઠસાવવામાં આવે છે, અથવા જે કરવાનું આંતર મનને યોગ્ય રીતે સુચન કરવામાં આવે છે, તે કરવાનું તેનામાં સામર્થ્ય હોય છે, અને તે, તે કરે છે. આથી, એ સ્પષ્ટ થાય છે કે ગમે તે મનુષ્ય પોતાના આંતર મનને યોગ્ય પ્રકારે સુચન કરવાથી પોતાના શરીરમાં હમણા જ યૌવનને ઉત્પન્ન કરી શકે છે, અને પોતાની ઇચ્છા હોય ત્યાં સુધી તે યૌવનને સ્થિર રાખી શકે છે.

શરીરની હાલની સ્થિતિ ગમે તે પ્રકારની હોય છે તો પણ આંતર મન તે સ્થિતિને ટાળી શકે છે; જેથી કુદરતે થોડા વખત ઉપર ઉત્પન્ન કરેલું શરીર જેવું છે તેવું—અર્થાત્ આરોગ્યથી, બળથી, અને યૌવનથી પૂર્ણ—ભાસે.

આંતર મન એ મનુષ્યના આખા મનની અંદરની બાજુ છે; બાહ્ય મન એ બહારની બાજુ છે. આપણી પૂર્ણ જાગ્રત દશામાં સંપૂર્ણ ભાનપૂર્વક જે વ્યાપાર કરે છે, તે બાહ્ય મન છે; મનના ઉંડાણમાં આંતર મનની ક્રિયા ચાલે છે. જાગ્રત્ મન વિચારને કરનારૂં છે; આંતર મન કાર્યને કરનારૂં છે. બાહ્ય મન, આમ કરો, તેમ કરો, એવી આજ્ઞાને કરનારૂં છે; આંતર મન તે આજ્ઞાઓને અમલમાં મૂકનારૂં છે. બાહ્ય મન બીજકને રોપનાર છે; આંતર મન એ બીજકને રોપવાની માનસિક ભૂમિ છે, અને તેની ફળોત્પાદક શક્તિ ઘણા જ ઉંચા પ્રકારની અને કદી ન ખુટે એવી છે.

બાહ્ય મનના ઉદ્દેશો, વિચારો, મંતવ્યો ( beliefs મન ) ઇચ્છાઓ, અને ભાવો બીજકરૂપ છે, અને જ્યારે તેઓને ઉંડી લાગણીથી કરવામાં આવે છે, ત્યારે તેઓ આંતર મનમાં રોપાય છે, અને પોતે જે જાતિનાં હોય છે, તે જાતિનાં ફળને અવશ્ય ઉત્પન્ન કરે છે.

યૌવનનાં તત્વોને શરીરમાં ઉત્પન્ન કરવાનો આંતર મનને અભ્યાસ પાડવાને માટે જે

વિચારો, ભાવો, નિશ્ચયો, અને ઇચ્છાઓ, યૌવનને ઉત્પન્ન કરનાર અને તેને સ્થિર રાખનાર છે, તે વિચારોને, ભાવોને, નિશ્ચયોને અને ઇચ્છાઓને જ આપણે બાહ્ય મનમાં સેવવાં જોઇએ.

કોઇ પણ સ્થિતિનું, અવસ્થાનું, તત્ત્વનું અથવા શક્તિનું કારણ આંતર મનમાં જ્યાં-સુધી રચાતું નથી, ત્યાં સુધી મનુષ્યના શરીરમાં તેને બહાર પ્રકટ થવાનો કદી પણ સંભવ આવતો નથી સઘળાં કારણો આંતર મન જ પોતાનામાં રાખે છે, અને તેમાંથી કાર્યને ઉત્પન્ન કરવાનો વ્યાપાર ત્યાં જ ચાલે છે. બાહ્ય મન કારણને પ્રથમ ઉત્પન્ન કરે છે; આંતર મન તે કારણને પોતાના અંદર લે છે, અને તેના સ્વાભાવિક કાર્યને ઉત્પન્ન કરે છે.

સઘળાં કારણો આંતર મનમાં રહેલાં હોય છે, અને આંતર મનમાં રહેલાં સઘળાં કારણો બાહ્ય મનમાં અને શરીરમાં પોતાનાં કાર્યોને પ્રકટાવે છે આથી શરીરમાં યૌવનને બહાર પ્રકટાવવા પૂર્વે યૌવનનું કારણ આંતર મનમાં પ્રથમ સ્થાપવું જોઇએ.

બાળકના આંતર મનમાં યૌવનનાં તથા વૃદ્ધાવસ્થાનાં બંનેનાં કારણો રહેલાં હોય છે; તેમાં યૌવનનું કારણ વ્યાપારવાળું હોય છે. અને વૃદ્ધાવસ્થાનું કારણ નિશ્ચેષ્ટ અને સુપ્ત (સુઇ રહેલું) હોય છે. યૌવનનું કારણ, શરીરને નવું કરવાની જે કુદરતી ક્રિયા શરીરમાં ચાલતી હોય છે, તેના વડે ઉત્પન્ન કરવામાં આવ્યું હોય છે; અને જ્યાંસુધી આ કારણને ક્રિયા કરવા દેવામાં આવે છે ત્યાંસુધી શરીરમાં યૌવન દેખાયા કરે છે. વૃદ્ધાવસ્થાનું કારણ બાળકને વંશપરંપરાથી વારસામાં મળેલું હોય છે; વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનારી, માનવપ્રજાને પડી ગયેલી એ ટેવ છે; અને પોતાને પ્રાપ્ત સ્વભાવનાં વલણપ્રમાણે ત્રિશ , ચાળીશ કે પચાસ વર્ષ વીતતાં તે શરીરમાં ઘડપણની સ્થિતિ ઉત્પન્ન કરે છે.

આથી, યૌવનને સ્થિર રાખવાને માટે, વૃદ્ધપરંપરાથી, ઘડપણને ઉત્પન્ન કરનાર જે કારણ આપણાં આંતર મનમાં સ્થપાયલું છે, તેને ટાળવાની જરૂર છે; અને આ કારણને ટાળવાને માટે સમગ્ર આંતર મનને, યૌવનનાં તત્ત્વોને શરીરમાં અખંડ ઉત્પન્ન કરવાનો અભ્યાસ પાડવો જોઇએ.

યૌવનને ઉત્પન્ન કરનાર કારણોને જ્યારે આખા આંતર મનમાં ભરી દેવામાં આવે છે ત્યારે ઘડપણને ઉત્પન્ન કરનાર સઘળાં કારણો તેમાંથી અદૃશ્ય થઇ જાય છે; અને આપણો ઉદ્દેશ પણ આ જ કરવાનો છે.

આ ઉદ્દેશને સિદ્ધ કરવાને માટે, આંતર મનને બધી રીતે પુનઃ નવું કરવાને માટે બાહ્ય અને પદ્ધતિપુરઃસર યથાર્થ પ્રયત્ન કરવો જોઇએ; યૌવનને ઉત્પન્ન કરવાને માટે અને તેને સ્થિર રાખવાને માટે જે જે કરવાની જરૂર હોય તે પ્રત્યેક કાર્ય કરવાને આંતર મનને સમજાવવું જોઇએ, અને આથી વિરુદ્ધ પ્રકારના આંતર મનમાં ઉંડા પ્રત્યેક ભાવને બદલીને તેને સ્થાને યૌવનને ઉત્પન્ન કરનાર ભાવ સ્થાપવો જોઇએ.

પ્રયત્ન કરવાનો આરંભ કરનારે, હું હમણાં યુવાન્ જ છું, એ સત્ય વાર્તાને નિત્ય આંતર મનઉપર ઠસાવવી જોઇએ. જે વાતને આંતર મનઉપર આપણે ઠસાવીએ છીએ, તેને આંતર મન આપણા મનમાં તથા શરીરમાં પ્રત્યક્ષ ઉત્પન્ન કરે છે. આથી, હું હમણાં યુવાન્ જ છું. એ વાત જ્યારે આંતર મનમાં ઉંડી અને પૂરેપૂરી ઠસે છે ત્યારે આપણા આખા શરીરમાં તે હમણાં જ યૌવનનાં તત્ત્વો ઉત્પન્ન કરે છે, અને તેમને બહાર પ્રત્યક્ષ દર્શાવે છે.

આથી આપણને આપણે જુવાન છીએ એવું ભાન થાય છે, તથા આપણે જુવાન દેખાઇએ છીએ; અને એમ થવું જ જોઇએ, કારણ કે વસ્તુતઃ આપણે જુવાન છીએ.

હું હમણાં જુવાન જ છું, એ વાત જ્યારે આંતર મનમાં દૃઢ ઠસે છે ત્યારે શરીરને નવું કરવાની તેમાં ચાલતી કુદરતી ક્રિયામાં, પોતાને વંશપરંપરાથી પ્રાપ્ત ટેવવડે આંતર મન જે આડે આવે છે, તે આડે આવતું અટકે છે એટલું જ નહિ પણ ઉલટું આ ક્રિયાને અનુકૂળ વર્તન કરે છે; અને આમ થતાં ઘડપણને ઉત્પન્ન કરવાની પરંપરાથી પ્રાપ્ત ટેવનો શરીરમાંથી નાશ થાય છે.

હું હમણાં જુવાન છું, એ વિચાર આંતર મનઉપર જ્યારે આપણે ઠસાવીએ છીએ ત્યારે કોઇ કપોલકલ્પિત નિશ્ચય તેના ઉપર ઠસાવવાનો આપણે કંઇ પ્રયત્ન કરતા નથી; હમણા આપણે જુવાન જ છીએ–આ કંઇ નવો તર્ક અથવા જુઠો નથી; આપણું આખું શરીર થોડા મહિના થયાં જ નવું રચાયુ છે; આથી આ મહાન્ સત્યમાં રહેલા રહસ્યથી આપણા મનને આપણે નિઃશંકપણે સર્વાંગ ભરી કાઢવું જોઇએ.

જે વિચાર ખોટો છે, એવું આપણે જાણીએ છીએ, તે વિચારને આંતર મનઉપર ઠસાવવાનો પ્રયત્ન કરવાથી આપણને નિષ્ફળતા જ મળે છે; કારણ કે જે વિચારો કેવળ ખરા છે, એવું આપણને અંતરમાં ભાન થાય છે, તે વિચારોને જ માત્ર આંતર મન સ્વીકારે છે.

શંકાશીલ મનની આજ્ઞાને આંતર મન માનતું નથી, પણ શ્રદ્ધાવાળું તથા પાકી ખાતરીવાળું મન આંતર મનપાસે તેની શક્તિનું ગમે તે કાર્ય કરાવી શકે છે; અને આંતર મનનાં સામર્થ્યોની અને શક્યતાઓની કોઇ મર્યાદા કે કશો છેડો નથી.

હું હમણાં જુવાન જ છું, એવી અંતઃકરણમાં અખંડ ખાતરી રાખી રહેવાથી આપણને હમણાં જુવાન દેખાડવાની, આપણને હમણાં જુવાનીનું ભાન કરાવવાની, અને આપણા શરીરના અણુઅણુમાં જુવાનીનું બળ પ્રકટાવવાની આપણે આંતર મનને અખંડ સૂચના કરીએ છીએ.

આંતર મનમાં સામર્થ્ય છે, તેને જે કંઇ કરવાનું યોગ્ય રીતે સૂચવવામાં આવે છે, તે કરવાનું તેનામાં સામર્થ્ય છે, અને તે તે કરે જ છે.

આંતર મનને જે કરવાનો યથાર્થ રીતે સંપૂર્ણ અભ્યાસ પાડવામાં આવ્યો હોય છે, તે કામ અમર્યાદ કાળપર્યંત, અથવા બાહ્ય મન, તેનાથી વિરુદ્ધ સૂચના તેને નથી કરતું ત્યાં સુધી તે કર્યાં જ કરે છે. આથી આંતર મનને યૌવનને ઉત્પન્ન કરવાનો એક વાર અભ્યાસ પાડી દીધા પછી, તે યૌવનને શરીરમાં અખંડ ઉત્પન્ન કર્યાં જ કરવાનું; અને આપ્રમાણે જ્યાંસુધી તે મનુષ્યને આ પૃથ્વીઉપર રહેવું હોય છે, ત્યાં સુધી પોતાનું અખંડ યૌવન રહેવાની તેને ખાતરી થાય છે.

જ્યારે આંતર મનને આપણા શરીરમાં યૌવનને અખંડ ઉત્પન્ન કરવાનો અભ્યાસ પાડવામાં આવે છે, ત્યારે આપણા શરીરમાં તે યૌવનને ઉત્પન્ન કરે છે, એટલું જ નહિ પણ યૌવનને ઉત્પન્ન કરનારો સ્વભાવ આપણી સંતતિમાં પણ તે સ્થાપે છે.

જ્યારે માતા અને પિતા બન્નેએ, વંશપરંપરાથી પ્રાપ્ત, ઘડપણને ઉત્પન્ન કરનારી ટેવને આંતર મનમાંથી નિર્મૂળ કરી હોય છે, અને તેને બદલે યૌવનને ઉત્પન્ન કરનારી ટેવને તેમાં

અખંડ સ્થાપી હોય છે. ત્યારે તેઓને જે પ્રજા થાય છે, તે પરંપરાથી પ્રાપ્ત ઘડપણને ઉત્પન્ન કરનાર ટેવથી કેવળ રહિત હોય છે.

આવાં બાળકો ઘરડાં થવાની ટેવસાથે જન્મતાં નથી, પણ જ્યાંસુધી તેઓ જીવે છે ત્યાંસુધી જુવાન રહેવાના પ્રબલ આંતર સ્વભાવસાથે જ જન્મે છે. પોતાના મનના દુરુપયોગવડે, મોટી ઉમરે, ઘરડા થવાની ટેવને, આવાં બાળકો જો પાડતાં નથી, તો તેઓ કદી પણ ઘરડાં થતાં નથી.

આમ છતાં, પોતાનાં બાળકોને યૌવનને ઉત્પન્ન કરનાર સ્વભાવ વારસામાં આપવા ઇચ્છનાર માબાપે, તે બાળકો ગર્ભમાં આવે તે પહેલાં જ તેઓના પોતાના આંતર મનમાં યૌવનને ઉત્પન્ન કરનાર સ્વભાવ અખંડ સ્થાપવાની જરૂર છે.

એવો એક નિયમ છે કે જે કંઇ માબાપે પોતાના આંતર મનમાં દૃઢપણે ઠસાવ્યું હોય છે, તે તેમનાં બાળકોમાં વારસારૂપે ઉતરી આવે છે. આમ હોવાથી માબાપના હાથમાં અમર્યાદ શક્યતાઓ છે; અને જેઓ આ શક્યતાઓનો કેવી રીતે વિકાસ કરવો તે સમજે છે, તેમને મન માબાપના પદકરતાં વધારે મહત્ત્વવાળું બીજું એક પદ નથી.

( અપૂર્ણ. )

---

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૧૫ થી. )

( ૧૦ )

### મહાન્ થવાનો પ્રયત્ન.

મોટા થવા ઇચ્છનારે નાના થવું અને સર્વની સેવા કરવી, એવો ઉપદેશ જ્યારે એક પક્ષથી વિદ્વાનોતરફથી આપવામાં આવે છે ત્યારે અન્ય પક્ષથી જગતનો મોટો ભાગ સેવા કરનારને મોટો ગણતું નથી, પણ સેવા લેનારને મોટો ગણે છે. જેની ઘણા મનુષ્યો સેવા કરે છે, જે બીજાના ઉપર પોતાની સત્તા ચલાવે છે, જે પાણી કે પોતાને જોઇતી વસ્તુ માગતાં દશ જણ દોડીને તે વસ્તુ તેને આપવાને તૈયાર થઇ જાય છે, જે અમુકને જાઓ કહેતાં તત્કાળ તે જાય છે, અને અમુકને આવો કહેતાં તત્કાળ તે આવે છે, અને આપ્રમાણે જેનો પડ્યો બોલ ઝીલવાને મનુષ્યો સર્વદા તત્પર હોય છે, તેને જગતના મનુષ્યો મોટો ગણે છે. બીજાઓને પોતાને અધીન રાખવા, બીજાઓની પાસે પોતાની સેવા કરાવવી, એ વિચાર મહત્તાની સાથે અભેદ રીતે જોડાયલો, આવા મનુષ્યો જાણે છે.

મોટા થવા ઇચ્છનારે નાના થવું, અને સર્વની સેવા કરવી, એ ઉપદેશ ઉપરના વિચારથી તદ્દન ઉલટો જણાય છે. પરંતુ આ ઉપદેશનો વળી કેટલાક તદ્દન ઉંધો જ અર્થ ગ્રહણ કરી બેઠા હોય છે તેઓ એમ માનતા જણાય છે કે મોટા થવા ઇચ્છનારે સર્વની સેવા કરનારા થવું. બીજા મનુષ્યોના પગ ધોવા; બીજાને અર્થે પોતાના સુખનો ભોગ આપવો; સ્વાત્માર્પણ કરવું. સામાની નજર ચિંધે ત્યારે ત્યારે સેવા કરવાથી જ—સામાને માટે મરી મટવાથી જ મોટાઇ આવે છે, એ પ્રકારના આ વિચારને પકડી લઇને અનેક મનુષ્યો પોતાના સમયનો ગમે તેટલો ભોગ આપતા ફરે. અને પોતાને ગમે તેટલી હાનિ અને અગવડ ભોગવવી પડે તોપણ તે વેઠીને

બીજાઓની સેવા કર્યાં જ કરે છે. સેવા કરવી એનો અર્થ તેઓ બીજાનાં શારીરિક કામો કરવાં, ચાકરને કરવાજેવાં તેમનાં કામો કરવાં, તેમની ગુલામગીરી ઉઠાવવી, તેમને સુખી રાખવા, એવો ઘણી વખતે કરે છે, અને આ પ્રકારની ઉંધી સમજણથી તેઓ પોતાને પારવિનાની હાનિ કરે છે. સામાન્ય રીતે કહીએ તો, સામા મનુષ્યને એકલો જ પડ્યો રહેવા દેવો—તેનું કામ તેને પોતાની મેળે જ કરવા દેવું, એ તેની સર્વોત્તમ સેવા છે.

એક ઉદાહરણ લેઇએ. બી. એ. માં પાસ થયેલા એક તરુણ પુરુષનાં ગરીબ માબાપ વૃદ્ધ છતાં શરીરે નીરોગ અને અત્યંત બળવાન્ હતાં. આ તરુણ પુરુષને પરગામ સારા પગારની એક નોકરી મળી. ત્યાં તે ગયો અને પોતાની ઘરની વ્યવસ્થા થયા પછી પોતાનાં માબાપની સેવા કરવાના હેતુથી તેણે તેમને પોતાને ત્યાં બોલાવ્યાં. વૃદ્ધ માબાપને સર્વ પ્રકારે સુખી કરવા માટે તે તેમની અત્યંત સેવા કરવા લાગ્યો. પાણી પીવું હોય તો તે જાતે તેમને લોટો ભરી આપે. તેમને નહાવાનું પાણી કાઢી આપે, તેમની પથારીઓ રાત્રે તેમને કરી આપે, અને આપ્રમાણે પ્રત્યેક કામમાં તેમના શરીરને જરા પણ શ્રમ ન પહોંચે એવી રીતે તે તેમની સેવા કરવા લાગ્યો. ન છુટકે જ તેમને હાથપગ હલાવવાનો તે પ્રસંગ આવવા દેતો. પરિણામ એ આવ્યો કે ગયાં દશ વર્ષમાં તે સ્ત્રીપુરુષ જેટલાં વૃદ્ધ થયાં હતાં તેના કરતાં પોતાના પુત્રને ત્યાં એક વર્ષના અરસામાં તો તે વધારે ઘરડાં થઇ ગયાં. પૂર્વે પિતાને અથવા માતાને મન પાંચ ગાઉ કાપવા, એ રમતજેવું હતું. હવે ઓટલાઉપરથી નીચે ઉતરવું હોય તોપણ પુત્ર હાથ ઝાલે તો જ ઉતરાતું; કારણ કે પ્રત્યેક ક્ષણે પુત્ર તેમને સ્મરણ કરાવતો કે ' બાપા ! મને તમારો હાથ ઝાલવા દો; હવે તમે ઘરડું પાન થયા; એટલે તમારાથી એકલા હાથ પકડ્યા વિના નહિ ઉતરાય.' પુત્રની સેવા અને પ્રેમ તેનાં વૃદ્ધ માબાપનું રુધિર ચુસી લેતાં હતાં, અને તેમના આયુષ્યનો તથા બળનો પ્રતિક્ષણ ક્ષય કરતાં હતાં. તમે નિરાધાર છો, ઘરડું પાન છો, અને તમારે મદદની જરૂર છે, એ પ્રકારના અખંડ ધ્યાનથી તેઓ નિરાધાર, ઘરડાં પાન, અને મદદની જરૂર પડે, એવાં થઇ રહ્યાં હતાં.

એક બીજું ઉદાહરણ લેઇએ કેટલાંક વર્ષઉપર એક વૃદ્ધ સ્ત્રી પરગામ રહેતા પોતાના પુત્રને ત્યાં થોડા માસ રહેવાને માટે ગઇ. આ સ્ત્રી મંદવાડને લીધે ઘણી અશક્ત થઈ ગઇ હતી. કોઈ હાથ પકડે તો જ તેનાથી પથારીમાંથી ઉભા થવાતું હતું. તે પુત્ર અને તેના ઘરનાં માણસો અનિર્વેદવાદી હતાં—આ લેખમાં જે કલ્યાણકર વિચારોનું પ્રતિપાદન કરવામાં આવે છે, તે વિચારોને અનુસરનારાં હતાં. ઉપરના દૃષ્ટાંતમાં વર્ણેલા પુત્રની પેઠે આ પુત્રે પોતાની માતાની નિષ્પ્રયોજન સેવા કરી નહિ. મા પોતાનાં દુઃખો તેના આગળ કહેવા બેસતી તો તેમને તે સાંભળતો નહિ. આથી માતાને નિરુપાયે મંદવાડવિનાની બીજી વધારે સારી વાતો કરવી પડતી. આથી મંદવાડઉપર વારંવાર દોરાતું તેનું ધ્યાન બંધ પડ્યું. જ્યારે તેના શરીરમાં ખરેખરો મંદવાડ જણાતો, ત્યારે તેની અત્યંત કાળજીથી સેવા ઉઠાવવામાં આવતી, પણ પોતાની મેળે ઉઠી બેશી શકે એવી તેની સ્થિતિ થતાં, તેને ખોટી મદદ કરવામાં આવતી ન હતી. તેને પાણી પીવું હોય તો ગોળીપાસે પોતાની મેળે જ જઇને પીવું પડતું. તેને શૌચ જવા જવું હોય તો તેના કોઈ હાથ ઝાલતું નહિ, પણ તેની મેળે જ તેને ચાલવાનો પ્રયત્ન કરવા દેવામાં આવતો. આ પ્રકારના પુત્રના તથા સંબંધીઓના વર્તનથી માતાને ઘણી વાર લાગી આવતું કે આ ઘરમાં મારી જેવી જોઇએ તેવી કોઇ જ

સેવા ઉઠાવતું નથી, કોઈ જ મારા તરફ પ્રીતિ બતાવતું નથી, અને કોઈ જ મારા દુઃખની કથા સાંભળતું નથી. પણ જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ તેનું શરીર સુધરતું ગયું, અને ઘણાં વર્ષથી નહિ અનુભવેલું એવું ઉત્તમ આરોગ્ય તેને પ્રાપ્ત થયું. ઉપરના દૃષ્ટાંતમાં વર્ણેલા પુત્રની પેઠે જો આ પુત્રે પણ પોતાની માતાની સેવા ઉઠાવી હોત, અને જગત્ જેને પ્રેમ કહે છે, પણ જે વસ્તુતઃ અણસમજણનો પ્રેમ છે, તેવો સમજણવિનાનો પ્રેમ પોતાની માતાપ્રતિ દર્શાવ્યો હોત તો તે માતા ભાગ્યે જ મંદવાડમાંથી ઉભી થવા પામી હોત, અને ક્યારનીયે સ્વધામમાં પહોંચી ગઇ હોત. મનુષ્યોની સેવા એ વસ્તુતઃ સર્વદા તેમનું હિત કરનાર હોતી નથી.

બાળકોની પણ આપ્રમાણે સમજણવિનાની સેવા ઉઠાવીને ઘણાં માબાપોએ તેમની પાયમાલી કરી નાંખી હોય છે; અને તે જ પ્રમાણે પતિએ સ્ત્રીની અથવા સ્ત્રીએ પતિની આવી ખોટી સેવા ઉઠાવવાથી ઘણા ગૃહસ્થાશ્રમોનો વિનાશ થયો હોય છે. સ્વાર્થી, આળસુ અથવા અયોગ્ય રીતે આપણી પાસે કામ કરાવનાર મનુષ્યોની જ્યારે આપણે સેવા કરીએ છીએ, ત્યારે આપણે હાનિને કરનાર કૃત્ય જ કરીએ છીએ; અને માંદા મનુષ્યોની પણ જ્યારે નકામી અથવા હદઉપરાંત સેવા કરવામાં નથી આવતી ત્યારે તેઓ ઝટ સારા થઈ જાય છે. છોકરાનું શરીર નબળું છે, એમ જાણી જે માબાપ તેને ગાડીમાં બેસાડીને નિત્ય નિશાળે મોકલે છે, તે માબાપ તે છોકરાના શરીરને તેના જીવનપર્યંત નબળું રાખે છે. પથારીમાંથી ઉઠીને ગોળીમાંથી પાણી લેવાજેવી શક્તિ છતાં પણ જે માંદો માણસ પથારીમાંથી ઉઠતો નથી, અને પોતાની સ્ત્રી અથવા પુત્રપાસે પાણી માગી પીએ છે, તે પોતાના મંદવાડને ઘણા દિવસ લંબાવે છે. પોતાના દુર્બળ મિત્રને તેનાથી થઈ શકે એવું તેનું કામ તેની પોતાની મેળે ન કરવા દેતાં જે તેનો સશક્ત મિત્ર તેને ઘડી ઘડી મદદ કરે છે, તે તેના મિત્રમાં બળ આણવાનો ઉપાય કરતો નથી, પણ તેની દુર્બળતાનું સંરક્ષણ કરવાનો અને તેને પોષવાનો જ ઉપાય કરે છે. આપણે માયાળુ ન જ થવું, અથવા જેઓને ખરેખરી આપણી મદદની જરૂર છે, તેમને મદદ ન જ આપવી, એવું કહેવાનું તાત્પર્ય નથી. તેવે સ્થળે અવશ્ય મદદ કરવી જ, પણ જ્યાં મદદ કરવાથી સામાની આળસ, દોષ, રોગ વગેરે પોષાય છે, ત્યાં મદદ કરતાં બહુ વિચાર કરવાની જરૂર છે. મનુષ્યોનું કલ્યાણ થાય એ પ્રકારે તેમની સેવા કરવી, અને ચાકરની પેઠે તેમનાં કામ કરવાં—તેમની ગુલામગીરી કરવી, એ બેમાં બહુ ભેદ છે.

બીજાઓની સેવા કરવાની આતુરતા તમને છેક તેમનાં હલકાં કામો કરવાની હદસુધી લેઈ જાય, એવું તમારે ન થવા દેવું જોઇએ. કોઇ ગામ ગયા હોય છે ત્યારે કેટલાક મનુષ્યો પોતાની સાથેનાં મનુષ્યોનાં ધોતીયાં ધોઈ આપે છે, તેમના લોટા ઉટકી આપે છે, તેમની પથારીઓ કરી આપે છે, અને આ વિના અનેક પ્રકારની તેમની હલકી સેવાં ઉઠાવે છે. સાથેનો મનુષ્ય માંદો હોય અને તેનાથી પોતાનું ધોતીયું ધોવાનું કે લોટો અજવાળવાનું ન જ બની શકે એવું હોય ત્યાં તેને મદદ કરવી, એ જૂદી વાત છે, પરંતુ તેવા કશા પણ કારણવિના, માત્ર બીજાને પોતાનાથી મોટા ગણી તેમના હલકાં કામો કરવાં, એ આપણને તથા જેમની સેવા આપણે કરીએ છીએ તેમને બંનેને હાનિ કરનાર છે. આવી સેવા ઉઠાવવાથી આપણો આપણા પોતાને માટે હલકો વિચાર બંધાય છે; આપણે આપ-

ણને પોતાને હલકાં કામો કરવાની યોગ્યતાવાળા માનતા થઇએ છીએ; આપણા મનમાં આપણા નીચાપણાનો ભાવ દિવસે દિવસે અજાણતાં દઢ સ્થપાતો જાય છે, અને આમ થતાં આપણી મહત્તાનો આપણે આપણે હાથે જ નાશ કરીએ છીએ. અને આપ્રમાણે પોતાની મહત્તાનો—પોતાના ગૌરવનો—પોતાને હાથે જ નાશ કરવો કોઈ પણ બુદ્ધિમાન્ ભાગ્યે જ યોગ્ય ગણશે. પરંતુ પોતાનાં હલકાં કામો પોતાની મેળે કરવાના સામર્થ્યવાળા મનુષ્યોનાં હલકાં કામો જ્યારે આપણે કરીએ છીએ ત્યારે આપણે આમ જ કરીએ છીએ. અન્ય પક્ષે જેમનાં હલકાં કામો આપણે કરીએ છીએ તેમને આપણે પોતાનાં હલકાં કામો કરવાને માટે હદઉપરાંત નાજુક અને હદઉપરાંત શરમાળ કરી મૂકીએ છીએ; અને આવાં લક્ષણો એ કાંઈ મનુષ્યની ઉત્તમતાનાં સૂચક નથી. સર્વોત્તમ મનુષ્ય તો તે જ છે કે જે પોતાનાં હલકાં કામોને આગ્રહથી પોતાને હાથે જ કરે છે, અને જ્યાંસુધી તે કરવાનું પોતાનામાં બળ હોય છે, ત્યાંસુધી બીજા કોઇને તે કદી પણ કરવા દેતો નથી. કેટલાક મનુષ્યો એટલા બધા નાજુક થઈ ગયા હોય છે કે શૌચ જતી વખતે તેમનો જળનો લોટો પણ બીજાઓ-પાસે ઉચકાવે છે, અને શૌચ જઇ આવ્યાપછી તેમના હાથ પણ તેમને બીજાઓ ધોવડા-વે છે, ત્યારે જ તે હાથ ધોવાય છે. કેટલી બધી પરવશતા, અને આત્મબળની કેટલી બધી દુર્બળતા! જેણે મોટા થવું હોય તેણે પોતાનાં હલકાં કામો પણ પોતાની મેળે જ કરવાં જોઇએ.

માંદા, દુર્બળ, અને વૃદ્ધોનાં કામો કરતાં બહુ સંભાળ અને વિવેકબુદ્ધિ વાપરવાની અગત્ય છે. જે કામ તેઓ પોતાની જાતે સારી રીતે કરી શકે એમ ન હોય તેવું પ્રત્યેક જરૂરનું કામ તેમને કરી આપવું, અને પોતાની જાતે સારી રીતે કરી શકે એમ હોય એવું કોઇ પણ કામ તેમને કદી પણ ન કરી આપવું, એ ઉત્તમ નીતિ છે. તેઓના પ્રતિ બને તેટલો સ્નેહ અને મમતા દર્શાવો, પરંતુ કુટુંબના પ્રત્યેક મનુષ્યને પોતાનું કામ પોતાની મેળે જ હંમેશાં કરવા દો. કઠિન કામોમાં અને એવા જ બીજા અન્ય પ્રસંગોમાં એકબીજાને તમારે મદદ ન જ આપવી, એવું આ કહેવાનું તાત્પર્ય નથી; એમ કરવું એ તો જીવનને માધુર્યરહિત કરવા બરાબર છે. અત્ર તો માયા, સમભાવ, અથવા પરોણાચાકરીને ખોટે નામે ઘણા મનુષ્યો બીજાઓની જે જરૂરવિનાની હલકી સેવા અખંડ ઉઠાવ્યા કરે છે, તે સંબંધમાં કટાક્ષ કરવાનું તાત્પર્ય છે. દાસત્વને પામ્યાવિના એકબીજાનો ભાર ઉઠાવવાને તમને કોઇ ના કહેતું નથી; પરંતુ પોતાનો ભાર પોતે ઉઠાવવાને પૂર્ણ સશક્ત છતાં પણ જો તમે બીજાનો ભાર ઉઠાવો છો તો તે કંઇ માયા કે સ્નેહ નથી. પોતાનાથી ઉંચકી શકાય તેના કરતાં વધારે ભાર જેને માથે છે, તેને ટેકો દેવાનું કદી ચુકતા ના; અને પોતાનો ભાર પોતે ઉંચકી શકવાના સંપૂર્ણ સામર્થ્યવાળા મનુષ્યને મદદ કરીને, પોતાનો ભાર ઉંચકવાના તેના વાસ્તવિક હકઉપર કદી તરાપ મારતા ના.

બીજાના પ્રતિ માયા દર્શાવવી, એ સારી વાત છે, પણ હદઉપરાંત માયા દર્શાવવી, એ સારી વાત નથી. તમારાં પુત્રપુત્રીઓને પોતાનાં બેસવાઉઠવાનાં સ્થાનની, વસ્ત્રોની તથા પો-તાની વસ્તુઓ વગેરેની જાતે સંભાળ લેવા દીધાથી તમે તેમનું વધારે હિત કરવાના; તે જ પ્રમાણે કુટુંબનાં બીજાં નાનાં, મોટાં, તથા વૃદ્ધ મનુષ્યોને પોતાનું કામ પોતાની મેળે જ કરવા દેવાથી તમે તેમનું અધિક હિત સાધવાના. તમારા માંદા પિતાને અથવા પુત્રને પાણી પીવાને માટે, જોરેની ઓરડીમાં ચાલીને જવાની કસરત કરવાની જરૂર છે; જો તે નિયમિત

રીતે તે કસરત કરે છે, તો બળવાન્ થવામાં તે તેને મદદગાર થઇ પડે છે. તમારે ત્યાં આવેલા પરોણાને આદરથી તમારા ઘરમાં ઉતારો, પણ પછી તેમનાં નહાવાધાવા વગેરેનાં હલકાં કામો તેમની પોતાની મેળે જ કરવા દોઃ એથી જ તેઓને તમારે ત્યાં કરેલો મુકામ વધારે સુખકારક ભાસશે, અર્થાત્ જો તેમનામાં બુદ્ધિ હશે તો જ તે તેમને સુખકારક ભાસશે; અને જો તેઓ બુદ્ધિવિનાના હશે તો તો જેમ સત્વર તેઓ તમારે ત્યાંથી ઉચાંતરી કરી જશે તેમ તમને વધારે લાભ થશે. જેમને મદદની ખરેખરી જરૂર હોય તેમને તમારાથી બનતી સઘળી મદદ આપો; પણ તે વિનાના બીજા લોકોને તેઓનાં પોતાનાં હલકાં કામો પોતાની મેળે જ કરવા દો.

કેવળ પરહિતમાં તણાઇ જઇને સ્વસુખનો વિનાશ ન કરી નાંખવા આ લેખમાં વારંવાર ચેતવણી આપવામાં આવી છે. પારકાને અર્થે જરૂરવિના સ્વસુખનો ભોગ આપવા જેઓ આગ્રહ ધરે છે, તેઓ પારવિનાની હાનિને કરે છે. મનુષ્યનું સર્વોત્તમ હિત આત્મબળઉપર સંપૂર્ણ શ્રદ્ધાવાળા થવાથી જેવું સધાય છે, તેવું બીજા કશાથી સધાતું નથી. પોતાનું સઘળું કામ કરવા, અને પોતાની સઘળી જરૂરીઆતો પૂરી પાડવા, સર્વ પ્રકારે સમર્થ એવી એક સત્તા મનુષ્યના પોતાનામાં જ રહેલી છે, એ જાણવાથી જ મનુષ્યનું મોટામાં મોટું કલ્યાણ થાય છે. જે લોકોનો પાટલો બીજા હોય છે તો જ ખસે છે, અર્થાત્ જેમને પોતાનાં કામો કરવા હંમેશાં બીજા મનુષ્યોની જરૂર પડે છે, તેઓને બીજાના ઉપર આધાર રાખવાની ટેવ પડી જાય છે; તેઓ સ્વાશ્રયી અથવા આત્માવલંબી અથવા પોતાના સામર્થ્યઉપર ઝુઝનારા કદી જ થઇ શકતા નથી. તેઓની સેવા ઉઠાવવાને માટે હદઉપરાંત તત્પર રહેનારા મનુષ્યોવડે, પોતાના સ્વત્વનો વિકાસ કરવાનો તેમને જે પ્રસંગ મળ્યો હોય છે, તેનો વિનાશ કરી નાંખવામાં આવે છે.

'સેવાથી મીઠા મેવા મળે છે' 'કોઇનું પણ કામ કરી છૂટવું' 'અમે તો તમારા ચરણની રજ છીએ' 'અર્ધી રાત્રે પણ તમારો પડ્યો બોલ ઝીલવા સેવક હાજર છે' વગેરે સેંકડો વચનો મનુષ્યો પ્રસંગોપાત્ત બોલે છે, અને તે દ્વારા સેવા એ જ પરમકર્તવ્ય છે, અને તેમાં જ કોઇ મોટું ફળ રહેલું છે, એમ પોતે માનતા હોય એમ સૂચવે છે. પોતાનું કામ કરવાને અશક્ત મનુષ્યનું અર્ધી રાત્રે હું ખુશીથી કામ કરીશ, અને તેનો પડ્યો બોલ ઝીલવા હાજર રહીશ, પરંતુ પોતાનું કામ કરવાનું પોતાનામાં સામર્થ્ય છતાં જે આળસથી, અથવા ખોટી મોટાઇથી તે કરતો નથી, તે કલ્પના અંતપર્યંત ભલે બરાડીબરાડીને મરી જાય તોપણ તેનું કામ હું કદી પણ કરીશ નહિ. પોતાના પગમાં ચાલવાનું બળ છતાં, માર્ગમાં પોતાને તેડી લેવાને માટે મારો પુત્ર ભલે સો દિવસસુધી ત્યાં ઉભો ઉભો બૂંકડો મૂક્યા કરે તોપણ હું તેને કદી તેડીશ નહિ. આળસુ અને હાડકાંના હરામ મનુષ્યોની સેવા કરવામાં એળે ખરચવાની મારી પાસે એક પણ નકામી ક્ષણ નથી. તમારો કોઇ મિત્ર અથવા સગું ખોટી હરામી કરીને તમારે માથે બોજારૂપ થઇ પડ્યું હોય તો ખોટી લોકલજ્જાથી તે બોજાને વહેવા કરતા ના. તેને સ્પષ્ટ કહી દો કે આ ક્ષણથી તમારે તમારો બોજો તમારી પોતાની મેળે જ ઉઠાવવાનો છે. પરહિતમાં પ્રવૃત્તિ કરવી, એ પરમ ધર્મરૂપ છે, પણ બીજાના ગુલામ બનવું—બીજાના દાસ થવું, એ દાસ તથા સ્વામિ ઉભયની મહત્તાનો વિનાશ કરનાર છે.

(અપૂર્ણ)

# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૨૩ થી )

સજ્જને કહ્યું, આ બધી લાંબી ચર્ચા મારી જે મૂળ શંકાઉપરથી ચાલી હતી, તે શંકા પણ એમ ને એમ, સમાધાન થયાવિના રહી ગઇ. તમે ખસુસ ઘેર જઇને તમારી પુત્રીને અમારા તરફથી વિનંતિ કરજો કે એકવાર પુનઃ અમને મહેરબાની કરીને મુલાકાત આપે.

મેં કહ્યું, હું અવશ્ય તેમ કરીશ, અને મને જે ઉત્તર મળશે તે આપને જણાવીશ. પણ આપે મને આપણા મુકરદમાના સંબંધમાં હવે શું કરવું, તેનો વિચાર કરવા બોલાવ્યો છે; અને હવે પુષ્કળ વખત વહી ગયો છે, માટે તે સંબંધમાં સત્વર જે તે નિર્ણય થઇ જાય તો સારૂં.

તેણે કહ્યું, હા, આ બીજી આડી પણ ઉપયોગી વાતોમાં ઘણો વખત ચાલ્યો ગયો. પણ એક પક્ષે, તેથી મને ઘણો લાભ થયો છે. તમે જેમને સુરેશ્વરાચાર્ય કહો છો, તેમની સાથેની હમણાં થયેલી વાતચીતથી હું અજબ થઇ ગયો છું, અને તમારી પુત્રીઉપરનો મારો સઘળો રોષ ઉતરી ગયો છે. આ વાતચીત થવાપહેલાં તમારી પુત્રી સેતાન છે, એવી મારી ખાતરી હતી, પણ હવે તે એક મોટી ફીલસુફ છે, તથા અકુદરતી શક્તિઓ ધરાવે છે, એવો મારો દૃઢ અભિપ્રાય થયો છે. આ મુકરદમો આટલો બધો આગળ વધ્યો ન હોત તો મારી ભૂલને માટે હું તેની જાહેર માફી પણ માગત; પણ આમાં રાજસત્તા પણ ગુંચવાઇ ગઇ છે, અને રાજસત્તાએ આવા પ્રસંગમાં નમ્યું આપવું, એ પ્રજાની દૃષ્ટિમાં બહુ જ હલકો વિચાર બેસાડનારૂં છે. જો કે સત્ય તમારા પક્ષમાં છે, એ હું સારી રીતે જાણું છું, અને તેને જ ઇન્સાફ મળવો જોઇએ, પણ સત્યને ઇનસાફ આપતાં સત્તાનું ગૌરવ ઝાંખું અને કલંકિત થાય છે, માટે કોઈ યુક્તિ વિચારી કાઢવા હું તમને વિનંતિ કરૂં છું.

મેં કહ્યું, રાજસત્તા કેવી ભારે ગુંચવણમાં છે, તે હું સારીરીતે જાણું છું. રાજસત્તાનું બળ અગાધ છે, પણ તે બળનો ઉપયોગ કરવા જતાં તોફાન ઘટવાને બદલે વધવાનો સંભવ છે. આથી કોઈ વિશેષ યુક્તિ કાઢી આ વાતને ગમે તેમ દાબી દેવાના આપના વિચારને હું પણ અનુકૂળ જ છું.

તેણે કહ્યું, તો તમે તેવી કોઇ યોગ્ય યુક્તિ સૂચવો તો અમે તે કરવાને તત્પર છીએ.

મેં કહ્યું, મને તો તેવી કોઈ યુક્તિ જડતી નથી.

તેણે કહ્યું, મણિધરરાય ! અમે એવી એક યુક્તિ વિચારી કાઢી છે. થોડા વખત પહેલાં તે યુક્તિ તમને કહેતાં અમને જરા પણ સંકોચ થાય તેમ ન હતું, પણ હવે તો તે યુક્તિ તમને કહેતાં અમને પણ લજ્જા આવે છે; પણ બીજો કોઇ ઉપાય ન જડતો હોવાથી ક્ષમાની યાચનાસહ મારે તે તમને કહેવી પડે છે.

મેં કહ્યું, આપ જેવા મોટા પુરુષો મારા આગળ આ જે વિનય દર્શાવો છો, તેથી મને ગ્લાનિ ઉપજે છે. આપની યુક્તિ નિઃશંકપણે આપ કહેશો.

સજ્જને ખચકાતાં ખચકાતાં કહ્યું, તમે મેજીસ્ટ્રેટને એવી મતલબની એક અરજી

આપો કે તમારી પુત્રીનું મગજ ઘણા દિવસથી ખસી ગયું છે, તેની હમણાં જ તમને ખબર પડી છે. પૂર્વે તે થોડું થોડું ખસેલું હતું, પણ તેનાં કોઇ સ્પષ્ટ ચિહ્નો સમજાયલાં નહિ હોવાથી તે સંબંધમાં શંકા ઉપજી ન હતી. થોડા સમયથી તેના ઉપર ચાલતા મુકરદમાને લીધે આ ચિહ્નો વધારે પ્રકટી આવ્યાં છે, અને કોર્ટનું તેણે જે અપમાન કર્યું હતું તથા પોલિસસાથે જે હુજ્જત કરી હતી, તે ગાંડપણના આવેશને લીધે જ કરી હતી, એ હવે સ્પષ્ટ થયું છે. કોર્ટને આ બાબતની ખાતરી થતી ન હોય તો વિદ્વાન્ ડોક્ટરોની એક કમીટી નીમી મારી પુત્રીના મગજની પરીક્ષા કરાવવી, અને પરીક્ષાના પરિણામમાં તે ગાંડી છે, એમ જો નક્કી થાય તો પછી આ દુઃખદાયક મુકરદમાનો કોર્ટે સત્વર અંત આણવો.

મેં કહ્યું, આપની આ યુક્તિ તો સારી છે, પણ આથી મારી પ્રતિષ્ઠાને હાનિ થવાની; એટલું જ નહિ પણ આવી અસત્ય વાત મારી પુત્રી સ્વીકારશે કે કેમ તે પણ સંશયભરેલું છે.

તેણે કહ્યું, આવી અસત્ય વાર્તા તમારી પુત્રી ન જ સ્વીકારે, એ સ્વાભાવિક છે, પરંતુ અમારે ખાતર આટલું કબુલ કરવા તમે તેને આગ્રહ કરશો તો તે જરૂર માનશે. તમે તમારી પુત્રીને મહાપુરુષ ગણો છો, અને અમારો પણ તેવો જ અનુભવ થયો છે, અને મોટા પુરુષો દયાળુ હોવાથી અમારે ખાતર તેઓ આટલો ભોગ આપવાની મહેરબાની કરશે જ. અમે તેમને જાતે જ આ વિનંતિ કરવાના હતા, પણ એટલામાં તો તે અદૃશ્ય થઇ ગયા. હવે તમે કહો તો અમે તમારે ત્યાં આવીએ, અને તેમને જાતે વિનવીએ. અથવા આથી બીજી કોઇ વધારે સારી યુક્તિ બતાવો તો તે પ્રમાણે વર્તીએ.

શો ઉત્તર આપવો તે મને નહિ સુઝવાથી, મેં કહ્યું, બહુ સારૂ, મારી પુત્રીને પૂછીને હું તમને કાલે તેનો ઉત્તર જણાવીશ.

તેણે કહ્યું, કાલસુધી હવે આ પ્રસંગ મુલતવી રખાય એવો નથી. આ વર્તમાનપત્રવાળાઓ કેવા કાગડા છે, તે તમે નથી જાણતા? તેઓએ દેશના આ છેડાથી બીજા છેડાસુધી આ વાતની ક્યારની ચર્ચા ચલાવી મૂકી છે; તેમાં અમારા અંગ્રેજી પત્રવાળાઓએ તો પારવિનાની હોહા કરી મૂકી છે. માટે આજ ને આજ આનો નિવેડો આણી કાલના દૈનિક પત્રમાં તે પ્રકટ થાય એવી વ્યવસ્થા કરવી જ જોઇએ. તેથી હમણા ને હમણા તમે તમારી પુત્રીપાસે જાઓ, અને આ અરજી અમે તૈયાર કરી રાખી છે, તે તેને વંચાવી તમારી સહી કરી, આ અમારૂં માણુસ તમારી સાથે આવે છે, તેની જોડે કવરમાં બંધ કરીને પાછી મોકલી દો. જુઓ, આ કામનો આ રીતે નિવેડો આણવામાં તમારી અને અમારી બંનેની શોભા છે.

અસત્ય છતાં, મને પણ સર્જનની આ યુક્તિ, આ પ્રસંગને લઇને અનુકૂળ લાગવાથી, હું પછી તે અરજી લેઇને, સર્જન તથા મેજીસ્ટ્રેટને નમન કરી, તેમના માણસને લેઇને મારી ગાડીમાં બેશી મારે ઘેર આવ્યો.

( અપૂર્ણ. )

---

# कल्पना शक्तिनी प्रबुद्धता.

પ્રવૃત્તિના પ્રત્યેક ક્ષેત્રમાં, અપૂર્વતા એ મહત્તાનું રહસ્ય અથવા છુપી કળા છે. પ્રત્યેક નવી શોધ અપૂર્વતાદ્વારા જ થઇ છે, અને માનવપ્રજાએ ઉન્નતિના માર્ગમાં આગળ ભરેલાં પ્રત્યેક પગલાંમાં અપૂર્વતા જ હેતુરૂપ થયેલી છે.

જગતમાં જે જે ઉત્તમ કાર્યો મનુષ્યે કર્યાં છે, તે સર્વ અપૂર્વતાનાં ફળરૂપ છે, અને મનુષ્યના પ્રયત્નનું સર્વોત્તમ યશસ્વી ફળ અપૂર્વ વિચાર છે.

વધારે આગળ વેગથી વધવા ઇચ્છનારને અપૂર્વતા અનિવાર્ય અગત્યની છે. આથી અપૂર્વ વિચારને કરવાની શક્તિને કેળવવાની પ્રત્યેક મનુષ્યને અસાધારણ અગત્ય સિદ્ધ થાય છે.

સારી રીતે વિકાસને પામેલી, તથા ઉચ્ચ પ્રકારે કેળવાયલી કલ્પના શક્તિ, અપૂર્વતાની સિદ્ધિમાં એક મુખ્ય અગત્યનું સાધન છે; અને અપૂર્વ વિચાર કરવાનું સામર્થ્ય ઘણા જ થોડા મનુષ્યોમાં જોવામાં આવે છે, તેનું મુખ્ય કારણ એ છે કે તેઓએ કલ્પનાશક્તિને કેળવવાઉપર બિલકુલ ધ્યાન આપેલું હોતું નથી.

સામાન્ય પંક્તિના મનુષ્ય મટીને ઉંચી પંક્તિના મનુષ્ય થવાની અને જીવનનાં, સામર્થ્યનાં અને સિદ્ધિનાં નવાં અને અધિક વિશાળ ક્ષેત્રોમાં પ્રવેશવાની જો તમારી ઇચ્છા હોય તો તમારી શક્તિપ્રમાણે અને અનુકૂળતાપ્રમાણે તમારાથી બને તેટલી પૂર્ણ રીતે તમારી કલ્પનાશક્તિને પ્રબુદ્ધ કરવાનો પ્રયત્ન કરો.

યોગશાસ્ત્ર જેને ધારણા કહે છે, તે ધારણાનો અર્થાત્ મનમાં ચિત્રો રચવાનો પદ્ધતિપુરસર અભ્યાસ શરૂ કરો; અને તેમાં પણ કોઇક જૂદા પ્રકારના ચિત્રને અથવા પ્રતિમાને મનઉપર આલેખવાનો ખાસ પ્રયત્ન કરો.

તમે જોયેલી પ્રત્યેક આકૃતિનાં સ્પષ્ટ ચિત્રો તમારા મનમાં રચો; પછી જૂદી જૂદી આકૃતિના અવયવો લો, અને તેમને જોડીને તમે કોઇ દિવસ કદી ન જોઇ હોય એવી આકૃતિ રચો. આ હેતુ સિદ્ધ કરવાને માટે આરંભમાં મુખ્યત્વે કરીને ભૂમિતિની આકૃતિઓ લો, અને કાંઇક જૂદુ જ રચવાના ઉદ્દેશને સર્વદા મનમાં સ્મરણમાં રાખો.

હાલ તમારા મનમાં જે જે જૂદી જૂદી આકૃતિઓનું તમને જ્ઞાન છે તે તે આકૃતિઓના અવયવોનો સંયોગ કરવાથી તમે કોઈ નવી આકૃતિને જ ઉત્પન્ન કરો છો, અને આ નવી આકૃતિથી કોઇ નવા પ્રકારનું જ તમારા મનમાં ભાન થાય છે. આથી કોઇ નવી દિશામાં તમે તમારી કલ્પનાશક્તિને કેળવો છો, એટલું જ નહિ પણ તમારા માનસ પ્રદેશમાં તમે એક નવા ક્ષેત્રની વૃદ્ધિ કરો છો.

જ્યારે જ્યારે તમારી કલ્પનાશક્તિને કેળવવાનો તમે અભ્યાસ કરો, અને ભિન્નભિન્ન આકૃતિઓ તમને જણાય ત્યારે ચિત્રોના એક વરઘોડાની પેઠે તમારી દૃષ્ટિ આગળથી તેમને પસાર થઇ જવા દેવાને બદલે તેમને મનમાં ગ્રહણ કરી રાખો, અને તમારી કલ્પનાશક્તિ પહોંચે ત્યાં સુધી તેમનો પુનઃ સંયોગ કરીને તેમાંથી નવી આકૃતિઓને ઉભી કરો. એક નવી આકૃતિ બીજી નવી આકૃતિના વિચાર સ્ફુરાવશે, અને તે નવી આકૃતિ વળી ત્રીજી નવી આકૃતિના વિચાર સ્ફુરાવશે, અને આમ અપૂર્વ નવી આકૃતિઓનો તમારી પાસે મોટો સમૂહ થશે.

આ ક્રિયાના અભ્યાસથી વિચારના નવા માર્ગ ખુલશે, અને આ નવા માર્ગ પાછા નવા પ્રકારના માનસ વ્યાપારોનાં દ્વાર ઉઘાડશે, અને આ સર્વના પરિણામમાં મન અધિક મોટું થશે તથા તેની શક્તિઓ અધિક વધશે.

આપણે સ્મરણમાં રાખવું જોઈએ કે જ્યારે જ્યારે કોઇ નવી આકૃતિનું ભાન મનમાં આરૂઢ રાખવામાં આવે છે ત્યારે ત્યારે કેટલાંક માનસિક સામર્થ્યોની ક્રિયા કરવાની દિશા બદલાય છે, અને મનના જૂદા જ પ્રદેશઉપર તેઓ કામ કરવા માંડે છે. આમ થતાં મનના આ જૂદા પ્રદેશો અથવા મનની આ જૂદી કળાઓ જાગ્રત્ થાય છે, અને નવી શક્તિઓ દર્શન દે છે.

આપણને જાણીતા ભિન્નભિન્ન પ્રસંગોને મનમાં ખડા કરીને, તેમાંથી પ્રસંગોનો એક નવો જ સમુદાય રચવાથી કલ્પનાશક્તિ વળી જૂદી દિશામાં જ કેળવાય છે, અને જૂદા પ્રકારના ભાવિને ઉત્પન્ન કરનાર સામર્થ્યોને ગતિમાં મૂકે છે.

નવા બનાવોનાં મનમાં ચિત્ર કલ્પવાથી અર્થાત્ જે બનાવોવિષે આપણે કોઇ દિવસ કદી સાંભળ્યું પણ નથી હોતું તેવા બનાવોનાં મનમાં ચિત્ર કલ્પવાથી, મનમાં તેવા પ્રકારના બનાવોને જ ધ્યાનમાં રાખનાર સ્વભાવ ઉત્પન્ન થાય છે; અને જ્યારે જ્યારે મનમાં કોઇ નવો સ્વભાવ અથવા વલણ ઉત્પન્ન થાય છે, ત્યારે તે વલણનો સ્વાભાવિક પરિણામ થોડા પણ અંશમાં પ્રકટ્યાવિના રહેતો નથી.

આમ છતાં, આપણો ઉદ્દેશ નવું ભાવિ ઉત્પન્ન કરવાનો નથી, પણ કલ્પનાશક્તિને કેળવવાનો છે; કારણ કે જ્યારે કલ્પનાશક્તિ પૂર્ણ પ્રકારે કેળવાય છે, ત્યારે અપૂર્વતા પ્રકટે છે; અને અપૂર્વતાને પ્રકટાવવાથી આપણી ઇચ્છામાં આવે તે સમયે આપણા પરિવેષ્ટન ( environments )ને અને આપણી સ્થિતિને બદલવાને આપણે સમર્થ થઇએ છીએ.

જ્યારે જ્યારે કલ્પનાશક્તિને કેળવવાનો તમે અભ્યાસ કરો ત્યારે ત્યારે તેને કેળવવાનો તમારો ઉદ્દેશ તમારા સુખને અર્થે જ છે, તે વાતનું વિસ્મરણ ન કરીને નવીન, નૂતન, અને અપૂર્વનાં ચિત્રો કલ્પવાઉપર દૃષ્ટિ રાખજો.

સર્વોત્તમથી ઉતરતા પ્રકારનું કોઈ પણ ચિત્ર કદી કલ્પશો નહિ; ગમે તેનું મનમાં તમે ચિત્ર રચો તોપણ તે વસ્તુ સર્વોત્તમ સ્થિતિમાં અને આકારમાં જેવી હોવાનું તમે અનુમાન કરો, તેવું તેનું ઉંચું સ્વરૂપ કલ્પજો. જે માનસિક ચિત્ર સર્વોત્તમ નથી, તેવા કોઇ પણ ચિત્રને મનમાં એક ક્ષણ વાર પણ સ્થિર રહેવા દેશો નહિ.

કલ્પનાશક્તિને કેળવવાને માટે સર્વોત્તમની કલ્પના કરવામાં જ તેને વાળવી જોઇએ. સર્વોત્તમમાં વાળેલી કલ્પનાશક્તિ જ ઉન્નતિને અથવા સુખને સાધી આપનાર થાય છે, તેથી તેને સર્વદા ઉત્કૃષ્ટ બાબાતેમાં જ યોજવી જોઇએ. આપણે જે ઉંચો ઉદ્દેશ સિદ્ધ કરવાં ધાર્યો હોય, તેના પ્રતિ જ કલ્પનાને કેળવવાને માટે દૃષ્ટિ રાખવી જોઇએ, અને માત્ર આપણા ઉંચા ઉદ્દેશનાં જ ચિત્રોને મનમાં આરૂઢ રાખવાં જોઇએ.

તમે જોયેલી કોઇપણ વસ્તુના કરતાં પ્રત્યેક માનસિક ચિત્ર વધારે વિશાળ, વધારે મહત્તાવાળું અને વધારે પૂર્ણ કલ્પો; તમારી કલ્પના પહોંચે ત્યાં સુધી મોટામાં મોટી શક્યતાઓ ( possibilities ) માનસિક રીતે જોવાનો પ્રયત્ન કરો, અને જેટલા વિષયો તે સમયે તમને જડી આવે તેટલા વિષયોમાં જોવાનો પ્રયત્ન કરો. વળી આ મોટામાં મોટી શક્ય-

તાઓને, સ્થૂલ જગતમાં વ્યાપારને કરતી જેવી રીતે તમારી કલ્પનાશક્તિ ધારે તેવી રીતનું તેમનું ચિત્ર કલ્પો.

તે શક્યતાના આ બાહ્ય જગતમાં પ્રતીત થનાર ખરા રૂપની સાથે સરખાવતાં તમારી કલ્પનાશક્તિએ રચેલું ચિત્ર કદાચ સાચું નહિ પડે, તોપણ જેટલે સુધી તમે કલ્પના કરી છે, તેટલે સુધી તો તે સાચું જ હોવાનું. સઘળી માનસિક કલ્પનાઓ, તેઓ જેટલી મર્યાદાસુધી પહોંચે છે ત્યાં સુધી તો ખરી જ હોય છે; આપણે જેટલી મર્યાદાસુધી આગળ વધવું જોઇએ, તેટલી મર્યાદાસુધી આગળ ન વધવાની જ ભૂલ કરીએ છીએ.

તમારી પ્રથમની કલ્પના કદાચ અપૂર્ણ હશે તોપણ મનના ખરા માર્ગમાં થયેલા વ્યાપારને તે સૂચવે છે; અને તેવી જ જાતનો બીજો વિશેષ વ્યાપાર થતાં જે સત્ય તમે શોધો છો, તે સત્યનું તમને ભાન થાય તેવે સ્થળે તમારી કલ્પનાશક્તિ તમને દોરી જશે. વિશેષમાં આ પ્રકારના અભ્યાસથી તમારી કલ્પનાશક્તિ વિશેષ વિશાળ અને બળવાન્ થાય છે, અને તમારામાં રહેલી અપૂર્વતાની શક્તિનો વિકાસ થાય છે.

અધિક ઉત્કૃષ્ટ તથા મહાન્ વસ્તુનું મનમાં ચિત્ર કલ્પવાથી આપણા વિચારો અધિક ઉત્કૃષ્ટ તથા અધિક મહાન્ થાય છે, અને આપણો પોતાનો અધિક વિકાસ થઇને આપણે અધિક ઉત્કૃષ્ટ અને અધિક મહાન્ થઇએ છીએ.

( અપૂર્ણ )

---

## અતિશય ખરચાળ સ્વભાવ, એ એક માનસિક રોગ છે.

શારીરિક રોગ જેટલી હાનિ કરે છે, તેના કરતાં માનસિક રોગ અનેકગણુ વધારે હાનિ કરે છે, પરંતુ આ વાત મનુષ્યોનો મોટો ભાગ ન જાણતો હોવાથી પોતાના માનસિક રોગો ટાળવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય, હજારોમાંથી કોઇ વિરલ જ મળી આવે છે. શરીરના રોગો ટાળનારાં દવાખાનાં, ડોકટરો તથા વૈદ્યો આજે સ્થળે સ્થળે જોઇએ તેટલા પ્રમાણમાં મળી આવે છે, પણ મનના રોગ ટાળનાર દવાખાનું તથા વૈદ્ય, હજારો ગાઉમાં એકાદ પણ ભાગ્યે જ જોવામાં આવે છે. પ્રાતઃકાળમાં લોકોનાં ઘરમાં જો તમે ફરી વળો તો હજારો મનુષ્યો—નાનાં મોટાં સર્વ—શરીરના વ્યાધિઓ ટાળવાનો પ્રયત્ન કરતા તમારા જોવામાં આવશે—કોઇ ગોળીઓ ખાતું, કોઇ ઉકાળો બનાવીને પીતું, કોઇ, ડોકટરોએ આપેલી દવામાંથી મોં ફેરવી નાંખે એવી બેસ્વાદવાળી દવા પીતું, કોઇ અવલેહો ચાટતું, કોઇ માત્રાઓ ખાતું, કોઇ પાક ખાતું, કોઇ પોતે માનેલા વિવિધ ઉપચારો કરતું, એમ ત્યાં ત્યાં પ્રયત્ન કરતું જોવામાં આવશે, પરંતુ મનના હઠીલા તથા આગંતુક હજારો રોગો જે પ્રજામાં વ્યાપી રહ્યા છે, તેને ટાળવાનો વિધિપુરસ્સર પ્રયત્ન થતો ભાગ્યે જ કોઇ ઘરમાં તમારા જોવામાં આવશે. ખરું છે કે કોઇ ઘરમાં માળાઓ ફરતી, દેવસેવા થતી, અથવા સંધ્યાદિ ક્રિયાઓ થતી તમારા જોવામાં આવશે, પણ આ સઘળી ક્રિયાઓ માનસિક રોગોને ટાળનારી છતાં તે એવી તો બેદરકારીથી તથા ઉપરટપકે કરવામાં આવે છે, તથા તેની સાથે એટલું બધું કુપથ્ય સેવવામાં આવે છે કે આવી ક્રિયાઓમાં વર્ષોનાં વર્ષ ગાળવા છતાં તથા ઘણાઓનો આખો જન્મ વહી ગયા છતાં પણ તેમના માનસિક રોગો ઘટવાને બદલે ઉલટા વધતા જતા જ જોવામાં આવે છે.

વિવિધ માનસિક દોષોમાં, અતિશય ખરચાળ સ્વભાવ, એ પણ એક માનસિક દોષ છે; અને આ દોષ એ કંઇ નાનોસરખો દોષ નથી. નજરે પડે એવા સ્થૂલ પદાર્થોને, વિવેકવિના જેઓ અમર્યાદપણે ખરચે છે, અને તેમ કરતાં જેમને ભાન રહેતું નથી, તેવા મનુષ્યો નજરે ન પડે એવાં સૂક્ષ્મ સામર્થ્યો, જે દ્રવ્યકરતાં અતિ ઘણાં મૂલ્યવાન્ છે, તેમનો અમર્યાદ વ્યય કરવામાં લેશ પણ સાવધ રહી શકતા નથી. જેમ નાની નાની બાબતોમાં જેઓને નિયમિત થવાની ટેવ પડી હોતી નથી, તેઓ મહત્ત્વની બાબતોમાં નિયમિત થઇ શકતા જ નથી, તેમ જેઓ સ્થૂલ પદાર્થોના ખરચમાં વિવેક તથા સાવધાનતા જાળવી શકતા નથી, તેઓ પોતાના શરીરમાં ઉત્પન્ન થતાં સૂક્ષ્મ સામર્થ્યોના ક્ષયમાં વિવેક તથા સાવધાનતા જાળવી શકવા અસમર્થ જ રહે છે. આમ હોવાથી અતિશય ખરચાળ સ્વભાવ, એ માનસ ભૂમિકામાં સૂક્ષ્મ સામર્થ્યોના નિષ્પ્રયોજન ક્ષય કરવાના સ્વભાવને પોષતો હોવાથી તે દોષનો તે પિતા છે, અને તેથી તે કંઇ જેવોતેવો દોષ નથી.

દ્રવ્યનો અત્યંત સંચય કરી રાખવાનો કંજુસ સ્વભાવ એ જેમ એક જાતનો માનસિક વ્યાધિ છે, તેમ ખરચ કરવાના સબળ પ્રયોજનનો વિચાર કર્યાવિના ખરચ કર્યા કરવું, એ પણ એક જાતનો માનસિક વ્યાધિ છે. આવો અમર્યાદ ખરચ કરવાની ટેવ, એ વિવેકના અંકુશમાંથી ખસી ગયેલી ઉન્મત્ત ઇચ્છાનો પરિણામ છે; અને જેમ લગામને તોડીને નાસતો ઉન્મત્ત ઘોડો માર્ગમાં અનેકને છુંદી નાંખે છે, તથા પોતે પણ ગભરાટમાં કોઇ ખાડામાં પડે છે, તેમ અમર્યાદ ખરચ કરવાના સ્વભાવવાળા મનુષ્યો પોતાને તથા પોતાના સંબંધીઓને દુઃખના ઉંડા ખાડામાં ધકેલી દે છે. ઘણા પતિઓ અમર્યાદ ખરચ કરવાની પોતાની દુષ્ટ ટેવથી પોતાની ભલી અને રંક સ્ત્રીને નિરંતર ચિંતામાં શોષવી નાંખે છે, અને તે જ પ્રમાણે ઘણી સ્ત્રીઓ અમર્યાદ ખરચ કરવાનાં હડકવામાં પોતાના વિવેકી પતિના પ્રાણનું રાત્રિદિવસ શોષણ કર્યાં જ કરે છે. ઘણા પિતા, પોતાના પુત્રના અમર્યાદ ખરચ કરવાના સ્વભાવથી ચિંતામાં ને ચિંતામાં વહેલા વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયા હોય છે, અને ઘણા પુત્રો પોતાના પિતાના તે હાનિકારક દોષને લીધે રાત્રિએ ક્ષણ પણ સુખે નિદ્રા લેઇ શકતા નથી.

તમને બંધકોશનો અથવા અતિસારનો વ્યાધિ ગમે છે? કંજુસ થવું, ખરે પ્રસંગે પણ પાઇ ન ખરચવી, એ બંધકોશનો વ્યાધિ છે; અને હાલતાં ચાલતાં કોથળીનું મોં છુટું મૂકી દેવું, ખરચ કરવાનું ખરૂં પ્રયોજન છે કે કેમ, તેનો વિચાર કર્યાવિના, મિથ્યા તરંગને વશ થઇ દ્રવ્યને ખરચી નાંખવું, એ અતિસારનો વ્યાધિ છે. બંધકોશનો વ્યાધિ જેમ આરોગ્યને બગાડી મનુષ્યનો નાશ કરે છે, તથા અતિસારનો વ્યાધિ પણ તે જ પ્રમાણે આરોગ્યને બગાડી મનુષ્યનો નાશ કરે છે, તે જ પ્રમાણે કંજુસાઇ પણ મનુષ્યનો વિનાશ કરે છે, અને અતિશય ખરચાળ સ્વભાવ પણ તેનો વિનાશ કરે છે. વળી પોતાની કોથળી ખાલીખમ થવા છતાં પણ જેઓ ખરચ કરવામાં આગુંપાછું જોતા નથી, તેઓ લોહી નીકળવા છતાં પણ તેની તે જગાએ છરી લેઇને ઘવડનાર ભયંકર દાદરના રોગીજેવા છે. ક્ષણિક સુખને માટે તેઓ હંમેશનું દુઃખ માથે વહોરી લે છે, તેનું તેમને ભાન હોતું નથી.

બુદ્ધિમાને જેમ અતિશય કંજુસ થવું સારૂં નથી, તેમ અતિશય ખરચાળ થવું સારૂં નથી. મધ્યનો માર્ગ એ જ સર્વદા સુખકર હોય છે.

જેઓને દ્રવ્યજેવા ભૌતિક પદાર્થોનો કેમ સદુપયોગ કરવો તે આવડતું નથી, તેઓએ આધ્યાત્મિક ઉચ્ચ શક્તિઓની ઇચ્છા કરવી, એ નકામી છે.

---

## બળીયા ટંકાવવા, એ શું લાભકારક છે?

શરીરને નીરોગ તથા અત્યંત બળવાન્ કરવાનું શિક્ષણ આપનાર વિશ્વપ્રસિદ્ધ બર્નાર મેકફેડન ( Bernarr Macfadden ) ઘણાં વર્ષોથી બળીયા ટંકાવવાની વિરુદ્ધ પોતાની તીખી કલમ ચલાવ્યા કરે છે. તે કહે છે કે બળીયાના રોગથી બચવાને માટે બળીયા ટંકાવવા, એ નિરર્થક છે, એટલું જ નહિ પણ તેથી શરીરની જીવનશક્તિ ઘટી જાય છે. આ વિદ્વાને બળીયા ટંકાવવાથી સેંકડો મનુષ્યોનાં મરણ થવાનાં ઉદાહરણોપ્રતિ લોકોનું લક્ષ આજ સુધી ખેંચ્યું છે, અને હજી ખેંચે છે. તે કહે છે કે નીરોગ મનુષ્યના રુધિરમાં ઝેરવાળું મલિન પરૂ દાખલ કરવાથી હાનિ થયા વિના રહેતી જ નથી; અને તેનાથી બળીયાનો રોગ થતો નથી, એ કહેવું કેવળ ખોટું છે. એમ છતાં બળીયા ટંકાવવાનો રિવાજ બંધ કરવામાં આવતો નથી તેનું કારણ એ કે વૈદ્યવિદ્યાના અગ્રેસરો કાં તો આ બાબતમાં ઉંડા ઉતરી તપાસ કરતા નથી, અથવા તો તેઓનો તેમાં કંઇ દ્રવ્યસંબંધી સ્વાર્થ રહેલો હોય છે. વળી જે કારખાનાં આ ઝેરવાળું પરૂ તૈયાર કરે છે, તેમને તેની અઢળક આવક આવે છે, અને તેઓ તે આવક બંધ થયેલી જોવાને ખુશી નથી.

બળીયા ટંકાવવાથી બળીયાનો રોગ થતો અટકતો નથી, એ સિદ્ધ કરવાને બર્નાર મેકફેડને હમણાં પોતાના તરફથી નીચેનો ઢંઢેરો બહાર પાડ્યો છે. તે લખે છે કે બળીયા ટંકાવવાથી બળીયાનું બરાબર ચાઠું પડેલું, એવો એક મનુષ્ય મને આપો. હું તેને બે અઠવાડીયાસુધી મારી મરજીમાં આવે તે ખાવા આપીશ, અને પછી તેને જ્યાં બળીયાનો રોગ ખુબ ફાટી નીકળ્યો હોય તેવા સ્થળમાં લેઇ જઇશ. સ્મરણમાં રાખો કે આ મનુષ્યને બળીયા ટંકેલા છે, અર્થાત્ બળીયાનો રોગ તેને કદી ન થાય, એપ્રમાણે તેને તેઓએ તેમના કહેવાપ્રમાણે નિર્ભય કર્યો છે. આ માણસ સાથે હું પણ બળીયાના પ્રસારવાળા સ્થાનમાં જઇશ. અમે બંને રોગીઓનાં ચાંદાંઉપર અમારા હાથ તથા વસ્ત્રો ઘસીશું, અને ડૉક્ટરોની ખાતરી કરી આપવાને જો તેઓ કહેશે તો હું બળીયા નીકળેલા રોગીનાં ચાંદાંમાંથી વહેતું થોડુક પરૂ ખાઇ જવાની ઉલટી થાય એવી ક્રિયા પણ કરીશ. અને હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મારા સ્વાધીનમાં બે અઠવાડીયાં રહેલા બળીયા ટંકાવેલા મનુષ્યને બળીયા નીકળશે, અને મને નહિ નીકળે. આ પ્રયોગથી ખાતરી થશે કે બળીયા ટંકાવવાથી બળીયાના રોગથી મનુષ્યનો બચાવ થતો નથી, પણ શરીરની જે સ્થિતિથી સઘળા રોગોથી શરીરનો બચાવ થાય છે, તેવી તેની સ્થિતિ કરવાથી જ બળીયાના રોગથી તેનું રક્ષણ થાય છે.

---

**નવા વર્ષનો અંક વી. પી. કરવાના સંબંધમાં પુંઠાઉપર આપેલી સૂચનાઉપર લક્ષ આપવા વિવેકી વાચકને વિનવવામાં આવે છે.**

# विचारने वर्ण तथा आकृति होय छे.

જેમ કપૂરની આજુબાજુ કપૂરનો અને હીંગની આજુબાજુ હીંગનો વાસ વ્યાપી રહેલો હોય છે, તેમ પ્રત્યેક મનુષ્યના શરીરની આજુબાજુ તેના વિચારોનું આવરણ વ્યાપી રહેલું હોય છે. જેમ કપૂરનો વાસ એ બીજું કશું નથી, પણ કપૂરમાંથી પ્રતિક્ષણ નીકળતા સૂક્ષ્મ અણુઓ છે, તેમ મનુષ્યની આજુબાજુ વ્યાપી રહેલું વિચારોનું આ આવરણ બીજું કશું નથી, પણ પ્રતિક્ષણ તેના મગજમાંથી નીકળતા વિચારોનું સૂક્ષ્મ દ્રવ્ય છે. આ સૂક્ષ્મ દ્રવ્યને રૂપ અને રંગ હોય છે. તે એક જ રૂપનું અને એક જ રંગનું હોતું નથી, પણ મનુષ્યો જેવા જેવા વિચારો કરે છે, તેપ્રમાણે તેના રૂપમાં તથા રંગમાં ભેદ પડે છે. વળી એક મનુષ્યની આજુબાજુ હંમેશાં વિચારનું આ દ્રવ્ય એક જ પ્રકારનું વીંટળાયલું હોય છે, એમ નથી, પણ પ્રતિક્ષણે તેના બદલાતા વિચારપ્રમાણે તેના રૂપમાં તથા રંગમાં ફેરફાર થયા જ કરે છે. મનુષ્યની આજુબાજુ વ્યાપી રહેલા વિચારના આ આવરણને ખુલ્લી આંખે આપણે જોઇ શકતા નથી તોપણ તે નથી, એમ કંઇ નથી; કારણ કે વિચારના સૂક્ષ્મ દ્રવ્યને જોવાનું જેમનાં નેત્રમાં સૂક્ષ્મ સામર્થ્ય હોય છે, તેઓને આ દ્રવ્ય પ્રત્યક્ષ દેખાય છે, અને તેઓ કહે છે કે એક નગરની આસપાસ જેમ કોઇ લશ્કર ઘેરો ઘાલીને પડ્યું હોય તેમ મનુષ્યના શરીરની આજુબાજુ તેના વિચારની સૂક્ષ્મ આકૃતિઓ ઘેરો ઘાલીને પડી હોય છે. આ આકૃતિઓ રંગમાં કાં તો અત્યંત તેજસ્વી અને સુંદર હોય છે, અને કાં તો બીક લાગે એવી કાળી હોય છે. રૂપમાં પણ તે જ પ્રમાણે કાં તો તેઓ અત્યંત મોહક અને પ્રસન્નતાને ઉપજાવનાર હોય છે, અથવા કાં તો બીભત્સ અને ત્રાસ ઉપજાવનાર હોય છે. પ્રત્યેક વિચાર જે જાતનો હોય છે તે જાતની ખાસ આકાર તથા રૂપવાળી તેની આકૃતિ હોય છે. આપણી આજુબાજુ વ્યાપી રહેલી આ આકૃતિઓના ઘાટ અને રંગ જોઇને જ યોગીઓ આપણા મનમાં કેવા વિચારો ચાલે છે, તે કહી શકે છે. જો સામાન્ય મનુષ્યોનાં નેત્રમાં આ આકૃતિઓ જોઈ શકવાનું સામર્થ્ય હોય તો કોઇનાથી એકબીજાને ઠગી શકાય નહિ; કારણ કે મનુષ્ય મુખથી ભલે મીઠું મીઠું બોલતો હોય તોપણ તેના મનમાં ખરૂં શું છે, તે તેની આજુબાજુ ફરતી આકૃતિઓથી તરત સમજાઇ જાય છે,

વિચારને આપ્રમાણે આકૃતિઓ હોય છે, એ વાત ઘણાને ગપજેવી ભાસશે. પરંતુ તે ગપ નથી. યોગમાર્ગમાં પ્રવેશેલા પુરુષોને તો આ વાતની સત્યતામાં સંશય ઉઠાવવા જેવું કશું હોતું જ નથી. તેઓનો અનુભવ એ જ તેમને આ વિષયમાં પ્રમાણરૂપ છે. પરંતુ જેઓ યોગને નથી માનતા તેવા લોકોએ પણ આ વાતમાં હવે સંશય કરવાનું કશું જ કારણ નથી. કારણ કે માનસ પ્રદેશમાં વિજ્ઞાને ( Science ) પણ થોડાં વર્ષોથી પ્રવેશ કરીને, વિચારની છબી પાડીને સિદ્ધ કર્યું છે કે વિચારને આકૃતિ હોય છે.

પારિસનો પ્રસિદ્ધ વિજ્ઞાનવિદ્ ડૉ. બૅરૂડક (Dr. Baruduc) વિચારની છબી પાડવામાં સમર્થ થયો છે. થોડા સમયઉપર, તેની અંધારી કોટડીમાં કોઇ ગુંચવણવાળા પ્રશ્નનો તોડ કાઢવામાં તે ગુંચાયો હતો, ત્યારે તેનો હાથ અજાણતાં એક પ્રકાશગ્રાહ્ય તકતી (sensitised plate) ઉપર પડ્યો. આ તકતીને દૈવયોગે બીજી તકતીઓસાથે ધોવામાં આવી. તેના ઉપર એક ઝાંખી આકૃતિ પડી રહી હતી. આ આકૃતિ આ તકતીઉપર ક્યાંથી આવી, તે સંબંધમાં

ડૉક્ટરને મોટી મુંઝવણ થઇ. આખરે તેને સ્મરણમાં આવ્યું કે મેં મારો હાથ પ્રયોગ સમયે તેના ઉપર મૂકયો હતો. તેણે તર્ક કર્યો કે મારા વિચારની છબી આ તકતીઉપર પડે, એ સંભવિત છે. પોતાના તર્કનું ખરાપણું અથવા ખોટાપણું નક્કી કરવાને માટે તેણે પ્રયોગો કરવાનું નક્કી કર્યું. તેણે પુનઃ પુનઃ તેનો તે પ્રયોગ કર્યો અને પ્રત્યેક પ્રસંગે તેવો ને તેવો જ પરિણામ આવ્યો. તેને સમજાયું કે તકતીઉપર આકૃતિની સ્પષ્ટતાનો આધાર મનની એકાગ્રતાઉપર હોય છે. આમ છતાં, વિચારની આકૃતિ હંમેશાં તકતીઉપર પડતી.

વૉશિંગ્ટનના પ્રો. એલ્મર ગેટ્સે તેની તે જ વાત જૂદી રીતે સિદ્ધ કરી છે. જૂદા જૂદા આવેશોથી વ્યાકુલ મનુષ્યોનાં શરીરોનો અભ્યાસ કરીને તેણે શોધી કાઢ્યું છે કે જૂદા જૂદા વિચારો શરીરમાં જૂદા જૂદા રાસાયનિક ફેરફાર ઉત્પન્ન કરે છે. સાવધાનતાપૂર્વક પુષ્કળ પ્રયોગો કરીને તે આ અનુમાનઉપર આવ્યો છે. ભારેમાં ભારે આવેશમાં મનુષ્યને આણીને તેણે તેનો શ્વાસ એક ઠંડી નળીમાં છોડાવ્યો છે, અને ઘનીભાવને પામેલા તે શ્વાસનું પછી રાસાયનિક રીતે પૃથક્કરણ કર્યું છે. આપ્રમાણે ભિન્નભિન્ન આવેશવાળા મનુષ્યોના ઘનીભાવને પામેલા શ્વાસનું પૃથક્કરણ કરતાં તેને સ્પષ્ટ થયું છે કે એક પ્રકારના આવેશવાળા મનુષ્યના શ્વાસમાંથી નીકળેલા કચરાનો રંગ અને ગુણ બીજા પ્રકારના આવેશવાળા મનુષ્યના શ્વાસમાંથી નીકળેલા કચરાના રંગ અને ગુણથી કેવળ જૂદા પ્રકારના જ છે. જૂદા જૂદા રંગવાળા આ કચરાને કુકરોના શરીરમાં દાખલ કરવાથી તેની જૂદી જૂદી અસર સમજાઇ છે. દષ્ટાંત તરીકે, પરોપકારના વિચારોના આવેશવાળા મનુષ્યના શ્વાસનો કચરો કુકરના શરીરમાં દાખલ કરવાથી તેથી કુકરને જરા પણ હાનિ થયેલી સમજાઇ નથી, પરંતુ અત્યંત દ્વેષના આવેશવાળા મનુષ્યના શ્વાસનો, કચરો તેના શરીરમાં દાખલ કરવાથી તેનું તત્કાળ મૃત્યુ થયેલું સમજાયું છે. દ્વેષથી મનુષ્યના શરીરમાં ઉત્પન્ન થતા ઝેરજેવું ભયંકરમાં ભયંકર ઝેર બીજું કોઇ જ નથી, એની વિજ્ઞાનવિદોને હવે પૂર્ણ ખાતરી થઇ ચુકી છે.

વિચારની આકૃતિઓના સંબંધમાં ત્રણ નિયમો પ્રધાનપણે વર્તતા દૃષ્ટિએ પડે છે. તે નિયમો આ છેઃ વિચારની આકૃતિનો રંગ, તેના ગુણપ્રમાણે હોય છે; વિચારની આકૃતિનો ઘાટ તેની જાતિપ્રમાણે હોય છે; અને વિચારની આકૃતિની સ્પષ્ટતા, વિચારના ચોકસપણાઉપર હોય છે.

વિચારની આકૃતિઓ જાતે ત્રણ પ્રકારની હોય છે. પ્રથમ પ્રકારમાં, વિચાર કરનાર મનુષ્યના ઘાટના જેવી જ આકૃતિઓનો સમાવેશ થાય છે. દષ્ટાંતતરીકે કોઇ મનુષ્ય વડોદરામાં બેઠો હોય અને પોતે મુંબઇમાં છે એવો વિચાર કરે છે તો તે પોતાના ઘાટની જ વિચારની આકૃતિને ઉત્પન્ન કરે છે, અને તે આકૃતિ જે સ્થળનો તે મનુષ્ય વિચાર કરતો હોય છે, તે સ્થળમાં જ વસ્તુતઃ પહોંચી જાય છે. આવી આકૃતિઓ કોઇ કોઇ વાર બીજાઓના જોવામાં આવે છે. ભૂતની વાતો કોઈ કોઈ વાર આવી આકૃતિઓના દર્શનથી જન્મને પામી હોય છે.

બીજા પ્રકારમાં કોઇ જડ પદાર્થ વગેરેની આકૃતિઓનો સમાવેશ થાય છે. કોઈ મનુષ્ય પોતાના મિત્રનો, ઘરનો, ઓરડીનો, અથવા ગામનો વિચાર કરે છે, તો વિચાર કરેલી

વસ્તુઓની સૂક્ષ્મ આકૃતિઓ, તે વિચાર કરનાર મનુષ્યની આજુબાજુ વ્યાપી રહેલા વાતાવરણમાં બંધાય છે.

ત્રીજા પ્રકારમાં, વિચારની કેવળ પોતાની જ આકૃતિઓનો સમાવેશ થાય છે. આ આકૃતિઓ, વિચારમાં જે જાતનો ગુણ અથવા ધર્મ રહેલો હોય છે, તે ગુણને અથવા ધર્મને દર્શાવે છે. આ આકૃતિઓ વિશેષે કરીને લાગણીઓનાં અને આવેશોનાં તેમ જ વિચારનાં સ્વરૂપને દર્શાવનારી હોય છે.

વિચારનાં આ પુતળાંઓની આકૃતિઓનો અને રંગનો અભ્યાસ બહુ આકર્ષક અને મનોરંજક હોય છે. દ્વેષની લાગણીઓ ફીકી, કાળા રંગની, ભૂતજેવી ભયંકર આકૃતિઓ ઉત્પન્ન કરે છે. **મીસીસ એની બીસેન્ટ** લખે છે તેમ સ્વાર્થમય લોભવૃત્તિથી પ્રકટતી આકૃતિઓને લાંબી આંગળીઓના જેવી નહોરના ધારની મૂછો હોય છે, અને સામાનો માલ લુટી લેવાને જાણે તેઓ આગળ નીકળી હોય તેવી દેખાય છે. તેઓના રંગ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. કોઇ કોઇ વાર તેમના ઉપર મેલા લીલા રંગની છાંટ હોય છે, તે એવું દર્શાવે છે કે તે વિચારને કરનાર મનુષ્ય પોતાનો ધારેલો હેતુ સિદ્ધ કરવાને માટે ગમે તેવો પ્રપંચ કરતાં પાછો હઠે એવો નથી. પદાર્થોની કામનાયુક્ત ઈર્ષ્યા અને અસૂયાથી ઉત્પન્ન થતી આકૃતિઓઉપર બીંગડાં અને ડાઘા હોય, એવો તેમનો દેખાવ હોય છે. દુકાનોનાં મોંઆગળ એકઠા થયેલા મનુષ્યોની આજુબાજુ ફરતી આકૃતિઓ ઘણીવાર આ પ્રકારની હોય છે, અને તેમની નહોરજેવી આંગળીઓવડે દુકાનના માલને તેઓ પોતાના તરફ ખેંચતી હોય, એમ જણાય છે. સાવધાનતાયુક્ત અસૂયાથી ઉત્પન્ન થતી આકૃતિઓ, લાગ શોધતા, તથા કરડવાને તત્પર ઉંચું માથું કરેલા લીલા સાપજેવી હોય છે. જ્યાં ક્રોધ અને અસૂયા બંને એકઠાં હોય છે, ત્યાં તે આકૃતિઓ અસ્પષ્ટ વાદળાજેવી દેખાય છે, અને તેમાંથી ક્રોધનાં વીજળીના જેવાં બાણો પોતાને હાનિ કરનારઉપર છુટવાને ચમકારા કરી રહ્યાં હોય છે. દારૂની દુકાનમાં પ્રવેશ કરનાર મનુષ્યના વિચારોની આકૃતિ કંટાળો ઉપજાવે એવી 'ઓકટોપસ' (Octopus) માછલીજેવી હોય છે; તેના નહોર ટુંકા અને અંદરના ભાગમાં વાંકા વળેલા હોય છે, અને તેની ચામડી ખડબચડી, ડાઘાવાળી, અને કોહી જતા માંસના રંગજેવી હોય છે. વિષયવાસનાથી પ્રકટતી આકૃતિઓ પણ ઘણી વાર આ પ્રકારની હોય છે. એક જંગલી અર્ધાં પીધેલા મનુષ્યે એક પ્રસંગે માર્ગમાં જતી એક સ્ત્રીને એક મુક્કો માર્યો નો. હાથ ઉગામતી વખતે તેના મગજમાંથી નીકળેલી વિચારની આકૃતિ, કાળા વાદળામાંથી ગપ દે વિજળીના ચમકારાને મળતી હતી. આવી આકૃતિ, સામા મનુષ્યના અંતઃકરણમાં [illegible] કશું ઉપર આવી પડનાર વિપત્તિનું ભાન કરાવી તેને ભય તથા કંપ ઉત્પન્ન કરે છે. [illegible]ા યોગને ને કરનાર મનુષ્યના ઉપર વેર લેવાને માટે એક મનુષ્યે વર્ષોનાં વર્ષોસુધી ક્રોધને [illegible]ી. કારણ કે માત્ર તેના મગજમાંથી નીકળતા વેર લેવાના ક્રોધયુક્ત વિચારની આકૃતિ એક [illegible]રતી જમી પાડીને સિચ્ચણિયાળા ખંજરજેવી જોવામાં આવી હતી.

( અપૂર્ણ )

# ગ્રંથસત્કાર.

**सुबोधचन्द्र**—( પ્રયોજક 'વસન્તનંદન'; પ્રકટકર્તા સત્યવિજય ઓફીસ; અમદાવાદ, મૂલ્ય ૦-૮-૦) આ ઉત્તમ ગ્રંથ એક આધ્યાત્મિક નવલકથા છે, અને સત્યવિજયના ગ્રાહકોને ચોથા વર્ષની ભેટતરીકે તે આપવામાં આવ્યો છે. વિદ્વાન્ લેખકે 'થીઓસોફી' નાં વિવિધ સત્યોને આ ગ્રંથમાં પ્રશસ્ય પ્રકારે ગુંથ્યાં છે. ચિદાનંદ યોગીનાં વ્યાખ્યાનોમાંથી જિજ્ઞાસુને જાણવાનું, વિચારવાનું, અને આચારમાં મૂકવાનું ઘણું મળી આવે એમ છે. સમગ્ર ગ્રંથનું વાચન, વૃત્તિને આધ્યાત્મિક શાંત પ્રદેશમાં આકર્ષી જાય છે.

**दरेक मनुष्य जाते वैद्य अथवा व्यवहारोचित जीवनरसायन विद्या** ( પ્રસિદ્ધ કરનાર જે. પી. પંડિત એન્ડ કંપની, વડોદરા, મૂલ્ય ૦-૬-૦ ) વ્યાધિ નિવારવાની અનેક પદ્ધતિઓમાં જીવનરસાયન વિદ્યાથી વ્યાધિ નિવારવાની પદ્ધતિ થોડાં વર્ષો થયાં અધિક અધિક પ્રસારને પામતી જાય છે, અને યુરોપ તથા અમેરિકામાં બુદ્ધિમાન્ ડોક્ટરોને જ્યાં જ્યાં ઔષધોનો ઉપયોગ કરવાની અગત્ય જણાય છે ત્યાં ત્યાં તેઓ જીવનરસાયનનાં ઔષધોનો જ વિશેષે કરીને ઉપયોગ કરે છે. કારણ કે બીજાં ઔષધોથી જ્યારે હાનિ થવાના પ્રસંગો સંભવે આવે છે, ત્યારે આ ઔષધો, અયોગ્ય રીતે અપાયા છતાં પણ હાનિ કરતાં નથી, અને યોગ્ય રીતે અપાતાં વ્યાધિને નિવૃત્ત કરે છે. આ ગ્રંથ ઉક્ત કંપનીએ, સામાન્ય મનુષ્ય પણ તેને વાંચીને સમજી શકે અને પોતાની મેળે આ દવાઓનો ઉપયોગ કરી શકે, એવી સરળ રીતે લખ્યો છે.

**विवाहमीमांसा**—( શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામિ **શ્રી શાંતાનંદ સરસ્વતીરચિત; ભાવનગર,** મૂલ્ય ૦-૨-૦ ) આ ગ્રંથ સંસ્કૃતમાં રચેવામાં આવ્યો છે, અને તેમાં વિવાહ કરવાના કાળનો શાસ્ત્રના અનેક પ્રમાણોથી નિર્ણય કરવામાં આવ્યો છે. કન્યાને ઋતુપ્રાપ્ત થયાપૂર્વે તેનો વિવાહ કરી નાંખવો જ જોઇએ એવો આગ્રહ જે અનેક પ્રાચીન મતાનુયાયીઓ દર્શાવે છે, તે સંશાસ્ત્ર નથી, પરંતુ ઋતુપ્રાપ્ત થયાં પછી જ તેનું લગ્ન કરવું જોઇએ એવો આ મીમાંસામાં નિર્ણય કરવામાં આવ્યો છે. આ ગ્રંથનું ગુજરાતીમાં ભાષાંતર સાથે સાથે પ્રકટ કરવામાં આવ્યું હોત, તો પ્રજાના મોટા ભાગને આ વિષયમાં ખરૂં શું છે, તે જાણવાનું એક ઉપયોગી સાધન મળત.

**संस्कृत भाषाप्रदीप**—( કર્તા તથા પ્રસિદ્ધ કરનાર રા. રા. ઠાકોરદાસ જમનાદાસ પંડ્યા, મુંબઇ, મૂલ્ય રૂ. ૩-૦-૦ ) સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા ઇચ્છનારને સાહાય્યભૂત થઇ પડે, એ હેતુથી આ ગ્રંથ લખવામાં આવ્યો છે, અને તેમાં તેના વિદ્વાન્ લેખકે ઘણે અંશે વિજય મેળવ્યો હોય, એમ જણાય છે. ગુજરાતી ભાષામાં આવા ગ્રંથો ક્વચિત્ જ રચાય છે, અને તેથી ગુજરાતી જાણનારા પરંતુ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાની આતુરતાવાળાને પોતાની આતુરતા પૂર્ણ કરવાનાં સાધનોની બહુ જ ન્યૂનતા હોય છે. આવા સમયમાં આ ગ્રંથ, અંધકારમાં પ્રદીપની પેઠે, વિદ્યાર્થીઓના માર્ગને પ્રકાશિત કરનાર થઇ પડે, એ સહજ છે.

બુદ્ધિપ્રભા—( વ્યવસ્થાપક શ્રીજૈન શ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગ, અમદાવાદ ) પર્યુષણનિમિત્તે આ માસિકે કાઢેલો સપ્ટેંબર માસનો અંક વિવિધ ઉત્તમ વિષયોવડે અલંકૃત કરવામાં આવ્યો છે. આ માસિકમાં જૈનધર્માનુસાર જૈન શૈલિથી વિષયો લખાતા હોવા છતાં સામાન્ય રીતે તે સર્વને સમજાય એવા તથા ઉપયોગી હોય છે. વિવિધ વિદ્વાન જૈનમુનિઓ પણ પ્રસંગોપાત્ત આ માસિકમાં ઉત્તમ લેખો લખવા કૃપા કરે છે, એ અત્યંત અભિલષણીય છે.

---

# मननी प्रत्येक क्रिया शरीरमां रासायनिक फेरफार उत्पन्न करे छे.

મનની પ્રત્યેક ક્રિયા એક કંપ અથવા આંદોલન છે. આ કંપ શરીરના પ્રત્યેક અણુમાં થઇને પ્રસાર થાય છે, અને તે અણુઓનાં આંદોલનોની ગતિમાં ફેરફાર કરે છે.

શરીરનાં જૂદાં જૂદાં તત્ત્વોનાં આંદોલનોમાં ફેરફાર કરવાથી શરીરમાં રાસાયનિક ફેરફાર ઉત્પન્ન કરી શકાય છે, કારણ કે પ્રત્યેક તત્ત્વ જે પ્રકારનું હોય છે, તે પ્રકારનું તે હોવામાં કારણ, તેના અણુઓનાં આંદોલનોની અમુક ગતિ એ જ હોય છે.

જગતમાં પ્રત્યેક વસ્તુ જે પ્રકારની છે, તે પ્રકારની તે હોવામાં કારણ તેનાં આંદોલનોની અમુક ગતિ જ છે.

બરફનાં આંદોલનોને બદલી નાંખતાં બરફનું જળ થાય છે, અને જળનાં આંદોલનોને બદલતાં જળની વરાળ થાય છે.

સામાન્ય માટીનાં આંદોલનો બદલી નાંખતાં માટીનું લીલું ઘાસ, પુષ્પો, વૃક્ષો અને અનાજથી લચી રહેલાં ખેતરો થાય છે. આંદોલનોની ગતિમાં જે પ્રકારનો ચોકસ ફેરફાર કરવામાં આવે છે, તે પ્રકારનો પરિણામ પ્રકટે છે.

લોઢાનાં અથવા તાંબાનાં આંદોલનોમાં ફેરફાર કરતાં તેનું રૂપું અથવા સોનું થાય છે, અને પથરાનાં અથવા કોલસાનાં આંદોલનોમાં ફેરફાર કરતાં તેમના વિવિધ પ્રકારના મહામૂલ્યવાન હીરા તથા રત્નો બને છે.

અહલ્યાના શરીરનાં આંદોલનોનો ફેરફાર કરી નાંખીને ગૌતમ ઋષિએ તેના શરીરની શિલા કરી નાંખી હતી, અને એ જ શિલાનાં આંદોલનોમાં રામના સ્પર્શથી ફેરફાર થતાં તે શિલા પુનઃ અહલ્યાના શરીરરૂપે થઇ હતી. એ જ પ્રમાણે મીરાંને પાન કરવા આપેલું ઝેર પણ આંદોલનોના ફેરફારથી જ અમૃતરૂપ થયું હતું;

કુદરત પોતાનાં તત્ત્વોનાં આંદોલનો અખંડ બદલ્યા કરે છે, અને એમ કરીને સઘળા પ્રકારની આકૃતિઓ, વર્ણો અને રૂપો ઉત્પન્ન કરે છે.

મનુષ્ય પણ પોતાની સૃષ્ટિમાં અર્થાત્ પોતાના શરીરમાં તે જ પ્રમાણે નિત્ય કર્યા કરે છે. માત્ર વિચાર કરવાથી પોતાના શરીરની ગમે તે વસ્તુનાં આંદોલનોને તે બદલી શકે છે, અને પોતાના શરીરમાં પોતાની ધારેલી ગમે તે સ્થિતિને ઉત્પન્ન કરી શકે છે.

તેનામાં રહેલા આ સામર્થ્યને લીધે તે વસ્તુતઃ પોતાના શરીરાદિ પરત્વે સર્વશક્ત સરખો છે.

આ સામર્થ્ય તેને કંઇ નવું પ્રાપ્ત કરવાનું નથી. તે તેનામાં રહેલું જ છે, અને જ્યારથી તેણે વિચાર કરવાનો આરંભ કર્યો છે ત્યારથી પ્રત્યેક ક્ષણે આ સામર્થ્યનો તે ઉપયોગ કર્યા જ કરે છે. તેને વિચારવાયોગ્ય પ્રશ્ન એટલો જ છે કે આ સામર્થ્યનો સમજીને કેવી રીતે ઉપયોગ કરવો કે જેથી તે પોતાનામાં પૂર્વે કદી પણ નહિ ઉત્પન્ન કરેલા એવા અત્યંત ઉત્કૃષ્ટ પરિણામોને પ્રકટાવી શકે.

મનુષ્યને પોતાના શરીરમાં દુઃખનું ભાન થાય એવું જે કંઇ જણાય છે તે તેના શરીરનાં તત્ત્વોનાં આંદોલનોમાં થયેલા ખોટા ફેરફારને લીધે જણાય છે. તે જ પ્રમાણે તેને તેના શરીરમાં જે કંઇ સુખનું ભાન જણાય છે, તે તેના શરીરનાં તત્ત્વોનાં આંદોલનોમાં થયેલા અનુકૂળ ફેરફારને લીધે જણાય છે.

આંદોલનોના નિયમનું બંધારણ એવા પ્રકારનું છે કે આંદોલનોમાં અનુકૂળ યોગ્ય ફેરફાર માત્ર એક ખાસ રીતે જ થાય છે; અર્થાત્ પરિપાટીનો અથવા ક્રમનો નિયમ પાલન કરવામાં આવ્યો હોય છે તો જ અનુકૂળ ફેરફાર થાય છે. જો પારિપાટીનો (gradation) નિયમ પાલન કરવામાં નથી આવ્યો હોતો તો ખોટો અથવા પ્રતિકૂળ ફેરફાર થાય છે, અને તેમ થતાં સઘળા પ્રકારનાં દુઃખો અને અપ્રિય સ્થિતિઓ ઉત્પન્ન થાય છે.

આથી આ નિયમનો બુદ્ધિપૂર્વક ઉપયોગ થઇ શકે એટલા માટે પ્રત્યેક અમુક પ્રકારની માનસ ક્રિયા કેવા રાસાયનિક ફેરફારને ઉત્પન્ન કરે છે, અને કેવી રીતે માનસિક ક્રિયાઓને વ્યવસ્થાપૂર્વક કરવાથી આંદોલનોમાં થતા સઘળા ફેરફાર ક્રમપૂર્વક થાય છે, એ યથાર્થ રીતે જાણવાની મનુષ્યને અગત્ય છે.

આ પ્રકારે વિચારતાં આ વિષય અત્યંત મોટો તથા પ્રત્યેક મનુષ્યના મનનું આકર્ષણ કરનારો છે, પરંતુ આ લઘુ લેખમાં તેની મહત્તાનું ભાન કરાવવા ઉપરાંત વિશેષ કંઇ થઇ શકે તેમ નથી, કારણ કે આ લઘુ લેખનો આશય પ્રત્યેક માનસ ક્રિયા શરીરમાં રાસાયનિક ફેરફાર ઉત્પન્ન કરે છે, એટલું જ દર્શાવવાનો છે. એમ છતાં આ અત્યંત ઉપયોગી વિષયની ભવિષ્યમાં વિસ્તારપૂર્વક ચર્ચા કરવાની અનુકૂળતા લેવામાં આવશે.

શરીરમાં રહેલું પ્રત્યેક તત્ત્વ હાલ જે પ્રકારનું છે તે પ્રકારનું તે હોવામાં તેનાં આંદોલનોની અમુક ગતિ છે, તે જ કારણ છે તેથી; પ્રત્યેક માનસ ક્રિયા આંદોલન છે તેથી; આંતર પ્રદેશમાંથી ઉઠતું પ્રત્યેક આંદોલન બાહ્ય પ્રદેશમાં પ્રવર્તતાં આંદોલનોમાં ફેરફાર કરી શકે છે તેથી અને સઘળાં આંદોલનો ક્રિયાના સ્થૂળ પ્રદેશની મર્યાદામાં રહેલાં છે તેથી આંદોલનોના જે નિયમનો આપણે વિચાર કરીએ છીએ તે સાચી ખરા છે, એ આપણા લક્ષમાં બરાબર આવે છે.

આમ છતાં, એ પણ ખરું છે કે એક જ પ્રદેશનાં બે જૂદી જૂદી સ્થિતિવાળાં આંદોલનો એકબીજામાં ફેરફાર કરી શકે છે, પરંતુ તેમાંનું એક જ્યારે બીજાના કરતાં ઘણું વધારે બળવાન્ હોય છે, ત્યારે જ તે તેમ કરી શકે છે.

શારીરિક પ્રદેશનાં આંદોલનોકરતાં સઘળાં માનસ આંદોલનોનું રાસાયનિક જીવન વધારે ઉંડું સુધી પહોંચેલું હોય છે; તેથી શારીરિક આંદોલનો ગમે તેટલાં બળવાન્ જણાતાં હોય છે તોપણ માનસ આંદોલનો તેમને કેવળ ફેરફાર કરી નાંખવા સમર્થ હોય છે. આ કારણથી

જ એક પ્રચંડ શરીરવાળા પુરુષને, એક દુર્બળ શરીરવાળો યોગી પોતાના માનસ સંકલ્પથી દશ હાથ કે સો હાથ દૂર ફેંકી શકે છે.

તોપણ કેટલાંક માનસ આંદોલનો શારીરિક આંદોલનોના જેવાં જ લગભગ સપાટીપાસે રહેનારાં હોય છે. આવાં આંદોલનો બહુ જ અલ્પ ફેરફાર ઉત્પન્ન કરે છે; કોઇ કોઇ પ્રસંગે એટલો અલ્પ ફેરફાર ઉત્પન્ન કરે છે કે તે આપણા જાણવામાં પણ આવતો નથી.

આ કારણથી જેમ મનુષ્ય અંતરમાં અધિક અધિક ઉંડો ઉતરે છે, તેમ તેના વિચારનું બળ સ્થૂળ તત્ત્વોઉપર અધિક ચાલે છે.

તેથી, શરીરના કોઈ પણ ભાગમાં જો આપણે અનુકૂળ અને સુખદ ફેરફાર કરવા હોય તો આપણે અંતરમાં અધિક અને અધિક ઉંડા ઉતરવાનો અભ્યાસ પાડવો જોઈએ—અંતરમાં એકાગ્ર થવાનો આપણે અભ્યાસ પાડવો જોઇએ.*

આવો અભ્યાસ પાડવો અત્યંત અગત્યનો છે, કારણ કે ઘટિત શારીરિક તત્ત્વમાં જરૂરનો રાસાયનિક ફેરફાર ઉત્પન્ન કરીને આપણે આપણા ગમે તે શારીરિક વ્યાધિને મટાડી શકીએ છીએ.

આવો ફેરફાર કરીને જ ઔષધોનો રોગ મટાડવાનો ઉદ્દેશ હોય છે, અને જ્યારે જ્યારે ઔષધો આવો ફેરફાર કરવાને સમર્થ થાય છે, ત્યારે તેઓ અવશ્ય રોગને મટાડે છે; પણ બહુધા આવો ફેરફાર કરવામાં તેઓ નિષ્ફળ જાય છે, અને તેથી કરીને આરોગ્યમાટે તેમનો રાખેલો આધાર એ અત્યંત દુર્બળ આધાર છે.

વધારે ઉંડા રાસાયનિક જીવનમાંથી નીકળતાં માનસ આંદોલનો તત્ત્વોમાં આવશ્યક ફેરફાર સર્વદા કરે જ છે, પણ ઇચ્છેલો ફેરફાર કરવાને કેવાં માનસિક આંદોલનોને પ્રવર્તાવવાં એ પ્રશ્ન પાછો ઉઠે છે.

( આ પ્રશ્નના સવિસ્તર સમાધાનને ઇચ્છનારે આ વર્ગ તરફથી પ્રકટતા યમદંડમાં થોડા સમયથી આવતો 'અર્વાચીન રોગોપશમસરણી' એ નામનો વિષય કૃપા કરી અવલોકવો.)

આ વિષયમાં જે સિદ્ધાંતો વાચકની દૃષ્ટિતળે આણવાનો ઉદ્દેશ રાખ્યો છે તે સિદ્ધાંતો આ છેઃ પ્રત્યેક માનસ ક્રિયા આંદોલન છે; શરીરના પ્રત્યેક અણુમાં તે પ્રસરી જાય છે; વધારે ઉંડા રાસાયનિક જીવનમાંથી તે પ્રકટે છે; અને એક રાસાયનિક નિયમાનુસાર સ્થૂલ શરીરનાં તત્ત્વોમાં તે ફેરફાર અને સુધારો કરી શકે છે.

સ્થૂલ શરીરનાં તત્ત્વોનાં આંદોલનોમાં ફેરફાર કરવાથી શરીરમાં રાસાયનિક ફેરફાર ઉત્પન્ન થાય છે; અને આ ફેરફારને ઉત્પન્ન કરનાર માનસ ક્રિયા જે જાતની હોય છે, તે પ્રમાણે આ ફેરફાર સુખને કે દુઃખને આપે છે.

---

* અંતરમાં ઉંડા ઉતરવાનો અભ્યાસ કેવી રીતે કરવો, એ આ વર્ગતરફથી પ્રકટ કરવામાં આવેલા 'અધ્યાત્મબળપોષક ગ્રંથમાળાના પ્રથમ અંક'માં વિસ્તારથી વર્ણવવામાં આવ્યું છે, તેથી જિજ્ઞાસુએ તે વાંચવા કૃપા કરવી.



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



## ॥ ॐ श्री ॥

## शिखरे स्थिति.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૪૦ થી )

૬ પરમાર્થદષ્ટિથી જે પ્રકારે વસ્તુસ્થિતિ છે, તે પ્રકારના ભાનપૂર્વક રહો. સર્વ વસ્તુઓમાં રહેલા પરમસત્યપ્રતિ જ મનને અભિમુખ રાખો, અને સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલું પ્રત્યેક પ્રાણી પોતાની પરિચ્છિન્નતાવાળી વ્યક્તિના પ્રમાણમાં પરમસત્યનો જ આવિષ્કાર છે, એમ જાણો. સર્વ પ્રકારના વ્યવસ્થિત આવિષ્કારોનું પ્રભવસ્થાન (ઉત્પત્તિનો હેતુ) પરમ સત્ય અર્થાત્ પરમતત્ત્વ જ છે, એવું ભાન કરો, અને ઈશ્વરનું મન જેમ પરમતત્ત્વને કેવળ સત્યરૂપે જાણે છે, તેમ પરમતત્ત્વને જ કેવળ સત્યરૂપે અખંડ ભાન કરતા આયુષ્યને વ્યતીત કરો. આ પ્રકારે જીવન ગાળવાથી તમારા પોતાના મનને પોતાની વાસ્તવિક સ્થિતિનું, અને પરમેશ્વરસાથે, મનુષ્યોસાથે અને આખા જગતસાથે પોતાનો વાસ્તવિક સંબંધ કેવા પ્રકારનો છે, તેનું જ્ઞાન થશે; ત્યારે જ તમારા મને પોતાના પ્રતિ પોતાનું કર્તવ્ય પાલન કરેલું ગણાશે; ત્યારે જ તે જાણશે કે સત્ય મારાથી અભિન્ન છે, અને આ અભિન્નતામાં તે પોતાનામાં પૂર્ણ ઈશ્વરત્વનો અનુભવ કરશે. આ અનુભવ તેનાં બંધનમાત્ર છેદીને તેને મુક્તત્વનો દાતા થશે; અને મન જ્યારે મુક્ત થાય છે ત્યારે અભિમાની જીવની અથવા આત્માની શિખરે સ્થિતિ હોય છે. સત્યને અનુભવપૂર્વક જાણવું, એનું નામ શિખરે સ્થિતિ છે; આ શિખરઉપર સઘળી સૃષ્ટિ પરમાત્માકાર પરમરમણીય ભાસે છે.

૭ જનમાત્રમાં જે એક નિગૂઢ પરમાત્મા દેવ વ્યાપી રહ્યા છે, તેમનું અખંડ અનુ-

સંધાન રાખો. પરમાત્માની સાથે જ માત્ર રહો, પરમાત્માનો જ માત્ર વિચાર કરો, જ્યાં જ્યાં તમારી દૃષ્ટિ પડે ત્યાં ત્યાં પરમાત્માને જ માત્ર જુઓ, અને જળમાં, સ્થળમાં, અનલમાં, અનિલમાં, ચરમાં, અચરમાં સર્વત્ર પરમાત્મા છે, પરમાત્માવિના બીજું કંઇ જ નથી, એમ જાણો. શિખરઉપર, કીટથી માંડીને બ્રહ્મપર્યંત, દિવ્ય અને અદિવ્ય, સ્થૂલ તથા સૂક્ષ્મ સઘળી વ્યક્તિઓ પરમાત્મારૂપ છે, પરમાત્મા જ છે, અને પ્રત્યેક વ્યક્તિમાં રહેલા પરમાત્માનું જેઓ ભાન કરે છે, તેઓ જ શિખરે ચઢી શકે છે. ચર અચર સર્વમાં પરમાત્માનું ભાન કરવાને માટે, અને સર્વત્ર પરમાત્માના સંબંધવાળા થઇને રહેવાને માટે સર્વમાં પરમાત્મા વ્યાપી રહ્યા છે, એ જ્ઞાનની સાથે મનુષ્યે પોતાનામાં અગર્યાદ પ્રેમને પ્રકટાવવો જોઇએ. અખિલ વિશ્વને પરમાત્મારૂપ જાણવું, અને પછી એ વિચારને અંતઃકરણમાં સ્થિર રાખીને, જેવો પરમાત્માપ્રતિ અમર્યાદ પ્રેમ દર્શાવીએ તેવો જ અમર્યાદ પ્રેમ પ્રાણીપદાર્થમાત્રપ્રતિ દર્શાવવો.

૮ અનંત પરમાત્મામાં તમારા પૃથક્ અભિમાનને ગાળી નાંખો. જેમ હિમની કણિકા જળમાં ગળી જાય, અથવા જેમ મીઠાની પુતળી સમુદ્રમાં ઓગળી જાય, તેમ પરમાત્મામાં ઓગળી જાઓ. સંકોચવાળા પરિચ્છિન્ન જગત્માંથી બહાર આવો, અને સ્વાતંત્ર્યના અમર્યાદ પ્રદેશમાં પ્રવેશો. શિખરઉપર કોઇ પણ પ્રકારની પરિચ્છિન્નતા નથી; આથી શિખરઉપર આરોહણ કરવાપૂર્વે, પરિચ્છિન્નતા અથવા મર્યાદાનો પ્રત્યેક વિચાર આપણે આપણા મનમાંથી નિર્મૂળ કરવો જોઇએ. ચૈતન્યગિરિનાં શિખરો અપરિચ્છિન્નતાના ઉચ્ચ જગત્માં આવેલાં છે; ત્યાં આત્મારૂપી વિહગ પોતાની પાંખો પ્રસારવાને અને ઇચ્છામાં આવે ત્યાં ઉડવાને સ્વતંત્ર છે. ત્યાં પ્રતિબંધ કરનાર કોઇ નથી. ત્યાં શાસ્ત્રની સત્તા આપણા ઉપર ચાલતી નથી. વિધિનિષેધના સોટાનો ત્યાં અભાવ છે. ત્યાં કેવળ મુક્તત્વ પ્રવર્તી રહ્યું છે. પરિચ્છિન્નતાનો લય થતાં, શિખરે સ્થિતિ કરનાર સર્વરૂપ થાય છે, અને સર્વરૂપ થતાં તે પરમાત્મારૂપ થઇ રહે છે.

૯ અમર્યાદ જીવનના અનંત મહોદધિ અર્થાત્ પરમાત્મા એ યદ્યપિ દૃષ્ટિએ પડતા નથી તોપણ તે જ કેવળ સત્ય છે, એવી અચલ શ્રદ્ધાને ધરો. જે દૃષ્ટિએ નથી પડતું, તે જ વસ્તુતઃ સત્ય છે, જે દૃષ્ટિએ પડે છે, તેના કરતાં તે અત્યંત ચમત્કારિક છે, તથા હાલ જે દૃષ્ટિએ પડે છે, તથા સત્યજેવું દેખાય છે, તે તેની સાથે અભેદ્ય રીતે જોડાયલું છે, એવું દૃઢ શ્રદ્ધાથી માનો. અસત્યના અધિષ્ઠાન સત્યને જાણનારી આવી શ્રદ્ધા અસત્યને ન જોતાં સત્યને જ સર્વત્ર જુએ છે, અને એક ક્ષણ પણ સત્યનું અભાન કરતી નથી. અનંત પરમાત્માને દૃષ્ટિએ આવવા ન દેનાર અભાન તથા અજ્ઞાનના પટને આવી શ્રદ્ધા હણે છે. મનને ઇંદ્રિયગોચર પ્રદેશમાંથી તે અતીંદ્રિય પ્રદેશમાં આકર્ષી જાય છે, અને ત્યાં તેને અનુભવ કરાવે છે કે અતીંદ્રિય પ્રદેશ એ જ વસ્તુતઃ આત્માને નિવાસ કરવાયોગ્ય પ્રદેશ છે. અને અતીંદ્રિય પ્રદેશમાં આત્માનું આગમન એ જ તેની શિખરે સ્થિતિ છે.

(અપૂર્ણ)

# मूल्यवान् विचारो.

અવિકળતા—અક્ષોભ—શાંતિ—પ્રસન્નતા—સ્વાસ્થ્યને તમારા અંતઃકરણમાં સર્વદા જાગ્રત રાખો. દિવસના ચોવિશ કલાકમાં એવી એક ક્ષણ પણ ન જવી જોઇએ કે જેમાં શાંતિ અથવા પ્રસન્નતા તમારા અંતઃકરણમાં ઉછાળા ન મારી રહી હોય. તમારા બળનો જો તમારે ક્ષય થતો અટકાવવો હોય, અને તમારામાં રહેલા સામર્થ્યનો જો તમારે સર્વોત્તમ ઉપયોગ કરવો હોય તો સર્વપ્રકારની સ્થિતિઓમાં, અને સર્વ સમયે તમારા અંતઃકરણમાં શાંતિના પૂર્ણ ચંદ્રને પ્રકાશવા દો.

* * *

શાંતિનો અર્થ, ઘણા મનુષ્યો આળસ કરે છે. જ્યાં ત્વરા કરવાની જરૂર હોય, ત્યાં પણ ધીરે ધીરે પગ ઉપાડવો; જ્યાં પાંચ મિનિટમાં પહોંચી જવાનું હોય ત્યાં પંદર મિનિટે પહોંચવું, એ શાંતિ નથી. એ તો એક પ્રકારની મંદતા છે. આવી શાંતિ અથવા મંદતા ઉપયોગની નથી. શાંતિની સાથે અત્યંત પ્રવૃત્તિશીલ રહો. ઘણા મનુષ્યો પુષ્કળ પ્રવૃત્તિ કરનારા હોય છે, પરંતુ તેઓનાં અંતઃકરણમાં શાંતિ અથવા અવિકળતા હોતી નથી. આથી તેઓનું સામર્થ્ય મોટે ભાગે વ્યર્થ વહી જાય છે. એથી ઉલટું ઘણા મનુષ્યો અવિકળ વૃત્તિવાળા હોય છે, પણ ત્યારે તેઓ પ્રવૃત્તિશીલ હોતા નથી. આપણે શાંતિ અને પ્રવૃત્તિ અથવા પ્રયત્ન ઉભયનો સંયોગ કરવાનો છે. જ્યારે આ ઉભયનો સંયોગ કરવામાં આવે છે, ત્યારે આપણને અત્યંત લાભ થાય છે.

* * *

તમારું જીવન ભારેમાં ભારે પ્રશંસા કરવાયોગ્ય કરો; પરંતુ આ પ્રશંસા બીજાના મુખમાંથી નીકળવી જોઈએ. પોતાનાં વખાણ મનુષ્ય પોતે ત્યારે જ કરે છે કે જ્યારે બીજા કોઇને તેની સ્તુતિ કરવાનું કશું કારણ મળ્યું હોતું નથી.

* * *

આપણા મનમાં, બુદ્ધિમાં, ચિત્તમાં અને અહંકારમાં જ્યારે જ્યારે કંઇ ક્રિયા થાય છે, ત્યારે ત્યારે, આપણું કેટલુંક બળ વપરાય છે. અને પ્રત્યેક મનુષ્યમાં આ ચારની નિત્ય સેંકડો વાર ક્રિયા થયાવિના રહેતી જ નથી. પણ આ ક્રિયા કેવું ફળ ઉત્પન્ન કરે છે ? આ પ્રત્યેક ક્રિયા આપણને અનુકૂળ ફળ ઉપજાવે છે કે પ્રતિકૂળ ફળ ઉપજાવે છે ? એથી આપણા મનની અને શરીરની ઉન્નતિ થાય છે કે એથી તેઓ દુર્બળ થાય છે, અને પરિણામે તેમનો નાશ થાય છે ? આ પ્રશ્નો પ્રત્યેક મનુષ્યે પોતાને પુછવાના છે; અને તેનાં ઉત્તરોઉપરથી પોતે સુખની દિશામાં ગતિ કરે છે કે દુઃખની દિશામાં ગતિ કરે છે, તેનો નિર્ણય કરવાનો છે. જો દુઃખની દિશામાં જ તેની ગતિ થતી હોય તો તેણે તરત જ અટકવું જોઇએ, અને પોતાના અંતઃકરણની ક્રિયામાં તત્કાળ ફેરફાર કરવો જોઇએ.

* * *

તમે વધારે ઉંચી સ્થિતિમાં છો, એવી નિરંતર કલ્પના કરો; અને જે સાધનો અને ઉપાયોવડે તમે વધારે ઉંચી સ્થિતિમાં આવી શકો, એમ હશે, તે સાધનોને અને ઉપાયોને તમારા મનનાં ઉત્પાદક સામર્થ્યો ઉત્પન્ન કરશે.

* * *

યોગનો અભ્યાસ કરીને, કે મંત્રની સાધના કરીને કે સંકલ્પબળને વધારીને ચમત્કારો

કરવાનું બળ પ્રાપ્ત કરવું, અને તેવડે બીજાઓને ચકિત કરી નાંખવા, અને તેમને આપણા વશ વર્તાવવા, એવી હજારો મનુષ્યોને ઇચ્છા હોય છે. પણ જાદુગર થવાને માટે આ મનુષ્યનો દેહ આપણને મળ્યો નથી. બધા મનુષ્યોએ ચમત્કારિક શક્તિઓ કેળવવી, અને બળવાન્ શક્તિવાળાઓએ નિર્બળને દબાવી મારવા, એ નરતનુનો ઉદ્દેશ નથી. સર્વોત્તમ સદ્ગુણાદિથી યુક્ત ઉત્તમ મનુષ્ય થવા આ જગતમાં આપણું આવવું થયું છે. અને જમીનથી ત્રણ હાથ ઉંચા થવામાં અથવા દિવસે મનુષ્ય અને રાત્રે વાઘ થવામાં અથવા ફુંક મારીને કોઇનું ઘર સળગાવી દેવામાં કે એવા જ કોઇ ચમત્કારો કરવામાં ઉત્તમતાનો સમાવેશ થતો નથી. આવાં સામર્થ્યોની પ્રાપ્તિ મનુષ્યને સર્વોત્તમ મનુષ્ય બનાવતી નથી.

* * *

જો તમારે સર્વદા જુવાન રહેવાની ઇચ્છા હોય તો તમારી વૃત્તિને આનંદ ઉપજાવે એવું-કાંઇ પણ પ્રાણસમાન પ્રિય તથા જેમાં સર્વદા નવીનતા રહેલી હોય એવું-કાંઇ પણ કાર્ય કર્યા કરો. કદી પણ પ્રવૃત્તિનો અર્થાત્ પ્રયત્નનો ત્યાગ ન કરો. જે ક્ષણથી તમે પ્રયત્નનો ત્યાગ કરશો, તે ક્ષણથી તમારૂં મન જડ અને સુસ્ત થતું જશે, તમારા શરીરમાંથી સ્ફુર્તિ જતી રહી તે પણ જડ થતું જશે, અને તમારો પ્રાણ અલ્પ સમયમાં તેમાંથી પ્રયાણ કરી જશે. તમે જે કામ કરતા હો તે કામ તમને નીરસ લાગે કે તરત જ તેને બદલી નાંખો, અને કંઇક મહત્ત્વનું અને રસ પડે એવું બીજું કામ કરવા માંડો, અને આ રીતે ઉપયોગી કાર્ય કરવામાં જ જીવનને ગાળ્યા કરો. આ પૃથ્વીઉપર સુખી અને દીર્ઘ આયુષ્ તમે ભોગવશો.

* * *

દર આઠ અથવા દશ મહિને કુદરત આપણા શરીરને નવું રચતાં છતાં શા માટે તે ઘરડું થાય છે ? ઉત્તર સરળ છે. આપણે આપણા મનને નવું કરતા નથી; અને શરીરની સ્થિતિનો આધાર વિશેષે કરીને મનની સ્થિતિઉપર રહેલો હોવાથી આપણને તત્કાળ સ્પષ્ટ થશે કે જ્યાં સુધી મન પ્રતિકૂળપણે વર્તે છે, ત્યાંસુધી શરીરમાં શરીરને નવું કરવાની ક્રિયા ચાલ્યા કરતાં છતાં શા માટે તે ક્રિયા શરીરને નવું કરવામાં નિષ્ફળ જાય છે. કુદરત શરીરને નવું કરે છે; પણ આપણે મનને નવું કરવું જોઇએ; અને મનને આપણે નવું કરી શકીએ એમ છે. અને નવા અને આનંદપ્રદ પ્રયત્નોમાં નિત્ય જોડાઇને મનને જ્યારે અખંડ આપણે નવું કર્યાં કરીએ છીએ, ત્યારે આપણે કુદરતને અનુકૂળ વર્તીએ છીએ; અને કુદરતને અનુકૂળ આપણું વર્તન થતાં, કુદરતના ઉદ્દેશપ્રમાણે આપણું શરીર જુવાન રહેવાનું. આપ્રમાણે આપણા મનને નિત્ય નવું કર્યાં કરવાથી આપણે જ્ઞાનમાં, બુદ્ધિમાં, બળમાં અને યોગ્યતામાં અખંડ વૃદ્ધિને પામ્યા કરીએ છીએ.

* * *

ઘણી વાર કેટલાક મનુષ્યોતરફથી એવો પ્રશ્ન કરવામાં આવે છે કે સર્વ ભૂમિકામાં કુદરત જો શરીરને નવું કરે છે તો પછી પશુઓ શા માટે ઘરડાં થાય છે. આનો ઉત્તર ઉપર જે કહ્યું તે જ છે. પશુઓ તેઓનાં મનને નવું કરતાં નથી. કુદરતની યૌવનની બક્ષિસનો લાભ લેવાને તેઓ સમર્થ નથી. પણ મનુષ્યમાં તે સામર્થ્ય છે; આથી કુદરતની આ બક્ષિસનો તેણે અનાદર કરવો યોગ્ય નથી. ઉચ્ચ વર્ગના પ્રાણિઓથી અનુભવમાં આણી શકાય એવી અનેક આશાઓ નીચા વર્ગનાં પ્રાણિઓઆગળ સૃષ્ટિમાં ધરવામાં આવી છે. અને અખંડ યૌવન એ આ આશાઓમાંની એક આશા છે. મનને અખંડ નવું કરવામાં સૂક્ષ્મ બુદ્ધિની

જરૂર પડે છે, પણ આવી બુદ્ધિ ઘણા મનુષ્યોમાં હોય છે, અને તેથી ઘણા મનુષ્યો અખંડ યૌવનને પ્રાપ્ત કરવાને યોગ્ય છે.

* * *

જે જીવન પ્રત્યેક ક્ષણે અધિક અને અધિક સારૂં થતું જાય છે, તે જ જીવન જીવન છે. ઉંચા અને અધિક ઉંચા ઉદ્દેશોપ્રતિ અખંડ ગતિ કરતું જીવન જ યથાર્થ જીવન છે. આવું જીવન જ જીવવાયોગ્ય છે.

* * *

જીવન અધિક અને અધિક ઉત્તમ થવા માંડ્યા પછી નિરાશા અને નિષ્ફળતા દીર્ઘ કાળ ટકી રહેતાં નથી. આથી હાલ જો આપણા ઉપર વિપત્તિ આવી પડી હોય તો તેમાંથી બહાર નીકળવાનો એક જ માર્ગ છે, અને તે એ કે આગળ વધવું—જીવનને અધિક અને અધિક ઉચ્ચ કરવું.

* * *

આપણી ગમે તેવી સ્થિતિ ભલે હોય તો પણ જ્યારે આપણે આપણા જીવનને અધિક અને અધિક ચઢીયાતું કરવા માંડીએ છીએ ત્યારે તે સ્થિતિમાં સુધારો થયાવિના રહેતો જ નથી. અને વધારે ઉચ્ચ ઉદ્દેશોને સિદ્ધ કરવાની અત્યંત પ્રબળ ઇચ્છા જે ક્ષણે આપણા અંતઃકરણમાં પ્રકટે છે તે જ ક્ષણથી આપણું જીવન અધિક અને અધિક ઉત્કૃષ્ટ થવા માંડે છે. દુર્બળ અને નિરુત્સાહવાળી ઇચ્છા જ આપણને હલકી સ્થિતિમાં રાખી રહે છે; પરંતુ જ્યારે ઉત્કૃષ્ટ જીવનને માટે આપણી ઇચ્છાઓ તીવ્ર અને પૂર્ણ ઉત્સાહવાળી થાય છે ત્યારે આપણાં મનોરાજ્યો સિદ્ધ થવા માંડે છે.

* * *

જેને આપણે અનર્થ અથવા દુઃખ કહીએ છીએ તે સર્વદા મનુષ્યના નિશ્ચેષ્ટ રહેવાથી —આળસુ રહેવાથી—આગળ વધવાનું અટકાવવાથી, ઉત્પન્ન થયું હોય છે. એવું એક પણ શુભ અથવા સુખ નથી જે આગળ વધવાનો પ્રયત્ન ન કરનાર મનુષ્યને પ્રાપ્ત થયું હોય. આથી સિદ્ધ થાય છે કે મનુષ્ય જો આગળ વધ્યા કરે છે, તો તેના જીવનમાં તેને સુખની અખંડ વૃદ્ધિ થયા જ કરે છે.

* * *

જ્યારે તમે વિચાર કરવા માંડો છો, ત્યારે તમારૂં મન નવી દિશાઓમાં કામ કરવા માંડે છે; અને જ્યારે નવી દિશાઓમાં તમારા મનને તમે ક્રિયા કરતું કરો છો, ત્યારે તમે તમારા મનની શક્તિ અને યોગ્યતા વધારો છો. પણ સર્વ મનુષ્યો જેવી રીતે નિત્ય વિચાર કરે છે, તેવી રીતે જ તમે જ્યારે કરો છો, ત્યારે તમે કંઇ વિચાર કરતા નથી. આ પ્રકારનો વિચાર કરવો, એ તો માત્ર સ્મરણ કરવાવિના બીજું કંઇ જ નથી. જે દિશામાં તમારૂં મન પૂર્વે કદી પણ ગયું હોતું નથી, તેવી દિશામાં જ્યારે તમારૂં મન જાય છે, ત્યારે જ તમે વિચાર કરો છો, એમ ગણાય છે.

* * *

તમારૂં મન ઘણું વિશાળ છે, અને તેની શક્યતાઓ અસાધારણ છે; પણ તમારા મનનો મોટો ભાગ સુપ્ત એટલે ઉંઘેલો પડ્યો રહેલો છે. જ્યારે તમે વિચાર કરો છો, અને નવી દિશાઓમાં પ્રયાણ કરો છો ત્યારે તમે તમારા મનના અધિક અને અધિક પ્રદેશને જાગ્રત્

કરો છો, અને તેમ થતાં પૂર્વ કરતાં તમારા મનનો ઘણો મોટો ભાગ પ્રબુદ્ધ અર્થાત્ જાગ્રત્ થાય છે.

* * *

જ્યારે તમારૂં મન નવી દિશાઓમાં કામ કરવા માંડે છે, ત્યારે નવી દિશાઓમાં તમે ઉપયોગી થાઓ છો, અને તેમ થતાં તમારે માટે નવા પ્રસંગોનાં દ્વાર ઉઘડે છે. જે મનુષ્ય યથાર્થ રીતે વિચાર કરી શકે છે, તેને તે ઉપયોગ કરી શકે તેના કરતાં પણ વધારે પ્રસંગો મળે છે, એટલું જ નહિ પરંતુ તેને વધારે સારા અને વધારે મોટા પ્રસંગો નિરંતર આપવામાં આવે છે, એ વાર્તા સર્વદા સાચી છે.

* * *

તમારા મનના નવા ભાગને જ્યારે તમે જાગ્રત્ કરો છો ત્યારે તમને નવા વિચારો જડે છે, અથવા નવા વિચારોનો તમારામાં વિકાસ થાય છે; અને તમને ઉપયોગી પ્રકારનો ( Discoveries ) કરવાનો અથવા નવા શોધો કરવાનો સર્વથા સંભવ આવે છે.

* * *

જો તમારે ઉપયોગી અને વાસ્તવિક જીવન ગાળવાની ઇચ્છા હોય તો તમારે શરીરને, મનને અને આત્માને ત્રણેને નિત્ય અધિક અને અધિક ઉચ્ચ કર્યા જ કરવાં જોઇએ. આમાંથી એકની પણ જ્યારે મનુષ્ય બેદરકારી કરે છે ત્યારે તેને નિરાશા અને નિષ્ફળતા પ્રાપ્ત થયાવિના રહેતાં નથી.

* * *

જો તમારે આગળ વધવાની ઇચ્છા હોય તો શરીરને સુધારવાનો અર્થાત્ શરીરના ધર્મો અને વ્યાપારો સુધારવાનો ઉદ્દેશ રાખો; મનને સુધારવાનો ઉદ્દેશ રાખો; અને તમારા આત્મામાં જે સર્વોત્તમ ઐશ્વર્યાદિ છે, તેને બહાર પ્રકટ કરવાનો ઉદ્દેશ રાખો.

* * *

નિરંતર વૃદ્ધિમાં બે બાબતોનો સમાવેશ થાય છે. એક તો તમારા શરીરનો, તમારી માનસિક શક્તિઓનો, તમારા સામર્થ્યનો, તમારી યોગ્યતાનો અને તમારી ઉપયોગિતાનો સુધારો; અને બીજો તમારા કામનો અને તમારા પરિવેષ્ટન ( environment જે સ્થાનમાં તથા સ્થિતિમાં મનુષ્ય મુકાયલો હોય છે તે ) નો સુધારો.

* * *

તમારાથી બને તેટલું સુંદર અને ઉત્કૃષ્ટ મનોરાજ્ય બાંધો, પણ તે મનોરાજ્યમાં એટલા બધા લુબ્ધ ન થઈ જાઓ કે વ્યવહારમાં તમારા પ્રાપ્ત કર્તવ્યને તમે વિસરી જાઓ.

* * *

મહત્ત્વનાં કાર્યો કરવાની જો તમને ઇચ્છા હોય તો તમારા મને વારંવાર જે ઉચ્ચ છે, તેનો સ્પર્શ કરવો જ જોઇએ. જે મન ઉચ્ચનો સંબંધ કરતું નથી તે સર્વદા સાધારણ પ્રકારનું રહે છે, પરંતુ જે મન વારંવાર ગગનમાં ઉડે છે, અને ઉત્કૃષ્ટનો સંબંધ કરી આવે છે, તે મનમાં આખા જગતને હાંકવાનું સામર્થ્ય હોય છે.

* * *

પણ ઉચ્ચનો સ્પર્શ કરવો, એટલું જ બસ નથી. જો કે ઉચ્ચના સ્પર્શથી આપણને સામર્થ્ય અને પ્રોત્સાહન મળે છે, તોપણ તે મળેલા સામર્થ્યનો અને પ્રોત્સાહનનો આપણા

નિત્યના વ્યવહારમાં ઉપયોગ કરવાથી જ આપણે ફળને ઉત્પન્ન કરીએ છીએ.

* * *

જો તમે વ્યાવહારિક મનુષ્ય હો તો મનોરાજ્ય બાંધવાનું વિસરી જતા ના. મનોરાજ્ય તમને આચારમાં મૂકવા યોગ્ય વધારે સારાં અનેક સાધનો આપશે. હાલ તમારો ગમે તેટલો સારો ઉદય હોય તોપણ ભવિષ્યમાં તેથી પણ વધારે ચઢતો ઉદય કરવાનો માર્ગ મનોરાજ્ય જ તમને દર્શાવી શકે એમ છે.

જો તમે મનોરાજ્યને બાંધનારા હો તો સ્મરણમાં રાખજો કે એકલાં મનોરાજ્ય કશા ઉપયોગનાં નથી. એકલું મનોરાજ્ય કદી પ્રત્યક્ષ થતું નથી. પરંતુ મનોરાજ્યમાં પ્રકાશમાન થયેલો ઉચ્ચ વિચાર જ્યારે વ્યવહારમાં આચારમાં ઉતારવામાં આવે છે, ત્યારે જ તે મનોરાજ્ય સ્થૂલ જગતમાં પ્રત્યક્ષ થાય છે.

* * *

વાસ્તવિક જીવન સ્થૂલ જગતની સાથે તેમ જ ઉચ્ચ ઉદ્દેશમય મનોરાજ્યની સાથે એમ બંનેની સાથે સંબંધવાળું રહે છે. તે ઉચ્ચમાંથી દૈવી જ્ઞાન આકર્ષે છે, અને તેને વ્યવહારમાં આચારમાં ઉતારે છે.

---

# द्वाविंशरूप समाप्तिनिमित्ता श्रीमहाकालाभिन्नं सद्गुरुस्तुतिः ॥

उपर्युपरि तिष्ठन्तं क्लेशवारिमुचां सदा ।
नृसिंहं संविदादित्यं प्रेम्णा वन्दामहे गुरुम् ॥ १ ॥
भवाशीविषदष्टानां पूर्णारोग्यप्रदायिनी ।
जयत्यस्मद्गुरोर्नित्यं करुणा वर्णनातिगा ॥ २ ॥
तनुवैद्या मनोवैद्या राजन्ते भुवि पुष्कलाः ।
भववैद्यस्तु नैवास्ति नृहरे त्वां विहाय नः ॥ ३ ॥
उपाधिमध्यस्थं त्वां ये जगदुर्जगदुपाधिभिर्लिप्तम् ।
प्रभविष्यन्त्यधिगन्तुं निरुपाधिकपरतत्त्वं कथमिह ते ॥ ४ ॥
गृहस्थ इति केचित्त्वां गुरो लोका अमन्वत ।
शिष्यस्थ इति शिष्यास्ते वयं मन्यामहे पुनः ॥ ५ ॥
एतत्किल महच्चित्रं चरणौ ते सुकोमलौ ।
विध्यतस्तत्प्रपन्नानामत्यर्थं हृदयानि नः ॥ ६ ॥
तत्त्वं जिज्ञासमानाश्च योगाभ्यासिजनास्तथा ।
कवयोऽपि च ते पादं दुहते निजवांछितम् ॥ ७ ॥